॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष ९ | વિક્રમ સં ૧૯૯૯ . વીરનિ. સં ૨૪૬૯ . ઇસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
|---|---|---|
| अंक १ | આસો વદિ ૨ શુક્રવાર . ઓક્ટોબર ૧૫ | ९७ |


## વિષય — દર્શન



સૂચના—આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

લવાજમ—વાર્ષિક-બે રૂપિયા · છૂટક ચાલુ અંક-ત્રણ આના

મુદ્રક . નરોત્તમ હ. પંડયા; પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ,
મુદ્રણસ્થાન સુભાષ પ્રિન્ટરી મીરજાપુર રોડ અમદાવાદ

॥ वीराय नित्यं नमः ॥




# श्री जैन सत्य प्रकाश





વર્ષ ૯ ] ક્રમાંક ૯૭ [ અંક ૧


श्रीहीरविजयसूरिकृतम्

# श्रीमहावीरजिन-स्तोत्रम्

संग्राहक—श्रीयुत अगरचंदजी भंवरलालजी नाहटा

भक्त्या नमस्कृत्य गुरुं गुरुं गुरुं, बुद्ध्या सतां सर्वदया दयादया ।
भास्वत्प्रभावं विभयाभयाभया, मुनित्रसतारं सुदरं दरंदरम् ॥१॥
श्रीवीरमर्हंतमहोमहोमहो–दयं स्तुवे भक्तहितं हितं हि तम् ।
देवाधिदेवं सुमनोमनोमनो–हारानुभावं सकलं कलंकलम् ॥२॥
श्रीत्रैशलेयोवृजिनो जिनोजिनो–नंगाघरातो ममतामतामता ।
देयादलं वः परमारमारमा–पीयूषगिर्देवरती रतीरती ॥३॥
श्रीज्ञातपुत्रं विरतारतारता–सिद्धूयैश्रयध्वं समयामयामया ।
सदा समाश्रैर्वसुधासुधासुधा–करो पयं साधु परंपरंपरम् ॥४॥
श्रीवर्द्धमानो सुमतो मतोमतो, भवाब्धटवाच्च फलं फलं फलम् ।
तीर्थेतसत्रासदयो दयोदयो–हितोपि कामं जलतालतालता ॥५॥
भदंत देवार्य भवाभवाभवा–वतार कामे पिहिते हिते हिते ।
निःश्रेयसानंदकृते कृतेकृते, ज्ञानामृतांतोद्ममामममामममा ॥६॥
अकारिते गाःसुधया धयाधया–ग्रस्तो विमुक्तो मितयातयातया ।
यातंतमाहात्म्यमया मयामया, सितिर्त्तेधेयां (?) गुरसारसारसा ॥६॥

इत्थं स्तुतो जिनवरोऽखिलभाववेदी,
सिद्धार्थभूपकुलकाननकल्पवृक्षः ।
स्रीसितुर्विजयदानगुरोर्विनेय–
सूरीश-हीरविजयेन मुदा प्रसन्नः ॥८॥

॥ इति श्री हीरविजयसूरिकृतं वीरस्तोत्रम् ॥

[આ સ્તોત્ર જે રીતે ઉપર છાપ્યું છે તેમાં અર્થસંગતિની દૃષ્ટિએ પદચ્છેદ નથી થઈ શક્યો. જો એનો પદચ્છેદ બરાબર કરવામાં આવે તો તે કાવ્યની વિશેષ ખૂબી ખ્યાલમાં આવી શકે. તેથી જો કોઈ વિદ્વાન મુનિરાજ એનો પદચ્છેદ લખી મોકલવાની કૃપા કરશે તો અમે આ સ્તોત્ર ફરીથી પ્રગટ કરીશું. તંત્રી ]

# નવમું વર્ષ

"શ્રી જૈન સત્ય પ્રકાશ" આ અંકે નવમા વર્ષમાં પ્રવેશ કરે છે.

જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સમસ્ત મુનિસમુદાયના પ્રતિનિધિરૂપ જે મુનિસમ્મેલને શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિની સ્થાપના કરી હતી તે સમસ્ત પૂજ્ય મુનિસમુદાયને સમિતિ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' દ્વારા સંતુષ્ટ કરી શકી છે અને તેમનો ચાહ મેળવી શકી છે એ અતિહર્ષની વાત છે

પૂજ્ય મુનિસમુદાયના સમિતિ પ્રત્યેના આ ચાહ અને મમતાનું જ એ ફળ છે કે દરેક ગચ્છ અને દરેક સમુદાયના પૂજ્યો સમિતિને મદદ આપવાનો શ્રી સંઘને કે સદ્‌ગૃહસ્થોને ઉપદેશ આપી સમિતિને સમૃદ્ધ બનાવે છે; તેમજ 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નાં પૃષ્ઠોને ઉપયોગી લેખોથી સમૃદ્ધ બનાવવા માટે પણ દરેક ગચ્છ અને દરેક સમુદાયના પૂજ્યો તરફથી લેખસામગ્રી મળતી રહે છે

અમદાવાદમા મુનિસમ્મેલન વિ સં ૧૯૯૦ ની સાલમા મળ્યું હતું અને 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું પ્રકાશન તે પછી એક વર્ષે એટલે વિ. સં. ૧૯૯૧ માં કરવામા આવ્યું હતું આ સમિતિ અને આ માસિકનો વિચાર આવતાં મુનિસમ્મેલનનો એ અભૂતપૂર્વ, ભવ્ય, પુનીત પ્રસંગ નજર સામે ખડો થાય છે. આથી એમ કહી શકાય કે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના નવા વર્ષનો પ્રારંભ એ મુનિસમ્મેલનના વાર્ષિક સંભારણારૂપ છે.

આ નવમા વર્ષની મહત્ત્વની વાત તે માસિકનો ૧૦૦ મો ક્રમાંક વિક્રમ-વિશેષાંક' તરીકે પ્રગટ કરવાની અમારી યોજના છે અમને આશા છે કે વિદ્વાનો અને ધનવાનો બન્ને તરફથી આ અંકને સમૃદ્ધ બનાવવામા અમને સંપૂર્ણ સહકાર મળશે

નવ વર્ષ જેટલુ જીવન એ એક માસિક માટે બહુ મોટી વાત ન ગણી શકાય. સમસ્ત મુનિસમુદાયના પ્રતિનિધિરૂપ અને સમસ્ત શ્રીસંઘની સંપત્તિરૂપ આવું માસિક તો અમર થવું જોઇએ, એમ અમને લાગે છે.

શ્રમણપ્રધાન સમસ્ત શ્રી સંઘની મમતા અને કૃપાદૃષ્ટિથી આ માસિક આર્થિક ચિંતામાંથી મુક્ત બની પોતાનું જીવન અમર બનાવે એમ ઇચ્છીએ

શ્રી સંઘ અને શાસનની સેવાના મનોરથો સેવતા અમે નવમા વર્ષમા પ્રવેશ કરીએ છીએ

—તંત્રી.

# નૂતન વર્ષની નવી વાત

લેખક: શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી.

'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક એ રાજનગર મુનિસંમેલનની સ્મૃતિનું જીવંત સંભારણું છે. આસમાની–સુલતાનીના વિવિધ રંગી પડછાયા વચ્ચે એણે આઠ વર્ષનો પ્રવાસ પૂરો કરી દીધો છે. આછા–પાતળા સાધનો, જાતજાતની અગવડો, જૈન સમાજનું રોજ બરોજ અવનવી ચર્ચાઓથી ડહોળાતું વાતાવરણ, જગતભરમાં પ્રસરી રહેલી યુદ્ધની ભીષણ આંધિ અને નાણાકીય સ્થિતિ માટે સતત્ ચિંતા હોવા છતાં, સાચે જ માસિકે પોતાના ધ્યેય માટે શક્ય પ્રયત્નો કર્યાં છે એટલું જ નહીં પણ જૈન–જૈનેતર જનતામાં પોતાની સુંદર છાપ પાડી છે, અને પોતાની અગત્ય પુરવાર કરી આપી છે.

આઠમા વર્ષની અંત સુધીના ૯૬ અંકોમાં જે ત્રણ વિશેષાંકો આવ્યા છે એ કોઈ પણ સાહિત્યપ્રેમીને આનંદ ઉપજાવે તેવા હોઈ લાયબ્રેરી અને પુસ્તકાલયના શણગાર રૂપ છે

એ ઉપરાંત અંક ૪૩ જૈનધર્મમાં પણ માસાહારને સ્થાન છે એવી ખૂણે–ખાંચરેથી ટાણે–કટાણે બહાર આવતી હવાને મૂળથી ઉચ્છેદન કરતી સામગ્રીના સંગ્રહરૂપ છે અને અંક ૪૫ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિની પ્રતિભા અને સરસ્વતી ઉપાસના સબંધમાં સુંદર પ્રકાશ પાડનાર લેખોથી અલંકૃત કરાયેલ છે એ અંક વાંચ્યા પછી હરકોઈ તટસ્થ દૃષ્ટિવાળા અભ્યાસીને સહજ લાગે કે આવા પ્રતિભાસંપન્ન અને સમર્થ વિદ્વાનને, ગુજરાત સબંધી નવલકથાઓ લખનાર શ્રી મુનશીજીએ કલ્પિત પાત્ર 'મંજરી'નો સહયોગ કલ્પી પોતાની કલમને હલકી પાડી છે એટલું જ નહિ પણ કલ્પનાના પ્રદેશમાં ઉડવા જતાં હદ ઉપરાંતની છૂટ લઇ ઐતિહાસિક નવલકથાના આશયને ઊણપ પહોંચાડી, સાહિત્યના સુંદર ક્ષેત્રને કાબરચીતરૂં બનાવી મૂક્યું છે

આ તો આગળ પડતા અંકોની વાત થઇ. એ ઉપરાંતનાં પૃષ્ટોમાં જે મસાલો ભરવામા આવ્યો છે એ નવનવી વાતોથી ભરપૂર છે એમા જૈનધર્મ કે એના સાહિત્ય અથવા તો મૌલિક તત્ત્વ પર થયેલા આક્ષેપોના રદિયા પણ છે, શોધ-

ઓળોની કથાઓ પણ છે, પ્રાચીન રાસાઓ કે જૈનધર્મને લગતી જાતજાતની માહિતીઓ પણ છે.

ભૂતકાળની આ યાદ આજે તાજી કરવાનો આશય તો એક જ છે કે આવું સુંદર માસિક વર્તી રહેલા ચર્ચા–વંટોળમાં જરા પણ અથડાયા વગર નવમા વર્ષમાં પ્રવેશે છે. 'નવ'ના અંકની ખૂબીનો તો પાર આવે તેમ નથી એનો વર્ગ કરતાં 'એક્યાશી'નો આંક આવે તેમાંના આઠ અને એકનો સરવાળો કરીએ તો નવ થાય. અર્થાત્ એ અંકની એવી ખૂબી છે કે ગણિતમા એને જે જે રૂપાંતરો પ્રાપ્ત થાય છે એમાં તે પોતાનું સ્વરૂપ જાળવી રાખે છે. આપણે પણ આ માસિકને નવમા વર્ષમા આર્થિક દૃષ્ટિએ એટલી હદે સંગીન બનાવી દેવાની અગત્ય છે કે જેથી એ જે ઉદ્દેશથી કામ કરી રહેલ છે એ સંપૂર્ણપણે બર આવે અને એ પણ નવના અંક માફક પોતાનું ગૌરવ અખંડ જાળવી શકે

આ માસિકને હજુ ઘણી રીતે સમૃદ્ધ બનાવવાનું છે. એમાં સાહિત્યની કંઇ કંઇ પગથીઓ પાડવાની બાકી છે. ચિત્રકળામાં તો માત્ર હજુ એકડે એક જેવું છે એ ઉપરાંત સાહિત્યની બીજી દિશાઓ પણ છે ટૂંકમાં કહીએ તો એ હિંદીભાષામાં નિકળતા 'કલ્યાણ' માસિક જેવું કિવા ઇંગ્લીશમાં પ્રગટ થતા કલકત્તાના 'મોડર્ન રીવ્યુ' જેવું કદમા અને લેખસામગ્રીમાં પરિણમવું જોઇએ એની સમિતિના ત્રણ સૂરિ મહારાજો અને ત્રિપુટી તેમજ મુનિશ્રી વિદ્યાવિજયજી અને એ દિશામાં લઇ જવા કમર કસે તો કંઈ જ અશક્ય નથી પાચ પૂજ્યોની એ સમિતિ સાચે જ જુદી જુદી શક્તિઓથી પૂર્ણ ભરેલી છે અલબત, શ્રીમાનોએ અને શક્તિવંતોએ સંપાદકને આર્થિક ચિંતાના ભારથી મુક્ત બનાવી દઈ નવમા વર્ષને ચિરસ્મરણીય કરી દેવું જોઇએ

ખુશી થવા જેવી વાત તો એ છે કે આ નવીન વર્ષનો ચોથો અંક ક્રમાંક ૧૦૦ મો અંક 'વિક્રમ–વિશેષાંક' તરીકે વિશિષ્ટ રીતે પ્રગટ થનાર છે. આ પ્રકારની સમિતિની મહેચ્છાને જૈન સમાજ જરૂર વધાવી લ્યે એની હજારો નકલો કઢાડવી પડે તેવી માગ નોંધાવે સાહિત્યપ્રેમીઓ સુંદર લેખોની રસવતી એ અંક રૂપી થાળમાં પીરસે અને લક્ષ્મીનંદનો ઉદારતાથી દાન દઈ એનો ગલ્લો ઉભરાવી મેલે !

સુજ્ઞેષુ કિં બહુના ?

# મુનિ શ્રી ચતુરવિજયજીકૃત

# મેત્રાણા તીર્થની ઉત્પત્તિનું સ્તવન

**સંપાદક : શ્રીયુત જેશિંગલાલ નાગરદાસ શાહ, મેતા**

**વિક્રમની** ઓગણીસમી અને વીસમી સદીના સંધિકાળે થયેલા જૈન કવિ મુનિ શ્રી ચતુરવિજયજીએ મેત્રાણા તીર્થની ઉત્પત્તિનું આ સ્તવન રચેલું છે. તેમના કાળમાં જ મેત્રાણા તીર્થની ઉત્પત્તિ થયેલ હોવાથી તે વધુ વિશ્વસનીય ગણી શકાય.

પ્રથમ દૂહા અને પછી ઢાલ—એમ ચાર વખત દૂહા અને ચાર ઢાલ મળી એકંદર ૪૦ કડીઓમાં કળશ સાથે કાવ્ય સંપૂર્ણ થયેલ છે. એમાં વર્ણવેલી વિગતોનું અવલોકન કરતાં પહેલાં એનો ટૂંક સાર જોઈ લઈએ. કર્તા કહે છે—

સંવત ૧૯૦૦ લગભગ (તપાસ કરતાં સં. ૧૮૯૯ માં પ્રતિમાજી પ્રગટ થયેલ છે.) સિદ્ધપુરથી પાંચ ગાઉ દૂર આવેલ મેત્રાણા ગામમાં પર્યુષણના આગલા દિવસે એટલે કે શ્રાવણ વદ ૧૧ ના દિવસે લવારણ બાઇ માંનાં કે જેઓ સુનારનો ધંધો કરતાં હતાં તેમની દીકરી બાઈ જવલને સ્વપ્ન આપીને તેમની કોઢમાથી ચાર પ્રતિમાઓ પ્રગટ થઈ. તેઓ પ્રતિમાજીને ઘરની પરસાળમાં પધરાવી તેની ભક્તિ કરે છે. પર્યુષણ પછી બહારગામના સંઘોને ખબર પડતા દર્શનાર્થે આવે છે અને વિવિધ પ્રકારે પ્રભુની ભક્તિ કરે છે. તે પછી સંઘોએ મળીને એક સુંદર મંદિર ઉત્તર દિશાના દ્વારવાળું બનાવ્યુ અને તેમાં શ્રી ઋષભદેવજીને મૂળનાયક તરીકે સ્થાપી માહ સુદ તેરસ ને ગુરુવારે પ્રભુની પ્રતિષ્ઠા કરાવી. ઇત્યાદિ."

મેત્રાણાજી તીર્થ મેસાણાથી કાકોસી-મેત્રાણારોડ લાઈન ઉપર આવેલ છે. કાકોસી-મેત્રાણારોડ સ્ટેશનથી મેત્રાણાજી એક માઈલ થાય છે. અને ત્યાંથી બળદગાડીની સગવડ મળી શકે છે. દરરોજ ગાડીના ટાઇમે ચોકીયાત યાત્રાળુઓને લેવા માટે સ્ટેશન ઉપર આવે છે. દૂરથી જ સુવર્ણકળશયુક્ત મંદિરના દર્શન થતાં આત્મા ભક્તિભીનો થાય છે. મંદિર રમણીય અને ભવ્ય છે.

મેત્રાણા તીર્થનો વહિવટ પ્રથમ સિદ્ધપુરના શેઠ ન્યાલચંદ ડોસાભાઈ કરતા હતા. પરંતુ તેઓ સદ્ગત થતાં હાલમાં ૭ ગૃહસ્થોની કમીટી તે તીર્થનો વહીવટ કરે છે

પાનસર અને ભોયણીજીથી પણ આ તીર્થ પ્રાચીન છે. પરંતુ એક તરફ હોવાથી યાત્રાળુઓની આવક કંઈક ઓછી રહે છે. ગામનાં હવાપાણી પણ સારા છે. એક વખત જરૂરથી દર્શન કરવા લાયક આ તીર્થ છે.

તપાસ કરતાં પ્રથમ ચાર પ્રતિમાજી ચૌમુખજી તરીકે નીકળેલ હતાં, પરંતુ દેરાસરમાં ત્રણ પ્રતિમાજી એક લાઈનમા અને એક પ્રતિમાજી મૂળનાયકના નીચેના ભાગમાં સ્થાપન કરેલ છે.

**હવે કવિ વિષે**—સ્તવનના કળશમાં કરેલા ઉલ્લેખ ઉપરથી જણાય છે કે તેઓ આચાર્ય શ્રી વિજયપ્રભસૂરિજીના શિષ્ય મુનિશ્રી જિનવિજયજીના શિષ્ય મુનિશ્રી નવલવિજયજીના શિષ્ય હતા. તેમની અન્ય કૃતિઓ આ પ્રમાણે ઉપલબ્ધ થાય છેઃ—સ્તવન ચોવીસી (સં. ૧૯૦૨), બીજનું સ્તવન. સિદ્ધપુરમાં (સં. ૧૮૭૮), આત્મશિખામણ સજ્ઝાય, અષ્ટમીનુ સ્તવન, વર્ધમાનસ્તુતિ, સીમંધરજિનવિનતિ.

**તા. ક.:** તપાસ કરતાં માલુમ પડયું છે કે લવારના ઘેરથી સંઘનાં મકાનમાં પ્રભુને સ્તવનમા જણાવ્યા પ્રમાણે માહ સુદ તેરસને ગુરુવારે પધરાવેલ છે. અને અત્યારે પણ માહ

સુદ તેરસના દિવસે વરસગાંઠ ઉજવાય છે. પરંતુ નવીન દેરાસરમા પ્રભુને સં. ૧૯૪૭ માં અખાત્રીજને દિવસે પ્રતિષ્ઠિત કરેલ છે.

## ' મૂળ કાવ્ય '

( દૂહા )

સરસતી શ્રી વરદાઇકા, સાસનનાયક રીધ;
ગુર્જર દેશ સોહાંમણો, **પાટણવાડો** પરસીધ. ૧

બાવન તકે જાણિઈ, **સિધપુર** સુલતાંન;
ગાઉ પાંચ તિહાં થકી, **મેત્રાંણે** મંડાણ. ૨

સંવત ઓગણીસેં સઇકા સમેં, શ્રાવણ માસ મઝાર;
વદિ તીથી એકાદસી, સોમવાર સુખકાર. ૩

પરવ પજુસણને ધુરેં, પ્રગટિ પ્રતીમા ચ્યાર;
બાઇ **માંનાં** તસ દિકરી, **જવલ** નાતેં લવાર. ૪

તસ નંદન ચ્યાર છે, પતીભક્ત તે નાર;
મેત્રાંણાપુરમંડણો, સુણજ્યો સઉ અધીકાર. ૫

તસ મહીમા તેહનો કહું, ભવીયણ થઇ ઉજમાલ;
સાંભલજો સહુ કો તુમે, પસરી મંગલ માલ. ૬

( ઢાળ ) ( દેશી. વેંછુઆની )

સુપનું દિધું સાહેબે, અમે આવ્યા છીએ યાંહ રે લાલ;
પુત્રી મા પ્રતેં ઇમ કહે, ઇહાં શો અચંબો એહ રે લાલ. સુ૦ ૧
તતખીણ ઉઠી તે બીહુંજણી, ચકીયેં બેઠી જાય રે લાલ;
ઘર ધંધો કરવા ભણિ, માતા પુત્રી કહે આય રે લાલ. સુ૦ ૨
નાત તે જાણો લવારની, પિણ કસબેં સુત્રધાર રે લાલ;
કોઢ હતી ઘર આગલેં, લેવાં છોડાં તેણી વાર રે લાલ. સુ૦ ૩
છોડાં વેણી સુંડલી ભરે, વલી કરે છોડની આલ રે લાલ;
આલે (૨) ખણતાં થકાં, પ્રભુ પલાંઠી નીહાલ રે લાલ. સુ૦ ૪
અરહિ પરહિ રજ પરિ કરે, એહવે દિઠા પ્રભુ પેખ રે લાલ;
જુગલ (૨) ને જોડલે, પુરવ પછમ સુખ રે લાલ. સુ૦ ૫
પેખી પ્રતીમા ચ્યારએ, નયણે નરખી નીહાલ રે લાલ;
ધન (૨) શ્રી જિન સાસનેં, હોવે મંગલ માલ રે લાલ. સુ૦ ૬
પુરવ પુન્ય પ્રયોગથી, આવ્યા શ્રી જિનરાય રે લાલ;
રુષભ શાંતિ કુંથું પદમ જે, **ચતુર** નમે પ્રભુપાય રે લાલ. સુ૦ ૭

( દુહા )

પ્રગટ્યા પુન્ય સંજોગથી, અતુલી બલ અરીહંત;
બાઈ માંનાં તસ દિકરિ, પુરવ પુન્ય મહંત. ૧
આગત સ્વાગત સાચવે, દિપ ધુપ ફુલમાલ;
અરચા અરચે નવનવી, સંઘ થયો ઉજમાલ ૨
વચન અગોચરથી વદે, પ્રભુજી પરમ દયાલ;
રાંમસેણુથી આવિયા, અનોપમ કાંતિ રસાલ. ૩

( ઢાળ ) ( દેશી. હે હલધરજી, હવે કીમ કરવુ, નેમી પરાક્રમ મોટું. )

પ્રભુ દયા કરી રાજ પધાર્યા, આજ સફળ દિન માહરે૦ આંકણી.
ઇહાં બેઠા પ્રભુ મુખ જોવે છે, ઘણું (૨) રીદયમાં રાજી હોવે છે;
દરીસણુ કરતાં દુખડા ખોવે છે, પ્રભુ દયા કરી રાજ પધાર્યા૦ ૧
તસ પરીકર સયલો મળીઓ છે, ગાંમનો લોક પિણુ ભલીયો છે,
સરવે વધામણાં દેવા વલીઓ છે, પ્રભુ દયા કરી રાજ પધાર્યા૦ ૨
ભેર ભુંગલ સરણાઇ સાજે છે, પંચસબદી વાજાં વાજે છે;
પ્રભુમુખ જોતાં અંબર ગાજે છે, પ્રભુ દયા કરી રાજ પધાર્યા૦ ૩
તસ ઘર ઘરની પડસાલા છે, લેઈ તીહાં પ્રભુને પધરાવે છે;
નીત (૨) મંગલીક ગાવે છે, પ્રભુ દયા કરી રાજ પધાર્યા૦ ૪
પરવ પજુસણુ દિન જાવે છે, ઠાંમ (૨) તે ઓછવ થાવે છે;
પરવ પછી બહુ સંઘ આવે છે, પ્રભુ દયા કરી રાજ પધાર્યા૦ ૫
પસરી કીરત જગ જાંણી, જિનમુખથી તે સૂણિ વાંણી;
કહે **ચતુર** ચિતમાં આણી, પ્રભુ દયા કરી રાજ પધાર્યા૦ ૬

( દુહા )

બેજમતમાં ખડા રહે, ઉભા કરે અરદાસ;
આસપાસ રચનીઓ રચે, ઘટ (૨) લીલ વીલાસ ૧
સાંનીધકારી સાહિબા, પરભુજી પરમ કૃપાલ;
જગંનીધી જગ તું જયો, સ્તવું તુઝ ગુણમાલ. ૨

( ઢાળ )

મન મોહન જિનરાયા, હું તો પ્રેમે પ્રણુમું પાયા;
મુઝ આણુંદ અંગ ન માયા રે. મન૦ ૧
**મેત્રાંણે** મહારાજ વીરાજે, જસ ચોત્રીસ અતીસય છાજે;
વાંણી પાંત્રીસ ગુણે ગાજે રે. મન૦ ૨
પરસાદ મનોહર સુદર કિધો, ઉત્તર દિસે મુખ પરસીધો,
પરભુ દરીસણુ કરી સુખ લીધો રે મન૦ ૩

માહ માસ મનોહર માહે રે, તીથી તેરસ ભૃગુવારે;
સુકલ પક્ષ સુવીચારે રે. મન૦ ૪
મુલનાયક જિન ઋષભ વીરાજે, આસપાસ જિન પડિયા છાજે;
એ તો દિન (૨) ચઢતે દીવાજે રે. મન૦ ૫
આજ મહોદય મોટો હમારો, દેખી મુખ દરીસણુ તાહરો;
કહે ચતુર તે પાર ઉતારો રે. મન૦ ૬

( દૂહા )

દરીસણુથી સુખ સંપજે, દરીસણુથી દુઃખ દૂર;
તુમ દરીસણુ સુખ સંપદા, હું પાંમું ભરપૂર. ૧
મોહ મિથ્યા મત પરીહરિ, જેહ ધરે તુઝ ધ્યાન;
તેહના વંછીત પુરવે, આપે બહુલો દાંન. ૨

( ઢાળ ) ( દેશી. ભવીજન વદે મુની ઝાંઝરીયો. )

તિરથ થાપન ભવી તુમે વંદો, વંદિને આણંદો રે;
પંચમ આરે પડીમા પ્રગટિ, બલીહારિ સુખકંદો રે તિ૦ ૧
દેસદેસથી સંઘ બહુ આવે, મેત્રાંણે મન ભાવે રે;
પુજે અરચેં જિનને નીહાલે, આણંદ અંગ ન માવે રે. તિ૦ ૨
મહિમા મોટો ઈણુ જુગમાંહિ, પસર્યો છે ભલી ભાંતે રે;
જે સમરે તેહના વંછીત પુરે, અહોનીસ દિન રાતે રે. તિ૦ ૩
નરનો ઇંદ્ર રાજ રાજેસર, મહારાજા જિન રાજે રે;
ભવ (૨) ચરણુ કમલની સેવા, દેવ દેવાધી દીજે રે. તિ૦ ૪
ચ્યાર નીવારક ચ્યારે જિનવર, પ્રગટ થયા તતખેવ રે;
ચતુરવિજય જિન ધ્યાન ધરતાં, નવલ પ્રગટયો નેહ રે. તિ૦ ૫

( કળસ )

ઋષભ શાંતિ કુંથું જિનવર, પદમ પ્રભુને પ્રણમીઇં;
ઘન સુઘન સૂવાસ સુંદર, કનક કચોલે અરચીઇં. ૧
દીપધુપ પુફ માલ, બહુવીધ પગર પુરિએ;
શ્રી જિનસાસન ભક્તિ કરતાં, સકલ સંકટ ચુરીએ. ૨
શ્રી વિજયપ્રભ પાટ મુનીવરા, જિનવિજય ચિત ધ્યાઇએ;
નવલવીજય જિન સેવા કરતાં, મન વંછીત ફલ પાઇએ ૩

। इति श्री मेत्रांणाजिनस्तवन-फुलमाला संपूर्णम् ।

# દૃઢ પ્રતિજ્ઞા

[ એક ઐતિહાસિક કથા ]

## [ ૧ ] પ્રતિજ્ઞા–ગ્રહણ

આચાર્ય શ્રી ધર્મઘોષસૂરીશ્વરજી મહારાજની અપૂર્વ દેશનાશક્તિએ જનતાનું ખૂબ જ આકર્ષણ કર્યું હતું. જુસ્સાદાર મીઠી વાણી, ઉજ્જવલ ચારિત્ર, અગાધ શાસ્ત્રીય જ્ઞાન અને નમ્રતા આદિ ગુણોથી તેમનો પ્રભાવ ખૂબ પડતો. એમના ભવ્ય લલાટ ઉપર દેખાતી ત્રણ રેખાઓ તેમના જ્ઞાન, દર્શન અને ચારિત્રના પ્રભાવને જાણે વ્યક્ત કરતી હતી. વિદ્યુત્સમ ચમકારા મારતી તેમની આંખો મોટા મોટા રાજા–મહારાજાઓને પણ મ્હાત કરતી અને તેમના ચરણે નમવા ખેંચતી હતી. એમનુ ભવ્ય અને સૌમ્ય મુખારવિંદ ક્રૂરમાં ક્રૂર માનવીને પણ શાંત બનાવી દેતુ.

આવા પ્રતાપી આચાર્ય મહારાજ વિહાર કરતા કરતા એક વખત ઉદિરા ગામમા પધાર્યા. ગામની જનતા તેમનો ધર્મોપદેશ સાંભળી કૃતકૃત્ય બની. એ હતા તો જૈનાચાર્ય, પરન્તુ તેમનો એ સર્વવ્યાપી ઉપદેશ સાંભળી મનુષ્યમાત્ર કલ્યાણનો અર્થી બની જતો. આખું ગામ આ પ્રતાપી પુરુષને ભાવથી નમતુ અને તેમની ભક્તિ કરી પોતાને કૃતકૃત્ય માનતુ

સૂરિજી મહારાજની નિષ્પરિગ્રહિતાથી બધા મુગ્ધ થતા. તેઓ ગૌચરી, પાણી કે સંયમ–પાલનમાં અનિવાર્ય ઉપકરણ સિવાય કશુંયે લેતા નહિ. ધનવાનો ધન આપવા જાય, ખેડુતો ધાન્ય આપવા જાય, ઝવેરીઓ ઝવેરાત લઈ જાય, તો આ ત્યાગમૂર્તિ આચાર્ય બધાયને પ્રેમથી સમજાવતા: 'સાધુને શરીરને ભાડુ આપ્યા સિવાય ચાલે તેમ નથી એટલે આહાર પાણી લ્યે છે. બાકી બીજા કશાની આવશ્યકતા નથી. કંચન અને કામિનીનો ત્યાગ એ તો અમારું જીવનસૂત્ર છે. જો સાધુઓ દ્રવ્ય સગ્રહે, જમીન રાખે, ધાન્ય સગ્રહે તો પછી સાધુ અને ગૃહસ્થમાં શો ફેર !"

'ઉદિરા' ગામની જનતાના આગ્રહથી સૂરિજી મહારાજે અહી વધુ સ્થિરતા કરી હતી. આવતીકાલે આચાર્ય મહારાજ વિહાર કરવાના હતા એટલે આજે પુષ્કળ માનવમેદની ઉપદેશ સાભળવા આવી હતી. સૂરિજી મહારાજે ઉપદેશની ધારા વહાવતા છેવટે જણાવ્યું—

મહાનુભાવો !

**द्यूतं च मांसं च सुरा च वेश्या, पापर्द्धिचौर्यं परदारसेवा ।**
**एतानि सप्त व्यसनानि लोके, घोरातिघोरं नरकं नयन्ति ॥**

( જુગાર, માસ, મદિરા, વેશ્યા, શિકાર, ચૌરી (અદત્ત), અને પરદારગમન, આ સાતે વ્યસનો દુનિયામા ઘોરમાં ઘોર નરકમા લઈ જનારા છે. )

'આ વ્યસનોને સેવનાર પ્રાણી દુર્ગતિનો ભાગીદાર બને છે. જો તમારા આત્માનું કલ્યાણ કરવુ હોય અને શાશ્વત સુખના ભોક્તા થવુ હોય તો આ વ્યસનોનો ત્યાગ કરો !

સૂરિજી મહારાજની વાણીએ જાણે બધાને પીગળાવી નાંખ્યા. આબાલવૃદ્ધ દરેકે ઊભા થઈ દઢ પ્રતિજ્ઞા લીધી કે આજથી અમારે સાતે વ્યસનોનો ત્યાગ છે. સજ્જન શેઠ અને તેમના આખા કુટુમ્બે પણ દઢ પ્રતિજ્ઞા કરી લીધી અને સાતે વ્યસનોનો ત્યાગ કર્યો.

સૂરિજીએ છેવટે કહ્યુ: "મહાનુભાવો ! આ વ્યસન-ત્યાગની પ્રતિજ્ઞાનુ બરાબર દૃઢતાથી પાલન કરજો." અને સૂરિજી મહારાજ બીજે દિવસે વિહાર કરી ગયા.

સજ્જન મહેતાનુ કુટુબ પણ સુખી સુખી થઈ ગયુ. મ્હેતાજી સમજવા લાગ્યા કે આ બધો ધર્મનો પસાય છે.

## [ ૨ ] ઉદય અને અસ્ત

સજ્જન મહેતાને ત્યાં લક્ષ્મીની છોળો ઉછળતી હતી. કુટુમ્બમાં વૃદ્ધિ થતી જતી હતી. જનતામા યશ અને કીર્તિ વધતાં જતાં હતા. આજુબાજુના ગામોમાં પણ મહેતાજીની પ્રામાણિકતા, ધર્મપ્રિયતા, ન્યાયપ્રિયતાના વખાણ થતા. તેમાયે તેમની દયા ભાવનાની તો ચોતરફ ખૂબ જ તારીફ થતી.

સજ્જન મહેતાને ધમગુરુનો ઉપદેશ બરાબર લાગ્યો હતો. રોજ પ્રાત.કાલમાં પ્રતિક્રમણ સામાયિક સ્વાધ્યાય પૂજા ભક્તિ વગેરેથી પરવાર્યા પછી જ તેઓ બહાર જતા. પહેલો ધર્મ અને પછી વ્યવહાર. આખા કુટુમ્બમા તેમની ધર્મક્રિયાની છાપ પડતી.

આમ સુખમા દિવસો ચાલ્યા જતા હતા. પણ કોઈના બધા દિવસ એક સરખા જતા જ નથી. ચડતી અને પડતી, ઉદય અને અસ્ત, તડકોને છાયડો ચાલ્યા જ કરે છે. સજ્જન શેઠ પણ એ નિયમમાથી કેમ બાદ રહી શકે ?

તેમની મહાનુભાવતા, ઉદારતા અને દયાળુતાનો કેટલાક ગેરલાભ પણ લેતા તેમનાં ખેતરોમા ઘણીવાર અનાજ ચોરાતુ. શેઠે ઘણા પ્રયત્ન કરાવ્યા પણ હોશિયાર ચોર હાથ જ ન આવે. એકવાર શેઠ પોતે જ ખેતરમા સતાઈને રહ્યા. સાથે યુવાન પુત્ર પણ હતો. બરાબર મધ્ય રાત્રે ચાર કદાવર માણસો હાથમાં કુહાડી લઈ ખેતરમા પેઠા. શેઠે એક પછી એક ચારે પડછાયાને ખેતરમાં પેસતા જોયા અને શેઠ સગવળ્યા, ધીમે પગલે આગળ વધ્યા અને એક આબાના ઝાડની ઓથે ઊભા રહ્યા. ચારે જણા વાતો કરતા આવતા હતા. શેઠે એ ચારેયના અવાજ પારખ્યા અને એ ચારેય પોતાના ચિરપરિચિત પુરુષો લાગ્યા. એ ચારેને જોઈ શેઠ એક વાર તો ચમકયા. એમની નસોમા ક્ષત્રિયનુ લોહી ફરતુ હતુ, એ જેવા કલમશૂર હતા એવી જ તલવાર પણ ચલાવી જાણતા હતા. શેઠે ક્ષણભર વિચાર કરી સિહ-ગર્જના કરી વચલા બેને બે હાથથી પકડયા.

શેઠના બાવડામા એવુ જોર હતું કે પકડમા આવનાર રાડ પાડવા લાગ્યાં, જે સાભળી બીજા બે જણ નાસી જવા લાગ્યા: પણ શેઠના છોકરાએ એકને છુટી કુહાડી મારી નીચે પાડી દીધો. બધાયને આશ્ચર્ય થયુ કે આ છે કોણ ? ચારેમાથી એકેય શેઠને ન ઓળખી શકયો. દયાના અવતાર ગણાતા શેઠની તાકાત અને બળની આ લોકોને ખબર જ ન હતી. બન્ને જણાએ છૂટવા માટે ઘણા વલખાં માર્યા, પણ બધુ નકામુ ગયુ. એટલે કરગરવા લાગ્યા. શેઠે કહ્યુંઃ અરે કમનસીબો ! આ તમને શુ સૂઝયુ ? મારો રોટલો ખાઓ, રૂપિયા લ્યો અને ચોરીયે મારી જ કરો છો ? યાદ રાખજો ! મહારાજા સિદ્ધરાજ જયસિંહદેવનુ રાજ્ય તપે છે. જો બાવડામાં બળ હોય તો સામી છાતીએ લડવા આવો. કાયરની જેમ ચોરીના ધધા કરી જાતને હલકી કા પાડો છો ? ચારે જણ ખૂબ શરમાઈ ગયા. ધરતી મારગ આપે તો જાણે તેમા પેસી જવાનુ મન થયુ. આખરે તેમણે શેઠની માફી માગી, અને કાલાવાલા કર્યા. શેઠની ઉદારતા અને દયાએ જોર કર્યું. અને યોગ્ય શિખામણ આપી શેઠે તેમને જવા દીધા.

મહારાજા સિદ્ધરાજનુ રાજ્ય આવા વીરોથી જ શોભે છે. ચારે જણા શેઠનો અહેશાન માનતા વાતો કરતા ઘર તરફ ચાલ્યા. પણ એમાંનો એક વધુ નીચ સ્વભાવનો હતો તેના મનમાં ચેન ન્હોતુ. એના હૃદયમાં કિન્નાની આગ સળગી રહી હતી: એક વાણીયો મને પકડે? અરે, ચાર જણને એ પહોંચ્યો? જાણે એના દિલમાં દાહ ઊઠયો હતો. એ બોલ્યા ચાલ્યા વિના ઘેર ગયો.

શેઠના ખેતરમાં હવે ચોરી નથી થતી. શેઠે કોઈને કાંઈ વાત કરી નહિ, પણ વા વાત લઈ જાય એમ અનેક જાતના ગપાટા ઉડયા.

૭ મહિના પછી એક વાર શેઠના ખેતરમાં અને ઘરોમાં એક સાથે ભયંકર આગ લાગી. જાણે અગ્નિ દેવતા પોતાની સહસ્ર જિહ્વા રૂપી ઝાળોથી પ્રગટી ઊઠયો. ક્ષણવારમાં તેણે બધું બાળી–જલાવી ખાખ કરી નાખ્યુ.

શેઠ અને તેમનું કુટુમ્બ પહેરેલે વસ્ત્રે જીવ બચાવી બહાર નીકળી ગયું શેઠના ચોપડા અનાજ ઘાસ અને ઘર બધુય બળીને ભસ્મ થયુ. પણ શેઠનું રૂવાડુંયે ન ફરકયુ. તેમણે વિચાર્યું: જે મારા તગદીરમાં હતુ એ બન્યું, ભાવિ કોણ મિથ્યા કરી શકે?

આખા ગામમા વાત ફેલાઈ, કોણે આગ લગાડી? પાપ છાનું ન રહ્યુ. પણ શેઠે તો મૌનજ રાખ્યુ. એમણે તો ફરિયાદે ન કરી કે તપાસે ન કરાવી

ભાવિ કોણ મિથ્યા કરી શકે છે. ઉદય અને અસ્ત એ તો દુનિયાનો અચલ નિયમ છે.

## [ ૩ ] પરીક્ષા

સજ્જન શેઠે ફરીથી વ્યાપાર શરૂ કર્યો, પણ એમાં ફાવટ ન આવી, એકવાર સ્વપ્નમાં તેમનાં કુલદેવીએ આવીને કહ્યુ: "ખંભાત જા! તારો ઉદય ત્યાં છે."

બીજે દિવસે શેઠ કુટુમ્બ સહિત ઉપડયા. જતાં જતાં પોતાની જન્મભૂમિને પ્રણામ કર્યા, હવે તો અંજલ હશે ત્યારે આવીશ! જય જન્મભૂમિ!

રસ્તામાં જતા એક નાનું ગામડું આવ્યુ. અહીથી ખભાત નજીક જ હતુ. શેઠે વિચાર્યું: શહેરમાં આપણને કોણ ઓળખે? ગામડુ સારૂ, અહીથી ખભાત કયાં છેટું છે?

એક રંગરેજનુ ઘર ભાડે રાખી સજ્જન મહેતા કુટુંબ સહિત તે ગામડામાં રહેવા લાગ્યા. સામે જ સુંદર નાનુ જિનમંદિર હતુ ઉપાશ્રય પણ પાસે જ હતો. શેઠ નિયમિત ધર્મારાધન કરવા પૂર્વક વ્યાપાર ચલાવવા લાગ્યા શેઠના ઘરના ફળીયામા બે ગાયો બાંધવામાં આવતી. શેઠાણી બધુ ઘર કામ સંભાળતાં હતા ત્યાં ચોમાસામા એકવાર ખૂબ વરસાદ પડયા પછી ચોતરફ કાદવ કાદવ થયો. તેમાં રાત્રે ગાયે તોફાન કર્યું અને તે ખીલો છોડી નાઠી. શેઠ મુશ્કેલીએ ગાયને શોધી લાવ્યા અને ફરીથી ખીલો ઠોકવા માંડયો ત્યાં નીચેથી ખણખણ અવાજ થવા માંડયો શેઠાણી પાસે જ ગાયને પકડીને ઊભા હતાં. તેમણે આ મીઠો રણકાર સાંભળી શેઠને કહ્યુ. "સાંભળતા નથી, કંઈક અવાજ થાય છે તે." ફરીથી જોરથી ખીલો ઠોકતાં અવાજ વધારે સ્પષ્ટ સભળાયો. શેઠ પણ ચમકયા, ખાંપી લઈ ખોદી કાઢ્યું. ત્યા તો એક કઢાઈ દેખાઈ શેઠ વધુ ચમકયા. ધીમેથી માટી કાઢી બરાબર જોયુ તો જણાયું કે કઢાઈમાં કપડા નીચે કંઈક છે. કપડું ખસેડયુ તો અંદર ચમકારા થઈ રહ્યા હતા. "ઓહો આ તો સોના મહોરો!" શેઠાણી બોલી ઊઠયા. શેઠે પણ ખાત્રી કરી લીધી. આ પછી શેઠ–શેઠાણી વચ્ચે વાતચીત ચાલી:

શેઠાણી—"કોઈ અત્યારે જાગતું નથી. ધીમે રહીને આ કઢાઈ ઉપાડી લ્યો એટલે થયું. આપણું દાળદર ગયું. જે થાય તે સારા માટે, આપણા પુણ્યનો ઉદય થયો."

શેઠ—"પણ તને ખબર છે? આ ધન આપણું નહિ, પણ મકાનમાલિકનું જ કહેવાય."

શેઠાણી—"એવું કશું નહિ. આપણને મલ્યુ માટે આપણે જ તેના માલિક."

શેઠ—"મારે નિયમ છે કે કોઈનુંયે અદત્ત લેવું નહીં."

શેઠાણી—"એ બધુ પછી વિચારજો, પહેલાં કઢાઈ લઈને ઘરમાં મૂકી દેવા દ્યો."

શેઠ—"આ અન્યાયનું અદત્ત ધન આપણા ઘરમાં જઈજ ન શકે."

એની વાત સાંભળી જુવાન પુત્ર જાગ્યો અને બહાર આવીને એ દશ્ય જોતાં જ ઉત્સાહમાં આવી ગયો.

પુત્ર—"મા, ચાલ, આપણે બન્ને કઢાઇ ઉપાડી લઈએ."

શેઠ—"બેટા, એમ ઉતાવળા ન થઇએ. ઉતાવળે આંબા ન પાકે. શાંતિ રાખ. આપણે શ્રાવક છીએ. આવી બુદ્ધિ આપણાથી કેમ થાય? મકાનમાલિકને જ આ બધી સોના મહોરો આપવી જોઈએ."

ત્યાં તો સહવાર પડી. પાસેના ઘરમાંથી સજ્જન મહેતાના સંબંધીઓ આવ્યા. બધાએ ધન રાખવાની ઇચ્છા બતાવી, પણ એક સજ્જન મહેતા જ નિશ્ચલ રહ્યા. આ ધન ઉપર આપણો લગારે હક્ક નથી, એના ઉપર તો મકાનમાલિકનો અને નહિ તો મહારાજા સિદ્ધરાજદેવનો જ હક્ક પહોચે.

સજ્જન શેઠ પોતાની પ્રાતઃકાલીન પ્રતિક્રમણાદિ ક્રિયાઓ કરી, પૂજા આદિ કરી મકાનમાલિક રંગરેજને બોલાવી લાવ્યા અને સોના મહોરોની કઢાઈ પાસે લઈ ગયા.

રંગરેજ—"શેઠજી, આમાં મને શું બતાવો છો? અત્યારે આ ઘર તમારું છે, એટલે આ ધન પણ તમારું જ કહેવાય"

શેઠ—"ના ભાઈ, મકાનમાલિક તમે જ છો. અમે તો ભાડુઆત છીએ. આ ધન–આ સોના મ્હોરો તમારી છે તે તમે લઈ જાઓ."

રંગરેજ—"શેઠજી, તમારી સત્યપ્રિયતા અને ધર્મપ્રિયતા જોઈ મને આનંદ થાય છે. શ્રાવક–જૈન આવા પ્રામાણિક, સત્યપ્રિય અને ઉદાર જ હોય. શેઠજી, હુ તમને ઠીક કહું છું, આ ધન મ્હારું નથી હુ તેનો માલિક થવાને લાયક નથી. મે આ આખુ મકાન એકવાર નહિ, બે વાર નહિ, અરે એકવીશ વાર ખોદાવ્યુ છે. મ્હારા નસીબમા હોત તો મને પહેલાં જ ન મળત? માટે તમને કહું છું, તમે જ આ ધન રાખો."

સજ્જન—"ભાઈ, હુ તો ન્યાયથી કમાઉં એ જ ધન મ્હારું. હુ કોઈનું અદત્ત લેતો જ નથી. પારકાનું ધન હુ શા માટે લઉં?"

શેઠાણી—"પણ હવે આ ધન અદત્ત ન કહેવાય. તેમજ આપણને જરૂર પણ છે. આ ગરીબાઇ ક્યા સુધી વેઠવી?"

સજ્જન—"તુ ન સમજી! જમીનમાં પડેલા ધનના આપણે માલિક કેવી રીતે થઈ શકીએ? આ ધન આપણુ નથી એ તો ચોક્કસ જ છે. ભાઇ રંગરેજ, તું લઇ જા, નહિ તો હું તો આ કઢાઈ મહારાજ સિદ્ધરાજ દેવને પહોંચાડીશ."

રંગરેજ—" હા, એ ઠીક છે."

સજ્જન શેઠ રંગરેજની પ્રામાણિકતા અને યુક્તિ ઉપર ખુશી ખુશી થઈ ગયા. અને તે જ દિવસે ગાડું જોડી કઢાઈ લઈ ખંભાત પહોંચ્યા.

રસ્તામાં સજ્જન મહેતાએ વિચાર્યું આવી ગરીબાઈ છતાં રંગરેજે ધન લેવાની ઇચ્છા જ ન કરી, એ જેવું તેવું કાર્ય નથી. ધન્ય છે એ રંગરેજની નિસ્પૃહવૃત્તિને !

મહેતા ખંભાત આવી ઉપાશ્રયે ગયા ,અને ધર્મશ્રવણ કર્યું.

ત્યાં ઉપાશ્રયમાં જ ઉદાયન મહેતા મલ્યા. સજ્જને બધી વાત કરી. ઉદાયનને એમ થયું; ધન્ય છે આના પ્રતિજ્ઞા–પાલનને ! આવી ગરીબાઈ છે, મહેનત કરી મુશ્કેલીથી ધન કમાય છે, છતાં આ મળેલું પારકાનુ ધન લેવાની આની વૃત્તિ નથી.

ઉદાયન મહેતા સજ્જનને પોતાને ઘેર લઈ ગયા. સ્વામીભાઈ તરીકે તેની ખૂબ આગતા સ્વાગતા કરી. ત્યા તો સમાચાર આવ્યા કે મહારાજા સિદ્ધરાજ ખભાત પધારવાના છે.

થોડા દિવસોમાં જ મહારાજા આવ્યા. પ્રજાએ રાજાનુ ખુબ સન્માન કર્યું. દરબાર ભરાયો. ઉદાયન મહેતાએ સજ્જનને સભા વચ્ચમાં જ હાજર કર્યા. રાજાને પહેલાં કંઈક આશ્ચર્ય થયું. આવા માણસનુ રાજસભામા શું કામ છે? ત્યા તો બે મજૂર કઢાઈ લઈને આવ્યા.

ઉદાયન મહેતા—" બાપુ, સજ્જન શેઠને એમના મકાનમાથી સોના મહોરો ભરેલી કઢાઈ મળી છે. એ પોતે તો અન્યનું ધન લેતા નથી. તેમને અદત્તનો નિયમ છે એટલું જ નહિ, જૈનધર્મી હોવાના પ્રથમ ગુણ–લક્ષણ " ન્યાગોપાર્જિત વિભવ. " ના ઉપાસક છે એટલે તેમણે આ કડાઈ મૂલ માલિકને આપવા માંડી, તેણે પણ ન રાખી એટલે શેઠ પોતે કડાઈ લઈ આ ધન આપણને આપવા આવ્યા છે "

સિદ્ધરાજ—" કેમ શેઠ, આ સોના મહોરો તમે રાખોને, તેમાં તમને શું વાધો છે? રાજ્યને કાંઇ કમી નથી "

સજ્જન—" બાપુ, આ ધન મ્હારું તો નથી જ. હુ તો ન્યાયથી કમાયેલા ધનનો જ માલિક થઈ શકું. વળી આ અદત્ત પણ ગણાય."

રાજાને મનમાં થયું: ધન્ય છે તેની ઉદારતાને, નિસ્પૃહતાને અને પ્રામાણિકતાને. જેના રાજ્યમાં આવી પ્રામાણિક પ્રજા વસે, એ રાજ્ય પણ ધન્યાર્હ છે. પછી મહારાજાએ કહ્યું: " ઠીક છે, કડાઈ મૂકી જાઓ ! કાલે પાછા મને મળજો, જરૂરી કામ છે."

આખા દરબારમાં સજ્જન મહેતાની અને રગરેજની વાહવાહ થઈ રહી હતી કોઈ સજ્જન મહેતાને તો કોઈ રંગરેજને વખાણતુ. એમ બન્નેની પ્રશંસાની સુવાસ ફેલાઈ રહી.

જાણે સજ્જન મહેતાની પ્રતિજ્ઞાની અગ્નિપરીક્ષા પૂર્ણ થઇ.

### [ ૪ ] સોરઠનુ મંત્રીપદ.

બીજે દિવસે દરબાર ખીચોખીચ ભરાયો હતો. ઉદયન મહેતાને સિદ્ધરાજે પૂછ્યું: " સજજન શેઠને શું આપીશું? મને તો લાગે છે કે આવા પુરુષની કદર કરવી જ જોઈએ.'

ઉદાયન—"બાપુ, આપ જાણકાર છો. આવા માણસને તો રાજ્યમા ખેચી લેવા જોઈએ "

સિદ્ધરાજ—હા હાં ઠીક યાદ કર્યું. હમણાં સોરઠમાં બુદ્ધિમાન, ઉદાર અને પ્રામાણિક

દંડનાયકની જરૂર છે. સજ્જનની આંખોમાં તેજ છે, બોલી ઉપરથી ખાનદાન અને વ્યવહારદક્ષ પણ લાગે છે. તેમજ બહાદુર પણ હશે જ."

ઉદાયન—"હાં, તો ઠીક છે, એને જ દંડનાયક બનાવો. બાપુ, મને પણ આ વ્યક્તિ લાયક જ લાગે છે."

દરબારમાં સિદ્ધરાજ જયસિંહે સજ્જન મહેતાની દૃઢ પ્રતિજ્ઞાની પ્રશંસા કરી, અને સાથે જ જાહેર કર્યું કે સજ્જનને મહેતાને સોરઠના દંડનાયક નીમવામાં આવે છે. મહેતા મંત્રી અને દંડનાયક પદના અધિકારી બની સૌરાષ્ટ્રમાં આવે છે. ત્યાંનાં શુભ કાર્યો અને તેમની કાર્યદક્ષતાનુ અવલોકન આપણે આ જ માસિકના અંક ૯૫-૯૬ માં કર્યું છે. અન્તે સત્યનો જય જ થયો. તેમની પ્રતિજ્ઞા ફળી અને તે ઉચ્ચ અધિકારના સ્વામી બન્યા.

## [ ૫ ] પાપનું ફળ

આજે ઘણે વર્ષે સજ્જન મહેતા પોતાની જન્મભૂમીમાં આવ્યા છે, તે કેવળ એક રાજ્યાધિકારી તરીકે જ નહિ પણ વતનના સપુત તરીકે ગુર્જર રાષ્ટ્રના એક તેજસ્વી નક્ષત્ર માફક પ્રકાશમાન સજ્જન શેઠને ગામ લોકોએ ખૂબ જ પ્રેમથી સત્કાર્યા. સજ્જન શેઠે દંડનાયક બન્યા પછી જન્મભૂમીમાં મકાનો બનાવ્યા હતા, જમીન સભાળ લીધી હતી અને તેમના કુટુમ્બીઓ-ભાઇઓ એ બધુ સંભાળતા હતા મહેતાજીના ગ્રામપ્રવેશ વખતે આખુ ગામ સામે ગયુ હતું. ઢોલ ત્રાંસાં વાગતા હતાં કુમારીકાઓ મગળગીત ગાઈ રહી હતી. ત્યાં રસ્તા ઉપર એક ઝાડ નીચે એક રોગી બેઠો હતો. તેના શરીર ઉપર માંખો બમણતી હતી. તે દુઃખથી પીડાતો હતો. ગામવાળા એને જોઈ મ્હોં ચઢાવી આગળ ચાલતા થયા. ત્યા તો મહેતાજી સકુટુમ્બ ત્યાં આવ્યા જાણે કોઈ દેવતા આવ્યો હોય એવા એ ભવ્ય લાગતા હતા. ત્યાં બધાની વચ્ચે પેલો રોગી દોડી આવ્યો દૂરથી મહેતાજીને પગે પડી આખમા આસુ લાવી બોલ્યો:

"સત્યનો જય અને પાપના ક્ષય". જય હો સજ્જન મહેતાનો બાપુ, મને ન ઓળખ્યો? હુ જ તમારા ઘર-ખેતરને આગ લગાડનાર પાપીઓ! પાપનુ ફળ ભોગવવા હજી જીવતો છું અને તમારાં ઘર-ખેતર બાળ્યાં તેનું ફળ ભોગવુ છુ બાપુ, મે પાપ કરવામા પાછુ નથી જોયુ. તમે સત્યના અવતાર તે જીત્યા અને હતુ એથી ઘણુ પામ્યા. અને હુ તો મારાં ઘોર પાપનુ ફળ ભોગવુ છું"

મહેતાજી પણ આ જોઈ કમકમી ઊઠયા. તેના શરીરમાથી પરૂ વહ્યુ જતું હતું. તેના પગનાં આગળા ગળી ગયાં હતા. એનું દુખ જોઈ શેઠને થયું "કર્મ ન છૂટે રે પ્રાણીયા."

શેઠ બોલ્યા. "ભાઈ, હું તો તને તારા પાપોની માફી આપું છું કર્મરાજા પાસે મારું કે તારું કોઈનુ નથી ચાલતુ. છતાંયે તને હુ દુઃખ નહિ આપું, તુ મ્હારે ઘેર રહે. હુ તારી દવા કરાવીશ. તારી બધી વ્યવસ્થા કરીશ. તુ ગભરાઇશ નહિ. હમણાં જ તારી વ્યવસ્થા કરું છુ. પણ ત્યા તો રોગીયો દોડયો નાઠો અને 'પાપનો ક્ષય' બોલતો બોલતો ચાલ્યો જ ગયો. તેના પગ ન્હોતા ઉપડતા છતાં ગયો.

સજ્જન મહેતાની ઉદારતા અને મહાનુભાવતાની બધાએ પ્રશંસા કરી. અને કર્મનાં ફલ કેવાં ભોગવવા પડે તે પણ રોગીયાથી સમજ્યા. સજ્જન મહેતા અમર થઈ ગયા. N.

# મુનિ શ્રી માનસાગરજીવિરચિત
# "સિંહલકુમાર-ચોપાઈ" નો પરિચય

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી, સાહિત્યાલંકાર, રાજનાંદગામ (C. P.)

**પ્રાચીન** જૈન ગુર્જર સાહિત્ય અત્યન્ત સમૃદ્ધ છે. અને એ વિદ્યાવિલાસી જૈન મુનિઓને આભારી છે, જેમણે પોતાની માતૃભાષામા પોતાના ધર્મના સૂક્ષ્માતિસૂક્ષ્મ સિદ્ધાન્તો અતિ સરલતાથી સર્વસાધારણની જ્ઞાનવૃદ્ધિ માટે રજુ કર્યા. જૂની ગુજરાતી ભાષાનુ સાહિત્ય બે ભાગોમાં વિભાજિત થઇ શકે છે: ગદ્યમાં અને પદ્યમાં. ગદ્યમા મૌલિક સાહિત્ય બહુ ઓછું છે, અને જે છે તેમાં ઘણો ભાગ અનુવાદિત છે, જેમકે ટબાઓ, બાલાવબોધ આદિ; પદ્યમાં પણ અમુક વિષયોના ગ્રન્થોના ભાવાનુવાદો અવશ્ય મળે છે, છતાં પણ મૌલિકતા વાળા રાસાઓ આદિની સંખ્યા પણ વિશાળ છે. અને એવા પ્રતિભાસંપન્ન અનેક કવિઓ થઈ ગયા છે, જેમનો ફાળો આ દિશામા અદ્વિતીય છે. એમનાં કાવ્યો પણ એવાં છે કે જેમાં સાહિત્યશાસ્ત્રના તમામ લક્ષણો ચરિતાર્થ થાય છે. "काव्य रसात्मक वाक्यम्" કાવ્યનો આત્મા રસ છે. રાસાઓ નવે રસોથી પૂર્ણ રહે છે. કોઈ કોઈ રાસાઓમા તો એટલો બધો રસ ઉભરાઈ જાય છે કે, વાચનારથી રાસનુ વાંચન છોડાતું જ નથી. ઉદાહરણ તરીકે નેમવિજયજીનો "શીલવતીનો રાસ".

આવી કવિતાનો મુખ્ય વિષય ધર્મ—દાન, શીલ, તપ, ભાવના હોય છે, તો પણ ઇતર વિષયની કવિતાઓ પણ વિસ્તૃત પ્રમાણમા મળે છે, જે તેમનું કવિત્વવૈવિધ્ય સૂચવે છે. કોઈને કદાચ એવી કલ્પના ઉઠે કે—જૈન મુનિઓએ ગુજરાતી ભાષામાં રચના કરવાનુ એ પણ કારણ હોય કે તેઓ સંસ્કૃત—પ્રાકૃતાદિ ભાષાથી કદાચ અનભિજ્ઞ હોય. પણ એ કલ્પના બરાબર નથી. આવા કવિઓ ભાષાવિશારદો હોવા છતાં તેમણે લોકભાષાને અપનાવવાનું ખાસ કારણ એ જ કે તેનાથી સર્વસાધારણને જ્ઞાન થઈ શકે છે. સામાન્ય જનસમાજને વિદ્વદ્ભોગ્ય સાહિત્ય સમજવામા કઠિનાઈ અવશ્ય ભોગવવી પડે છે. ભગવાન મહાવીર-સ્વામી અને ગૌતમબુદ્ધ જેવા મહાન પુરુષોએ પણ પોતાના દિવ્ય સિદ્ધાન્તોનો પ્રચાર તત્કાલીન લોકભાષામાં કર્યો હતો લોકભાષાથી જ સર્વ સાધારણને સમજ પડે છે. અને પ્રચાર માટે એ જ ભાષા કામ આપી શકે છે.

કવિતા એવો સરસ પ્રભાવ પાડી શકે છે, જે કદાચ ગદ્ય ન પાડી શકે. મનુષ્યેતર પ્રાણીઓ પણ કવિતામા એટલાં મસ્ત બની જાય છે, કે પોતાનું વૈર સુદ્ધાં ભૂલી જાય છે. કવિતામાં પ્રચારિત સિદ્ધાન્તો અત્યન્ત અસરકારક નિવડે છે તેનું કારણ એ છે કે કવિતામાં સંગીત વિદ્યાનો છૂટથી ઉપયોગ કરી શકાય છે. વળી યાદ કરનારને ગદ્ય કરતાં પદ્યાત્મક કૃતિ અધિક સરળ થઈ પડે છે. આ બધા કારણોથી જ જૈન મુનિઓએ પોતાના રાસાઓ કેવળ છંદ—વૃત્તોમા જ નહી, પણ ભિન્ન રાગ રાગિણીઓમા નિર્માણ કર્યા છે, જે તે તે સમયનો સગીતશાસ્ત્રનો વિકાસ સૂચવે છે.

**પ્રસ્તુત ચોપાઇ**–અત્ર જે તદ્દન અપ્રકટ ચોપાઈ નો પરિચય કરાવવામાં આવે છે તે સિંહલકુમાર ચોપાઈ છે. તે ૧૮ મા શતકના ઉત્તરાર્ધમા ગુજરાતી ભાષામાં ગુમ્ફિત છે. પ્રસગોપાત્ત સંસ્કૃત–પ્રાકૃત ગાથાઓનો પણ કવિએ છૂટથી ઉપયોગ કર્યો છે.

સિહંલકુમાર ચોપાઇનો મુખ્ય વિષય તેમનું ચરિત્ર વર્ણવી દાનની મહત્તા પ્રદર્શિત કરવાનો છે, પ્રથમ ઢાલમાં સિંહલદેશની તત્કાલીન સંસ્કૃતિની થોડી ઝલક આપી છે. ત્યાંના લોકોની રિતીઓની ખૂબી બતાવી છે. બીજી ઢાલમાં સિંહલકુમારે પ્રાપ્ત કરેલ વિદ્યાઓનું વર્ણન ભાવવાહી ભાષામાં કરેલ છે. ઋતુરાજ વસંતઋતુનું વર્ણન આપ્યું છે, જે ગુજરાતી વર્ણનાત્મ દૃષ્ટિએ અત્યન્ત મહત્ત્વનું છે. ત્રીજીથી પાંચમી ઢાલો સિંહલકુમારના લગ્નના વર્ણનથી ભરપૂર છે સાથે સાથે તે દેશના લગ્ન સબંધી રીત–રિવાજોનો પણ ઉલ્લેખલ છે. સંગીત શાસ્ત્ર પર પણ થોડો પ્રકાશ પાડ્યો છે. કવિએ વચમા લગ્ન પ્રસંગે ગવાતા સંગીતનો ઉલ્લેખ કરેલ છે તે અપૂર્ણ લાગે છે. ભૈરવ રાગના ભેદ સબંધી જે અભિપ્રાય કવિએ જ્ઞાપન કરેલ છે તે પણ વિચારણીય છે. તેમનો મત છે: ભૈરવ ત્રણ જાતના થાય છે. પરંતુ વસ્તુતઃ ભૈરવના પાંચ ભેદ છે. ૧ ભૈરવ, ૨ આનંદભૈરવ, ૩ શિવભૈરવ, ૪ બંગાલભૈરવ, ૫ અહીર ભૈરવ. ૬ થી ૧૩ ઢાલ સુધી કુમારના પૂર્વભવનુ ચમત્કારિક વર્ણન આપ્યું છે: સાર માત્ર એટલો જ છે કે દાન આપવાથી કુમાર આટલા ઊંચ કુલમા જન્મ્યો, અને ક્રમશઃ દીક્ષા અગીકાર કરી નિરતિચારપણે ચારિત્રનું આરાધન કરી, માસક્ષમણાદિ ઉગ્ર તપો કરી મોક્ષપુરીમાં ગયો. ૧૪–૧૫ ઢાલમાં માતા–પિતાનો વિયોગ બહુ જ માર્મિક ભાષામાં વર્ણવ્યો છે. આમા માતા–પિતાને ધન્યવાદ આપવાની સાથે લોકોને ઉદ્દેશી કવિ કહે છે: ધન્ય છે એવાં માત–પિતાને કે જેમણે આવા રત્નને ઉત્પન્ન કરી સ્વકલ્યાણની સાથે પરકલ્યાણ કરાવ્યાં. પછી માત–પિતા વૈરાગ્યપૂર્વક જીવન પાલન કરી અંતે દીક્ષા અંગીકાર કરે છે. સોળમી ઢાળમાં કવિએ પોતાનો પરિચય કરાવ્યો છે, જે પાઠકો સન્મુખ છે.

સાખી, ચોપાઈ, દૂહા, સોરઠા, ઢાળો અને સંસ્કૃતના શ્લોકો બધાં મેળવી ૩૨૨ મા સમાપ્ત કરવામા આવી છે. સોરઠ, ભૈરવ, કાલિંગડો, ગોડી, ધન્યાશ્રી આદિ રાગોનો પણ ઉપયોગ દૃષ્ટિગોચર થાય છે. ઘણે ઠેકાણે દોહા, સોરઠા, એવાં છે કે જેમનો લક્ષણો સાથે સમન્વય કરવો મુશ્કેલ લાગે છે.

**કવિ અને તેમની અન્યકૃતિઓ**—મુનિ શ્રી માનસાગરજી સાગરગચ્છીય મુનિ શ્રી જીતસાગરના શિષ્ય છે એમની બીજી બે કૃતિઓ ગુર્જર સાહિત્યમા ઉપલબ્ધ થાય છે: ૧ વિક્રમ-સેન ચોપાઇ, રચનાસંવત ૧૭૨૪ અને ૨ કાન્હડ કઠિયારા રાસ, રચના સંવત ૧૭૪૬, પદ્માવતીનગર મારવાડમા. આ બન્ને કૃતિઓની નોધ સાક્ષર શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈએ પોતાના "જૈન ગૂર્જર કવિઓ પૃ. ૨૨૦–૨૪ મા લીધી છે. અહી આદિ અંત ભાગો સહિત જે 'સિંહલકુમારચોપાઇ'નો પરિચય કરાવવામા આવે છે, તે અન્ય ક્યાય અદ્યાવધિ પ્રકટ થઈ નથી અર્થાત્ સર્વ પ્રથમ '**શ્રી જૈન સત્ય પ્રકાશ**' દ્વારા પ્રગટ થાય છે.

પ્રસ્તુત કૃતિ મુનિશ્રીએ વિ. સં. ૧૭૪૮ માં રાયપુર નામના નગરમા નિર્માણ કરી. આ રાયપુર કયુ ? અને ક્યા આ આવ્યુ ? એ એક પ્રશ્ન છે.

ઉપરોક્ત ચોપાઈ મારા સંગ્રહના એક પુરાતન ગુટકામાં ઉલ્લિખિત છે. એની બાજુમાં કાન્હડ કઠિયારાની ચોપાઇ પણ લખેલી છે. અને એની બાજુના ભાગમા કાન્હડ કઠિયારાનો રાસ પણ આપેલો છે, જેની પુષ્પિકા આ પ્રમાણે છે.—

"संवत १७७४ वर्षे मिति फागुण सुदि १२ दिने पूज्यजी श्री प. तिलोषी शिष्य ऋषि पीथा लिपी कृता. गुदोव ग्रामे ॥

મુનિ શ્રી માનસાગરજીવિનિર્મિત રાસ ચોપાઇની ઉપલબ્ધ પ્રતિઓમા આ પ્રતિ પ્રાચીન છે. અર્થાત્ નિર્માણ થયા બાદ ૨૬ મે વર્ષે લખાઈ છે. લેખક સ્થાનકવાસી સંપ્રદાયના જણાય છે. ઉપરના ગુટકામાં બીજી પણ કેટલીક છૂટી છૂટી ઐતિહાસિક સામગ્રી, હરિયાલી, વૈદ્યક, જ્યોતિષ, શકુન આદિ ઉલ્લિખિત છે.

## સિંહલકુમારચોપાઈ

आदि ( દૂહા )

પુરસાદાણી પાસજી, પ્રણમું તોરા પાય,
સાનિધ કરિજો સાહિબા, સેવકનઇ સુખ થાય. ॥ ૧ ॥

સરસતિ પદ પ્રણમું સદા, હિત કરિ જોડી હાથ;
અવિરલ વાણી આપજ્યો, સેવક હુવઇ સનાથ. ॥ ૨ ॥

બૈઠી બારઈ પરષદા, દ્યઇ જિનવર ઉપદેસ;
ધર્મ મૂલ એહિ જ ધુરા, દીજઇ દાન વિશેસ. ॥ ૩ ॥

અરિહંત દિખ્યા અવિસરઈ, દીધો પહિલાં દાન;
ભવિયણ દીજૈ ભાવસું, તિણ દીપક જગિ દાન ॥ ૪ ॥

દુઃખ અતિ સખરો આદર કરી, દીજઇ ભવિયણ દાન,
લીલા રાજતણી લહઇ, પાંચાં માહિ પ્રધાન ॥ ૫ ॥

દુઃખ દોહગ દૂરઈ ટલઈ, દાંણઇ દોલતિ થાય;
યાચકજન જયજય કરઈ, દાનઈ માનઈ રાય ॥ ૬ ॥

વેરભાવ ભાંજઈ ધુરા, દાંનઇ તુસઇ દેવ;
સાલિભદ્ર સુખ સંપદા, લાધી સુરનર સેવ. ॥ ૭ ॥

પડિલાભ્યો પ્રેમઈ કરી, મોટો એક મહંત;
સીંહલ સીહ તણી પરઇ, ફલ તો તુરત ફલંત ॥ ૮ ॥

કથા કહું કોતુક ભણી, સાંભલજ્યો સહુ સંત;
સાંભલતા સુખ સંપજઇ, દાન તણો દૃષ્ટાન્ત ॥ ૯ ॥

अन्त (ઢાળ સોળમી)

(રાગ ધન્યાસી—એ દેશી)

ઈણુપરિ દાંન ભલિપરિ દીજીયૈ, સીંહલ સીંહ કુમાર;
તેહ તણી પરિ દેસી ઉત્તમ સાધુને રે, તે લહસી ભવપાર ઈણુ૦ ॥૧॥
દાંન સીયલ તપ ભાવના રે ચ્યારે ભલા છઇ રે, તે માંહિ દાંન પ્રધાન;
ભગવંત પહિલા સૈ મુખૈ એહ પ્રસસિયો રે, જાણુઈ સહુ સંસાર. ઈણુ૦ ॥૨॥
એહ અધિકાર સુણી સાહુ શ્રાવક હરખીયા રે, દાન વડો સંસાર;
સાલીભદ્ર સુખ સંપદા પામી દાંનથી રે, જાણુઈ સહુ સંસાર. ઈણુ૦ ॥૩॥
**સંવત સતરૈ અડતાલીસૈં** સમૈ રચ્યો રે, પ્રીય મેલિક અધિકાર;
ભણતાં ગુણતાં ભવિ નિધ સંપજે રે, વરતે જયજયકાર ઈણુ૦ ॥૪॥
પાટ્ટ પરંપર **વીર**તણા એહ જાણીયૈ રે, **શ્રીવિજયદેવસૂરીસ**,
વાદીગજ ભજણુ જિમ અભિનવ કેસરી રે, જીવો કોડિ વરિસઇ. ઈણુ૦ ॥૫॥
તસપટ ગૌતમ ઉપમ વિરુદ સદા લહ્યો રે, **તપગચ્છ** તિલક સમાન;
**શ્રીવિજયદેવસૂરીસર** પટ્ટ પ્રભાકરુ રે, રૂપઇ મયણુ સમાન ઈણુ૦ ૬॥
તસગછ સૂરિ સવાઈ સિરોમણી રે, **વિજયરત્નસૂરીસ**;
વાદીગજભંજણુ અભિનવ કેસરી રે, તેજ પ્રતાપ દિણુંદ. ઈણુ૦ ॥૭॥
તસગછ સુવિહત **શ્રી જયસાગર** ઉવઝાપ, આંબિલ તપ વર્દ્ધમાન;
પૂરણુ જિણુ કિધો સદા રે, નામિં પાતિક જાય ઈણુ૦ ॥૮॥
ચોવિસ તિર્થંકર પચ કલ્યાણિક ભેટીયા રે, મેટયા ભવના પાપ;
ચિત ચોખે કરી ચરણુકમલ સુદ્ધ રાખીયા રે, કીધો જિનવર જાપ. ઈણુ૦ ॥૯॥
તસ સીસ જપતપગુણુમણિકેરુ આગરુ રે; **જીતસાગર** ગણિરાયે,
તસ પદપકજ ભાવ ધરી પ્રણુમી કરી રે, ગ્રન્થ રચ્યો સુખ દાય. ઈણુ૦ ॥૧૦॥
ધરમધુરંધર શ્રાવક વોરી તિહાં વસે રે, **રાયપુર** નયર મઝારી;
પ્રીયમેલિક ચોપઈ ચતુરા ચિત રંજી રે, સ્વીય દાંના અધિકાર. ઈણુ૦ ॥૧૧॥
સીંહલ સિંહતણો સંબંધ સુણી હરખ્યા સહુ રે, દેજ્યો અઢળક દાન;
દીધઇ ત્રિણુ જગમૈ જસકીરતિ વિસ્તરે રે, મહીયલ વાધઇ વાન. ઈણુ૦ ॥૧૨॥
સોલમી ઢાલ રાગ અનોપમ ધન્યસરી રે, **માનસાગર** કવિરાય;
પામી સુખ સંપતિ દિનદિન ચઢતી કલા રે, સદ્દગુરૂ તણે સુપસાય ઈણુ૦ ॥૧૩॥

॥ इति श्री सीहलकुमारस्य चउपद्दी सम्पूर्ण ॥
॥ संवत १७७४ व. मि० फागुण सुदी ५ दिने ॥

# कतिपय शब्दों पर विचार

लेखक : श्रीमान् मूलराजजी जैन, M. A., L L. B.
[ प्रिन्सीपाल श्री आत्मानन्द जैन कालिज, अवालासीटी ]

## १. जैन संस्कृत " आवलि, आवलिका "

आवलि, आवलिकाका साधारण अर्थ है " पंक्ति, माला " । लेकिन जैन संस्कृतमें इस शब्दका पंक्तिके अतिरिक्त ' आपत्ति ' अर्थ भी होता है । देखिये–

तुरङ्गावलिका पुण्याद् विलयं यदि यास्यति ।
यन्त्रयुक्तप्रतोली द्रागस्योपरि पतिष्यति ॥२६२॥

रत्नसाराख्यसन्मित्रादावलीनां चतुष्टयम् ।
त्रुटिष्यति कुमारश्चेत् तदा राजा भविष्यति ॥२६७॥

[ वुद्धिविजयकृत चित्रसेनपद्मावतिचरित्र ]

इस अर्थमें जैन लेखकोंने यह शब्द संस्कृत "आपद्" के प्राकृतरूपसे 'ल' प्रत्यय लगाकर बना लिया है । जैसे- आपद् + ल + इका → प्राकृत ' आवलिया ' ।

तुलना कीजिये–प्राकृत विज्जुलिया=सं. विद्युत् + ल + इका ।

चित्रसेन–पद्मावतीका श्लोक ३५८ इस कथनका समर्थन करता है–

चित्रसेन नराधीश पुण्यपुण्य प्रभावतः ।
एतत्ते विलयं प्राप यज्ञोक्तापच्चतुष्टयम् ॥३५८॥

जैन संस्कृतका यह शब्द हिन्दीमें अबतक मिलता है । परंतु हिन्दीके कोषकार आवलि शब्दसे परिचित न होनेके कारण इसकी व्युत्पत्तिमें भूल करते है । देखिये–

" औल [S. उप + प्लव ?] s. m. Any great calamity, (as a) plague, cholera, etc.

आवली, औली s f Any great calamity, mortal danger ( =अली )"

Platts : *Hindostani Dictionary,*

## २. अर्धमागधी " आलिसंदग "

जैन सूत्रोंमें खाने योग्य दाल, फली आदि धान्योंकी एक सूची मिलती है, जिसमें "कुलत्थ" के पश्चात् "आलिसंदग" शब्द आता है । स्थलोंके लिये देखिये "अभिधान राजेन्द्र" जहां भगवती ६, ७; स्थानाङ्ग ५, ३, सूत्र ४५९, दशवैकालिक तथा जम्बु-द्वीपप्रज्ञप्ति टीकाका निर्देश है ।

कुलत्थ एक प्रकारकी फली होती है । आलिसंदग शब्दकी व्याख्या करते हुए श्रीमान् अभयदेवसूरिजी इसे भी एक प्रकारका चावला बतलाते हैं (चवलक प्रकार–) । दूसरे टीकाकार इसे चावला ही मानते है (चवलक एवान्ये) । स्थानाङ्गवृत्तिमें श्रीमान् अभयदेव–सूरिजी भी आलिसिंदगको चवलक ही कहते है । अब चवलकका तात्पर्य चावल नहीं,

प्रत्युत एक प्रकारकी फलि है, देखिये प्लैट की "हिन्दुस्तानी डिक्षनरी" में चौला शब्द =s m. A kind of bean or pulse. (लोभिया, बोड़ा); तथा भाई काहनसिंह द्वारा संकलित "गुरुशब्दरत्नाकरमहाकोष" में "चावला"=एक अन्न, जो माषकी किस्मका होता है। इसकी फली बहुत लम्बी होती है। भारतवर्षमें चावलाकी पैदावार बहुत कम है। पंजाबमें होती ही नहीं, बंगालमें बहुत थोडा। यह गुजरात और कनाराके समुद्री तटपर होती है।

फ्रांसके प्रसिद्ध विद्वान सिलवां लेवीका मत है कि आलिसंदगका व्युत्पत्तिमूलक अर्थ है "सिकन्दरिया (अलैग्ज़ैड्रिया) नगरीसे आया हुआ" जो ईजिप्ट देशकी बन्दरगाह है। गुजरात और कनाराके समुद्री तट पर वहां से जहाज़ आते जाते थे। संभव है कि यह फली वहांसे आती हो और इसी लिये आलिसंदग कहलाती हो। आजकल भी कई एक वस्तुएं नगरोंके नामसे प्रसिद्ध है। जैसे–सहारनी=सहारनपुरका आम; नागपुरी=नागपुरका सन्तरा आदि। सिकन्दरका स्पष्ट उल्लेख भारती साहित्यमें केवल महाराज अशोककी धर्म-लिपियोमें पाया जाता है, जहां शाहाबाज़ और मानसेहरामें "अलिकसुदर" तथा कालसीमें "अलिक्यसुदल" रूप मिलते हैं।

उपर्युक्त कल्पनाका आधार है सिलवां लेवीका "भारतीय साहित्यमें अलैग्ज़ैंडर और अलैग्जैड्रिया" शीर्षक लेख, जो "मैमोरियाल सिलवां लेवी" Memorial sylvain Levi नामक ग्रन्थ में पृ. ४१३–२३ पर प्रकाशित हुआ है। पैरिस, सन् १९३७।

३. जैनसंस्कृत **मुखरी**=मुहर, सावेरन।

मुखरी शब्द विनयंधरचरित्रके पत्र १८ (ख) पर मिलता है, जिसका परिचय जैन सत्य प्रकाशके अंक नं. ८४ में कराया जा चुका है। प्रसंग इस प्रकार है : दो पथिक आपसमे बातें करते जा रहे थे। एकने कहा कि आज मैंने छः मुखरियां उपार्जन की हैं। उसका यह कथन एक लुटेरेने सुन लिया। लुटेरेने मुखरीका अर्थ सोनेकी मुहर समझकर उस पथिकको मार डाला, लेकिन जब उसकी तलाशी ली तो तांबेकी दमडियां मिलीं।[1]

मुखरी शब्द फ़ारसी भाषाके मुहर शब्दका संस्कृत रूप बनाया प्रतीत होता है। लेकिन संस्कृतमें मुहरके लिये मुद्रा शब्द मिलता है जिसे "निष्क" और "दीनार" भी कहते है। कई विद्वानोंका मानना है कि संस्कृत शब्द मुद्रा भी प्राचीन कालमें फ़ारसी भाषासे लिया गया था। चूंकि इस अर्थमें मुखरी शब्द संस्कृत कोषोमें नहीं मिलता, इस लिये संभव है कि इसे विनयंधरचरित्रके रचयिताने स्वयं गढ़ा हो।

---

१, एकदा कोपि पान्थ पथिकेन वार्ता कुर्वन् याति मयाद्य षड् मुखर्यं उपार्जिता। एता-सामन्यद् वस्तु समानयिष्यामीति श्रुत्वा लुण्टाकेन व्यापादितः सुवर्णमुखरी भ्रान्त्या। तदनु दृष्टास्ताम्रमय्यो लोकभाषया दमडी।

# નિહ્નવવાદ

લેખકઃ પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

( ક્રમાંક ૯૫ થી ચાલુ )

## સાતમા નિહ્નવ : શ્રી ગોષ્ઠા માહિલ

( જીવ અને કર્મના સમ્બન્ધમાં વિપરીત દૃષ્ટિવાળા. )

( ૧ )

એક મુનિ બીજા કેટલાક મુનિઓ સાથે, વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવા વિશિષ્ટ જ્ઞાની પાસે જવાના ઇરાદાથી, વિહાર કરતા કરતા અનુક્રમે ઉજ્જયિનીમાં પધાર્યા તે સમયે ત્યાં પરમ વૃદ્ધ આચાર્ય મહારાજ શ્રી ભદ્રગુપ્તસૂરિજી મહારાજ વિરાજતા હતા તે મુનિએ તે ઉપાશ્રયમાં આશ્રય ગ્રહણ કરી પોતાનો ઉદ્દેશ તેઓશ્રીને વિદિત કર્યો મહારાજશ્રી તેથી ઘણા હર્ષિત થઈ તેમને કહેવા લાગ્યા : "વત્સ ! તું ધન્ય છે કૃતાર્થ છે. શ્રીમાન્ છે. તું અહી આવ્યો તે ઘણું ઉત્તમ થયું. મારુ આયુ હવે સ્વલ્પ માત્ર રહ્યુ છે. માટે હુ તારી પાસે એક માગણી કરું છું: મને નિર્યામણા કરાવીને પછી તુ તારી ઇષ્ટસિદ્ધિ માટે વિહાર કરજે."

મુનિ ત્યાં સુધી ત્યાં રહ્યા ભદ્રગુપ્તસૂરિજી મહારાજ અનશન કરી પંડિત મરણથી સ્વર્ગગામી થયા તે પહેલાં તેમણે મુનિને એક સૂચના કરી:

"વત્સ ! તું વજ્ર પાસે અધ્યયન કરવા જાય છે તો ખુશીથી અધ્યયન કરજે, પણ વજ્ર જ્યાં આહારપાણી વાપરતા હોય ને શયન કરતા હોય ત્યાં તેમની સાથે વાપરતો નહીં ને શયન પણ કરતો નહીં, અન્ય આવાસમાં વાસ કરજે. કેમકે જે એક વખત પણ વજ્ર સાથે વાપરે છે કે શયન કરે છે તે જો સોપક્રમી આયુષ્યવાળો હોય તો તે પણ વજ્રની સાથે જ અનશન કરી દેહને તજશે."

'જી, આપના કહેવા પ્રમાણે કરીશ.' એમ કહી નિર્યામણા કરાવી મુનિ આગળ વધ્યા. અને પુરી નામે નગરીમાં વજ્રસ્વામીજી મહારાજ વિરાજતા હતા, ત્યા આવી નગરી બહાર રાત્રિ વિતાવી પ્રાતઃસમયે વજ્રસ્વામી પાસે પધાર્યા.

રાત્રિએ વજ્રસ્વામીને એક સ્વપ્ન આવ્યું હતુ કે ક્ષીરપૂર્ણ પાત્ર તેમની પાસેથી કોઈ અતિથિએ આવીને પીધુ. ઘણું પીધું, સ્વલ્પ માત્ર પાત્રમાં રહી ગયું. સ્વપ્નફલ સંભળાવતા વજ્રસ્વામીએ મુનિઓને જણાવ્યુંઃ 'કોઈ અતિથિ મુનિ આજે અહી આવશે અને અમારી પાસે પૂર્વનો અભ્યાસ કરી જ્ઞાનનો મોટો ભાગ ભણશે. પૂર્વશ્રુતનો અવશેષ માત્ર અમારી પાસે રહી જશે.'

મુનિ દ્વાદશાવર્ત વન્દન કરી વજ્રસ્વામી પાસે બેઠા, એટલે વજ્રસ્વામીએ પૂછ્યુંઃ 'ક્યાંથી આવો છો ?' મુનિએ કહ્યુંઃ 'પૂજ્ય તોસલિપુત્ર આચાર્ય મહારાજ પાસેથી.' તમારું નામ મુનિ આર્યરક્ષિત છે ?' 'જી' વન્દનપૂર્વક મુનિએ કહ્યું 'સારું થયુ, તમે અહીં આવ્યા તે. તમે ક્યાં ઊતર્યા છો ?' 'જી અમે બહાર વસતિમાં આવાસ કરેલ છે.' 'મહાનુભાગ! બહાર વાસ કરીને અધ્યયન કેમ કરી શકશો ? શુ તમારી જાણ બહાર છે કે અધ્યયન તો ગુર્વાવાસમાં વસીને કરવું જોઈએ.'

'આચાર્ય શ્રી ભદ્રગુપ્તસૂરિજી મહારાજની આજ્ઞાથી અમારે જુદા આવાસમાં વાસ કરવો પડયો છે.' 'યુક્ત છે. પૂજ્યસ્થવિર ભગવન્ત કદી મિથ્યા ન કહે. તમે યથાર્થ કર્યું છે.'

( ૨ )

"બન્ધો ! આપશ્રીને અધ્યયન કરતાં વર્ષો વીત્યાં. આપના આગમનની પ્રતીક્ષા કરતાં માતાપિતા, ભાઈભગિની આદિ બન્ધુવર્ગ વિહ્વળ અને દુઃખી થઈ રહ્યો છે. જો કે આપે સ્નેહનો ત્યાગ કરેલ છે, ને સાક્ષાત્ વજ્રતુલ્ય વજ્રસ્વામીજી પાસે રહીને વૈરાગ્ય વજ્રથી પ્રેમ-પર્વતના ચૂરેચૂરા કરી નાખ્યા છે તોપણ કલ્યાણના કારણભૂત કારુણ્ય તો આપનામાં છે જ. શોકસાગરમા ડૂબતા સ્નેહીવર્ગનો ઉદ્ધાર કરવો આપને ઉચિત છે. માટે આપ દશપુર પધારી સર્વને દર્શનનો લાભ આપો." એક દિવસ આર્ય ફલ્ગુમિત્રે સાગ્રહ અરજ કરી.

આર્ય રક્ષિતજી અને આર્ય ફલ્ગુમિત્ર બન્ને સહોદર ભાઈ થાય દશપુર નગરમાં સોમદેવ નામના ચુસ્ત બ્રાહ્મણને ત્યાં રુદ્ર સોમા નામે જૈનધર્મમાં અભિરુચિવાળી બ્રાહ્મણીથી તેમનો જન્મ થયો હતો. ઉપવીત થયા બાદ તરત આર્ય રક્ષિતજીએ પિતા પાસેથી તેમનો સર્વ જ્ઞાનખજાનો સ્વલ્પ સમયમા મેળવી લીધો. ને વિશેષ અભ્યાસ માટે પાટલીપુત્ર નગરમાં ગયા. ત્યાં છયે અંગ સહિત ચાર વેદ, મીમાંસા, ન્યાય, પુરાણ, અને ધર્મશાસ્ત્ર એમ ચૌદે વિદ્યાઓ કડકડાટ કંઠસ્થ કરી દશપુર પાછા આવ્યા. રાજાએ ચતુર્વેદી વિદ્વાનનો, બહુમાન સહિત હાથીના હોદ્દા ઉપર આરૂઢ કરી, સામૈયા પૂર્વક નગર પ્રવેશ કરાવ્યો. નગરના સર્વ જન તેમને મળવા આવ્યા. ભેટણા કરીને તેમની પ્રશંસા કરતા પાછા વળ્યા. એક દિવસ માત્રમા તે મહાશ્રીમન્ત થઈ ગયા. છેવટ તેમને વિચાર આવ્યો કે મારી માતા, જેણે મને જન્મ આપ્યો છે, આટલી ઉચ્ચ સ્થિતિમાં મૂકયો છે, મારામાં બાલ્યાવસ્થાથી શુભ સંસ્કાર રેડયા છે તેને હું હજુ સુધી ન મળ્યો, સૌથી પ્રથમ મારે તેની પાસે જઈ તેને અભિનંદન કરવું જોઈએ. તો હવે શીઘ્ર જઈ માતાને મળું ને મારા વૃત્તાન્તથી તેને આનન્દિત કરું. તરત તે માતા પાસે આવ્યા. વિનયપૂર્વક પગે પડયો. 'ચિરાયુ ને અમર થા' એમ આશીર્વાદ આપીને માતાએ સામાન્ય જનની માફક મૌન ધારણ કર્યું. 'હુ વિદ્યારૂપ સાગરનો પાર પામીને આવ્યો છતા હે માતા, તુ પહેલાની માફક પ્રેમપૂર્વક કેમ બોલતી નથી ને મૌન ધારણ કરે છે? શું મારી ભક્તિ કે વિનયમાં તને ખામી જણાય છે.' માતા બોલી: "પુત્ર ! હિંસાના ઉપદેશથી ભરેલ અને નરકમા લઈ જનાર વિદ્યા ભણવાથી શું? મારી કુખે જન્મેલા તને નરક પ્રત્યે જતો જોઈને હું આનન્દ કેમ પામુ ? કાદવમા ખૂતેલ ગાયની માફક ખેદમાં નિમગ્ન થઈ હું દુઃખિત છુ. તારા ભણતરથી મને સર્વથા અસંતોષ છે. જો તને મારામા શ્રદ્ધા હોય તો સ્વર્ગ અને મોક્ષના કારણભૂત દૃષ્ટિવાદનુ અધ્યયન કર." "મા ! મને દૃષ્ટિવાદ કોણ ભણાવશે ? જે તે વિષયના જ્ઞાતા હોય તેમને બતાવ. હું તેમની પાસેથી તે શીખીશ" માતાએ કહ્યું: "સાધુઓ—જૈન મુનિઓ દૃષ્ટિવાદ જાણે છે, તુ તેમનો ઉપાસક બન. તેમની સેવા કરીને દૃષ્ટિવાદને શીખ." પુત્રે કહ્યુ "તારું વચન મને માન્ય છે. તે ગુરુ પણ મને પ્રમાણ છે. તેમનુ નામ ને ઠામ મને બતાવ, હું તેમની પાસે જઈશ." પુત્રના વિનયથી હર્ષિત થયેલી માતાએ વસ્ત્રના છેડા વડે આર્યરક્ષિતજીને વીંજતા વીંજતા કહ્યું: "આચાર્ય શ્રી તોસલીપુત્ર મહારાજ આપણી ઈક્ષુવાટિકામા વિરાજે છે તેમની

પાસે જા, તેઓ તને દૃષ્ટિવાદ ભણાવશે." "સવારે તેમની પાસે જઈશ" એમ કહી આર્ય-રક્ષિતજી દૃષ્ટિવાદના જ વિચાર કરતા કરતા રાત્રિમા સૂતા.

સવારે માતાને પૂછીને આર્ય રક્ષિતજી દૃષ્ટિવાદના અધ્યયન માટે ચાલ્યા. માર્ગમાં તેમના પિતાના મિત્ર તેમને મળવા માટે આવતા હતા, તે સામે મળ્યા. તેઓ ભેટણા માટે નવ શેરડીના સમ્પૂર્ણ સાંઠા ને એક થોડો કપાયેલ ખડ લઈને આવતા હતા. રસ્તામાં આર્યરક્ષિતજીને જોઈને, તે તેમને ઓળખતા ન હતા. છતાં, દિવ્યાકૃતિ અને દિવ્ય તેજથી અનુમાને ઓળખી પૂછ્યું. "તમે જ આર્યરક્ષિત છો?" આર્યરક્ષિતે મસ્તક નમાવી મૌન ભાવે હકાર ભણ્યા. એટલે તે તેમને ભેટી પડયા. અને બોલ્યા: "આ શેરડીના સાઠા હુ તમારે માટે લાવ્યો છું. તમે કઈ તરફ જાવ છો?" "હુ બહાર જાઉ છુ. આપ તે સાઠા મારી માતાજીને આપજો ને કહેજો કે બહાર જતા આર્યરક્ષિતને આ પ્રથમ શુકન થયેલ છે." બ્રાહ્મણે જઈ તે પ્રમાણે કહ્યુ. ત્યારે માતાએ વિચાર્યુ કે આ શુકનથી મારો પુત્ર નવ પૂર્વ સમ્પૂર્ણ ભણીને દશમા પૂર્વના ખડને ભણશે.

શ્રી તોસલિપુત્ર મહારાજના ઉપાશ્રય પાસે આવી આર્યરક્ષિતજીએ વિચાર્યુ કે ગુરુ મહારાજ પાસે જઈ શું વિનય કરવો એ મને ખબર નથી. રાજાની માફક ગુરુની પાસે પણ જેમ તેમ જવુ એ પરિચિતને પણ યોગ્ય નથી તો હું તો અપરિચિત છુ. માટે કોઈ શ્રાવક આવે તેની સાથે જાઉ એ ઉચિત છે. એમ વિચારી આર્યરક્ષિતજી બહાર કોઈ શ્રાવકની પ્રતીક્ષા કરતા બેઠા, અને મધુર સ્વરે સ્વાધ્યાય કરતા સાધુઓને સાંભળતા-સાંભળતાં તેઓ ત્યાં મૃગની માફક તલ્લીન થઈ ગયા. તેટલામા તે સમયે પ્રાતઃવન્દન માટે ઢઠ્ઠર નામે શ્રાવક ત્યા આવ્યા. તેની સાથે આર્યરક્ષિતજીએ પણ ત્રણ વખત 'નિસ્સિહી' કહેવા પૂર્વક પ્રવેશ કર્યો. ઇરિયાવહી પડિક્કમી આચાર્ય મહારાજ આદિ સર્વ સાધુઓને વિધિસહિત ઢઠ્ઠર શ્રાવકે વદન કર્યુ. તીવ્ર ક્ષયોપશમ અને શીઘ્ર ગ્રહણશક્તિના બળે આર્યરક્ષિતજીએ પણ તેની પાછળ પાછળ સર્વ સાભળીને યાદ રાખી વિધિપૂર્વક વંદનાદિ કર્યુ, ને યાવત્ બન્ને પૂંજીને આસને બેઠા. આર્યરક્ષિતજીએ ઢઠ્ઠર શ્રાવકને અભિનદન ન કર્યું તે કારણે આચાર્ય મહા-રાજને લાગ્યુ કે આ કોઈ અભિનવ શ્રાવક છે. સાવદ્ય કાર્ય—પાપપ્રવૃત્તિ જેણે ક્ષણ માત્ર પણ પૂર્વે ત્યજી છે તે પછીનાને માટે અભિવદનીય છે. આ આમ્નાયને બુદ્ધિમાન માણસ પણ શિક્ષણ વગર કયાથી જાણી શકે? એટલે આચાર્ય મહારાજે ધર્મલાભ પૂર્વક પૂછ્યુ: 'તમે કોની પાસેથી ધર્મવિધિ શિખ્યા છો?' 'આ શ્રાવક પાસેથી મને ધર્મપાસ થયેલ છે. અન્ય પાસેથી નહી' આર્યરક્ષિતજીએ ઉત્તર આપ્યો. પાસે રહેલ મુનિએ પણ પરિચય કરાવતાં કહ્યુ 'ભગવન્! વેદવેદાગના પારગત વિદ્વાન્ આ આર્યરક્ષિતજી આર્યા રુદ્રસોમાના પુત્ર છે. હાથીના હોદ્દા પર રાજાએ જેમનો પ્રવેશ કરાવ્યો હતો, તે આજે આ શ્રાવકાચારને અનુસરે છે એ અદ્ભુત છે." "શું શરીરધારીઓ નવા નવા ભાવપરિણામને ન પામી શકે? હવે હુ શ્રાવક છુ" એમ કહી આર્યરક્ષિતજીએ આચાર્ય મહારાજને વિનતી કરી કે 'ભગવન્! દૃષ્ટિવાદ ભણાવવાનો મારા પર અનુગ્રહ કરો. વિવેક વગર મે નરકમા લઈ જનાર હિંસોપદેશક સર્વ શાસ્ત્રનુ અધ્યયમ કર્યું પણ હવે મને અહિંસક શાસ્ત્રોના અધ્યયનની તીવ્ર રુચિ છે." શાન્ત અને યોગ્ય જાણી આચાર્ય મહારાજે કહ્યુ: "જો દૃષ્ટિવાદ ભણવાની અભિલાષા હોય તો દીક્ષાગ્રહણ કરો. દીક્ષિત થયા પછી તમને ક્રમે કરીને તેનું અધ્યયન કરાવાશે."

"મને દીક્ષા આપો. મારા મનોરથ પૂરવાને કામધેનુકલ્પ દીક્ષા મને કંઈ દુષ્કર નથી. પરન્તુ મારી એક વિનંતી છે કે મારી ઉપર કૃપા કરીને મને દીક્ષા આપીને તરત આપે અન્ય સ્થાને વિહાર કરવો જોઈશે, કેમકે રાજા અને નાગરિકો જો હું અહીં હોઈશ તો મારા તરફના પ્રેમને કારણે મને સંયમથી ચ્યુત પણ કરશે." આર્યરક્ષિતજીએ કહ્યું. આચાર્ય મહારાજ તેમને દીક્ષા આપીને અન્યત્ર વિહાર કરી ગયા, અને સારી રીતે ભણાવી વિશેષ ભણાવવા માટે તેમને શ્રી વજ્રસ્વામીજી પાસે મોકલ્યા. ત્યાં કેટલાંક વર્ષ બાદ તેમના ભાઈ તેમને બોલાવવા આવ્યા, તે આપણે પૂર્વે જોઈ ગયા.

આર્યરક્ષિતજી મહારાજ ભાઈના આગ્રહને વશ શું કરે છે? તથા તેમના શિષ્યમાંના એક શિષ્ય સાતમા નિહ્નવ કેવી રીતે થાય છે? તે સર્વ હવે પછી જોઈશું. (ચાલુ)

# 'ठवणासच्चे'

लेखक—पूज्य मुनिमहाराज श्री विक्रमविजयजी

ता. १६–३–४२ के 'स्थानकवासी जैन' पत्रमें डोसीजीने जो लिखा है उसका जवाब इस प्रकार है 'जैसे लाठीके घोडे बनाकर खेलते हुए लडकोंके आगे तेरे घोडेको इधर हटाव ऐसे बोला जाता है, न कि तेरी लाठीको हटाले ऐसा। यहां स्थापनाके सत्यका बराबर अर्थ निकलता है।' ऐसा सूरिजीका कथन है। तुम—'हमें भी मान्य है, यही भाव हमने भी बताया है, परंतु इससे मान्य मूर्त्तिपूजा तो सिद्ध नहीं होती है' ऐसा भी कहते हो और आगे चलकर स्थापनाके नाते व स्थापनाकारको बुरा नहीं लगे इसीलिये लाठीको घोडा कहा जाता है' ऐसा भी लिखते हो। जरा सोचो, स्थापनाकारको बुरा क्यों लगे? उसको लाठी कह देनेसे, स्थापनाकारको अप्रसन्नतारूप अशुभ भाव उत्पन्न होता होगा, और उसको घोडा कहनेसे स्थापनाकारको प्रसन्नतारूप शुभ भाव उत्पन्न होता होगा तब ही न? असदृश घोडेकी स्थापना भी जैसे स्थापनाकारको शुभ भावोत्पादक होती है, उसमें कोई भी खलेल नहीं डालना चाहीए, डाले तो पाप है, इसी तरह सदृश मूर्तिमें स्थापना भी स्थापनाकारको शुभ भावोल्लासक है, एवं उसमें खलेल डालनेसे मूर्तिविरोधियोंको महापाप लगता है, यह भी मान्य ही हुआ। २०–२५ लाठियोंका बयान भी उचित ही है। साक्षात् जो वस्तु जितना काम कर सकती है, स्थापित वस्तु या नाम भी इतना ही काम करता है ऐसा कौन मानता है? स्थापित वस्तु सर्वथा काम नहीं करती है, यही तो हमारा खंडनीय विषय है।

सोलहवें प्रकरणको आलोचनाके उपर जो आक्षेप किया है, यह तुम्हारी स्याद्वादकी सर्वथा अनभिज्ञताको बता रहा है। जिस तरह नाम जड होते हुए भी वह भगवानका वाचक होनेसे उसका भगवानसे कथंचित् अभेद है, उसी तरह मूर्ति (स्थापना) के साथ भी उनकी कथंचित् अभिन्नता है। 'कौनसा पर्याय मूर्तिमें है' यह प्रश्न उपेक्षणीय है, क्योंकि मूर्तिके पर्याय वंद्य है, ऐसा सूरिजीने कहा ही नहीं है, और जो कहा उसका मतलब तुम

समझे ही नहीं । 'कथंचित् क्यों ? सर्वथा कहनेमें क्या शर्म आती है ?' यह प्रश्न भी उपेक्षणीय ही है, क्योंकि कोई भी जैन सर्वथा भेद या सर्वथा अभेदका व्यवहार करता ही नहीं, करे तो वह जैन नहीं, मिथ्यात्वी है । और 'कथंचित् भिन्नका मतलब तो थोडीसी भिन्नता बहुतसी एकता है' ऐसा लिखते हो यह भी केवल लिखना मात्र ही है। कथंचित् अभिन्नका यह मतलब कहांसे पाया ? मनमानी करना हो तो, कथंचित् भिन्नका मतलब बहुतसी भिन्नता थोडोसी एकता क्यों न हो ? एवं च यह मतलब ही गलत होनेसे 'पत्थर आदिकी मूर्तिमें भावस्वरूपकी अधिक एकता किस तरह है ?' इस प्रश्नका उत्तर देना भी अनावश्यक ही है; क्योंकि कथंचित् भिन्नताका यह अर्थ है ही नहीं । 'मैं जानना चाहता हूं कि पत्थर आदिकी मूर्तिसे प्रभुकी एकता किस तरह हो सकती है' । इसका उत्तर यही है कि जिस तरह जड नामसे हो सकती है । और 'सूरिजीके न्यायसे भी वह सिद्ध होता है' इत्यादि जो लिखा है वह भी उन लेखोंका विपरीत अर्थ समझके ही लिखा है । कुंभारका जो महावीररूप नाम पर्याय है, वह भगवानका पर्याय नहीं है, और मूर्ति तो भगवानका पर्याय है । जब भगवानका पर्यायभूत नाम वंद्य है, तब उन्हींकी पर्यायभूत मूर्ति (स्थापना) भी वंद्य ही है, यह स्वयंसिद्ध है । और 'कुम्हारका पुत्र महावीरत्वसे रहित होनेसे वंदनीय नहीं तो गुणरहित मूर्ति पूजनीय क्यों' ? । यह प्रश्न भी असंगत है, क्योंकि कुम्हारके अवंदनीयत्वमें महावीरत्वराहित्य प्रयोजक है । ऐसे मूर्तिमें गुणरहितत्व अभीतक सिद्ध नहीं है ।

'नामस्मरण भावस्वरूपका होता है' यह भी असंभवित है । नाम और भावका कोई संबंध नही हो सकता है । नाम मूर्त है, और भाव अमूर्त है, तो भी संबंध है तो मूर्ति और भावका संबंध क्यो नहीं ? जिससे 'मूर्तिपूजक करते हैं भावसे भिन्न स्थापनाकी पूजा' ऐसा कहते हो । 'नामस्मरण व मूर्तिपूजामें इतना बडा अंतर है, स्मरण करनेवाला मूल वस्तुको ही यादकर नाम लेता है, किन्तु मूर्तिपूजक तो मूल वस्तुसे भिन्न दूसरी चीजकी पूजा करते है अत एव नामस्मरण करनेसे मूर्तिपूजाकी समानता नहा हो सकती,' यह भी केवल पाक्षिक आग्रहमात्र है । नामस्मरण और मूर्तिपूजामें किसी प्रकारका अंतर है ही नहीं, जैसे भावसे मूर्ति भिन्न है, ऐसे नाम भी भिन्न है । जिस प्रकार मूल वस्तुको यादकर उससे भिन्न नामको स्मरते है, इसी प्रकार मूल वस्तुको ही यादकर मूर्तिकी भी पूजा की जाती है, तो अंतर कहां रहा ? 'कल्पित आकृतिके सिवा मूर्तिमें जैसा कोई संबंध नही हैं' कहते हो उसी प्रकार कल्पित वाचकत्व संबंधके सिवा दूसरा कोई संबंध नामके साथ है ही नहीं, इस लिये तुमको नामस्मरण भी नहीं करना चाहीए। अतएव नाम और मूर्तिमें समानता होनेसे ही मूर्तिको नहीं माने तो नामका भी स्मरण त्यजनीय ही है । प्रमाण समान होने पर भी एक देशमें ही आग्रह करना कदाग्रह ही है, प्रामाणिकता नहीं. ।

विधवा स्त्रीका पतिनामस्मरणका दृष्टान्त भगवत्नामस्मरणके साथ बिलकुल संगत है। प्रभुके नामका स्मरण करनेवाला भी प्रभुको परोक्ष समझकरके ही करता है, और स्त्री भी

पतिको परोक्ष समझकरके ही उसका नामस्मरण करती है। जैसे वह विधवा स्त्री पतिसे साक्षात् होनेकी आशा नहीं रखती है, उसी प्रकार प्रभुके नामस्मरण करनेवाले भी प्रभुसे साक्षात् होनेकी आशा नहीं रखते, तो यह सब पतिनामस्मरणके साथ प्रभुनामस्मरणका समान धर्म होनेसे दृष्टान्त असंगत कैसे हो सकता है? और जैसे तुम्हारे कथनके अनुसार विधवा पतिका नाम लेनेसे उससे साक्षात् होनेकी आशा नहीं रखती कारण सधवा नहीं हो सकती है, उसी तरह तरह प्रभुके नामस्मरणसे भी प्रभुके साक्षात् होनेकी आशा न होनेसे नामस्मरण निरर्थक सिद्ध हो जायगा, यही उदाहरणकी सफलता है, और यहां ठीक भी जम गया। और 'विधवा परोक्ष मानकर स्मरण करती है, और आप प्रत्यक्ष मानकर पूजा करते हैं।' इत्यादि लेख भी असंगत है, क्योंकि वह परोक्ष मानती है और हम प्रत्यक्ष मानकर मूर्ति पूजते है। नामस्मरणके साथ तो दृष्टान्त बराबर संगत है, क्योंकि उभयत्र स्मरण होनेसे परोक्ष है, अतएव हमारे विषयमें वह दृष्टान्त नहीं हो सकता है।

'भावस्वरूपसे भिन्न नामनिक्षेपको यदि हम वंदनीय मानते तब तो आपका उदाहरण सफल हो सकता' यह कथन भी असत्य है। नाम तो भावसे भिन्न ही है, यह बात उपर बताई है। ऐसा होने पर भी उसका भावसे कथंचित् अभेद है, अतएव पूजनीय भी है ही।

'हमारा उदाहरण सफल और सार्थक है' यह भी लेख निरर्थक है। वह तो पतिको परोक्ष समझती है और मूर्तिपूजक तो प्रत्यक्ष समझते है यह तुमने ही पूर्वमें लिख दिया है अतएव वह थाल्यादि नहीं रखती है, और मूर्तिपूजक पूजासामग्री रखते है, इस लिए स्मरणका यह दृष्टान्त सफल और सार्थक है, और मूर्तिपूजाके विषयमें यह उदाहरण विरूद्ध है, इस लिए मूर्तिपूजाको अप्रामाणिक करनेके लिए दूसरा ही उदाहरण पेश करना होगा।

'हुंडी वा नोटके जो रुपैये मिलते है वो रुपैयोंकी स्थापनाके संबंधसे नहीं, किन्तु उनके स्वतः भावसे प्राप्त होते है,' यह लिखना गलत है। यदि नोट स्वतः भावसे चलते हो तो विदेशोमे भी चलने चाहीए, किन्तु चलते नहीं है, अतः स्वतः भावसे चलते है कहना गलत ही है। और नोट व हुंडी स्वतः के भावसे प्राप्त हो तो नोटके समान हुंडी भी सर्वत्र रुपैयोंकी प्रापक होनी चाहिए। रुपैया जो आजकल मुद्रासहित चांदीका गोलाकारविशेष देखा जाता है, वो ही भाव है, नोट और हुंडी उसकी स्थापना ही है।

सूरिजीने—भाव रूपैयाकी अपेक्षया हुंडी और नोट स्थापना ही है, और हुंडी और नोट—रूपसे वे भाव ही है—ऐसा जो कहा है वह बिलकुल यथार्थ और प्रमाणसंगत है।

इस तरह अनेक प्रमाणोसे और सूत्रोसे भी भावोल्लासकत्वेन स्मरणीय समझते हुए भी इतरोंके तथाविध कार्यका अनादर करना यह एक मनुष्यके एक अवयवकी सेवा शुश्रूषा करना और अपर अवयवको दण्डादिसे ताडन करना ही है। इस लिये जो प्रमाणसिद्ध पदार्थोंको मान्य करते है, उन सबके लिये 'गुरुविरहम्मि गुरुठवणा' इत्यादि शास्त्रवाक्य और प्रमाण अवश्य ही उपकारी ही है, न कि अप्रामाणिकोंके लिए।

કવિ શ્રી સમયસુંદર ઉપાધ્યાયે કરેલું

# વિ. સં. ૧૬૮૭ના ભયંકર દુષ્કાળનું વર્ણન

સંગ્રાહક—પૂજ્ય મુનિમહારાજ શ્રી મહિમાપ્રભવિજયજી

પરમ પૂજ્ય પ્રાતઃસ્મરણીય આચાર્ય મહારાજ શ્રી વિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજના જ્ઞાનભંડારનાં પુસ્તકોની યાદી તૈયાર કરતી વખતે, કવિશ્રી સમયસુંદર ઉપાધ્યાયવિરચિત 'વિશેષશતક'ની છપાયેલી પ્રત જોવાનો પ્રસંગ સાંપડ્યો. આ ગ્રંથની અંતિમ પુષ્પિકા જોતાં એ ગ્રંથ શ્રી મેડતાનગરમાં વિ સં. ૧૬૭૨ માં રચવામાં આવ્યો હતો. જે હસ્તલિખિત પ્રતના આધારે આ ગ્રંથનું મુદ્રણ કરવામાં આવ્યું છે તે પ્રત વિ. સં. ૧૬૮૭ માં કર્તાએ પોતાના હાથે જ લખેલી છે. અને તે પ્રતમાં અંતમાં પુષ્પિકા આપ્યા પછી વિ. સં. ૧૬૮૭ માં પડેલા ભયંકર દુકાળનું વર્ણન કરતા ચાર શ્લોકો કર્તાએ મૂક્યા છે. માત્ર ચાર શ્લોકો જેટલા ટૂંક વર્ણનમાં પણ કર્તાએ તે વખતના દુષ્કાળનો તાદશ ચિતાર આપ્યો છે. એ વર્ણન જાણે અત્યારના જ સમયને અનુલક્ષીને ન લખાયું હોય એવું લાગવાથી અહીં પ્રગટ કરવામાં આવ્યુ છે.

मुनिवसुषोडशवर्षे गुर्जरदेशे च महति दुष्काले ।
मृतकैरस्थिग्रामे जाते श्रीपत्तने नगरे ॥ १ ॥
भिक्षुभयात् कपाटे जटिते व्यवहारिभिर्भृशं बहुभिः ।
पुरुषैर्माने मुक्ते सीदति सति साधुवर्गेऽपि ॥ २ ॥
जाते च पञ्चरजतैर्धान्यमाणे सकलवस्तुनि महर्घे ।
परदेशगते लोके मुक्त्वा पितृमातृबन्धुजनान् ॥ ३ ॥
हाहाकारे जाते मारिकृतानेकलोकसंहारे ।
केनाप्यदृष्टपूर्वे निशि कोलिकलुण्टते नगरे ॥ ४ ॥
तस्मिन्समयेऽस्माभिः केनापि च हेतुना च तिष्ठद्भि ।
श्रीसमयसुन्दरोपाध्यायैर्लिखिता च प्रतिरेषा ॥ ५ ॥
मुनिमेघविजयशिष्यो गुरुभक्तो नित्यपार्श्ववर्ती च ।
तस्मै पाठनपूर्वं दत्ता प्रतिरेषा पठतु मुदा ॥ ६ ॥
प्रस्तावोचितमेतत्तु श्लोकषट्कं मया कृतम् ।
वाचनीयं विनोदेन गुणग्राहिविदांवरैः ॥ ७ ॥

અર્થ—(૧) સં. ૧૬૮૭ ની સાલમાં ગૂજરાતમાં મોટો દુકાળ પડવાથી, શ્રી પત્તન (પાટણ) શહેર મડદાંઓના લીધે હાડકાઓના સમૂહ જેવું થઇ ગયું હતું. (૨) ઘણાખરા શેઠીઆઓ ભિખારીઓની બીકથી બારણાંઓ બંધ કરી દેતા હતા, પુરુષોએ માન-સન્માન મૂકી દીધું હતું અને સાધુસમુદાય પણ હેરાન થતો હતો (૩) અનાજનો ભાવ પાંચ રૂપિયે મણનો થઈ ગયો હતો અને બીજી બધી વસ્તુઓના ભાવ પણ બહુ વધી ગયા હતા, અને લોકો પિતા-માતા ભાઇ વગેરેને છોડીને પરદેશ ચાલ્યા જતા હતા. (૪) મરકીના લીધે અનેક

મનુષ્યોનો સંહાર થવાથી, પહેલાં કોઈએ નહીં જોયેલ એવો, હાહાકાર થઈ ગયો હતો અને રાત્રે કોળી લોકો નગરમાં લૂંટ ચલાવતા હતા (૫) આવા વખતમાં કોઈક કારણસર (પાટણમાં) રહેતા એવા અમે-શ્રી સમયસુન્દર ઉપાધ્યાયે-આ નકલ લખી (૬) અને ગુરુભક્ત અને હમેશાં પાસે જ રહેતા એવા મુનિ મેઘવિજય નામના શિષ્યને અધ્યયન કરાવવા પૂર્વક આ પ્રતિ અમે આપી. તે હમેશાં આનંદપૂર્વક ભણો! (૭) પ્રસંગને અનુકૂળ એવા આ છ શ્લોકો મેં બનાવ્યા છે તે ગુણગ્રાહી વિદ્વાનો વિનોદપૂર્વક વાંચો!

## श्रीजिनेन्द्रसूरि–सज्झाय

अन्वेषक–पूज्य आचार्य महाराज श्रीविजययतीन्द्रसूरिजी

(चाल–कडखानी)

आज गच्छराज महाराज मांने मल्या, मुज शासनदेव तूठा ।
रयणचिंतामणि कल्प फलियो कहुं, आज सुरधेनु मुज गेह वूठा ॥१॥
सोहमवंश में हीर जिसडा हुआ, रयणधर्म विरुद सुजस धारुं ।
सोहनी सूरति मोहनी मुरति, देखियो साधुपति सुदीदारुं ॥२॥
पाट तपगच्छ तणे ठाटना कारणे, घाट विधुनाथ सुघड घडियो ।
जगत में वीर युं धीर तो जाणिये, हेमरी मुद्रडी हीर जडियो ॥३॥
मरुधरदेशमें नगर बहु मोटको, शहर सोजत जगमाहीं सोहे ।
ओसवंशे सुगुरु आयने ऊपन्या, महीयल विचरंत मोहे ॥४॥
चंद अरु वेद वसु शशिधर वरसे(१८४१) सही, धवल मृगशिर विधुवार आयो।
वनि(दि)य दसमी दिने अमृतवेला सुखद, प्रगट तपगच्छनो पाट पायो ॥५॥
मरुधरदेश मे संघ ने बहु मुनिवर मल्या, शहर जेतारणे तख्त साजे ।
वाणि अमृत जिसी वदन तुज वरसती, गुहिर आषाढ जलधार गाजे ॥६॥
भूरि रणतूरि बाजित्र बहुला बजे, गोरडी बहुली वाह लगावे ।
घूमणी देवती लुंछनी लेवती, थाल भर मोतियाँ गुरु वधावे ॥७॥
माता गुमानदे जात एहवो जन्यो, तात हरचंदरो वंश तारु ।
पुन्य अंकूर मम सुरघट कियो, सयल संसारना काज सारु ॥८॥
क्रोड दिवालिये राजरो जस खरो, प्रबल जिनेन्द्रसूरि प्रतापी ।
विबुध आगमतणो शीष वल्लभ वदे, थिर लग्न अडग तुज्झ थापी ॥९॥

संवत् १९२२ भाद्रवसुदि ११ दिने लि० भुवनसागरेण. सीरोहीनगरे

(भूपेन्द्रसूरि–ज्ञानभंडार चिं० नं० ८)

# તપાગચ્છાધિરાજ શ્રી વિજયપ્રભસૂરિનો

# સં. ૧૭૨૩ નો ક્ષેત્રાદેશપટ્ટક

સંગ્રાહક—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ

**જૈનોની** સંઘીય વ્યવસ્થાના જે જે ઐતિહાસિક સાધનો પ્રાપ્ત થતાં જાય છે તે પરથી જૈન સાધુઓ અને શ્રાવકોની પારસ્પરિક મર્યાદાનો ખ્યાલ આવે છે. સાધુઓ જેઓ ગચ્છપતિ આચાર્યની આજ્ઞામાં રહી **आणए धम्मो**નું યથાર્થ રીતે પાલન કરતા તે **क्षेत्रादेशपट्टको** ઉપરથી, અને શ્રાવકો પોતાની સહીથી પોતાના ગામ–નગરમાં આચાર્યને જ્યેષ્ટ સ્થિતિ–ચાતુર્માસ માટે વિનતિ કરતા તે **विज्ञप्तिपत्रो** પરથી જાણી શકાય છે. આથી શ્રાવકોની **विज्ञप्ति**-વિનતિ અને આચાર્યોના **आदेश**માં ધર્મમૂલક મર્યાદા–ભાવના સચવાઈ રહેતી આમ ઘટતી સંખ્યામાં પણ જૈનસંઘનું સંગઠન જીવિતરૂપ બની રહેતું. આજના સમાચારપત્રો અને રેલગાડીના વિદ્યુદ્‌વેગી જડયુગમાં આવાં **आदेशपट्टको** અને **विज्ञप्ति**ઓ અદૃશ્ય બન્યાં છે.

શ્રાવકો પોતાના ગામ–નગરમાં ચાતુર્માસ માટે ગચ્છપતિ આચાર્યને વિનતિ કરતા–લખતા. જે સ્થળેથી વિનતિ આવી હોય તે અને ક્ષેત્રસ્પર્શનાને યોગ્ય બીજાં નગરોમાં સ્વયં ગચ્છપતિ આચાર્ય પોતાના આજ્ઞાનુવર્તી સમુદાયમાંથી સામાન્ય રીતે ઉપાધ્યાય, પંન્યાસ, પંડિત આદિ પદવી ધરાવનારા યોગ્ય સાધુઓને તેમના શિષ્યાદિ વર્ગ સાથે તે તે ગામ–નગરમાં ચાતુર્માસ કરવા માટે નિર્ણય આપતા. આવા નિર્ણીત આદેશનો ખરડો બનાવી; તેની નકલો તે તે સાધુઓને મોકલી આપતા. તેમાં સામાન્ય રીતે આદેશક ગચ્છપતિના સ્વર્ગસ્થ ગુરુને નમસ્કાર લખાતો અને તે પછી આદેશક અમુક સૂરિએ અમુક સાલની જ્યેષ્ટસ્થિતિ–ચાતુર્માસનો આદેશપટ્ટક લખ્યો છે, અમુક દેશે, એ પ્રમાણે મથાળું કરાતું. તે પછી તે તે ઉપાધ્યાય, પંન્યાસ કે પંડિત અને ઋષિ પદવીધારી સાધુઓનાં નામો અને તેની સામે ગામોનાં નામો લખતાં, જેમાં ૧–૨–૩–૪ ગામો પોતાના શિષ્યાદિ વર્ગથી સંભાળી લેવાની નોંધ હોય છે આજ્ઞા બહાર થયેલા સાધુઓ માટે **गणाद् बहिः** લખાતું, જેથી પ્રતિષ્ઠિત ગ્રામ–નગરના સંઘો તેમને સન્માનતા નહિ; અંતમાં સાધુઓને થોડોક ઉપદેશ લખાતો.

આવા પટ્ટકો જોતાં લાગે છે કે ક્ષેત્રાદેશપટ્ટકો તે જ સાધુઓ માટે હશે, જેઓ જુદે જુદે સ્થળે શેષ કાળમાં વિચરતા હોય છે. પોતાની પાસે કે આસપાસ વિચરતા સાધુઓ, જેમને મૌખિક સમાચાર આપી શકાય તેવા હોય તેમનો આવા આદેશપટ્ટકોમાં ઉલ્લેખ કરાતો નહિ હોય. કેમકે શ્રી વિજયપ્રભસૂરિનો આજ્ઞાનુવર્તી સમુદાય તો ખૂબ વિશાળ હતો, જેમાંના કેટલોક વિદ્વાન સાધુઓના નામો આમાં નથી. **अस्मत्पार्श्वे** એમ જે લખાય છે તે પણ અન્યત્ર વિચરતા સાધુએ તેમની પાસે આવી જવું એવું સૂચવવા માટે હોય એમ લાગે છે. વળી આચાર્યોને ચાતુર્માસ કરવાનો આદેશ પણ ક્યાંય કોઈ પટ્ટકમાં ઉલ્લેખાયો નથી; તેથી તેમને નિર્ણય કરવાનો સ્વયં અધિકાર હશે, અથવા તેઓ ગુરુને પૂછાવી લેતા હશે; જેમાં આદેશ–હુકમની ભાવના હળવી બનેલી હોય, એમ લાગે છે.

આવાં ક્ષેત્રપટ્ટકોમાં **વિજ્ઞપ્તિપત્રો**ની માફક ઐતિહાસિક બાબતો નોંધાતી નહોતી. છતાં જૈન સંઘની રહેણી–કરણી ઉપરથી આપણને કેટલાક ઐતિહાસિક સૂચનો - અવશ્ય મળી રહે છે, જે જૈનોની તત્કાલીન સામાજિક સ્થિતિ પર પ્રકાશ પાડે.

સામાન્ય રીતે તેવાં જ સ્થળોમાં સાધુઓ ચાતુર્માસ માટે જતા જ્યાં શ્રાવકોની બહોળી સંખ્યા હોય, સુખી–સમૃદ્ધ હોય અને ઓછામાં ઓછું એકાદ દેરાસર અને ઉપાશ્રય હોય. આવા પટ્ટકો તે તે સાધુઓની, આદેશપટ્ટકમાં જણાવેલી સાલની આગળ પાછળ ૫૦–૭૫ વર્ષ ગણીને, વિદ્યમાનતા આંકવામા સહાયક નિવડે આવા ક્ષેત્રપટ્ટકો ગૂજરાત અને મેવાડનાં મળી આવે છે. ગૂજરાતના પટ્ટકોમા કેટલાંક આજે ગૂજરાત બહારનાં ગામો પણ જણાય છે; તેથી તે સમયે ગૂજરાતની સીમા ક્યા સુધી હતી તેનો પણ ખ્યાલ આવે છે. મારા ધારવા મુજબ ગૂજરાત બહારનાં ગામ–નગરોનો મેવાડમા સંગ્રહ કરાતો, કેમકે ગૂજરાત સિવાયના પંજાબ આદિ દેશોમાં જૈનોની સખ્યાનુ પ્રમાણ તે સમયે પણ ઓછું હતુ. તેથી તેનો અલગ નિર્દેશ થતો નહિ

ક્ષેત્રપટ્ટકોમા નોંધાયેલાં ગામ–નગરોની શોધ કરવામા આવે તો તેમાથી કેટલાયે ભૂશાયી કે ભૂગર્ભમા ભળી ગયા હશે, ત્યાં જૈનોની સખ્યા ઘટવાની કે ગણવાની વાત જ શી ! આજે તો આ ગામડાઓ પણ વિજ્ઞાનયુગની કારમી ફાળમા સપડાયાં છે. અને તેનુ મૌલિક હીર લૂંટાતું જાય છે.

આવા ક્ષેત્રપટ્ટકોનો પરિચય પુરાતત્ત્વવિદ્ શ્રીમાન્ જિનવિજયજીએ, તેમના **જૈન સાહિત્ય સંશોધક**ના ખંડ ૧ ના અંક ૩ માં કરાવ્યો છે. તેમણે સં. ૧૭૭૪ થી ૧૯૦૩ સુધીનાં દશ અને તે પછીના અંકમા સ. ૧૬૬૭ અને ૧૮૪૫ ના ક્ષેત્રપટ્ટકો આપ્યાં છે.

મારી પાસેનાં બે ક્ષેત્રપટ્ટકો સ. ૧૭૨૩ અને ૧૭૮૬–૮૮ નાં છે. પ્રથમનુ તો શ્રી વિજયપ્રભસૂરિ*–કે જેમના ગુરુના સમયથી જ ભગવાન મહાવીરની પટ્ટપરપરા માટે મોટી ઉથલપાથલ મચી હતી, એટલુ જ નહિ, એ પરંપરાનો તેમની પછી લગભગ વિચ્છેદ થયો –તે અતિમ ગચ્છપતિ આચાર્યનું સં. ૧૭૨૩ નું છે, જે પ્રકાશિત થયેલા પટ્ટકોમાં પ્રાચીનતાની દૃષ્ટિએ બીજા નંબરનું ગણાય. બીજુ ક્ષેત્રપટ્ટક તૂટક હોવાથી અધૂરું છે. આ ક્ષેત્રપટ્ટક બીજાઓથી કંઇક ભિન્ન રીતનુ છે. તેમાં ગામોની સામે આપેલ સાધુઓનાં નામો કેટલેક સ્થળે તો ખાલી પડેલાં છે. અને ઉપર આદેશક ગપચ્છપતિ કે તેમના ગુરુનું નામ સુધા નથી. આથી જણાય છે કે આ પટ્ટક વ્યક્તિગત ક્ષેત્રાદેશપટ્ટકની સંગ્રહ–નોંધ હશે. છતા તે પણ ઉપયોગી થઈ પડે એ હેતુથી આપું છું.

* શ્રી વિજયપ્રભસૂરિનો જન્મ કચ્છના મનોહરપુરમાં સ. ૧૬૭૭ માહ સુદિ ૧૧ ના દિવસે થયો હતો. પિતાનુ નામ ઓસવાલ વશી શા. શિવગણ અને માતાનુ નામ ભાણી હતુ. તેમણે સં. ૧૬૮૬ માં એટલે ૯ વર્ષની ઉંમરે શ્રી વિજયદેવસૂરિ પાસે દીક્ષા લઇ શ્રી વીરવિજય નામ ધારણ કર્યું હતુ. સં. ૧૭૦૧ માં પંન્યાસપદ, સં. ૧૭૧૩ ના વૈશાખ સુદિ ૧૦ ને દિવસે ગંધારમાં આચાર્યપદ મેળવી શ્રી વિજયપ્રભસૂરિ નામ ધારણ કર્યું હતુ. તેમનું સવિસ્તર વિવેચન મારા તરફથી સપાદિત થતા દિગ્વિજય મહાકાવ્યમાં આવશે.

श्री पार्श्व

॥ ॐ नत्वा भट्टारक-श्रीविजयदेवसूरीश्वरगुरुभ्यो नमः ॥

सवत् १७२१ वर्षे श्रीविजयप्रभसूरिभिर्ज्येष्टस्थित्यादेशपट्टको लिख्यते श्रीमेवातदेशे ॥

| | |
|---|---|
| પં. ધર્મવિજય ગ૦ | પટણો ૧ |
| પં. દર્શનસૌભાગ્ય-પં. માનસાભાગ્ય | સથાણો ૧, વાભ્રણવાડો ૨, શંકરાણી ૩ |
| પં. કનકવિમલ ગ૦ | પુર ૧, સાહિપુર ૨ |
| પં. કલ્યાણસાગર | નરાયણો ૧, પીપલાજ ૨, જોવનેર ૩ |
| પં. તેજસાગર | સમાણા ૧, લાહોર ૨ |
| પં. ભાગ્યસૌભાગ્ય ગ૦ | કૃષ્ણગઢ ૧ |
| પં. લક્ષ્મીવિમલ | માલપુરો ૧, મનોહરપુર ૨ |
| પં. વિદ્યાહંસ ગ૦ | આગરાપાર ૧ |
| પ. ગુણવિજય | ટુંકરવાડિ ૧, રૂપાલી ૨ |
| પં. હર્ષવિજય-જીતવિજય | વૃદ્ધમરુદેશે |
| પં. તેજસુંદર-પં. રત્નસુંદર | યાહનાવાદ ૧, જૂની દિલ્લી ૨ |
| પં. નરસાગર | વણહેડો ૧, માંડલિ ૨ |
| પં. માનવિજય-ઉ. લાવણ્યસ | કપ ૧ |
| પં. મુનિસોમ | ભોરુદો ૧ |
| પં. હર્ષવિજય ગ૦ | ટોડા ૧ |
| પં. અમૃતવિજય-લક્ષ્મીવિજય | માલવદેશે |
| પં. મુક્તિસુંદર | મુલતાન તથા સરસા ભટનેર |
| પં. દીપસૌભાગ્ય | ફતેપુર ૧, લાડણૂ ૨ |
| પં. મુક્તિચંદ | માલવદેશે |
| પ. જસકુશલ ગ૦ | નાસવણુ ૧ |
| પં. મુનિવિજય ગ૦ | દાંતડો ૧ |
| પં. વિનયવિજય | દેધાણો ૧ |
| પ. દયાવિજય | નાડિ ૧, પીસાંગિણુ ૨, સમેલ ૩ |
| પં. કપૂરવિજય | થામલો ૧ |
| પ. પ્રેમવિજય | રુપનગર ૧ |
| પ. ખીરસાગર-હીરસાગર. | સરવાડિ ૧, દૂણી ૨, સાંવરઘટિયાલી ૩ |
| પં. સિંહસૌભાગ્ય | ગોવિંદગઢ ૧ |
| પં. વિજયસૌભાગ્ય | હરસોર ૧, જાઉલુ ૨ |
| પ. જયચંદ્ર | દૂગોલી ૧ |
| પં. સદાકુશલ | પં. ગંગકુશલપાર્શ્વે |
| પં. ખેમધર્મ | ખરવું ૧, કો. નોગેલા ૨ |
| પં. જીતહંસ | અલવર ૧, તજારા હસીહસાર |
| પં. દયાણંદ | વૃદ્ધમરુદેશે |

| | |
|---|---|
| પં. લીલસાગર | ગણાદ્બહિઃ |
| પં. પ્રતાપકુશલ | મસૂદા ૧, લીહડી ૨ |
| પં. ઋદ્ધિહર્ષ | મહિમ ૧ |
| પં. ઉદયવિજય–શ્રી અનૂ. સ. | વીકાનેર ૧ |
| પં. લલિતસાગર | ભિણાય ૧ |
| પં. જસસાગર | સાંગાનેર ૧ |
| પં. ભાવાણંદ | પીહિ ૧ |
| પં. શુભવિજય–પ્રેમહંસ | વૃદ્ધમરુદેશે |
| પં. પ્રમોદસાગર | વૃદ્ધમરુદેશે |
| પં. સુખસાગર | ચાટસૂ ૧ |
| ઋ. રત્નસાગર | હીરાપુર થાનવાસૂ |
| ઋ નયવર્દ્ધન | સેરપુર |
| ઋ. જસવિમલ | ભગવંતગઢ ૧, ઊણીયારું ૨ |
| ઋ. ચતુરસાગર | બાવરો ૧ |
| ઋ. ભીમવિજય | વૃદ્ધમરુદેશે |
| ઋ. હસ્તિવિજય | ટુંક ૧ |
| ઋ. મેરુસૌભાગ્ય | રાજગઢ ૧ |
| ઋ. સુખસુંદર | લવાદર ૧ |

अत्रोद्धरितक्षेत्रादिचिन्ता पं. हर्षविजय–पं. प्रेमविजयगणिभिर्विधेयेति मङ्गलम् ।

गौतमस्वामिभ्यो नमः

સં. ૧૭૮૬–૧૭૮૮

| | | |
|---|---|---|
| શ્રી શ્રીમાલનગરે | વા. ભીમસાગરગણિ | વા. મેઘરાજ |
| શ્રી ધાણસાસુસ્થાને | વા. જ્ઞાનકીર્તિ | વા. હંસરાજ |
| શ્રી જાલોર દુર્ગે | વા. ન્યાનકીર્તિ | વા. હંસરાજ |
| શ્રી મોરસીમનગરે | વા. લાલરત્ન | વા. ન્યાનકીર્તિ |
| શ્રી સાચોરનગરે | વા. હંસરાજ | પં. લક્ષ્મીહંસ |
| શ્રી રુડદ્રહાનગરે | વા. મેઘરાજ | વા. ભીમસાગર |
| શ્રી ગુઢાનગરે | વા. મેઘરાજ | વા. ભીમસાગર |
| શ્રી બાહડમેરૂદુર્ગે | વા હંસરાજ | વા. જ્ઞાનકીર્તિ |
| શ્રી વિશાલગ્રામે | | |
| શ્રી કોટડા | | |
| શ્રી ઉનડી | મુ. લખમણ | |
| શ્રી સોઝિતનગરે | વા. સુમતિરાજ–વા. ધર્મરાજ– | વા. નરરાજ |
| શ્રી બીલાડાસુસ્થાને | વા. નરરાજ | લખમણ |
| શ્રી પાદુનગરે | વા. જ્ઞાનરાજ | મુ. માણિક્યરાજ |
| શ્રી આઉઆનગરે | વા. નરરાજ | વા. સુમતિરાજ |

| | | |
|---|---|---|
| શ્રી ષેંખાનગરે | વા. નરરાજ | વા. ધર્મરાજ ૨ |
| શ્રી ગુંદવચનગરે | મુ. માણિક્યરાજ | પં. જ્ઞાનરાજ ૧ |
| શ્રી ખીમાડાગ્રામે | મુ. મુનિરાજ | શ્રી ચદ |
| શ્રી ખીમેલગ્રામે | મુ. શ્રીચંદ | મુ. મુનિરાજ |
| શ્રી જાષોરા | | |
| શ્રી પીલવણી | | |
| શ્રી સાંડેરા | પં. ન્યાયરત્ન | |
| શ્રી દેવસૂરીનગરે | મુ. ચારિત્રરત્ન | પં. નગરાજ |
| શ્રી નાડૂલનગરે | પં. લક્ષ્મીહંસ | પં. વા. લાલરત્ન |
| શ્રી નાડૂલાઇનગરે | પં. ન્યાનરત્ન | મુ. ચારિત્રરત્ન |
| શ્રી સાદડીનગરે | પ. નગરાજ | પ. ન્યાનરત્ન |
| શ્રી નાંદસમાનગરે | મુ. ચારિત્રશેખર | પ. નગરાજ |
| શ્રી દેલવાડાગ્રામે | મુ. અખેરત્ન | મુ. વિનયરાજ |
| શ્રી ગુઢલાગ્રામે | મુ. વિનયરાજ | મુ. અખૈરત્ન |
| શ્રી ઉદયપુરે | પં નગરાજ | મુ. ચારિત્રશેખર |
| શ્રી ઉટલા | | |
| શ્રી ઝીલવાડા | | |
| શ્રી દિલ્લી મહાનગરે | મુ. હેમકીર્ત્તિ | લલિતસાગર |
| શ્રી આગરા દુર્ગે | | |

## ઉપાધ્યાય શ્રી જ્ઞાનસાગરજી ગણિકૃત

# તીર્થમાલા-સ્તવન

[ વિ. સં ૧૮૨૧ માં રચાયેલી એક મહત્ત્વની કાવ્યકૃતિ ]

સંગ્રાહક તથા સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી જયંતવિજયજી મહારાજ.

( ગતાકથી ચાલુ )

ઢાળ ૯ ( દૂહા )

**પાટણ** નયર તે પરગડો, **કુંણગર** ગામેં જાય,
કીયો ઉત્સવ શ્રી સિદ્ધચક્રનો, દિવસ ત્રિણ્ય તિહાં થાય. ૧
દેહરું તિહાં એક મોટકું, બીજેં બે છેં અન્ય;
વાંદી પૂજી હરખીયા, તન્મય કરી તનમન્ન. ૨
**ભૂષણદાસ** આગળ ગયા, **રાધનપુર** ભણી તાંમ;
શ્રી ગોડીચારાયની(?), યાત્રાવવસ્થા કામ. ૩
સંઘ પાછળથી ઉપડયો, વચેં તલાવેં ઠાય;
બીજે દીન સઘ આવીઓ, શ્રી **સંખેશ્વર** સુભ ઠાય ૪

ઢાલ ૯ દૂહા [૧] પરગડો=પ્રગટ. [૩] યાત્રાવ્યવસ્થા કામ=યાત્રાની વ્યવસ્થા કરવા માટે.

( ઢાલ-મધુકરની )

શ્રી **સંખેશ્વર** પ્રભુ દીઠા, ભવ ભવ પાતીક નીઠા;
અમૃતથી લાગા મીઠા, સુખકર સાહેબનેં સેવો. ૧
**સંખેશ્વર** તિરથ જીુતું, વાંદતાં ન રહ્યુ કાંઇ ઉણું;
જનમ સફ્લ તેહથી ઘણું, સુખકર૦ ૨
મૃગમદ કેસર સ્યું ઘોલી, પ્રભુ પૂજેં મલી મલી ટોળી;
ગુણ ગાઈ ભમર ભોલી, સુખકર૦ ૩
ઉછવ મહોછવ બહુ થાવેં, નાટિક ગીત ભાવના ભાવેં;
સમકિત નિરમલતા પાવેં, સુખકર૦ ૫
**રાધનપુર**ના વ્યવહારી, નામ **મસાલીયા** સુવિચારી;
આવેં ભૂષણ સાથેં નિરધારી, સુખકર૦ ૫
તેહ કહેં **રાધનપુર** આવ્યેં, તુમ્હ સઘલા વાંછિત ફ્રાવે;
ઉદ્યમ સવી વગમે આવેં, સુખકર૦ ૬
વાત તે સઘવી મન બેઠી, સરવ લોકનેં મન લાગી મીઠી;
ચિત્ત ચિંતા સવિહું નીઠી, સુખકર૦ ૭
**પાસ** નમી કીધું પ્રયાણું, ગામ **સમી** પૂગ્યા જાંણું;
તિહાં **મહાવીર** દેવ વખાણું, સુખકર૦ ૮
જિનવર વાંદી આગળ આવેં, ગામ ચંદુર વિચમેં આવેં;
ચૈત્ય એક વાંદી સુખ પાવે, સુખકર૦ ૯
**રાધનપુર** નિકટેં આવ્યા, સંઘ સાહમીઉ મોટુ લાવ્યા;
સંઘવીને પધરાવ્યા, સુખકર૦ ૧૦
સેઠ તિહાં **હરખચંદ** હાત્થી, **મસાલીયા જીવણ** સાથી;
સેઠ **ગોડો** ધરમનો હાથી, સુખકર૦ ૧૧
ઇત્યાદિક સંઘ સુવહિતા, સંઘવીના સહુએ પ્રીતા;
સંઘભક્તિ કરે સુપ્રતિતા, સુખકર૦ ૧૨
તિહાં ઉંચાં જિનમંદિર સોહેં, બાર સંખ્યાઈ મન મોહેં;
જિન પૂજે મૂકી દ્રોહેં, સુખકર૦ ૧૩
ધ્વજ દંડ અતિ ઉન્નત લહકેં, સોભા અતિશયની ઝબકે;
મન તિહાંથી આઘુ નવિ સલકે, સુખકર૦ ૧૪
સવિ દેહરે યાત્રા કીધી, શિવસુખની વધાઈ દીધી;
મન વંછિતની લઇ સિદ્ધી સુખકર૦ ૧૫

ઢાલ ૯ [૨] ઉણ=બાકી [૩] મૃગમદ=કસ્તૂરી. [૬] વગ=અનુકૂળ. [૧૪] સલકે=ખસે.

સંવેગી **ઉત્તમવિજય** કહાવેં, નિજ પરિકર સહુ સાથેં લાવેં;
તે પણિ સંઘ સાથેં આવેં, સુખકર૦ ૧૬
**સાહજી ગુણચંદ** સુવિચારી, સોની **હીરાચંદ** વ્રતધારી;
શ્રી સંઘને હોઇ વ્રતધારી, સુખકર૦ ૧૭
અઠમ તપ યક્ષનેં ધ્યાયો, સુહણામાં તતખિણ આયો;
દરિસણું દીઠે મન ભાયો, સુખકર૦ ૧૮
જે સાનો(?) ગઢવી આવેં, કહેં સંઘ જો **સોઇ** ગામ આવેં;
તો પ્રભુ દરિસણ પાવેં, સુખકર૦ ૧૯
ગઢવીનેં નાણું દીધું, ગયો ગઢવી પ્રયાણું કીધું;
**ભીલોટે** પ્રયાણું કીધું, સુશકર૦ ૨૦
ગયા **કોરડે** જિનપતિ દીઠા, પૂજી **જજામે** જઇ બેઠા;
જિન નમતેં પાતીક નીઠા, સુખકર૦ ૨૧
**રાજબાઇનું** વોલાવું સાથ, **ગજસિંહ** વલીયતનો નાથ;
તે ભાભરીઓ સવિ સાથ, સુખકર૦ ૨૨
અનુક્રમેં **સોઈ** ગાંમે આવ્યા, **આદિલ** જિન દરિસન પાવ્યા;
સંઘ ડેરા સુપરિ ઠાવ્યા, સુખકર૦ ૨૩
**એંણુપમાં** શ્રી શાંતિનાથ, સંઘે ભેટયા જોડી હાથ;
જે મેલે મુગતિનો સાથ, સુખકર૦ ૨૪
**ઉચોસણમાં** જિન ભેટયા, ભવ ભવનાં દુકૃત મેટયા;
મન માન્યા લાભ સમેટયા, સુખકર૦ ૨૫
ઠાકુર **જેસોજી** આવેં, માંન સંઘવીનું બહુ પાવેં;
તે તો અભિનવી વાતો બનાવે, સુખકર૦ ૨૬
માંહિ ઘાલ્યા રૂઠા માઝી, તિણેં ઉક્તીયુક્તિ કીધી ઝાઝી,
પિણ વાત ન આવી બાઝી, સુખકર૦ ૨૭
**વૃષડીઇ** થાપના કીધી, તેહ વંદીને વળતી કીધી;
વાટ **રાધનપુરની** લીધી; સુખકર૦ ૨૮
પાછળ **જેસોજી** આવેં, વાત વિગતિં કરી મનાવેં;
ગાઓ ચ્યારથી પાછા લ્યાવેં, સુખકર૦ ૨૯
સા **નાહલચંદ** સુગુણ સાજી, મસાલીઈ થઇ નઈં માઝી;
તેડવા મોકલ્યા થઈ રાજી, સુખકર૦ ૩૦
તે પોહતા થલપતિ દીઠા; ફલી મનવંછીત ઇઠા;
પિણિ **જેસોજી** ફિરિ બેઠા, સુખકર૦ ૩૧

( ચાલુ )

[૧૮] સુહણામા=સોણલામા=સ્વપ્નામા તતખિણ=તત્ક્ષણ. [૨૨] વલીયત=વોળાવિયા.
[૨૩] આદિલ=આદીશ્વરપ્રભુ સૂપરિ=સારી રીતે. [૨૫] સમેટયાં=ભેગા કર્યા

## 'શ્રી જૈન સત્ય પ્રકાશ 'નો ચોથો વિશેષાંક.

# ૧૦૦ મો ક્રમાંક વિક્રમ–વિશેષાંક તરીકે પ્રગટ કરવાની યોજના

આવતા વર્ષે સમ્રાટ્ વિક્રમના સંવત્સરને બે હજાર વર્ષ થશે. આથી જુદે જુદે સ્થળે અને ખાસ કરીને ગ્વાલિયર રાજ્યમાં ઉજ્જયિની નગરીમાં આ પ્રસંગ ઉત્સવરૂપે ઉજવવામાં આવનાર છે.

જૈનોનો સમ્રાટ્ વિક્રમ અને ઉજ્જયિની સાથે ઘનિષ્ટ સંબંધ હોવા છતાં તે સંબંધીનો જૈન ઈતિહાસ સાવ અંધારામાં જ છે. આ અવસરે પણ જો સમ્રાટ્ વિક્રમ સંબંધી જૈન ઇતિહાસ પ્રગટ કરવામાં ન આવે તો એ અંધકાર ચાલુ જ રહેશે. આથી અમારી સમિતિએ 'શ્રી જૈન સત્ય પ્રકાશ 'નો નવમા વર્ષનો ચોથો અંક, જે ક્રમાંક પ્રમાણે ૧૦૦ મો અંક થાય છે તે, વિક્રમ–વિશેષાંક તરીકે પ્રગટ કરવાનો નિર્ણય કર્યો છે. અને તેમાં જૈન ઇતિહાસની દૃષ્ટિએ નીચેના કે એના જેવા ઉપયોગી વિષયોના લેખો આપવામાં આવશે.

| | |
|---|---|
| विक्रमनो समय | विक्रमना समयनी महत्त्वनी जैन घटनाओ |
| विक्रमनुं अस्तित्व | विक्रमना गुरु |
| विक्रमनुं मूळ नाम | विक्रमनां धर्मकार्यो |
| विक्रम संवत् | विक्रमनी राजसभाना पंडितो |
| विक्रमनो वंश | विक्रमना समकालीन महापुरुषो |
| विक्रमनो राज्यविस्तार | श्रीकालकाचार्य अने विक्रम |
| विक्रम पहेलांना उज्जयिनीना शासको अने राजवंश | विक्रम संबंधी दंतकथाओ अने तेनुं रहस्य |
| विक्रम अने जैनो | विक्रमना समयमां रचायेल जैन साहित्य |
| उज्जयिनी साथेनो जैनोनो संबंध | विक्रमचरित्रनां [illegible] साधनो |

આથી અમે સર્વ પૂજ્ય આચાર્ય મહારાજ આદિ [illegible] તેમજ જૈન અને જૈનેતર વિદ્વાનોને આ વિશેષાંકમાં આપી શ[illegible] ઐતિહાસિક દૃષ્ટિવાળા મુદ્દાસરના લેખો, ગુજરાતી, હિન્દી કે અંગ્રેજી ભાષામાં લખી મોકલીને અમને સહકાર આપવાની આગ્રહ પૂર્વક વિનંતી કરીએ છીએ.

વ્યવસ્થાપક

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ

જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

## નવી મદદ

૫૦) પ. પૂ આ. મ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શેઠશ્રી દોશી મણિલાલ માધવજી રેવાજી. વડાલી

૩૦।। પ પૂ. મુ. મ શ્રીચંપકસાગરજી મ. ના સદુપદેશથી જૈન પંચમહાજન સમસ્ત, પોમાવા.

૨૫) પ પૂ. આ. મ શ્રીવિજયમોહનસૂરીશ્વરજી મ ના સદુપદેશથી શ્રીજૈન સાહિત્ય મંદિર, પાલીતાણા

૨૫) પ. પૂ. ઉ. મ. શ્રીભુવનવિજયજી મ. ના સદુપદેશથી જૈન શ્વે. સંઘ, પિંડવાડા

૨૫) પ. પૂ આ મ શ્રીવિજયઅમૃતસૂરિજી મ ના સદુપદેશથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, વઢવાણ કેમ્પ.

૨૧) પ પૂ. મુ મ. શ્રીકનકવિજયજી મ ના સદુપદેશથી જૈન સંઘ, મહેસાણા

૧૫) પ. પૂ મુ મ. શ્રીહેમેન્દ્રસાગરજી મ. ના સદુપદેશથી જૈન સંઘ, પ્રાંતીજ

૧૧) પ. પૂ પ્ર. શ્રીચંદ્રવિજયજી મ ના સદુપદેશથી પંચ મહાજન, વાકડીયા વડગામ

૧૦) પ. પૂ. પં શ્રીપ્રવીણવિજયજી મ ના સદુપદેશથી જૈન શ્વે સંઘ, મડાર.

૫) પ પૂ. પ. શ્રીસુમતિવિજયજી મ ના સદુપદેશથી જૈન સંઘ, ગારિયાધાર

૫) પ. પૂ મુ મ. શ્રીચતુરવિજયજી મ ના સદુપદેશથી જૈન સંઘ, જામનગર

આ મદદ માટે અમે સર્વ પૂજ્યોનો તેમજ શ્રીસંઘો અને સદ્‌ગૃહસ્થોનો આભાર માનીએ છીએ. ૦૫૦

### આભાર

'શ્રી જૈન સત્ય પ્રકાશ' ના વિક્રમ–વિશેષાંકમાં ખર્ચ કરવા માટે અમદાવાદની શેઠશ્રી આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી સમિતિને રૂા ૫૦૦) ની મદદ મળી છે. આ માટે અમે તેમનો આભાર માનીએ છીએ ૦૫૦

### સમાચાર

[ છેલ્લા કેટલાક અંકોથી સમાચાર નથી આપી શકાયા તે હવેથી દર અંકે આપવામાં આવશે તેથી પ્રતિષ્ઠા, દીક્ષા, પદવી, કાળધર્મ આદિના સમાચાર લખી મોકલવા વિનતી કરીએ છીએ ] ૦૫૦

**કાળધર્મ**—અચલગઢમાં ભાદરવા વદી ૧૦ ને ગુરુવારના પાછલી રાતે ૩–૩૦ વાગે પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયશાંતિસૂરિજી મહારાજ કાળધર્મ પામ્યા

અમદાવાદમાં આસો સુદી ૧ ને ગુરુવારના બપોરના ૨–૫૫ વાગે પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયમેઘસૂરિજી મહારાજ કાળધર્મ પામ્યા.

### સુધારો

ગતાંક [illegible] પ્રગટ થયેલ 'જૈન દર્શનની લોકોત્તર આસ્તિકતા' લેખમાં તેના લેખક પૂ [illegible] કવિજયજી મહારાજે નીચે મુજબ સુધારો લખી મોકલ્યો છે

(૧) [illegible] ચોથા પેરેગ્રાફમાં—" આહારાદિ છ પર્યાપ્તિઓમાં કોઈપણ પર્યાપ્તિ શક્તિરૂપે પ્રવૃત્તિરૂપે હોતી નથી " એમ છપાયું છે તેના બદલે " આહારાદિ છ પર્યાપ્તિઓ [illegible] કોઈપણ પર્યાપ્તિ પ્રવૃત્તિરૂપે હોતી નથી " એમ વાંચવું

(૨) એ [illegible] પેરેગ્રાફમાં—" કર્મબંધ રહિત અવસ્થા માત્ર સિદ્ધોને અથવા અયોગીને અથવા કેવલીસમુદ્‌ઘાત સમયે યોગવ્યાપાર નહીં હોવાના કારણે કેવલીને અમુક સમય સુધી હોય છે." એમ છપાયું છે તેના બદલે " કર્મબંધ રહિત અવસ્થા સિદ્ધોને અને અયોગીને હોય છે. " એમ વાંચવું

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ९ | વિક્રમ સં. ૨૦૦૦ : વીરનિ. સં. ૨૪૭૦ : ઈસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
| अंक २ | કાર્તિક વદિ પ્રથમ ૮ : સોમવાર : નવેમ્બર ૧૫ | ९८ |

## વિષય-દર્શન



**સૂચના**—આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

**લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના**

મુદ્રક : નરોત્તમ હ. પંડયા, પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ, પ્રકાશનસ્થાન : શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ. મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૯ ] ક્રમાંક ૯૮ [ અંક ૨

શ્રી મેરુનંદન ઉપાધ્યાયરચિત

# શ્રી અજિત-શાન્તિજિનસ્તવન

સંશોધક: **પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયયતીન્દ્રસૂરિજી**

મંગલ કમલા કંદુ એ, સુખસાગર પૂનિમ ચંદુ એ;
જગગુરુ **અજિય** જિણિંદુ એ, **સંતીસર** નયણાણંદુ એ. ૧
બિહું જિણુવર પણમેવિ એ, બિહું ગુણ ગાઇસુ સંખેવિ એ;
પુણ્ય ભંડાર ભરેસુ એ, માનવભવ સફલ કરેસુ એ. ૨
કોડિહિ લાખ પચાસુ એ, સાગર જિણસાસણ ભાસુ એ;
રિસહ જિણેસર વંસુ એ, ઉવઝાય સુરવર હંસુ એ. ૩
ઇણુ અવસર તિહાં રાજીયો એ, રાજા જિતશત્રુ જગ ગાજીયો એ;
વિજયા તસુ ઘરિ નારી એ, બેહુ રમઇ તિ પાસા સાર એ. ૪
કુંખીહિ જિણુ અવતારુ એ, તિણ રાય મનાયો હારુ એ;
ઉઅર વસ્યઉ દસ માસુ એ, પ્રભુ પૂરિય જણણી આસુ એ ૫
બહુ જણ મણુ આણંદિયઉ એ, સુત નામ અજિયજિણું તો દિયઉ એ;
તિહુયણુ સયલ ઉછાહુ એ, ક્રમિ ક્રમિ વાધઇ જગનાહ એ. ૬
હંસ ધવલ સારસ તણી એ, ગતિ સુલલિત નિજગતિ નિરજણી એ;
મલપતિ ચાલઇ ગેલુ એ, જણુ નયણુ અમિયરસરેલુ એ. ૭
અવર ન સમઉં સંસારુ એ, વલિ જ્ઞાન વિવેક વિચારુ એ;
ગુણુ દેખી ગજ ગહગહ્યો એ, લંછણુ મિસ પગ લાગી રહ્યો એ ૮
જોવણુ વઈ જબ આવિયઉ એ, તબ વરરમણી પરણાવિયઉ એ;
પ્રિય સાજે સવિ કાજુ એ, પ્રભુ પાલઇ પહુવઈ રાજુ એ ૯
હિવિ હથિણાઉર ઠામિ એ, વિસસેણુ નરેસર નામુ એ;
રાણી અઇરાદેવી એ, મણુહર સુખમાનઇ બેવિ એ. ૧૦
ચવદે સુપને પરવર્યંઉ એ, અયરા ઉયરિહિ સુત અવતર્યઉ એ;
માનવદેવ વખાણિયો એ, ચક્કીસર જિણવર જાણિયઉ એ. ૧૧
દેશ નયર હુઇ સાતિ એ, તિણે નામ દિયો સિરિ સંતિ એ;
જિણ ગુણ કુણ જાણે કહી એ, ત્રિહું ભુવણુ તસુ ઉપમા નહીં એ. ૧૨

નયણુ સલૂણુઉ હિરન લઉ એ, વન સંઘઇ ખાહુઈ એકલઉ એ,
નયણુ સમાધ નિરોધુ એ, અનય નયણે નારિ વિરોધુ એ. ૧૩
ગીતઇ રાગ સુરંગુ એ, પણિ પલાણુઈ લોગ કુરંગુ એ;
તઉ ઓલગ ઓશસંકુ એ, તિણિ પામિઉ નામ કલંકુ એ. ૧૪
ઇણિપરિ મૃગ અતિ ખલભલિઓ એ, ભયભંજણુ સામી સાંભલિઓ એ;
આણંદિયો મન આપણુઉ એ, પાય સેવઇ મિસ લંછણુ તણુઇ એ. ૧૫
લીલાવતિ પરણી ઘણી એ, નવ નવીય કુમરી રાયાં તણી એ;
બલ છલ અરિયણુ જોગવઇ એ, પ્રિયરાજ તલે પરિભોગવિ એ. ૧૬
કુમરતણુઇ મંડલ સમો એ, તો તેહીં દિનયર સમો એ;
ઉપન્યો ચક્કરયણુ જિસો એ, પચાસ સહસ વરસાં ગમે એ ૧૭
સાધીય ભરહ છ ખંડ એ, વરતાવિય આણુ અખંડ એ;
ચઉદ રયણુ નવ નિધિ સહી એ, વલિ સોલ સહસ જખ્ખે અહિ એ. ૧૮
સહસ બહુત્તર પુરવરા એ, બત્રીસ મઉડધર નરવરા એ;
પાયક ગામિહિં કોડી એ, છિનવઇ નવે કર જોડિ એ. ૧૯
હય ગય રહ વર જુજુઆ એ, લાખ ચોરાસી મિંદર હુઆ એ;
લાખ ત્રિ વાજીત્ર ઘમઘમઈ એ, બત્તીસ સહસ નાટક રમઈ એ ૨૦
રૂપ જિસી સુર સુંદરી એ, લખ્ખણુ લાવન્ય લીલાં ભરી એ;
જગમ સોહગ દેહરી એ, ઇસી ચોંસઠિ સહસ અંતેઉરી એ. ૨૧
અવર જરીઇ પ્રકાર એ, મણિકંચણુ રયણુ ભંડાર એ;
તિહાં કહિવઈ કુણુ જાણું એ, વપુ વપુ રે પુણ્ય પ્રમાણું એ. ૨૨
ઇમ ચક્કીસર પાંચમો એ, ચોથો દુસમ સુસમ સમઉ એ.
વરસ સહસ પચવીસ એ, સવિ પૂરિય મન જગીસ એ. ૨૩
ઈણપરિ બિહું તિત્થંકરા એ, ચિર પાલી રાજ વિવહાં પરા એ;
જાણીય અવસર સાર એ, બિહું લીધો સંજમ ભાર એ. ૨૪
બિહું શમદમ ધીરિમ ધરી એ, બિહું મોહમયણુ મદ પરિહરી એ;
બિહું જિણુ ઝાણુ સમાણું એ, બિહું પામ્યઉ કેવલનાણું એ ૨૫
બિહું દેવકોડહી મહીય એ, બિહું ચઉતીસય અતિશય સહી એ;
સમોસરણુ બિહું ઠાણું એ, બિહું જોયણુ વાણિ વખાણું એ. ૨૬
નાચે રણુકત નેઉરી એ, બિહું આગલી ઇન્દ્રઅંતેઉરી એ;
ટિગમિગ જોવઇ જગ સહુ એ, રંગઇ ગુણુ ગાવે સુરવહુ એ. ૨૭
બિહું સિરછત્ર ચમર વિમલા એ, બિહું પગતલિ નવસોવન કમલા એ;
બિહું જિણુ તણુઇ વિહાર એ, નવ રોગ ન સોગ ન માર એ ૨૮
બિહું ઉવયાર ભુવન ભરી એ, બિહું સિદ્ધિરમણીસુ વર વરી એ;
બિહું ભંજીય ભવ છંદી એ, બિહું ઉદયો પરમાણુંદી એ. ૨૯

ઇમ બીજો ને સોલમઉ એ, જાણો ચિંતામણિ સુરતરુ સમો એ;
થુણિય તિસંઝ વિહાણું એ, તિહાં નવપરિ ભુવણુ વિહાણું એ. ૩૦
બિહું ઉચ્છવ મંગલ કરણુ, બિહું સંઘ સયલ દુરિય હરણુ;
બિહું પર કમલ વયણુ નયણુ, બિહું શ્રી જિનરાય ભુવન રયણુ. ૩૧
ઇમ ભગતે ભોલિમ તણી એ, સિરિ અજિયસંતિ જિણુ થુય ભણી એ;
સરણુ બિહું જિણુ પાય એ, 'સિરિમેરુનંદન' ઉવઝાય એ. ૩૨

**નોંધ**—આ સ્તવનમાં બીજા તીર્થંકર શ્રી અજિતનાથ પ્રભુ અને સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ પ્રભુનું ચરિત્ર આપવામા આવ્યુ છે. આ કૃતિના રચયિતા શ્રી મેરુનંદન ઉપાધ્યાય છે. અને "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ"માં પૃ. ૪૪૭ ઉપર જણાવ્યા મુજબ તેઓ ખરતરગચ્છના છે અને તેમણે આ સ્તવન વિ. સ. ૧૪૩૨ ના અરસામાં બનાવ્યું છે. આ રીતે આ કૃતિને બન્યા ૫૬૮ વર્ષ થયાં. આ સ્તવન શ્રી હર્ષજ્ઞાન ભંડાર–સિયાણાના હસ્તલિખિત બંડલ ૩૪ મા સંવત ૧૮૫૪ આસો વદિ ૯ ના લખેલ ચોપડા (ગુટકા) માંથી ઉતારેલ છે. આ ચોપડામા સ્તવન, સજ્ઝાય, ચોઢાલિયા ઉપરાન્ત કેટલાક ઉપયોગી શાસ્ત્રીય બોલોનો સારો સંગ્રહ થયેલ છે. અક્ષરો પણ શાસ્ત્રી લિપિમા બહુ સારા લખાયેલા છે. એના ૧૮૨ પત્ર છે. દરેક પૃષ્ઠમાં ૧૯ પંક્તિ અને દરેક પંક્તિમા ૩૦ અક્ષરો છે.

# ત્રણ ક્ષેત્રાદેશપટ્ટકો

સંગ્રાહક તથા સંપાદક : પૂજ્ય મુનિમહારાજ શ્રીકાંતિસાગરજી, સાહિત્યાલંકાર

પુરાતન જૈન ઇતિહાસના સાધનોમાં ક્ષેત્રાદેશ પટ્ટકોની પરિગણના થાય છે, જે જૈનોના અને ખાસ કરીને ગુજરાતના ભૌગોલિક ઇતિહાસમાં મહત્ત્વપૂર્ણ સ્થાન રાખે છે. આવા પટ્ટકો જૂના જ્ઞાનભંડારોમા વિપુલ પ્રમાણમા ઉપલબ્ધ થાય છે. આવા થોડા પટ્ટકો પ્રકાશમા આવ્યા છે, એ પરથી જ એની ઉપયાગિતા જણાઇ આવે છે. આવા લગભગ ૧૦૦ થી પણ વધારે પટ્ટકોનો શ્રીયુત અગરચંદજી, ભંવરલાલજી નાહટાએ સગ્રહ કર્યો છે, જેમાં ઘણા તો ખરતરગચ્છીય શ્રીપૂજ્યોના છે. તેમણે એ પટ્ટકોનું વર્ણનાત્મક સૂચીપત્ર મને નાગપુરમા બતાવ્યુ હતુ અને મારી પાસે ૨ વર્ષ રહ્યું હતુ એમા મુખ્યત્વે મારવાડના ગામોનો સમાવેશ થયેલો છે. એ પટ્ટકો પ્રગટ થાય તો જૈન ઇતિહાસ માટે ઉપયોગી થઇ પડે.

ખાસ કરીને ક્ષેત્રાદેશપટ્ટકો લખવાની પ્રવૃત્તિ યતિસમાજમા હતી. અને ઘણા ખરા પટ્ટકો શ્રીપૂજ્યોના જ મળે છે, પણ લોકો તેને સાધુસમુદાયના માને છે, આમ છતાં તે વખતના સાધુસમુદાયના પટ્ટકો ન જ મળે એમ હુ નથી માનતો અહી જે હુ ત્રણ પટ્ટકો રજુ કરું છુ તે ત્રણે યતિસમાજના છે, એમ અતમા આપેલી શિક્ષા પરથી વિદિત થાય છે. અંતમા જણાવ્યું છે કે "ક્ષેત્ર ક્રયવિક્રય કરસે" આ શબ્દો શુ મુનિસમાજને લાગુ પડે?

અહી ત્રણ પટ્ટકોમાં પ્રથમ પટ્ટક વિજયધર્મસૂરિનો છે, પણ તે મૂળ નથી, પટ્ટકની પ્રતિલિપિ છે. અને બીજો પટ્ટક વિક્રમ સંવત ૧૯૪૧નો વિજયધરણેન્દ્રસૂરિના શિષ્ય વિજયરાજસૂરિજીનો છે. તે મૂળ છે, કારણ કે તેના ઉપર સહી અને અંતમાં તેમના હસ્તાક્ષર છે. પટ્ટકના સરનામાના સ્થાન પર ॥ **राधणपुरनयरे** ॥ **संवत १९४१ना वर्षे** ॥ ના શબ્દો પરથી અનુમનાય છે કે રાધણપુરથી લખ્યો હશે.

ત્રીજો પટ્ટક પણ શ્રી ધરણેંદ્રસૂરિના શિષ્ય વિજયરાજસૂરિજીનો છે, જે સંભવતઃ રામ-સૈંણથી લખાણો હશે. આ પટ્ટક પણ મૂળ છે. અને અન્ત ભાગમાં શ્રીપૂજ્યજીના હસ્તાક્ષર છે. ત્રણે પટ્ટકો મારા સંગ્રહમાં છે.

ખરતરગચ્છીય આચાર્ય જિનચંદ્રસૂરિના પત્રરૂપે આપેલા ચોમાસા માટેના આદેશોના ૫૦ થી વધુ પત્રો મારા સંગ્રહમા છે, જેમા ખાસ મધ્યપ્રાન્તના ગામોનો સમાવેશ થાય છે. જેની જાણમા આવા પત્રો હોય તેઓ અવશ્ય પ્રગટ કરાવી દેશે એવી આશા છે. મૂળ પટ્ટકો આ પ્રમાણે છે—

## પહેલો પટ્ટક

॥ **एर्द** ॥ ॐ **नत्वा भटा श्रीश्री विजयधर्मसूरीगुरुभ्यो नमः** ॥

सवत् १८६६ना वर्षनी पटानी नकल वाची धारजोजी

| [ સાધુનુ નામ ] | [ સ્થિતિનો દેશ ] | [ સાધુનુ નામ ] | [ સ્થિતિનો દેશ ] |
|---|---|---|---|
| પં. દાનવિજય ગ. શ્રીજીસપરિકર | ગુર્જરદેશે. | પ. હર્ષવિજય ગ૦ | વણથલી, છત્રાસો |
| પં. વિનોદરુચિ ગ૦ | ધોરાજી સારડ | પં. શ્રીવતકુશલ ગ૦ | પાટણ |
| પ. દેવકુશલ ગ૦ | નવોનગર પીટ્ડીયો | પં. જયરૂચિ ગ૦ | ગણાદ્બહી |
| પં. દયાવિમલ ગ૦ | તલાજે | પં હસ્તિવિજય ગ૦ | જૂનોગઢ |
| પ. હર્ષવિજય ગ૦દર્શનસતુક | કંડોરણો | પ. વિનયરુચિ ગ૦ | સિહોર, વાલોકડ |
| પ. રૂપવિજય ગ૦ પદ્મસતુક | નવોનગર, વડલીણ | પં. હસકુશલ ગ૦ | ગણાદ્બહી, |
| પ. રૂપચદ્ર ગ૦ ભાગ્યસતુક | પોરબંદર | પં પ્રતાપવિજે ગ૦ | મહુવા |
| પ. ગજસાગર ગ૦ | દિવ | પ હિતકુશલ ગ૦ | વણથલી શેઠની, |
| પ. ગુમાનવિજય ગ૦ | ભાવનગર વરતેજ | | પડધરી |
| પં. દેવેંદ્રરુચિ ગ૦ | વેલાવલ | પં ખાતિકુશલ ગ૦ | ખભાલિયો, |
| પ. કેસરવિજય ગ૦ | ગુર્જર દેશે | | ભલસાણ |
| પ સુજ્ઞાનવિજય ગ૦ | ,, ,, | પ નેણચદ્ર ગ૦ | દાફા |
| પ. પ્રતિકુશલ ગ૦ | ધોધા | પં જીવણવિજે ગ૦ | જેતપૂર |
| પં. ભીમવિજય ગ૦ | દાઠા | પ. પદ્મરુચિ ગ૦ | બોટાદ, વલા |
| પં. નેમવિજય ગ૦ | વાકાનેર,સરધાર | પ. ખિમાકુશલ ગ૦ | ધરોલ |
| પ. વીરચંદ્ર ગ૦ | માગરોલ | પં. ચદ્રકુશલ ગ૦ | ઝાંઝમેર, પ્રાપલ |

**समस्तसाधुसमवायजोग स. । १८६६ना श्री सोराष्ट्र देशे ॥**

## બીજો પટ્ટક

### સહી

॥ ई० ॥ ॐ नत्वा भ० श्री विजयधरणेन्द्रसूरीश्वरजी परमगुरुभ्यो नमः।
भ० श्रीश्री विजयराजसूरिभिर्य्येष्टास्थित्यादेशपट्टको लिख्यते
सवत् १९४१ना वर्षे गुर्जरदेशे पट्टको

| [ સાધુનુ નામ ] | | [ સ્થિતિનો પ્રદેશ ] |
|---|---|---|
| પં. મોતીવિજય ગ૦ | શ્રીજીસપરિકરા | લઘુમરુધરદેશે મટાડ |
| પ. માણક્યવિજય ગ૦ | ઉ. સુગ્યાન સ૦ | વડોદરે |
| પં. રત્નવિજય ગ૦ | પં. સૌભાગ્ય સ૦ | રાજનગર મધ્યે |
| પં. રંગવિજય ગ૦ | પ. વીર સ૦ | રાજનગર મધ્યે |
| પં. રૂપસાગર ગ૦ | પં. ફતે સ૦ | પાટણ, તુણગર, વાસા, દૂનાવાડો, ઉંઝા, કંથરાળી, ઉનાવો, ઘાઉ. |
| પં. નવલવિજય ગ૦ | પ. નરોત્તમ સ૦ | સૂરત, નવસારી ધણદેવી. |
| પં. હેતવિજય ગ૦ | પં. અમર સ૦ | |
| પ. સુમતિવિજય ગ૦ | પ ધીર સ૦ | ખભાયત મધ્યે. |
| પ. રત્નવિજય ગ૦ | પં. ગુલાબ સ૦ | રાજનગર મધ્યે |
| પ. રંગવિજય ગ૦ | પં. હીર સ૦ | ગઢ મંડાણા |
| પં. મોતીવિજય ગ૦ | પં. તેજ સ૦ | કલાણા, થરા, જામપુર વડા |
| પ. લાલવિજય ગ૦ | પ. રૂપ સ૦ | ચાંગા, રાજપુર |
| પં. કલ્યાણવિજય ગ૦ | પં. અમૃત સ૦ | |
| પં. ધર્મકુશલ ગ૦ | પં. વિનય સ૦ | ઓડપાડ, વાલોલ |
| પ. કલ્યાણકુશલ ગ૦ | પ. દોલત સ૦ | રાંનેર |
| પં. પ્રતાપવિજય ગ૦ | પ. નિત્ય સ૦ | વસુ |
| પં. વિદ્યાવિજય ગ૦ | પં. શાંતિ સ૦ | સોરઠ દેશે |
| પ. લક્ષ્મીવિજય ગ૦ | પ. દેવ સ૦ | ધોલોલ, પીપલવદર, કરપટીયો, ડાભલા, બેણપ |
| પ. ધીગવિજય ગ૦ | પ. રત્ન સ૦ | માલણ, ધોતાસકલાણા |
| પ. લબ્ધિવિજય ગ૦ | પ. ફતે સ૦ | ડીસો, ભાભ, કુવાલા |
| પ. જીતવિજય ગ૦ | પ શુભ સ૦ | કુકુઆવ, દેકાવાડો |
| પં. દોલતવિજય ગ૦ | પં શુભ સ૦ | દશાડા, કલાડા, પચાસગ |
| પ. ગુણરત્ન ગ૦ | પ. તેજ સ૦ | વણોદ, જઝવાડો, વીરમગામ, ગોરીયો |
| પં. સુરેન્દ્રવિજય ગ૦ | પં. ચતુર સ૦ | મેસાણો, કડી, પીપલી, ડાગરવા, છડીયારડો |
| પં. કેસરવિજય ગ૦ | પં. મોહન સ૦ | |
| પં. ગુલાબવિજય ગ૦ | પં. વીર સ૦ | ભાલક |
| પં. કિસ્તુરસાગર ગ૦ | પં. સૌભાગ્ય સ૦ | પાટડી, ચંદૂર, દૂધખા |

| | | |
|---|---|---|
| પં. રાજવિજય ગ૦ | પં. રૂપ સ૦ | ઈડર, જામલા |
| પં. જીતવિજય ગ૦ | પં. ઉમેદ સ૦ | |
| પં. પૃથ્વીચંદ્ર ગ૦ | પં. અમી સ૦ | દક્ષણદેશે |
| પં. હીરવિજય ગ૦ | પં. રૂપ સ૦ | આગલોલ |
| પં. દેવચંદ્ર ગ૦ | પં. કલ્યાણ સ૦ | ખંભાયત મધ્યે |
| પં. રાજવિજય ગ૦ | પં. ચતુર સ૦ | થરાદ, ગોઠડા, ઉંબરી |
| પં. વિનયવિજય ગ૦ | પં. જિન સ૦ | |
| પ. રિષભવિજય ગ૦ | પં. વિનય સ૦ | |
| પં. દયાવિજય ગ૦ | પં. ઋષભ સ૦ | વીજાપુર |
| પ. માણક્યવિજય ગ૦ | પં. દયા સ૦ | સમી |
| પં. અમૃતવિજય ગ૦ | પં. રત્ન સ૦ | વીજાપુર મધ્યે |
| પં. ભાગ્યવિજય ગ૦ | પં. પુન્ય સ૦ | દક્ષણદેશે |
| પં. મનરૂપવિજય ગ૦ | પં. મયા સ૦ | વડાવલી |
| પં. ભાનુવિજય ગ૦ | પં. મયા સ૦ | |
| પં. ભાગ્યવિજય ગ૦ | પં. કનક સ૦ | હાકુ, હરસોર |
| પં. પ્રેમવિજય ગ૦ | પં. મહિમા સ૦ | ઐમનગર |
| પ. લાલચંદ્ર ગ૦ | પ. પ્રેમ સ૦ | સિદ્ધપુર |
| પ. વીરવિજય ગ૦ | પ. ઉદય સ૦ | ચાણસમા |
| પં. લાલવિજય ગ૦ | પ. ચતુર સ૦ | ધાનોરા |
| પં. શ્રીવિજય ગ૦ | પં. પ્રતાપ સ૦ | રાધનપુર, વારાઈ, નવોગામ તેરવાડા, કમલાપુર |
| પં. લબ્ધિવિજય ગ૦ | પં. લાવન્ય સ૦ | કચ્છદેશે |
| પં. ન્યાયવિજય ગ૦ | પં. નાયક સ૦ | |
| પં. પ્રેમવિજય ગ૦ | પં. માણકય સ૦ | મોરવાડા |
| પં. લાલવર્દ્ધન ગ૦ | પ. ખુશાલ સ૦ | વઢવાણ |
| પ. ધર્મવિજય ગ૦ | પ. રત્ન સ૦ | ગોતરકા |
| પં. રૂપવિજય ગ૦ | પ. રત્ન સ૦ | સાકડા, અડીયા, |
| પં. અમીવિજય ગ૦ | પં. મુક્તિ સ૦ | કચ્છદેશે |
| પં. પદ્મવિજય ગ૦ | પં. રવિ સ૦ | કચ્છદેશે |
| પ. પ્રતાપવિજય ગ૦ | પ. ભગવાન સ૦ | દ્રાપરા, પાદરા |
| પં. મુક્તિવિજય ગ૦ | પં. નેમ સ૦ | બોરસદ |
| પં. માનવિજય ગ૦ | પં. મુક્તિ સ૦ | ખંભાત |
| પં. મણિવિજય ગ૦ | પં. હેત સ૦ | દક્ષિણદેશે |
| પં. લક્ષ્મીવિજય ગ૦ | પં. હીર સ૦ | દાવડ |
| પં. દીપવિજય ગ૦ | પં. કૃષ્ણ સ૦ | અંકલેસ્વર |

| | | |
|---|---|---|
| પં મોહનવિજય ગ૦ | પં. સુબુધિ સ૦ | બેડ, અંતરોલી, નદાસણ, સડીયાડ. |
| પં. ભાગ્યવિજય ગ૦ | પં. જય સ૦ | ડભોઈ |
| પં. કુઅરવિજય ગ૦ | પં. લક્ષ્મી | સોઈગામ, ગોલા |
| પં. પ્રેમવિજય ગ૦ | પં. યસ સ૦ | માંડલ, બજાણા |
| પં. હીરવિજય ગ૦ | પં. ચતુર સ૦ | રણુજ, મણુજ, ધિણોજ, પાટણ, તુણગર, પસરી, ચિત્રાસણી, સંખેસ |
| પં. ફતેકુશલ ગ૦ | પં. જીત સ૦ | દક્ષણદેશે |
| પં. ચતુર્વિજય ગ૦ | પં. દયા સ૦ | વડાવલ |
| પં. મોહનવિજય ગ૦ | પં. માણુક્ય સ૦ | સાબલી |
| પં. અમૃતકુશલ ગ૦ | પં. જયવંત સ૦ | બમ્બઇ, મેંમ, વેણટપો |
| પં. ઉત્તમચદ્ર ગ૦ | પં. રાજેંદ્ર સ૦ | દેવા, ડભો |
| પં. ભકિતવિજય ગ૦ | પં. કિસ્તુર સ૦ | લીંબડી |
| પં. કીર્તિવિજય ગ૦ | પં. ઝવેર સ૦ | દક્ષણદેશે |
| પં. તિલોકવિજય ગ૦ | પં. હીર સ૦ | દમણ |
| પં. અમૃતવિજય ગ૦ | પં. હીર સ૦ | વગવાડો, ગાંભુ, મુંડોરો |
| પ. ગુલાબવિજય ગ૦ | પં. સ્યામ સ૦ | કુચ્છદેશે |
| પં. મેઘવિજય ગ૦ | પં ડુંગર સ૦ | |
| પં. પદ્મસાગર ગ૦ | પ. રત્ન સ૦ | રાજનગર |
| પં. નંદસાગર ગ૦ | પ. ઉદય સ૦ | પાલણપુર, ચિત્રાસણી, વીલુચો, ગોલા, કથરાવિ, ષેરિયો, કાંણોદર, મજાદર, મગરવાડો, ધાંણદો. |
| પં. દોલતરૂચિ ગ૦ | પં. લાલ સ૦ | સીપુર |
| પં. કેસરવિજય ગ૦ | પં. જય સ૦ | દક્ષણદેશે |
| પં. મોતીવિજય ગ૦ | પ. કસ્તુર સ૦ | ગણાદબહિ |

## अत्रोद्धृतक्षेत्रादेशपत्रं विधेयानि "मंगलं"

( શ્રીપૂજ્યજીના હસ્તાક્ષર છે )

અપરં સહુ પટા પ્રમાણે પોતપોતાને ક્ષેત્રાદેશે જઈ પુહુચજ્યો, જો કોઈ પારકા ક્ષેત્રમાં રહસ્યે । તા ક્ષેત્ર ક્રિયવિક્રય કરસ્યે ત. ક્ષેત્ર આલટ પાલટ કરસ્યે ત. ચોમાસા માંહી હિસ્યે ફિરસ્યે ત. ગૃહસ્થ થકી ચઢી બોલસ્યે તેહને આકરો ઉપાલંભ આવસ્યે. સર્વથા ગુહરાસ્યૈ નહીં એવું જાણી મર્યાદામાં પ્રવર્ત્તવું ॥

# ત્રીજો પટ્ટક

## સહી

॥ ર્દૂं० ॥ ॐ नत्वा भ. श्री. श्री. विजयधरणेन्द्रसूरीश्वरजी परमगुरुभ्यो नमः
भ. श्री. श्री. विजयराजसूरिभिर्य्येष्टस्थित्यादेशपट्टको लिख्यते.
सवत १९४२ वर्षे गुर्जरदेशे पट्टको.

| [ સાધુનુ નામ ] | | [ સ્થિતિ પ્રદેશ ] |
|---|---|---|
| પં. મોતીવિજય ગ૦ | શ્રીજીસપરિકરા | લઘુમરુધરદેશે, રામસીણ |
| પં. માણિક્યવિજય ગ૦ | પં સુજ્ઞાન સ૦ | વડોદરે |
| પં. રત્નવિજય ગ૦ | પં. સૌભાગ્ય સ૦ | રાજનગર મધ્યે |
| પં. રંગવિજય ગ૦ | પં. વીર સ૦ | રાજનગર મધ્યે |
| પં. રૂપસાગર ગ૦ | પં. ફતે સ૦ | પાટણ,સરીમદ, તુણગર, વાસા, સંખેસર, દૂનાવાડો, કંથરાવી, ઊંઝા, ઉનાવો. |
| પં.-નવલવિજય ગ૦ | પં. નરોતમ સ૦ | સૂરત, નવસારી, ધણુદેવી |
| પં. હેતાવજય ગ૦ | પં. અમરસ સ૦ | |
| પં. સુમતિવિજય ગ૦ | પ. ધીર સ૦ | ખભાયત મધ્યે |
| પં. રત્નવિજય ગ૦ | પં. ગુલાબ સ૦ | રાજનગરે |
| પ. રગવિજય ગ૦ | પ. હીર સ૦ | ગઢ મંડાણો |
| પ. મોતીવિજય ગ૦ | પં. તેજ સ૦ | કલાણા, થરા, જામપુર વડા |
| પં. લાલવિજય ગ૦ | પં. રૂપ સ૦ | ચાંગા, વડગાવ |
| પં. કલ્યાણવિજય ગ૦ | પ. અમૃત સ૦ | |
| પં. ધર્મકુશલ ગ૦ | પં. વિનય સ૦ | વાલોલ, ઓડપાડ. |
| પ. કલ્યાણકુશલ ગ૦ | પં. દોલત સ૦ | રાંનેર |
| પ. પ્રતાપવિજય ગ૦ | પં. નિત્ય સ૦ | વસુ |
| પં. વિદ્યાવિજય ગ૦ | પં. શાન્તિ સ૦ | કચ્છ દેશે |
| પં લક્ષ્મીવિજય ગ૦ | પં. દેવ સ૦ | ઈલોલ, પીપલવદર,કરપટીયો,વૈણપ |
| પ. જીતવિજય ગ૦ | પં. શુભ સ૦ | કુકુઆવ, દેકાવાડો |
| પં. દોલતવિજય ગ૦ | પ. શુભ સ૦ | દશાડો, કલાડો, .પંચાસરો |
| પં. ગુણરત્ન ગ૦ | પં. તેજ સ૦ | વણોદ, જઝવાડો |
| પં. સુરેન્દ્રવિજય ગ૦ | પ. ચતુર સ૦ | પીપલી, ડાંગરવા, છઠીયાડો |
| પં. કેશરવિજય ગ૦ | પ મોહન સ૦ | |
| પં. ગુલાબવિજય ગ૦ | પં. વીર સ૦ | ભાલક |
| પં. કિસ્તુરસાગર ગ૦ | પં. સૌભાગ્ય સ૦ | પાટડી, ચાંદુર, દૂધખા |
| પ. રાજવિજય ગ૦ | પં. રૂપ સ૦ | ઈડર, જામલા. |
| પં. જીતવિજય ગ૦ | પં. ઉમેદ સ૦ | |

| | | |
|---|---|---|
| પં. પૃથ્વીચંદ્ર ગ૦ | પં. અમી સ૦ | દક્ષણદેશે |
| પં. હીરવિજય ગ૦ | પં. રૂપ સ૦ | આગલોલ |
| પં. દેવચંદ્ર ગ૦ | પં. કલ્યાણ સં૦ | ખંભાયત મધ્યે |
| પં. રાજવિજય ગ૦ | પં. ચતુર સ૦ | થરાદ, ગોઠડા, ઉંબરી |
| પં. વિનયવિજય ગ૦ | પં. જિન સ૦ | |
| પં. ઋષભવિજય ગ૦ | પં. વિનય સ૦ | |
| પં. દયાવિજય ગ૦ | પ. ઋષભ સ૦ | વીજાપુર |
| પં. માણકયવિજય ગ૦ | પં. દયા સ૦ | મુંબઈ, મેંમ, વેણુટપો |
| પં. અમૃતવિજય ગ૦ | પં. રત્ન સ૦ | વીજાપુર મધ્યે |
| પં. ભાગ્યવિજય ગ૦ | પં. પુણ્ય સ૦ | દક્ષણદેશે, |
| પં. મનરૂપવિજય ગ૦ | પં. મયા સ૦ | } વડાવલી |
| પં. ભાનુવિજય ગ૦ | | |
| પ. ભાગ્યવિજય ગ૦ | પં. કનક સ૦ | હાકુ |
| પં. પ્રેમવિજય ગ૦ | પં. મહિમા સ૦ | ઐંમનગર |
| પં. લાલચંદ્ર ગ૦ | પં. પ્રેમ સ૦ | સિદ્ધપુર |
| પં. શ્રીવિજય ગ૦ | પં. પ્રતાપ સ૦ | રાધનપુર, વારાઈ, ગોતરકો, કમલાપુર, નવોગામ, તેરવાડો. |
| પં. વીરવિજય ગ૦ | પં. ઉદય સ૦ | ચાણસ્મો, રણુજ, મણુજ, ધીણોજ |
| પં. લાલવિજય ગ૦ | પં. ચતુર સ૦ | ધાનોરા |
| પ. લબ્ધિવિજય ગ૦ | પં. લાવણ્ય સ૦ | } કચ્છ દેશે |
| પં. ભાનુવિજય ગ૦ | પં. નાયક સ૦ | |
| પં. પ્રેમવિજય ગ૦ | પં. માણિક સ૦ | મોરવાડો |
| પં. લાલવર્દ્ધન ગ૦ | પં. ખુસાલ સ૦ | વઢવાણ |
| પ. ધર્મવિજય ગ૦ | પં. રત્ન સ૦ | ગોતરકો |
| પં. રૂપવિજય ગ૦ | પં. રત્ન સ૦ | સાંકરા, અડીયા |
| પ. અમીવિજય ગ૦ | પં. મુક્તિ સ૦ | કચ્છદેશે |
| પં. પદ્મવિજય ગ૦ | પં. રવિ. સ૦ | કચ્છદેશે |
| પં. પ્રતાપવિજય ગ૦ | પં. ભગવાન સ૦ | દ્રાપરા, પાદરા |
| પ. મુક્તિવિજય ગ૦ | પં. નેમ સ૦ | બોરસદ |
| પં. માનવિજય ગ૦ | પં. મુક્તિ સ૦ | ખંભાયત |
| પં. મણિવિજય ગ૦ | પં. હેત સ૦ | દક્ષણદેશે |
| પં. લક્ષ્મીવિજય ગ૦ | પ. હીર સ૦ | દાવડ |
| પં. દીપવિજય ગ૦ | પ. કૃષ્ણ સ૦ | અંકલેશ્વર |
| પં. મોહનવિજય ગ૦ | પં. સુબુધિ સ૦ | વેડ, આતરોલી, નંદાસણ, સરીમાડ, ચિલોડા |

| | | |
|---|---|---|
| પં. ભાગ્યવિજય ગ૦ | પં. જય સ૦ | ડભોઈ |
| પં. કુંવરવિજય ગ૦ | પં. લક્ષ્મી સ૦ | સોઇગામ |
| પં. પ્રેમવિજય ગ૦ | પં. જસ સ૦ | માંડલ, બજાણો |
| પં. હીરવિજય ગ૦ | પં. ચતુર સ૦ | સમી |
| પં. ફતેકુશલ ગ૦ | પં. જીત સ૦ | દક્ષણદેશે |
| પં. ચતુરવિજય ગ૦ | પં. દયા સ૦ | વડાપલી |
| પં. મોહનવિજય ગ૦ | પં. માણિક્ય સ૦ | સાબલી |
| પં. અમૃતકુશલ ગ૦ | પં. જયવંત સ૦ | દમણ, દિવ |
| પં. ઉત્તમચંદ્ર ગ૦ | પં. રાજેંદ્ર સ૦ | દેવા ડભો, |
| પં. ભક્તિવિજય ગ૦ | પં. કિસ્તુર સ૦ | લીંબડી |
| પં. કીર્તિવિજય ગ૦ | પં. જવેર સ૦ | દક્ષણદેશે |
| પં. ત્રિલોકવિજય ગ૦ | પં. હીર સ૦ | પારડી, વડસાલ |
| પં. અમૃતવિજય ગ૦ | પં. હીર સ૦ | બગવાડો, ગાંધુ, સુંડેરો |
| પં. ગુલાબવિજય ગ૦ | પં. શ્યામ સ૦ | કચ્છદેશે |
| પં. મેઘવિજય ગ૦ | પં. ડુંગર સ૦ | |
| પં. પદ્મસાગર ગ૦ | પં. રત્ન સ૦ | કડી, વીસનગર |
| પં. નંદસાગર ગ૦ | પં. ઉમેદ સ૦ | પાલણપુર, ચિત્રાસણી, પીલુઓ, કાણોદર, મજાદર, મગરવાડો. |
| પં. દોલતરૂચિ | પં. લાલ સ૦ | સીપુર |
| પં. કેશરવિજય | પં. જય સ૦ | દક્ષણદેશે |
| પં. મોતીવિજય | પં. કસ્તુર સ૦ | ગણાદબહિ |

**अत्रो तक्षेत्रादेशपत्रं विधेयानि मंगलम्**

(આ અક્ષરો શ્રીપૂજ્યના હાથથી લખેલા છે.)

[**નોંધ**—બીજા અને ત્રીજા પટ્ટક ઉપરથી જોઇ શકાશે કે-બીજું પટ્ટક ૧૯૪૧ નું અને ત્રીજું ૧૯૪૨ નું છે એટલે બે વચ્ચે એક જ વર્ષનું અંતર છે: અને તે બન્નેમાં જણાવેલ સાધુઓ તેમજ પ્રદેશ-ગામનગર-નાં નામો લગભગ મળતાં આવે છે.]

# કેટલાંક મહત્ત્વનાં ફરમાનપત્રો

## સંગ્રાહક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી

મોગલકુલતિલક સમ્રાટ્ અકબરે જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી અને તેમના શિષ્યપરિવારને આપેલાં ફરમાનો 'કૃપારસકોષ' અને 'સૂરીશ્વર અને સમ્રાટ્' વગેરે ગ્રંથોમાં પ્રકાશિત થયેલાં છે. તેમજ જહાંગીર, શાહજહાં અને ઔરંગઝેબ વગેરેનાં ફરમાનો 'સૂરીશ્વરને સમ્રાટ્,' 'શત્રુંજય પ્રકાશ,' શત્રુંજય મેમોરેન્ડમ, 'રખોપાના જરૂરી પત્રો' વગેરેમાં પ્રકાશિત થયાં છે. હું અહીં કેટલાંક મહત્ત્વનાં ફરમાનોનો પરિચય અને અનુવાદ આપવા ધારું છું.

આ ફરમાનો ભાવનગરમાં ભરાયેલી ગુજરાત સાહિત્ય પરિષદના ઈ. સ. ૧૯૨૪ ના અધિવેશનના રીપોર્ટમાં પ્રકાશિત થયાં છે. ફારસી ભાષાના સમર્થ અભ્યાસી અને ગુજરાતના સાક્ષરરત્ન શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ એ ફરમાન સંપાદિત કર્યાં છે. શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંગ્રહમાં કેટલીક જૂની સનદો અને જૂનાં બાદશાહી ફરમાનો છે, તે તેમણે ગુજરાતના ઇતિહાસને ઉપયોગી ધારી તેમાં સંપાદિત કર્યાં છે.

આ ફરમાનો ગુજરાતના ઇતિહાસમાં જેમ ઉપયોગી છે, તેમજ જૈનધર્મના પ્રભાવ ઉપર પણ સુંદર પ્રકાશ પાડનારા છે. મુસ્લીમ સમયમા અને તેમાંયે મુગલાઈ જમાનામાં જૈનધર્મમા પ્રાભાવિક આચાર્યો અને પ્રાભાવિક શ્રાવકો કેવા હતા તેનો ખ્યાલ આ ફરમાનો આપે છે. હુ પહેલા સક્ષેપમા તે ફરમાનોનો પરિચય આપીશ અને પછી મૂળ ફરમાનોનો અનુવાદ આપીશ, જેથી વાચકો તેને બરાબર સમજી શકે.

**પહેલું ફરમાન** જનરલ ગોડાર્ડનું છે. એક વિજયી સેનાપતિ પોતાના વિજયપ્રવેશ વખતે પ્રજાને જે આશ્વાસન અને શાતિ આપે છે તે આ ફરમાનમાં છે. દરેક વિજયી સેનાપતિ આવાં જ જાહેરનામાં બહાર પાડે છે. અંગ્રેજોએ અમદાવાદમા પ્રવેશ કરતાં આ ફરમાન બહાર પાડયુ હતું. અમદાવાદની જનતાને આ ફરમાન જણાવે છે કે "અમદાવાદની રૈયતે શાંતિથી રહેવું અને પોતાનુ નિયમિત કામકાજ કરવું. તેમને તેમના કામમાં કોઈ ખલેલ નહિ પહોચાડે. હીજરી સં. ૧૧૯૪ માં આ ફરમાન બહાર પડયું છે, તા. ૫ મહિનો સફર. આ ફરમાનમા સંવત્ મુસલમાની આપ્યો છે. અને મહોરમાં શાહઆલમનું નામ છે, જે વાચકો ફરમાનથી જોઈ શકશે.

આ સિવાયનાં ફરમાનો મોગલ સમ્રાટ્ જહાંગીર અને શાહજહાંનાં છે. આ ફરમાનોમાં મોગલ બાદશાહોનાં પોતાની બિનમુસ્લીમ જનતા પ્રત્યેનાં સદ્‌ભાવ, તેમના ધર્મને માન આપવાની લાગણી અને તેમના પ્રત્યેની પક્ષપાતરહિત મનોવૃત્તિ જણાઈ આવે છે. આ બાદશાહોને પોતાના ધર્મ પ્રત્યે પ્રેમ અને આદર હોય તે સ્વાભાવિક છે, પણ અન્ય ધર્મવાળી પ્રજાનુ મન ન દુઃખાય એનો પણ તેઓ પૂરો ખ્યાલ રાખતા હતા. આ નીતિ બાદશાહ અકબરથી વધુ પ્રસિદ્ધિ પામી હતી.

જીવહિંસાની મનાઇ, શિકારનો પ્રતિબંધ અને જૈનમંદિરો, ધર્મશાળાઓ અને ધર્મસ્થાનોના ઉપયોગમાં પરધર્મીઓની ડખલોનો અટકાવ; એ આ ફરમાનોની મુખ્ય મતલબ છે.

**બીજું ફરમાન** અમદાવાદના નગરશેઠ શાંનિદાસને આપેલુ છે. તેમાં પાલીતાણા મજ-

ફુર શેઠને ઇનામમાં આપ્યાનો ઉલ્લેખ છે. તેમજ ત્યાં આવનાર યાત્રિકોને કોઈએ સતાવવા નહી, કે હરકત કરવી નહીં તેની તાકીદ છે. આ ફરમાન શાહજહાંનના સમયનું છે તેને ગાદીએ બેઠાને ત્રણ વરસ થયાં છે અને તા. ૨૯ મહોરમ ઉલહરામ મહિનો છે. સનદ ઉપર બાદશાહ શાહજહાંની મહોર ને સિક્કો છે.

**ત્રીજું ફરમાન** તે વખતના જૈન સંઘમાં ઉઠેલા એક વંટોળ ઉપર અચ્છો પ્રકાશ પાડે છે. જૈન સંઘમાં પ્રાયઃ દરેક બે કે ત્રણ સૈકા પછી કોઈ ને કોઇ નવો મતવાડો ઊભો થયા જ કરે છે અને તેનો પ્રત્યાઘાત આખા સમાજમાં ઊભો થાય છે. અને એક વાર તો વંટોળની જેમ તેની અસર મૂકતો જાય છે. આવો જ એક વંટોળ લોંકાશાહે **લોંકામત** ચલાવ્યા પછી ઊઠયો હતો. અને જેમ અત્યારે કાનજીસ્વામીના નૂતન પંથથી જે વંટોળ ઊઠ્યો છે તેવું જ વાતાવરણ ને વખતે પ્રગટેલુ જણાય છે.

આ ફરમાન એમ સૂચવે છે કે લોંકાશાહના નવીન મતવાદીઓએ બાદશાહના દરબારમાં અરજ પેશ કરી છે કે અમદાવાદના શેઠ શાંતિદાસ અને સૂરદાસ વગેરે મહાજનોએ અમારી સાથે ખાનપાન, રોટી અને બેટી વ્યવહાર બંધ કર્યો છે તે પુનઃ ચાલુ થાય. પરન્તુ આ અરજનો જવાબ આપતાં ફરમાનમાં ફરમાવામાં આવ્યું છે કે ખાન-પાન-રોટી-બેટીનો વ્યવહાર એ દરેકની મરજી ઉપર આધાર રાખે છે, તેમાં કોઈનું દબાણ ચાલી શકે નહિ. પણ એટલી સૂચના છે કે કોઈએ કોઈને અડચણ ન કરવી, કોઈએ કોઈને હેરાન ન કરવા. આ અરજી તે વખતના ગુજરાતના સુબા મહમદ દારા શકુહ (શિકોહ) ને થયેલી છે.

**ચોથું ફરમાન** આ ફરમાનમાં તો તે વખતના મુગલ સમ્રાટોની હિન્દુ જાતિ પ્રત્યે, હિન્દુ ધર્મ પ્રત્યેની નિષ્પક્ષપાત નીતિનુ આછું દર્શન બહુ જ સુંદર રીતે થાય છે.

પ્રસંગ એવો છે કે સમ્રાટ્ શાહજહાં દિલ્હીના તખ્ત ઉપર ગાદીનશીન થયો છે. ન્યાય અને નીતિથી ભારતવર્ષનુ પાલન કરે છે.

આ વખતે ઔરંગઝેબને ગુજરાતની સૂબાગીરી સોંપાયેલી છે. એના ઝનૂની અને ધર્માંધ સ્વભાવ મુજબ સૂબાગીરીના તોરમાં શેઠ શાંતિદાસે બંધાવેલા એક ભવ્ય જૈનમંદિર ઉપર તેની ધર્માંધતાની ક્રૂર દૃષ્ટિ પડી છે અને ત્યા થોડી મેહેરાબ (કમાનો) બનાવી તેને મસીદ બનાવી છે. બાદશાહ પાસે આ સંબંધી ફરિયાદ જતા બાદશાહે મહેરાબવાળા ભાગ અને જૈન મંદિર વચ્ચે દીવાલ ચણાવી લેવરાવી જૈન મંદિરમાં પૂર્વવત્ દર્શન પૂજન હક્ક-વ્યવસ્થા શાંતિદાસ શેઠની મરજી મુજબ થાય તેવો હુકમ આપ્યો છે, તેમજ કેટલાક ફકીરોએ ત્યા ધામા નાખ્યા હશે અને મંદિરના જતા આવતા ભક્તોને અડચણ કરતા હશે, બાદશાહે તેમને માટે ત્યાંથી ઊઠી જવાનો હુકમ કાઢી મંદિરને અને ભક્તજનોને શાંતિ આપી છે. વળી તે વખતે '**બાવરી**' જાતના કેટલાક માણસો જૈન મંદિરની ઇમારતનો મસાલો ઉપાડી લૂટી ગયા છે તે પાછો અપાવવા અને તેમ ન બને તો રાજ્યના ખર્ચે તે મસાલો-તેની કિંમત અપાવવાનુ સૂચવ્યું છે. પોતાના પુત્રની પણ પરવા કર્યા સિવાય બાદશાહ શાહજહાંએ કરેલો આ હુકમ તેની નિષ્પક્ષ વૃત્તિનો અચૂક પુરાવો છે એમા તો સંદેહ નથી જ. આ ફરમાન ૧૦૮૧ હીજરી સંવતનું છે. ફરમાન ઉપર મહોર સમ્રાટ્ના પુત્ર મહમદ દારા શકુહની છે.

**પાંચમું ફરમાન** શેઠ શાંતિદાસની મોગલ સમ્રાટ્ના દરબારમાં કેટલી લાગવગ, કેટલું ચલણ હશે તે સૂચવે છે.

શેઠના બાગબગીચા, હવેલીઓ, દુકાનો-પેઢીઓના રક્ષણ માટે આ ફરમાન છે. તેમને, તેમના ફરજંદોને કે નોકરોને અડચણ ન પડે; તેમનાં બાગબગીચા, હવેલીઓમા કોઈ અફસરોના ધામા ન નખાય, તેમજ તેમની મિલકત જપ્ત ન થાય, અને તેમના નોકરોને ભાડું વગેરે ઉઘરાવતા કોઈ ડખલગીરી ન કરે તે સંબંધી સખત આજ્ઞા છે.

આ ફરમાન હીજરી સં. ૧૦૪૫ નું છે. લેખના ઉપરના ભાગમાં મહોર સિક્કો સમ્રાટ શાંહજહાનો છે અને બીજો સીક્કો દારા શકુહનો છે.

**છઠ્ઠું ફરમાન** આખા જૈન સંઘને લગતુ છે. મોગલ સમ્રાટોના દરબારમાં જૈનોનુ કેટલુ માન હતુ તેનુ આ ફરમાન આપણને પૂરેપૂરુ ભાન કરાવે છે. જૈનો સદાય ન્યાયપ્રિય, ધર્મપ્રિય, અને શાંતિપ્રિય રહ્યા છે. તેમણે અન્યાય અને અનીતિ સામે પુણ્યપ્રકોપ પ્રગટાવ્યો છે, સમાજની-પ્રજાની નેતાગીરી કરી છે અને પ્રજાના હિતમા પોતાનું હિત માની રાજા અને પ્રજા વચ્ચે પુલરૂપ બની દેશભક્તિ અને પ્રજાહિતના કાર્યો કરી પોતાનાં ધર્મસ્થાનોની પણ ખૂબ ખૂબ રક્ષા કરી છે.

આ ફરમાનમા શેઠ હરખા પરમાનંદજીએ સમ્રાટ્ જહાંગીરના દરબારમા અરજી કરી, તે વખતના મહાન્ યુગલ જૈનાચાર્યો શ્રી વિજયસેનસૂરિ, શ્રી વિજયદેવસૂરિ અને ખુશફહમ[1] નંદિવિજય તેમના ધર્મસ્થાનો ઉપાશ્રયો અને મંદિરોની રક્ષાની માગણી કરી છે. ધર્મસ્થાનોમા કોઈ ઊતરે નહીં, આશાતના કરે નહી અને ધર્મકાર્યમા દખલ કરે નહી તેમજ સિદ્ધગિરિ-શત્રુંજય તીર્થ ઉપર જતાં યાત્રાળુઓનો કર માફ કરાવ્યો છે. અને આ ફરમાનમા જણાવ્યા મુજબના દિવસોમાં અહિંસા-અમારી પળાવી છે.

મોગલ સમ્રાટ અકબરના દરબારમાં જઈ જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિજીએ જૈન શાસનની જે પ્રભાવના કરી, જૈનધર્મનો જે પ્રચાર કર્યો અને જૈન સાધુઓના ત્યાગ-તપ-સંયમનો જે પ્રભાવ બેસાડ્યો અને અહિંસા ધર્મની જે ઉદ્ઘોષણા કરાવી, તે માર્ગ તેમના શિષ્ય-પ્રશિષ્યોમાં, શ્રાવકોમાં અને અન્ય ગચ્છીય આચાર્યો દ્વારા પણ ચાલુ રહ્યો હતો; જેના ફળ આપણે આવા ફરમાનો દ્વારા જાણી શકીએ છીએ.

આ છયે ફરમાનોનો સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કરેલો અનુવાદ, જૈન જનતા માટે ઉપયોગી સમજીને, ગૂજરાતી સાહિત્ય પરિષદના ઇ. સ. ૧૯૨૪ ના અહેવાલમાંથી સાભાર લઈને અહી આપુ છુ.

---

૧ સારી બુદ્ધિવાળા **ખુશફહમનું બિરૂદ** બાદશાહ જહાંગીરે સિદ્ધિચંદ્રને આપ્યુ છે તેમજ સમ્રાટ અકબરે નંદિવિજયને આપ્યાનુ પ્રસિદ્ધ છે. આ નંદવિજયજી કદાચ એ જ હોય ખુશફહમ સારી બુદ્ધિવાળા શ્રી વિજયસેનસૂરિજી જગદ્ગુરૂ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના મુખ્ય પટ્ટધર છે. તેઓ પણ સમ્રાટ અકબરની વિનતિથી લાહોર અકબરને મળ્યા હતા શ્રી વિજયદેવસૂરિ, શ્રી વિજયસેનસૂરિજીના પટ્ટધર છે. અને સમ્રાટ જહાંગીર તેમને માંડવગઢમા મળ્યો હતો.

# કેટલાક અપ્રસિદ્ધ જૂના લેખો

## સંપાદક—શ્રીયુત રા. રા. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

### ૧ ( પહેલું ફરમાન )

શ્રી ફોર્બ્સ ગુજરાતી સભાના સંગ્રહમાં કેટલીક જૂની ફારસી સનદો અને કેટલાંક જૂનાં બાદશાહી ફરમાનો છે. એ સનદો તથા ફરમાનોની સંખ્યા મ્હોટી નથી. પરંતુ જે છે તે કેટલેક ભાગે ગુજરાતના ઇતિહાસને ઉપયોગી છે. એ સંગ્રહમાંથી એક ફારસી લેખનું ભાષાંતર થોડા વખત પર "ગુજરાતી"ના દીવાળીના અંકમાં "પેશ્વા સાથેનો એક કરાર" એ મથાળા હેઠળ પ્રસિદ્ધ કરવામાં આવ્યુ હતું. ગુજરાતની અર્વાચીન સ્થિતિને લગતો એ કરાર હતો. એ સ્થિતિ જોડે સંબંધ રાખતો એક બીજો લેખ એ સંગ્રહમાંથી મળી આવ્યો છે. જે વખતે જનરલ ગોડાર્ડ (General Goddard)ના હાથમાં અમદાવાદ આવ્યું તે વખતે એણે એક જાહેરનામું પ્રસિદ્ધ કરેલું. તે જાહેરનામાની ખરી નકલ ગોડાર્ડની સહી સાથેની એ સંગ્રહમાંથી મળી આવી છે. દરેક વિજયી સેનાપતિ એવી રીતનાં જાહેરનામાં કે ઢંઢેરા પોતાના તાબામાં આવેલી રૈયતના સાન્તવન અર્થે બહાર પાડતા, અને હજી પણ પાડે છે. છેલ્લી મ્હોટી લડાઈ વખતે જર્મનો પણ એવાં જાહેરનામાં ઠેર ઠેર બહાર પાડતા હતા. આ જાહેરનામું ટૂંકું પણ મુદ્દાસર છે.

| |
|---|
| શાહ આલમ બાદશાહ ગાઝી અમીર<br>ઉદ્દૌલા જનરલ ગોડાર્ડ બહાદુર<br>ફતેહજંગ ફીદવી સને ૧૧૯૪ |

**અસલ મુજબ નકલ:—**

નથુ (નાનુ) શકર સુબા વગેરે અમદાવાદની રૈયત, એ શહેરના વતનીઓ તથા ત્યાં રહેનારા અને વસનારા સઘળાને માલુમ થાય—

એમ થાઓ કે હવે સૌ લોકોએ ખાતર જમા રાખી પોતાના મકાનમાં રહેવું. અને કોઈ પણ રીતનો અંદેશો કે ડર પોતાની હંમેશની રહેણી કરણી સંબંધે ન રાખતાં રોજના કામકાજમાં મશગૂલ રહ્યા જવુ, કારણ કોઈ પણ માણસ તેમને કોઈ રીતની અડચણ કે અટકાવ કરશે નહિ. આ બાબત તેમણે ખાતરી રાખવી, અને આમાં લખ્યા મુજબ ત્હેમણે વર્તવું. લખ્યું તારીખ ૫ મહીનો સફર હી. સ ૧૧૯૪ તે ગાદીએ બેઠાનો સને ૩૫.

(અંગ્રેજીમાં સહી) Thomas Goddard

### ૨

જહાંગીર અને શાહજહાંન બાદશાહના વખતમાં અમદાવાદનો જૈન વેપારી, ઝવેરી શાંતિદાસ (કે સતિદાસ) બહુ વગવાળો માણસ થઈ ગયો હોય એમ જણાય છે. એ બાદશાહોના તરફથી એને ઘણા ફરમાનો મળ્યા હોય એમ લાગે છે, અને તે સર્વે જૈનધર્મના સિદ્ધાંતોને અનુસરી ચાલનારાઓને દરેક રીતે અડચણમાંથી મુક્ત રાખવાને માટે એણે કઢાવ્યા છે. જીવહિંસાની મના, શિકારનો પ્રતિબંધ, જૈન દહેરાસર તથા ધર્મશાળાઓ વિગેરેના ઉપયોગમાં પરધર્મીઓ તરફથી થતી અડચણોનો અટકાવ, એ આ ફરમાનોની મુખ્ય મતલબ

છે. પોતાની હિંદુ રૈયતને ત્હેનો ધર્મ, ત્હેની મરજી મુજબ અબાધિત રીતે પાળવા દેવા માટે ત્હેમાં દરેક રીતે કાળજી દર્શાવવામાં આવી છે. શેત્રુંજાની આસપાસ જાનવરોની કતલ કે ત્હેનો શિકાર ન થાય તથા ત્યાં માછલાં મારવાં કે પકડવાં નહિ, એવો કોઇ ફરમાનથી હુકમ થયો છે, તો કોઈ બીજા ફરમાનથી હિંદુઓની ધર્મની જગા પાસે કોઇ **એક મુસલમાન ફકીર ગેરકાયદે દરગાહ બનાવી બેઠો હતો ત્હેને એકદમ ખસી જવાની આજ્ઞા થઈ** છે. આ ફરમાનોની ભાષા ફારસી છે ને મજકુરમાં અપક્ષપાતપણું લીટીએ લીટીએ તરી આવે છે. ધર્મ સંબંધી છૂટ ત્હેમાં વાક્યે વાક્યે દેખાઈ આવે છે. એ ફરમાનોમાંથી થોડાંક નમૂનારૂપે આપ્યાં છે.

### અ ( બીજું ફરમાન )

સોરઠ સરકાર હાલમાં કામ કરતા તથા ભવિષ્યમાં થનાર અમલદારો જેઓ સુલ્તાનની મહેરબાનીની આશા રાખે છે, તથા તે મહેરબાનીને યોગ્ય ગણાવા માગે છે **ત્હેમને માલુમ થાય** કે ગૂબ્દે ઉલ્ **અકરાન (એક ખેતાબ છે) શાંતિદાસ ઝવેરીએ, સ્વર્ગ સમાન** અમારી દરબારમાં એક અરજદાર તરીકે, અરજ કરી જણાવ્યું કે સદરહુ સરકારના તાબાના પરગણામાં મોજે પાલીતાણા નામે એક ગામ આવેલું છે ત્હેમાં હિંદુઓની પૂજાનું એક સ્થાન **જેને શેત્રુંજો કહે છે તે આવેલું** છે અને ત્યાં આસપાસના માણસોની તીર્થ માટે જાત્રા કરવા–આવજાવ થયા કરે છે તેથી ઉંચા દરજ્જા અને ઉમદા પદ્વીવાલા (બાદશાહ)નો હુકમ કાઢવા તથા પ્રદર્શિત કરવામાં આવે છે કે પાનખર ઋતુની શરૂઆતથી (પીચીઈલ મહીનાથી) મજકુર મોજે (ગામ) ઉપર જણાવેલા ગૂબ્દે ઉલ્ **અકરાનને હમે મહેરબાનીના રાહે ઈનામમાં આપીએ છીએ** અને તેથી સૌની ફરજ છે કે, એ ઈનામ ત્હેમણે કબૂલ રાખી કોઈ પણ રીતે તેને હરકત કરવી નહિ. અને આસપાસના માણસો **ત્યાં નિશ્ચિતપણે તીર્થ કરવા આવે જાય, ત્હેમને આ હુકમની રૂએ** કોઈ પણ **રીતે હરકત હલ્લો કરવો નહિ. લખ્યું તા. ૨૯ મોહોરમ ઉલ્ હરામ મહીનો. ગાદીએ બેસવાનું વર્ષ ત્રીજું.**

આ સનદના ઉપરના ભાગમાં શાહજહાન બાદશાહનાં મહોર ને સિક્કો છે, અને કોઈ અલીતકીખાન મારફત એ મોકલવામાં આવી છે એવું લખ્યું છે.

### (બ) (ત્રીજું ફરમાન)

આ ફરમાન પણ ગુજરાત ( શેહેર )ના હાકેમ તથા અમલદારોનો ઉપર કાઢવામાં આવ્યું છે.

સદરહુ શહેરમાં રહેતા મહાજનોમાં લોકા નામની એક કોમ વસે છે. તે કોમ અમારા દરબારમાં આવી, ને ત્હેણે અમારી મદદ માટે અરજ ગુજારી કે શાંતિદાસ, સૂરદાસ વગેરે મહાજનો અમારી જોડે ખાનપાનનો તથા સગપણનો વ્યવહાર રાખતા નથી. આ ઉપરથી આફતાબ જેવી પ્રકાશિત દરબારમાંથી એવો હુકમ કાઢવામાં આવે છે કે **ઉંચા દરજ્જાના શરીઅત તથા દેદીપ્યમાન એવા (હમારા) ધર્મ પ્રમાણે પરસ્પર ખાવા પીવાનો કે સગપણનો વ્યવહાર રાખવો એ બંને પક્ષની રાજીખુસી તથા રઝામંદી (ઇચ્છા) ઉપર આધાર રાખે છે.** તેથી જો એમની તે બાબતની ઈચ્છા હોય તો ત્હેમણે એક બીજા જોડે સગપણનો વ્યવહાર બાધવો તથા પરસ્પર જમવા ખાવાની છૂટ રાખવી; પણ જો તેમ ઈચ્છા ન હોય તો કોઈ પણ શખસે કોઈ બીજાને તે બાબત અડચણ કરવી નહિ અને એને સંબંધે કોઈએ કોઈને હેરાન કરવું નહિ. તેમ છતાં જો કોઈ કોઇને હેરાન કરશે

તો (હમારા) ધર્મ પ્રમાણે ત્હેનો ન્યાય થશે. તેથી કોઈએ હમારા ફરમાનથી વિરુદ્ધ વર્તવું નહિ લખ્યુ તારીખ ૨૭ માહે રજબ્ ઉલ્ મુરજ્જબ્. ગાદીએ બેઠાનું વરસ ૧૮ મું તે હીઝરી સને ૧૦૩૪.

આ લેખના ઉપરના ભાગમાં એક મ્હોટી ચોરસ મહોર છે. તેમ એક વર્તુલ આકારની મહોર છે, તે વર્તુલની આસપાસ નવ ગોળાકાર મહોર છે. અને તે દરેકમાં બાદશાહના વડવાઓના તમૂર સુધીના નામ છે પાછળ મહમદ દારા શકુહની મહોર છે અને ઈસ્લામખાન મારફત એ સનદ નીકળી છે એમ લખ્યુ છે.

(ક) (ચોથું ફરમાન)

[ ગુજરાતના સુબા તથા અમલદારોના અંગે જે ખેતાબો વગેરે વાપર્યાં છે તેનો અમે અનુવાદ કર્યો નથી ]

ગુજરાતના હાલના તથા હવે પછીના સુબાઓને માલુમ થાય કે અત્યાર પહેલાં ગૂબ્દે ઉલ્ અકરાન્ શાંતિદાસ ઝવેરીના દેરાસરની બાબતમાં ઉમ્દત્ ઉલ્મુલ્ક શાયસ્તખાનના નામ પર ફરમાન નીકળ્યું હતુ કે **શાહજાદા સુલતાન ઔરંગઝેબ બહાદૂરે ત્યાં થોડા મેહેરાબ (કમાનો) બનાવી તેને મસ્જિદનું નામ આપેલું, અને ત્યારબાદ મુલ્લાં અબ્દુલ હકીમે અરજ કરી જણાવ્યું કે એ મકાન પર બીજો માણસ પોતાનો હક હોવાનો દાવો કરે છે, તેથી આપણા પાક ધર્મ મુજબ એ મસ્જિદ ગણાય નહિ.** આ ઉપરથી બાદશાહી હુકમ નીકળ્યો હતો કે એ મકાન સતિદાસ (શાંતિદાસ)ની મીલ્કત જોડે તાલૂકો (સંબંધ) ધરાવે છે અને નામદાર શાહજાદાએ મેહેરાબની શિકલવાળા મકાનનો ત્યા પાયો નાખ્યો છે, તેથી તેને કોઈ રીતે હરકત થવી જોઈએ નહિ, તેથી એ મેહેરાબને ત્યાથી ખસેડી નાખવો અને મજકુર મકાન તેને હવાલે કરી દેવું; હવે આ બાબતમાં આખી દુનિયા જેને તાબે છે એવા બાદશાહનો એવો હુકમ નીકળ્યો છે કે ઉંચા દરજ્જાના નામદાર શાહજાદાએ જે મેહેરાબ બનાવ્યો છે તે કાયમ રાખવો અને દેરાસર અને મેહેરાબની વચમા મેહેરાબની પાસેથી એક દિવાલ ચણી લેવી કે જેથી એ બે વચ્ચે એક પડદો થાય. એટલા માટે હુકમ કરવામાં આવે છે કે ઉચા દરજ્જાના બાદશાહના બંદાઓએ જ્યારે મજકુર સતિદાસ (શાતિદાસ)ને એ દેરાસર મહેરબાનીની રાહે બક્ષિસ જ આપ્યું છે, **ત્યારે આગળની રીત મુજબ તે તેનો કબ્જો લઇ લે, અને પોતાના ધરમ મુજબ જેમ ચાહે તેમ તેમાં પૂજા કરે અને કોઈ પણ માણસ તેમાં તેને હરકત કે અટકાવ કરી શકે નહિ.** અને વળી કેટલાએક ફકીરો જેઓ ત્યાં મુકામ કરી પડયા છે ! તેમને ત્યાથી ખસેડી સતિદાસને તેમના તરફથી થતી **અડચણ તથા તેમનાં તરફથી ઉભા થતા કજીઆમાંથી મુક્ત કરવો,** અને વળી હમને એવું પણ જણાવવામા આવ્યું છે કે બાવરી જાતના કેટલાએક માણસો એ દેરાસરની ઈમારતનો મસાલો ઉપાડી લૂંટી ગયા છે. તો ગમે તે પ્રકારે પણ એ મસાલો પાછો મેળવી મજકુર શખ્સને આપવો, અને જો તે લોકોએ તે વાપરી નાખ્યો હોય તો તેમની પાસેથી ત્હેની કીમત લઈને સતિદાસને આપવી આ બાબત આ બાદશાહી ફરમાન છે એમ ગણી તેનાથી વિરુદ્ધ યા ઉલટું કોઈએ ચાલવુ નહિ. લખ્યુ તારીખ ૨૧ મહીનો જમાદી ઉલ્સાની સને ( હી ) ૧૦૮૧

મથાળે મહોર સીક્કો શાહજહાનના પુત્ર મહમદ દારા શકુહનો છે.

(ડ) (પાંચમું ફરમાન)

ગુજરાત સુબાના હાકેમને માલુમ થાય કે સતિદાસ ઝવેરી અરજ કરે છે કે આલી

ફરજન્દના બાદશાહના હુકમ મુજબ મજકુર શેહેરમાં તેની માલેકીની હવેલીઓ, દુકાનો, બીજી મીલ્કત તથા બાગબગીચા છે. આ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે જહાંપનાહ બાદશાહની કચેરીનો એ ઝવેરી તથા ખેરખાહ વેપારી છે. તેથી કોઈ પણ માણસ એ હવેલીમાં જઈ ઉતારો કરે નહિ એવો મનાઈહુકમ કાઢવો અને એ દુકાનોનું એ ભાડુ ઉઘરાવે ત્હેમાં એને કોઈએ અડચણ કરવી નહિ, અને બાદશાહી ફરમાન મુજબ જે બાગ-બગીચા એને મળેલા છે તે બાબતમા કોઈએ કાંઈ દખલ કરવી નહિ. **વળી વિશેષ હુકમ કરવામાં આવે છે કે એ સૂબાના અમલદારોમાંથી** કોઈ પણ માણસે કોઈ પણ **રીતના કાયદાનું બહાનું કાઢી એની માલ મિલ્કત લઈ લેવાનો પ્રયત્ન એના પ્રત્યે યા એના ફરજનો પ્રત્યે કરવો નહિ,** કે જેથી એ તથા એનાં ફરજદો નિશ્ચિંત-પણે પોતાના વતનમાં આબાદ થઈ હમારી બાદશાહત હંમેશ ચાલુ રહે એવી દુઆ ખુદા પાસે કરતા રહે. હમારા આ હુકમથી વિરુદ્ધ યા ઉલટું કોઈએ વર્તવુ નહિ. લખ્યું તા. ૨ જી નૂર માહ ઈલાહી સને ૮ મો.

લેખની ઉપરના ભાગમાં મહોર સિક્કો શાહજહાન બાદશાહનો છે, અને બીજો સિક્કો દારા શકુહનો છે (હી. સ. ૧૦૪૫)

## (ઈ) (છઠ્ઠું ફરમાન)

આ નીચેનું ફરમાન જહાંગીર બાદશાહ તરફથી નીકળેલું છે. એની નકલમાં કંઈક અક્ષરો પડેલા છે. અને લખ્યા સાલ વગેરે કેટલીક બાબત તેમાં ઉતરી નથી, છતાં પણ પોતાની રૈયતમાં શ્રાવક કોમ પ્રત્યે બાદશાહની કેટલી લાગણી હતી, તે એમાથી ખુલ્લી રીતે દેખાઈ આવે છે.

આ ફરમાન પોતાના કુલ રાજની અંદર નીમાએલા હાકેમો, અમલદારો, જાગીરદારો, કચેરીઓ, મુત્સદ્દીઓ, અને આખી ગુજરાતના સુબા પર કાઢવામાં આવ્યું છે. એમાં તેમને જણાવ્યું છે કે પરમેશ્વરની પ્રીતિ ત્યારે જ મેળવી શકાય છે કે જ્યારે રાજમાં રહેતી દરેક જાતની યા કોમની રૈયતના મનને આસૂદગી અને નિશ્ચિતપણું રહેલુ હોય. **હાલમાં શ્રાવક હરખા પરમાનંદજીએ જહાંપનાહની દરબારમાં આવી અમલદારો મારફતે અરજ કરી કે વિજયસેનસૂરિ વિજયદેવસૂરિ અને ખુસફેહમ નંદજી (!) એઓ હમારા આચાર્યો છે,** અને ઠેકઠેકાણે તેમના દેરાં ને ધરમશાળા છે, અને તેઓ હંમેશાં પવિત્ર–ધાર્મિક–કામમાં, સેવાપૂજામા, અને ઈશ્વરને યાદ કરવામાં મશગૂલ રહે છે, અને ખરે-**ખર હમને મજકુર શ્રાવક હરખા પરમાનંદજીની વફાદારીની ખબર છે કે એ હમારૂં શ્રેય ચાહનાર, વફાદાર માણસ છે, તેથી હમારી જહાંપનાહની–દરબાર-માંથી હુકમ કાઢવામાં આવે છે કે એ કોમની ધરમશાળા કે તેમના દેરામાં કોઇએ મુકામ કરવો નહિ અને તેની નઝદીકમાં પણ કોઇ રીતની દખલગીરી ન કરવી, અને તેઓ ત્હેને ફરીથી નવાં બનાવવા માગે તો તેમાં પણ અડચણ ન કરવી. વળી ત્હેમના શિષ્યોના મકાનમાં પણ કોઇએ ઉતારો રાખવો નહિ, અને તેઓ જો સોરઠના મુલકમાં શેત્રુંજે જાત્રા કરવા જાય તો કોઇએ તેમની પાસે કશું માગવું નહિ. વળી એ જ માણસની માગણી અને અરજ ઉપરથી હુકમ કરવામાં આવે છે કે દરેક અઠવાડીઆમાં, બે વાર–દિવસ એટલે રવિ તથા ગુરુવારે, દર મહીને તે મહીનાને પહેલે દહાડે, તેમજ ઇદ (તહેવાર)ને દહાડે, તેમજ દર વરસે**

વૂર માસમાં......(?) તેમજ હમારી ઉમરનાં જેટલાં વર્ષ વીતી ગયાં છે તે વર્ષ ગણી દર વર્ષે એક દિવસ એ પ્રમાણે, હમારા આખા રાજમાં કોઇ પણ જાનવરને કતલ કરવું નહિ, તેમ તેનો શિકાર કરવો નહિ, તેમજ પક્ષી માછલાં, વગેરે જીવોને પકડવાં નહિ યા મારવાં નહિ. આ હુકમ પ્રમાણે ચાલવાને સૌએ કોશિશ કરવી. એનાથી વિરૂદ્ધ વર્તવાને કોઇને અવકાશ જ નથી

આ ફરમાન ખાનજહાન મારફત નીકળેલું.

શ્રી કૃ. મો. ઝવેરીએ અનુવાદિત કરેલ આ ૭ ફરમાનોમાંની હકીકતને જ પુષ્ટ કરે એવું એક લખાણ શ્રી હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ લખેલ ' ટચુકડી ચોથી સો વાતો ' નામક પુસ્તકમાંથી ઉદ્ધૃત કરીને અહીં પરિશિષ્ટ રૂપે આપુ છું.

## પરિશિષ્ટ

### શાન્તિદાસ અને શાહજહાન

સામાન્ય રીતે એવું મનાય છે મુસલમાનો હિંદુઓને જુલમથી વટાળતા, તેમનાં દેવાલયો તોડી નાખતા, અને હિંદુ ધર્મનો ઉચ્છેદ કરવા મથતા; પરંતુ જેમ કેટલાક મુસલમાન બાદશાહો એવાં કાર્ય કરવાને પોતાના ધર્મને લાભ થાય છે એમ ગણતા, ત્યારે બીજાઓ, હિંદુ મુસલમાનોને સરખા ગણી તેમને અદલ ઈન્સાફ આપવામાં, સર્વ ધર્મને માન આપવામાં આવે, અન્ય ધર્મી સાથે ભાઇચારો વધારવામા આપણું કર્તવ્ય રહેલું છે એમ સમજતા; બાબર, અકબ્બર, જહાગીર અને શાહજહાન આ બીજા વર્ગના બાદશાહ થઇ ગયા.

અમદાવાદના નગરશેઠ શાન્તિદાસ ઝવેરીએ ઘણા પૈસા ખરચીને મોટું જૈન દેવાલય બંધાવ્યુ હતુ. શાહજાદા ઔરંગજેબના હુકમથી તે દેવળ તોડી પાડીને તેને ઠેકાણે મસીદ બાંધવામાં આવી, તેથી નારાજ થઇ શાન્તિદાસ બાદશાહને ફરિયાદ કરવા માટે દીલ્હી ગયા. શાહજહાને શેઠની સર્વ હકીકત સાભળીને ન્યાયની ખાતર પોતાના શાહજાદા દારાશિકોહની સહીથી પરવાનો લખી મોકલ્યો. તેમા અમદાવાદના હાકેમને એવું ફરમાવ્યું કે તેણે મસીદને સ્થળે નવું દેરૂ બાંધી આપવું, જૂના દેવળનો જે સરસામાન મુસલમાનોએ લઇ લીધો હોય તેનો કબજો શેઠને સોપવો. હવે પછી કોઇએ તેમને હેરાનગતિ કરવી નહિ તથા અમુક અમુક જૈન તહેવારોએ શહેરમાં જીવહિંસા કરવી નહિ. પરધર્મી બાદશાહે જેવો ઈન્સાફ આપ્યો, તેવો ઈન્સાફ બીજા પરધર્મી મહારાજા ભાગ્યે જ આપી શકે.

વળી શાહજહાન બાદશાહે જૈનોના પૂજ્ય શેત્રુંજા પર્વતની આસપાસ તેમ પાલીતાણામાં જીવહિંસા ન કરવાનો પરવાનો કાઢયો હતો. એ જ પ્રમાણે અકબરે અને જહાંગીર બાદશાહે પણ જીવહિસા ન કરવાના પરવાના કાઢયા હતા, એ જ પ્રમાણે અકબર અને જહાંગીર બાદશાહે પણ જીવહિંસા ન કરવાના તથા જૈનધર્મને મદદ આપવાના હુકમો કર્યા હતા. આવા ન્યાયી બાદશાહો મુસલમાનો છતાં પણ તેમને માટે હિંદુઓ વફાદારી બતાવે એમાં શી નવાઇ ?

શેઠ શાન્તિદાસ ઠેઠ દીલ્હિ દ્વાર જૈ ચઢયા.
પાદશાહ પાસ અર્જ આપવા ત્યહાં અડયા.
દેહરો બાધી આપવા, મસીદ પાડી નાખવા.
ન્યાયનો ઠરાવ કીધ, શાહ નામ રાખવા.

## ઉપાધ્યાય શ્રી જ્ઞાનસાગરજી ગણિકૃત

# તીર્થમાલા-સ્તવન

[વિ. સં. ૧૮૨૧ માં રચાયેલી એક મહત્ત્વની કાવ્યકૃતિ]

સંગ્રાહક તથા સંપાદક—પૂજ્ય મુનિ મહારાજ શ્રી જયંતવિજયજી મહારાજ.

(ક્રમાંક ૯૪ થી શરૂ : ગતાંકથી ચાલુ : આ અંકે સંપૂર્ણ.)

### ઢાલ ૧૦ (દૂહા)

સંઘ સહુ અધૃત કરેં, દરિસણનેં જગનાથ;
સન્મુખ થઇ કરે વિનતિ, જુગતેં જોડી હાથ.

(માહરાજ દેવાની ઢોવલા—એ દેશી.)

સંઘ હવે ચિત્તનેં રાગે, કરી વિનતિ દરશન માંગે રે;
વાહલા પાસજી દરિસણ આલો, માહરાં ભવભવનાં દુ:ખ ટાળો રે;
વાહલા થલપતિ દરિસણ આલો. એ આંકણી.
અમ્હેં તુમ દરિસણ રસિઆ, આવ્યા દૂરથી ચિત્ત ઉલ્લસીઆ રે; વા. ૧
તુંમેં જગબંધુ જગસયણ, તુંમ દરિસણ તરસેં નયણાં રે; વા.
તુમ દરિસણ વિ(ણુ) જગભાણુ, જે જીવવું કુણ પરમાંણ રે. વા. ૨
અતિ કટુક નેં હલુંઉં તુંબ, પણ તારે સજ્જન સુંબ રે; વા.
તુમેં મીઠા મોટા રાજ, તુંમ બાંહિ ગ્રહ્યાની લાજ રે વા. ૩
તુમેં જગત વછલ ઉપગારી, કિમ બિરૂદની વાત વીસારી રે; વા.
મન વચ તો તુમ આધીન, એક નયણનો વિરહો છિન્ન રે. વા ૪
અતિશય સ્વરૂપ ઉપગાર, તુમ સંપદા તિ ઉપગાર રે, વા.
તુમ દરિસણથી તે વિરહો, જાઇં દુ:ખદાઇ તે પરહો. વા. ૫
તુમ વિરહ થકી ગુણધામ, અન્ન પાંણી નિંદ હરામ રે; વા.
બહુ ગુનહી પણિ અમેં તુમચા, તુમેં દાયક નાયક અમચા રે. વા. ૬
મોટા તે દોષ ન દાખેં, આશ્રિતનેં સુંખ ભર રાખેં રે; વા.
કહો તારક કોઇ તુમ પાખેં, જેહને સેવીજે દીલ ધરી સાખેં. વા. ૭
તુમ દર્શન દર્શના પાવેં, તુમ ભાવ તે દિલમાં આવે રે; વા.

---

**ઢાલ ૧૦** [૨] જગસયણ=જગશરણ. તરસે=ઝંખે. કુણ પરમાંણ=શા કામનું. [૩] બાંહી=બાંહ્ય-હાથ. [૬] ગુનહી=ગુન્હાવાળા. તુમચા=તમારા, આમા છઠ્ઠી વિભક્તિના અર્થમાં વપરાયેલ 'ચા' પ્રત્યયનુ મૂળ મરાઠી ભાષામાં હોય એમ લાગે છે, કારણ કે અત્યારે પ્રચલિત મહારાષ્ટ્રી ભાષામાં છઠ્ઠી વિભક્તિદર્શક પ્રત્યય તરીકે 'ચા' પ્રત્યય જ વપરાય છે. [૭] દાખે=દેખાડે. પાખે=સિવાય.

શ્રમહાનિ નહીં તુમ કોઇ, જસ વાધે અમ સુખ હોઈ રે. વા. ૮
વિરહ-શમન ભણી શયણુ, જલ ભરિ ભરિ છાંટે નયણાં રે; વા.
તો હિ ન તે ઓલાઇ, તુમ દર્શનઇં શીતળ થાઈ રે. વા. ૯
સાહિબનો તો સહજ વિલાસ, સવિ સેવક પૂગે આસ રે; વા.
પરદુઃખ ભંજે તે સત, તુમેં પરમ સજન ભગવંત રે. વા. ૧૦
ભવ અગનિથી નાગ ઉગાર્યો, તેણું કિહાં પ્રભુ તુમ સંભાર્યો રે; વા.
રામચંદ્રની લજ્જા રાખી, શ્રાવ થિરતા તુંમ દગ શાખી રે. વા. ૧૧
અભયદેવનો કુષ્ટ કુયોગ, તુંમેં પ્રગટી ટાલ્યો રોગ રે; વા.
તુમેં આવી પાતાલથી નાથ, સજ્જ કીધો યાદવ સાથ રે. વા. ૧૨
રાય એલગદેનો રોગ, તુંમે ટાલ્યો દર્શન યોગ રે; વા.
નાગાર્જુન યોગી કલેશ, તુંમેં આવ્યે ભાગો અશેસ રે. વા. ૧૩
શ્રી કલ્યાણસિંધુ મુનિંદ, આપે દર્શન દીધું આનંદ રે; વા.
ઇમ ભગતતતી ઉદ્ધારી, અમ વેલા વાત વીસારી રે. વા. ૧૪
સોઢાની વાત પ્રમાણો, શ્રી સંઘનેં દિલ કિમ નાણો રે; વા;
પ્રભુ અણુ પ્રારથતા તારો, વિલવલતા નવિ સંભારો રે. વા. ૧૫
તુંમેં અરિહંત સમતા સગી, કરો પંક્તિભેદ એકગી રે; વા.
મણી ઓષધી નેં સુરવૃક્ષ, પૂરેં કામીત સમરેં દક્ષ રે. વા. ૧૬
તુંમેં કરિ કરિપા સાહિબ આવો, વલી અધિકુ સિદ બોલાવો રે; વા.
અમેં ભગતિ ગહિલા લોક, આતુરનેં નહિ અવિવેક. વા ૧૭
સાહિબ તે લેખેં નાણેં, તુમ ભાવ તે દિલમાં આણેં રે; વા.
સેવકની વાત પ્રમાણેં રે,સો વાતે એક જ વાત દિઓ દર્શન જગના તાત રે. વા. ૧૮
તું ગતિ તું મતિ શરણુ, આધાર તુંહિ હિતકર્ણુ રે; વા.
તાત, માત, તુંહિ જ ભાઈ, સાહિબ તું આથિ સગાઇ રે. વા. ૧૯
દીનબંધુ જાણુ મ જાણ, મે તો કીધું એહ પ્રમાંણુ રે; વા
ઈહ પરભવ નિરવાણિ, તુંજ આણા સાધન ઠાણુ રે વા ૨૦
ઇમ સંઘે વિનતિ કીધી, પ્રભુ પાસજીઈ માની લીધી રે; વા.
જેહસાજીનેં સુહણો દીધો, શ્રી સંઘનો કારજ સીધો રે વા. ૨૧

ઢાલ ૧૧ (દૂહા)

તવ ગજસિહ ઠાકુર ભલો, જાંઈ જેહસા પાસ;
સમજાવી બાહદર થઈ, પધરાવે પ્રભુ પાસ. ૧

[૮] દર્શના=દષ્ટિ [૧૧] દગ=નજર. [૧૫] વિલવલતા=વલવલતા-વિલાપ કરતા. [૧૬] એકગી=એકાંગી-એક પક્ષની. [૧૭] કરિપા=કૃપા. ગહિલા= ઘેલા. આતુર=દુઃખી. [૨૧] સુહણો=સોણુલુ-સ્વપ્ન

આવી વધાઇ સંઘમાં, જણુ જણુ હર્ષ ન માય;
ઓછવ રંગ વધામણાં, ગોરિ મલિ મલિ ગાય. ૨

જ્યૈષ્ટ સુદિ પંચમી, શશિવારે પ્રગટયું નૂર;
પાસ ગોડીચા આવીયા, આનંદ સુખ ભરપૂર. ૩

વારૂ વન ખંડી ઉપરેં, થાપ્યો પાટ અનૂપ;
બહુ આડંબર આવીનેં, બેંઠા ત્રિભુવન ભૂપ. ૪

ગૂર્જ્જર દક્ષિણુ મેવાડના, મરૂધર સોરઠ કછ;
માલવ પારકર દેશથી, આવ્યા મન ધરી સ્વચ્છ. ૫

**વાવિ થિરા સાથલપુર, પટણુ રાધનપુર જેહ;**
સંઘ બહુલ્યો મિલ્યો, તિહાંકિણુ વર્ણ અઢાર અનેક. ૬

ગામ નગર પુર દેશથી, મલિયા લોક અનેક;
શ્રી ગોડિ પ્રભુ ભેટવા, આણિ સબલ વિવેક. ૭

( ગુરૂની બોલડીઇ વડ વખતે તખતેં પ્રભુ કાંઈ બેઠા પાસ જિણંદ રે—એ દેશી. )

સંઘવી સજ્જ થઈ આવીયા, દેખણુ પ્રભુ મુખચંદ; ગોડીચા ભેટયા;
આજ ઉગ્યો સફલ વિહાણુ, ગો. આજ પ્રગટયાં નવે અ નિહાણુ; ગો.
આજ વરત્યાં કોડિ કલ્યાણુ; ગો આજ અમીઇં મેહ મંડાણુ, ગો.
આજ જિત્યો મોજમહિરાણુ, ગો. આંકણી. ૧

નયન હસેં મન ઉલ્લસેં, કાંઇ રોમાંચિત હુઇ કાય રે,
પ્રભુ દરિસણુ સુખ આગલે, કાંઈ અવર ન આવે દાય ગો ૨

શાંતિ સુધારસ વરસતો, કાંઈ અભિનવ પુનિમ ચંદ રે,
ભાવ મહોદધિ ઉલ્લસેં, કાંઈ દીઠે અતિ આનંદ ગો. ૩

જ્યોતિ જગામગ જલકતિ, રૂપેં મોહ્યા લોક રે;
નયણુ નિમેષ જોઇ રહ્યા, કાંઈ દેવપરે નરલોક. ગો. ૪

હાર મુગટ કુંડળ કડાં, ચામર છત્ર ઉલોચ રે;
ભગતિ કીધાં ભેટણાં, મુકી તન મન શોચ ગો ૫

---

**ઢાલ ૧૧ દોહા** [૩] શશિવારે=સોમવારે. [૫] મરૂધર=મારવાડ. [૬] વાવિ=વાવગામ. થિરા=થરાદ ગામ. સાથલપુર=સાતલપુર તિહાકિણુ=ત્યાંકણે-ત્યાં

**ઢાલ ૧૧** [૧] વિહાણુ=વહાણુ-દિવસ. નિહાણુ=નિધાન. અમીઈં=અમીનો. મોજ મહિરાણુ=આનંદનો મહાસાગર. [૨] દાય=દામ-મૂલ્ય.

ભગતિ ભોલા માનવી, નવિ જાણે વસ્તુ વિવેક રે;
ઘન જિમ શ્રીફળ સામટાં, કાંઈ વધાવે અવિવેક રે. ગો. ૬

હુવે સંઘવિ વિધિસ્યું કરે, પ્રભુની ભગત ઉદાર રે;
સત્તરે ભેદે શોભતિ, કાંઈ વારૂ વિધિ વિસ્તાર. ગો. ૭

સાહ ગણેશ તિમ **વેલજી**, સા **હીરા નેં હેમચંદ** રે;
**પ્રેમચંદા**દિક તિહાં મલી, કાંઈ વિરચે વિધિ ગુણવૃંદ. ગો. ૮

સ્નાત્ર અઠોત્તરી ખંતસ્યું, દિન ત્રિજે સુખદાય રે;
શાંતિ હુઈ સંઘમાં, કાંઇ ગોડી પાસ પસાય. ગો. ૯

શાસન ઉન્નતિ થાપીઓ, ધ્વજ ધવલો અતિચંગ રે;
ઇંદ્ર માલ પહિરણ ભણી, સઘવીનેં ઉછરંગ. ગો. ૧૦

શુભ મુહુરત્ત માલા ખની, મંત્રી સુરીવર વાસ રે;
આંણી જિનપતિ આગલેં, વાજતે ગાજતે ખાસ. ગો. ૧૧

માલ પ્રથમ મંગલ કરી, થાપી સઘવી કંઠ રે;
સંઘવિણ રત્ન વહુ તણે, થાપી કંઠ ઉત્કંઠ. ગો. ૧૨

ત્રીજી **ધર્મચંદ** સાહનેં, ચોથી, તસ પ્રમદા જાંણિ રે;
**કુલબાઈનેં** કુટરી, પાંચમી માલ વખાણિ. ગો. ૧૩

છઠી તસ વહુ કંઠમાં, થાપી સાતમી જેહ રે;
**ગોડીદાસ** ભાંણેજનેં, સોભાવી ગુણગેહ. ગો. ૧૪

માલ મહોછવ અતિ ઘણો, રંગ રસનો નહિ માંન રે;
લોક લાવેં સહુ ભેટણાં, વાજે ઢોલ નિશાંન ગો ૧૫

ઇંદ્રમાલ કંઠે ધરી, પ્રણમી **ગોડી** રાય રે;
યાચક દાંન સતોષતા, સંઘવી આવ્યા આપણે ઠાય. ગો. ૧૬

હુવે સામગ્રી મોટકી, સાહમી વછલની કીધ રે;
દલ દોઠાં (દહીંથરા) અતિ શોભઠાં, સુરભિ દ્રવ્ય સમૃદ્ધ ગો. ૧૭

સંઘ સહુકો નુતર્યો, તેડયા સાધ મહંત રે;
પરિઘલ તિણે પડિલાભિયા, દીધાં વસ્ત્ર ગુણવંત. ગો. ૧૮

સંઘ જિમ્યો ભલિ ભાંતિસ્યું, યાચક સંતોષ્યા દાંન રે;
સંઘવિ ચિત્ત ઉદારતાં, જિમ વાધ્યું મિષ્ટાન્ન. ગો ૧૯

[૬] ઘન=વાદળ. [૯] ખંતસ્યુ=ઉત્સાહ પૂર્વક [૧૦] પહિરણ ભણી=પહેરવા તરફ. [૧૧] વાસ=વાસક્ષેપ. [૧૨] સંઘવિણુ=સંઘવણ-સંઘવીની ધર્મપત્ની. [૧૩] કુટરી=સુંદર. [૧૪] ગુણગેહ=ગુણનુ ઘર-ગુણધામ. [૧૬] ઠામ=ઠેકાણે [૧૮] નુતર્યો=નોતર્યો.

સંઘ માંહિ લહેંણી કરી, પોષ્યા વૃષભ જોડિ રે;
તોહિન બુઠું કુંણુ કરે, સંઘવી પુન્યની હોડિ. ગો. ૨૦

ત્રિજી યાત્રા પ્રભુ તણી, કરીનેં માંગી શિખ રે;
ભવ ભવ તુંમ પદ સેવના, કાંઇ વિરહ મ હોજ્યો રેખ. ગો. ૨૧

સંઘવી દાંન સંતોષીઓ, બોલે જેસોજી એમ રે;
જે તુંમ કાગલ લાવસ્યેં, તેહનું મોડકું લેવાં નેમ ગો. ૨૨

સંઘ સહૂ ચિત્ત ઉલ્લસી, કરેં સંઘવી ગુણગ્રામ રે;
દીલ પ્રતિ નહું હુતી જે, ભેટસ્યું ગોડિ સ્વામી. ગો. ૨૩

સંઘવિ ભક્તિ સાહિબેં, કરેં કૃપા યક્ષરાજ રે;
પગિ પગિ પાણી ઉમટ્યાં, વળી ભેટયા ત્રિભુવનરાજ. ગો. ૨૪

દીન દીન દોલતિ દીપજ્યો, કાંઇ વધજ્યો વધતી માંમ રે;
શાસન ઉન્નતિ વલી વલી, કરજ્યો રૂડાં કાંમ. ગો. ૨૫

ઈમ આસિસ સહૂ દીઇં, એહવેં આવ્યો લેખ રે;
સંઘવી ફત્તે સાહનો, સંઘવિ વાંચેં વિશેષ. ગો. ૨૬

હવેં વહિલા ઘર આવજ્યો, માથેં આવ્યો મેહ રે;
વાંચી સંઘવી સજ્જ થયા, કાંઈ આવણનેં નીજ ગેહ. ગો. ૨૭

ઢાલ ૧૨ (દૂહા)

ઉત્તમ ભૂષણ તિમ વલી, દેવચંદ ધૃત સાર;
લહેંણી કરેં શુચી ભાવથી, સોઇ ગામ મજાર. ૧

મોદી સુકોમલ સાહ તિમ,હેમચંદ નેં શાંતિદાસ;
બાઈ કલ્યાણી ગોલની, લહેણી કરે ઉલ્લાસ. ૨

( રાગ ધન્યાસી, ભરત નૃપ ભાવસ્યુ–એ દેશી )

સોઈ ગામથી ઉપડયો એ, સંઘ આવ્યો રાધનપુરજાંમ;
જયો જયો સહૂ કહેં એ.

એક દિવસ વાસો વસી, આવ્યા ખારઠલ ગાંમ. જ. ૧
ચૈત્ય એક તિહાં ભેટીઉં એ, વળી આવ્યા વાસા ગાંમ; જ.
કુંણગર ગામેં આવીઆ એ, દિન ત્રિણ તિહાં વિશ્રામ. જ. ૨
સંઘ તિહાંથી સિધાવીઓ એ, આવ્યો વિશલપુર માંહિ; જ.
ગામ કડે કરી ધૃત તણી એ, સા કુબેર મીઠા ચિત્ત ચાહિ. જ. ૩

[૨૦] તોહિન=નિંદા (?) [૨૨] મોડકું=મુંડકું–મુંડકાવેરો. નેમ=પ્રતિજ્ઞા. [૨૫] માંમ=મહિમા. [૨૬] લેખ=લખાણ–કાગળ.

પેથાપુર વાસો વસી એ, આવ્યા **ગુજરખંડ** માંહિ; જ.
ખેડા વસુ મહી ઉત્તરી એ, રહ્યા **છાણી** ગ્રાંમ માંહિ. જ. ૪

તિહાંથી સંઘ સિદ્ધાવીઓ એ, આવ્યો **વીરક્ષેત્ર** ગાંમ; જ.
પરિખ **આણંદજી** તિમ ભલો એ, ફલીઓ વધુ પરિણામ. જ. ૫

ઈંદ્ર ત્રિકુત્ર ત્રિણુ મલી એ, સંઘ ભગતિ કરેં તંત; જ.
સા કુશલ કરેં ઘૃત તણી એ, સા **ચકુવો** ગોલ મહંત. જ. ૬

ગાંમ **ઈંટોલે** આવિઆ એ, ઘૃત લહેંણી મલી હોય; જ.
**લખમીચંદ વીરદાસનોએ, હીરા સભાચંદ** હોય. જ. ૭

તિહાંથી ભરૂઅચ્ચેં આવીઆ એ, સંઘ જિમ્યો તિહાં એક; જ.
શ્રાવિકા **રત્ન** સોહામણી એ, તેહનો એહ વિવેક. જ. ૮

તિહાંથી **અકલેશ્વર** આવીઓ એ, પૂર વહેંતી સુણી કિમ; જ.
સંઘવિના પુણ્યથી ઉત્તરી એ, કોઈ ન લોપી સીમ. જ. ૯

કૂશલેં **સૂરતિ** આવિઆ એ, સિદ્ધાં સઘલાં કાજ; જ.
બહુ પરિવારેં આવિઆ એ, સાથેં સબલ સમાજ. જ. ૧૦

સાહ **ફત્તેચંદ** હરખીઆ એ, દેખી સંઘવીની માંમ; જ.
સંઘવી પણિ કાકા પગેં એ, નમી પૂછેં સુખ તાંમ. જ. ૧૧.

ગાજતે વાજતેં રંગસ્યું એ, પધરાવ્યા **સૂરતિ** સહેંર; જ.
લોક સહુ નિજ ઘર ગયા એ, માનતા મનથી લહેંર જ. ૧૨

તિરથમાલા જે સુણે એ, તેહને તીરથ યાત્રા ફળ થાય; જ.
નિજ વિરજ ઉલ્લાસથી એ, સવિ દુઃખ દૂરેં જાય; જ.
મંગલ લીલા થાય. જ. ૧૩

**કલશ**

ઈમ **પાસ** જિનવર સયલ સુખકર, દુરિત ભયહર જગધણી,
મહીયુગ્મનાગચંદ્ર (૧૮૨૧) વર્ષે, સુરતિ બિંદરમાં થુણી;
શ્રી **પૂન્યસાગર** સૂરીરાજેં, પાઠક **જ્ઞાનસાગર** ગણિ;
જસ ઉદ્યોત જગમાંહિ જેહનો, તિરથમાલ જેંણેં ભણી. ૧

**इति श्री तीर्थमाला स्तवनं संपूर्ण ॥ श्रावक पून्यप्रभावक सा. श्री. नथुभाई अदेचंद पठनार्थं ॥ श्रीरस्तु ॥ कल्याणमस्तु ॥ भद्रं भूयात् ॥ श्री ॥**

**ઢાલ ૧૨** [૪] વસુ=વસોગામ. મહી=મહી નદી. [૧૦] સિદ્ધાં=સિદ્ધ થયાં-સફળ થયાં. [૧૧] તામ=તે વેળા. [૧૩] વિરજ=વીર્ય-પરાક્રમ.

**કલશ**—આ કલશમાં જણાવ્યા પ્રમાણે આ સ્તવન વિ. સં. ૧૮૨૧ માં શ્રી પુન્યસાગરસૂરિજીના શિષ્ય ઉપાધ્યાય શ્રી જ્ઞાનસાગરજી ગણિએ બનાવ્યું છે.

कविवर समयसुंदरजी रचित

# संघपति सोमजी-निर्वाणवेलि

संपादक—श्रीयुत अगरचन्दजी नाहटा, बीकानेर.

[ सतरहवीं शताब्दीके धर्मप्रेमी गुजरातके श्रावकोंमें संघपति सोमजी शाहका महत्त्वपूर्ण स्थान है। सं. १६५२ वैशाखशुदि ५ को आपने लिखाई हुई रायपसेणीसूत्र वृत्तिकी प्रति श्री. बाबू पूर्णचंद्रजी नाहरके संग्रहमें है, उसकी प्रशस्तिमें आपके सम्बन्धमें निमोक्त विशेषण दिये है—"कृतसकलश्रीशत्रुंजयमहातीर्थयात्राकेन, कृतश्रीखरतरगच्छीयसर्वश्राद्धलंभानिकेन, समहामहं प्रतिष्ठापितातीतानागतवर्द्धमानायनेकजिनप्रतिमाकेन, बहुशः कृतसाधर्मिकवात्सल्येन, कृतानेक-जिनचैत्येन, विरचितानेकपुण्यकृत्येन, सदोचित्येन, सद्घोषितसकलदर्शनेन, संघपतिश्रीसोमजीकेन"

आपके सम्बन्धमें हमने अपने 'युगप्रधान जिनचंद्रसूरि "ग्रन्थके पृ.२४० से २४५ एवं संघपति सोमजीशाह पुस्तिकामें विशेष ज्ञातव्य प्रकाशित किया है। कविवर समयसुंदरजीने उनकी प्रशंसा अपनी कल्पलता वृत्तिकी प्रशस्तिमें भी की है। कुछ वर्ष पूर्व हमें बीकानेरके खरतर आचार्य शाखाके भंडारका अवलोकन करते हुए कविवरने रचित प्रस्तुत वेलि प्राप्त हुई अतः यहां प्रकाशित की जा रही है। इनके निकाले हुए शत्रुंजय संघकी चैत्यपरिपाटी हमें अपूर्ण मिली है, किसीको पूरी मिले तो सूचित करे। सं. ]

संघपति **सोम** तणउ जस सगलह, वरण अढारह करइ वखाण ।
मूधउ कहइ तिके नर मूरिख, जीवइ जगि **जोगी** सुत जाणि ॥ सं. १ ॥
दीपक वंश मंडायउ देहरउ, अद्भुत करण धर्यउ अधिकार ।
नलनीगुल्म विमान निरखवा, **सोम** सिधायउ सरग मझार ॥ सं. २ ॥
मोटा सबल प्रासाद मंडायउ, करिवा मांड्यउ **सोम** सुकाज ।
पृथिवीमांहि तिसउ नहिं परिकर, इंद्रपास लेण गयउ आज ॥ सं. ३ ॥
आल्यउ जुगप्रधान शाहि **अकबर, जिनचंद्र**सूरि गुरु वडउ जतीश ।
**सोम** गयउ पूछण सुरलोके, वासह कहस्यइ विसवा वीस ॥ सं. ४ ॥
**भामउ** अनइ **करमचंद** भाखइ, राजका जतणि सवि रीति ।
हरि तेड्यउं **सोम** तुं हिवणां, पूछण धर्मतणी परतीति ॥ सं. ५ ॥
नास्तिक मत थापइ गुरु नित नित, सभा मांहि पोषइ सिणगार ।
इंद्र धर्म धुरंधर आण्यउ, सत्यवादी साहीं सिरदार ॥ सं. ६ ॥
पुण्य क्रतूल किंया अति परिघल, सुरपति सबल पडी मन संक ।
पहुंता **सोम** इंद्र परिचावा, वरस्युं मुगति नहीं तुम वांक ॥ सं. ७ ॥

वड दातार दान गुण विक्रम, संघपति **जोगी**साह सुतन्न ।
**सोम** गयउ धनद समझावा, धरमइ काय न खरचइ धन्न ॥ सं. ८ ॥
विंब प्रतीठ संघ करि वहुला, लाहणि साहमी सघले लाहि ।
ख्याति घणी खरतर गच्छि कीधी, वडहथ लीधउ वारउ वाहि ॥ सं. ९ ॥
**प्रागवंश** विंहुं पखि पूरउ, रूडउ गुरु गच्छ उपरि राग ।
सानिध करे **सोम** सद्गुरुनइं, **सुन्दर** जस दीपई सोभाग ॥ सं. १० ॥

**इतिश्री सोमजी निर्वाणवेलीगीतं सम्पूर्णं कृतं विक्रमनगरे ।**
**समयसुन्दरगणिना । शुभं भवतु ।**

# "સિદ્ધહેમકુમારસંવત્"

**લેખક–પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી, ન્યાયતીર્થ.**

'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ના દશમા પર્વ (શ્રીમહાવીરચરિત્ર)માં બારમા સર્ગમાં, જ્યાં હેમચન્દ્રાચાર્ય ભગવાન્ મહાવીર દેવના મુખથી પોતાના અને મહારાજા કુમારપાલના જીવનનો વિશિષ્ટ હેવાલ કહેવરાવે છે તે વર્ણનના પ્રસંગમાં ૭૭ મો શ્લોક—

दायं दायं द्रविणानि विरच्यय्याऽनृणं जगत् ।
अंकयिष्यति मेदिन्यां स संवत्सरमात्मनः ॥

કહે છે કે–"રાજા કુમારપાળ ધન આપી આપીને જગતને ઋણમુક્ત બનાવી પૃથ્વીમાં પોતાનો **સંવત્સર** ચલાવશે"

આ સંવત્સર બીજો કોઈ નહિ, પણ એ 'સિદ્ધહેમકુમારસંવત્' છે. અને એ શ્રી કુમારપાળ રાજા તરફથી પ્રવર્તાવેલો છે આ પ્રકારનો સંવત્ પ્રવર્તાવવાની હેમચન્દ્રાચાર્યની ઉત્કટ ઇચ્છા હતી, અને પોતાના ગુરુ (દેવચન્દ્રસૂરિ)ની આગળ પણ એમણે એ કાર્ય સિદ્ધ થાય એવો માર્ગ બતાવવાની પ્રાર્થના કરી હતી. જો કે ગુરુએ તો એ પ્રાર્થનાની અવગણના કરેલી, છતાં એ 'સંવત્સર' ચલાવવાની ભાવના પૂરી થયેલી, અને એ "સિદ્ધહેમકુમારસંવત્"એ નામે ચાલેલો.

[નોંધ–'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ક્રમાંક ૯૩ મા પરમ પૂજ્ય મુનિમહારાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે શ્રી સિદ્ધાચલજી તીર્થ ઉપરની ચોમુખજીની ટૂકમાંની એક ધાતુ-પ્રતિમાનો લેખ પ્રકાશિત કરી સૌ પહેલાં 'સિદ્ધહેમકુમારસવત્' વિષે સૌનું ધ્યાન દોરેલુ. ત્યારપછી ક્રમાંક ૯૪ માં પરમ પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજીએ (ન્યાયતીર્થ) શ્રી હેમચંદ્રાચાર્યવિરચિત 'અભિધાનચિંતામણિ' કોષમાનો ઉલ્લેખ ટાંકીને 'સિદ્ધહેમકુમાર સંવત્'ની વાતને પુષ્ટિ આપી હતી. એ બે લેખોના અનુસંધાનમાં જ આ લેખ પણ 'સિદ્ધહેમકુમાર સંવત્'ના અસ્તિત્વની પુષ્ટિ કરે છે. આ સંબંધી વિશેષ જ્ઞાતવ્ય વિદ્વાનો હજુ પણ પ્રગટ કરે એમ અમે ઇચ્છીએ છીએ.

—તંત્રી.]

# વીરશાસન-જયન્તી-મહોત્સવના નામે

# 'અનેકાન્ત'ના સમ્પાદકનો શ્વેતામ્બરોમાં વિચિત્ર પ્રચાર

[તંત્રીસ્થાનેથી]

દિગંબર જૈન સંપ્રદાયમાં શ્રાવણ વદિ ૧ ના દિવસને, ભગવાન મહાવીરસ્વામીએ પ્રથમ દેશના આપ્યાના દિવસ તરીકે માનવામાં આવે છે. છેલ્લા કેટલાક સમયથી આ દિવસને મહોત્સવના દિવસ તરીકે ઉજવવા માટે સવિશેષ પ્રચાર અને પ્રયત્ન થઈ રહ્યા છે, અને તેમાં મુખ્યત્વે શ્રી જુગલકિશોરજી મુખ્તારના વીરસેવામંદિર, સરસાવાનો આગળ પડતો ભાગ છે.

કોઇ સંપ્રદાયવાળાઓ પોતાને પવિત્ર લાગતો દિવસ પોતાને યોગ્ય લાગે તે રીતે ઉત્સવ-મહોત્સવ તરીકે ઉજવે તેમાં કોઈને કશું જ કહેવાપણું ન હોઇ શકે. પણ જ્યારે આવા ઉત્સવ-મહોત્સવના પ્રચારનો હેતુ પોતાના સાથી સંપ્રદાયવાળાઓને બનાવી જવાનો કે તેમને આંખે પાટા બાંધી કુવામાં ઉતારવાના પ્રયત્ન જેવો લાગે ત્યારે તેની સામે ચેતવણીનો સૂર કાઢીને એ સંપ્રદાયને સાવધાન બનાવવું જરૂરી થઈ પડે છે.

જૈન શ્વેતાંબર સંપ્રદાય માને છે કે ભગવાન મહાવીરસ્વામીને વૈશાખ શુદિ દશમના દિવસે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, અને તે જ દિવસે તેમણે સમવસરણમાં બેસી ધર્મદેશના આપી પણ એ પ્રસંગે કેવળ દેવો જ હાજર હોવાથી અને મનુષ્યોની ગેરહાજરી હોવાથી, એ દેશના અફળ ગઈ. એટલે બીજા દિવસે ભગવાને મધ્યમા નગરીમાં જઇ ધર્મદેશના પ્રવર્તાવી અને તે સફળ થઈ.

દિગંબર સંપ્રદાય એમ માને છે કે કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી ૬૬ દિવસ સુધી ભગવાનની વાણી ન ખરી, તેથી ભગવાને ૬૬ દિવસ સુધી મૌન પાળ્યું અને ત્યાર પછી શ્રાવણ વદિ ૧ ના દિવસે રાજગૃહી નગરીના વિપુલાચલ પર્વત ઉપર ભગવાને પ્રથમ દેશના આપી. અને આ કારણે શ્રાવણ વદિ ૧ ના દિવસને દિગંબર જૈનો મહાન્ દિવસ તરીકે માને છે

આ વર્ષે, દિગંબર જૈનો અને ખાસ કરીને જુગલકિશોરજી મુખ્તારનું વીરસેવામંદિર, આ દિવસ બહુ મોટા ઉત્સવરૂપે ઉજવાય અને સ્થાનકવાસી તેમજ શ્વેતાંબર બન્ને સંપ્રદાયના જૈનો તેમાં ભાગ લે તે માટે પ્રચાર અને પ્રયત્ન કરી રહ્યા છે.

પોતાના સાથી સંપ્રદાયના ઉત્સવ-મહોત્સવના પ્રસંગે બીજા સંપ્રદાયવાળા તેમાં પોતાનો સહયોગ આપે તેમાં કશું જ અજુગતું નથી. પણ આ શ્રાવણ વદિ ૧ ના ઉત્સવમાં સ્થાનકવાસીઓ અને શ્વેતાંબરોને ભાગ લેવા માટે દિગંબરો તરફથી જે રીતે પ્રચાર થઈ રહ્યો છે તે જોતાં એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે તેમના આ પ્રયત્નનો મુખ્ય આશય એ જ છે કે-શ્વેતાંબરો, ભગવાન મહાવીર સ્વામીએ કેવળજ્ઞાન પછી બીજા જ દિવસે સફળ દેશના આપી-એ પોતાની જિનભાષિત પ્રાચીનતમ આગમોમાં પ્રરૂપેલી વાતને ભૂલી જાય અને દિગંબર

શાસ્ત્રોમાં વર્ણવેલી કેવળજ્ઞાન પછી ૬૬ દિવસના મૌન પછી ભગવાને દેશના આપી એ વાતને માનવા લાગે.

આટલું જ શા માટે? ઉત્સવના પ્રચાર માટે તો જે કંઈ લખવામાં આવે છે–આવ્યું છે તે એટલી હદે આગળ વધેલું છે કે તે શ્વેતાંબરોના પોતાના મૂળ આગમોમાં વર્ણવેલી બીનાને પણ, સાચી–ખોટી દલીલો અને યુક્તિઓ દ્વારા, ખોટી ઠરાવવા પ્રયત્ન કરે છે. આ ઉત્સવના પ્રચાર માટે લખાયેલ આવાં લખાણો વાંચ્યા પછી તેમાં શ્વેતાંબરો ભાગ લે તેનો અર્થ એટલો જ થાય છે કે તેમણે પોતાની આગમકથિત માન્યતાને વેગળી મૂકી છે, અને દિગંબર શાસ્ત્રોમાં વર્ણવેલી માન્યતાને કબૂલ રાખી છે–સ્વીકારી છે.

પોતાના આગમોની પોતાના હાથે જ અવગણના ન થાય તે માટે આ ઉત્સવમાં ભાગ ન લેવાનું અમારે, દુભાતે મને પણ, સર્વ શ્વેતાંબર ભાઇ–બહેનોને જણાવવું પડે છે. સાથી સંપ્રદાયના ઉત્સવમાં ભાગ ન લેવા માટે આ રીતે પોતાના સંપ્રદાયને ચેતવણી આપવી એ કોઈ રીતે સુખદ નથી, પણ પરિસ્થિતિના કારણે આવી ચેતવણી પ્રગટ કર્યા વગર છૂટકો નથી, ત્યાં અમે લાચાર છીએ.

કોઇ ભાઇ–બહેનને કદાચ એમ લાગશે કે શ્વેતાંબરો દિગંબરોના ઉત્સવમાં ભાગ લે તેમાં અજુગતું શું છે? અમે પણ કહીએ છીએ કે જો વિશુદ્ધ ભાવના અને સરળ વૃત્તિથી જ કામ લેવાતું હોય તો તેમાં કશું જ અજુગતું નથી; ઉલટું તેમાં ઔચિત્ય રહેલું છે કોઇને કદાચ એમ પણ લાગે કે આ રીતે સામે પ્રચાર કરવામાં અમે ભૂલ કરીએ છીએ તો તે મહાનુભાવોને અમારી એટલી જ વિનંતી છે કે તેઓ આ ઉત્સવના પ્રચાર અંગે પ્રગટ થતું સાહિત્ય બરાબર વિશુદ્ધ દૃષ્ટિથી વાંચી જુએ; અને કદાચ એ બધું સાહિત્ય વાંચવાનો પ્રસંગ ન બને તો છેવટે વીરસેવામંદિર, સરસાવાથી શ્રી જુગલકિશોરજી મુખ્તારના સંપાદકપણા નીચે પ્રગટ થતા '**अनेकान्त**' નામના હિન્દી ભાષાના માસિકના ઈ. સ. ૧૯૪૩ના સપ્ટેમ્બર મહિનાના વર્ષ ૬, કિરણ બીજામાંનો તંત્રીસ્થાનેથી લખાયેલ '**वीर-शासनकी उत्पत्तिका समय और स्थान**' શીર્ષક લેખ વાંચી જુઓ.

'**अनेकान्त**' માસિકના ઉક્ત લેખનો પ્રધાન ધ્વનિ એ જ છે કે શ્વેતાંબરોની માન્યતા ખોટી છે અને દિગંબરોની માન્યતા સાચી અને યુક્તિસંગત છે.

અમને ખાત્રી છે કે આ લેખ વાચ્યા પછી 'વીરશાસન–જયન્તી મહોત્સવ' માં શ્વેતાંબરોને ભાગ લેવા માટે પ્રચાર કરતા દિગંબર ભાઈઓનાં દિલમાં કેવી ભાવના રમી રહી છે તે વિષે લેશ પણ શંકા નહીં રહે, અને અમે કરેલ આ સામો પ્રચાર બરાબર સમયસરનો અને વ્યાજબી છે એમ લાગ્યા વગર નહીં રહે

આ ઉત્સવના પ્રચાર અંગે એમ પણ લખવામાં આવે છે કે આ માટે મુખ્ય મુખ્ય શ્વેતાંબર વિદ્વાનો અને આગેવાનોને આમંત્રણ આપવામાં આવ્યું છે, અને તેઓ તેમાં ભાગ લેવાના છે. દિગંબરોએ શ્વેતાંબરોને આમંત્રણ મોકલ્યું હોય તે બનવા જેવું છે પણ આ બધું જાણ્યા છતાં, શ્વેતાંબર વિદ્વાનો

અને આગેવાનોએ એ આમંત્રણનો સ્વીકાર કર્યો છે કે કેમ એ મુખ્ય સવાલ છે. અમારા જાણવા પ્રમાણે તો અમે ભારપૂર્વક કહી શકીએ એમ છીએ કે કોઈ પણ શ્વેતાંબર આગેવાન કે વિદ્વાન દિગંબરોના આ આંતરિક હેતુથી અપરિચિત નથી અને તેથી આ ઉત્સવમાં ભાગ લેનાર નથી.

અમે ઇચ્છીએ છીએ કે દિગંબરોના આ પ્રચારથી શ્વેતાંબર જનતા ન છેતરાય અને પ્રચાર માટે ઉપયોગમાં લેવાતાં શ્વેતાંબર આગેવાનોનાં નામોથી ન ભોળવાય. અને વધુમાં અમે એમ પણ ઇચ્છીએ છીએ કે જેમનાં નામોનો આ પ્રચારમાં ઉપયોગ કરાતો હોય તે શ્વેતાંબર આગેવાનો અને વિદ્વાનો પણ પોતાનો અભિપ્રાય જાહેર કરી જનતાને ગેરસમજમાં પડતી અટકાવે.

અત્યારે તો આટલું જ લખી વિરમીએ છીએ. જરૂર પડતાં આ સંબંધી વધુ લખીશું.

# વૈરની વસુલાતની ભયંકરતા

## [ તાજેતરમાં બનેલી એક સત્ય ઘટના ]

લેખક-પૂજ્ય મુનિમહારાજ શ્રી પદ્મવિજયજી [પૂ. આ. મ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરશિષ્ય]

**जाइसराइ मन्ने इमाइ नयणाइं सयललोयस्स ।**
**वियसंति पिये दिट्ठे अच्चो ! मउलिंति वेसम्मि ॥१॥**

"ખરેખર, દરેક પ્રાણીઓના ચક્ષુઓ જ જાતિસ્મરણનુ કાર્ય કરે છે. પ્રિયને દેખીને નયનો વિકસિત થાય છે, તેવી જ રીતે પૂર્વના વૈરના કારણે દ્વેષ્ય બનેલ આત્મા (ભલે તે ગમે તે ગતિમાં કે સ્થિતિમાં રહેલો હોય તે) ને જોતાંની સાથે જ સામાના અતરમાં દ્વેષ પ્રગટ થાય છે."

લગભગ નવસો વરસ પૂર્વે થઈ ગયેલા એક જૈન ગ્રન્થકાર મુનિવરના આ શબ્દો છે.

નિકટ મોક્ષગામી, સદ્‌ગુણોથી ભરેલા, સદાચારી અને પવિત્ર આત્માને પણ આ ભવચક્રમાં ભ્રમણ કરતા કોઈક વખતે તેવા અધોગતિગામી, નિર્દય અને ભયકર પાપી આત્માના સંસર્ગમા આવી પડવાથી, તેના તરફથી કરવામા આવતી ભારે યાતનાઓને અનેક ભવોમા સહન કરવી પડે છે. જૈન આલમમાં સુપ્રસિદ્ધ સમરાદિત્યકેવલીચરિત્ર ઉપરથી તેનો સારો ખ્યાલ આવી શકે છે. એક ઉચ્ચતમ આત્મા નવ ભવો સુધી, પ્રાણાન્ત કષ્ટો, બીજા તરફથી અપાતા પોતે જાણવા છતાંય, પોતાની ઉત્તમતાને ખૂબજ દઢતાપૂર્વક વળગી રહી, સ્વકૃત કર્મના પરિણામનો જ વિચાર કરી, સહે છે, અને ઉત્તરોત્તર આત્મગુણોની વૃદ્ધિ કરતો જાય છે. સુવર્ણને જેમજેમ અગ્નિમાં તપાવવામા આવે છે, તેમતેમ તેની ઉત્તમતા વધુ ને વધુ પ્રગટ થતી જાય છે, ચંદનને જેમજેમ ઘસવામા આવે છે, તેમ તેમ તે વિશેષ સુગધી આપે છે, સજ્જનને કવિઓ સુવર્ણ અને ચંદન વગેરેની ઉપમાઓ આપે છે, તે યથાર્થ છે.

પોતાને કરેલા મહાન ઉપકારને પણ ભૂલી જઈ ધવલશેઠ શ્રીપાલકુમાર ઉપર આફતોનો વરસાદ વરસાવે છે. ઇરાદાપૂર્વક કષ્ટમા પાડનાર ધવલશેઠને જાણવા છતાં પણ, શ્રીપાલકુમારની તેના પ્રત્યેની દયાભાવના જરાયે ઘટતી નથી. ખરેજ, ઉદારતા, ક્ષમા, સહનશીલતા

અને એકાન્ત આત્મહિત–કામિત્વ આદિ સર્વોત્તમ ગુણસમૂહથી વિભૂષિત તેવા મહાન પુરુષો વડે જ આ પૃથ્વી અલંકૃત અને નિર્ભય છે. અને અધમ આત્મા તો બીજાને દુઃખ આપવાની પ્રવૃત્તિને દૃઢતાપૂર્વક આગળ વધારતો જ જાય છે. ઠીક જ કહ્યું છે કે–

यः स्वभावो हि यस्य स्यात् तस्यासौ दूरतिक्रमः।
श्वा यदि क्रियते राजा स किं नाश्नात्युपानहम् ॥

"જેનો જેવો સ્વભાવ હોય છે, તેનું તે ઉલ્લંઘન કરી શકતો નથી. કદાપિ કૂતરાને રાજા બનાવવામાં આવે તો શું તે પગરખાને નથી કરડતો?"

ભગવાન શ્રી મહાવીરદેવના જીવે વાસુદેવના ભવમા મારેલ સિંહનો જીવ ખેડુત, શ્રી ગૌતમ-સ્વામીથી પ્રતિબોધ પામી આત્મભાવની અતીવ વૃદ્ધિપૂર્વક સમવસરણ તરફ આવી રહ્યો છે. જેઓશ્રીના નામસ્મરણ માત્રથી પણ ક્રોડોભવસંચિત પાપ–કર્મો નાશ પામી જાય છે, સર્વે ઉપદ્રવો શમી જાય છે, જેમનું ત્રણ જગતમા અદ્વિતીય અને અદ્ભૂત રૂપ છે, જે પ્રભુનુ મુખ વારંવાર જોતા છતા નેત્રોને અતૃપ્તિ જ રહે છે, ચક્ષુનો નિમેષ પણ દેખવામાં અંતરાય રૂપ લાગે છે, ત્રણ ભુવનવર્તી સમસ્ત પ્રાણીઓમા શારીરિક અને આત્મિક ગુણોમાં જેઓશ્રીની હોડ કોઈ પણ કરી શકતુ નથી, એવી મહાન વિભૂતિ–સમવસરણસ્થ પરમાત્મા શ્રી મહાવીરદેવને પણ જોતાની સાથે જ, ખેડુતના હૃદયમાં પૂર્વનુ વૈર પ્રગટ થઈ ગયું તેને નથી જાતિસ્મરણજ્ઞાન કે નથી અવધિજ્ઞાન, છતા પણ સિંહના ભવમા મરતી વખતે તે આત્માએ વૈરના જે સંસ્કારો દૃઢ કરેલા હતા, તે અત્યારે બન્ને ભિન્ન સ્વરૂપમાં હોવા છતાં પણ, જાગૃત થઈ ગયા. પ્રભુને જોતાની સાથે જ રજોહરણ મૂકીને તે પલાયન કરી ગયો.

સુકોશલ મુનિને દીક્ષા નહિ લેવા દેવા માટે તેની માતાએ બની શકતા દરેક પ્રયત્નો કર્યા, છતાં સફલતા ન મલી. તેથી તેમના ઉપર અત્યંત દ્વેષ ધારણ કરતી તે મરીને પહાડમાં વાઘણ તરીકે ઉત્પન્ન થઈ. રાગ મહાબુરો છે. રાગાંધ મનુષ્યો ઇષ્ટ વિયોગમાં ઝૂરે છે. સુખની બીજી દરેક સામગ્રીઓ પોતાની પાસે મોજુદ હોવા છતાંય, એક ઇષ્ટ વ્યક્તિના વિયોગથી તે આત્મા અહીં જ નારકીની વેદના જેવા દુઃખનો અનુભવ કરે છે, જેમકે–

रागांधा इह जीवा दुल्लहलोयंमि गाढमणुरत्ता।
जं वेइंति असायं कत्तो तं हंदि! नरयम्मि ॥१॥

"રાગાંધ પ્રાણીઓ ઇષ્ટ વસ્તુને વિષે ગાઢ અનુરાગ ધારણ કરે છે. તેની અપ્રાપ્તિથી જે દુઃખનો અનુભવ કરે છે, તે નરકમાં પણ ક્યાંથી હોય?"

સર્વ દુઃખોનું મૂળ રાગ છે. કોઈ પણ કારણથી રાગ જ્યારે વિપરીત બને છે, ત્યારે તે જ દ્વેષ રૂપે પરિણામ પામી જાય છે.

रागाओ होइ दोसो दोसाओ होइ वेरसंबंधो।
वेराओ पाणिघाओ, तत्तो गुरुकम्मबंधोत्ति ॥ १ ॥

"રાગથી દ્વેષ થાય છે. દ્વેષથી વૈર સંબંધ–વૈરથી પ્રાણીઓનો ઘાત અને પ્રાણીઘાતથી ભારે કર્મબંધ થાય છે."

એટલે ત્યા ધ્યાન માટે રહેલા તે મુનિવરને વાઘણે જોયા. કર્મની અકળ કળાને છદ્મસ્થ મનુષ્ય જાણી શકતો નથી. પૂર્વભવઘટિત અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોમાં મુકાવું એ પણ કર્મની વિચિત્ર રચનાને આભારી છે. મુનિને જોતાની સાથે જ પૂર્વભવનુ વૈર યાદ આવવાથી વાઘણે ભારે રોષપૂર્વક મુનિના ઉપર ત્રાપ મારી. થોડી જ વારમા વાઘણે શરીરને ફાડી નાખી મુનિને પ્રાણવિમુક્ત કરી દીધા. મુનિ શુદ્ધ આત્મ-ભાવમાં દૃઢ રહી સદ્‌ગતિગામી બન્યા.

વૈર એ ભયંકર દુર્ગુણ છે. પશુ જેવી અજ્ઞાન જાતિમાં પણ વૈરનો બદલો લેવા માટે કેટલી બધી રોષયુક્ત પ્રવૃત્તિ થાય છે, તે માટે **હમણાં જ બનેલી એક ઘટના** સાંભળવા પ્રમાણે, અહીં જણાવવામા આવે છે.

આ ઘટના ચાલુ સાલના ભાદરવા મહિનામાં બનેલી છે. ઈડર સ્ટેટમાં શામળાજી નામનું એક વૈષ્ણવ તીર્થ છે જે ટીટોઇ ગામથી ઉત્તરમાં પાંચ કોશ છે. તે શામળાજી ગામની નજીક એક નેળીયા ( બન્ને બાજુ વાડ અને વચ્ચે જવાના રસ્તાવાળું સ્થાન )માંથી એક ભીલ ચાલ્યો જતો હતો. સામેથી એક મદોન્મત્ત પાડો આવી રહ્યો હતો. ' પાડો મારે નહિ '–એ ઇરાદાથી પેલો ભીલ પાડાના જવાના માર્ગને છોડી બાજુમાં કાંટાની વાડની ઓથે ઊભો રહ્યો. પાડો નજીક આવ્યો. અને બાજુપર રહેલા ભીલને જોતાંની સાથે જ તેને મારવા માટે ભારે રોષપૂર્વક તેની તરફ ધસ્યો. ખરું જ કહ્યું છે કે–

**यं दृष्ट्वा वर्द्धते स्नेहः क्रोधश्च परिहीयते ।**
**स विज्ञेयो मनुष्येण एष मे पूर्वबान्धवः ॥१॥**
**यं दृष्ट्वा वर्द्धते क्रोधः स्नेहश्च परिहीयते ।**
**स विज्ञेयो मनुष्येण एष मे पूर्ववैरजः ॥२॥**

" જેને દેખવાથી સ્નેહ વધે અને ક્રોધ દૂર થાય, તેને મનુષ્યે પોતાના પૂર્વભવનો બાંધવ વગેરે સ્નેહી સમજવો જોઇએ; અને જેને જોવાથી ક્રોધ વૃદ્ધિ પામે, તથા સ્નેહ દૂર થાય, તેને પોતાના પૂર્વભવનો વૈરી સમજવો."

ભીલને બચાવ માટે બીજો કોઇ રસ્તો ન જડયો, એટલે તે ત્યાં જ રહ્યો. પાડાએ શીગડાથી તેને નીચે પાડી તેના શરીર ઉપર જોરથી પગ મૂકયો. ભીલે ઘણી બૂમો પાડી, પણ ત્યા કોઈ હાજર ન હોવાથી કોઈ વહારે આવી શકયુ નહિ. પાડાએ પગથી શરીર દબાવી પેટમાં અણીદાર શીંગડાં માર્યાં. શીંગડા વાગવાથી પેટ ફૂટી જતાંની સાથે જ આંતરડા બહાર નીકળી આવ્યા. અને થોડી વારમાં જ ભીલ મરણ પામ્યો. છતા પાડો ત્યાથી ખસ્યો નહિ. કોઈ રસ્તે જનાર મનુષ્યે ગામમાં જઈ ખબર આપી. તેની જ્ઞાતિના કેટલાક લોકો ત્યા આવ્યા. ભીલને મરણ પામેલો જોઇ તેના મૃતક દેહને લેવાનો જેટલામાં પ્રયત્ન કરે છે, ત્યાં તો પાડો લેવા આવનારને પણ મારવા તત્પર બન્યો છેવટે ઘણા લોકોએ એકઠા મલી લાકડી વગેરેથી પાડાને દૂર હઠાવી મૃતક દેહને ત્યાંથી ઉઠાવ્યો.

સ્મશાને લઈ જતાં ફરી પાછો પાડો આવી મૃતકને ઉપાડનારાઓને મારવા તે તરફ ધસ્યો. ઘણી મહેનતે ત્યાંથી તેને કાઢયો. સ્મશાનભૂમિમા આવ્યા બાદ લાકડાં ગોઠવી મૃતકદેહને તેમાં મૂકયો. જેટલામાં અગ્નિ મૂકવાની તૈયારી કરે છે, તેટલામાં કયાંયથીય એકદમ દોડતો તે પાડો ત્યાં આવી લાગ્યો. અને ચિતા નજીક જઈ શીગડાંથી લાકડાને દૂર કરી ભીલના શબને મારવા લાગ્યો. લોકોએ તેને કાઢવા બહુ પ્રયત્ન કર્યો, પણ તે ખસ્યો નહિ. લોકો કંટાળ્યા તેવી નીચી જાતિમાં દયાના સંસ્કારો કયાંથી હોઇ શકે ? કટાળીને ધારીયા વગેરેથી તે પાડાને પણ તે નિર્દય જાતિએ ત્યાં જ મારી નાખ્યો. બન્ને મૃતકોનો અગ્નિદાહ ત્યા જ સાથે કર્યો.

વૈરની વસુલાત કેટલી ભયંકર છે, તે આ રોમાંચક કિસ્સાથી વાચકો સમજે. અને કષાયાધીન બની તેવા અનિષ્ટ માર્ગે જતા આત્માને રોકી, સર્વે જીવો પ્રત્યે મૈત્રીભાવને ધારણ કરે, એ જ કામના.

**खामेमि सव्व जीवे सव्वे जीवा खमंतु मे ।**
**मित्ति मे सव्वभूएसु, वेरं मज्झं न केणइ ॥**

# નવી મદદ

૫૧) પૂ. આ. મ. શ્રી. વિજયલબ્ધિસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી જૈન સંઘ, વડાલી.
૫૧) પૂ. મુ. મ. શ્રી. વિદ્યાવિજયજી મ. ના સદુપદેશથી જૈન સંઘ, દેહગામ
૫૦) પૂ મુ. મ. શ્રી. ત્રૈલોક્યસાગરજી મ. ના સદુપદેશથી ગોડીજી મહારાજનુ દેરાસર, મુબઇ.
૨૫) પૂ પ. મ. શ્રી નયવિજયજી મ. ના સદુપદેશથી ગુજ્ઞાનો જૈન ઉપાશ્રય, ગોધરા
૧૫) પૂ આ. મ. શ્રી. વિજયમહેન્દ્રસૂરિજી મ.ના સદુપદેશથી સીપોર મહાજન સમસ્ત સીપોર.
૧૦) પૂ. આ. મ. શ્રી. વિજયભક્તિસૂરિજી મ. ના સદુપદેશથી સંઘસમસ્ત, સમી.
૧૦) પૂ મુ. મ. શ્રી. મંગળવિજયજી મ ના સદુપદેશથી જૈન શ્વે. મૂ સંઘ, વાવ.
૧૦) પૂ. પં. મ. શ્રી. પૂર્ણાનંદવિજયજીના સદુપદેશથી શ્રી. ભાઇચંદ ત્રિભોવનદાસ દ્વારા, વડોદરા.

૫) પૂ. પ. મ. શ્રી. મંગળવિજયજી મ. ના સદુપદેશથી જૈન સંઘ, ગોલા.

આ માટે અમે પૂજ્ય સાધુ મહારાજો તથા સંઘો અને ગૃહસ્થોનો આભાર માનીએ છીએ. ૭૫૦

# સમાચાર

**ગણિપદ-પંન્યાસપદ—**

કપડવંજમા પૂ આ. મ શ્રી. સાગરાનદસૂરીશ્વરજી મહારાજે પૂ. મુ મ શ્રી. હેમસાગરજી મહારાજને આસો વદિ ૩ના દિવસે ગણિપદ તથા પંન્યાસપદ આપ્યુ.

ખભાતમા પૂ પં. મ શ્રી. ચંદ્રસાગરજી મહારાજે પૂ. મુ મ. શ્રી. દેવેન્દ્રસાગરજી મહારાજ તથા પૂ મુ. મ શ્રી. હીરસાગરજી મહારાજને આસો વદિ ૩ના દિવસે ગણિપદ તથા પંન્યાસપદ આપ્યુ.

# સ્વીકાર.

**૧ श्रीजिनगुणचम्पकवाटिका**—रचयिता-पू मु. म श्रीचपकसागरजी म०, प्रकाशक-नीबजग्राम श्रमगोपासकगण, पृष्ठसख्या १८४, मूल्य-चार आना।

**२ यन्त्रदीपशिखा**—प्रयोजक पू. मु. म. श्रीचम्पकसागरजी म०, प्रकाशक-थुर ज्ञान भण्डार थुर, पोस्ट रामसेण ( मारवाड ), भेट.

**૩ શ્રીમહેન્દ્ર જૈન પંચાંગ**—કર્તા-પૂ. પં. મ. શ્રી વિકાસવિજયજી મ૦, પ્રકાશક-શ્રી અમૃતલાલ કેવળદાસ મહેતા, નાગજીભુદરની પોળ, અમદાવાદ, મૂલ્ય આઠ આના

**४ सूरिमन्त्रपटालेखनविधि**-सशोधक पू प. म. श्री प्रीतिविजयजी गणि, प्रकाशक-शा डाह्याभाई मोहोकमलाल, पाजरापोल, अमदावाद. प्रताकार, पृष्ठसख्या १२

## અંક માટે જરૂરી સૂચના

હવે ચતુર્માસ પૂર્ણ થયુ છે એટલે વિહાર દરમ્યાન પૂજ્ય મુનિ મહારાજોને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકનો દરેક અંક નિયમિત મળે અને વિહારના કારણે ગેરવલ્લે ન જાય-તે માટે એક સૂચના એ કરવાની છે કે-જેમને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' મોકલવામા આવે છે તે પૂજ્ય મુનિમહારાજો અમને તેમનુ એક નિશ્ચિત સરનામુ લખી જણાવે, જ્યા આગામી ચતુર્માસ સુધીના શેષ કાળમા અમે માસિક મોકલ્યા કરીએ ટપાલના કાયદા મુજબ અમુક નિશ્ચિત કરેલ સરનામે મગાવેલુ માસિક, તેનુ પેકીંગ તોડવામાં ન આવ્યુ હોય તો, વધારાનુ ટપાલ ખર્ચ કર્યા વગર જ તેઓ પોતાને ઠીક લાગે તે બીજે સ્થળે ટપાલ દ્વારા મગાવી શકે છે. આશા છે, આ રીતે અમને નિશ્ચિત સરનામુ લખી જણાવવાની પૂ મુનિમહારાજો અવશ્ય કૃપા કરશે. ૭૫૦

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ९ | વિક્રમ સં. ૨૦૦૦ : વીરનિ. સં. ૨૪૭૦ : ઇસ્વીસન ૧૯૪૩ | क्रमांक |
| अंक ३ | માગસર વદિ ૪ : બુધવાર : ડીસેમ્બર ૧૫ | ९९ |

## વિષય-દર્શન



આગામી અંક પૃ. ૯૪: લેખો માટે આમંત્રણ પૃ. ૧૦૦: નવી મદદ સમાચાર : ૧૦૦ ની સામે.

**સૂચના**—આ માસિક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે. તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

**લવાજમ—વાર્ષિક-બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના**

મુદ્રક : નરોત્તમ હ. પંડ્યા; પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ; પ્રકાશનસ્થાન -શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ, મુદ્રણસ્થાન : સુભાષ પ્રિન્ટરી, મીરજાપુર રોડ, અમદાવાદ

॥ वीराय नित्यं नमः ॥
# શ્રી જૈન સત્ય પ્રકાશ
વર્ષ ૯ ] ક્રમાંક ૯૯ [ અંક ૩

# 'अनेकान्त'ना संम्पादकनो वधु प्रचार

[ तंत्रीस्थानेथी ]

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ગયા અંકમાં 'वीरशासन-जयन्ती-उत्सव' અંગે અમે લખેલ નોંધ વાંચ્યા પછી, 'अनेकान्त' માસિકના સંપાદક મહાશયે 'अनेकान्त'ના વર્ષ છઠ્ઠાના ચોથા કિરણમાં, જેને તેઓ 'સણસણતી' કહેવા લલચાય એવી એક લાંબી નોંધ પ્રગટ કરી છે આ નોંધમાં તેમણે અમને શિખામણ આપવાના બહાને બની શકે તેટલાં વધુ કડવા વેણો સંભળાવીને, શ્વેતાંબરોને અનેક પ્રકારની વાતો અને ટીકાઓ સંભળાવવાનો એક વધુ પ્રસંગ સાધ્યો હોય એમ લાગે છે.

અમને તો આ નોંધ વાંચીને જરાય નવાઇ કે દુઃખ નથી થયાં; ઉલટું એણે તો ગયા અંકમા અમે લખેલ નોંધના આશયને વધુ વાજબી ઠરાવ્યો છે, એટલા પૂરતા અમને તો હર્ષ જ થયો છે. 'अनेकान्त'ની આ નોંધ વાંચ્યા પછી જે કોઈના મનમા અમારા લખાણના વાજબીપણા વિષે લેશ પણ શંકા હશે તે પણ દૂર થઈ જશે, એટલે અંશે એ નોંધ અમારા માટે ઉપયોગી જ કહી શકાય. એટલે 'अनेकान्त'ની એ નોંધ પ્રત્યે રોષ કરવાનું અમારે કશું કારણ નથી.

ઉપરથી સ્થિર અને સ્વચ્છ જણાતા પાણીની નિર્મળતા તપાસી જોવા કોઈ એકાદ કાંકરી એમા નાખી જુએ, અને એ કાકરી નાખતાની સાથે એ સ્વચ્છ જણાતા જળના તળિયેથી કાદવ-કીચડ ઉપર તરી આવે અને એ જળનું સાચું સ્વરૂપ પ્રગટ કરી દે તો તેમાં કાકરી નાખનારનો શો દોષ ગણી શકાય? આ પ્રસંગ પણ એવો જ બન્યો છે 'अनेकान्त'ના છઠ્ઠા વર્ષના બીજા કિરણમા પ્રગટ થયેલ 'वीरशासनकी उत्पत्तिका समय और स्थान' શીર્ષક સંપાદકીય નોંધ વાંચ્યા પછી અમને લાગ્યુ કે 'अनेकान्त'ના આ પ્રચાર સામે શ્વેતાંબરોએ જાગ્રત થવું જોઈએ, અને તેથી અમે એક નોંધ ગયા અંકમાં પ્રગટ કરી. અને એ નોંધે 'अनेकान्त'ના સંપાદકનું અંદરનું સ્વરૂપ વધુ સ્પષ્ટરૂપે પ્રગટ કર્યું, જે 'अनेकान्त'ના છેલ્લા અંકની સંપાદકીય નોંધ ઉપરથી જોઈ શકાય છે

'अनेकान्त'ના સંપાદક અને બીજા સૌ કોઈ જાણે છે કે-'વીરશાસન-જયંતી-ઉત્સવ' માટે 'अनेकान्त'માં કેટલાય વખતથી પ્રચાર થતો હોવા છતાં, અમે અમારા પત્રમાં એ સંબંધી એક પણ અક્ષર લખ્યો નથી. પણ જ્યારે અમને લાગ્યું કે એ પ્રચાર કરવામાં 'अनेकान्त'ના સપાદક, ભગવાન મહાવીરસ્વામીની કેવળજ્ઞાન પછીની પ્રથમ દેશના સબંધી શ્વેતાંબરીય

માન્યતા માટે, 'लोकों लगती हुई मालूम नहीं होती'—જીવને ગમે એવી નથી લાગતી—એમ લખીને એ માન્યતાને ગેરવાજબી ઠરાવવા, અને જે આગમો શ્રીજિનેશ્વરદેવપ્રરૂપિત અને ગણધરરચિત છે તે શ્વેતાંબરીય આગમો માટે—'देवर्द्धिगणिके श्वेताम्बरीय आगम'—દેવર્દ્ધિગણિના એટલે કે દેવર્દ્ધિગણિએ રચેલા શ્વેતાંબરીય આગમ—એમ લખીને એ આગમો ગણધરરચિત નથી એમ ઠરાવવા સુધી આગળ વધી ગયા છે, ત્યારે જ અમે અમારા ગયા અંકમા એ સંબંધી નોંધ પ્રગટ કરી છે.

વિશેષ ખૂબીની વાત તો એ છે કે જે લેખમાં 'अनेकान्त' ના સંપાદક શ્વેતાંબરોને પોતાનો નજીવો મતભેદ બાજૂએ મૂકી 'वीरशासन-जयन्ती-उत्सव' માં ભાગ લેવાનું સમજાવવાનો પ્રયત્ન કરી તેમને આમંત્રણ આપે છે, અને તેમના સહયોગની આશા રાખે છે તે જ લેખમાં તેમણે, ઉપર કહ્યું તે પ્રમાણે, શ્વેતાંબરીય માન્યતાને ખોટી ઠરાવવાનો અને શ્વેતાંબરીય આગમો ગણધર-રચિત નથી એમ ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે. અમુક ઘટના વિષયક એકબીજા સંપ્રદાયની ભિન્નભિન્ન માન્યતા સંબંધી ચર્ચા જ કરવાની હોય તો તે સાવ નીરાળી વાત ગણાય. અને તેવે પ્રસંગે તે સંબંધી યોગ્ય ઉત્તર પણ આપી શકાય. પણ જ્યાં મતભેદને બાજૂએ મૂકીને સહકાર કરવાની વાત કરવામાં આવતી હોય, ત્યાં આવી ચર્ચાને કઈ રીતે અવકાશ હોઈ શકે એ જ સમજી શકાતું નથી. આમ છતાં 'अनेकान्त' ના સંપાદકને પોતાનું લખાણ સમયસૌરનું અને વાજબી જ લાગતું હોય તો શ્વેતાંબરોના સહકારની તેમની આશા સફળ ન થઈ શકે એ નિશ્ચિત છે.

પોતાને ત્યાંના કોઈ પ્રસંગે એક માણસ બીજા માણસને આમંત્રણ મોકલે, અને એ આમંત્રણપત્રિકામાં જ સ્પષ્ટ રૂપે પોતાની વચ્ચેના વિરોધની વાત ચર્ચે, પોતાની વાત સાચી હોવાનો અને બીજા માણસની વાત ખોટી હોવાનો ફેંસલો આપે અને એ બીજા માણસના વડવાઓ સુદ્ધાં ઉપર ટીકા કરવાનું ન છોડે—અને આ બધું કરવા છતાંય એ આમંત્રણનો સ્વીકાર થશે અને બીજો માણસ સહકાર આપશે એવી આશા રાખે—એના જેવી જ 'अनेकान्त' ના સંપાદક મહાશયની આ વાતો લાગે છે

અમને તો ચોક્કસ લાગે છે કે—સહકાર મેળવવાની આશાથી લખેલ પોતાની નોંધમાં 'अनेकान्त' ના સંપાદકે શ્વેતાંબરો વિરુદ્ધની જે વાતો લખી છે અને હજુ પણ છૂટથી લખે જાય છે, તેનાં અસમયોચિતતા અને ગેર-વાજબીપણું, આજે નહીં તો કાલે પણ, જ્યારે તેમને સમજાશે ત્યારે તેમને પોતાની કલમ પ્રત્યે અફસોસ થયા વગર નહીં રહે

શ્વેતાંબર આગેવાનો કે વિદ્વાનોના નામે 'अनेकान्त' ના સંપાદક જે પ્રચાર કરી રહ્યા છે તે સંબંધી સત્ય પણ અમે સમયે પ્રગટ કરી શકીશું એવી આશા છે

# અનુપમ ઘર

[ નવ તત્ત્વની તાત્ત્વિક વિચારણા રજૂ કરતું એક રૂપક ]

લેખક–પૂજ્ય મુનિમહારાજ શ્રી રામવિજયજી [ પૂ. આ. મ. વિજયઅમૃતસૂરીશ્વરજીશિષ્ય ]

## [ ૧ ] પ્રમાદી જીવ

એક મોટી નગરીમાં એક દર્શનીય ઘર છે, જો કે ચાલુ સ્થિતિમાં તો તે જોવુ પણ ગમે નહિ એવું છે. તે ઘરમા ઘણા બારી–બારણાં છે. તેની આજુબાજુમા સારું ને નરસું બંને પ્રકારનુ વાતાવરણ છે તે બંને પ્રકારના વાતાવરણની અસર તે ઘરને અને તેના માલિકને થયા કરે છે. ઘરનો માલિક તે વાતાવરણને દૂર કરવા ચાહે તો તેમ કરવા સમર્થ છે. છતાં ઘણા કાળથી એવા ને એવા જ વાતાવરણમાં રહેવા ટેવાઈ ગયો છે. તેથી સજ્જનો અને સારા ઘરમા વસતા લોકો તેની આવી સ્થિતિ જોઈને કહે છે કેઃ " આ કેટલો પ્રમાદી ને આળસુ છે કે જાણી જોઈને દુઃખી થાય છે, ને આટલા મોટા ઘરમાં તેને વાપરવાને બહુ જ ઓછી જગ્યા મળવા છતાં બીજાં બારી–બારણાનો ભાગ સાફ કરી તે બંધ કરતો નથી. ગમે ત્યાં દૃષ્ટિ નાંખો તો ધૂળના મોટા ઢગલા સિવાય અન્ય કંઈ ત્યા દેખવામાં જ નથી આવતું". આ રીતે ક્રમેક્રમે તે ઘરમાં જે કંઈ શોભા કે સુંદરતા હતી તે સર્વ ધૂળથી ઢંકાઈ ગઈ. જો કે કુદરતી વાયુથી તે ઘરમાંથી કેટલોક કચરો ઊડી ગયો છે એટલે તે ઘણાનાં જોવામાં આવે છે, પણ પહેલાં તો વિશિષ્ટ જ્ઞાની સિવાય એ ઘરની કોઇને ખબર પણ ન હતી. આ સજ્જન પુરુષો કરુણાથી કોઈ કોઈ વાર તેને તેની ગાઢ નિદ્રામાંથી જગાડી ઘરની સંભાળ લેવા ને સાફસુફ કરવા પ્રેરણા કરતા હતા ને કરે છે. સજ્જનોના ખૂબ કહેવાથી થોડું તે ઘણું ઘરને વાળે–ઝુડે છે. પણ પાછો નિદ્રા ને પ્રમાદમાં મશગૂલ બની પડી રહે છે.

## [ ૨ ] અજીવની સહાય

હવે આપણે તેની આજુબાજુનું ને ઘરનું થોડું વાતાવરણ તપાસીએ. ત્યા તેને ચાલવાને માટે એક કુદરતી યંત્ર સહાય કરે છે. જો તે યંત્ર ન હોય તો તેનામાં ચાલવાની શક્તિ છતા પણ તે ચાલી શકે નહીં. એ જ પ્રમાણે તેને બેસવાને માટે એક યંત્ર સદાને માટે ત્યાં ચાલુ છે. તેને રહેવા માટે ને વસ્તુઓ રાખવા માટે જગ્યા. અવકાશનો તો કોઇ સુમાર જ નથી. નવી નવી મનોજ્ઞ ને અમનોજ્ઞ ચીજો પણ ઘણી છે. તે ચીજો કેટલાં કાળની જૂની છે, તે સર્વ સમજાવવા ઘડિયાળ પણ ત્યાં છે. ત્યાં ને તેની આજુબાજુ કાળા–લાલ–લીલા–પીળા ને સફેદ રંગવાળા, સુગંધી ને દુર્ગન્ધી, ખાટા–ખારા–મીઠા-કડવા ને કસાયેલા, કોઇ ભારે તો કોઇ હલકા, કોઇ ચીકણા તો કોઈ લુખ્ખા, કોઈ કોમળ તો કોઇ ખડબચડા, કોઇ ઠંડા તો કોઈ ગરમ પદાર્થોની લેવડદેવડ મોટા પ્રમાણમાં થયા કરે છે. આ સર્વની અસર તેના માલિકને થાય છે. કોઈ વખત ત્યાં મોટા અવાજો સંભળાય છે તો કોઈ વખત શાંત વાતાવરણ રહે છે, કોઇ વખત પ્રકાશ હોય છે તો કોઇ વખત અંધારૂં આકુલવ્યાકુલ કરી મૂકે છે. કોઇ વખત તાપ હોય છે તો કોઈ વખત છાયા પડે છે. સદાકાળ ત્યાં આવુ ને આવુ વાતાવરણ ચાલુ રહ્યા જ કરે છે.

## [૩-૪] પુણ્ય–પાપનો પ્રભાવ

ત્યા વસતા અન્ય લોકો તે ઘરના માલિકને કોઈ વખત કુલીન કહે છે તો ક્યારેક નીચકુલનો કહે છે. કોઇ વખત તેનામાં માનવતા છે એમ કહે છે તો કોઇ વેળા પશુતા

છે એમ પણ કહે છે. કોઇ તેને દેવ કહે છે, કોઇ નારકી કહે છે, કોઇ એકેન્દ્રિય કહે છે તો કોઇ પંચેન્દ્રિય કહે છે. વળી કોઈ લગડો–લુલો–બેરો–આંધળો કહે છે, તો કોઇ સારો કહે છે, કોઈ બળવાન કહે છે તો કોઈ નિર્બલ કહે છે. એ રીતે તેને માટે રૂપવાન, કાળા કોલસા જેવો, દુર્ગંધી શ્વાસવાળો, કમળ જેવી સુગંધવાળો, કોયલ જેવા કંઠનો, યશસ્વી, અપયશનો ભાગી, સૌભાગ્યવાળો, દુર્ભાગી, જ્ઞાની, અજ્ઞાની, નિર્વિષય, કંજુસ દાનેશ્વરી, ઇત્યાદિ ઇત્યાદિ તેની કરણી પ્રમાણે તેને માટે લોકો બોલ્યે જ જાય છે.

### [ ૫ ] કચરાનાં દ્વારો : આશ્રવ

તે ઘરની ચાર દિશામાં મોટાં મોટા બારણાઓ છે. એક દિશામા પાચ બારણા છે, તેમાંનું બીજું બારણું બહુ જ મજબુત ને બંધ કરવું અત્યત કઠિન છે. બીજી દિશામાં ચાર દ્વાર છે, તેમા પ્રથમ દ્વાર ઘણું ઉગ્ર છે, બીજું ઘણુ ઉંચુ છે, ત્રીજુ વાકુંચુંકુ છે ને ચોથું ઘણું જ ગહન છે. તે પણ બધ કરવુ મુશ્કેલ છે ત્રીજી દિશામા પાચ દ્વાર લગભગ સરખાં છે, છતાં ચોથું દ્વાર ઘણું ભયંકર ગણાય છે. ચોથી દિશામા ત્રણ દ્વાર છે, તેમાં ત્રીજું દ્વાર બધ કરવું ભારે છે. ઉપર છાપરામા નાનામોટા પચીશ છિદ્રો છે, તે સર્વમાંથી સારી નરસી રજ ભરાયા જ કરે છે ને ઘરના માલિકને સુખી કે દુખી કરે છે.

### [ ૬ ] કચરાની જમાવટ : બંધ

જે કચરો ત્યા પડયો છે તથા નવો આવે છે તે સર્વ ચાર જાતિનો હોય છે. કોઈ શુભ સ્વભાવનો તે કોઇ અશુભ સ્વભાવનો, કોઇ થોડા કાળ પછી ખરી જનારો તો કોઈ લાંબે કાળે ખરનારો, કોઇ તિવ્રપણે સુખ–દુઃખ ઉત્પન્ન કરે તો કોઇ મંદ પણે, કોઇમા થોડા અણુ હોય છે તો કોઇમા વધારે હોય છે. આ રીતે એ ઉઘાડા બારણાઓમાંથી આવતો કચરો એ ઘરમાં જમાવટ કર્યે જ જાય છે.

### [ ૭ ] આશ્રવનાં દ્વારોની કળો : સંવર

તે બારણાંઓ સહેલાઇથી બંધ કરી શકાય તે માટે દરેક બારણા પાસે કળ ગોઠવવામા આવી છે. બધી થઇને સત્તાવન કળો છે તે સત્તાવન કળોમા મુખ્ય છ કળો છે. તેમાં પહેલી મોટી કળની પાચ ઉપકળો છે, બીજીની ત્રણ ઉપકળો છે, ત્રીજીની બાવીશ છે, ચોથીની દશ છે, પાચમીની બાર ઉપકળો છે. તેમાંથી કેટલી કળો તો એવી છે કે એક દબાવવાથી ચારે દિશાના બારણાંઓ ટપોટપ બંધ થઈ જાય. ઘણા ઘરવાળા આ કળના પ્રતાપે જ ઘરમાં આવતી રજ બંધ કરે છે. વિવક્ષિત ઘરના માલિકને કળના જાણકારોએ ઘણી વખત તે કળો બતાવીને તેનો ઉપયોગ કરતા શિખવ્યુ છે. છતા પ્રમાદવશ તે ભૂલી જાય છે ફરી ફરી પણ દયાળુ જ્ઞાની પુરુષો તેને સચેત કર્યા કરે છે.

### [ ૮ ] કચરાની સાફસુફી: નિર્જરા

તે ઘરમા ભરાયેલ રજને સાફ કરવા માટે બાર સાવરણી રાખવામા આવી છે. તેમાં કેટલીક સાવરણીનો પ્રભાવ એવો છે ઘરમા નિબિડ થઇ ગયેલ અને કોઇથી પણ કોઇ પણ ઉપાયે ન નિકળી શકે એવા કચરાને પણ તે ક્ષણવારમા ઝાડી નાંખે છે, દૂર કરે છે. કોઇ તો ત્યા ને ત્યા તેને બાળી ભસ્મ કરીને ઉડાડી મૂકે છે. કોઇ વખત તે સાવરણીનો ઉપયોગ કરતાં ન આવડે તો ઘરમા કચરો વધુ પણ ભરાય જાય છે. બારણા બધ કર્યાં વગર પણ વાળવામા આવે તો કચરો વધારે પણ પડે. આ બધું શિક્ષણ સજ્જન જન વારંવાર આપે છે.

### [૯] કચરાનો સર્વથા નાશ: ઘરની સર્વાંગશુદ્ધિ: મોક્ષ

કેટલાએક ઘરવાળા આ સર્વ કચરાને દૂર કરી પરમ શાંતિને પામ્યા છે ને પામે છે. તે સર્વ કચરાને દૂર કરનાર માણસ આ પ્રમાણે દશ ગુણવાળો હોવો જોઈએ. મનુષ્ય હોય પંચેન્દ્રિય–ત્રસ–ભવ્ય–સન્નિ, સંપૂર્ણ ચારિત્રી, અચળ સમ્યકત્વવાળો, અનાહારિ, કેવળજ્ઞાન ને કેવળદર્શનવાળો આટલા ગુણવાળો ઘરનો માલિક ગમે તે સ્થિતિમા હોય તો પણ સર્વ કચરાને દૂર કરી ઘરને સર્વથા શુદ્ધ કરી શકે છે. આવા માલિકની ૫દર સ્થિતિ બતાવી છે.

### સમજૂતી

આ નવ તત્ત્વનુ રૂપક આ પ્રમાણે સમજવુ –(૧) ઘર અને ઘરનો માલિક તે અભેદ દૃષ્ટિએ જીવ. (૨) ઘર અને તેમાં રહેલ યંત્રો, અવકાશ, સમય અને વસ્તુઓ, તે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ ને પુદ્ગલાસ્તિકાયરૂપ અજીવ છે (૩–૪) ઘરના માલિકને કોઇ સારો નરસો વગેરે કહે છે ને તે શુભાશુભ વેદે છે તે પુણ્ય ને પાપ છે. (૫) તે ઘરમાં બારણા છે તે આશ્રવ છે. (૬) ચાર પ્રકારે સર્વ કચરો ત્યા ભેગો થાય છે તે બધ છે. (૭) બારણાંઓ બધ કરવાની કળો તે સંવર છે. (૮) સાવરણી સ્વરૂપ નિર્જરા છે. અને (૯) સર્વ કચરો દૂર કરી પરમ શાંતિ મળે છે તે મોક્ષ છે.

આ પ્રમાણે નવતત્ત્વનુ સ્વરૂપ એક વ્યક્તિને આશ્રીને ઘટાવ્યું છે તે યથાર્થ સ્વરૂપ સર્વ માટે સમજવાનું છે. તે સમજી સર્વ જીવો શુભ વર્તન કરે ને કર્મનાંબંધનોથી મુક્ત થાય એ જ અભિલાષા છે.

**जीवाइ नव पयत्थे, जो जाणइ तस्स होइ सम्मत्तं ।**
**भावेण सद्दहन्तो अयाणमाणेवि सम्मत्तं ॥ १ ॥**

જીવ વગેરે નવ પદાર્થોને જે જાણે છે તેને સમ્યકત્વ હોય છે. અને તે ન જાણતો હોય પણ ભાવથી શ્રદ્ધા પૂર્વક માનતો હોય તેને પણ સમ્યકત્વ હોય છે.

---

# નિહ્નવવાદ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

( ક્રમાક ૯૭ થી ચાલુ )

## સાતમા નિહ્નવ: શ્રી ગોષ્ઠામાહિલ

## ( જીવ અને કર્મના સમ્બન્ધમાં વિપરીત દૃષ્ટિવાળા )

( ૩ )

પૂજ્ય શ્રી વજ્રસ્વામીજી પાસે અભ્યાસ કરતા ઘણો સમય ગયો એટલે માતા-પિતાની પ્રેરણાથી ફલ્ગુરક્ષિતજી આર્યરક્ષિતજીને બોલાવવા માટે આવ્યા ને દશપુર પધારવા આગ્રહ કર્યો.શ્રી આર્યરક્ષિતજીએ જણાવ્યુ–'જો તને મારા ઉપર સ્નેહ હોય તો તું અહી રહી જા.' પણ દીક્ષા લીધા વગર ત્યા રહી શકાય નહી એટલે શ્રી ફલ્ગુરક્ષિતજી દીક્ષા ગ્રહણ કરી ત્યાં રહ્યા અને વારંવાર દશપુર પધારવા વિનતિ કરવા લાગ્યા. શ્રી આર્યરક્ષિતજી મહારાજે પૂજ્ય શ્રી વજ્રસ્વામીજીને પૂછ્યું. 'ભગવન્, મારે હવે કેટલુ અધ્યયન બાકી છે?'

તેઓશ્રીએ કહ્યું. 'વત્સ ! બિન્દુ જેટલું થયું છે અને સાગર જેટલું અવશિષ્ટ છે.' શ્રી આર્યરક્ષિતજી ધ્યાન પૂર્વક ભણવા લાગ્યા, પણ મન દશપુર જવા ઉત્સુક થયું હતું. ફરી એક વખત પૂછયું. શ્રી વજ્રસ્વામીએ વિચાર્યું કે બાકી શ્રુત મારામાં જ રહી જવાનું છે. આથી વિશેષ આ ગ્રહણ કરી શકે તેમ નથી. એટલે તેઓશ્રીએ રજા આપી. એટલે શ્રી આર્યરક્ષિતજી, પોતાના બન્ધુ વગેરે કેટલાએક મુનિઓ સાથે, પાટલિપુર નગરમાં શ્રી તોસલિપુત્ર આચાર્ય મહારાજ પાસે પધાર્યા. આચાર્ય મહારાજને તેમના શ્રુતજ્ઞાનથી આનન્દ થયો, પોતાના પટ્ટ પર શ્રી આર્યરક્ષિતજીને સ્થાપન કરી તેઓશ્રી સ્વર્ગ પધાર્યા. પછી શ્રી આર્યરક્ષિતજી, વિહાર કરી દશપુર પધાર્યા. તેઓશ્રીના આગમનના સમાચાર શ્રી ફલ્ગુરક્ષિતે માતાપિતાને જણાવ્યા. સર્વ સમ્બન્ધિઓ વન્દન માટે આવ્યા અને આનન્દિત થયાં. તેઓશ્રીના પિતાએ સાંસારિક વાતો કરીને વિવાહ માટે આગ્રહ કર્યો. તેમને સમજાવતા શ્રી આર્યરક્ષિતજી બોલ્યા—

**...तात ! त्वं मोहवातकी । वाहीक इव शास्त्राणां, भारं वहसि दुर्धरम् ॥**
**भवे भवे पिता माता, भ्राता जामिः प्रिया सुता ।**
**तिरश्चामपि जायन्ते, हर्षस्तद्धेतुरत्रकः ॥**

પિતા, તમે મોહથી વિહ્વલ થયા છો. મજૂરની માફક જ શાસ્ત્રોનો ન ઉચકી શકાય એવો બોજ વહન કર્યો છે. માતા પિતા ભાઈ ભગિની સ્ત્રી કુટુમ્બ તિર્યંચોને પણ ભવોભવમાં થાય છે. તેથી કયો આનન્દ છે?)

ઇત્યાદિ ઉપદેશ આપી સર્વેને દીક્ષા આપી. માતા પ્રવર્તિની થયાં, પિતા સોમદેવને બ્રાહ્મણધર્મના ચિર સંસ્કાર હતા, તેથી દીક્ષામાં પણ તેઓ કચ્છ (કાછડી), પાદુકા (લાકડાની ચાખડી), છત્ર, જનોઇ વગેરે છૂટ લઈ રાખતા હતા.

શ્રી આર્યરક્ષિતજીએ બાળકોને શિખડાવ્યું. બાળકો સર્વ સાધુઓને વંદન કરી, વૃદ્ધ મુનિ પાસે આવી કહેતા કે 'છત્રીવાળા મહારાજને કોણ વન્દન કરે?' વૃદ્ધ મુનિએ વન્દનિક થવા માટે અનુક્રમે છત્ર પાદુકા જનોઈ આદિનો ત્યાગ કર્યો. છેવટ બાળકો કહેવા લાગ્યા કે 'અમે કાછડીવાળા મહારાજને નહીં વાદીએ.' વૃદ્ધ મુનિએ શ્રી આર્યરક્ષિતજી પાસે જઇને કહ્યું કે 'મને ન વાદે તો કાઇ નહિ, પણ હુ કાછડી કાઢી નાગો નહી થાઉં.'

એકદા ગચ્છમા કોઈ મુનિ કાળધર્મ પામ્યા. તેમને ગામ બહાર સાધુઓ જ લઈ જતા. તે સમયે એવી પ્રવૃત્તિ હતી. શ્રી આર્યરક્ષિતજી મહારાજે સાધુને ગામ બહાર લઈ જવામાં મહાન લાભ બતાવ્યો. સાથે માર્ગમાં ઉપદ્રવ પણ થાય છતા રસ્તામા તેને મૂકી દેવાય નહી, માર્ગમા. મૂકવાથી મહાપાપ લાગે, ઇત્યાદિ કહ્યુ. તેમના આ અસરકારક વક્તવ્યથી વૃદ્ધ મુનિ લઈ જવા તૈયાર થયા. લઇને ચાલ્યા. ભરબજારમા આવ્યા ત્યારે બાળકોએ આવી કાછડી કાઢી નાખી અને ચોળપટ્ટો પહેરાવી કન્દોરો[1] બાંધી દીધો વૃદ્ધ મુનિએ એ સર્વ સહન કર્યું, ને ચલિત થયા વગર મુનિના મૃતકને નગર બહાર લઇ જઈ પરઠવ્યુ. ઉપાશ્રય આવ્યા ત્યારે શ્રીઆર્યરક્ષિતજી મહારાજે ખૂબ આશ્વાસન આપ્યું ને કહ્યું કે 'આ લ્યો મોટું વસ્ત્ર-ચોળપટ્ટો કાઢી નાખો,' વૃદ્ધ મુનિએ કહ્યું. 'થવાનુ હતુ તે થઈ ગયું. ભરબજારમા હું નગ્ન થયો. હવે શું? હવે તો જે છે એ જ ઠીક છે.'

---

[1] સાધુઓમાં ત્યારથી કંદોરો બાંધવાની પ્રવૃત્તિ થઇ, એવી પરંપરા છે.

ત્યારથી સર્વ સાધુની માફક તેઓ વેષ ધારણ કરવા લાગ્યા, છતાં તેમને ભિક્ષા માંગવામાં શરમ લાગતી હતી. પિતા મુનિધર્મના એ આચરણથી વંચિત રહે એ શ્રીઆર્યરક્ષિતજી મહારાજને ઠીક નહોતું લાગતું. માટે એક વખત તેમણે મુનિઓને શિખડાવ્યું કે 'તમારે વૃદ્ધ મુનિને આહાર માટે મંડલીમાં ન બોલાવવા.' ઇચ્છા વગર કચવાતે મને મુનિઓએ સ્વીકાર્યું ને શ્રીઆર્યરક્ષિતજી મહારાજ ત્યાંથી વિહાર કરી ગયા. વૃદ્ધ મુનિને બે દિવસના ઉપવાસ થયા. બે દિવસે શ્રીઆર્યરક્ષિતજી મહારાજ પાછા આવ્યા. વૃદ્ધ મુનિએ ફરિયાદ કરી. મહારાજે મુનિઓને ખૂબ ઠપકો આપ્યો. મુનિઓએ કહ્યુઃ 'આપશ્રીના ગયા પછી અમને બિલકુલ ગમતું નહોતું, અમારું મન અસ્વસ્થ હતું તેથી અમે ભૂલી ગયા. અપરાધ ક્ષમા કરો.' આચાર્ય મહારાજે વૃદ્ધ મુનિને કહ્યું કે 'એવી પરાધીન વૃત્તિથી સર્યું. લાવો હું ગોચરી લાવી આપું.' એમ કહી ઝોળી–પાત્રાં તૈયાર કર્યાં સહસા વૃદ્ધ મુનિ બોલી ઊઠયા. 'આપ રહેવા દો. હુ લઈ આવું.' આચાર્ય મહારાજે તેમને જવા દીધા. ગૃહસ્થને ત્યાં ગયા. શરમથી આગળના દરવાજેથી ન જતાં પાછળના દ્વારે અન્દર ગયા. ધર્મલાભ દીધો. શ્રાવકે પૂછ્યું. 'મહારાજ! પાછલે બારણે કેમ પધાર્યા?' તેમણે ઉત્તર આપ્યો. 'લક્ષ્મી કોઈ પણ દ્વારેથી પ્રવેશ કરે છે. તે કંઈ આગળ–પાછળનો વિચાર કરતી નથી.' જવાબથી શ્રાવકને આનંદ થયો. ગોચરીમા બત્રીશ મોદકનો લાભ મળ્યો. આચાર્ય મહારાજે પ્રથમ ગોચરીના શુકનથી બત્રીશ શિષ્યના લાભનુ ફળ પ્રકાશ્યું. એ પ્રમાણે સાધુધર્મના સર્વ આચારવિચારથી પરિચિત કરાવી પિતાને આત્મકલ્યાણ કરાવ્યું.

( ૪ )

શ્રી આર્યરક્ષિતજી મહારાજના ગચ્છમાં ત્રણ પુષ્યમિત્ર મુનિ હતા ૧ ધૃતપુષ્યમિત્ર, ૨ વસ્ત્રપુષ્યમિત્ર અને ૩ દુર્બલિકા પુષ્યમિત્ર ત્રણેમાં જુદી જુદી લબ્ધિ હતી. દુર્બલિકાપુષ્યમિત્રના કુટુમ્બિઓ બૌદ્ધધર્મી હતા તેઓ પૌષ્ટિક આહાર વાપરવા છતાં અધ્યયનમા અપૂર્વ મહેનત કરતા, તેથી શરીર પુષ્ટ ન થતું, ને અત્યંત દુર્બલ રહેતા. એકદા તેમના સમ્બન્ધિઓએ આવી આચાર્ય મહારાજને જણાવ્યું કે–'અમારા પુત્રને તમે પૂરું ખાવા પણ નથી દેતા, તેઓ આટલા દુર્બલ કેમ રહે છે?' આચાર્ય મહારાજે કહ્યું–'ઇચ્છા પ્રમાણે વાપરે છે, છતાં જ્ઞાનધ્યાનમા લીન રહેવાને કારણે શરીર દુર્બલ જણાય છે. જો તમને પ્રતીતિ ન આવતી હોય તો તમે વહોરાવો એ તે વાપરે. પછી જો જો.' અમુક કાળ સુધી આ પ્રમાણે થયું. દુર્બલિકા પુષ્યમિત્રના શરીરમા કંઈપણ ફેર ન પડયો. પછી આચાર્ય મહારાજે થોડા દિવસ ભણવાની મહેનત ઓછી કરવા કહી આયમ્બિલ (લુખ્ખો આહાર) કરવા જણાવ્યું. થોડા જ દિવસમા શરીરમાં સ્થૂલતા આવી. સમ્બન્ધિઓ સંતોષ પામ્યા ને જૈનધર્મમા અભિરુચિવાળા થયા.

તે ગચ્છમાં દુર્બલિકાપુષ્યમિત્ર, વિન્ધ્ય મુનિ, ફલ્ગુરક્ષિતજી અને ગોષ્ઠામાહિલ એમ ચાર સાધુઓ વિદ્વાન અને પ્રધાન હતા. એકદા વિન્ધ્ય મુનિએ આચાર્ય મહારાજને જણાવ્યું કે સાધુઓ મોટે સ્વરે સ્વાધ્યાય કરે છે તેથી મારો પાઠ હુ તૈયાર કરી શકતો નથી, ને કેટલુંક વિસ્મરણ થઇ જાય છે. મહાન બુદ્ધિમાન છતાં તેની અર્થવિસ્મૃતિ જોઇ આચાર્ય મહારાજે તેમના અને ભાવિ મુનિઓના ઉપકાર માટે અનુયોગની વ્યવસ્થા કરી. અત્યાર સુધી દરેક સૂત્રમાંથી ચરણકરણાનુયોગ, ધર્મકથાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગ એમ ચાર ચાર અર્થ શિખવવામાં આવતા, પણ આચાર્ય મહારાજે અંગ–

ઉપાંગ–મૂલ–અને છેદ સૂત્રોમાં ચરણકરણાનુયોગ પ્રધાનપણે રાખ્યો. ઉત્તરાધ્યયન વગેરે સૂત્રોમાં ધર્મકથાનુયોગ રાખ્યો. સૂર્યપ્રજ્ઞપ્તિ વગેરેમાં ગણિતાનુયોગ રાખ્યો. અને દૃષ્ટિવાદ નામના બારમા અંગમા દ્રવ્યાનુયોગ પ્રધાન રાખ્યો. જે માટે કહેવાયું છે કે

**चिरन्यार्थमिति सूत्रस्य, व्यवस्था सूरिभिः कृता ।**
**पुरा चैकत्र सूत्रेऽ–भूदनुयोगचतुष्टम् ॥**

એકદા સીમન્ધરસ્વામીજી પાસે ઇન્દ્રે નિગોદ સ્વરૂપ સાંભળ્યું ને પછી પૂછ્યું કે 'ભગવન્! નિગોદનું યથાર્થ સ્વરૂપ કહી શકે એવુ કોઇ હાલ ભરતક્ષેત્રમાં હશે?' ભગવાન સીમન્ધરસ્વામિજીએ આર્યરક્ષિતજીને બતાવ્યા. ઇન્દ્ર તેઓની પાસે આવ્યા અને નિગોદનુ યથાર્થ સ્વરૂપ સાંભળી ખુશી થયા. વૃદ્ધ બ્રાહ્મણને વેષે આવ્યા હતા. પછીથી પોતાનું આયુષ્ય પૂછ્યુ. શ્રુતજ્ઞાનના બળે સાગરોપમનુ આયુષ્ય બતાવ્યુ. સ્વરૂપ પ્રકટ કર્યું. સાધુઓ ગોચરી ગયા હતા. તેમની શ્રદ્ધા દૃઢ થાય માટે ઉપાશ્રયનુ દ્વાર ફેરવી નાખી ગયા. સાધુઓ આવ્યા. દ્વારનો ફેરફાર જોઇ આશ્ચર્ય પામ્યા. આચાર્ય મહારાજે સર્વ હકીકત કહી. મુનિઓને પશ્ચાત્તાપ થયો. આ પ્રસગ મથુરામા બન્યો હતો. પૂર્વે પણ શ્રી કાલકાચાર્ય મહારાજને આવો જ પ્રસગ થયો હતો.

મથુરાથી વિહાર કરી શ્રી આર્યરક્ષિતજી મહારાજ અન્ય સ્થળે પધાર્યા. ત્યા મથુરામા એક અક્રિયાવાદી નાસ્તિકવાદી આવ્યો. વાદ કરવા માટે ગોષ્ઠામાહિલ ત્યા આવ્યા ને વાદમા તેને હરાવ્યો. શ્રાવકોએ અત્યન્ત આગ્રહથી તેમને ત્યા ચોમાસુ કરાવ્યુ

શ્રી આર્યરક્ષિતજી મહારાજે પોતાનો અન્તિમ સમય જાણી શિષ્યસમુદાય ભેગો કર્યો. શિષ્યોના મનમાં હતું કે આચાર્ય મહારાજ પોતાની પાટે ફલ્ગુરક્ષિતને કે ગોષ્ઠામાહિલને સ્થાપન કરશે, કારણ કે તે બન્ને સમ્બન્ધિ[૧] અને યોગ્ય વિદ્વાન હતા પરન્તુ આચાર્ય મહારાજે કહ્યું કે જેમ ત્રણ ઘડામાંથી એકમા વાલ ભર્યા છે, બીજામા તેલ ભર્યું છે અને ત્રીજામા ઘી ભર્યું છે, તે ત્રણેને ઊંધાવાળી બીજામા ઢાલવીએ તો વાલ બધા નિકળી જાય, તેલ થોડુ ઘણુ નીતરવા જેટલું રહી જાય, અને ઘી ઘણું જ રહી જાય, તેમ હુ દુર્બલિકાપુષ્યમિત્રને ભણાવવામા વાલઘટની જેવો થયો છું. મારુ સર્વ જ્ઞાન મે તેને આપી દીધું છે. ફલ્ગુમિત્રને માટે તેલના ઘડા તુલ્ય છુ ને ગોષ્ઠામાહિલને માટે ઘીના ઘડા જેવો છું. મારી પાટ ઉપર હુ દુર્બલિકાપુષ્યમિત્રને સ્થાપન કરુ છું. તમે સર્વ મારા પ્રત્યે જેવો વિનય દાખવતા તેવો જ, તેથી પણ અધિક–વિનય તેમના પ્રત્યે દાખવજો. દુર્બલિકાપુષ્યમિત્રને પણ ગચ્છ અને સઘને સાચવવાની ને તેમનો પ્રેમ પ્રાપ્ત કરવાની સૂચનાઓ આપી તેઓ સ્વર્ગે સિધાવ્યા. દુર્બલિકાપુષ્યમિત્રે પણ સમુદાયને વશ કર્યો અને તેમનુ સ્થાન ખૂબ દીપાવ્યું. ગચ્છે પણ ખૂબ વિનય કર્યો

શ્રી ગોષ્ઠામાહિલની આકાક્ષા હતી, કે હુ પાટે આવીશ, પણ તે અપૂર્ણ જ રહી, તેથી તે આકાક્ષાનું સ્થાન ઇર્ષ્યાએ અને વિદ્વેષે લીધુ ચોમાસુ પૂર્ણ થયે તેઓ દુર્બલિકાપુષ્યમિત્ર પાસે આવ્યા તેઓશ્રીએ ઉચિતતા ખૂબ સાચવીસ પણ આ અતડા જ રહ્યા અને છિદ્ર જોવા લાગ્યા અને છેવટ નિહ્નવ તરીકે બહાર થયા. તેમની નિહ્નવતાના બીજકો હવે પછી તપાસીશુ.

(ચાલુ)

૧. ફલ્ગુમિત્ર તેઓશ્રીના ભાઇ થાય અને ગોષ્ઠામાહિલ મામા થાય.

# દર્શનોની ગણના અને ઘટના

લેખક—**શ્રીયુત પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.**

'દર્શન' એ અનેકાર્થી શબ્દ છે. એના (૧) અવલોકન યાને જોવાની ક્રિયા, (૨) ભક્તિભાવથી જોવાની ક્રિયા, (૩) દેખાવ, (૪) નેત્ર, (૫) દર્પણ, (૬) શાસ્ત્ર, (૭) શ્રદ્ધા અને (૮) સામાન્ય જ્ઞાન—એમ આઠ અર્થો પ્રચલિત છે. આ પૈકી છેલ્લા બે અર્થ જૈન મંતવ્ય સાથે સબંધ ધરાવે છે. બાકીના ૭ અર્થ જૈનોને તેમજ અજૈનોને પણ સંમત છે. એ પૈકી 'શાસ્ત્ર' એ અર્થ અહીં પ્રસ્તુત છે. એને માટે અંગ્રેજીમાં system of philosophy (સિસ્ટમ ઑફ ફિલોસોફી) એવો પ્રયોગ કરાય છે. એનો અર્થ 'દાર્શનિક પદ્ધતિ' એમ કરાય છે.[1] આવી દાર્શનિક પદ્ધતિની વિવિધ રીતે ગણના થઈ શકે, કેમકે એ હકીકત એ ગણના કરનારના દૃષ્ટિકોણ ઉપર આધાર રાખે છે; તેમ છતાં આજે દોઢેક હજાર વર્ષ થયા તો દર્શનો[2] ૭ ગણાવતાં જોવાય છે.

**ઠાણ** નામના ત્રીજા અંગમા 'દસણ' (સં. દર્શન) શબ્દ વપરાયેલો છે. એનો અર્થ 'શાસ્ત્રવિશેષ' એટલે કે 'એક જાતનુ શાસ્ત્ર' એમ છે. **પચાસગ**માં પણ આ અર્થમાં 'દંસણ' શબ્દ નજરે પડે છે, અને એના રચનાર **યાકિની** મહત્તરાના ધર્મસૂનુ તરીકે સુપ્રસિદ્ધ જૈનાચાર્ય **હરિભદ્ર**સૂરિ છે. એમનો જીવનકાળ લગભગ વિ. સં. ૭૫૭ થી વિ. સં. ૮૨૭ નો છે એમ ઘણાખરા વિદ્વાનો માને છે. **આનંદસાગર**સૂરિજી આથી વિરુદ્ધ મત ધરાવે છે. એઓ તો એમનુ સ્વર્ગગમન વિ. સ. ૫૮૫ મા થયેલુ માને છે.

આ સુપ્રસિદ્ધ **હરિભદ્ર**સૂરિએ **ષડ્દર્શનસમુચ્ચય**[3] રચેલ છે. એના નિમ્નલિખિત પદ્યમાં એમણે (૧) બૌદ્ધ, (૨) નૈયામિક, (૩) સાંખ્ય, (૪) જૈન, (૫) વૈશેષિક અને (૬) જૈમિનીય એમ ૭ દર્શનો ગણાવ્યા છે

**"बौद्धं नैयायिकं साङ्ख्यं जैनं वैशेषिकं तथा ।**
**जैमिनीयं च नामानि दर्शनानाममून्यहो ॥३॥"**

---

૧ આ અર્થ **બૃહદારણ્યક** ઉપનિષદ્ (૨–૪–૫)મા નીચેની પંક્તિમા જે 'દર્શન' શબ્દ જોવાય છે તેને આભારી હશે એમ **ઉમેશ મિશ્રે** "Synthetic Gradation in Indian Thought" નામના લેખમા સૂચવ્યું છે

"आत्मा वाऽरे द्रष्टव्य ..आत्मानो वाऽरे दर्शनेन...विज्ञानेनेद सर्व विदितम् ।"

આ લેખ Allahadad University studies (vol. I)મા ઈ. સ. ૧૯૨૫મા છપાયો છે.

૨ **મોગ્ગલ્લાન** થેર દ્વારા રચાયેલ **અભિધાનપ્પદીપિકા** (પૃ. ૨૬)મા આ 'દર્શન'ના અર્થમા દસ્સન, દિટ્ઠિ, લદ્ધિ, સિદ્ધત અને સમય એમ પાચ શબ્દો વપરાયેલા છે. એ પૈકી દૃષ્ટિ, સિદ્ધાન્ત અને સમય એ ત્રણ સંસ્કૃત રૂપાન્તરો જાણીતા છે. જૈન શાસ્ત્રોમાં પણ 'સમય' શબ્દ વપરાયેલો છે, અને જૈન આચાર્યો સ્વસમય અને પરસમયના જ્ઞાતા હોય એમ પ્રતિપાદન કરાયેલું છે.

૩ આનાં ઉપર 'રુદ્રપલ્લીય' ગચ્છના **સંઘતિલક**સૂરિના શિષ્ય **વિદ્યાતિલકે** ઉર્ફે **સોમતિલક**સૂરિએ વિ. સ. ૧૩૯૨મા ટીકા રચી છે અને તે હજી સુધી અપ્રસિદ્ધ દશામાં જ હોય એમ જણાય છે. આ ઉપરાંત બીજી ત્રણેક ટીકાઓ છે. તેમા ૪૨૫૨ શ્લોક જેવડી અને **તર્કરહસ્યદીપિકા**ના નામથી જાણીતી ટીકા **સોમસુન્દર**સૂરિના ગુરુભાઈ અને વિ. સ. ૧૪૬૬માં **ક્રિયારત્નસમુચ્ચય** રચનારા **ગુણરત્ન**સૂરિની કૃતિ છે અને તે બે સ્થળેથી પ્રસિદ્ધ થયેલી છે. આ ટીકા કરતા નાની ટીકા **મણિભદ્ર**સૂરિએ રચેલી છે અને તે કાશીથી ચૌખંબા ગ્રંથમાળામા પ્રસિદ્ધ થયેલી છે. **જૈન ગ્રન્થાવલી**મા જે ૧૨૫૨ શ્લોકપ્રમાણક ટીકાનો ઉલ્લેખ છે તે શુ આ જ છે? કર્તાના નામ વિનાની એક બીજી છ પત્રની ટીકાનો પણ આ **જૈન ગ્રન્થાવલી**મા ઉલ્લેખ છે, એ અપ્રસિદ્ધ છે.

આની પહેલાના પદ્યમાં એમણે કહ્યું છે કે મૂળ ભેદની અપેક્ષાએ દર્શનો ૭ જ છે. અને એ દેવના અને તત્ત્વના ભેદ અનુસાર બુદ્ધિશાળીઓએ જાણવાં.

**સિદ્ધર્ષિએ** વિક્રમ સંવત્ ૯૬૨ માં રચેલી **ઉપમિતિભવપ્રપંચા કથા** (પ્રસ્તાવ ૪, પત્ર ૪૩૨) માં ૭ નગરની ઉપમા દ્વારા (૧) નૈયાયિક, (૨) વૈશેષિક, (૩) સાંખ્ય, (૪) બૌદ્ધ, (૫) મીમાંસક અને (૬) લોકાયતનો ઉલ્લેખ કર્યો છે. વિશેષમાં દર્શન તરીકેની ગણના સૂચવતાં એમણે અહીં કહ્યું છે કે મીમાંસક સિવાયનાં પાંચ દર્શનો છે, કેમકે આ મીમાંસક નગર અર્વાચીન છે અને એથી લોકો દર્શનની સંખ્યા ગણાવતાં એનો નિર્દેશ કરતા નથી, અને વિશેષમાં છઠ્ઠા દર્શન તરીકે જૈનનો તેઓ લોકરૂઢિથી ઉલ્લેખ કરે છે, જો કે એ બીજાં દર્શનો કરતા ઘણી બાબતમાં ચઢિયાતું છે.

આ ઉપરથી એ વાત ફલિત થાય છે કે **સિદ્ધર્ષિના** મત મુજબ નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય, બૌદ્ધ, લોકાયત અને જૈન એમ ૭ દર્શનો છે.

આ બધાંનું સંક્ષિપ્ત સ્વરૂપ ૪૩૩–૪૩૭ પત્રમાં અપાયેલું છે. વિશેષમાં ૪૩૬મા પત્રમાં વૈભાષિક, સૌત્રાન્તિક, યોગાચાર અને માધ્યમિક એ ચાર બૌદ્ધ શાખાઓનું ટૂંકમા નિરૂપણ કરાયેલું છે.

વિ. સં. ૧૨૬૫ની આસપાસમાં થઈ ગએલા અને 'વાયડ' ગચ્છના સુપ્રસિદ્ધ જૈનાચાર્ય **જિનદત્તસૂરિએ વિવેકવિલાસ** રચ્યો છે, એના નિમ્નલિખિત પદ્યમાં એમણે **હરિભદ્રસૂરિ** કરતાં જુદી રીતે ૭ દર્શનો ગણાવ્યાં છેઃ

"**जैनं मैमांसकं बौद्धं साङ्ख्यं शैवं च नास्तिकम् ।**
**स्वस्वतर्कविभेदेन जानीयाद् दर्शनानि षट् ॥**"

અર્થાત્ જૈન, મીમાંસક (જૈમિનીય), બૌદ્ધ, સાંખ્ય, શૈવ અને નાસ્તિક એમ ૭ દર્શનો પોતપોતાના તર્કના ભેદ વડે જાણવાં.

વિ. સં. ૧૪૦૫મા **પ્રબંધકોશ** યાને **ચતુર્વિંશતિપ્રબન્ધ** રચનારાથી અભિન્ન મનાતા મલધારી **રાજશેખરસૂરિએ ષડ્દર્શનસમુચ્ચયમાં** નીચે મુજબના પદ્ય દ્વારા જૈન, સાંખ્ય જૈમિનીય, યૌગ (શૈવ), વૈશેષિક અને સૌગત (બૌદ્ધ) એમ ૭ દર્શનો ગણાવ્યાં છેઃ

"**जैनं साङ्ख्यं जैमिनीयं यौगं वैशेषिकं तथा ।**
**सौगतं दर्शनान्येव नास्तिकं तु न दर्शनम् ॥**"

નાસ્તિક દર્શન એ દર્શન નથી એમ જે આ પદ્યના ચોથા ચરણમા કહ્યુ છે તે શુ ઉપર્યુક્ત **વિવેકવિલાસ**ગત ઉલ્લેખના ખંડનરૂપે છે કે પરલોકને જે માને તે આસ્તિક ને આસ્તિકોની જ દૃષ્ટિ તે 'દર્શન' એમ કહેવું યુક્તિસંગત છે એમ માનીને તેમણે આમ કર્યું છે?

'અંચલ' ગચ્છના **મહેન્દ્રપ્રભસૂરિ**ના શિષ્ય અને વિ. સં. ૧૪૪૪ માં **કાતન્ત્ર** વ્યાકરણ ઉપર સંસ્કૃતમાં **બાલાવબોધ** રચનારા **મેરુતુંગસૂરિએ ષડ્દર્શનનિર્ણય** નામનો ગ્રંથ બનાવ્યો છે. એમાં બૌદ્ધ, મીમાંસક, સાંખ્ય, નૈયાયિક, વૈશેષિક અને જૈન એ ૭ દર્શનો વિષે ઊહાપોહ છે. આ ગ્રંથ કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થયો હોય એમ જાણવામાં નથી. જો એમ હોય તો એ સત્વર પ્રકાશિત કરવા જૈનોની સુપ્રસિદ્ધ સંસ્થાઓને હું વિનવું છુ.

વિ સં. ૧૭૭૨ માં 'સૂરિ' પદવી પામેલા **ભાવપ્રભસૂરિએ જૈનધર્મવરસ્તોત્ર** (શ્લો. ૩૦) ની સ્વોપજ્ઞ વ્યાખ્યામા ૭ દર્શનોનો ઉલ્લેખ કર્યો છે. ત્યાં એમણે જૈન સ્યાદ્વાદી આર્હત, બૌદ્ધ શૂન્યવાદી સૌગત, શૈવશાસન નૈયાયિક અક્ષપાદ યૌગ, સાંખ્ય

કપિલ, વૈશેષિક કણાદ ઔલૂક્ય અને જૈમિનીય ભાટ્ટદર્શન એમ છ દર્શનોનો નિર્દેશ કર્યો છે. વિશેષમાં એમણે એ ઉમેર્યું છે કે કેટલાક વૈશેષિકને અને નૈયાયિકને અભિન્ન માને છે એટલે એ દૃષ્ટિએ વિચારતાં પાંચ આસ્તિકવાદી છે અને છઠ્ઠો નાસ્તિક મત છે. બાર્હસ્પત્ય, નાસ્તિક, ચાર્વાક અને લોકાયતિક એ સમાનાર્થક છે.

ઉપાધ્યાય **શુભતિલકે ગાયત્રીનું** સમસ્ત દર્શનોના મંતવ્ય મુજબ વિવરણ રચ્યું છે. એમાં આર્હત, નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય ( કાપિલ ), વૈષ્ણવ, બૌદ્ધ અને જૈમિનીય (ભાટ્ટ) એમ સાતનો ઉલ્લેખ જોવાય છે.

**વિક્રમ**ની અઢારમી શતાબ્દીમાં વિદ્યમાન અને 'લાભાનંદ' એ અપર નામવાળા **આનંદઘનજીએ નમિનાથ**ના સ્તવનની પહેલી પંક્તિમાં ૭ દર્શનોનો નિર્દેશ કર્યો છે અને એની પછીની પંક્તિઓમાં ૭ દર્શનો એ જિન-અંગ કેવી રીતે ગણી શકાય તે સૂચવ્યું છે. પ્રસ્તુત પંક્તિઓ નીચે મુજબ છે:

"ષટ દરિસણ જિનઅંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધે રે;
નમિ જિનવરના ચરણઉપાસક, ષટ્ દરિસણ આરાધેરે. ષટ્૦ ૧
જિન સુર પાદપ પાય વખાણું, **સાંખ્ય જોગ** દોય ભેદે રે;
આતમસત્તા વિવરણ કરતાં, લહો દુગ અંગ અખેદે રે. ષટ્૦ ૨
ભેદ અભેદ **સૌગત મીમાંસક**, જિનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજીએ, ગુરુગમથી અવધારી રે. ષટ્૦ ૩
**લોકાયતિક** કુખ જિનવરની, અંશ વિચારી જો કીજે રે;
તત્ત્વવિચાર સુધારસ ધારા, ગુરુગમ વિણ કેમ પીજે રે. ષટ્૦ ૪"

આમાં સાંખ્ય, યોગ, સૌગત, મીમાંસક અને લોકાયતિક એ પાંચ દર્શનોનો નિર્દેશ છે, અને એમાંનાં પહેલાં બેનો જિનેશ્વરનાં બે ચરણ તરીકે, બીજાં બેનો એમના બે હાથ તરીકે અને છેલ્લાનો એમની કુક્ષિ તરીકે ઉલ્લેખ છે.

આ તો દર્શનોની નિયત સંખ્યા દર્શાવનારા ઉલ્લેખો થયા. હવે દર્શનોની ઝાંખી કરાવનાર ઉલ્લેખો વિચારીશું.

સામાન્ય રીતે **વિક્રમ**ની પાંચમી શતાબ્દીમાં થઈ ગયેલા મનાતા સુપ્રસિદ્ધ દિગંબરાચાર્ય **સમન્તભદ્ર**ના સમકાલીન-બલ્કે પૂર્વકાલીન જણાતા **સિદ્ધસેન દિવાકર**ની કેટલીક **દ્વાત્રિંશિકા**ઓમાં-બત્રીસીમાં અમુક અમુક દર્શનોનાં મંતવ્યો જણાય છે. જેમકે નવમી **વેદવાદ** નામની બત્રીસીમાં ઉપનિષદ્નું બ્રહ્મતત્ત્વ આલેખાયું છે અને તેમ કરતી વેળા શ્વેતાશ્વતર ઉપનિષદ્નો આધાર લેવાયો હોય એમ જણાય છે. વળી એમાં બ્રહ્મવર્ણનને લગતી ઋગ્વેદની ઋચાઓ પણ સંકળાયેલી જોવાય છે.

બારમી, તેરમી અને ચૌદમી બત્રીસીમાં ન્યાય, સાંખ્ય અને વૈશેષિક દર્શનોનું અનુક્રમે નિરૂપણ છે. પંદરમી બત્રીસીમાં બૌદ્ધ દર્શનની શૂન્યવાદ વગેરે શાખાઓનું વર્ણન છે. સોળમી બત્રીસીનો વિષય નિયતિવાદ હોય એમ જણાય છે. સત્તરમીથી વીસમી સુધીની ચાર બત્રીસીઓમાં જૈનદર્શનનું સ્વરૂપ આલેખાયેલું છે. દશમી બત્રીસીમાં યોગની વિવિધ પ્રક્રિયાનું દર્શન થાય છે.

એક માન્યતા પ્રમાણે **વિક્રમની પહેલી શતાબ્દીમાં** થઈ ગયેલા અને બીજી માન્યતા પ્રમાણે એની ત્રીજી-ચોથી શતાબ્દીમાં થઈ ગયેલા વાચકવર્ય **ઉમાસ્વાતિએ તત્ત્વાર્થા**-

નિગમસૂત્ર ઉપર ભાષ્ય રચ્યું છે. એ ભાષ્ય વિક્રમની પાંચમી-છઠ્ઠી સદીમાં થઈ ગયેલા **પૂજ્યપાદ** યાને **દેવનન્દી** દ્વારા રચાયેલ **સર્વાર્થસિદ્ધિ** કરતા તો પ્રાચીન છે જ. એ ભાષ્યમાં વૈશેષિક, ન્યાય, યોગ અને બૌદ્ધ દર્શનોના મંતવ્યો નજરે પડે છે. વિશેષમાં એમાં 'દર્શન'ના અર્થમાં 'તન્ત્ર' શબ્દ વપરાયેલો છે.

**ઠાણ** (સૂ. ૬૦૭)મા એકવાદી, અનેકવાદી, મિતવાદી, નિમિત્તવાદી, સાતવાદી, સમુચ્છેદવાદી, નિત્યવાદી અને ન-સન્તિ-પરલોકવાદી એમ જે આઠ પ્રકારના વાદીઓનો ઉલ્લેખ છે એ ઉપરથી આપણને એ સમયની વિવિધ માન્યતાઓની-દાર્શનિક કલ્પનાઓની ઝાંખી થાય છે.

**સૂયગડ** નામના બીજા અંગ (૧-૧૨-૧)મા અજ્ઞાનવાદ, વિનયવાદ, અક્રિયાવાદ અને ક્રિયાવાદ એમ ચાર જાતના અજૈન મતોનો નિર્દેશ છે. આ પ્રત્યેકના અનુક્રમે ૬૭, ૩૨, ૮૪ અને ૧૮૦ એમ જે પ્રકારો આની નિજ્જુત્તિની ૧૧૯મી ગાથામા ગણાવાયા છે તે લક્ષમાં લેતાં દાર્શનિક શાખાઓની સંખ્યા ૩૬૩ની થાય છે. આ દરેક શાખાને જૈનો પાખંડીઓનાં મંતવ્ય તરીકે ઓળખાવે છે.

**ઓવવાઇય** નામના ઉવંગમા તેમજ અન્ય આગમોમાં અનેક[1] સંપ્રદાયોનો ઉલ્લેખ છે. એની નોંધ **અમૂલ્યચન્દ્રસેને** પોતાના એક લેખમાં લીધી છે.

બૌદ્ધ સાહિત્યમાં **દીર્ઘનિકાય**ના 'સામઞ્ઞ ફલસુત્ત'માં (૧) પૂરણ કસ્સપ, (૨) મક્ખલિ[2] ગોસાલ, (૩) અજિતકેસકંબલ, (૫) પકુધ કચ્ચાયણ, (૫) બેલટ્ઠિપુત્ત સંજય અને (૬) નિગંઠ નાતપુત્ત એમ જે ૭ તીર્થિકોનો ઉલ્લેખ છે એ દરેકના મંતવ્યને 'દર્શન' ગણીએ તો દર્શનોની સંખ્યા બૌદ્ધ મતે સાતની દર્શાવી શકાય.

**સુત્તનિપાત**ના 'સભિયસુત્ત' (શ્લો. ૨૯), **દીઘનિકાય**ગત 'બ્રહ્મજાલસુત્ત' વગેરેમા ૬૩ દૃષ્ટિઓનો-દર્શનોનો ઉલ્લેખ છે. એમાં બૌદ્ધ દર્શન પણ આવી જાય છે.

વૈદિક સાહિત્ય તરફ નજર કરીશું તો જણાશે કે ઉપનિષદોમા તત્ત્વજ્ઞાનનું જે ચિન્તન છે તેને અનુલક્ષીને વખત જતાં દાર્શનિક સિદ્ધાન્તોનું વિશિષ્ટ સ્વરૂપ ઘડાયુ છે. એનો એક નમૂનો તે ઇસિવી સનની બીજી સદીમાં થઈ ગયેલા મનાતા **બાદરાયણે** રચેલું **બ્રહ્મસૂત્ર** છે. એમાં દાર્શનિકોનુ વર્ગીકરણ છે અને એ જગતના કારણ વિષેનાં તેમનાં વિવિધ મંતવ્યોને અવલંબીને કરાયેલું છે. આ **બ્રહ્મસૂત્ર** ઉપરથી (૧) અનાત્મવાદી ચાર્વાક યાને લોકાયતિક, (૨) જગતના કારણ તરીકે અપૂર્વ (કર્મ)ને માનનાર જૈમિનીય, (૩-૪) કેવળ પ્રકૃતિ-કારણવાદી અને આત્મા સચેતન હોવા છતાં એ અકર્તૃક છે એમ માનનાર સાંખ્ય અને યોગ, (૫) અર્ધવૈનાશિક આત્મવાદી વૈશેષિક, (૬) પૂર્ણવૈનાશિક બૌદ્ધ, (૭) અનેકાન્તવાદી આર્હત, (૮) પરમેશ્વરને કેવળ જગતનું નિમિત્ત કારણ માનનાર પાશુપત, (૯) પ્રકૃતિકારણ ઇશ્વરવાદી ભાગવત, (૧૦) કેવળ પરમેશ્વર જ સર્વ ભૂતનો સત્ય આત્મા છે અને એ આ જગતનું નિમિત્ત કારણ તેમજ ઉપાદાન કારણ પણ છે એમ માનનાર વેદાન્ત એમ દસ દર્શનો એ સમયે પૂર બહારમાં હતાં એમ જાણી શકાય

---

[1] કૃપાવિજયના શિષ્ય અને વિ. સ. ૧૭૪૭માં **માતૃકાપ્રસાદ**ના રચનારા **મેઘવિજયે** **ભક્તામરસ્તોત્ર** (શ્લો. ૨૪-૨૫)ની વૃત્તિમાં કેટલાક સંપ્રદાયના નામ આપ્યાં છે.

[2] શ્વેતાંબર સાહિત્યમાં તેમજ બૌદ્ધ સાહિત્યમાં આને વિષે ઉલ્લેખ છે, જ્યારે દિગંબર સાહિત્યમા એ વિષે કશી જ નોંધ નથી.

છે;[1] પરંતુ દર્શનોની કોઈ નિયત સંખ્યા રૂઢ થયેલી જોવાતી નથી.

આઠમા સૈકામાં થઈ ગયેલા ગણાતા **શંકરાચાર્યે સર્વસિદ્ધાન્તસંગ્રહ** નામનો ગ્રન્થ રચ્યો છે એમ કેટલાક માને છે. એ ગ્રન્થ ઉપરથી લોકાયતિક, આર્હત, ચાર પેટામતથી યુક્ત બૌદ્ધ, વૈશેષિક, ન્યાય, પૂર્વમીમાંસા (પ્રાભાકર અને ભટ્ટ), સાંખ્ય, પાતંજલ, વેદવ્યાસ અને વેદાન્ત એ દર્શનો એ સમયે અગ્ર સ્થાન ભોગવતાં હતા એમ જણાય છે.

ઈ. સ.ના નવમા અને અગ્યારમા સૈકાના ગાળામાં થઈ ગયેલા અને 'જરન્નૈયાયિક'[2] તરીકે સુપ્રસિદ્ધ **જયન્ત ભટ્ટે** ષટ્તર્કીનો અર્થાત્ છ દર્શનોનો નિર્દેશ કર્યો છે.[3] એ છ દર્શનો તે સાંખ્ય, આર્હત, બૌદ્ધ, ચાર્વાક, વૈશેષિક અને ન્યાય છે.

**અનેકાન્તજયપતાકા**ના અંતમાં કોઈ **પદ્મદેવ** નામના મુનિએ રચેલાં પાંચ પદ્યો નજરે પડે છે. એના ચોથા પદ્યમાં ત્રણ પ્રકારના તર્કોનો ઉલ્લેખ છે. શું અહીં 'તર્ક' શબ્દનો અર્થ 'દર્શન' કરવાનો છે? આ પદ્યમાં સુગતમત, સાંખ્ય અને ભટ્ટનો નિર્દેશ છે. એવી રીતે પહેલા પદ્યમાં બૌદ્ધ, ચાર્વાક અને તર્કજ્ઞનો ઉલ્લેખ છે.

રાજા **બલ્લાલ સેન** (આશરે ઈ. સ. ૧૧૫૮–૧૧૭૦) દ્વારા બંગાળમાં દાખલ થયેલા ગણાતા **હયશીર્ષ પાંચરાત્ર**માં ગૌતમ, કણાદ, કપિલ, પતંજલિ, વ્યાસ અને **જૈમિનિ** એ છનો ઉલ્લેખ છે. એને લગતું પદ્ય નીચે પ્રમાણે છે :

"**गौतमस्य कणादस्य कपिलस्य पतञ्जले**: ।
**व्यासस्य जैमिनेश्चापि दर्शनानि षडेव हि** ॥"

ત્રિવેન્દ્રમ સંસ્કૃત ગ્રંથમાળામાં ઈ. સ. ૧૯૧૮માં પ્રસિદ્ધ થયેલ **સર્વમતસંગ્રહ** (પૃ. ૧૪–૧૫)માં વિચારશાસ્ત્રોના વૈદિક અને અવૈદિક એમ બે ભેદ પડાયા છે. વળી તેમાં વૈદિકના મીમાંસા સાંખ્ય અને તર્ક એમ ત્રણ પેટાભેદ અને અવૈદિકના બૌદ્ધ, આર્હત અને તર્ક એમ ત્રણ પેટાભેદ ગણાવાયા છે. આમાંના પહેલા ત્રણ દર્શનોને વૈદિક કહ્યા છે. તેનું કારણ એ છે કે એ ત્રણેનું મૂળ વેદ છે, જ્યારે બાકીના ત્રણને અવૈદિક કહ્યા છે, કેમકે એ **બુદ્ધ, ક્ષપણકે** અને **બૃહસ્પતિ**એ રચેલાં છે અને વેદાભાસ એ એનું મૂળ છે. આ પ્રમાણે એમાં સૂચવાયું છે.

ચૌદમા સૈકામાં થઈ ગયેલા મનાતા **મલ્લિનાથે વિદ્યાધરકૃત પ્રતાપરુદ્ર યશોભૂષણની** ટીકામાં પાણિનિ, જૈમિનિ, વ્યાસ, કપિલ, અક્ષપાદ અને કણાદનો નિર્દેશ કર્યો છે.

તેરમા સૈકાના **માધવાચાર્યે સર્વદર્શનસંગ્રહ** રચ્યો છે. એ ઉપરથી નીચે મુજબનાં દર્શનો એ સમયે હોવાનું પ્રતીત થાય છે.—

ચાર્વાક, બૌદ્ધ, આર્હત, રામાનુજ, પૂર્ણપ્રજ્ઞ, નકુલીશ, પાશુપત, શૈવ, પ્રત્યભિજ્ઞા, રસેશ્વર, ઔલૂક્ય, અક્ષપાદ, જૈમિનિ, પાણિનિ, સાંખ્ય, પાતંજલ અને શાંકર.

**હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ** એ ગ્રન્થના પૂર્વાર્ધની પ્રસ્તાવના (પૃ. ૧૩–૧૪)માં આ પંદર દર્શનોની નોંધ છે. સાથે સાથે એમાં પહેલા ત્રણને નિરીશ્વરવાદી, ચોથાને અને પાંચમાને વૈષ્ણવ મત, છઠ્ઠાથી અગ્યારમાને શૈવ મત અથવા સેશ્વરવાદી, બારમાને શબ્દ-

---

૧ જુઓ સ્વ. **નર્મદાશંકર દેવશંકર મહેતાકૃત હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ** (પૂર્વાર્ધ, પ્રસ્તાવના, પૃ. ૧૩–૧૫).

૨ જુઓ **ઉપાધ્યાય ગંગેશકૃત ન્યાયચિન્તામણિ** (ઉપમાનખંડ, પૃ. ૧૧).

૩ જુઓ **ન્યાયમંજરી**.

બ્રહ્મવાદી, તેરમાને અને ચૌદમાને અનુક્રમે નિરીશ્વર અને સેશ્વર અને પંદરમાને બ્રહ્માદ્વૈતવાદી તરીકે નિર્દેશેલ છે.

મહામહોપાધ્યાય **ભીમાચાર્યે ન્યાયકોશ** (પૃ. ૩૧૭–૩૧૮)માં નીચે મુજબ ૭ મુખ્ય આસ્તિક યાને વૈદિક ધર્મચુસ્ત દાર્શનિક શ્રેણિઓ ગણાવી છે:—

(૧) સાંખ્ય, (૨) પાતંજલ, (૩) પૂર્વ મીમાંસા, (૪) ઉત્તર મીમાંસા, (૫) તર્ક અને (૬) ન્યાય.[1]

અહીં તર્કથી એઓ વૈશેષિક કહેવા માંગે છે. આગળ જતાં પૃ. ૩૭૧–૩૭૨માં એઓ ચાર્વાક, માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક, અને વૈભાષિક એમ બૌદ્ધની ચાર શાખાઓ અને દિગંબર એમ છનો નાસ્તિક દર્શનો તરીકે ઉલ્લેખ કરે છે. વિશેષમાં 'યોગાચાર' શીર્ષક હેઠળ માયાવાદ વેદાન્તનો નિર્દેશ **વાચસ્પત્ય કોશ**માં કરાયેલો છે એમ એઓ ઉમેરે છે.

**મધુસૂદન સરસ્વતી** એમની કૃતિ નામે **પ્રસ્થાનભેદ**માં અનેક દાર્શનિક શ્રેણિઓનો નિર્દેશ કરે છે.

**મહાદેવ મોરેશ્વર કુન્તેએ** સંસ્કૃત, મરાઠી અને અંગ્રેજીમાં **ષડ્દર્શનચિન્તનિકા** રચી છે અને તે પૂનાથી ઈ. સ. ૧૮૭૭–૮૨માં પ્રસિદ્ધ થયેલી છે એમ **લૌકિક ન્યાયાંજલિ** (ભાગ ૧, પૃ. ૯) ઉપરથી જણાય છે, પણ આ પુસ્તક મારા જોવામાં આવ્યું નથી એટલે એમાં ક્યાં ૭ દર્શનોનો નિર્દેશ છે તેની નોંધ લેવી બાકી રહે છે.

લગભગ ઈ. સ. ૧૬૧૫ થી લગભગ ઈ. સ. ૧૬૭૫ સુધી વિદ્યમાન અને અમદાવાદના સોની વેદાન્તી **અખાએ** પોતાની **અખેગીતા**ના ૨૯મા કડવામાં ૭ દર્શનોનો તેમજ ૭ ઉપદર્શનોનો નિર્દેશ કર્યો છે. પ્રસ્તુત પંક્તિઓ નીચે મુજબ છે:

> "ન્યાય પાતંજલ મીમાંસા, વૈશેષિક સાંખ્ય વેદાન્ત;
> દરશન ઉપદરશન ભેદ કીધા, તે જાણજો તમે સંત.
> શૈવ સાંખ્ય મીમાંસક, ચાર્વાક બૌદ્ધ જે જૈન;
> એ ઉપદરશન ભેદને જાણો, શરીરસંબંધી ચિહ્ન.—૨–૩"

આ ઉપરથી જોઈ શકાશે કે દર્શનોની સંખ્યા છની દર્શાવનારા અનેક છે, અને એ સૌમાં **હરિભદ્રસૂરિ** પ્રથમ છે એમ ઉપલબ્ધ સાહિત્ય જોતાં જણાય છે. એમની એક કૃતિ તરીકે કેટલાક **ષડ્દર્શની** ગણાવે છે, પણ એ શું **ષડ્દર્શનસમુચ્ચય**થી ભિન્ન છે?

દર્શન, તર્ક, તંત્ર, તીર્થ, સંપ્રદાય, પંથ એ એક રીતે સમાનાર્થક છે. સત્યના દર્શનની આંશિક ઝાંખી કરાવનાર દૃષ્ટિકોણ તે 'દર્શન' નામને લાયક છે. એટલે જુદાં જુદાં દર્શનો વડે સત્યની ભિન્ન ભિન્ન બાજુઓનું ભાન થાય છે. આથી જ્યાં સુધી કોઈ પણ દર્શન પોતાની મર્યાદામાં રહે ત્યાં સુધી તે સત્યના શોધકને એની સાધનામાં સહાયક

---

૧ આના સમર્થનાર્થે એમણે નીચે મુજબનું અવતરણ આપ્યું છે:

"द्वौ यौगौ द्वे च मीमांसे द्वौ तर्काविति षट् क्रमाः ।"

જેમ અહીં બે તર્કનો ઉલ્લેખ છે તેમ [illegible]મુનિએ ત્રણ તર્કનો નિર્દેશ કર્યો છે. એ આખો આગમ વિચારી જવા જોઈએ, પણ પ્રશ્ન એ ઉદ્ભવે છે કે શું આ ત્રણ તર્કોમાં અહીં ગણાવેલા બે તર્કોનો સમાવેશ થાય છે?

છે; પણ જ્યારે એ દર્શન બીજાં દર્શનોનો અનુચિત અનાદર કરવામાં પ્રવૃત્ત થાય ત્યારે એ દર્શન દર્શનાભાસ બને છે અને એનો અનુયાયી 'ધર્માન્ધ' ગણાય છે.

દુઃખનો આત્યન્તિક વિનાશ અને સાચા સુખની શાશ્વત પ્રાપ્તિ એ દરેક જણને ઇષ્ટ છે. એ મેળવવામાં દર્શનો સાધનરૂપ છે. એ દર્શનો તો જાણે એક જ પર્વતમાંથી નીકળતી નદીનાં ખાડા, ટેકરા, ખીણ વગેરેમાં થઈને વહેતાં જાતજાતનાં ઝરણાં છે, જે આગળ ઉપર એકત્રિત થઈ એક જ મહાસાગરમાં મળે છે. આ ઝરણાંનાં નામ ઘાટ અને માપ ભિન્ન ભિન્ન હોય એ સ્વાભાવિક છે. બીજી રીતે વિચારીએ તો પર્વતના ઉચ્ચતમ શિખરે પહોંચવા માટે જુદા જુદા માર્ગો ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણસો પસંદ કરે, એ પ્રમાણે મોક્ષે જવા માટે જે ભિન્ન ભિન્ન માર્ગોનો આશ્રય લેવાય તે દર્શનો છે.

આ ઉપરથી જણાશે કે દરેક માર્ગની—દરેક દર્શનની સાર્થકતા છે, જો કે એ સાર્થકતાની માત્રામા ભિન્નતા છે.

**ઉમેશમિશ્ર** ચાવાકની દૃષ્ટિને સૌથી સ્થૂળ ગણે છે. એના કરતાં ન્યાય-વૈશેષિકની દૃષ્ટિ એમના મતે સૂક્ષ્મ છે. વળી એના કરતાં સાંખ્યની દૃષ્ટિ વિશેષ સૂક્ષ્મ છે અને વેદાન્તની દૃષ્ટિ તો એથી પણ સૂક્ષ્મ છે. વિશેષમાં એઓ વૈભાષિક, સૌત્રાન્તિક, યોગાચાર અને માધ્યમિક એ બૌદ્ધોની ચાર શાખાઓને ઉત્તરોત્તર ચડિયાતી માને છે. એ ચારના સ્વરૂપનું નિરૂપણ કરતાં તેઓ કહે છે કે પહેલી શાખા બાહ્ય જગતનું પરલક્ષી અસ્તિત્વ સ્વીકારે છે, અને એ અસ્તિત્વ પ્રત્યક્ષનો અને કેટલીકવાર અનુમાનનો પણ વિષય છે. બીજી શાખા પણ આ અસ્તિત્વ તો સ્વીકારે છે, પણ તેને ઇન્દ્રિયગ્રાહ્ય ન માનતાં અનુમાનનો વિષય ગણે છે. ત્રીજી શાખા બાહ્ય જગતનું પરલક્ષી અસ્તિત્વ સ્વીકારતી નથી. એ વિજ્ઞાનનું અવલંબન લે છે, અને અવિદ્યાને એક વિચારથી બીજા વિચારના ભેદના કારણરૂપે કલ્પે છે. ચોથી શાખામાં તો આ વિજ્ઞાનને તેમજ આ વિચારને પણ સ્થાન નથી એટલે કે કેવળ શૂન્યતા છે.

જગતના કારણનો પણ જે વિવિધ દર્શનોએ વિચાર કર્યો છે તેમાંના ચાર્વાક, ન્યાય-વૈશેષિક, સાંખ્ય અને વેદાન્ત એ દર્શનોને એઓ અનુક્રમે એકએકથી ચડિયાતાં ગણે છે.

એમણે વૈદિક અને અવૈદિક દર્શનોનો સમન્વય સાધ્યો નથી કે જે કાર્ય **આનંદઘનજી**એ, ૭૯મા પૃષ્ઠમાં નોંધેલા સ્તવનમાં કર્યું છે.

આ વિષયને વિશેષ ન લંબાવતાં હું એના ઉપસંહાર તરીકે એટલું જ કહીશ કે વિવિધ નયાભાસનાં ઉદાહરણ રજૂ કરતી વેળા અન્યાન્ય દર્શનોનો ઉલ્લેખ જૈન ગ્રંથોમાં કરાયેલો જોવાય છે. જેમકે ન્યાય અને વૈશેષિક દર્શનો એ નૈગમાભાસના અને સાંખ્ય અને વેદાન્ત એ સંગ્રહાભાસનાં ઉદાહરણો છે. એવી રીતે ચાર્વાક એ વ્યવહારાભાસનું, સૌત્રાન્તિક બૌદ્ધ દર્શન એ ઋજુસૂત્રાભાસનું, વૈભાષિક શબ્દાભાસનું, યોગાચાર સમભિરૂઢાભાસનું અને માધ્યમિક એવંભૂતાભાસનું ઉદાહરણ છે. આ હકીકતને તેમજ નૈગમ વગેરે સાત નયો ઉત્તરોત્તર વિશુદ્ધ છે એ બાબતને લક્ષમાં લેતાં વિવિધ દર્શનોની તરતમતા વિષેની જૈન દૃષ્ટિ સમજી શકાય છે.

# શ્રીવિજયસિંહસૂરિ–સ્વાધ્યાય

અન્વેષક–પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયયતીન્દ્રસૂરિજી

સરસતિ સામિણિ મન ધરી, હું તો માગું હે એક પસાય કે;
ગાઉં શ્રી તપગછપતિ, આચારિજ હે **વિજયસિંહ** સવાય કે. ૧
ગુરુ ગચ્છપતિ ગુણ ગાયસ્યું. (આંકણી)
સખિ વંદો હે ગછપતિ પાય કઈ, થાલ ભરી ભરિ મોતીઆં;
વધાવો હે વિજયસિંહસૂરિરાય કે. ગુરુ૦ ૨
મરુધર મંડળ **મેડતો**, જિમ સોભઈ હે ઇંદ્રપુરી એહ કે;
તિહાં વસઈ **નાથુ** ગુણનિલો, કુલતિલો હે દિનકર જેહ કે ગુરુ૦ ૩
તસ ઘર ઘરણી અતિભલી, ગુણવંતી હે **નાયકદે** નાર કે;
રૂપઈ અપસર સારિખી, તસ કૂખઈ હે હુઓ અવતાર કે ગુરુ૦ ૪
શુભ દિવસ સુત જનમીઓ, તવ હરખ્યો હે સહુ પરિવાર કે;
ઘરિ ઘરિ રંગ વધામણા, વલિ બાંધ્યા હે તોરણ બારિ કે ગુરુ૦ ૫
અનુક્રમઈ જોવન પરવર્યા, તવ ભેટયા હે ગુરુ સુવિચાર કે;
શ્રી **વિજયદેવસૂરીસરૂ**, તસુ પાસઈ હે લ્યઈ સંયમભાર કે. ગુરુ૦ ૬
મુખ જાણે સારદ ચંદલો, રૂપઈ જીપઈ હે રતિપતિ એહ કે,
**ઓસવંશ** સોહાકરુ, ગુરુ દીસઈ હે ગુણમણી ગેહ કે. ગુરુ૦ ૭
સીલઈ થૂલિભદ્ર સમવડઈ, ગુરુ વિદ્યા હે વયરકુમાર કે;
લબધિ ગોયમ સારિખો, ગુરુ વિચરઈ હે ભવિજન તાર કે. ગુરુ૦ ૮
**કનકવિજય** વાચકવરુ, જાણે દીસઈ હે પુન્ય અંકૂર કે;
**ઈડરે**નયર સોહામણો, તિહા આવઈ હે **વિજયદેવસૂર** કે. ગુરુ૦ ૯
સંવત સોલઈકિયાસીઈ, ગુરૂ જોઈ હે મુહુરત સાર કે,
વૈશાખ સુદિ છઠિ અતિભલી, જિહા થાપઈ હે નિજ પટધાર કે. ગુરુ૦ ૧૦
શ્રી વિજયદેવપટોધરૂ, ઉદિયો ઉદિયો હે અભિનવો સૂર કે;
શ્રી **વિજયસિહસૂરીસરુ**, ગુરુ ગાજઈ હે જલધર પૂર કે ગુરુ૦ ૧૧
**વિદ્યાહંસ**ગણિવરતણો, સીસ નમઈ હે નિજગુરુ પાય કે;
**વૃદ્ધિહંસ** મુનિ ઈમ ભણઈ, ગુરુ દીઠઈ હે શિવસુખ થાય કે. ગુરુ૦ ૧૨
સખિ વંદો હે ગછપતિ પાયકે, થાલ ભરી ભરિ મોતીઆ;
વધાવો હે વિજયસિંહસૂરિરાય કે, ગુરુ ગછપતિ ગુણ ગાયસ્યું ૧૩

**इति श्रीविजयसिंहसूरि–स्वाध्याय । गणिविद्याहंसलिखितं । श्राविका नगीमां पठनार्थं । शुभं भवतु श्रीरस्तु कल्याणमस्तु ।**

આ સ્વાધ્યાય સિયાણા (મારવાડ)ના શ્રી સુવિધિજિન જ્ઞાનભંડારમાંના બંડલ નંબર ૧૦ માંના હસ્તલિખિત પાના ઉપરથી ઉતારીને અહીં આપી છે.

# મૌન એકાદશીનો અપૂર્વ પ્રભાવ

લેખક: પૂજ્ય મુનિમહારાજ શ્રી સુશીલવિજયજી, પાંજરાપોલ, અમદાવાદ.

વિશ્વવંદ્ય દેવાધિદેવો ભવ્ય પ્રાણિઓના કલ્યાણને અર્થે અહર્નિશ ઉપદેશી રહ્યા છે કે હે મહાનુભાવો! પ્રતિદિન ધર્મારાધના કરો. તે કરવાને માટે જો અશક્ત હો તો પર્વના દિવસે તો અવશ્ય ધર્મારાધન કરજો! આવાં પર્વો પણ પ્રતિવર્ષ અનેક સંખ્યામાં આવે છે. તેથી તેની આરાધના કરવા માટે પણ અશક્ત પ્રાણિઓએ ત્રણ પર્વની આરાધના તો ગમે તે ભોગે કરવા કટિબદ્ધ થવું જોઇએ. વૃદ્ધ પુરુષોનું પણ એમ જ કહેવું છે કે બાર મહિનામાં ત્રણ પર્વની આરાધના તો અવશ્ય કરવી જોઇએ. ભલે પથારી વશ હો, કે ભલે મરણની અંતિમ દશામાં પડેલા હો।

આ ત્રણપર્વો તે–પ્રથમ સંવત્સરી (ભાદરવા શુદ ચોથ)નો, બીજો જ્ઞાનપંચમી (સૌભાગ્યપંચમી–કાર્તિક શુદ પાચમ)નો અને ત્રીજો મૌન એકાદશી (માગશર શુદ અગિઆરસ)નો દિવસ છે. બાર મહિનાના ત્રણસો સાઠ દિવસોમાં આ ત્રણ દિવસ રત્ન સમાન છે. મૌન એકાદશીની વિશેષતા એ છે કે–તે દિવસ તીર્થંકર ભગવંતોનાં દોઢસો કલ્યાણકોની આરાધનાનો અમૂલ્ય સમય છે. શ્રી નેમિનાથ જેવા બાલબ્રહ્મચારી પ્રભુએ કૃષ્ણ મહારાજા જેવા ક્ષાયિક સમ્યકત્વના ધણીને બતાવેલો એ અપૂર્વ દિવસ છે. આ મૌન એકાદશીના કલ્યાણકગર્ભિત શુભાશીર્વાદનું પદ્ય નીચે પ્રમાણે છે.

**अरस्य प्रव्रज्या नमिजिनपतेर्ज्ञानमतुलं**
**तथा मल्लेर्जन्म व्रतमपमलं केवलमलम् ॥**
**बलक्षैकादश्यां सहसि लसदुद्दाममहसि**
**अद. कल्याणानां क्षिपतु विपद: पञ्चकमिदम् ॥१॥**

"અઢારમા તીર્થંકર શ્રી અરનાથ પ્રભુની દીક્ષા, એકવીશમા તીર્થંકર શ્રી નમિનાથ પ્રભુને કેવલજ્ઞાન, અને ઓગણીશમા તીર્થંકર શ્રી મલ્લિનાથ પ્રભુનો જન્મ, દીક્ષા, અને કેવલજ્ઞાન,–ઉછળતું છે મોટું તેજ જેમાં એવી માગશર શુદ એકાદશીમાં થયેલા આ પાંચે કલ્યાણકો વિપત્તિને દૂર કરનારા થાઓ."

આ શ્લોકમા જે પાંચ કલ્યાણકો બતાવ્યા છે તે આ ભરતક્ષેત્રની વર્ત્તમાન ચોવીશીને આશ્રયીને બતાવ્યાં છે. એટલે પાચ ભરત અને પાંચ ઐરાવત એમ દશે ક્ષેત્રમા થયેલાં કલ્યાણકો ભેગા કરીએ ત્યારે કુલ પચ્ચાસ કલ્યાણકો થાય છે. અને ત્રણે કાળના એટલે વર્ત્તમાન–ભૂત–ભવિષ્યનાં ભેગાં કરીએ ત્યારે દોઢસો કલ્યાણકો થાય છે. માટે જ આ દિવસને શ્રેષ્ઠતમ ગણવામાં આવ્યો છે. આ દિવસે કરેલો ઉપવાસ દોઢસો ઉપવાસના ફલને આપનારો થાય છે. તથા અહોરાત્રિપૂર્વક માત્ર ભણવા–ગણવા સિવાય મૌન રીતે કરેલો ઉપવાસ મહાન ફલને દેનારો થાય છે.

આ મૌન એકાદશી વ્રત અગિયાર વર્ષ અને અગિઆર મહિને પૂર્ણ થાય છે. અંતે બારમા વર્ષે ઉજમણ કરવાનું હોય છે તેમા અગિયાર જાતના પકવાન્ન, અગિયાર જાતનાં ફલ, અગિયાર જાતના ધાન્ય, અગિયાર જાતની સુંદર વસ્તુ વગેરે મૂકવાની હોય છે. જઘન્યથી અગિયાર શ્રાવકનુ વાત્સલ્ય, સંઘપૂજા, અગિયારે અંગને લખાવાવાં વગેરે વગેરે કરવાનું હોય છે.

એક સમયે બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવંત દ્વારિકા નગરીના ઉદ્યાનમાં સમવસર્યા. ઉદ્યાનપાલકે શ્રીકૃષ્ણ મહારાજાને ખબર આપી, એટલે તે પરિવાર સહિત ભગવંતના વંદનાર્થે ત્યાં આવ્યા, અને વંદન-નમસ્કારાદિ કરી યોગ્ય સ્થાને બેસી બોલ્યાઃ હે સ્વામિન્! ત્રણુસોને સાઠ દિવસમાં સારભૂત એવો એક દિવસ બતાવો, કે જેનું દાન શીલ અને તપ કરવાની શકિતથી હીન એવો હું પણ આરાધન કરી શકું. ત્યારે ભગવાને કહ્યુંઃ માગશર શુદ અગિયારસનું અવશ્ય આરાધન કરો. જેમ દરેક પર્વમાં પર્યુષણ પર્વ મુખ્ય છે, તેમ દરેક દિવસોમાં આ દિવસ મુખ્ય છે. માટે સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા સર્વેએ આ દિવસે મૌનવ્રત, તપશ્ચર્યા, દેવવંદન, ગરણું ગણવું ઇત્યાદિ કરવું જોઇએ. આ રીતે મૌન એકાદશીનો મહિમા સાંભળી શ્રીકૃષ્ણ બોલ્યાઃ 'હે પ્રભો! પૂર્વે કોઈએ આ એકાદશી આરાધી હતી? અને આરાધનારને કયા ફલની પ્રાપ્તિ થઈ હતી? આથી શ્રીનેમિનાથ ભગવંતે સુવ્રત શ્રેષ્ઠીનું કથાનક નીચે પ્રમાણે કહી સંભળાવ્યું.

ધાતકી ખંડમાં ઇષુકાર પર્વતથી પશ્ચિમ દિશામાં વિજય નામનું નગર છે. ત્યાં પૃથ્વીલ નામનો રાજા રાજ્ય કરે છે. તેને શીલાદિગુણશાલિની ચન્દ્રાવતી નામે રાણી છે. આ જ નગરમાં સુપુત્રે કરી સહિત, જિનેન્દ્ર ભક્તિમાં તલ્લિન એવો સુર નામનો વયોવૃદ્ધ ધનવાન શ્રેષ્ઠી છે. તેનું શરીર દુર્બળ અને ક્ષીણ થઇ જવા છતાં તેની ધર્મભાવના જાગતી જીવની તેના હૃદય સરોવરમા રાજહંસની માફક રમ્યા કરે છે.

એકદા તે શ્રેષ્ઠીએ ગુરુભગવંત પાસે આવી પૂછ્યુંઃ "હે ગુરુવર્ય! હવે મારાથી વિશેષ ધર્મનું આરાધન થતું નથી. માટે કૃપા કરી મને એવો કોઈ માર્ગ બતાવો કે મારા કર્મનો ક્ષય થાય." ગુરુભગવંતે એકાદશીવ્રત કરવાનું કહ્યું. શ્રેષ્ઠીએ તહત્તી કહી તે વાત સ્વીકારી. ઘેર આવી તે વ્રતનો પ્રારંભ કર્યો. અગિયાર વર્ષ અને અગિયાર માસે તે વ્રત વિધિપૂર્વક પૂર્ણ કરી બારમે વર્ષે ઉદ્યાપન કર્યું. ઉદ્યાપન દિવસથી પંદરમે દિવસે અકસ્માત પેટમાં એકદમ શૂલનો વ્યાધિ ઉત્પન્ન થયો. અને શેઠ મરણ પામ્યા. શેઠનો જીવ ધર્મપ્રભાવે અગિયારમા આરણ્ય દેવલોકમાં એકવીશ સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો. ત્યાં દૈવિક વૈભવો ભોગવી, એકવીશ સાગરોપમની સ્થિતિનું આયુષ્ય પૂર્ણ કરી, સ્વર્ગમાંથી ચળી સૌર્યપુરમાં સમૃદ્ધિશાળી વ્યવહારીને ત્યાં તેની પ્રીતિમતી નામની પ્રિયાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો ગર્ભના પ્રભાવથી માતાને વ્રતની અભિલાષાઓ થવા લાગી. પૂર્ણ સમયે માતાએ પુત્રરત્નને જન્મ આપ્યો. નાલસ્થાપવાને માટે જે ખાડો ખોદવામાં આવ્યો તેમાંથી પુષ્કળ નિધાન નીકળ્યું. આ વાત જોત જોતામાં સર્વત્ર ફેલાઇ ગઈ. દમ્પતીને આવું પુણ્યવંત પુત્રરત્ન પ્રાપ્ત થવાથી ઘણો જ આનંદ થયો. બારમે દિવસે પિતાએ જ્ઞાતિબંધુઓને ભોજનાદિ કરાવી, સૌની સમક્ષ, એ પુત્ર તેની માતાના ગર્ભમાં હતો ત્યારે તેની માતાને વ્રતની ઇચ્છા થઇ હતી તેથી, એ પુત્રનું સુવ્રત એવું નામ પાડ્યું. પાંચ ધાવ માતાઓથી લાલન પાલન કરાતો સુવ્રત બીજના ચંદ્રમાની માફક વધવા લાગ્યો. પુત્ર આઠ વર્ષની ઉમ્મરનો થયો એટલે માતા-પિતાએ તેને પુરુષની બહોંતેર કલાઓમાં નિપુણ બનાવવા તથા ધાર્મિક સંસ્કારો પ્રાપ્ત કરાવવા ઉપાધ્યાયને ત્યાં સોંપ્યો. થોડા જ સમયમાં બુદ્ધિનો ભંડાર એવો તે પુત્ર બહોંતેર કલા તથા ધાર્મિક સંસ્કારોથી અલંકૃત થયો પુત્રે યૌવન અવસ્થામાં પ્રવેશ કર્યો એટલે માતાપિતાએ ઉત્તમ

કુટુમ્બોની અગિઆર કન્યાઓ સાથે તેનું પાણિગ્રહણ કરાવ્યું. અને પિતાએ પુત્રને સર્વ ભાર સોંપી પ્રવજ્યા અંગીકાર કરી આત્માના કલ્યાણનો માર્ગ ગ્રહણ કર્યો.

સુવ્રત શ્રેષ્ઠીએ પોતાના દેવભવ પહેલાંના ભવમાં અગિયારસનું રૂડી રીતે આરાધન કર્યું હતું તેથી તે અગિયાર ક્રોડ સોનૈયાનો ભોક્તા, દાનવીર, રાજ્યનો માનીતો થયો અને ધર્મકાર્યથી દીપતો થયો. આ રીતે સાંસારિક સુખોને અનુભવતાં સુવ્રત શ્રેષ્ઠીને ત્યાં અગિયારે વધુઓએ એકેક પુત્રરત્નને જન્મ આપ્યો. સુવ્રતશેઠ અગિયાર પુત્રોના પિતા થયા.

એક સમયે ઉદ્યાનમા ધર્મઘોષ નામના મુનિ સપરિવાર પધાર્યા. રાજા વગેરે તથા સુવ્રત શેઠ સૌ વંદનાર્થે ગયા. પૂ. આચાર્ય મહારાજે ઉપદેશ આપતાં તપનું ખૂબ જ સમર્થન કર્યું અને પ્રાતે જણાવ્યું કે-પંચમીના તપ વડે પાંચ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, અગિયારસના તપ વડે અગિયાર અંગ સુખપૂર્વક આવડે છે, ચતુર્દશીના તપ વડે ચૌદ પૂર્વ આવડે છે અને પૌર્ણમાસીના તપ વડે સર્વસ્વનું આગમન થાય છે. આ રીતે તપનો અનુપમ મહિમા સાંભળી સુવ્રત શ્રેષ્ઠીના મનમાં ઊહાપોહ થવા લાગ્યો. તેમને એકદમ મૂર્છા આવી અને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને એના પ્રતાપે તેમણે પોતાનો પૂર્વભવ નીહાળ્યો. અને પોતે મૌન એકાદશીની આરાધના કરી હતી તે જણાયું. આ ભવમાં પણ મારે તે વ્રતની જિંદગી પર્યંત આરાધના કરવી એવો સંકલ્પ કર્યો. એટલે ગુરુમહારાજે કહ્યું: "હે શ્રેષ્ઠી! પૂર્વભવે તમે તેને રૂડી રીતે આરાધી છે તેથી આ ભવમાં તમ્ને નિર્મલ જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે, તમે અગિયાર ક્રોડ સોનૈયાના માલિક થયા છો અને ધર્મની દૃઢ શ્રદ્ધા વગેરે પામ્યા છો. માટે હવેથી તે વ્રતનું વિશેષે કરીને આરાધન કરો. હવે શ્રેષ્ઠી કુટુમ્બ સહિત આઠ પહોરના પૌષધ પૂર્વક મૌન એકાદશીનું આરાધન કરવા લાગ્યા, એટલે લોકમાં પણ મૌન એકાદશીની ખૂબ ખૂબ પ્રસિદ્ધિ અને માન્યતા થઈ.

**श्रेयांसि बहुविघ्नानि** એ ઉક્તિ અનુસાર સારા કાર્યમાં પણ વિઘ્ન આવે છે. પણ જ્યારે તેમાંથી પસાર થઈ જવાય છે ત્યારે તે કાર્ય મહાફલાયી થાય છે. દૃઢ શ્રદ્ધાવાન સુવ્રત શ્રેષ્ઠી એકદા પૌષધ લઈ તેનું સમ્યગ્ રીતે આરાધના કરી રહ્યા છે. રાત્રિમાં સૌ કાયોત્સર્ગમાં લીન થયા છે. આ બાજુ ચોરોને ખબર પડી કે સુવ્રત શ્રેષ્ઠી મહાધનવાન્ છે, અને મૌન એકાદશીએ વ્રત કરીને મૌન રહે છે, લેશમાત્ર પણ બોલતા નથી. માટે આપણને ઠીક લાગ મળ્યો છે. એમ વિચારી ચોરોએ સુવ્રત શ્રેષ્ઠીના ઘરમાં પ્રવેશ કર્યો. એક તો રાત્રિ એટલે ઘોર અંધારું તેમાંય સૌ પૌષધમાં એટલે દિવાનું તો નામ નિશાન નહીં. ચોરોએ દીવો કર્યો એટલે દીવાના તેજમાં જ્યાં દૃષ્ટિ નાખે ત્યાં સોનાના જ ઢગલા દેખાયા. એ જોઈને ચોરો તો આભા જ બની ગયા. વાહ ! આજ તો ખૂબ જ માલ મળશે. પણ જ્યાં કર્મરાજા રુઠયો હોય ત્યાં મનની ભાવના મનમાં જ અદશ્ય થઈ જાય. સુવ્રત શ્રેષ્ઠીનું પુણ્યબળ પણ જબરજસ્ત તપતુ હતુ. વળી તે મૌન એકાદશી જેવા વ્રતમાં તલ્લીન થયા હતા. એટલે તુરત જ શાસનદેવીએ બધાય ચોરોને સ્તંભિત કરી દીધા.

પ્રભાતકાલ થયો, એટલે સ્તંભિત થયેલા ચોરોને જોઈ સર્વે લોકો ભેગા થયા. કોટવાલોને ખબર આપી. કોટવાલો આવીને ચોરોને બાંધી ઊભા રહ્યા. કુટુમ્બસહિત સુવ્રત શ્રેષ્ઠી સ્થાપનાચાર્ય સમીપે પૌષધ પારી ઉપાશ્રયે જઈ, ગુરુ મહારાજને વંદન-નમસ્કારાદિ કરી, ધર્મદેશના સાંભળી પાછા ઘેર આવ્યા. અને એ બધું જોવા છતાં મૌન જ રહ્યા.

કોટવાલોને પણ શાસનદેવીએ સ્તમ્ભિત કરી દીધા. રાજાને ખબર પડી એટલે રાજા ત્યાં આવ્યા. સુવ્રત શ્રેષ્ઠીએ રાજાજીનું બહુમાન કરી તેમને સર્વવૃત્તાંતથી વાકેફ કર્યા, અને ધર્મના ઉપદેશક વચનો કહ્યાં. રાજા પણ હર્ષિત થયો. સુવ્રતે કહ્યું કે ચોરોને બંધનથી મુક્ત કરો. રાજાએ તે સ્વીકાર્યું. બાદમાં શાસનદેવીએ તલારક્ષકો અને ચોરને છોડી દીધા, સૌને બંધનથી મુક્ત કર્યા, અને શ્રેષ્ઠીએ કુટુમ્બસહિત પારણા કર્યાં.

એકવાર આખા નગરમાં એકાએક દાવાનલ સળગી ઊઠયો. નગરના લોકો આમ તેમ નાસભાગ કરવા લાગ્યા સુવ્રત શ્રેષ્ઠી પૌષધમાં હોવાથી લેશમાત્ર ડગ્યા નહીં. જોતજોતામાં આખુ નગર અરણ્યની જેમ બળી ગયુ. પણ સુવ્રત શ્રેષ્ઠીનું સર્વસ્વ અજ્વલિત રહ્યું. પ્રભાતમાં દાવાનલ શમી ગયો. સમુદ્રમાં દ્વીપની માફક માત્ર સુવ્રત શ્રેષ્ઠીનાં ઘરબારને સુરક્ષિત જોઇ બધા નગરવાસી સુવ્રત શ્રેષ્ઠીની ભૂરીભૂરી પ્રશંસા કરવા લાગ્યા.

સુવ્રત શ્રેષ્ઠીને મૌન એકાદશી આરાધતાં અગિયાર વર્ષ અને અગિયાર મહિના પસાર થઈ ગયા. બારમે વર્ષે મોટું ઉજમણુ માંડયુ. તેમાં મુક્તાફલો, રત્નો, શંખો, પ્રવાલો, સુવર્ણ, રૂપુ, તાંબુ, પિત્તલ, કાંસુ, પટ્ટકુલો અનેક પ્રકારનાં ધાન્યો, પકવાન્નો, શ્રીફલો, દ્રાક્ષો, ફલો, સોનારૂપાનાં ફુલો, અશોકાદિનાં પુષ્પો, ઈત્યાદિ અનેક વસ્તુઓ અગિયાર અગિયાર જિનેશ્વરની આગળ મૂકી. આ રીતે વિસ્તાર પૂર્વક ઉદ્યાપન કરી સંઘપૂજન સાધર્મિક વાત્સલ્ય કરી મનુષ્યજન્મને કૃતાર્થ કર્યો.

હવે સુવ્રત શ્રેષ્ઠી વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા. એકદા રાત્રિમાં તેમને નિંદ્રા આવતી ન હતી, અને મન ધર્મવિચારણામાં ચઢી ગયું હતું. તેમને થયું મેં શ્રાવકવ્રત પાલ્યું, મૌન એકાદશીને રૂડી રીતે આરાધી, સંસારના વૈભવો પણ ભોગવ્યા, પુત્રરત્નોને પણ રમાડયા, હવે તો મારે માત્ર એક જ કાર્ય આ જન્મમાં કરવાનું બાકી રહ્યું છે. જે માર્ગે મારા પૂજ્ય પિતાશ્રી પધાર્યા તે જ માર્ગે જવા હવે મારુ મન તલસી રહ્યું છે. કયારે મને સદ્ગુરુનો સમાગમ થાય અને હું સર્વસ્વ તજી દઇને દીક્ષા સ્વીકારુ અને મારા આત્માનું કલ્યાણ સાધું. શેઠે આ ભાવનામાં ને ભાવનામાં આખી રાત્રી પસાર કરી. સદ્ભાગ્યે પ્રભાતમાં જ ખબર આવી કે નગરના ઉદ્યાનમાં ચાર જ્ઞાનના ધારક ગુણસુન્દર આચાર્ય પરિવાર સહિત પધાર્યા છે આખી નગરી દર્શનાર્થે ઉલટી છે. સુવ્રત શ્રેષ્ઠી પણ પરિવાર સહિત ત્યાં ગયા. આચાર્ય મહારાજે સંયમ માર્ગની ખૂબ જ પુષ્ટિ કરતા જણાવ્યુ કે—

चारित्ररत्नान्न परं हि रत्नं, चारित्रवित्तान्न परं हि वित्तम् ॥
चारित्रलाभान्न परो हि लाभ–, श्चारित्रयोगान्न परो हि योगः ॥१॥
दीक्षा गृहीता दिनमेकमेव, येनोग्रचित्तेन शिवं स याति ॥
न तत् कदाचित्तदवश्यमेव, वैमानिकः स्यात् त्रिदशप्रधानः ॥२॥

"ચારિત્ર રત્ન જેવું બીજું કોઈ રત્ન નથી. ચારિત્ર, ધન જેવું બીજું કોઈ ધન નથી, ચારિત્ર લાભ જેવો બીજો કોઇ લાભ નથી, અને ચારિત્ર યોગ જેવો બીજો કોઇ યોગ નથી. એક દિવસનું ચારિત્ર પણ જો સમ્યગ્ પ્રકારે ઉગ્ર ચિત્તથી પાળ્યું હોય તો જીવ મુક્તિમાં જાય છે. કદાચ કાલની પ્રતિકુલતાને લઈ મુક્તિમાં ન જાય તો પણ અવશ્ય પ્રધાન એવો વૈમાનિક દેવ તો થાય છે જ."

આ રીતે ગુરુ ભગવતની દેશના સાંભળીને સુવ્રત શ્રેષ્ઠી બન્ને હાથ જોડી કહેવા લગ્યા: "હે ગુરુ ભગવંત! હું એ ભાગવતી પ્રવ્રજ્યા સ્વીકારવા ચાહું છું એટલે ઘરનો

સર્વ ભાર પુત્રોને સોંપી આપની પાસે દીક્ષાવ્રતને અંગીકાર કરીશ." ગુરુભગવંતે કહ્યું કે-'**यथासुखं प्रवर्तस्व, प्रतिबन्धं मा विधेहि**' હે મહાનુભાવ! જેમ તમને સુખ ઉપજે તેમ કરો, વિલંબ ન કરો. પછી સુવ્રત શ્રેષ્ઠી ઘેર આવ્યા. સૌ સાથે ભોજનાદિ કર્યું અને પછી પુત્રો-પત્નીઓ પાસે દીક્ષાની અનુમતિ માગી. પુત્રોએ અનુમતિ આપી. પત્નીઓએ કહ્યું કે અમે પણ તમારી સાથે જ દીક્ષા લઇશું. પત્નીનો ખરો ધર્મ એ જ છે કે પતિ સારે માર્ગે જતો હોય તો પત્નીએ પણ તે જ માર્ગ સ્વીકારવો સુવ્રત શ્રેષ્ઠીએ ઘરનો તમામ ભાર પુત્રરત્નોને સોંપ્યો, અને પોતાની અગિયારે પત્નીઓ સાથે સંયમ માર્ગને સ્વીકાર્યો. સંયમનુ સમ્યગ્ પ્રકારે આરાધન કરતાં અગિયારે સ્ત્રીઓ માસના અનશન વડે કાયબલક્ષીણ થવાથી ઘાતિયાં કર્મનો નાશ કરી કેવલજ્ઞાન પામી અઘાતીયાં કર્મને તોડી મોક્ષગામિની બની. અને સુવ્રત મુનિ સંયમ માર્ગમાં દિવસે દિવસે આગળ વધતાં જ ગયા. તપશ્ચર્યાદિથી પોતાના આત્માને ખૂબ જ રંગી નાખ્યો છે. તેમની તપશ્ચર્યાની નોંધ પણ જાણવા જેવી છે, જે આ પ્રમાણે છે બસો છઠ્ઠ, સો અઠ્ઠમ, ચાર ચોમાશી તપ, એક છ માસી તપ, અને મૌન એકાદશી તિથિનો તપ, આ રીતે વિશેષે કરીને તપતા, બાર અંગના ભણાવનાર, શુદ્ધ દીક્ષાના પાલનારા થયા. ધન્ય હો આવા મુનિવરને કે જેમણે વૃદ્ધાવસ્થામાં પણ દીક્ષા લઈ આવી ઉગ્ર તપશ્ચર્યાઓ કરી.

આવા ઉગ્ર તપસ્વી મુનિ એક સમયે મૌન એકાદશીનું આરાધન કરતાં મૌન રહ્યા છે, તેમની પરીક્ષા કરવા માટે કોઈ મિથ્યાદૃષ્ટિ દેવ આવ્યો છે. અન્ય મુનિના બન્ને કાનમાં મહાન્ વેદના ઉત્પન્ન કરી છે. ઘણાઘણા ઉપચાર કરવા છતાં પણ વેદના શમી નહી. ત્યારે તે દેવે વેદનાવાળા સાધુને કહ્યુ કે તમારી વેદના સુવ્રત મુનિના ઔષધથી શમી જશે, ક્યારે કે પોતાના સ્થાનથી બહાર આવીને ઉપચાર કરશે ત્યારે. વેદનાવાળા સાધુએ જ્યા સુવ્રત મુનિ હતા ત્યાં આવીને ઉપચાર માટે પ્રાર્થના કરી. મૌન એવા સુવ્રત મુનિ રાત્રિમાં સ્વસ્થાનથી બહાર આવ્યા નહીં. ત્યારે વેદનાથી અત્યંત પીડાતા તે મુનિ સુવ્રત મુનિના મસ્તકે માર મારવા લાગ્યા. તે સમયે સુવ્રત મુનિવરને અસહ્ય વેદના થવા લાગી. છતા લેશમાત્ર ચલાયમાન થયા સિવાય વિશેષે કરી સદ્ધ્યાનમાં લીન થયા. અને ચિંતવવા લાગ્યા કે—હે જીવ! અત્યારે કર્મ ખપાવાનો શુભ અવસર પ્રાપ્ત થયો છે. આ વેશમાં અનંતા મુનિવરો કર્મ ખપાવી ખપાવીને મુક્તિને પામ્યા છે. તીર્થંકરોને પણ કર્મ રાજાએ છોડયા નથી તો પછી તારે તો ગભરાવાનું શેનું જ હોય. એમ ઉત્તમ ભાવના ભાવતા જાય છે, અને કર્મના થોકને ઉડાવતા જાય છે. મુનિ લેશમાત્ર પણ ચલાયમાન થતા નથી, એમ વિભંગ જ્ઞાનથી જાણી મિથ્યાદૃષ્ટિ દેવ વિવિધ પ્રકારના ઘોર ઉપસર્ગો કરવા માંડયો. સુવ્રત મુનિવર પણ ક્ષપક શ્રેણીએ ચઢયા હતા એટલે તેમણે ઘાતીયાં કર્મને ચકચૂર કર્યા અને કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું પછી ભવ્ય જીવોને પ્રતિબોધી અઘાતી કર્મને પણ ચૂરિ મુકિત મંદિરમાં બિરાજમાન થયા.

આ રીતે બાલબ્રહ્મચારી શ્રી નેમિનાથ પ્રભુના મુખારવિન્દથી સુવ્રત શ્રેષ્ઠીનો વૃત્તાંત સાંભળી શ્રી કૃષ્ણ વાસુદેવ પણ મૌન એકાદશીના આરાધનમાં આદરવાળા થયા, ત્યારથી આ મૌન એકાદશીની લોકમા વિશેષે કરીને પ્રસિદ્ધિ થઇ.

ભવ્ય જીવો પણ મૌન એકાદશીને રૂડી રીતે આરાધો એ જ શુભ ભાવના!

# पूज्यताका विचार

लेखक—पूज्य मुनिमहाराज श्री विक्रमविजयजी [आ. म. श्रीविजयलब्धिसूरीश्वरशिष्य ]

ता. ३१-३-४२ के स्था. पत्रमें डोसीजी लिखते हैं कि 'इन्द्रों द्वारा तीर्थंकरोंका जन्मोत्सव किया जाना, दाढाओंकी पूजा होना ये धार्मिक कृत्य नहीं हैं' उनका यह कहना ठीक नहीं हैं, क्योंकि जंबूद्विपप्रज्ञप्तिमें साफ साफ कहा गया है कि 'केइ जिणभत्तीए' अर्थात् कितनेक जिनेश्वर भगवानकी भक्तिसे दाढाओंका ग्रहण और जन्मोत्सव करते हैं। तो फिर त्रिभुवनस्वामीका जन्मोत्सव और दाढाओंकी पूजा करना धार्मिक कृत्य क्यों नहीं? प्रभुका जिन दाढाओंसे संबंध है उनकी पूजामें जो लोग धार्मिकता नहीं स्वीकारते हैं उन लोगोंको नामका सहारा भी छोडना चाहिए, क्योंकि दाढा तो साक्षात् शरीरका अवयव होनेके कारण भाव तीर्थंकरके संबंधसे युक्त है। नाम तो दूर है। और सूत्रोंमें भगवानका जन्मोत्सव और दाढाओंकी पूजाको अधार्मिक कहा ही नहीं हैं। किन्तु 'केइ जिणभत्तीए' इत्यादि तो कहा ही है। जिन क्रियाओंको साधु करे वे क्रियाए ही धार्मिक हैं ऐसा कोई नियम नहीं है। क्योंकि श्रावक दानक्रिया करते हैं, साधुओंकी स्मशानयात्रामें जाते हैं, और साधु न तो दान देते हैं या न तो स्मशानयात्रामें भाग लेते हैं, तो भी इन कार्योंको अधार्मिक नहीं कहा जाता है।

तीर्थंकर प्रभु लोकोत्तर पुरुष हैं अतः इनके लिये दूसरोंके उदाहरण निकम्मे हैं। जन्मसे ही तीर्थंकर प्रभु अतिशयवाले होते हैं, गर्भमें रहने पर भी इन्द्रोंद्वारा नमुथ्थुणं से स्तुति किये जाते हैं। सेनप्रश्नमें किसी भी स्थान पर गृहवासमें रहे हुए तीर्थंकर, साधुको नमस्कार करते हैं ऐसा पाठ है ही नहीं इस लिए सेनप्रश्नके नामसे डोसीजीने जो लिखा है वह यथार्थ नहीं है।

'गृहवास छोडने पर ही ये साधुओंके लिए वंदनीय हो सकते है' ऐसा लिखते हो तो क्या, उनके पूर्ववर्ती साधुओंसे वे वंदनीय होते हैं कि पश्चाद्वर्ती साधुओंसे? पूर्ववर्ती साधुओंसे वंदनीय हो सकते हैं तो किस शास्त्रके आधारसे? और पश्चाद्वर्ती साधुओंसे वंदनीय होते हैं तो इसमें कोई आश्चर्यकी बात नही हैं, क्योंकि उनसे इतर साधु भी पश्चाद्वर्ती साधुओंसे वंदनीय होते ही हैं, तो फिर गृहवास छोडनेपर इत्यादि लेख निरर्थक ही रहा। 'देवों या इन्द्रोंका अनुकरण करनेवालेको विवाह करवानेमें भी धर्म मानना चाहिए' इसका जवाब यही है की कर्तव्यमें देव व इन्द्रोंका अनुष्ठान ही प्रयोजक है ऐसा कोई नियम नहीं है। और इन्द्रोंने सभी तीर्थंकरोंका विवाहोत्सव कराया नहीं है, और जन्मोत्सव और पूजन आदि तो सभी तीर्थंकरोंका इन्द्र और देव करते ही हैं।

'जैन जनताके लिये देव और गुरु दोनों पूज्य हैं फिर एकका द्रव्य और स्थापना पूज्य है तो दूसरोंका क्यों नही?' इस लेखसे पूज्यतामें प्रयो-

नक देवत्व और गुरुत्वको बताया सो ठीक ही किया है, क्योंकि इनके निक्षेप पूज्य ही हैं, पूज्य नहीं हैं ऐसा कौन कहता है ? अगर कहो कि सूरिजीने ही तीर्थंकरके चारों निक्षेप पूज्य हैं और साधुका भाव निक्षेप ही वंद्य है-ऐसा कहा है तो उसका मतलब नहीं समझे हो ऐसा ही कहना होगा। और इसीसे सूरिजीके कथनको सफेद झूठ कह रहे हो। तीर्थंकर तो तीर्थंकर नामकर्मके प्रभावसे वंद्य होते हैं। तीर्थंकर नामकर्मकी व्याख्या ही ऐसी है इस लिए जन्मसे ही वे पूज्य हैं। अतः जन्मादि मरणान्त स्थायि उन तीर्थंकरोंका द्रव्य निक्षेप भी पूज्य और वंदनीय है। इस मतलबसे तीर्थंकरोंके चारों निक्षेप पूज्य कहे गये हैं. परन्तु साधुकी आत्मा मात्र पूज्य नहीं किन्तु साधुत्व पर्यायापन्न आत्मस्वरूप ही पूज्य है इस मतलबसे साधुका भाव निक्षेप ही वंद्य है ऐसा कहा गया है। इससे साधुका जन्म मरण व्यापि द्रव्य निक्षेप ही अवंद्य सिद्ध होता है, न तु साधुत्व पर्यायापन्न द्रव्यादिक। इसीसे हीरविजयसूरि आदिकी मूर्ति पूजी जाती है। 'लोगस्सके-बारेमें नहीं कहा था उसमें क्या प्रमाण है ' ऐसा सूरिजीके वचनको लेकर कहते हो कि 'यह तो निश्चय हो गया कि सूरिजीके पास इसकी मान्यता (को) पुष्ट करनेवाला कोई प्रमाण नहीं, हमसे निषेधक प्रमाण मांगते हैं परंतु मैंने पहिले ही प्रमाण दे दिया है, सूरिजीने नहीं देखा होगा ' ऐसा जो लिखते हो यह तो तुम्हारे ही गले पड गया, क्योंकि सूरिजीने अपने पक्षका साधक प्रमाण बहुत विस्तारसे दर्शाया है, जिसको नहीं देखते हुए नाहक जनताको भ्रममें डालनेके लिये ऐसा लिखते हो।

' जो लोगस्सका पाठ है वो ही प्रथम जिनेश्वराश्रित संघ में कहा जाता था, इस विषयमें प्रमाण है। यह स्तुति मोक्षप्राप्त जिनेश्वरोंकी है भव-भ्रमणमें भटकते हुए जीवोंकी नहीं '। और ' लोगस्सका चतुर्विंशतिस्तव नाम भी प्रभु महावीरके शासनमें ही हुवा है पहिले नहीं था ' ये दोनों वचन परस्पर विरुद्ध हैं, क्योंकि जिस वक्त महावीरने तीर्थ स्थापित किया उस वक्त महावीर तो मोक्षप्राप्त नहीं थे तो उस वक्त भी लोगस्सका पाठ नहीं रहा होगा और चतुर्विंशतिस्तव नाम नहीं पडा होगा। यदि करते थे और नाम पडा था ऐसा कहोगे तो यह स्तुति मोक्षप्राप्त जिनेश्वरोंकी है यह तुम्हारा कथन मिथ्या होगा, यदि मोक्षप्राप्त होने पर लोगस्सका पाठ चला और नाम पडा ऐसा कहोगे तो भी गलत है, क्योंकि महावीरके शासनमें तीर्थस्थापनके दिनसे षडावश्यक करना नियत है, और लोगस्सका नाम चउवीसत्थो ही है, क्योंकि सामायिक–चउवीसत्थो–वंदणयं–पडिक्कमणं काउसग्गो इसी प्रकार ही आवश्यकके छ अध्ययनके नाम नंदीमें भी कहे गये है–' से किं तं आवस्सयं छव्विहं पन्नत्तं तं जहा–सामाइयं १ चउवीसत्थओ २ वंदणयं ३ पडिक्कमणं ४ काउसग्गो ५ पच्चक्खाणं ६ से तं आवस्सयं।

सेनप्रश्नमें कहीं पर भी लोगस्सको भद्रबाहुस्वामीने बनाया है ऐसा कहा नहीं है, इसमें तो लोगस्स भद्रबाहु स्वामीने बनाया नहीं है यही सिद्ध किया

है। लोगस्सको मोक्षप्राप्त जिनेश्वरोंकी स्तुति कहते हो और आगे जाकर लोगस्ससे भूतकालीन भावस्वरूपका स्मरण होता है ऐसा लिखते हो यह दोनों वचन परस्परव्याहत है, भूतकालीन भाव जब विद्यमान था उस वक्त इस लोगस्समें यह स्तुति विषय नहीं था, क्योंकि मोक्षप्राप्त जिनेश्वरोंकी स्तुति कहते हो तब उससे भूतकालीन भावका स्मरण भी कैसे हो सकता है? जो वाक्य तीर्थंकरको स्पर्शा ही नहीं यह वाक्य किसी भी कालमें उनका स्मारक कैसे बन सकता है? लोगस्स जो सिद्धोंको विषय करता है ऐसा आप लिखते हो, जिस प्रकार केवलज्ञानसे पूर्व वे मोक्षप्राप्त जिनेश्वर नहीं कहलायेंगे अतः लोगस्ससे भूतकालीन भावस्वरूपका स्मरण असंभाव्य है इस लिए सूरिजीकी तर्क कुतर्क नहीं है, किन्तु सतर्क है आपकी ही कुतर्क है। कहीं पर मोक्षप्राप्त जिनेश्वरोंकी स्तुति कहते हो और कहीं पर भूतकालीन भावस्वरूपका स्मरण होता है, तीर्थंकरके गुणानुवाद होते है, तब उसी अवस्थाका चिन्तन होता है ऐसा कहते हो अत एव इसके विषयमें गुरुजयंतीका उदाहरण असंगत है। क्योंकी जयंती पर जो हमारे वचन होते हैं वे भूतकालीन भावके ही होते हैं नकि उनकी वर्तमान अवस्थाके। तुम तो लोगस्सको मोक्षप्राप्त जिनेश्वरोंकी स्तुति कहते हो तब तीर्थंकरोंका गुणानुवाद उससे हो ही नहीं सकता और तीर्थंकरत्व सिद्धावस्थामें नहीं है क्योंकि जब तक तीर्थंकर नामकर्म होता है तब तक वे तीर्थंकर कहलाते हैं उसका क्षय होजानेसे तीर्थंकरत्व पर्याय सिद्धावस्थामें रह नहीं सकता है। जब लोगस्स यह वचन सिद्ध विषयक माना जाय तो इससे भूत तीर्थंकरोंका गुणानुवाद असंभवित ही होगा। इस लिये इसके अलावा' इत्यादि लिखकर सूरिजीकी दीहुई बाधाको व्यर्थ सिद्ध नहीं कर सकते। और जिनको नयका ज्ञान न होवे वे ही 'मूर्तिपूजक लोग समवसरणके बाहर उन्हें जिनेश्वर नहीं मानते होंगे' ऐसे आक्षेप करें।

(क्रमशः)

---

## અંક માટે જરૂરી સૂચના

હવે ચતુર્માસ પૂર્ણ થયું છે એટલે વિહાર દરમ્યાન પૂજ્ય મુનિ મહારાજોને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકનો દરેક અંક નિયમિત મળે અને વિહારના કારણે ગેરવલ્લે ન જાય તે માટે એક સૂચના એ કરવાની છે કે-જેમને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' મોકલવામાં આવે છે તે પૂજ્ય મુનિમહારાજો અમને તેમનું એક નિશ્ચિત સરનામું લખી જણાવે, જ્યાં આગામી ચતુર્માસ સુધીના શેષ કાળમાં અમે માસિક મોકલ્યા કરીએ. ટપાલના કાયદા મુજબ અમુક નિશ્ચિત કરેલ સરનામે મંગાવેલું માસિક, તેનું પેકીંગ તોડવામાં ન આવ્યું હોય તો, વધારાનું ટપાલ ખર્ચ કર્યા વગર જ તેઓ પોતાને ઠીક લાગે તે બીજે સ્થળે ટપાલ દ્વારા મંગાવી શકે છે. આશા છે, આ રીતે અમને નિશ્ચિત સરનામું લખી જણાવવાની પૂ. મુનિમહારાજો અવશ્ય કૃપા કરશે.

વ્યo

# આરાધનાનું વિશેષ સાહિત્ય

લેખકઃ–શ્રીયુત પં. લાલચંદ્ર ભગવાન ગાંધી, પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા

'જૈન સત્ય પ્રકાશ'ના ૮મા વર્ષના અં. ૧૧, પૃ. ૩૪૮થી ૩૫૧માં મુનિરાજ શ્રી કનકવિજયજીનો એક લેખ 'અંતિમ આરાધનાના પ્રકારો (અને તેને અંગેનું આપણું કેટલુંક સાહિત્ય)' પ્રકાશિત થયો છે; તેમાં સૂચવેલ ૧૯ નામોમાં કેટલાંકનો નામ–નિર્દેશ થયો જણાતો નથી, તેથી તે તરફ લક્ષ્ય ખેંચવું–અહિં ઉચિત લાગે છે.

**સંવેગરંગશાલા**—આ નામની આરાધના, શ્વેતાંબર જૈન સાહિત્યમાં વિશિષ્ટ આરાધનાશાસ્ત્રરૂપ છે–એ તરફ બહુ થોડા વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું જણાય છે. ગૌતમસ્વામીએ નવદીક્ષિત રાજર્ષિ મહસેનને ઉદ્દેશી આરાધનાનું જે સ્વરૂપ સૂચવ્યું હતું, તેનું વિસ્તારથી વિવેચન આ ગ્રંથમાં કરવામાં આવ્યું છે. દસહજારગાથા–પ્રમાણવાળા પ્રાકૃતભાષામય મહત્ત્વના આ ગ્રંથમાં ૪ મૂલ દ્વારો અને અનેક પ્રતિદ્વારો દ્વારા ભગવતી આરાધનાના વિવિધ પ્રકારોને અમૂલ્ય ઉપદેશ સાથે સમજાવ્યા છે, સાથે એ વિષયનાં બોધક દૃષ્ટાંતો પણ પ્રસંગે પ્રસંગે દર્શાવવામાં આવ્યાં છે. સંવેગ–રંગની શાલારૂપ હોવાથી અથવા સંવેગ માટે રંગશાલા (નાટ્યભૂમિ–થિયેટર) રૂપ હોવાથી આ ભગવતી આરાધનાને સંવેગરંગશાલા નામથી આચાર્યે પ્રસિદ્ધ કરી જણાય છે.

આ ઉપદેશાત્મક મહત્ત્વના ગ્રંથની રચના વિ. સં. ૧૧૨૫માં સુપ્રસિદ્ધ જિનચંદ્રસૂરિએ નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિની અભ્યર્થનાથી કરી હતી–એમ એ ગ્રંથના ઉલ્લેખથી જણાય છે. પ્રસ્તુત જિનચંદ્રસૂરિ, ચૈત્યવાસિ–વિજેતા સુપ્રસિદ્ધ જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિના પટ્ટધર હતા, તથા નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિના વડીલ ગુરુબંધુ હતા એમ તેની અંતિમ પ્રશસ્તિ–પરિચયથી સ્પષ્ટ સમજાય છે.

આ આરાધનાશાસ્ત્રની વિ. સં. ૧૨૦૭માં વટપદ્રક (વડોદરા)માં લખેલી તાડપત્રીય પોથી જેસલમેર કિલ્લા (મારવાડ)ના 'બડાભંડાર' નામે ઓળખાતા જૈનગ્રંથ ભંડારમાં છે. જેસલમેર જૈનભંડાર–ગ્રંથસૂચી (ગા. ઓ. સિ. ૨૧)માં પૃ. ૨૧માં તથા ત્યાં અપ્રસિદ્ધગ્રંથ–ગ્રંથકૃત્પરિચય [પૃ. ૩૮–૩૯] માં અમ્હે મૂળ અવતરણો સાથે આ ગ્રંથનો સંક્ષિપ્ત પરિચય સં. ૧૯૭૮માં કરાવ્યો હતો, તે સાથે તે ગ્રંથની પાછળના આચાર્યોએ કરેલી સંસ્મરણીય પ્રશંસા પણ ત્યાં ઉદ્ધૃત કરીને દર્શાવી હતી. વડોદરાના રાજકીય પ્રાચ્યવિદ્યામંદિરમાં આ આરાધનાશાસ્ત્રની અર્વાચીન અશુદ્ધ એક હ. લિ. પ્રતિ છે.

જિનદત્તસૂરિપ્રાચીનપુસ્તકોદ્ધારફંડ તરફથી સં. ૧૯૮૦માં આ ગ્રંથનો ૨૨૦ પત્ર જેટલો પ્રથમ ભાગ [ગ્રં ૧૩] સંસ્કૃત છાયા સાથે છપાયા પછી બાકીનો ભાગ બહાર પડ્યો હોય–તેમ જાણવામાં નથી. આવા ગ્રંથોને શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશમાં લાવવાની આવશ્યકતા છે. અન્યત્ર દેવભદ્રસૂરિની સંવેગરંગમાલા આરાધનાશાસ્ત્રનો પણ ઉલ્લેખ મળે છે. તથા પાટણ અને જેસલમેરના જૈનગ્રંથભંડારોમાં જાણવામાં આવેલ આરાધના, આરાધનાષ્ટક, આરાધનાકુલક, આરાધનાપતાકા, આરાધનાપ્રકરણ અને આરાધનાસાર નામના સંક્ષિપ્ત ગ્રંથોનું પણ સૂચન અમ્હે તેની ગ્રંથસૂચીઓમાં કર્યું છે, જેમાંના કેટલાંક જ પ્રકાશિત થયાં જણાય છે. આરાધનાપંચક, આરાધનાસત્તરી, આરાધનાવિધિકુલક (સવૃત્તિ) વગેરે નામના ઉલ્લેખો અન્યત્ર વાંચવામાં આવે છે. આવા આરાધનાવિષયક નાના ગ્રંથોનો પણ સંગ્રહ કરી સમુચ્ચયરૂપમાં સારી આવૃત્તિ પ્રકાશિત કરવાની જરૂર

છે. પ્રાચીન ગૂજરાતીમાં પણ આરાધના-સંબંધમાં કેટલુંક સાહિત્ય મળી આવે છે.

આ. ઓ. સિ. ના પ્રાચીનગૂર્જરકાવ્યસંગ્રહમાં પૃ. ૮૬ થી ૯૨ સુધીમાં પ્રકટ થયેલ વિ. સં. ૧૩૩૦ થી ૧૩૬૯માં લખાયેલાં તાડપત્રો પરથી આપેલા પ્રાચીન ગૂજરાતી ગદ્યના નમૂનાઓ પણ આરાધના સાથે સંબંધ ધરાવે છે.

[ ૨ ]

દિગંબર જૈન સાહિત્યમાં પણ આરાધના-વિષયક કેટલાક ગ્રંથો જણાય છે.

**ભગવતી આરાધના**—શિવાર્યે શૌરસેની પ્રાકૃતભાષામાં રચેલો ૨૧૭૦ ગાથા-પ્રમાણવાળો આ ગ્રંથ સોલાપુરથી અનંતકીર્તિગ્રંથમાલા દ્વારા પ્રકાશિત થયો છે. આ ગ્રંથ પર અપરાજિતસૂરિએ વિજયોદયા ટીકા રચેલી છે, તથા બીજાઓએ પણ પંજિકા, દીપિકા વગેરે ટીકા-ટિપ્પની રચી જણાય છે. આચાર્ય અમિતગતિએ આ ગ્રંથના આશયને સંસ્કૃતમાં પદ્યાનુવાદમાં ઉતાર્યો જણાય છે. પં. આશાધરે આના આધારે આરાધના-દર્પણની રચના કરી જણાય છે.

**આરાધના કથાકોશ** (૩)-હરિષેણ નામના વિદ્વાને વિ. સં. ૯૮૯ મા રચેલા સાડાબાર-હજારશ્લોકપ્રમાણ પદ્ય બૃહત્કથાકોશને કેટલાક આરાધનાકથાકોશ તરીકે ઓળખાવ્યો છે; જેનાં આધારે પં. પ્રભાચંદ્રે ધારામાં જયસિંહ-રાજ્યે બીજો આરાધનાકથાકોશ ગદ્યમાં રચ્યો હતો અને ત્રીજો બ્રહ્મનેમિદત્તે સં. ૧૫૮૫ લગભગમાં પદ્યમાં રચ્યો હતો.

**આરાધના-સાર**—૧૧૫ ગાથાવાળો આ પ્રાકૃત ગ્રંથ દેવસેનાચાર્યે રચ્યો હતો, તે પં. રત્નકીર્તિની સં. ટીકા સાથે માણિકચંદ્ર દિ. જૈન ગ્રં. સમિતિદ્વારા પ્રકટ થયેલ છે.

**આરાધના**—નયનંદી નામના વિદ્વાન મુનિએ અપભ્રંશ ભાષામા એક વિસ્તૃત ગ્રંથ રચ્યો જણાય છે, જેના ૫૬ થી ૫૮ સંધિ-પરિચ્છેદો આરાધના-સંબંધમાં છે. ૫૬મી સંધિમાં કાલ-જ્ઞાન પ્રકરણ અને ૫૭મી સંધિમાં અનુપ્રેક્ષા-ભાવના પ્રકરણ પણ એ વિષય સાથે સંબંધ ધરાવતું છે. વડોદરાના રાજકીય પ્રાચ્યવિદ્યામંદિરમાં આની નવીન અશુદ્ધ એક હ. લિ. પ્રતિ છે.

આશા છે કે-આરાધના-સંબંધમા સંશોધન કરનાર અભ્યાસીઓને આ નિવેદન અમુક અંશે ઉપયોગી થશે.

# ज्योतिषकरंड का 'लग्न' और म. म. डॉ. आर. शामशास्त्री

लेखक : श्रीयुत भा. रं कुलकर्णी, बी. ए. [ राजवाडे सं. मंडल, धुलिया, खानदेश. ]

'श्री जैन सत्य प्रकाश' क्रमांक ७१ में 'ऐतिहासिक दृष्टिसे प्राचीन जैन वाङ्मय का महत्त्व और उसके संशोधनकी आवश्याकता' इस शीर्षकसे मैंने एक लेख लिखकर, मैसोर-के ख्यातनाम विद्वान म० म. डॉ. शामशास्त्री साहेबने जो वेदांग ज्योतिषका जैन ज्योतिषकी सहायतासे अभूतपूर्व संशोधन किया है, उसमें 'ज्योतिषकरंड'के एक श्लोकके अर्थमें विसंगति हो गई है ऐसा दिखाकर उसपर संभवतः कोई अन्य विद्वान कुछ प्रकाश प्रदान करेंगे, ऐसी आशा प्रकट की थी। किन्तु मैंने देखा कि इस विषयकी ओर, कोई महानु-भाव ध्यान देना नहीं चाहते, अतः स्वयं ही तत्संबंधी जैन ग्रंथ देखना चाहा। और सद्भाग्यसे उन दिनोंमें पू. आचार्य विजयअमृतसूरि तथा पू. मु. धुरंधरविजयजीका कुछ सहवास मुझे प्राप्त हुआ, जिनके प्रोत्साहन और सहायतासे वह समस्या हल हुई इतना ही नहीं, किन्तु और ऐतिहासिक दृष्टिसे जैन ज्योतिषके वैशिष्टयका अभ्यास करनेकी सुलभता प्रतीत हुई। उसके फलस्वरूप 'जैन ज्योतिषका ऐतिहासिक महत्त्व' शीर्षक लेख यथाव-काश विद्वानोंके पर्यालोचनके लिये 'श्री जैन सत्य प्रकाश'में प्रकट करनेकी उम्मीद है। यहां तो सिर्फ डॉ. शामशास्त्रीजीने ज्योतिषकरंडके श्लोक २८८ का अर्थ लगानेमें जो विसंगति की है वह स्पष्ट करता हूं।

**लग्गं च दक्खिणायण विसुवेसु वि अस्स उत्तरं अयणे।**
**लग्गं साई विसुवेसु पंचसु वि दक्खिणं अयणे ॥२८८॥**

इसमें दक्षिणायन विषुव याने शरदसंपात और उत्तरायण विषुव याने वसंतसंपात दिनके लग्न बताये गये हैं। आचार्य मलयगिरिजीने अश्विनी और स्वाति इन दो उपर्युक्त लग्नोंसे क्रमशः शरद और वसंतका संबंध बताया है। किन्तु डॉ. शामशास्त्रीजीने मलय-गिरिजीकी इस टीकासे बिलकुल विरुद्ध अश्विनी और स्वातिका संबंध वसंत और शरद संपातसे ध्वनित किया है (वेदांग ज्योतिष पृ. ३० अंग्रेजी विभाग)। प्रत्यक्ष ज्योतिषकरंड देखने पर यह संबंध यथार्थ नहीं है, ऐसा स्पष्ट होता है। शामशास्त्रीजीने लग्नसे उस दिनका पहला नक्षत्र, जो कि पूर्व क्षितिज पर उदित होता है वह याने सूर्यनक्षत्र समझ लिया है। लेकिन इस पद्यके पूर्वका पद्य स्पष्टतया संपातदिनोंके सूर्यनक्षत्र इस प्रकार बताता है—

**दक्खिण अयणे सूरो पंचविसुवाणि वाउदेवेण।**
**जोएइ उत्तरेणवि आइच्चो आस देवेण ॥ २८७ ॥**

इसमें शरदसंपातका सूर्यनक्षत्र वायुदेवतात्मक याने स्वाति, और वसंतसंपातका

सूर्यनक्षत्र अश्विदेवतात्मक याने आश्विनी दिया है। और एक अत्यंत महत्त्वका वैशिष्ट्य जो डॉ. शामशास्त्रीजीके ख्यालमें नहीं आया है वह है विषुवकाल विषयक। ज्योतिषकरंडमें दो जगह इसका निर्देश है।

पन्नरस मुहुत्तरिणो दिवसेण समा यजा हवइ राई।
सो होइ विसुहकालो दिणराइणं तु संधिम्मि ॥ २८० ॥

अर्थात्–पंदरह मुहूर्तके दिन और रात होते हैं वह विषुव काल दिन और रात्रीके संधीमें होता है।

और देखिये—

मंडलमज्झत्थंमि अचक्खुविसयं गयंमि सूरंमि।
जो खलु मत्ताकालो सो कालो होइ विसुवस्स ॥ २९० ॥

अर्थात्–सूर्य दृष्टिसे पर और मंडलके मध्यमें जाने पर जो मात्रा याने गिनती या गणनाका अथवा कालके परिमाग स्वरूप काल है वह काल विषुवका होता है।

'काललोकप्रकाश' में भी इस विषयपर यही विचार प्रकट किये हैं।

तच्च शामादिवसयो. पञ्चदशमुहूर्तयोः।
प्रदोषकाले विज्ञेयं निश्चयापेक्षया बुधैः ॥ ७५ ॥

विषुलकालकी गगना और उसका नक्षत्र देखनेकी प्रदोषकालकी यह प्राचीन प्रणाली उपर्युक्त लग्न विषयक पद्यमें आई है। और जिस समय वसंतसंपातका सूर्य अश्विनीमें था उस समय उस दिनके प्रदोषकालमें स्वाति नक्षत्रका पुर्वक्षितिज पर उदय तथा शरदसंपात के दिन अश्विनीका उदय ही 'चक्षुर्वै सत्यं' प्रतीत हो सकता है। ज्योतिषकरंड पद्य २८९ से इस ओर यह चक्षुर्वै सत्यंका प्रमाण मिल जाता है।

दक्खिणमयणे विसुवेसु नहयलेऽभिजी रसामले पुस्से।
उत्तरअयणे अभिई रसांयले नहयले पुस्से ॥ २८९ ॥

इसमें विषुलकालमें नभस्तल और रसातलके नक्षत्र दिये है। दक्षिण विषुव अर्थात् शारदसंपातके समय नभस्तल पर अभिजित रहता है उससे आठवां नक्षत्र ही तब पूर्व क्षितिज पर उदित रहेगा, वह ठीक आश्विनी है। उत्तरायग विषुव यानें वसंतसंपातके समय पुष्य नभस्तल पर रहेगा उससे ठीक आठवां नक्षत्र स्वाती है और वह बराबर पूर्व क्षितिज पर रहेगा। अतएव, उपर्युक्त लग्न विषयक पद्यका डॉ. शामशास्त्रीजीका अनुवाद यथार्थ नहीं है यह स्पष्ट है।

## કવિ શ્રી લાવણ્યસમયજીવિરચિત

# શ્રી અંતરીક્ષપાર્શ્વનાથનો છંદ

**સંગ્રાહક:—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ, અમદાવાદ.**

સરસ વચન દિયો સરસતી માય, બોલિસું આદિ જસ વિખ્યાત;
અંતરિક્ષ ત્રિભુવનનો ધણી, પ્રગટિ પાસ જિણેશર ભણી. ૧
લંકધણી જે રાવણુરાય, ભગનિપતિ તેહનો કહેવાય;
ખરદૂષણુ નામે ભૂપાલ, અહર્નિશ ધર્મતણો પ્રતિપાલ. ૨
સુગુરૂ વચન સદા મન ધરે, ત્રણ કાલ દેવપૂજા કરે;
મન આખડિ ધરિ છે નેમ, જિન પૂજા વિણુ જમવા નેમ. ૩
ઇકવાર મન ઉલટ ધરી, ગજરથ પાયક તાજા તુરી;
ચઢયો રયવાડી સહુ સંચરે, સાથે દેરાસર વિસરે. ૪
દેરાસર વિણુ ચિંતે ઇસ્યું, વિણુ દેરાસર કરવું કિસ્યું;
રાય તણિ મન એ આખડિ, જિન પૂજ્યો વિણુ નહિ લે સુખડી. ૫
ચઢયો દિવસ દશ બારે ઘડિ, પ્રતિમા વિણુ લાગિ ચડવડિ;
કર્યાં એકઠાં વેલું ને છાણુ, પ્રતિમાનાં આકાર પ્રમાણુ. ૬
નહિ એકે બીજી આસની, પ્રતિમા નિપાઇ પાસની;
તે કરતાં નવિ લાગિ વાર, થાપી મહામંત્ર નવકાર. ૭
પંચ પરમેષ્ઠિનું લહી ધ્યાંન, કરિ પ્રતિષ્ઠા કરિ પ્રધાન;
આવ્યો રાજા કરી અઘોલ, કેસર ચંદન સુકડ ઘોલ. ૮
પ્રતિમા પૂજિ લાગ્યો પાય, મન હરખ્યો ખરદૂષણુ રાય;
પ્રતિમા દેખી હીયડું ઠરે, સાક સહિત ભલાં ભોજન કરે. ૯
દેરાસર જોઇ મનમાં હસે, પ્રતિમા દેખી મન ઉલ્લસે;
તેહ જ વેલા તેહ જ ઘડી, પ્રતિમા વજ્ર તણી પરે જડી. ૧૦
બંધ કરી ખરદૂષણુ ભૂપ, પ્રતિમા મેહેલી તવ જલ કૂપ;
ગયો કાલ જલમાંહે ઘણો, પ્રતિમા પ્રગટે તે પદ સુણો. ૧૧
એલગપુર એલગદે રાય, કુષ્ટિ છે ભૂપતિની કાય;
ન્યાયવંત નવિ દંડે લોક, પરથવી વરતે પૂન્ય સંયોગ. ૧૨
રાય તણે અંગે મોટો રોગ, રયણિ ભર નિંદ્રાનો નવિજોગ;
રોમ રોમ કીડા સંચરે, રાણી સરવે નિંદ્રા પરિહરે. ૧૩
તે કીડાનાં ઠાંમ જ જેહ, તે વલી પાછા ઘાલે તેહ;
જો નવિ જાણે તેહનો ઠાય, તતખીણું રાય અચેતન થાય. ૧૪

રાય રાંણિ સંકટ ભોગવે, કરમે દિન દોહલા જોગવે;
એક વાર હય ગય પરવર્યો, રાય રૈવાડિયેં સંચર્યો. ૧૫
સાથે સમરથ સહુ પરિવાર, પાલા પાયકનો નહિ પાર;
જાતાં ભાણુ મથાલે થયો, મોટી અટવી માહેં ગયો. ૧૬
તૃષા લાગી નીરજ મન ધર્યું, દીઠું પાંણી ઝાબલ ભર્યું;
પાણી પીધૂં ગલણે ગલી, હાથ પાય મુખ ધોયા વળી. ૧૭
કરીઅ રૈવાડી પાછો વર્યો, પહિલો જઇ પટરાણી મલ્યો;
પટરાણી રલીઆત થઇ, થાક્યો પોઢયો સેજે જઇ. ૧૮
આવી નિદ્રા રયણી પડી, પાખલ રહિ પટરાણી વડી;
હાથ પાય મુખ નિરખે જાંમ, તિહાં નવિ દીસે કીડાનું ઠામ. ૧૯
રાણીને મન કૌતુક વસ્યું, હરખી રાંણી કારણ કીસ્યું;
રાજા ઉઠયો આલસ મોડ, રાંણી પૂછે છે બે કર જોડ. ૨૦
સ્વામી કાલ રયવાડી જીહાં, હાથ પાય મુખ ધોયા તિહાં;
તે જલનું કારણ છે ઘણું, કાદજ સરસે આપણું. ૨૧
રાજા જંપે રાંણી સુણો, અટવી પંથ છે અતિ ઘણો;
મોહોટો છે પ્રભુ તેહનો ભેદ, આપણ જાસ્યું વડે વિશેષ. ૨૨
રથ જોતરીયા તુરંગમ વલી, રાય રાણી ચાલ્યાં બે મલી;
વડ હેઠલેં ઝાબલનેં તીર, જાંણે ભરીઉં ગંગાનીર. ૨૩
હરખી રાંણી હીયડે અંગ, રાજા અંગ પખાલે ચંગ;
ગયો કુષ્ટ નેં વાધ્યો વાંન, દેહ થઇ સોવન સમાંન. ૨૪
આવ્યો રાજા એલગપુરે, મોટા મોહોચ્છવ મહિમા કરે;
ઘર ઘર તરીયા તોરણ ત્રાટ, આવે વધાવો માંણીક માટ. ૨૫
આવે ઘણાં ભારે ભેટણાં, દાંન અમૂલક દે અતિ ઘણાં;
પડીઆ અમર તણા નિરઘોષ, રાય રાણી મન થયો સંતોષ. ૨૬
સસભૂમિ ઢાલ્યો પલંગ, તિહાં રાજા પોઢયો નિસંક;
ચંપક ચંદન ચૂઆ કપૂર, મહકે અગર તગર ભરપૂર. ૨૭
નિદ્રા ભર તે સુપન લહે, જાંણે નર કોઈ આવિ કહે;
અતિ ઉંચો કરી અંબ પ્રમાંણ, નીલો ઘોડો નીલ પલાંણ. ૨૮
નીલ ટોપ નીલા હથિયાર, નીલવરણ આવ્યો અસવાર;
સાંભલ એલગપુરના ભૂપ, જિહાં જલ પીધું તિહાં છે કૂપ. ૨૯
પ્રગટ કરાવ વેગો થઇ, તિહાં પ્રતિમા માહરી છે સહી;
કરી મખમાંની પાલખી, માંણિક મોતીયેં કરી નવલખી. ૩૦

કાચે તાંતણે વિંટી તામ, કોઈને ન કહીશ માહરું નામ;
ત્રણ દહાડાના જાયા જેહ, વડ વાછરડા જોતરજે તેહ. ૩૧
હું સીખામણ દઉં છું ધણી, પાછું મ જોજે તું મુજ ભણી;
ઇસ્યો સુપન લહી જાગ્યો રાય, પ્રહ ઊઠી હરખ્યો મન માંય. ૩૨
કરી સજાઈ જે જીમ કહી, આવ્યા તે જલ પાસે વહી;
તવ જલ મધ્ય ખણાવે જાંમ, પ્રગટયા પાસ અચલ અભિરાંમ. ૩૩
કાચે તાંતણે વીંટી તાંમ, આવી બેઠો ત્રિભુવન સ્વાંમ;
પાસ પધાર્યા કંઠે કૂઆ, ઓચ્છવ મેરુ સમાંન જ હૂઆ. ૩૪
જોતરીયા જોડી વાછડા, ખેડા વિણુ તે ચાલે છડા;
ગાય કામનિ પહેરી પટકુલ, વાજે ભૂંગલ ભેરી ઢોલ. ૩૫
પ્રૌઢિ પ્રતિમા ભારે ઘણી, પાલખી છે મલોખાં તણી;
રાજા મન આવ્યો સંદેહ, કિમ પ્રતિમા આવે છે એહ. ૩૬
વાંકી દૃષ્ટિ કરી આરંભ, રહી પ્રતિમા થિર થાંનિક થંભ;
રાજા લોક ચિંતાતુર થયા, એ પ્રતિમા થિર થાંનક રહ્યા. ૩૭
સૂત્રધાર સલાવટ સાર, તેડિ આપ્યો અરથ ભંડાર;
આલસ અંગ તણું પરિહરો, વેગિ કરી જિનમંદિર કરો. ૩૮
સૂત્રાવટ જે રંગરસાલ, કીધો જિનપ્રાસાદ વિસાલ;
ધજા દંડ તોરણ થિર થંભ, મંડપ માંડયા નાટારંભ. ૩૯
પબાસણ કીધું છે જિહાં, એ પ્રતિમા નવિ બેસે તિહાં;
અંતરિક ઉંચો એટલે, તલે અસવાર જાય તેટલે. ૪૦
સપ્તફણિ મણિ બેઠા પાસ, એલગરાય મન પુગી આસ;
પૂજે પ્રભુને ઉખેવે અગર, શ્રીપુર નાંમે વાસ્યુ નગર. ૪૧
રાજા રાજલોક કાંમિની, ઓલગ કરે સદા સ્વામિની;
સેવા કરે સદા ધરણેંદ્ર, (વળી) પદ્માવતી મન આણંદ. ૪૨
આવે સંઘ તે ચિહુ દિસિતણા, મંડપ ઓચ્છવ માંડે ઘણા;
લાખેણી પ્રભુ પૂજા કરે, મોટા મુગટ મનોહર ભરે. ૪૩
આરતિસર (?) મંગલમાલ, ભૂંગલ ઝલ્લર ઝાકઝમાલ;
આજ લગેં સહૂકો ઇમ કહે, ઇક દોરો ઉંચિ તે રહે. ૪૪
આગેં તો જાતો અસવાર, જ્યારે એલગરાય અવતાર;
જીણેં જિમ જાણ્યું તિમ તે સહી, વાત પરસ્પર સદ્ગુરુએ કહી ૪૫

નિસુંણી આજિ બોલ્યા મનરુલિ, સુધુ તો જાણે કેવલિ;
અશ્વસેન રાય કુલ અવતસ, વાંમારાંણિ ઉયરે હંસ. ૪૬
વણારસિ નયરી અવતાર, કરજ્યો સ્વામી સેવકની સાર;
પ્રહ ઉઠી પ્રભુ કેરી યાદ, ભણે ગુણે જે સરલે સાદ. ૪૭
ધરમી નર જે ધ્યાને રહે, બેઠાં જાત્રા તણું ફલ લહે;
સંવત **પંનર પંચાસિયા** વખાણ, શુદિ **વૈશાખ** તણો દિન જાણ. ૪૮
ઉલ્લટ ધરી **અખાત્રિજે** થયો, ગાયો પાસ જિનેશ્વર જયો;
હું સેવક છૂં તાહરો સ્વામિ, હું લિનો છું તાહરું નામ;
મુનિ **લાવણ્યસમે** કહે મુદા, તુમ દરસન હું વછું સદા. ૪૯

**ઇતિ શ્રી અંતરિક પાર્શ્વનાથનો છંદ સંપૂર્ણ.**

## लेखों माटे आमंत्रण

"विक्रम–विशेषांक" माटे नीचेना विषयोना लेखो ता. १५–१–४४ सुधीमां मोकलवानी सर्व पूज्य मुनिवरो तथा विद्वानोने अमारी विनंती छे.

| | |
|---|---|
| **विक्रमनो समय** | **विक्रमना समयनी मुख्य जैन घटनाओ** |
| **विक्रमनुं अस्तित्व** | **विक्रमना गुरु** |
| **विक्रमनुं मूळ नाम** | **विक्रमनां धर्मकार्यो** |
| **विक्रम संवत्** | **विक्रमनी राजसभाना पंडितो** |
| **विक्रमनो वंश** | **विक्रमना समकालीन महापुरुषो** |
| **विक्रमनो राज्यविस्तार** | **श्रीकालकाचार्य अने विक्रम** |
| **विक्रम पहेलांना उज्जयिनीना शासको अने राजवंश** | **विक्रम संबंधी दंतकथाओ अने तेनुं रहस्य** |
| **विक्रम अने जैनो** | **विक्रमनासमयमां रचायेल जैनसाहित्य** |
| **उज्जयिनी साथेनो जैनोनो संबंध** | **विक्रम–चरित्रनां उपलब्ध साधनो** |

**व्यवस्थापक**

श्री जैनधर्म सत्यप्रकाशक समिति, जेशिंगभाईनी वाडी, घीकांटा, अमदावाद.

## નવી મદદ

પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલાવણ્યસૂરિજી મહારાજ તથા પરમ પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી તથા ન્યાયવિજયજી મહારાજના સદુપદેશથી અમદાવાદમાંથી નીચે મુજબ મદદ નોંધાઈ છે.

**૫૧) ની મદદ આપનારાનાં નામો**

શેઠ સાંકળચંદ જીવણલાલ
શેઠ ગિરધરલાલ કાળીદાસ
શેઠ ડાહ્યાભાઇ તારાચંદ
શેઠ વાડીલાલ ડાહ્યાભાઇ
શેઠ કચરાભાઈ ચુનીલાલ
શેઠ નાથાલાલ ગુલાબચંદ
શેઠ સોમચંદ જયંતીલાલ
શેઠ વાડીલાલ છગનલાલ
શેઠ મલીચંદ ગિરધરલાલ
શેઠ ફુલચંદ ભાયચંદ
શેઠ ચીમનલાલ હીરાલાલ
શેઠ ડાહ્યાભાઇ સાકળચંદ
શેઠ રતનચંદ કરમચંદ
શેઠ ચુનીલાલ ત્રિકમલાલ
શેઠ ચુનીલાલ કેશવલાલ
શેઠ જીવણલાલ રણછોડદાસ
શેઠ ખોડીદાસ કેવળદાસ
શેઠ જોઈતારામ ઉમેદરામ
શેઠ ઇશ્વરલાલ શિવલાલ
શેઠ છગનલાલ લક્ષ્મીચંદ
શેઠ પોપટલાલ ચુનીલાલ

**પાંચ વર્ષ માટે વાર્ષિક ૧૧) ની મદદ આપનારાનાં નામો**

શેઠ વાડીલાલ હરચંદ
શેઠ કેશવલાલ ચતુરદાસ
શેઠ જયન્તીલાલ મોહનલાલ
શેઠ દોલતરાય ફુલચંદ
શેઠ પુંજાલાલ ચુનીલાલ
શેઠ અંબાલાલ વાડીલાલ
શેઠ કાંતિલાલ મહાસુખરામ
શેઠ કસ્તુરભાઇ રમણલાલ
શેઠ વાડીલાલ મયાચંદ
શેઠ ડાહ્યાભાઇ માણેકલાલ
શેઠ અંબાલાલ વરજીવનદાસ

૧૦૦) શેઠશ્રી ચીમનલાલ લાલભાઈ, અમદાવાદ.
પાા પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી ગૌતમસાગરજી મહારાજના સદુપદેશથી.
આ માટે અમે પૂજ્ય મહારાજશ્રીનો તથા તે તે સદ્‌ગૃહસ્થોનો આભાર માનીએ છીએ. વ્ય.

## સમાચાર

**દીક્ષા**–[૧] અમદાવાદમા કાર્તિક વદ ૬ ના દિવસે પ. પૂ. આ. મ. શ્રી વિજયલાવણ્ય-સૂરિજી મહારાજે એક ભાઇને દીક્ષા આપી. તેમનું નામ મુ. શ્રી. વિવેકવિજયજી રાખીને તેમને પૂ મુ. મ. શ્રી મહિમાપ્રભવિયજી મ. ના શિષ્ય બનાવ્યા. [૨] ખંભાતમા માગશર સુદી ૧૦ ના દિવસે પ. પૂ. પ. મ. શ્રી. ચદ્રસાગરજી મહારાજે કામરોળના વતની શ્રી. વીરચદભાઈ કરસનદાસને દીક્ષા આપી. તેમનુ નામ મુ. શ્રી. વિવેકસાગરજી રાખીને તેમને પૂ મુ મ. શ્રી હંસસાગરજી મહારાજના શિષ્ય બનાવ્યા.

**કાળધર્મ**–[૧] રતલામમા માશગર શુદિ ૪ ના દિવસે પ. પૂ. આ. મ. શ્રી. વિજય-ગભીરસૂરિજી મહારાજ કાળધર્મ પામ્યા. [૨] કુરાલ ગામમા માગશર શુદિ ૭ ના દિવસે પ પૂ. આ મ. શ્રી જયસિંહસૂરિજી મહારાજ કાળધર્મ પામ્યા. [૩] રૂણસાગામમાં કાર્તિક શુદી ૫ ના દિવસે પ પૂ મુ. મ. શ્રી ધરણેન્દ્રમુનિજી મહારાજ કાળધર્મ પામ્યા. [૪] મહુવામા માગશર શુદિ ૮ ના દિવસે પ. પૂ પ. મ. શ્રી. દુર્લભવિજયજી ગણિ કાળધર્મ પામ્યા. [૫] ફલોધિમાં પ. પૂ મુ. મ. શ્રી. નવનિધિસાગરજી મહાગજ કાળધર્મ પામ્યા.

# श्री जैन सत्य प्रकाश



## विक्रम विशेषांक

क्रमांक 400




# क्रमांक १००
# विक्रम–विशेषांक

: प्रकाशक :

श्री जैनधर्म सत्यप्रकाशक समिति
जेशिंगभाईनी वाडी : घीकांटा
अमदावाद

वर्ष ९ : अंक ४-५-६ : क्रमांक १००-१-२

॥ णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ॥
अखिल भारतवर्षीय श्री जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन–संस्थापित
श्री जैनधर्म-सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष ९ | विक्रमसंवत् २००० वीरनि. सं. २४७० इस्वीसन १९४४ | क्रमांक |
|---|---|---|
| अंक ४–५–६ | पोष–माह–फागण वदि ५ . बुधवार : जान्युआरी-फेब्रुआरी–मार्च १५ | १००-१-२ |

## विषय-दर्शन



चित्रो :—[१] अवंतीपार्श्वनाथ, १०२ नी सामे [२] सम्राट् विक्रमादित्य, चित्रकार श्री कनुभाई देसाई, १०३ नी सामे. [३] जैनाचार्य कालकसूरि अने राजा गर्दभिल्ल, प्राचीन हस्तलिखित प्रतमानु चित्र, २७५ नी सामे. [४] कनशबंध छंद ३३२. [५] मुखपृष्ठनुं चित्र, चित्रकार श्री कनुभाई देसाई. आ चित्रमा सम्राट विक्रमादित्यनुं अनेकविध व्यक्तित्व स्पष्ट तरी आवे तेवुं मुख्य चित्र आपीने, चित्रनी पार्श्वभूमिमां सम्राट् विक्रमादित्यनी धर्मप्रियता, ज्ञानप्रियता, परोपकारपरायणता, उदारता अने विजयीपणानु सूचन करता प्रतीको आपवामां आव्यां छे.

वार्षिक लवाजम बे रुपिया : आ अंकनुं मूल्य दोढ रुपियो : छूटक चालु अंक त्रण आना
श्री जैनधर्म सत्यप्रकाशक समिति, जेशिंगभाईनी वाडी, घीकांटा : अमदावाद.



श्री अवन्तीपार्श्वनाथ भगवान




वर्ष ९ : अंक ४-५-६ ] विक्रम विशेषांक [ क्रमांक १००-१-२

## ॥ श्रीअवन्तिपार्श्वनाथस्तुतिपञ्चकम् ॥

रचयिता-पूज्य मुनिमहाराज श्रीदक्षविजयजी [प पू आ. म. श्री. विजयलावण्यसूरीश्वरशिष्य]

हर्षादवन्तिसुकुमारसुतेन यस्य,
मूर्ति प्रभावभवना भवनाशकारी ।
निर्मापिता निजपितुः स्मृतये सदा तं,
वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥ १ ॥

स्तुत्या मुदा प्रकटनात् किल यस्य मूर्तेः,
श्रीसिद्धसेनवरसूरिदिवाकरेण ।
श्रीविक्रमार्कनृपतिः प्रतिबोधितस्तं,
वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥ २ ॥

भक्तोपसर्गहरदक्षसुयक्षपार्श्वं,
दुष्टाष्टकर्मवननाशनतीक्ष्णपार्श्वम् ।
स्याद्वादसुन्दरसुधर्मरथैकपार्श्वं,
वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥ ३ ॥

अग्नौ ज्वलत्फणिमणेर्धरणेन्द्रभावं,
नेतारमाशु दयया हि दयानिधानम् ।
श्रीमालवावनितलैकललामरूपं,
वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥ ४ ॥

नमेन्द्रमौलिमणिभारप्रभालिनीरै-
र्यत्पादपङ्कजयुगं स्नपितं नितान्तम् ।
स्मृत्या समीहितकरं जगदीश्वरन्त,
वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥ ५ ॥

# क्रमांक १०० : विक्रम–विशेषांक

'श्री जैन सत्य प्रकाश'नो १००मो क्रमांक, सम्राट् विक्रमादित्यना संवत्सरनी बीजी सहस्राब्दिनी पूर्णाहुति अने त्रीजी सहस्राब्दिना प्रारंभना संधिकाळे, विक्रम–विशेषांक तरीके प्रगट थाय छे ए एक सुयोग छे.

गत वैशाख मासमां समितिना त्रण पूज्यो–पू. आ. म. श्री विजयलावण्यसूरीश्वरजी, पू. मु. म. श्री विद्याविजयजी अने पू. मु. म. श्री दर्शनविजयजी म. अमदावादमां भेगा थया ते वखते, बीजाओ तरफथी सम्राट् विक्रमादित्य संबंधी खास अंको के ग्रन्थो प्रगट थवाना होय त्यारे, विक्रमादित्य विषयक जैन इतिहास अने मान्यता जनता समक्ष रजू करवां आवश्यक समजीने 'श्री जैन सत्य प्रकाश'नो १००मो क्रमांक विक्रम–विशेषांक तरीके प्रगट करवानो निर्णय करवामां आव्यो हतो. आ निर्णय समितिना बाकीना बे पूज्यो–पू. आ. म. श्री सागरानंदसूरीश्वरजी म. तथा पू. आ. म. श्री विजयलब्धिसूरीश्वरजी म.ने जणावतां तेओए पण तेने अनुमोदन आप्युं हतुं. आजे ए निर्णयना फळरूपे आ विशेषांक प्रगट करतां अमने आनंद थाय छे.

आ विशेषांक प्रगट करवामां समितिने–अमदावादनिवासी शेठ श्री जगतचंद्र नेमचंदभाई वोहोराए पोताना स्व. पिता शेठ श्री नेमचंदभाई पोपटलाल वोहोराना स्मरणार्थे रू. ५०१) आपीने अने अमदावादनी शेठ आणंदजी कल्याणजीनी पेढीए रू. ५००) आपीने–जे आर्थिक सगवड करी आपी छे ते माटे अमे तेओनो आभार मानीए छीए. अने आशा राखीए छीए के आ दळदार विशेषांक तैयार करवामां समितिने आ मदद उपरांत जे लगभग रू. ६००)नुं वधारे खर्च थयुं छे ते पण श्री संघ तरफथी अवश्य मळी रहेशे.

भारतीय इतिहासना संशोधको हवे धीमे धीमे ए वात स्वीकारता थया छे के जेना संवतने आजे बे हजार वर्ष पूरां थतां गणवामां आवे छे, ते सम्राट् विक्रमादित्यनो बे हजार वर्ष जेटली प्राचीनता सिद्ध करवाना जे कंई अल्प–अतिअल्प ऐतिहासिक के पारम्परिक उल्लेखो मळी आवे छे ते मुख्यत्वे जैन साहित्यमां ज जळवाई रहेल छे. सुप्रसिद्ध कालकाचार्य–कथानकमां वर्णित प्रसंग जाणे सम्राट् विक्रमादित्यना उद्गमनुं बीज लागे छे. आवां जे कांई साधनो मळी शकतां होय ते बधाने, एकत्र रूपे रजू करवानो आ विशेषांकनो उद्देश छे.

अमारुं चोक्कस मानवुं छे के कोई पण जातना संशोधनमां जे कांई ध्रुवतारक नक्की करवामां आवे तेनी साथे **स्थितस्य गतिश्चिन्तनीया**–( परम्पराथी स्थितरूपे चाली आवती मान्यतानो समन्वय ) ए पण ध्रुवतारक स्वीकारवो जोईए. आ ध्रुवतारकने विसरी जईने तद्दन स्वतंत्र रीते संशोधन करवानुं ज ए फळ छे के आजे विक्रमादित्यना अस्तित्व माटे पण अनेक प्रकारनी आशंकाओ प्रवर्ती रही छे. लोकजीवनमां सेंकडो वर्षोथी परम्पराथी जळवाई रहेली मान्यताओ उपरना अतिशयोक्ति के विसंवाद वगेरेना थरो वेगळा करीने, जो तेने सूक्ष्म दृष्टिथी समजवानो प्रयत्न करवामां आवे तो ते मान्यताओ बहु ज मार्गदर्शक थई पडे ए निःशंक छे.

आ विशेषांक माटे जे जे पूज्य आचार्य महाराज आदि मुनिवरोए तेमज अन्य विद्वानोए लेखो मोकलवानी कृपा करी छे ते सौनो अमे आभार मानीए छीए, अने आ विशेषांक श्रीसंघना करकमळमां समर्पित करी कृतार्थ थईए छीए.

–तंत्री



सम्राट् विक्रमादित्य

# સમ્રાટ્ વિક્રમાદિત્ય

[ એ સમ્રાટ્ અને એમના સમય સંબંધી વિચારણા ]

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રીદર્શનવિજયજી મહારાજ

હિન્દનો ઇતિહાસ "વિક્રમાદિત્ય"ને એક તેજસ્વી રાજા તરીકે ઓળખાવે છે; ખાસ કરીને જૈન ઇતિહાસમા આ. સિદ્ધસેન દિવાકર અને મહારાજા વિક્રમાદિત્યનું વર્ણન વિવિધતાવાળું અને વિસ્તારથી આલેખાએલ મળે છે.

આ રાજા અવન્તીપતિ શકારિ સંવત્સરપ્રવર્તક અને વિક્રમાદિત્ય તરીકે પ્રસિદ્ધ છે. તેણે એવાં એવાં પ્રજાહિતના કાર્યો કર્યાં છે કે આજ બે બે હજાર વર્ષોનાં વ્હાણાં વાયાં છતાં તે જાણે આપણી સામે અમર જેવો ઊભો છે.

પરન્તુ આજના સંશોધકો આવી દરેક ઘટનાને સાચી ઘટના તરીકે માનતા જ નથી. તેઓ તો માને છે કે—વિ. સં. ૧મા ઉજ્જૈનમા કોઈ વિક્રમ રાજા થયો જ નથી. જો કે ત્યાંની પ્રજાએ તે સમયે મોટો વિજય મેળવ્યો તેની યાદીમા "એક સંવત્" શરૂ થયો હતો, પરન્તુ તે "સંવત્" સમય જતાં કોઈ બહાદુર રાજા સાથે જોડાઇને "વિક્રમસંવત્" તરીકે જાહેર થયો છે. બસ! આવું કૈંક બન્યું છે! બાકી વિક્રમ નામનો કોઈ રાજા થયો નથી. માલવસંવત્ જેના નામથી વિક્રમસંવત્ બન્યો હોય એવાં ઘણાં નામો આ સંશોધકોએ શોધી રાખ્યાં છે. કેટલાંએક નામો તો એવાં છે કે જે "વિક્રમાદિત્ય" તરીકે જરાય બંધબેસતાં જ નથી.

આ રીતે પુરાતત્ત્વવિદો તે સમયે વિક્રમના અસ્તિત્વનો જ ઇન્કાર કરે છે. તો તે વસ્તુ કેટલે અંશે વાજબી છે તેનો ઉપલબ્ધ પ્રમાણોથી વિચાર કરવાનું અહી પ્રસ્તુત ધાર્યું છે.

આજના વિદ્વાનોના કહેવા પ્રમાણે કેટલાએક વિક્રમાદિત્યો નીચે મુજબ છે—

### નવરત્નવાલો વિક્રમાદિત્ય

જ્યોતિર્વિદાભરણ અ. ૨૨માં એક શ્લોક છે કે—[૧]

**धन्वंतरि-क्षपणका-मरसिंह-शंकु-वेतालभट्ट-घटखर्पर-कालिदासाः ।**
**ख्यातो वराहमिहिरो नृपतेः सभायां, रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥१०॥**

ધન્વન્તરી, જૈનાચાર્ય, અમરસિંહ, શંકુ, વેતાલભટ્ટ, ઘટખર્પર, કાલિદાસ, વરાહમિહિર અને વરરુચિ એ નવ વિક્રમરાજાની સભાનાં રત્નો છે.

---

૧ વિક્રમની સભામા શંકુ, વરરુચિ, મણિ, અંશુ, જીષ્ણુ, ત્રિલોચન, હરિ, ઘટખર્પર અને અમરસિંહ વગેરે કવિઓ હતા (શ્લો. ૮) તથા સત્ય, વરાહમિહિર, શ્રુતસેન, બાદરાયણ, મણિત્થ અને કુમારસિંહ વગેરે જ્યોતીષી હતા (શ્લો. ૯), જે પૈકીના ધન્વંતરી વગેરે નવ તો સભાનાં રત્નો હતા. (શ્લો. ૧૦)

આ શ્લોક સૂચવે છે કે-વિક્રમ અને ધન્વન્તરી વગેરે નવ રત્નો—એમ આ દશે સમકાલીન પુરુષો છે. એટલે આ નવ રત્નોનો કાળ છે તે જ વિક્રમાદિત્યના અસ્તિત્વનો કાળ છે. આ વિક્રમનો નિર્ણય કરવા માટે આપણે નવ રત્નોના કાળનો નિર્ણય કરવો જરૂરી છે.

જ્યોતિર્વિદાભરણનો રચનાકાળ તેની અંતિમ પ્રશસ્તિમાં આ પ્રમાણે છેઃ

**वर्षैः सिन्धुर-दर्शनां-ऽम्बर-गुणैः (३०६८) याते कलौ सम्मिते ।**
**मासे माधवसंज्ञिते च विहितो ग्रंथक्रियोपक्रमः ॥ अ० २२ श्लो० २१ ।**

આ ગ્રંથ કલિ સં. ૩૦૬૮ (વિ. સં. ૨૪)ના વૈશાખમાં શરૂ કર્યો છે. (અને કાર્તિક મહિનામાં સમાપ્ત કર્યો છે.)

આ ગ્રંથનો કર્તા રઘુવંશ આદિ ત્રણ કાવ્યોનો નિર્માતા અને વિક્રમ રાજાનો મિત્ર કવિ કાલિદાસ છે (શ્લો. ૧૯-૨૦) એમ પણ આ જ ગ્રંથમાં દર્શાવેલ છે. કિન્તુ આ ગ્રંથના આંતર નિરીક્ષણ પછી ઉક્ત બન્ને વસ્તુ ખોટી ઠરે છે, જે પૈકીના ઉપયોગી પાઠો નીચે પ્રમાણે છે.

**(१) मत्वा वराहमिहिरादिमतैः**
**(२) शाकः शराम्भोधियुगो ४४५ नितो हृतो,**
**मानं खतर्कै (६०) रयनांशकाः स्मृताः ॥ अ० १ श्लो० १८ ॥**

(૩) ઐન્દ્રયોગનો ત્રીજો અંશ જતાં ક્રાન્તિસામ્ય થાય ઇત્યાદિ વિધાનો

આ પાઠના આધારે પ્રસ્તુત ગ્રંથમા વરાહમિહિરના ગ્રંથનો આધાર અયનાંશ કાઢવાની રીતિમા શાકે ૪૪૫ ની સાલ અને ઉક્ત ક્રાંતિસામ્યમાં મેળખાતી શાકે ૧૧૬૪ (વિ. સં. ૧૨૯૯)ની સાલ હોવાનુ વિધાન તરી આવે છે.

હવે આ અને આવા પાઠોને લહિયાઓ દ્વારા ઉમેરાએલા માનીએ તો પછી માત્ર નવરત્નવાલો શ્લોક અસલી છે કે નકલી છે-તે જ તપાસવાનુ બાકી રહેશે. પરન્તુ આ પાઠો પ્રક્ષિપ્ત પાઠો નથી એમ માનીએ તો આ ગ્રંથ વિ સં. ૧૨૯૯ ની આસપાસમાં બનેલ છે અને મહાકવિ કાલિદાસના નામે ચડેલ છે એમ નિર્વિવાદ માનવુ પડશે. અને આવા અર્વાચીન ગ્રંથનુ પ્રાચીન કાળની ચર્ચામા શું સ્થાન છે તેનો નિર્ણય કરવાનું સંશોધકો ઉપર જ છોડી દેવુ પડશે.

સદ્‌ગત શંકર બાલકૃષ્ણ દીક્ષિત તો જ્યોતિર્વિદાભરણ માટે સ્પષ્ટ કહે છે કે—

**या मूळें त्यां ग्रंथावर भरंवसा ठेवितां येत नाहीं ॥**

—( ભારતીય જ્યોતિષશાસ્ત્ર પૃ. ૨૧૨ )

**ज्योतिर्विदाभरण-हा महूर्तग्रंथ आहे। हा गत कलि ३०३८ या वर्षी रघुवंश इत्यादि ग्रंथ करणार्या कालिदासाने केला असें यांत लिहिलें आहे, परन्तु ते खोटें आहे। ऐंद्र योगाचा तिसरा अंश गतअसतां रविचंद्रक्रान्तिसाम्य होतें असे यांत आहे। या वरून तर त्याचा काल सुमारे शक ११६४ ठरतो। याचा कर्ता कालिदास असल्यास तो रघुवंशकाराहून निराळा।**

—( ભારતીય જ્યોતિષશાસ્ત્ર અથવા ભા. જ્યો. શા. ચા પ્રાચીન આણિ અર્વાચીન ઇતિહાસ, પૃ૪-૪૭૬ )

પં. સુખલાલજી તથા પં. બેચરદાસજી પણ સાફ સાફ લખે છે કે—

વિદ્યાભૂષણ (સ્વ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ)ની કાળગણનામાં બીજો દોષ એ છે કે-તેઓ નવરત્નવાલા શ્લોકને ઐતિહાસિક પ્રમાણ માની કાલિદાસાદિ નવે વ્યક્તિઓને સમકાલીન માને છે. પણ આ પ્રમાણે આ નવે વ્યક્તિઓને સમકાલીન માનવા માટે કશો પૂરાવો નથી. -(સમ્મતિતર્ક પ્રકરણની પ્રસ્તાવના, પૃ. ૩૯)

શ્રી રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટ લખે છે કે-વિદ્વાનો એમ કહે છે કે આ નવમાનાં એકે સમકાલીન નથી.—(મુંબઈ સમાચાર દીપોત્સવી અંક પૃ. ૭૧)

આ સ્થિતિમાં જ્યોતિર્વિદાભરણના નવરત્નોવાલા શ્લોક ઉપર આપણે બહુ મદાર બાંધી શકીએ તેમ નથી જ, છતાં પણ વિશેષ વિચારણા માટે તેને સામે રાખી તેમાં બતાવેલ વરાહમિહિર કાલિદાસ અને ક્ષપણક માટે કૈંક સર્વતોમુખી વિચાર કરી લઈએ.

**૧ વરાહમિહિર**—પં. શંકર બાલકૃષ્ણ દીક્ષિત લખે છે કે—

**या (ज्योतिर्विदाभरण) ग्रंथा प्रमाणे विक्रमसंवताच्या आरंभाच्या सुमारास कोणी वराहमिहिर असल्यास तो पंचसिद्धांतादिकांच्या कर्ताहून निराला असला पाहिजे.** —(ભારતીય જ્યોતિશાસ્ત્ર પૃ. ૨૧૨)

અર્થાત્ નવરત્નવાલા શ્લોકને સાચો માનીએ તો વરાહમિહિર બે માનવા પડશેઃ

૧. વિક્રમની પહેલી સદીમા થએલ અને ૨. પંચસિદ્ધાંતિક આદિ ગ્રંથોનો નિર્માતા.

દીક્ષિતજીએ બીજા વરાહમિહિરનો જે પરિચય આપ્યો છે તેનો સાર નીચે મુજબ છેઃ

વરાહમિહિર તે આદિત્યદાસ બ્રાહ્મણનો પુત્ર હતો, જેને સૂર્ય તરફથી વરદાન મળ્યું હતુ. તેનો જન્મ શાકે ૪૧૨ (વિ સ. ૫૪૭) અને મરણ શાકે ૫૦૯ (વિ. સ. ૬૪૪)માં મનાય છે. તેણે લાટાચાર્ય **સિંહાચાર્ય** યવનાચાર્ય આર્યભટ્ટ પ્રદ્યુમ્ન અને વિજયનંદીના ગ્રંથોનું પરિશીલન કરીને પંચ સિદ્ધાંતિક[2] વિવાહપટલ બૃહત્સંહિતા બૃહદ્જાત લઘુજાતક અને યાત્રાગ્રંથો બનાવેલ છે, જેમાના છેલ્લા ચાર ગ્રંથો ઉપર ઉત્પલભટ્ટે શાકે ૮૮૮ આસપાસમા બનાવેલ ઉત્પલ ટીકાઓ મળે છે. તેમણે પંચસિદ્ધાંતિક ગ્રંથમા ગણિતનું આરંભવર્ષ શાકે ૪૨૭ (વિ. સં. ૫૬૨) સૂચવ્યુ છે. તેમા સૂચવેલ ગ્રહસ્થિતિ તે વખતે દિલ્લીમાં હતી, એ ચોક્કસ વાત છે.[3] —(ભારતીય જ્યોતિ.શાસ્ત્ર પૃ ૨૧૦ થી ૨૧૬)

---

૨. પૌલશ રોમક વશિષ્ઠ સૌર અને પિતામહ એ પાંચ સિદ્ધાંતોના આધારે પંચસિદ્ધાંતિક ગ્રંથ બનાવેલ છે.

૩. ભૂલવું ન જોઈએ કે વસિષ્ઠસિદ્ધાંત અને રોમકસિદ્ધાંત પણ બે બે જાતના છે (ભા. જ્યો. શાસ્ત્ર પૃ ૧૫૪, ૧૫૫, ૧૮૭). સૂર્યસિદ્ધાન્ત પણ બે જાતના છેઃ ૧ પંચસિદ્ધાંતોક્ત, અને ૨ લાટકૃત (પૃ ૧૮૦) આર્યભટ્ટ પણ બે થયા છેઃ ૧ કલિ સં. ૩૬૦૦ શાકે ૪૨૧ મા, અને ૨ શાકે ૮૭૫ લગભગમા. આથી સૂર્યસિદ્ધાંતો પણ બે બન્યાં છે. (પૃ. ૧૯૦, ૧૯૪, ૨૩૦) વગેરે વગેરે.

પૂનાવાલા સ્વ. રઘુનાથ શાસ્ત્રી ટેલકર કુતૂહલમંજરીનો એક શ્લોક બતાવે છે કે-

**स्वस्ति श्रीनृपसूर्यसुनुजशके याते द्विवेदांबर—**
**त्रै (३०४२) मानाब्दमिते त्वनेहसि जये वर्षे वसंतांदके ॥**
**चैत्रे श्वेतदले शुभे वसुतिथावादित्यदासादभूत् ।**
**वेदांगे निपुणो वराहमिहिरो विप्रो रवेराऽऽशीभिः ॥**

અર્થાત્—આદિત્યદાસ બ્રાહ્મણને ત્યા યુધિષ્ઠિર સં. ૩૦૪૨ ના ચૈત્ર શુદિ ૮ના દિને સૂર્યના આશીર્વાદથી વરાહમિહિરનો જન્મ થયો.

આ રીતે તેનો સમય (કલિ સં. ૩૦૪૨-૩૦૪૪=બે ઓછા) વિ. સં. પૂર્વે બીજા વર્ષે અથવા (યુ. સં. ૩૦૪૨-૨૩૯૧=૬૫૧) વિ સ. ૬૫૧ મા આવે છે.

એકંદરે પ્રસિદ્ધ જ્યોતિષી વરાહમિહિર વિ. સ. ૫૪૭ માં થએલ છે. અને એ વરાહમિહિર માનીએ તો પહેલો વરાહમિહિર વિક્રમસંવત્‌ના પ્રારંભકાળે વિદ્યમાન હતો એમ માનવુ પડશે.

**૨. કાલિદાસ**—આ નામના વિદ્વાનો ઘણા થયા છે. શ્રી. રઘુનાથ બ્રહ્મભટ્ટના લખવા પ્રમાણે—

૧. શુંગવંશી પુષ્યમિત્રના પુત્ર અગ્નિમિત્રનો સમકાલીન, જેણે માલવિકાગ્નિમિત્ર નાટક બનાવેલ છે.

૨. સમ્રાટ્ સમુદ્રગુપ્તનો રાજકવિ હરિષેણ, જેણે રઘુવંશ કાવ્ય બનાવ્યું છે.

૩. ભોજનો રાજકવિ, પરિમલકાલિદાસ, જેણે નવસાહસાંક અને જ્યોતિર્વિદાભરણ બનાવ્યા છે. —( મુંબઇ સમાચાર ૧૯૯૯ દિવાળી અંક પૃ. ૭૧ )

૩. ક્ષપણક—આ શબ્દથી અહીં આ. સિદ્ધસેન દિવાકર સૂચવાય છે.[૪]

જ્યારે પં. સુખલાલજી તથા પ. બેચરદાસજી તેનો ઇન્કાર કરતાં કહે છે કે—

"વળી ક્ષપણકથી સિદ્ધસેન દિવાકર ઉદ્દિષ્ટ છે એ કેવળ કલ્પના જ છે અને વધારે ચોક્કસ પૂરાવાની અપેક્ષા રાખે છે." —( સમ્મતિતર્ક પ્રસ્તાવના પૃ ૩૯ )[૫]

આ રીતે અહીં ક્ષપણક શબ્દથી આ. સિદ્ધસેન દિવાકરને લેવા ઇષ્ટ નથી, કિન્તુ દલીલને ખાતર એઓ જ ઉદ્દિષ્ટ છે એમ માની આપણે આગળ વધીએ.

આ. પ્રભાચંદ્રસૂરિએ વિ. સં. ૧૩૩૪ મા પ્રભાવકચરિત્ર બનાવ્યુ છે, જેમા તેઓએ

---

૪ તપસ્વી જૈન મુનિઓ ખાસ કરીને "ક્ષપણક" તરીકે ઓળખાય છે, જેમકે—
उज्जेणीकालगखमगा, सागरखमणा सुवन्नभूमिसु । पून्छा आउयसेस, इंदो सा दिव्वकरण च ॥
—( उत्तराध्ययन, परिपहाध्ययननिर्युक्ति ).

૫ આ. સિદ્ધસેન દિવાકર સંબંધી ઘણી હકીકત અહીં સમ્મતિતર્કપ્રકરણની પં. સુખલાલજી તથા પ. બેચરદાસની પ્રસ્તાવનામાથી લીધી છે.

પૂર્વના ચરિત્રગ્રંથોના[૬] આધારે આ. સિદ્ધસેન દિવાકરનું ચરિત્ર પણ આલેખ્યું છે, જેનો સાર નીચે મુજબ છે—

આ. સિદ્ધસેન દિવાકરની જ્ઞાતિ બ્રાહ્મણ, ગોત્રકાત્યાયન, પિતા દેવર્ષિ અને માતા દેવશ્રી હતાં. તેઓએ વિદ્યાધર આમ્નાયના આ. પાદલિપ્તસૂરિની પરંપરામાં થએલ આ. સ્કંદિલાચાર્યના પટધર આ. **વૃદ્ધવાદિસૂરિ** પાસે દીક્ષા લીધી અને આચાર્યપદ પ્રાપ્ત કર્યું.

આ આચાર્યે મનથી જ પ્રણામ કરનાર રાજાને ઊંચો હાથ કરી **ધર્મલાભ** આપ્યો તેથી રાજાએ આચાર્યને ક્રોડ સ્વર્ણટંકો આપ્યા. પરન્તુ આચાર્ય મહારાજે તે લેવાની ના કહી એટલે રાજાએ તે રકમને શુભ કાર્યમાં લગાવી. આ આચાર્યે ચિત્તોડના એક ગુપ્ત ગ્રંથભંડારમાંથી સ્વર્ણસિદ્ધિ અને સરસવની વિદ્યા પ્રાપ્ત કરી હતી. અને તેના વડે પૂર્વદેશના કર્માર નગરના રાજા દેવપાળને તથા ભરુચના રાજા બલમિત્રના પુત્ર **ધનંજયને** પુષ્કળ દ્રવ્ય અને સરસવથી ઉત્પન્ન કરેલ સૈનિકોની મદદ કરી શત્રુઓની સામે જય પ્રાપ્ત કરાવ્યો હતો. રાજા દેવપાળે તો આ ઘટનાથી આચાર્ય મહારાજને "દિવાકર"ની પદવીથી વિભૂષિત કર્યા અને ત્યારથી તેઓ **સિદ્ધસેન દિવાકર** તરીકે વિખ્યાત થયા.[૭]

આ રીતે ચરિત્રગ્રંથોમાં આચાર્ય સિદ્ધસેન દિવાકર અને રાજા વિક્રમાદિત્યનો ગુરુશિષ્ય જેવો ગાઢ સંબંધ બતાવ્યો છે. એટલે આપણે હવે શ્રી દિવાકરજીના સમય તરફ નજર નાખીએ. તે માટે ભિન્ન ભિન્ન વિદ્વાનોની વિચારણાઓ અને મીમાંસાઓ નીચે મુજબ છેઃ

(૧) ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ માને છે કે—ઈ. સ. ૫૩૦–૩૫ માં હૂણોને હરાવનાર માળવાનો રાજા **યશોધર્મ** તે વિક્રમ અને નવરત્નોવાલા શ્લોકમાં દર્શાવેલ **ક્ષપણક** તે આ. સિદ્ધસેન દિવાકર. આ રીતે આ આચાર્ય ઈ. સ. ૫૩૦–૩૫ લગભગમાં થયા છે.

વિદ્યાભૂષણજીનો આ નિર્ણય ભૂલભરેલો છે. કારણ કે વિક્રમાદિત્ય ક્યારે થયો ? એ પ્રશ્ન તો ઝઘડામાં જ ઊભો છે. ભિન્ન ભિન્ન વિદ્વાનો જુદા જુદા રાજાઓને વિક્રમ માને છે. પૂ. પં. કલ્યાણવિજયજી મ. ઉજ્જૈનના રાજા બલમિત્રને જ વિક્રમ તરીકે સાબીત કરે છે. આ સિવાય 'ક્ષપણક' શબ્દથી આ. સિદ્ધસેનને લેવા એ પણ કલ્પના જ છે ના ?

---

૬ વિક્રમની દસમી સદીના આ. ભદ્રેશ્વરસૂરિએ બનાવેલ ગદ્ય-કથાવલી તથા વિ. સં. ૧૨૯૧ માં તાડપત્ર પર લખાએલ દિવાકરજીના પદ્ય પ્રબંધ વગેરે.

૭ એક ગાથામાં "દિવાકર" પદવીવાલા પૂર્વધર જ હોય એવું સૂચન છે. તેઓ એક વાર રાજ્યભક્તિના મોહમાં ફસાઈ પડયા હતા. પુનઃ ગુરુ મહારાજે ત્યાં આવી તેઓને પુનઃ શુદ્ધ માર્ગમાં સ્થાપિત કર્યા હતા. તેઓએ પ્રાકૃત ભાષામાં રહેલ જૈન સિદ્ધાંતને સંસ્કૃતમાં ઉતારવાનો વિચાર કર્યો અને એના જ પ્રાયશ્ચિત્તમાં વિક્રમાદિત્યને પ્રતિબોધ આપી જૈનધર્મી બનાવ્યો. આ પ્રસંગે તેઓએ **વીરસ્તુતિ** અને કલ્યાણમંદિર સ્તોત્ર નવા બનાવી તે વડે ઉજ્જૈનના કુડંગેશ્વર મહાકાલના મંદિરના શિવલિંગમાંથી **અવન્તી-પાર્શ્વનાથની** પ્રતિમા પ્રગટ કરી હતી. તેઓએ સમ્મતિતર્કપ્રકરણ, ન્યાયાવતાર, બત્રીશીઓ અને કલ્યાણમંદિર વગેરે ગ્રંથો બનાવ્યા છે અને તેઓનું સ્વર્ગગમન દક્ષિણના **પૈઠણમાં** થયું છે. વગેરે વગેરે.

અને તે નવે રત્નો સમકાલીન હતાં તેનો કશોય પૂરાવો મળતો જ નથી. આ સ્થિતિમા વિદ્યાભૂષણજીનો મત કેમ સાચો મનાય ?

(૨) ડૉ. હર્મન યાકોબી અને પં. જુગલકિશોરજી મુખ્તાર માને છે કે—બૌદ્ધ આ. ધર્મકીર્તિનો "પ્રમાણસમુચ્ચય" કે જેનો સમય ઇ. સ. ૬૩૫ થી ૬૫૦ મનાય છે તેમાં પ્રમાણવ્યવસ્થામા **भ्रान्त** અને **अभ्रान्त** શબ્દો વાપર્યા છે. આ. સિદ્ધસેનજીએ ન્યાયાવતારમા પણ પ્રમાણચર્ચામાં **भ्रान्त** તથા **अभ्रान्त** શબ્દો આપ્યા છે ( શ્લો. ૫,૭ ) જે ઉક્ત બૌદ્ધાચાર્યના છે, માટે આ. સિદ્ધસેનજી તેમના પછી થયા એ વાત નક્કી છે.

પરન્તુ આવો નિર્ણય કરવામાં ઉપરના બન્ને વિદ્વાનો પણ ભૂલ્યા છે. કારણ કે ગૌતમના ન્યાયસૂત્ર અને તેના વાત્સાયનભાષ્યમા **अभ्रान्त** અર્થવાલો **अव्यभिचारि** શબ્દ વપરાયો છે. પ્રો. રુચી લખે છે કે-દિઙ્નાગની પહેલાંના યોગાચાર્યભૂમિશાસ્ત્રમાં અને પ્રકરણાચાર્યવાચામા પણ **अपरोक्ष, कल्पनापोढ, निर्विकल्प, अभ्रान्त** અને **अव्यभिचारी**. વગેરે શબ્દો છેઃ આ યોગાચાર્યના કર્તા ઇસ્વીસનની ચોથી સદીના મધ્યમાં થએલ અસંગતના ગુરુ 'મૈત્રેય' છે. વળી ન્યાયાવતાર શ્લો. ૬ માં પ્રત્યક્ષના અભ્રાન્તપણાનુ જે વિધાન કર્યું છે તે પ્રત્યક્ષને અભ્રાન્ત માનનાર બૌદ્ધ આ ધર્મકીર્તિ સામે તો ન જ હોઈ શકે. એ વિધાન પ્રત્યક્ષને ભ્રાન્ત માનનાર સૌત્રાન્તિક અને વિજ્ઞાનવાદી બૌદ્ધો સામે જ છે. આ રીતે **भ्रान्त** અને **अभ्रान्त** શબ્દો ઘણા જ પુરાણા છે.

(૩) ડૉ. યાકોબી ન્યાયાવતાર ( શ્લો. ૧-૧૧ વગેરે ) ના **स्वार्थ** અને **परार्थ** શબ્દોને પણ પ્રમાણસમુચ્ચયમાથી લીધેલા માને છે. પરન્તુ આ શબ્દો તો તેમની પહેલાંના વૈશેષિક ન્યાયદર્શન બૌદ્ધ ન્યાયમુખ અને બૌદ્ધ ન્યાયપ્રદેશમા પણ મળે છે. માટે ડૉ. યાકોબીની તે માન્યતા નિર્મૂળ છે.

(૪) પં. જુગલકિશોરજી મુખ્તાર માને છે કે—ન્યાયાવતાર શ્લો. ૯ **आप्तोपज्ञ** આ. સમન્તભદ્રના રત્નકરંડ શ્રાવકાચારમા પણ છે ( **नयास्तव०** શ્લોક પણ આ. સિદ્ધસેન તથા આ. સમન્તભદ્રની કૃતિ રૂપે મળે છે ). અને બીજી કૃતિઓમા પણ શબ્દગત શૈલીગત અને વસ્તુગત સામ્ય છે. એટલે આ. સિદ્ધસેનજીએ એ વસ્તુઓ આ. સમન્તભદ્રના ગ્રંથોમાથી લીધી છે.

પરન્તુ આ બન્ને આચાર્યોમા પહેલા કોણ ? અને પછીના કોણ ? એટલે કોણે કોનુ અનુકરણ કર્યું છે એ પણ એક જટિલ સમસ્યા છે. તથા રત્નકરંડ શ્રાવકાચાર મહાન્ સ્તુતિકાર આ. સમન્તભદ્રની રચના છે તેના ચોક્કસ પૂરાવા જ મળતા નથી. માટે મુખ્તારજીની એ માન્યતા પણ કલ્પના ઉપર જ ઊભેલી છે[૮]

ઉપર કહેલ વિચારણાઓ અને સમાધાનોથી એ નક્કી છે કે—આ. સિદ્ધસેન દિવાકર

૮ આ. સમન્તભદ્રસૂરિ આ. ચંદ્રસૂરિજીના પટ્ટધર અને વનવાસી ગચ્છના પ્રથમ આચાર્ય છે, જેનો સમય પટ્ટાવલીના આધારે વિક્રમની બીજી સદી છે. વિશેષ માટે જુઓ 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ અંક ૯ પૃષ્ઠ ૯૧ માંનો "આ. સમન્તભદ્રસૂરિ" શીર્ષક લેખ.

વિક્રમની ચોથી-પાંચમી સદીના આચાર્ય છે. પરન્તુ તેઓનો વાસ્તવિક સમય મેળવવા માટે તો તેઓનાં ચરિત્રો, ચરિત્રરચનાની સાલો, ગ્રંથો, તેઓના ગ્રંથની ટીકાઓ, ચર્ચાઓ અને અવતરણો વગેરે જ વિશેષ ઉપયોગી છે. માટે હવે આપણે તે તરફ વળીએ.

(૧) આ. હરિભદ્રસૂરિના પચવસ્તુમાં આ. સિદ્ધસેન તથા સમ્મતિતર્કનો ઉલ્લેખ છે.

(૨) દિ. આ. અકલંકે રાજવાર્તિક (૫-૭) અને લઘીયસ્ત્રયીમાં તથા આ. વિદ્યાનંદીએ શ્લોકવાર્તિક પૃ. ૩ માં આ. સિંદ્ધસેન દિવાકરજીના ગ્રંથોમાંથી પ્રેરણા વિચારો અને અવતરણો લીધાં છે. દિ. આ. સુમતિએ તો એથી આગળ વધીને "સમ્મતિતર્ક" પર ટીકા પણ બનાવી છે. આઠમી સદીના વિદ્વાન્ શાંતિરક્ષિતે તત્ત્વસંગ્રહ( કારિકા ૧૨૬૨, ૧૯૮૦ )માં આ. સુમતિના મતની સમાલોચના કરી છે. એટલે કે આ. સુમતિ આઠમી સદી પહેલાંના છે.

(૩) છઠ્ઠી સદીના દિ. આ. પૂજ્યપાદજી જૈનેન્દ્ર વ્યાકરણમાં આ. સિદ્ધસેનજીને મહાવૈયાકરણકાર તરીકે યાદ કરે છે, જેમ કે—

A उपेन । १ । ४ । १६ ॥ ( जैनेन्द्रव्याकरण )

**हीनार्थे उपेन योगे इव् भवति, न गतिसंज्ञा च । उपसिंहनंदिनं कवयः । उपसिद्धसेनं वैयाकरणाः ॥**

B उपेन । १ । ४ । १६ ॥ ( जैनेन्द्रप्रक्रिया, पृ. १२७ ).

**हीनार्थे द्योत्ये उपेन योगे इव् भवति, गतिसंज्ञाप्रतिषेधश्च । उपसिद्धसेनं वैयाकरणा ॥**

C वेत्तेः सिद्धसेनस्य । ५ । १ । ७ ॥ ( जैनेन्द्रप्रक्रिया पृ. ६ )

એટલે કે-આ. સિદ્ધસેનજી તે પહેલાંના આચાર્ય છે.

(૪) આ. જિનદાસ મહત્તરે ચૂર્ણિ-ટીકાઓ બનાવી છે. તેઓની નન્દીચૂર્ણી શાકે ૫૯૮ ( વિ. સં. ૭૩૩ ) ની રચના છે. તેઓ નિષીથચૂર્ણિમા આ. સિદ્ધસેન દિવાકર અને સમ્મતિતર્ક માટે ઉલ્લેખ કરે છે તે આ પ્રમાણે—

A **दंसणनाणप्पभावगाणि य सत्थाणि, सिद्धिविणिच्छय-सम्मतिमादि ।**

B **दंसणप्पभावगाण सत्थाण सम्मदियादि सुतणाणे य ।**

C **अथवा तिसु आइल्लेसु णिवत्तणाधिकरणं । तत्थ ओरालिये पगिंदियादि पंचविधं, जं जोणिपाहुडादिणा जहा सिद्धसेनायारपण अस्सा पकता ।**

આ. સિદ્ધસેન દિવાકરે તે સમયના રાજાઓને સરસવ વિદ્યાથી ઘોડા બનાવી આપ્યા, એ વસ્તુ અહી સૂચિત છે. આથી આ. સિદ્ધસેનનો સમય આ. જિનદાસજી મહત્તરથી પૂર્વે તો ખરો જ, કિન્તુ યોનીપ્રાભૃત ગ્રંથના વિનાશ પહેલા આવે છે.

દશાશ્રુતચૂર્ણિમાં પણ આ. સિદ્ધસેનજીના નામનો ઉલ્લેખ છે.

(૫) આ. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ કે જેઓ વી. નિ. સ. ૧૧૫૫ (વિ. સ. ૬૪૫) માં સ્વર્ગે ગયા છે તેમણે પોતાના "વિશેષણવતી" અને "આવસ્યકભાષ્ય"માં આ. સિદ્ધસેનના ઘણા વિચારો લીધા છે. અને ક્રમોપયોગની ચર્ચા કરી છે. તેઓના નિશીથભાષ્યમાં

દર્શનપ્રભાવક શાસ્ત્રનું સૂચન છે, જ્યાં ચૂર્ણિકારે સમ્મતિતર્કનું નામ આપ્યું છે.[૯]

(૬) આ. મલ્લવાદીજીએ દ્વાદશારનયચક્ર અને સમ્મતિતર્કની ટીકા બનાવેલ છે. આ. આચાર્યે વિ. સં. ૪૧૪ મા બૌદ્ધો સાથે શાસ્ત્રાર્થ કરી વિજય પ્રાપ્ત કર્યો હતો.

હવે સમ્મતિતર્કને પ્રભાવક શાસ્ત્રનુ સ્થાન મેળવવાને ઓછામાં ઓછા સોએક વર્ષ લાગ્યાં હોય અને તે પછી તેની ટીકાઓ બની હોય—આવું અનુમાન કરીએ તો આ. સિદ્ધસેનજી વિક્રમની ચોથી સદી પહેલાંના આચાર્ય છે એ વાત નક્કી છે.

(૭) પ્રભાવકચરિત્ર પ્રમાણે તેઓ વિદ્યાધર આમ્નાયના પાદલિપ્ત કુળના અને આ. સ્કંદિલાચાર્યના શિષ્ય છે.

જૈન ઇતિહાસ વિદ્યાધરશાખા અને વિદ્યાધરકુળની ઉત્પત્તિ નીચે મુજબ બતાવે છે.

A थेरेहिंतो सुट्ठियसुप्पडिवुद्धेहिंतो कोडिय-काकंदएहिंतो वग्घावच्चसगुत्तेहिंतो इत्थणं कोडियगणे णामं गणे णिग्गए ॥ तस्सणं इमाओ चत्तारि साहाओ चत्तारि कुलाइं एवमाहिज्जंति ॥

से किं तं साहाओ? साहाओ एवमाहिज्जति । तंजहा—
उच्चानागरी, विज्जाहरी, वइरी, य मज्झिमिल्ला य ।
कोडियगणस्स एया, हवंति चत्तारि साहाओ ॥ १ ॥

थेरेहिंतो णं विज्जाहरगोवालेहिंतो कासवगुत्तेहिंतो एत्थणं विज्जाहरी साहा णिग्गया। —( कल्पसूत्र )

આ વિદ્યાધરી શાખાનો પ્રાદુર્ભાવ વિક્રમ પૂર્વે બીજી સદીમાં થએલ છે.

B दुर्भिक्षे श्रीवज्रस्वामिवचसा सोपारके गत्वा जिनदत्तगृहे ईश्वरीनाम्न्या तद्भार्यया लक्षपाकभोज्ये विषनिक्षेपविधानचिंतनश्रावणे सति प्रातः सुकालो भावीत्युक्त्वा विषं निवार्य नागेन्द्र-चंद्र-निर्वृति-विद्याधराख्यान् चतुरः सकुटुम्बानिभ्यपुत्रान् प्रव्राजितवान् । तेभ्यश्च स्वस्वनामांकितानि चत्वारि कुलानि संजातानीति ॥
—( તપગચ્છ પટ્ટાવલી, પટ્ટાવલીસમુચ્ચય ભા. ૧ પૃ. ૪૮ )

આ વિદ્યાધર કુલની ઉત્પત્તિ વિ સં. ૧૫૦ લગભગમાં આવે છે.
આ. સિદ્ધસેન દિવાકરજી વિદ્યાધર કુલમાં નહી કિન્તુ વિદ્યાધર શાખામા થયા છે.
આ. પાદલિપ્તસૂરિ વિક્રમની પહેલી સદીના આચાર્ય છે.

આ. સ્કંદિલસૂરિ અને આ. ષાંડિલ્યસૂરિને આપણે એક જ આચાર્ય માનીએ તો આ નામના બે આચાર્યો થયા છે.

(૧) A वंदे कोसियगोत्तं, संडिल अज्जजीयधरं ॥
—( નંદીસૂત્ર સ્થવિરાવલી ગા. ૨૬ )

૯ યુગપ્રધાનોના ક્રમમા તોપણ વિશેષ તથ્યાશ છે એ યંત્ર પ્રમાણે શ્રી જિનભદ્રગણિ વીરાત્ ૧૦૧૧મા જન્મ્યા, વીરાત્ ૧૦૨૫ મા દીક્ષિત થયા અને વીરાત્ ૧૧૧૫મા સ્વર્ગસ્થ થયા
—( મો. ભ. ઝવેરી. જૈન સાહિત્ય સંશોધક ખં. ૩ અં. ૧ પૃ. ૯૬ )

B सामज्जं, खंदिलायरियं ।-( दुस्समाकालसमणसंघथयं गा. ११ )

C तच्छिष्यः शाण्डिल्यो जीतमर्यादाकृत् ॥

—( તપગચ્છ પટ્ટાવળી, પટ્ટાવલીસમુચ્ચય પૃ. ૪૬ )

(૨) A थेरस्स णं अज्जधम्मस्स कासवगुत्तस्स अज्जसंडिले थेरे अंते वासी।

—( कल्पसूत्र ).

B ते वंदे खंदिलायरिये—( नंदीसूत्र गा. ३३ )

આમાંના પહેલા સ્કંદિલાચાર્ય વિક્રમપૂર્વે બીજી સદીમાં થયા છે. કદાચ તેઓ વિદ્યાધર શાખાના હશે, કિન્તુ પાદલિપ્ત કુળના તો નથી જ.

યદિ बम्भलिज्ज ને સ્થાને પાદલિપ્ત કુળ લખાયું હોય તો આ. સિદ્ધસેનજી તેઓના પ્રશિષ્ય અને વિક્રમની પહેલી સદીમાં થયા છે એમ સુમેળ સાધી શકાય છે.

બીજા સ્કંદિલાચાર્ય કલ્પસૂત્રના આધારે સંભવતઃ વજ્ર શાખાના અને વિક્રમની ચોથી સદીના આચાર્ય છે. એટલે તેઓ વિદ્યાધર શાખાના કે પાદલિપ્તકુળના નથી એ પણ નક્કી વાત છે.

આ સિવાય ત્રીજા સ્કંદિલાચાર્ય થયા છે કે નહી તેનો કશો ઉલ્લેખ મળતો નથી.

(૮) પ્રભાવકચરિત્રમાં તેઓના સમકાલીન ત્રણ રાજાઓનાં નામો મળે છે:

૧. ઉજ્જૈનનો વિક્રમાદિત્ય, ૨. ભરુચના રાજા બલમિત્રનો પુત્ર ધનજય, અને ૩. કર્મોર નગરનો રાજા દેવપાળ.

ઉપરનાં પ્રમાણો જણાવે છે કે–આ. સિદ્ધસેન તે ચોથી સદી પહેલાંના આચાર્ય છે.

હવે આપણે મૂળ વાત પર આવીએ. વિક્રમની સભાનાં નવ રત્નો બતાવાય છે જે વાસ્તવમાં સમકાલીન પુરુષો નથી જ, તો પછી તેઓનો વિક્રમ પણ સાચો વિક્રમાદિત્ય કેમ બની શકે?

એશિઆટિક રીસર્ચીઝ પુ. ૯, પૃ. ૧૧૭ માં ભોજ રાજાને પણ વિક્રમ તરીકે ઓળખાવ્યો છે એટલે આ વિક્રમ તે વૃદ્ધભોજ જ છે એમ કેટલાએક વિદ્વાનો માને છે. સ્પષ્ટ છે કે આ નવરત્નવાળો વિક્રમ તે વિક્રમસંવત્નો નાયક નથી.

## ગુપ્તવંશીય દ્વિતીય ચંદ્રગુપ્ત–વિક્રમાદિત્ય

મી. વેબર, વિલ્વર્ડ, વીલ્સન્, કનીંગહામ, યાકોબી, કીથ, મેકડોનલ્ડ અને મી. રેપ્સનના મતે બીજો ચંદ્રગુપ્ત જ સંવત્નાયક વિક્રમાદિત્ય છે, જેનો સમય ગુપ્ત સં. ૯૦ (વિ. સં. ૪૬૫, ઈ. સ. ૪૦૯) લગભગનો છે.

શ્રીયુત્ રાખાલદાસ વન્ધોપાધ્યાય ગુપ્તવંશનો પરિચય કરાવે છે કે—

ઈ. સ.ની ચોથી સદીના પ્રથમ ચરણમાં શ્રીગુપ્તનો પુત્ર અને લિચ્છવીનો જમાઈ ઘટોત્કચગુપ્ત નામનો સાધારણ રાજા હતો. ત્યાર પછી અનુક્રમે પ્રથમ ચંદ્રગુપ્ત, સમુદ્રગુપ્ત, દ્વિતીય ચંદ્રગુપ્ત (વિક્રમાદિત્ય), કુમારગુપ્ત (મહેન્દ્રાદિત્ય), સ્કંદગુપ્ત (વિક્રમાદિત્ય), પુરગુપ્ત, નરસિંહગુપ્ત (બાલાદિત્ય), દ્વિતીય કુમારગુપ્ત (ક્રમાદિત્ય), ત્રીજો ચંદ્રગુપ્ત (દ્વાદશાદિત્ય), વિષ્ણુગુપ્ત (ચદ્રાદિત્ય) વગેરે ગુપ્તવંશીય રાજાઓ થયા. જેઓના વિવિધ જાતના સિક્કાઓ મળે છે (પૃ. ૧૫૨ થી ૧૮૫) તેમા ખાસ કરીને દ્વિતીય ચંદ્રગુપ્ત,

કુમારગુપ્ત અને સ્કંદગુપ્તના ઘણા સિક્કાઓમાં વિક્રમ શબ્દ વપરાયો છે. કેટલાએક ઉત્કીર્ણ પાઠો આ પ્રમાણે છે.

A　श्रीविक्रम ॥　　　　　　　　विक्रमादित्यः ॥
क्षितिमवजित्य सुचरितैर्दिवं जयति विक्रमादित्यः ॥
नरेन्द्रचंद्रप्रथितगुणदिवं जयत्यजेयो भुवि सिंहविक्रमः ॥
नरेन्द्रसिंहचंद्रगुप्तः पृथिवीं जित्वा दिवं जयति सिंहचंद्रः ॥
श्रीसिंहविक्रमः ॥　　　　　　　　अजितविक्रम. ॥
परमभागवत महाराजाधिराज श्रीचंद्रगुप्त विक्रमादित्य. ॥
श्रीगुप्तकुलस्य महाराजाधीराज श्रीचंद्रगुप्त विक्रमांकस्य ॥

B　कुमारगुप्तो विजयी सिंहमहेन्द्रो दिवं जयति ॥
कुमारगुप्तो युधि सिंहविक्रमः ॥
परमभागवत महाराजाधिराज श्रीकुमारगुप्त महेन्द्रादित्यः ॥

C　परमभागवत महाराजाधिराज श्रीस्कंदगुप्त विक्रमादित्यः ॥
परमभागवन श्रीविक्रमादित्य स्कंदगुप्तः ॥
परमभागवत श्रीस्कंदगुप्तः વગેરે વગેરે.

-( શ્રીયુત્ રામચંદ્ર વર્મા અનુવાદિત "પ્રાચીન મુદ્રા" હીન્દી સંસ્કરણ પરિચ્છેદ ૭ મો પૃ. ૧૬૨ થી ૧૬૯, ૧૭૭, ૨૦૬ થી ૨૦૮).

રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ B. A , LL B. લખે છે કે—

ગુપ્તસંવત્ ચદ્રગુપ્તે શરૂ કર્યો છે, પણ તે પોતાના વખતથી ન ગણતાં ગુપ્તવંશના મૂળ રાજા શ્રીગુપ્તથી ગણ્યો છે. (પૃ ૬૭) જેમ માલવ લોકે માળવા જીતી લીધુ.[૧૦]

૧૦ बहुत प्राचीन कालमे मालवजाति भारतवर्षके उत्तरपश्चिम प्रांतमें रहती हैं । +++ । किसी समय यह जाति अवन्तीदेशमें निवास करती थी इसीलिये प्राचीन अवन्ती या उज्जयिनीको बादके इतिहासमें मालवदेश कहने लगे थे (पृ १४३) । द्वितीय चद्रगुप्तने गुप्तसवत ८२ से पहिले मालव पर अधिकार किया था (पृ. २०६ )। शकसवत्की पहली शताब्दीके प्रथमार्धमें शकजातीय द्वितीय क्षत्रप वंशने मालव और सौराष्ट्र पर अधिकार किया था ।-( प्राचीन मुद्रा पृ. १९५ ).

માળવાનું અસલ નામ અવન્તી હતુ, ઈ. સ.ના બીજા સૈકા પહેલાંના કોઈ સંસ્કૃત ગ્રંથમાં માલવદેશ એમ નામ વાપરેલુ જણાતુ નથી. માલવ અથવા માલય નામની જાતે એ દેશ જીતી લીધો અને ત્યાં આવીને વસી તેથી અવન્તી નામ બદલાઈને માલવદેશ અથવા માળવા નામ થયુ. જેમ કાઠી લોકોના નામ પરથી કાઠિઆવાડ થયું અને મેવ અથવા મેદ લોકોના નામ પરથી મેવાડ થયું, તેમ માલવ અથવા માલય જાતના નામ પરથી માળવા થયુ. માલવ લોકો ઉત્તર હિન્દુસ્તાનમાંથી આવ્યા અને ઈસ્વીસનની પહેલાંના સૈકડામાં માળવા જીતી લઈ ત્યા વસ્યા. મુદ્રારાક્ષસ નામના નાટક પરથી જણાય છે કે મૌર્યવંશના વખતમાં (ઇ. સ. પૂર્વે ૩૦૦મા) ઉત્તર હિન્દુસ્તાનમા માલયજાતનો રાજા રાજ્ય કરતો હતો. —( ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૨૯ ).

ત્યારે ઈ. સ. પૂ. ૫૬ થી શરૂ થતો વિક્રમસંવત્ શરૂ કર્યો હતો અને **નહપાને** માળવા જીતી લીધું ત્યારે ઈ. સ. ૭૮ થી શરૂ થતો શકસંવત્ શરૂ કર્યો, તેમ **ચંદ્રગુપ્તે** પણ કદાચ માળવા જીતી લીધું ત્યારે પોતાના વંશના મૂળ પુરુષથી ગણત્રી કરી ગુપ્તસંવત્ ચલાવ્યો હશે. ગુપ્તસંવત્ લાંબો વખત ચાલ્યો નથી. ગુપ્ત વંશની પડતી થયા પછી (ઈ. સ. ૪૭૦) માળવાનો ઈ. સ. પૂ. ૫૬ થી શરૂ થતો જૂનો સંવત્ ફરીથી ચાલુ થએલો જણાય છે. કદાચ એમ પણ હોય કે એ સંવત્‌નું નામ **વિક્રમસંવત્** પડયુ છે તે ચંદ્રગુપ્તનુ બીજું નામ **વિક્રમાદિત્ય** હોવાથી તેની યાદગીરીમાં પડયું હોય.

—(ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૬૭)

આ પ્રમાણે ઉપરથી બીજો ચંદ્રગુપ્ત એ જ સંવત્‌નો નાયક વિક્રમાદિત્ય છે, જેનો સમય વિ. સં. ૪૬૫ લગભગનો છે. પરન્તુ આ ચંદ્રગુપ્તને સંવત્‌નો નાયક માનવામાં ઘણા વાંધાઓ ઊભા થયા છે, જેમાંના કેટલાકએક તો નીચે મુજબ છે.—

તે ગુપ્તવંશનો હતો માટે તેણે **ગુપ્તસંવત્** ચલાવ્યો છે એટલે જ તેણે કોઈ બીજો સંવત્ ચલાવ્યો હોય કે તેના નામ પર બીજો સંવત્ ચાલ્યો હોય એ કલ્પના જ વધુ પડતી છે. તે પોતાનો સંવત્ ચલાવવાને સમર્થ હતો છતાં પોતાનો સંવત્ ન ચલાવતાં તે પ્રાચીન સંવત્ સાથે પોતાનુ નામ જોડે એ બને જ કેમ?

પ્રજાએ તેની બહાદુરીની કદર કરી અને **ગુપ્તસંવત્** અપનાવ્યો, પછી તેનાં નામ પર બીજો સંવત્ ચડાવવો તે નિરર્થક છે.

તેના કે તેના ઉત્તરાધિકારીઓના એક પણ સિક્કા કે શિલાલેખોમાં વિક્રમ-સંવત્ નોંધાયો નથી.

તેને જ "વિક્રમાદિત્ય" બિરુદ હતુ એમ નથી, તેના ઉત્તરાધિકારીઓમાંના **સ્કંદગુપ્ત** અને દ્વિતીય **કુમારગુપ્ત** પણ "વિક્રમાદિત્ય" બિરુદધારી હતા. આ રીતે તો મહારાજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય બિરુદના કારણે જ વિક્રમસંવત્‌ના નાયક છે એ વસ્તુ નબળી પડી જાય છે.

પ્રો. કીથ કહે છે કે—સ્કંદગુપ્તે ઈ. સ. ૪૫૫ માં હૂણોનો પ્રથમ પરાજય કર્યો હતો. (સંસ્કૃત નાટક ભા. ૧ પૃ. ૧૯૭) એટલે એ વિક્રમાદિત્ય છે.

પં. સોમદેવજીએ કથાસરિત્સાગરના વિક્રમશીલ લંબક ૬, તરંગ ૧ મા તો દ્વિતીય ચંદ્રગુપ્તને બદલે મહેન્દ્રાદિત્યના બિરુદવાલા પ્રથમ **કુમારગુપ્ત**ના પુત્ર **સ્કંદગુપ્ત**ને જ શકારિ અને વિક્રમાદિત્ય તરીકે વર્ણવ્યો છે. આ વસ્તુ પણ દ્વિતીય ચંદ્રગુપ્તને સંવત્‌નાયક વિક્રમાદિત્ય તરીકે માનવાની વિરુદ્ધમા જાય છે.

હોલ્કર રાજ્યમાં **ખરગોન**થી ૧૭ માઈલ દૂર **બમનાલા** ગામની જમીનમાંથી સમ્રાટ્ **સમુદ્રગુપ્ત**ના ૮, દ્વિતીય ચદ્રગુપ્તના ૯, અને પ્રથમ કુમારગુપ્તના ૪, એમ કુલ ૨૧ સોનાના સિક્કાઓ મળ્યા છે, જે હાલ ઈંદોરના ખજાનામાં છે, જેમાં ચદ્રગુપ્તના પિતા સમ્રાટ્ સમુદ્ર-ગુપ્તને પણ "વિક્રમ"નું બિરુદ છે. નિર્વિવાદ વાત છે કે દ્વિતીય ચદ્રગુપ્તની પહેલાં પણ "વિક્રમ" મળે છે.[૧૧] સમ્રાટ્ સમુદ્રગુપ્તના સમકાલીન મનાતા રાજકવિ હરિષેણે કૃષ્ણચરિતમાં શૂદ્રકને શકારિ વિક્રમ તરીકે ઓળખાવેલ છે એટલે સમુદ્રગુપ્તથી ઘણા પહેલાં વિક્રમાદિત્ય થએલ છે.

---

૧૧—અલ્લાહાબાદના સ્તંભ ઉપર સમુદ્રગુપ્ત માટે प्रदानभुजविक्रम શબ્દ છે.

—(ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ. ૬૧)

તેની રાજધાની અવન્તી કે ઉજ્જૈન ન હતી, કેમકે ત્યાં તે સમયે માલવરાજ યશોધર્મના પૂર્વજો રાજ્ય કરતા હતા. માટે માલવસંવત્ ચંદ્રગુપ્તની સાથે લેવડદેવડ તેમ ન હતું.

ડૉ. ત્રિ. લ. શાહ જણાવે છે કે—અરિષ્ટકર્ણી શાતકરણીના પુત્ર હાલ રાજાએ **ગાથાસપ્તશતી** બનાવેલ છે, જેનો રચનાકાલ ઈ. સ. ૬૮ માં મનાય છે, તેમાં પણ વિક્રમાદિત્યનું સૂચન છે. એટલે દ્વિતીય ચંદ્રગુપ્તથી લગભગ ચાર સદી પહેલાં વિક્રમાદિત્ય થયાનું સાબીત થાય છે. —( પ્રાચીન ભારતવર્ષ, ભા. ૪ પૃ. ૩૬ )

સમ્રાટ્ ચંદ્રગુપ્તે મંદસોર (મંશારી)માં ( જ. રો. એ. સો. પુ. ૨૧ પૃ. ૨૮૪ ) હૂણોને હરાવ્યા છે કે શકોને?—આ પણ એક પ્રશ્ન છે. જ્યારે વિક્રમાદિત્ય "શકારિ" તરીકે જ વિખ્યાત છે. ખરી રીતે વિ. સં. ૧ માં જેણે કોઈએ પણ શકોને હરાવી જય પ્રાપ્ત કર્યો છે તે બહાદુર જ હશે માટે તે જ સાચો સંવત્નો નાયક વિક્રમાદિત્ય બની શકે છે.

## માલવરાજ યશોવર્મા—વિક્રમાદિત્ય

વિક્રમની છઠ્ઠી સદીમાં માલવામાં યશોધર્મા રાજા થયો છે, જેના પિતા પુત્ર કે વંશનાં નામો હજી મળી શક્યાં નથી. મંદસૌરમાંથી કુટિલલીપીમાં કોતરાએલ તેના ત્રણ શિલાલેખો મળ્યા છે જેમાંનો એક તો વિ. સં. ૫૮૯ નો છે.

—( ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ. ૬૨ )

તેના શિલાલેખોમાં એવું સૂચન છે કે—રાજા **યશોવર્મા**એ ગુપ્તસમ્રાટ્ **નરસિંહ** બાલાદિત્યની કુમક મેળવી મુલ્તાન પાસે કારૂરના યુદ્ધમાં મીહીરગુલને હરાવ્યો હતો અને ભારતવર્ષને સદાને માટે **હૂણોના** આક્રમણમાંથી મુક્ત કર્યું હતું.

અલબેરૂનીના "તહકીક હિંદ"માં પણ વિક્રમે કારૂર પાસે જય પ્રાપ્ત કર્યાનો ઉલ્લેખ છે.

આ ઉપરથી મી. અલ્લબેરૂની, ડૉ. હોર્નેલ, ડૉ. કીલહોર્ન, પ્રો. પાઠક અને ડૉ. મહો. સતીશચંદ્ર વિદ્યાભૂષણ વગેરે માને છે કે—આ માલવપતિ **યશોવર્મા** જ સંવત્નો નાયક વિક્રમાદિત્ય છે.

—( જ. રો. એ. સો. ૧૯૦૯ નો રીપોર્ટ પૃ. ૮૯, જ. બો. રો. એ. સો. ૧૯, ૩૯; રઘુવંશ ૪–૬૮).

પરન્તુ આ માલવરાજને 'વિક્રમાદિત્ય' માનવામાં—આપણે બીજા ચંદ્રગુપ્ત માટે બતાવી ગયા તેમ આ રાજા શકારિ નથી, તેના પછી તુરત વિક્રમસંવત્ લખાયાનાં પ્રમાણો નથી, તેના પહેલાં ઘણા વિક્રમાદિત્યો થઈ ગયા છે, ગાથાસપ્તશતીવાળો વિક્રમાદિત્ય પણ તેનાથી પાંચ સદી પૂર્વે થઇ ગયો છે, વગેરે વગેરે ઘણા વાંધાઓ છે. એટલે આ રાજા સંવત્નાયકના સ્થાને ટકી શકે એમ નથી.

રા. બ. વૈદ્ય સાફ કહે છે કે–અલબેરૂની કે જે ઇ. સ. ૧૨ ની મી સદીમાં થએલ છે, તેનુ કથન બરાબર નથી. આથી ઉક્ત વિદ્વાનોએ આ બાધેલી અટકળ પણ વાસ્તવિક નથી. કારૂરનું યુદ્ધ પણ ઇ. સ. ૫૪૪ થી ઘણા પહેલાં થઇ ગએલ છે:

—( ભારતકા પ્રાચીન રાજવંશ પુ. ૨ પૃ. ૩૮૬ વગેરે )

## સમ્રાટ્ હર્ષવર્ધન—વિક્રમાદિત્ય

મિ૰ ફરગ્યુસન માને છે કે—મિ૰ હ્યુએનશાગે ઇ. સ. પૂર્વેની પહેલી સદીમાં કારૂરનું યુદ્ધ અને શકારિ વિક્રમ થયાનુ લખ્યું છે. તે તેની બેદરકારી છે. ખરી રીતે તો

સમ્રાટ્ હર્ષવર્ધન એ જ સવતનો નાયક વિક્રમાદિત્ય છે. તેણે જ કારરમાં શકોને પરાસ્ત કર્યા હતા. ( જ. રો. એ. સો. ૧૯૮૦ પુ. ૧૨, પૃ ૨૬૮ )

પરન્તુ તેને વિક્રમાદિત્ય માનાવો એ પણ દ્વિતીય ચન્દ્રગુપ્ત અને યશોવર્માની જેવો જ કોયડો છે. આ રાજાને "રાજાધિરાજ પરમેશ્વર"ની ઉપાધિ હતી એવો શિલાલેખી પુરાવો મળે છે. કિન્તુ આ રાજાને વિક્રમાદિત્યની ઉપાધિ હતી, તે સમયે શકો વિદ્યમાન હતા, કે તેને આ સમ્રાટે જીત્યા હતા તેથી જ આ રાજા શકારિ મનાતો હતો, એવો એક પણ પુરાવો મળ્યો નથી. મી. હ્યુએનશાંગ પણ વિક્રમને ઈ. સ. પૂર્વેનો માને છે એ નક્કર વસ્તુને માત્ર કલ્પનાના તરગોમા ખેચાઈને ખોટી માની શકાય નહિ.

જેણે જેણે મોટા જગ ખેડયા હોય તેઓ ભલે વિક્રમાદિત્ય મનાય! પરન્તુ એ કારણુ-થી તેઓ વિક્રમસંવત્ના સંસ્થાપક પણ છે એમ માનવાની જરૂર નથી.

## સમ્રાટ્ કનિષ્ક-વિક્રમાદિત્ય

એ ચોક્કસ બીના છે કે-વિ સં ૧ ની પૂર્વે મોટુ યુદ્ધ થયું છે, તેમાં જેણે જય મેળવ્યો તેને અંગે એક સંવત્ ચાલ્યો, જે આજે વિક્રમસંવત્ તરીકે વિદ્યમાન છે. આથી ત્યાર પછીના રાજાઓને વિક્રમ માનવા કરતાં તે યુદ્ધમાં ઊઝનારને વિક્રમ માનવા એ વધારે સલાહ ભરેલુ છે. અને આ જ વસ્તુને અનુલક્ષીને કેટલાએક વિદ્વાનોએ ઈ. સ. પૂર્વેના અમુક રાજાઓને પણ 'વિક્રમ' તરીકે જાહેર કર્યા છે.

મી. ફ્લીટ માને છે કે-કુશાનવશી રાજા કનિષ્ક એ જ આપણો સંવત્નાયક વિક્રમાદિત્ય છે.

—( ઈમ્પીરિયલ ગેઝેટીયર ઓફ ઈન્ડિયા પુ૦ ૨, પૃ૦ ૪,૫ ટિપ્પણી )

પરન્તુ આ માન્યતાની વિરુદ્ધમાં ઘણાં ઘણા પ્રમાણો છે, જેમકે—

કોઈ વિદ્વાન આ રાજાને ઇ. સ. ની પહેલી સદીમાં પણ મૂકે છે.

તે મથુરાનો રાજા હતો, તેની મધ્ય ભારત તરફ સત્તાજ ન હતી અને તેણે કદાચ ઉજ્જૈન તો જોયુ જ નહિ હોય. આ સ્થિતિમાં તેના નામ પર વિક્રમસંવત્ ચડી શકે ખરો ?

તે શાહી રાજા હતો, પણ તે શકારિ ન હતો.

તેનો સ્વતંત્ર સંવત્ ચાલતો હતો. કુશાનવશના રાજકાળમાં ખોદાએલ મથુરાની જૈન પ્રતિમાઓ અને સારનાથ વગેરેમાથી મળેલ અવશેષોના શિખાલેખોમાં કનિષ્કસંવત્ મળે છે [૧૨] આ રીતે તે કનિષ્કસવત્નો નાયક છે, વિક્રમસંવત્નો નાયક નથી જ.

આ બધા વિરોધો એવા છે કે કનિષ્ક કોઈ રીતે "વિક્રમાદિત્ય" ઠરી શકતો નથી.

## રાજા અઝીઝ વિક્રમાદિત્ય

સર જ્હોન માર્શલ અને મિ રેપ્સન માને છે કે-પંજાબના પાર્થિયન રાજા અઝીઝે (Azez) ઇ. સ. પૂર્વે ૫૮માં વિક્રમસવત્ શરૂ કર્યો. સર જ્હોન માર્શલે તક્ષ-

૧૨. महाराजस्य राजातिराजस्य देवपुत्रस्य पाहिकिगिष्कस्य स. ७ हे १, दि. १०, ५ एतस्य पूर्वाया अर्यदेहिकियातो गणातो, आर्यनागभूतिकियातो कुलातो, गणिअ अर्य्यवुद्धिसिरिस्य शिष्यो वाचको आर्यसनिकस्यभगिनि—( प्राचीन लिपिमाला पृ. ५४ ).

કનિષ્ક હવિષ્ક વાઝેષ્પ ગુશન ખુશન વગેરે કુશાનવશી રાજાઓનાં નામો મળે છે.

શિલામાંથી સં ૧૩૬ નું એક રૌપ્યપત્ર પ્રાપ્ત કરેલ છે, તેમાં ખોદેલ સંવત્ આ અઝીઝ રાજાનો જ છે. વગેરે.

–(ધી જર્નલ ઓફ ધી બોમ્બે બ્રાંચ ઓફ ધી રૉયલ એશિયાટિક સોસાયટીની સન ૧૯૨૮ ની નવી આવૃત્તિ, પુ ૩ પૃ. ૬૮; કેમ્બ્રીજ હિસ્ટરી ઓફ ઇન્ડિયા, પુ. ૧ પૃ. ૫૭૧)

પરન્તુ ઉપલબ્ધ થતા પુરાવાઓ આ વિધાનની વિરુદ્ધમાં જાય છે, જેમકે આ રાજાનુ રાજ્ય પંજાબ તરફ હતું, તે વિક્રમની પૂર્વે થયેલ છે; તે પણ પરદેની રાજા છે અને તે શકારિ નથી જ. ઇત્યાદિ અનેક હકીકતો જોતાં સંવતપ્રવર્તક તરીકેનો યશ આ રાજા **અઝીઝ**ના ફાળે જઈ શકતો નથી. વળી સંવત ૧૩૬ નો ઉલ્લેખ જોવા માત્રથી તે સંવત "રાજા અઝીઝનો સંવત્" એમ માનવું એ પણ ગુંચવણભર્યું છે. ભવિષ્યમાં થનાર રાજા વિક્રમનો સંવત્ આ રાજાથી શરૂ થાય એ પણ વિસમ માન્યતા છે. તો પછી આ રાજા અઝીઝને અને વિક્રમ સંવતને લાગે વળગે જ શું ? [13]

રાજા અઝીઝથી વિક્રમસવત્ ચાલુ થયો–એ મતનું ડૉ. સ્ટીનકોનોએ હિસ્ટોરિકલ ઇંટ્રોડક્ષન ટુ કૉર્પ્સ ઇન્સ્ક્રીપ્શનમ્ ઇન્ડિકેરમ્ પુ. ૨ વિભાગ ૧ માં સચોટ ખંડન કર્યું છે.

એટલે કે આ પાર્થિયન રાજા અઝીઝથી વિક્રમસંવત શરૂ થયો નથી.

## રાજા શૂદ્રક–વિક્રમાદિત્ય

સમ્રાટ્ સમુદ્રગુપ્તના રાજકવિ મનાતા કવિ હરિષેણના 'કૃષ્ણચરિત્ર'માં એવો ઉલ્લેખ છે કે—

**पुरन्दरबलो विप्रः शूद्रक शास्त्रशस्त्रवित् ।**
**वत्सरं स्वं शकान् जित्वा प्रावर्तयत वैक्रमम् ॥**

(ઇંદ્રના સમાન બળવાળા, શાસ્ત્ર અને શસ્ત્રના જાણકાર, બ્રાહ્મણ (રાજા) શૂદ્રકે શકોને જીતીને પોતાનો વિક્રમસંવત્ પ્રવર્તાવ્યો.)

વળી આ શ્લોકની ટીકામા શૂદ્રકને અગ્નિમિત્ર અને વિક્રમ તરીકે જ ઓળખાવ્યો છે.

આ ઉપરથી કોઈ વિદ્વાન એમ ધારે છે કે–શુંગવંશીય પુષ્યમિત્રનો પુત્ર અગ્નિમિત્ર એ જ શકારિ અને સંવત્ પ્રવર્તાવતાર વિક્રમ છે. બાણભટ્ટની 'કાદંબરી'મા વર્ણવાયેલ રાજા શૂદ્રક પણ એ જ છે. પરંતુ આ માન્યતા વાસ્તવિક નથી. જો કે 'શૂદ્રક એટલે વિક્રમ' એવો ઉલ્લેખ **અમરકોષ**માં મળે છે, કિંતુ 'શૂદ્રક એટલે અગ્નિમિત્ર' એ વસ્તુનો આધાર ઉક્ત ટીકા સિવાય બીજો કોઈ નથી, તથા આ ચરિત્ર અને તેની ટીકા તેટલાં પ્રાચીન હશે એવો નિર્ણય પણ સંશોધન માગી લે છે. ખાસ વાત તો એ છે કે શુંગવંશીય રાજા પુષ્યમિત્ર અને અગ્નિમિત્ર એ વિક્રમસંવત્ પૂર્વના (ઈ. સ. પૂર્વે બીજી સદીના) રાજાઓ છે.

---

૧૩ આવી આવી કલ્પનાઓને દેખીને જ સ્વ. મહામહોપાધ્યાય પં. દુર્ગાપ્રસાદ અને શ્રી પાંડુરંગ પરબને સાફ સાફ લખવું પડયુ છે કે—

"प्राय युरोपियन विद्वानोका यह स्वभाव हि है कि भारतवर्षके प्राचीनतम ग्रन्थों एव उनके रचयिताओंको अर्वाचीन सिद्ध करनेका जहातक हो सके वे प्रयत्न करते हैं। और उनका प्राचीनत्व सिद्ध करनेका दृढ प्रमाग मिल भी जावे तो उसको 'प्रक्षिप्त' कहकर अपनेको जो अनुकूल हो उसे आगे करते हैं (अर्थात् ठीक वतलाते हैं)।

—(निर्णयसागर प्रेस प्रकाशित 'कथासरित्सागर' सस्करण भूमिका, भूमिका पृ. १).

માલવિકાગ્નિમિત્રમાં આ શુંગરાજા અગ્નિમિત્રનું વર્ણન છે એમ બતાવવામાં આવે છે. પરન્તુ એડિનબરો યુનીવર્સીટીના પ્રો. એ. બેરીડેલ કીથ તો મહાકવિ કાળીદાસનાં ત્રણે નાટકો અને તેના નાયકો માટે પોતાનું જુદું જ મંતવ્ય રજૂ કરે છે. આ રહ્યા તેમના શબ્દો—

"આ ચંદ્રગુપ્ત (બીજો) લગભગ ઇ સ. ૪૧૩ સુધી વિક્રમાદિત્યને ઉપનામે રાજ્ય કરતો હતો. 'વિક્રમોર્વશીય' નામમાં કદાચ આ ઉપનામનો નિર્દેશ છે, અને 'કુમારસંભવ' નામમાં એ રાજાના પુત્ર અને તેના પછી ગાદીએ આવનાર કુમારગુપ્તના જન્મ વખતની ખુશાલીનું સૂચન હોય તો નવાઈ નહી. 'માલવિકાગ્નિમિત્ર'માં નાટકના અશ્વમેધયજ્ઞ ઉપર સ્પષ્ટ ભાર મૂકવામાં આવ્યો છે. તેમાં લાંબા ગાળાને અંતરે હિન્દુરાજાએ—સમુદ્રગુપ્તે કરેલા પહેલા અશ્વમેધની સ્મૃતિ માણસોના કાનમાં તાજી હતી ત્યારના, કાલિદાસની પ્રારંભિક પ્રવૃત્તિના, સમયનું સૂચન જણાય છે."

—(જ. રો. એ. સો. ૧૯૦૯ પૃ. ૪૩૩, સંસ્કૃત નાટક (ગુજરાતી) પૃ. ૨૦૦)

"પુષ્યમિત્ર, અગ્નિમિત્ર અને સુમિત્ર એ ઈ. સ પૂર્વે ૧૭૮ માં છેલ્લા મૌર્યને રાજ્યભ્રષ્ટ કરી પુષ્યમિત્રે સ્થાપેલા શુંગવંશના પ્રથમ ત્રણ રાજાઓ છે."

પુષ્યમિત્રના સમયમાં યવનો સાથેના સંબંધની (માલવિકાગ્નિમિત્ર) નાટકમાં નોંધ લીધી છે, અને અશ્વમેધની વાત તો, બેલાશક, દંતકથાના આધારે આપી છે, પરન્તુ તેમાં **ચંદ્રગુપ્તના** અશ્વમેધનું પ્રતિબિંબ હોવાની તેટલી જ વકી છે. —(સંસ્કૃતિ નાટક પૃષ્ટ ૨૦૪)

હવે શુદ્રક સંબધી વિચાર કરીએ—આ માટે ઘણા વિદ્વાનો માને છે કે શુદ્રક એ કલ્પિત પાત્ર છે. તેને અંગે પ્રો. એ. બેરીડેલ કીથ નીચે પ્રમાણે સ્પષ્ટતા કરે છે—

નાટક (મૃચ્છકટિક) પોતે કર્તા તરીકે શુદ્રક નામે રાજાનુ નામ આપે છે અને હેરત પમાડતી તેની શક્તિઓની વિગતો નોધે છે. તે 'સામવેદ', 'ઋગ્વેદ', ગણિત, ગણિકાઓને જાણવાની કળાઓ અને હસ્તિવિદ્યામાં નિષ્ણાત હતો. આ સઘળી બીનાઓનું નાટકમા જ જણાવેલા જ્ઞાનના આધારે અનુમાન થઇ શકે તેવુ છે, તે કોઇક વ્યાધિમાથી મુક્ત થયો હતો અને તેના પુત્રને ગાદીએ બેસાડી તથા અશ્વમેધ કરીને સો વરસ ને દશ દિવસની ઉમરે અગ્નિપ્રવેશ કરી મરણ પામ્યો હતો તેના વ્યક્તિત્વને લગતી આવી તો ઘણીએ કહેવાતી હકીકત મળી આવે છે, 'રાજતરંગિણી' ના કર્તા કલ્હણને મન તે વિક્રમાદિત્યની હારમાં મૂકવા જેવો પુરુષ હતો; 'સ્કંદપુરાણ' તેને અન્ધ્રભૃત્યોનો મૂળપુરુષ કહે છે, અને તેમાં તેની રાજધાનીનુ નામ વર્ધમાન કે શોભાવતી આપ્યું છે; 'કથાસરિત્સાગર' પ્રમાણે પણ શોભાવતી તેના પરાક્રમોની ભૂમિ હતી. એક બ્રાહ્મણે પોતાની જાતના ભોગે તેને માથે ભમતા મૃત્યુથી બચાવી સો વરસનું આયુષ્ય અપાવ્યુ હતુ 'કાદમ્બરી' મા તેને વિદિશામાં મૂકયો છે, અને 'હર્ષચરિત'મા તેણે પોતાના શત્રુ, ચકોરના રાજા ચંદ્રકેતુને કેવી યુક્તિથી દૂર કર્યો તેનુ વર્ણન છે. 'દશકુમારચરિત' મા દણ્ડી એના અનેક જન્મના પરાક્રમોનો ઉલ્લેખ કરે છે. શમિલ અને સોમિલે રચેલી કથાનો તે નાયક છે. એ સૂચવે છે કે તેમના જમાનામા—કાલિદાસની બહુ પૂર્વે—તેને કાલ્પનિક પાત્ર ગણવામાં આવતુ હતુ 'વીરચરિત' અને બીજા રાજશેખરે નિર્દેશેલી એક બહુ અર્વાચીન દંતકથા પ્રમાણે તે શાતવાહન ઉર્ફે શાલિવાહનનો મંત્રી હતો, અને રાજાએ તેને પ્રતિષ્ઠાન સહિત પોતાનુ અડધુ રાજ્ય આપ્યું હતું.

આ ઉલ્લેખો ઉપરથી શૂદ્રક કેવળ કાલ્પનિક વાર્તાનાયક હોવાનું જણાય છે. સામાન્ય રાજાને અનુચિત એવું તેનું કઢંગુ નામ પણ આ અનુમાનની વિરુદ્ધ જવાને બદલે તેનુ સમર્થન કરે છે.; તેથી આપણે એવો મત સ્વીકારવો પડે છે કે જે લેખકે 'ચારુદત્ત' ની વસ્તુને ખીલવી તેમાં નવું નાટક ભેળવ્યું, તેને પોતાનુ નામ ગુપ્ત રાખવાનું અને પોતાનો ગ્રન્થ એક પ્રસિદ્ધ રાજવીને નામે ચઢાવી દેવાનુ ઠીક લાગ્યુ હશે લેવિ પ્રમાણે શૂદ્રકનું નામ પસંદ કરવાનું કારણ એ હતું કે લેખક કાલિદાસના આશ્રયદાતા વિક્રમાદિત્યનો અનુગામી હતો, અને તેથી વિક્રમાદિત્યના પુરોગામી રાજાને નામે પોતાનો ગ્રંથ પ્રસિદ્ધ કરી તેને પ્રાચીનતાનો ઓપ આપવાની તેની ઇચ્છા હતી.[૧૪] —("સંસ્કૃત નાટક" ભા ૧ પૃ ૧૭૨ થી ૧૭૫)

આ સ્થિતિમાં શુંગવંશીય રાજા અગ્નિમિત્રને વિક્રમ માનવો એ સપ્રમાણ નથી.

## ગૌતમીપુત્ર શાલિવાહન-વિક્રમાદિત્ય

મત્સ્યપુરાણ અ ૨૭૨-૨૭૩ મા કેટલાક રાજવંશોનાં વર્ષો નીચે પ્રમાણે આપ્યાં છે.

અવન્તીમાં પાંચ પ્રદ્યોત ૧૫૨ વર્ષ (અ. ૨૭૨-૫), રાજગૃહીમાં બાર શિશુનાગો ૩૬૦ વર્ષ (અ. ૨૭૨-૧૩); પાટલીપુત્રમાં નવ નંદો ૧૦૦ વર્ષ (અ. ૨૭૨-૨૨); દસ મૌર્યો ૧૩૭ વર્ષ (અ. ૨૭૨-૨૬); દસ શુંગો ૧૦૨ વર્ષ (અ ૨૭૨-૩૨); ચાર શુંગભૃત્ય કણ્વ બ્રાહ્મણો ૪૫ વર્ષ (અ. ૨૭૨-૩૬); ઓગણત્રિશ આંધ્રો ૪૬૦ વર્ષ (અ. ૨૭૩-૧૭); સાત આંધ્રભૃત્યો ૩૦૦ (૧૦૩) વર્ષ; દશ આભીર રાજાઓ ૬૭ વર્ષ; સાત ગર્દભિલ્લો (૭૨ વર્ષ) અને અઢાર શક રાજાઓ વગેરે (અ ૨૭૩ શ્લો. ૧૭ થી ૨૪).

પરીક્ષિત રાજાના જન્મથી ૧૦૫૦ વર્ષે મહાપદ્મ નંદનો રાજ્યાભિષેક થયો અને મહાપદ્મના રાજ્યાભિષેકથી ૮૩૬ વર્ષે આન્ધ્રવંશનો પૌલોમ રાજા થયો (અ. ૨૭૩-૩૬,૩૭).

બીજાં પુરાણોમાં પણ થોડા ઘણા ફેરફાર સાથે ઉપર પ્રમાણે જ રાજવંશો અને તેની સાલવારીઓ આપી છે.

—(વાયુ પુરાણ અ. ૯૯. બ્રહ્માંડ પુરાણ, વિષ્ણુ પુરાણ અં ૪, અ. ૨૪. ભાગવત સ્કંધ ૧૨ અ. ૧)

જો કે આ રાજવંશો ઉત્તરોત્તરપણે થયાનુ પુરાણકારો કહે છે. પણ ખરી રીતે તેમ નથી. કેમકે પ્રદ્યોતવંશ અને શિશુનાગ વંશ એ બન્ને સમકાલીન રાજવંશો હતા. બન્નેની ગાદી નંદ વંશના હાથમાં આવી હતી. શુંગ વંશના છેલ્લા રાજાઓ શુંગભૃત્યો (કણ્વનૃપો) અને આંધ્રવંશના શરૂના કેટલાક રાજાઓ પણ મોટે ભાગે સમકાલીન રાજાઓ હતા. કેમકે શુંગવંશીય પુષ્યમિત્રના સમયથી જ આંધ્રવંશ ઉન્નત થવા લાગ્યો હતો. આ રીતે ગણતરી કરીને સ્પષ્ટ આંકડાઓ લઈએ તો આંધ્રોનો સમય વિ. સં ૧ મા અને શક સ. ૧ માં એમ બન્ને સંવતોના પ્રારંભ કાળમાં બરાબર આવી પડે છે.

---

૧૪ આ મૃચ્છકટિક નાટકમાં ઉજ્જૈનના રાજા પાલક અને આર્યકનુ સૂચન છે, જે સંભવતઃ રાજા પ્રદ્યોતનો નાનો પુત્ર 'પાલક' અને રાજા પ્રદ્યોતના મોટા પુત્ર ગોપાલનો પુત્ર 'આર્યક' છે (બૃહત્કથા તથા સંસ્કૃત નાટકો ભા. ૧ પૃ ૧૭૪), જેનો સમય ઈ. સ. પૂર્વે પાંચમી છઠ્ઠી શતાબ્દિનો છે. આવશ્યકનિર્યુક્તિની ટીકામા તો ચંડપ્રદ્યોતના પુત્રો પાલક તથા ગોપાલ, ગોપાલના પુત્રો અવન્તીવર્ધન અને રાષ્ટ્રવર્ધન અને રાષ્ટ્રવર્દ્ધનનો પુત્ર અવનીષેણ એમ વર્ણન છે (પૃ૦ ૬૯૯).

આંધ્રવંશની રાજાવલી મત્સ્યપુરાણ અ. ૨૭૩ શ્લોક ૧ થી ૧૬માં નીચે મુજબ મળે છે—

| નામ | વર્ષ | નામ | વર્ષ | નામ | વર્ષ |
|---|---|---|---|---|---|
| શિશુક | ૨૩ | મૃગેન્દ્રસ્વાતિ કર્ણુ | ૩ | શિવસ્વાતિ | ૨૮ |
| કૃષ્ણુભ્રાતા | ૧૮ | કુન્તલસ્વાતિકર્ણુ | ૮ | ગૌતમીપુત્ર | ૨૧ |
| મલ્લકર્ણી | ૧૦ | સ્વાતિકર્ણ | ૧ | પુલોમા | ૨૮ |
| પૂર્ણુસંગ | ૧૮ | રિક્તકર્ણુ | ૨૫ | શિવશ્રીપુલોમા | ૭ |
| શાતકર્ણું | ૫૬ | હાલ | ૫ | શિવસ્કંધ શાંતિકર્ણુ | |
| લમ્બોદર | ૧૮ | મન્દુલક | ૫ | યજ્ઞશ્રી શાંતિકર્ણુ | ૨૯ |
| આપીતક | ૧૨ | પુરીન્દ્રસેન | ૧ | વિજય | ૬ |
| મેઘસ્વાતિ | ૧૮ | સૌમ્યસુંદર શાંતિકર્ણુ | ૧ | ચંડશ્રી શાંતિકર્ણુ | ૧૦ |
| સ્વાતિ | ૧૮ | ચકોર શાતિકર્ણુ | ૦ા। | પુલોમા | ૭ |
| સ્કંદસ્વાતિ | ૭ | | | | |

ઉપર લખેલ નામો અને વર્ષો માટે બીજાં બીજાં પુરાણોમાં ઘણો ફરક છે. પરન્તુ અહીં તો સામાન્યતયા માત્ર રાજાઓના નામ જાણવા માટે જ આ કોષ્ટક આપેલ છે.

શ્રીયુત રાખલદાસ વન્દ્યોપાધ્યાય જણાવે છે કે–કૃષ્ણા અને ગોદાવરીની વચ્ચેનો પ્રદેશ તે આંધ્ર દેશ છે. ત્યાંથી ૧ વાશિષ્ઠી પુત્ર પુડુમાવી, ૨ વાસિષ્ઠીપુત્ર શ્રી શાતકર્ણી, ૩ વાસિષ્ઠીપુત્ર શ્રી ચંદ્રશાંતિ, ૪ ગૌતમીપુત્ર શ્રીયજ્ઞશાતકર્ણી અને ૫ શ્રી રુદ્રશાતકર્ણી રાજાઓના નામના સિક્કાઓ મળ્યા છે, જેમા એક તરફ મેરુ અને બીજી તરફ ઉજજયિનીનું ચિહ્ન છે. તેજ પ્રદેશમાંથી ૧ શ્રીચદ્રશાતિ, ૨ ગૌતમીપુત્ર શ્રી યજ્ઞશાતકર્ણી, અને ૩ શ્રી રુદ્રશાતકર્ણીના સિક્કાઓ એવા પણ મળ્યા છે કે જેની ઉપર ઘોડા હાથી અને સિહનાં ચિહ્નો છે, જેના અક્ષરો સાફ ઉકલતા નથી. વળી મધ્ય પ્રદેશમાથી ૧ પુડુમાવી, ૨ શ્રીયજ્ઞ, ૩ શ્રીરુદ્ર અને ૪ બીજા શ્રીકૃષ્ણના પોટીન ધાતુથી બનાવેલા સિક્કાઓ મળ્યા છે, જેમાં એક આજુ હાથી અને બીજી બાજુ ઉજજયિનીનું ચિહ્ન છે. આ ઉપરાંત દક્ષિણમાં અનન્તપુર અને કડપ્પા જિલ્લામાથી મળેલા સિક્કાઓ ઉપર એક તરફ ઘોડો સુમેરુ અને વૃક્ષ (કલ્પવૃક્ષ હશે)નું ચિહ્ન મળે છે. —(ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ ૨૧૩ થી ૨૧૫)

જૈન આગમો પૈકીના આવશ્યકસૂત્રની નિર્યુક્તિમા અને ટીકામા યોગસંગ્રહ–દ્રવ્ય–પ્રણિધિઅધિકારમાં શાલિવાહને નરવાહનની રાજધાની ભરુચ ઉપર હુમલો કરી તે લીધુ ઈત્યાદિક સૂચનો છે.શ્રીયુત કાશીપ્રસાદ જાયસ્વાલ એ પુરાણો અને આવશ્યકસૂત્રની ઉક્ત ટીકાના પરિશીલન પછી જણાવે છે કે—

આંધ્રવંશીય ગૌતમીપુત્ર શાતકર્ણી એ જ સાચો શકારિ છે, જેણે શકરાજા નહપાન (નરવાહન) ને અવતીમાંથી કાઢી મૂકયો હતો જો કે તેણે વિક્રમસંવત્ ચલાવ્યો નથી, કિન્તુ માલવગણે માલવસંવત્ ચલાવ્યો હતો. વળી વિક્રમાદિત્યનુ બિરુદ પણ તેને મળ્યુ નથી આ બિરુદ મેળવનાર તો મહાદાની ગુપ્તવંશીય શકવિજેતા બીજો ચંદ્રગુપ્ત જ છે પાછળથી આંધ્રપતી શાતકર્ણી અને બીજો ચદ્રગુપ્ત–એ બન્ને શકવિજેતાઓની એકતા થઇ ગઈ. આ જ રીતે એના વંશમાં ઊતરી આવેલ વિક્રમશીલ કુતલશાતકર્ણીએ ૧૩૫ વર્ષ પછી લોની અને મુલતાનની વચ્ચે આવેલ કરોહના મેદાનમા શકોનો સંહાર કર્યો. જે રાજાનુ વર્ણન કથાસરિત્સાગરમાં મળે છે તે શાલીવાહન રાજા પણ વિક્રમાદિત્યની પદવીને પામ્યો છે.

એટલે કે-ગૌતમીપુત્ર શાતકર્ણીએ શકોને જીત્યા તેની યાદમાં માલવગણે માલવસંવત્ ચલાવ્યો, અને બીજા ચંદ્રગુપ્તના સમયથી તે જ માલવસંવત્ વિક્રમસંવત્ ગણ્યો. વળી કુંતલ શાતકર્ણીએ શકોને જીત્યા તેની યાદમા શાલીવાહન સંવત્-શકસવત્ ચાલ્યો.

—(૧ ધી જર્નલ ઓફ ધી બી. એન્ડ ઓ. રીસર્ચ સોસાયટીના ૧૯૩૦ ના પુ ૧ ભા. ૩-૪. ૨. હિન્દુ પોલીટી. ૩ ચદ્રગુપ્ત વિક્રમાદિત્યની પ્રસ્તાવના )

પરતુ શ્રીમાન્ જાયસ્વાલજીની આ માન્યતા પણુ સચોટ રૂપ પકડી શકે તેમ નથી; તેના વિરુદ્ધમાં ઘણી દલીલો છે, જેમકે—

કોઈ માને છે કે આ શાતકર્ણી ઈ. સ. ની પહેલી સદીમાં થયો.[૧૫] બીજાઓ માને છે કે તે ઇ. સ. પૂર્વની પહેલી બીજી સદીમાં થયો.[૧૬] આમ તેના સમય માટે પણ વિવાદ ઊભો જ છે.[૧૭]

નાલાસોપારાના સ્તૂપમાંથી મળી આવેલ સિક્કાઓ તથા તેની ઈંટો અને નાસિકની ગુફામાં રાણી બલશ્રીએ કોતરાવેલ લેખના આધારે પણ તેનો રાજ્યકાળ વિશેષ સંશોધન માગી લે છે.

નરવાહન તો ભરુચનો રાજા હતો. ભરુચને અને ઉજ્જયિનીને લાગેવળગે શું?

આંધ્રપતિ પેઠણમાં ગાદી રાખે, ત્યાંથી ભરુચ નરેશને જીતે અને ઉજ્જૈનમાં માલવ-સંવત્ કે વિક્રમસંવત્ ચાલુ થાય તે પણ બધ બેસી ન શકે એવી માન્યતા છે.

રાણી બલશ્રીએ પોતાના પૌત્ર ગોતમીપુત્ર શાતકર્ણીને દક્ષિણાપથપતિ તરીકે જ ઓળખાવેલ છે, અને તેણે શક યવન પલ્હાઝ વગેરેને મારી નાખ્યા તથા ક્ષહરાટોનું નિકંદન કાઢી નાખ્યાનું લખ્યુ છે. જેનો સમય વિદ્વાનોએ ઇ. સ. ૭૮ માં મૂક્યો છે.

બીજા ચદ્રગુપ્ત પહેલાં પણ વિક્રમાદિત્યના ઉલ્લેખો છે. તેણે ગુપ્તસંવત્ ચલાવેલ છે, જે વાતો આપણે બીજા ચદ્રગુપ્તના પ્રસંગમા જણાવી ગયા છીએ.

હવે શકસંવત્ની વાત લઈએ તો શકસંવત્નો પ્રયોગ પચસિદ્ધાંતિકામાં પણ છે, જ્યારે શાલિવાહન સંવત્નો ઉલ્લેખ તો વિ. સં. ૧૪૧૦ પછી થી જ મળે છે. વળી શકના પરાજયમાં શકારિનો સવત્ નહીં પણ શકસંવત્ ચાલે એ પણ વિચિત્ર કલ્પના છે.

આંધ્રપતિથી વિક્રમસંવત્ પ્રવર્ત્યો હોય તો તે દક્ષિણમાં પણ ચાલવો જોઈએ, જ્યારે ત્યા તો શકસવત્ની જ પ્રધાનતા છે એટલું જ નહીં પણ વિક્રમસવત્ તો ત્યાં અપરિચિત જેવો જ છે. વિક્રમનો સમકાલીન કોઈ સાતવાહન હોય તો તેને હિસાબે એટલું બની શકે ખરું કે-વિક્રમે માળવામાથી શકોને હરાવ્યા હોય અને-શાલિવાહને દક્ષિણમાંથી શકોને હરાવ્યા

---

૧૫ ડૉ. ત્રિભુવનદાસ લહેરચદ શાહ કહે છે કે કેટલાએક વિદ્વાનોના મતે દક્ષિણાપથપતિ ગૌતમીપુત્ર શાતકર્ણીએ શકોને જીત્યા તે નિમિત્તે, અને બીજાઓના મતે તે જીત્યા પછી પુનઃ પેઠણમાં રાજગાદી સ્થાપી તે ખુશાલીમાં શાલિવાહન-શકસવત્ની પ્રવૃત્તિ થઇ. ( પ્રાચીન ભારતવર્ષ, ભા. ૪ પૃ. ૧૦૭ ).

૧૬ **રાજશ્રીસાત**ના સિક્કાઓ અને મૂર્તિઓ મળે છે જેના અક્ષરો ઇસુની પૂર્વે બીજી સદીના છે ( પ્રાચીન મુદ્રા પૃ ૨૧૭ )

૧૭ કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા પુ ૧ પૃ. ૧૬૮ માં, ખારવેલના શિલાલેખમાં મૌર્યસંવત્ ૧૬૯ નો આંક છે એમ માનીને રાજા ખારવેલ તથા આંધ્રવંશી શાતકર્ણીનો સમય ઇ. સ. પૂર્વે ૧૬૯ માં સ્થાપ્યો છે.

હોય, એ રીતે તે શકારી ખરો. બાકી શકારિ તરીકેનો અને સંવત્પ્રવર્તક તરીકેનો યશ તો અવન્તીપતિને ફાળે જ જાય છે.

## બલમિત્ર-વિક્રમાદિત્ય

જૈન ઇતિહાસમાં ઉલ્લેખ છે કે ઉજ્જૈનના રાજા ગર્દભિલ્લે આચાર્ય કાલકની[૧૮] બહેન સાધ્વી સરસ્વતીને બળજબરી વાપરીને પોતાના અંતઃપુરમાં રાખી લીધી, આથી આચાર્યે રાજાને સમજાવવા માટે અનેક પ્રયત્નો કર્યા. છેવટે રાજ્યભ્રષ્ટ થઇશ ઇત્યાદિ સૂચનાં આપી, છતા જ્યારે ગર્દભિલ્લ એકનો બે ન થયો ત્યારે આચાર્યે આજીવિકો પાસે નિમિત્તશાસ્ત્ર ભણી, પારસકુલ ( ઇરાન-ફારસ વિભાગ ) માં જઈ ત્યાંના રાજાઓને રંજિત કર્યા અને કોઇ પ્રસગે તે રાજાઓને જીવનનું જોખમ આવી પડયું તે પ્રસગે, જો તેઓ પોતાની સાથે આવે તો તેમનો જીવ પણ બચે અને તેમને રાજ્ય પણ મળે-એમ જણાવી આચાર્યશ્રીએ તેમને સાથે લીધા. આ રાજાઓએ અરબી સમુદ્રના રસ્તેથી કાઠિયાવાડમાં આવી પ્રથમ (વીર નિ.સં. ૪૬૧ લગભગમા) તેનો કાબૂ મેળવ્યો. અને ત્યાં રાજ્યસત્તા જામતાં મોટુ સૈન્ય એકઠુ કરી ભરુચના રાજા બલમિત્ર અને ભાનુમિત્રને સાથે લઈ ઉજ્જયિનીને ઘેરો ઘાલ્યો, અને ગર્દભિલ્લને ઉજ્જૈનની ગાદીએથી ઉઠાડી મૂક્યો. જો કે પ્રથમ તો મોટો શાહાનુશાહી ત્યાનો રાજા બન્યો હતો, પણ પાછળથી **બલમિત્ર** ત્યાંનો રાજા બન્યો. આ ઘટના વીર નિ. સંવત્ ૪૫૩ થી ૪૭૦ સુધીમાં બની છે.

સમય જતા આચાર્ય કાલકે બલમિત્ર રાજાના ભાણેજ બલભાનુને દીક્ષા અપી આથી રાજાનું મન નારાજ થયુ અને આચાર્યને ઉજ્જૈનમાથી વિહાર કરી જવાનુ જણાવ્યું. કાલકાચાર્ય પણ ત્યાંથી વિહાર કરી દક્ષિણમા પૈઠણ જઇ પહોચ્યા અને ત્યાં રાજા શાલિવાહનની વિનતિથી સંવત્સરી પર્વ જે આજ સુધી ભાદ્રપદ શુકલા પચમીએ થતુ હતું તે ભાદ્રપદ શુકલા ચોથનું કર્યું. પછી શ્રમણસંઘે પણ તે પર્વ ભાદ્રપદ શુકલા ચોથનુ[૧૯] માન્ય કર્યું ( આ ઘટના વીર નિ. સંવત્ ૪૫૩ થી ૪૬૫ લગભગમા બની) આ આચાર્યે તરુવિણીના રાજા દત્તને પોતાન જીવનુ જોખમ આવી પડવાનો સંભવ હોવા છતા, યજ્ઞનુ યથાર્થ ફળ કહી સંભળાવ્યુ હતું. આ આચાર્યશ્રીએ પ્રથમાનુયોગ ગડિકાનુયોગ સંગ્રહણીઓ તથા કાલકસંહિતા ગ્રન્થો બનાવ્યા હતા, જે અત્યારે ઉપલબ્ધ[૨૦] નથી. આ આચાર્યને સાગર નામક વિદ્વાન આચાર્ય શિષ્ય હતા. વગેરે વગેરે.

---

૧૮. કાલક નામના આચાર્યો ચાર થયા છેઃ ૧ વીર નિ. સ. ૩૨૦ થી ૩૨૫ સુધીમાં પ્રજ્ઞાપના (પન્નવણા) સૂત્રના કર્તા શક્રપ્રતિબોધક ઉમાસ્વાતિશિષ્ય શ્યામાચાર્ય અપરનામ. ૨ વી. નિ. સ. ૪૫૩મા ગર્દભિલ્લોચ્છેદક ( વિક્રમસ્થાપક ) પચમીથી ચતુર્થી પર્યુષણા સ્થાપક. ૩ વી. નિ. સં. ૭૨૦માં વિષ્ણુસૂરિશિષ્ય અને ૪ વી. નિ. સ. ૯૮૧-૯૯૩ મા આનન્દપુરમા કલ્પસૂત્રનુ સઘ સમક્ષ વાચન પ્રારભ કરનાર. (જુઓ પટ્ટાવલીસમુચ્ચય ભા. ૧ પૃ. ૧૯૮)

૧૯ એક કલ્પિત ગાથામાં વિ. સ. ૫૨૩ માં શાલિવાહનની વિનતિથી આ કાલકે ભાદ્રપદ શુકલા ચોથની સંવત્સરી કર્યાનું લખ્યુ છે, પણ તે સાચુ નથી કેમકે તે સમયે દક્ષિણમા આંધ્રવંશની સત્તા જ ન હતી

૨૦ વરાહ મિહિરના બૃહજ્જાતક પુસ્તકમાં પણ કાલકસંહિતાનો ઉલ્લેખ છે.

--(નિશીથચૂર્ણિ, વ્યવહારચૂર્ણિ, કલ્પચૂર્ણિ, પંચકલ્પચૂર્ણિ, કથાવલી, પ્રભાવકચરિત્ર, કાલકાચાર્યકથા, સ્ટોરી ઑફ ધી કાલક, દ્વિવેદી અભિનંદન ગ્રંથમાનો પં. કલ્યાણવિજયજીનો આર્ય કાલક શીર્ષક લેખ તથા કેમ્બ્રીજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા પુ. ૧.)

પુરાણોમા ગર્દભિલ્લ વંશના સાત રાજાઓનો ઉલ્લેખ છે. અને તેમનો રાજ્યકાળ ૬૭ વર્ષનો બતાવ્યો છે.

—(મત્સ્યપુરાણ અ. ૨૭૩-૧૮, વાયુ૦ ૯૯-૩૫૯, ૩૯૨; ભાગવત ૧૨-૧-૧૭; વિષ્ણુ૦ અં. ૪ અ. ૨૪ શ્લો. ૧૪)

કવિ શૂદ્રકના મૃચ્છકટિક નાટકમાં **गद्धो** શબ્દ છે જેનો અર્થ **गर्दभी** થાય છે, જે તે કાળનુ ચલણી નાણુ છે એમ વિદ્વાનો માને છે. આ ગદ્ધૈયા સિક્કા અત્યારે પણ પ્રાચીન અવશેષોના ખોદકામમાથી મળી આવે છે, જે ગર્દભિલ્લવંશનું અસ્તિત્વ સ્પષ્ટપણે દર્શાવે છે.

પ્રો. સ્ટીનકોનો કહે છે કે ઈરાનથી આવેલા શાહીઓ પામીરમાં હિંદુકુશ પર્વતની ઉત્તરે બલ્ખ અને સાગદીયાની પૂર્વે કાસ્પીયન સમુદ્ર સુધીના વિસ્તારમાં વસતા હતા. પછી તેઓ સીસ્તાન (શકસ્થાન)માં વસ્યા. આ શકો ઇ. સ. પૂર્વે ૬૦ મા સિંધ, કાઠિયાવાડ અને માળવા સુધી પોતાનુ રાજ્ય ફેલાવી શકયા હતા એમ પારસી અને ચીની ગ્રંથો ઉપરથી જણાય છે. તેઓ ઇ સ. પૂર્વે ૮૮માં પાર્થિયાથી જુદા પડી સીધમાં જઇ વસ્યા છે.

મિ ટોલમીએ ઈ. સ ૧૬૦માં લખ્યુ છે કે ઇ. સ. પૂર્વે ૬૦ માં શકોનું રાજ્ય સિંધ, કાઠિયાવાડ અને માળવામા ફેલાઇ ગયુ હતુ.

રોમનો મહાન ઇતિહાસકાર પ્લીની કહે છે કે ઇ. સ. પૂર્વે ૬૦ માં ભારતીય વેપારીઓનાં કેટલાંક વહાણો આફ્રિકા જતા મોટા વાવાઝોડાને લીધે સમુદ્રમાં જઈ બેઠા. ભાગ્યયોગે તેમાંથી કેટલાંક વહાણો બચી ગયાં, પણ આડે માર્ગે ચડી ગયાં, જે દસ મહિના પછી જર્મન ખાડીમાં જઈ પહોચ્યા. આ વ્યાપારીઓની સાથે ઉત્તર ભારતનો કર્તુંકગલ્લ (ગર્દભિલ્લ) રાજા પણ હતો. ત્યાથી તેઓ ફ્રાસમાં ગયા, જ્યાં રોમનર્નસૂમા મીટલસે તેનું ભાવભીનું સ્વાગત કર્યું અને રોમના રાજા ટેટસ ઉપર ભલામણ પત્ર લખી આપ્યો. રાજા કર્તુંકગલ્લ પોતાના સાથીઓ સાથે રોમ ગયો અને ત્યાંના રાજા ટેટસે તેનુ સુંદર સ્વાગત કર્યું.

—(મુંબઇ સમાચાર સાપ્તાહિકનો તા. ૨૪-૧૦-૪૩ નો અંક.)

આ સિવાય એવો પણ ઉલ્લેખ મળે છે કે-કાલકાચાર્યે શકોની મદદથી ગર્દભિલ્લને જાવા તરફ નસાડી મૂકયો હતો.

—(ટોવન્ડી કૃત સ્ટેન્ડ ઑફ હિસ્ટરી પુ ૧ પૃ. ૬૦૩, મુંબઇ સમાચારનો ૧૯૯૯નો દીપોત્સવી અંક પૃ. ૭૧)

મિ. રેપ્સન સ્પષ્ટતા કરે છે કે-જો સિક્કાઓનો પુરાવો સાચો સમજાય તો ઈ. સ. પૂર્વની પહેલી સદીમાં ઐતિહાસિક સ્થિતિ આ પ્રમાણે હતી-ઇ સ. પૂર્વે ૯૦ માં ઉજ્જૈનમાં આંધ્રોનું, ઉજ્જૈનની ઉત્તરે યવનોનું, પૂર્વમાં શુંગોનુ, દક્ષિણમા આંધ્રોનું અને ઈ. સ. પૂર્વે ૭૫ લગભગમા પશ્ચિમમા શકોનુ જોર હતુ. શકો ઉજ્જૈન સુધી પહોંચ્યા હતા એ વસ્તુ કાલકાચાર્યની જૈન કથામાં જળવાઇ રહી છે. એ સમયની ઐતિહાસિક પરિસ્થિતિ જે બીજા સાધનોથી આપણે જાણી શકીએ છીએ તે એ કથાથી વિરુદ્ધ નથી. અવંતીપતિએ જૈનોને કનડ્યા હોય અને તેથી તેને નાસવુ પડયુ હોય એ સંભવિત છે. ક્રૂર ગર્દભિલ્લ અને પરોપકારી શકવિજેતા વિક્રમાદિત્ય એ બન્ને ઐતિહાસિક પુરુષો હોઈ શકે છે. ગર્દભિલ્લ

વંશનો ઉલ્લેખ પુરાણોમાં પણ છે. કદાચ ગર્દભિલ્લો આંધ્રની શાખા હોય. આંધ્રો અને શકોનું યુદ્ધ પણ આ કાળથી શરૂ થયું હશે. —(કેમ્બ્રીજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા પુ. ૧).

૫, કલ્યાણવિજયજી મહારાજ ગંભીર વિચારણા પછી સાફ સાફ જાહેર કરે છે કે—

આ. કાલકનો ભાણેજ અને ભરુચનો રાજા **બલમિત્ર** એ જ આપણો સંવત્નાયક શકારિ વિક્રમાદિત્ય છે. સંસ્કૃત ભાષામાં બલમિત્રનો પર્યાય વિક્રમાદિત્ય જ છે. બલમિત્રે શકોને હટાવીને માળવાને આઝાદી આપી હતી. અને પાંચ વર્ષ પછી ફરી શકોનો હલ્લો થયો, જેમાં પ્રજાએ વિજય મેળવ્યો. ત્યારથી માલવસંવત્ શરૂ થયો છે. ભૂલવું ન જોઈએ કે શાલિવાહને જે ભરુચના રાજા **નરવાહન** પર આક્રમણ કર્યું હતું તે બલમિત્રનો માંડલિક રાજા હતો.—(વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના, પૃ. ૫૩ થી ૬૦.)

પરન્તુ પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી મ. ના આ નિર્ણયની સામે પણ ઘણી દલીલો થઈ શકે તેમ છે, જેમકે—

જૈન ચરિત્રગ્રંથોમાં વિક્રમને ગર્દભવંશીય તથા ગર્દભિલ્લનો પુત્ર માન્યો છે. પુરાણોમાં પણ તે સમયે ગર્દભવંશ બતાવ્યો છે. બલમિત્ર નથી તો ગર્દભવંશનો કે નથી ગર્દભિલ્લનો પુત્ર.

બલમિત્ર, નહપાન, ગર્દભિલ્લ અને શકોનો વર્ષમેળ પણ બંધબેસતો નથી.

બલમિત્ર શકોની સાથે ઉજ્જૈન આવ્યો માટે શકમિત્ર છે. પછી તે શકારિ કે માલવનો ગણનાયક બન્યો હોય તેના પુરાવા મળતા નથી.

વિક્રમ પછી પાંચ વર્ષે વિક્રમસંવત્ નહી કિન્તુ માલવસંવત્ ચાલ્યો તો પછી બલમિત્ર વિક્રમસંવતનો નાયક કઈ રીતે થઈ શકે?

એટલે કે બલમિત્રને સંવત્ પ્રવર્તક વિક્રમાદિત્ય માનવો એ પણ વિશેષ સંશોધનની અપેક્ષા રાખે છે.

## વિક્રમાદિત્ય થયો છે ખરો?

ઉપર જણાવેલા બધા મતભેદો જોયા પછી વાસ્તવિક રીતે વિક્રમાદિત્ય નામનો કોઈ રાજા થયો છે કે નહીં એ જ ભ્રમણા ઉત્પન્ન થાય તેમ છે. માટે અહી તે તપાસી જોઈએ.

વિક્રમ રાજા થયો છે એ બતાવનારા પ્રાચીન-અર્વાચીન પ્રમાણો નીચે મુજબ છે—

(૧) વિવિધતીર્થકલ્પના પ્રતિષ્ઠાનપુરકલ્પ અને પ્રબંધકોષના સાતવાહનપ્રબંધના આધારે એમ નક્કી થાય છે કે-વિક્રમ વૃદ્ધ થયો ત્યારે પેઠણમા હાલ નામે શાલિવાહન રાજા થયો હતો. આ બન્ને રાજાઓ વચ્ચે લડાઇ થઈ હતી અને તેમા વિક્રમ તાપી નદીની ઉત્તરે અને શાલિવાહન તાપી નદીની દક્ષિણે રાજ્ય કરે એવી સંધિ થઈ હતી. આ બન્ને જૈનધર્મી રાજાઓ હતા અને બન્નેએ પોતપોતાના સંવત્ ચલાવ્યા હતા.

હાલ રાજાએ આ. કાલક કે તેમના શિષ્ય સાગરક્ષમણ પાસેથી દેવસૂચિત પોતાના પૂર્વભવનુ સ્વરૂપ અને મુનિદાનનું ફળ જાણી દાનધર્મમાં વધારે ધ્યાન આપ્યુ. તેણે ચાર ક્રોડ સ્વર્ણ દ્રવ્યથી તો ચાર ગાથાઓ જ ખરીદી હતી. પ્રબંધચિંતામણિમા લખ્યુ છે કે આ હાલ રાજાએ ગાથાસપ્તશતી સંગ્રહગ્રંથ બનાવ્યો, જે ગ્રંથમા વિક્રમાદિત્ય માટે આ પ્રમાણે ગાથા છે—

**संवाहणसुहरसतोसिएण देतेण तुह करे लक्खं ।**
**चलणेण विक्कमाइत्तचरिअं अणुसिक्खिअं तिस्सा ॥ ६४ ॥**

આમા મહારાજા વિક્રમાદિત્ય અને તેના દાનનુ સૂચન[21] છે.

(૨) पूर्णे त्रिंशच्छते वर्षे कलौ प्राप्ते भयंकरे ॥ १४ ॥
शकानां च विनाशार्थं आर्यधर्मविवृद्धये ॥ १५ ॥
विक्रमादित्यनामानं पिता कृत्वा मुमोद ह ।
स बालोऽपि महाप्राज्ञः पितृमातृप्रियंकरः ॥ १६ ॥
—( भविष्यपुराण प्रतिसर्ग पर्व ३ चतुर्युग खंड १ अ. ७)

(૩) ततश्च त्रिसहस्रेषु विंशत्याचाऽधिकेषु च ।
भविष्यति विक्रमादित्य राज्यं......—( स्कंदपुराण १-२-४० )

(૪) અનુક્રમે અમ્લાટ, ગોપાળ, પુષ્પક, શર્વિલ અને વિપ્રદ્વેષી શક રાજાઓ થશે, જેને અતે દક્ષિણમા આશ્રય લઇને રહેલ મર્હુમ ગર્દભિલ્લનો પુત્ર વિક્રમાદિત્ય આંધ્રપતિની સહાયથી નર્મદાકાઠે કારુરમા જીતશે, આથી તે શકારિનુ બિરુદ ધારણ કરશે, અને અવન્તીની પ્રજા તેની યાદગીરીમાં વિક્રમસવત્ ચલાવશે. શકો આ આંધ્રપતિને લડાઇના મૂળ કારણરૂપ સમજીને સીધા દક્ષિણ પર હલ્લો લઇ જશે ત્યા એક આંધ્રપતિના હાથી શકનુ મૃત્યુ થશે.

—( યુગપુરાણ; દી. બ. કે હ ધ્રુવનુ વ્યાખ્યાન, બુદ્ધિપ્રકાશ પુ. ૭૬ પૃ. ૮૮; પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ ૧૯ થી ૨૨ )

---

૨૧ વીનસેન્ટ સ્મીથે અર્લી હીસ્ટરી ઑફ ઇન્ડિયા ( આવૃત્તિ ૩ જી )માં હાલ રાજાને ઈ. સ. ૧૦૮ મા મૂક્યો છે.

ડૉ. ત્રિભુવનદાસ લ. શાહ હાલ રાજાને ઇ. સ. પૂર્વે ૪૦ થી ઈ. સ. ૧૫ માં મૂકે છે. ( પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃષ્ઠ ૩૬, ભા. ૫ )

શ્રીયુત ગૌરીશંકર હીરાચંદ ઓઝા જણાવે છે કે-ગાથાસપ્તશતીકારે તેના અંતમાં-કુંતલરાજ પેઠણપતિ દ્વીપિકર્ણીના પુત્ર મલયાવતીના પતિ શતકર્ણ અને 'હાલ' ઉપનામ-વાલા સાતવાહન તરીકે-પોતાનો પરિચય આપ્યો છે. આંધ્ર વંશનો અંત ઇ. સ. ૨૨૫ લગભગમાં નિશ્ચિત છે. એટલે 'ગાથાસપ્તશતીની રચના તે પહેલાં થઇ છે. જો કે આ પુસ્તકમાં રાધાકૃષ્ણ (૧-૮૯) અને મગળવાર (૩-૬૧)નો ઉલ્લેખ છે. પણ રાધિકાનો ઉલ્લેખ પંચતંત્રમાં અને વારનો ઉલ્લેખ ઇ. સ. ૪૮૪ ના બુધગુપ્તના એરણવાળા લેખમાં અને કચ્છના અંધાઉ ગામથી મળેલ ક્ષત્રપ રુદ્રદામનના સ. પર ફા. વ ૨ ના લેખમાં (ગુરુવાર) પણ છે. એટલે એ હિસાબે આ ગ્રથ અર્વાચીન બની જતો નથી.

મહાકવિ બાણે હર્ષચરિત્ર શ્લો ૧૩ મા સાતવાહનના સુભાષિતકોશની પ્રશંસા કરી છે, જે અત્યારે ઉપલબ્ધ ગાથાસપ્તશતીની જ છે. પ્રબંધચિંતામણિમા પણ આ જ પુસ્તકનો ઉલ્લેખ છે. એટલે આ કોષ ઇ. સ. ની પહેલી કે બીજી સદીમાં બન્યો છે એમ માનવું પડે છે. વિક્રમ ચદ્રગુપ્તની પહેલા થયેલ છે, એ વાત કેવળ ગાથાસપ્તશતીથી જ નહીં પણ હાલ રાજાના સમકાલીન મહાકવિ ગુણાઢ્યકૃત બૃહત્કથાથી પણ નક્કી થાય છે. કથાસરિત્સાગર એ તેનો સસ્કૃત અનુવાદ છે મિ. વેબર આ કથાને છઠ્ઠી સદીની માને છે, જ્યારે ડૉ. રામકૃષ્ણ ગો. ભાંડારકર તેને બીજી સદીમા મૂકે છે. વગેરે.

—( ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ. ૧૬૮ ની ટિપ્પણી )

(૫) यो रूमदेशाधिपतिं शकेश्वरं, जित्वा गृहीत्वोज्जयिनीं महाहवे ।
आनीय सम्भ्राम्य मुमोचयत्यहो स विक्रमार्को समसह्यविक्रमः ॥
–(જ્યોતિર્વિદાભરણ પ્રશસ્તિ શ્લો. ૧૭)

(૬) अतीते विक्रमादित्ये गतेऽस्तं सातवाहने ।
—(નવસાહસાંક કાવ્ય, સ. ૧૧ શ્લો. ૯૪)

(૭) અયોદ્ધાના કનકભુવન મંદિરમાં એક પ્રાચીન શિલાલેખ હતો, જે ચાર સ્થાને તૂટી ગયો તેથી પં. ઉમાપતિ ત્રિપાઠીએ તેની નકલ કરી અને પછી તે જ પ્રમાણે ત્યાં નવો શિલાલેખ કોતરાવેલ છે, જેમા છેલ્લો શ્લોક નીચે પ્રમાણે છે—

चन्द्राग्निवेदपक्षैः परिमितशरदि श्रीमतो धर्ममूर्तेः
पौषे कृष्णे द्वितीया मद्दिसुतदिवसे जीर्णमुध्धृत्य भूयः ।
श्रीमद्गन्धर्वसेनात्मजनृपतिलको विक्रमादित्यनामा
श्री सीतारामर्मूर्ति कनकभवनगां स्थापयामास नूत्नाम् ॥

इति विक्रमशिलालेखांश· श्रीमन्नृपति विक्रमादित्य द्वारा २४३१ युधिष्ठिराब्दे प्रतिष्ठितः इति ।—(તા. ૨૦–૮–૪૩ અને તા ૩–૮–૪૩ નું 'संस्कृतम्' પત્ર)

(૮) આચાર્ય મેરુતુંગસૂરિ પ્રબંધચિંતામણિમા લખે છે કે—
पुन्ने वास सहस्से, सयम्मि वरिसाण नवनवइअहिए ·
होही कुमरनरिंदो, तुह विक्कमराय ! सारिच्छो ॥

(૯) એક પ્રાચીન ગાથા—
विक्कमरज्जाणंतर तेरसवासेसु वच्छरपवत्ती ।
सुन्नमुणिवेयजुत्तो विक्कमकालाओ जिणकालो ॥

(૧૦) આ. મેરુતુંગ (બીજા) વિચારશ્રેણીમાં જણાવે છે કે—
विक्कमरज्जारंभा परओ सिरिवीरनिव्वुइ भणिया ।
सुन्नमुणिवेयजुत्तो विक्कमकालाओ जिणकालो ॥

विक्रमकालात् जिनस्य वीरस्य कालो जिनकालो शून्य-मुनि-वेदयुक्तः चत्वारि शतानि सप्तत्यधिकवर्षाणि श्रीमहावीरविक्रमादित्ययोरन्तरमित्यर्थ ।

(૧૧) मह मुक्खगमणाओ पालय-नंद-चंदगुत्ताइराइसु वोलीणेसु चउसय· सत्तरेहिं विक्कमाइच्चो राया होही। सो साहिअसुवण्णपुरिसो पुहवीं अ-रिणं काउं निय संवच्छरं पवत्तेती। —(આ. જિનપ્રભસૂરિકૃત અપાપાબૃહત્કલ્પ, વિ. સં. ૧૩૮૭)

(૧૨) દિગંબર ભટ્ટારક ઇંદ્રનન્દિ નીતિસારમાં લખે છે કે—વિક્રમનુ ઈ. સ. ૫૪ માં સમુદ્રપાલના હાથથી ૧૧૧ વર્ષની ઉમ્મરે મૃત્યુ થયું.

(૧૩) રાજતરંગિણીમાં લખ્યુ છે કે-રાજા વિક્રમાદિત્યે કાશ્મીર જીતી ત્યાં પોતાના સૂબા તરીકે મંત્રી ગુપ્તને નીમ્યો હતો. –(પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૪૧)

(૧૪) ધી રીવાઈઝડ ક્રોનોલોજી ઑફ કાશ્મીર કીઝ,'જર્નલ ઑફ ઇન્ડિયન હિસ્ટરી પુ. ૧૮ પૃ. ૫૮ એટલે કાશ્મીર રાજ્યની સંશોધિત રાજવંશાવલી અને પ્રયાગથી નીકળતા વિ. સં. ૧૯૯૪ ના એપ્રીલના વિજ્ઞાન માસિકમાં વૃતાન્ત છે કે—

ઇ સ. પૂર્વે ૬૧મા શકોએ ભારતનાં રાજ્યોને જીતવા પ્રયત્ન આદર્યો. ઇ. સ. પૂર્વે ૫૯મા ગર્દભિલ્લ રાજા શકોથી હાર પામ્યો, અને રોમમાં નાસી ગયો. ઇ. સ. પૂર્વે ૫૭

માં તે પાછો ભારતવર્ષમાં આવ્યો. પરંતુ રાણી મદનરેખાએ તેનુ ઓઢવાનું મંત્રેલુ ચામડું બાળી નાખવાથી તે તે જ સાલમાં મરણ પામ્યો. અને તે જ સાલમાં તેને વિક્રમ નામે પુત્ર થયો. વિક્રમે ઇ. સ. પૂર્વે ૩૯ માં શકોને હરાવીને અવન્તીનું રાજ્ય મેળવ્યું. વગેરે

(૧૫) ડો. ભગવાનદાસજીએ નેપાલના પ્રાચીન રાજાઓની "પાર્વતીય વંશાવલી" પ્રસિદ્ધ કરી છે, તેમાં લખેલ છે કે— કલિ સં.૨૭૬૪મા શિવદેવવર્મા નેપાળની ગાદીએ આવ્યો.

ઈ. સ. પૂર્વે ૧૦૧ થી ૩૩ સુધી અંશુવર્માએ નેપાલનું રાજ્ય કર્યું. તેના સમયે વિક્રમાદિત્યે નેપાલની યાત્રા કરી હતી વગેરે—(તા.૩૧-૧૦-૪૩ રવિવારનુ 'મુંબઈ સમાચાર')

(૧૬) રા. બ. ચિંતામણિ વિનાયક વૈદ્ય લખે છે કે—વિક્રમ ઐતિહાસિક પુરુષ નથી એ કલ્પના ખોટી છે. તેનો સંવત્ શરૂમાં "સંવત્" તરીકે, પછી માલવસંવત્ તરીકે અને હાલ વિક્રમસંવત્ તરીકે પ્રવર્ત્યો છે. જેમ શિવાજીએ રાજ્યારોહણસંવત્ ચલાવ્યો તે શિવાજીસંવત્ કહેવાય છે અને તે ઉપરથી શિવાજીની હયાતી પણ મનાય છે તેમ વિક્રમ-સંવતથી વિક્રમની હયાતી માનવી એ વાસ્તવિક નિયમ છે. પ્રથમ દરેક રાજાનો સંવત્ સં. ૧ થી ચાલતો હતો. તેની સાથે રાજાનું નામ ખાસ જોડાતું ન હતું. તેમ વિક્રમસંવત્ પણ સંવત્ શબ્દથી વપરાતો હતો. પરન્તુ ગુપ્તસંવત્ થતાં તેની સાથે વિક્રમનું નામ જોડાયું છે.

—( સન ૧૯૧૨ નવેમ્બરનું ઇન્ડિયન રીવ્યુ; સન ૧૯૧૩ નું સત્ય માસિક વર્ષ ૨, અં ૭ પૃ. ૩૨૮ )

(૧૭) પ્રિન્સેસ જર્નલ પુ. ૪ પૃ ૬૮૮માં લખ્યું છે કે-અગ્નિપુરાણના આધારે વિક્રમાદિત્ય હુરૂપનો પુત્ર છે. સભવ છે કે આ હુરૂપ તે દર્પણ ગર્દભિલ્લનુ જ બીજું નામ હશે. —( ભીલ્સા ટોપ્સ પૃ. ૧૪૨ )

(૧૮) મહમદ ગઝનવીના સમકાલીન વિદ્વાન્ અલ્બેરુની લખે છે કે—કાશ્મીરના રાજા પ્રતાપાદિત્યના મિત્ર વિક્રમાદિત્યે શકોને હરાવ્યા, જે મોટી જીત હતી, તે સમયે સંવતનો પ્રારભ થયો છે. વળી ગુપ્તે શકોને હરાવ્યા, જે નાની જીત હતી, જે સં. ૧૩૫ નો સમય છે. —( ઇન્ડિયન રીવ્યુ; સત્ય માસિક વર્ષ ૨ અં. ૭)

આ બધાં પ્રમાણોના આધારે વિ. સ. ૧ માં વિક્રમાદિત્યની હયાતી નક્કી થાય છે. અને તે વખતે જ તેનો-તેના નામનો સંવત્ ચાલુ થયાનુ જણાય છે.

લોકપ્રિય રાજાના લોકહિતના કાર્યને લઇને તેનો સંવત્ ચાલે છે.[૨૨] વિક્રમરાજા યુગપ્રવર્તક, સંગઠનકાર અને બલવાન રાજા હતો તેથી તેનો સંવત્ પણ ત્રણ નામથી પ્રસિદ્ધ થયો છે. ૧ કૃતસંવત્, ૨ માલવસંવત્, ૩ વિક્રમસંવત્.

## (૧) કૃતસંવત્

કૃતસંવત્—આનો અર્થ "કરેલો-પ્રવર્તાવેલો સંવત્" થાય છે. આ શબ્દ જ એમ સૂચન કરે છે કે આ સંવત્ ખાસ નિમિત્તે જ પ્રવર્તાવેલો છે. વિદ્વાનો પણ માને છે કે વિજય પામનારાઓએ વિજયની ખુશાલીમાં આ સંવત્ ચાલુ કર્યો છે. અત્યાર સુધીના સંવતો એ માત્ર સંવતો જ હતા, જ્યારે આ ખાસ આર્ય ભાવનાના પ્રતીકરૂપે છે, એ વસ્તુ 'કૃત' શબ્દમાંથી મળે છે. સાથે સાથે સંવતપ્રવર્તકે લોકોપકાર અને દાનવડે જગતમાં

૨૨ युधिष्ठिरो विक्रम-शालिवाहनौ ततो नृप. स्याद् विजयाभिनन्दन ।
ततस्तु नागार्जुनभूपति. कलौ कल्की षडेते शककारका' स्मृताः ॥

—( જર્નલ ઑફ ધી રોયલ એસિયાટિક સોસાયટી ( બોમ્બે બ્રાન્ચ ) પુ ૧૦ પૃ. ૧૨૮ ; પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૯૫, ભા. ૫ પૃ. ૨૫૮ )

પુનઃ કૃતયુગ પ્રવર્તાવ્યો છે, એવો અર્થ અહીં લઈએ તો તે પણ સર્વથા બંધબેસતો જ છે. ખાસ ધ્યાન ખેંચે એવી બીના તો એ છે કે આ સંવત્ સ્વતંત્ર લખાયેલ મળે છે તેમ માલવસંવત્‌ની સાથે જોડાયેલો પણ મળે છે; જેમકે—

(૧) **कृतेषु चतुर्षु वर्षशतेष्वष्टाविंसेषु** ૪૦૦, ૨૦, ૮ **फाल्गुनवहुलस्य पंचदश्यामेतस्यां पूर्वायां** —(ફ્લીટ ગુ ઈં પૃ ૨૫૩; વિજયમંદિરગઢનો શિલાલેખ કૃ સં ૪૨૮)

(૨) **यातेषु चतुर्षु क्रीतेषु शतेषु सौम्ये( समे )ष्वष्टाशीत-सोत्तरपदेष्विह वत्सरेषु** —( ફ્લીટ ગુ ઈ. પૃ. ૭૪; ગંગધારનો શિલાલેખ કૃ. સ. ૪૮૮ )

(૩) **श्रीमालवगणाम्नाते प्रशस्ते कृतसंज्ञिते ।**
**एकषष्ठ्यधिके प्राप्ते समाशतचतुष्टये ॥**
—( મંદસૌરનો શિલાલેખ, માલવ સં. ૪૬૧ )

(૪) **तेषु चतुर्षु वर्षशतेष्वेकाशीत्युत्तरेष्वस्यां मालवपूर्व्वायां** ૪૦૦, ૮૦, ૧ (૪૮૧) **कार्तिकशुक्लपंचभ्यां**

—( મધ્યમિકાનો શિલાલેખ માલવસંવત્ ૪૮૧–ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ ૧૬૬–૧૬૭ )

શ્રી ભગવતીસૂત્રમા યુગપ્રમાણ એ રીતે પણ બતાવ્યુ છે કે–સવત્‌ના આંકડાને ચારે ભાંગતા શેષમાં ૧ વધે તો કલિયુગ, ૨ વધે તો દ્વાપર, ૩ વધે તો ત્રેતા અને ૪ યાતે ૦ વધે તો કૃત કહેવાય છે. સંભવ છે કે ઉપરના માલવસંવતોને ગત અને વર્તમાનના ભેદથી કૃત તરીકે ઓળખાવ્યા હશે.[૨૩]

ફ્લીટે આપેલ ગગધારવાળા શિલાલેખમાં એક વિશેષતા છે કે તેમાં **कृत** ના બદલે **क्रीत** શબ્દ છે. જો આ પાઠ અશુદ્ધ ન હોય તો આ **क्रीत** શબ્દથી બીજી અનેક વસ્તુઓ ઉપર પ્રકાશ પડે છે. **क्रीतसंवत्** એટલે ખરીદેલો સંવત્ આમા વિક્રમાદિત્યે દાનવડે પૃથ્વીને અનૃણ કરી અને દેશને પોતાનો જ બનાવ્યો-એવુ સૂચન છે. માલવજાતિના સિક્કાઓમાં જે કલ્પવૃક્ષ ( જેને વિદ્વાનો બોધિવૃક્ષ માને છે ) અને કામઘટનુ ચિહ્ન છે તે તેના દાનનુ સૂચક છે.

ડૉ. ત્રિભુવનદાસ લ. શાહ જણાવે છે કે–તત્કાલીન સિક્કાઓમાં એક બાજુ ગધેડાનુ અને બીજી બાજુ ઉજ્જૈનનુ ચિહ્ન દેખાય છે, તે ઉજ્જૈન નહી પણ ઉજ્જૈનની વેધશાળાનુ ચિહ્ન છે —( પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૩૮ થી ૪૦ )

પણ જો ડૉ. શાહે વિક્રમની કીર્તિ તેના દાનને લીધે ફેલાએલી હતી એ વસ્તુ વિચારી હોત તો તેઓ આ ચિહ્નને દાનશાળાનું ચિહ્ન કહેત કલ્પવૃક્ષ કે કામઘટની સાથે દાનશાળા એ બંધબેસતી વસ્તુ છે. અને આ ત્રણે ચિહ્નો તત્કાલીન સિક્કાઓમાં અંકિત થએલ છે.

## (૨) માલવસંવત્

માલવસંવત્–આનો અર્થ ‘માલવગણ સાથે સબંધ રાખનારો સંવત્’ એવો થાય

---

૨૩ યજદીવર્દે ચલાવેલ પારસીસવત્‌મા અને ઇસ્વીસનમાં પણ દર ચોથું વર્ષ એક દિવસની વૃદ્ધિવાળું હોય છે

રોમન સંવત્‌માં પણ ચાર–ચાર વર્ષનો ‘ઓલિપિઅડ’ મનાય છે પ્રો. ટીમેઈઅસે ૧૯૪ ઓલિંપિઅડના ૭૭૬ વર્ષ ગણી ગ્રીસમા કાળગણનાં કરી હતી.
—( ભારતીય પ્રાચીન લિપિમાળા પૃ: ૧૯૪ )

‘કૃત’ એ પણ આવા જ પ્રકારનો કોઈ સંકેત–શબ્દ છે

છે. આ શબ્દ જ એમ સૂચન કરે છે કે આ સંવત્ માલવગણના સંગઠનના ફળરૂપે છે. વિદ્વાનો પણ માને છે કે શકોના વિજયમાં વિક્રમાદિત્યને માલવપ્રજાનો મોટો સહકાર મળ્યો હશે. જો કે શરૂમાં આ સવત્ ખાલી સંવત્ કે કૃતસવત્ તરીકે શરૂ થયો હશે, પણ સમય જતાં ગુપ્તસંવત્ વગેરે બીજા સવતો શરૂ થયા ત્યારે તેનાથી જુદો પાડવાને માટે આ સંવત્‌ની પહેલાં શકોના યુદ્ધમાં મોંઘો વિજય મેળવનાર માલવગણ કે વિક્રમનું નામ જોડાયેલ હશે. માલવસંવત્ સ્વતંત્ર મળે છે તેમ કૃતસંવત્ સાથે જોડાયેલો પણ મળે છે. માલવસંવત્‌ના ૪૬૧, ૪૮૧, ૪૯૩ અને ૫૮૯ ની સાલના શિલાલેખો મળે છે.

--(જુઓ ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ. ૧૬૬)

શ્રીયુત રાખાલદાસ વંદ્યોપાધ્યાય માલવગણનો પરિચય નીચે મુજબ આપે છે.

માલવજાતિ ઘણા સમયથી ભારતવર્ષના ઉત્તર અને પશ્ચિમ પ્રદેશમાં રહેતી હતી. સિકંદરે પંજાબના આક્રમણમાં માલવજાતિ સાથે યુદ્ધ ખેલ્યું હતું. વરાહમિહિરની બૃહત્સંહિતા ૧૪-૨૭ માં પણ આ જાતિનો ઉલ્લેખ મળે છે. આ જાતિ અવન્તી દેશમાં આવી વસી એ કારણે એ દેશનુ નામ માલવદેશ પડયુ છે. આજે પણ યુક્તપ્રદેશ અને પંજાબમાં માલવ નામનાં ઘણા નગરો-ગામો છે. જયપુર રાજ્યના નાગર ગામ પાસેના જૂના ખંડેરમાંથી માલવજાતિના ગોળ તથા ચોખંડા બ્રાહ્મી અને ખરોષ્ટ્રી લિપિમા ખોદાયેલ તાંબાના લગભગ ૬૦૦ સિક્કા મળ્યા છે. પુરાતત્ત્વવિદો માને છે કે આ સિક્કાઓ ઈ. સ. પૂર્વેની બીજી સદીથી ઈ. સ. ની ચોથી સદી સુધીના છે. આ સિક્કાઓમાં કેટલાક માલવગણના સિક્કાઓ છે અને કેટલાએક માલવજાતિના સિક્કાઓ છે. માલવગણના ગોળ કે ચોખડા સિક્કાઓ[૨૪] આઠ પ્રકારના મળે છે, જેની બન્ને બાજુનાં ચિહ્નો નીચે પ્રમાણે છે.

૧ A સૂર્ય, B વૃક્ષ
૨ A વૃક્ષ, B ઘડો
૩ A વૃક્ષ, B ઘડો ○☐
૪ A વૃક્ષ, B સિંહ ☐
૫ A વૃક્ષ, B સાંઢ ○☐
૬ A વૃક્ષ, B રાજાનું માથું
૭ A વૃક્ષ, B મોર
૮ A વૃક્ષ, B સૂર્ય, નન્દિપાદ, સર્પ વગેરે.

માલવગણના સિક્કાઓમા પહેલી બાજુ 'मालवानां जयः' અથવા **जय मालवानां जयः** અક્ષરો કોતરેલા છે.

માલવજાતિના રાજાઓના સિક્કાઓમાં એક બાજુ રાજાઓનાં નામો અને બીજી બાજુ વૃક્ષ ઘટ વગેરે કોતરેલ છે. —(પ્રાચીન મુદ્રા પૃ ૧૪૩ થી ૧૪૭)

આ ઉપરથી સમજી શકાય એમ છે કે અહી વૃક્ષ (કલ્પવૃક્ષ) અને ઘટ (કામકુંભ) એ દાનના, વૃક્ષ અને નન્દિપાદ તે સંગઠન અને રાજ્યની શીતલ છાયાના, અને સિંહ સાઢ અને સૂર્ય તે વિક્રમ-પરાક્રમ-ઓજસ્ તથા વિક્રમાદિત્યના અને **मालवानां जयः**

---

૨૪ વિદિશામાથી મળેલ તત્કાલીન ગોળ કે ચોખંડા સિક્કાઓનાં ચિહ્નો નીચે મુજબ છેઃ

૧. A હાથી, સ્વસ્તિક. B વૃક્ષ, ઉજ્જૈન, નંદિપાદ, સૂર્ય. (પોટીનના) ☐
૨. A હાથી B ઉજ્જૈન, વૃક્ષ (તાંબાના) ☐
૩. A સિંહ, નદિપાદ B ઉજ્જૈન, વૃક્ષ (તાંબાના) ☐
૪. A સિંહ, સ્વસ્તિક रजो सात कणिस B ઉજ્જૈન, વૃક્ષ, નદિપાદ (પોટીનના) ☐
૧. A હાથી, શખ, ઉજ્જૈન B વૃક્ષ (પોટીનનો) ○
૨. A હાથી, શંખ. ઉજ્જૈન B વૃક્ષ (તાબાના) ☐

—(પ્રાચીન મુદ્રા પૃ. ૨૧૮, ૨૧૯)

વગેરે શબ્દો માલવગણુ જયવંત વર્તો એવા અર્થના સૂચક છે.[૨૫]

આ રીતે વિ. સં. ૧ મા માલવપ્રજા ઘણી જ શૌર્યવાળી હતી. જે કાર્યની ખુશાલીમાં સંવત્ ચલાવવામાં આવ્યો હશે તેમાં માલવગણુનો પણ પૂરો હિસ્સો હશે એટલે કે માલવ-ગણે વિક્રમની સરદારી નીચે કે તેના સહયોગમા વિશેષ ભાગ ભજવ્યો હશે એટલે જ આ સંવતનું બીજું નામ 'માલવસંવત્' પણ છે.[૨૬]

## (૩) વિક્રમસંવત્

વિક્રમસંવત્—આનો અર્થ વિક્રમનો સંવત્-વિક્રમાદિત્યનો સંવત્ એવો થાય છે. આ શબ્દ એમ સૂચન કરે છે કે શકવિજેતાદળનો જે નાયક હશે તેના નામથી આ સંવત્ પ્રવર્ત્યો છે. વિદ્વાનો પણ માને છે કે માલવગણે શકોને હરાવ્યા. એ ખરું, પણ તેનો પણ કોઇ નાયક તો હશે જ ના? જે તેનો નાયક તેનું જ નામ વિક્રમાદિત્ય. રાજાઓના નામથી સંવતો ચાલુ થયા હશે ત્યારે માલવસંવતને બદલે વિક્રમસંવતને વિશેષ પ્રધાનતા મળી હોય તો તે સંભવિત છે.

વિક્રમસંવતના ઉલ્લેખવાળા જૂનામા જૂના શિલાલેખો અને ગ્રંથો નીચે મુજબ છે.

(૧) વિ સં. ૭૯૪ (ઈ. સ ૭૩૮) કા. વ ૦)) રવિ જ્યેષ્ઠા નક્ષત્ર સૂર્યગ્રહણ. ડૉ. ફ્લીટ વગેરે વિદ્વાનો આ શિલાલેખને બનાવટી માને છે.

—(કાઠિયાવાડના ધિનકિ ગામથી મળેલ દાનપત્ર, ઇન્ડીયન એન્ટીકવેરી. પુ. ૧૨ પૃ. ૧૫૫; પુ. ૧૯, પૃ. ૩૫)

(૨-૩) વિ સ. ૮૧૧ (ઈ. સ. ૭૫૪). વિ સં. ૮૨૬ (ઇ. સ. ૭૬૯).
—(આર્કયોલોજિકલ સર્વે ઑફ ઇન્ડિયાનો રીપોર્ટ પુ ૨ પૃ ૬૮ તથા ૨૬૬)

(૪) વિ. સં. ૮૯૮ વૈ. શુ ૨ રવિવાર (ઇ. સં. ૮૪૧)

—(ધાલપુરમાંથી મળેલ રાજા ચંડસેન ચૌહાણનો શિલાલેખ-ઇન્ડિયન એન્ટીકવેરી પુ. ૧૯ પૃ. ૩૫; ભારતીય પ્રાચીન રાજવંશ પુ. ૨, પૃ. ૩૮૬)

(૧) વિ. સં. ૯૮૯, શાકે ૮૫૩, ખરસંવત્સર ૨૪.

—(દિગંબર આચાર્ય હરિષેણકૃત બૃહત્કથાકોષ)

(૨) વિ. સં. ૧૦૨૯ (ઈ. સ. ૯૭૨)—(મહાકવિ ધનપાલકૃત પાઈઅલચ્છીનામમાલા)

(૩) વિ. સં. ૧૦૫૧ (ઈ.સ. ૯૯૪)—(દિગંબર આચાર્ય અમિતગતિકૃત રત્નસન્દોહ)

વીરનિર્વાણસંવતનો પ્રારંભ કાર્તિક શુદિ એકમથી થાય છે. તેનાં ૪૭૦ વર્ષ જતાં એટલે વી. નિ. સં. ૪૭૧ ના કા. સુ. ૧ થી વિક્રમસંવતનો અને ત્યાર પછી ૧૩૫ વર્ષ પાચ મહિના જતાં એટલે વી. નિ. સં. ૬૦૬ ના ચૈ શુ ૧ થી શકસવતનો પ્રારંભ થયો છે. આ રીતે વી. નિ. સ. ૬૦૬ ચૈત્ર શુ. ૧, વિ. સ. ૧૩૬ ચૈત્ર શુ ૧ અને શક સ. ૧ ચૈત્ર શુ. ૧ એક દિવસે પડે છે. જો હિન્દી વિક્રમસંવતનો પ્રારભ ૭ મહિના આગળ માની લઇએ તો ૧૩૬ વર્ષ પછી એટલે હિન્દી વિક્રમસંવત્ ૧૩૭ ચૈત્ર શુ. ૧ ના દિને, અને જો વિક્રમસવતનો પ્રારભ પાચ મહિના પછી માનીએ તો ૧૩૫,

---

૨૫ બીજા ગણરાજ્યો તથા રાજાના સિક્કાઓમા પણ अजुनायनाना जय. (૧૩૫), योधेयगणस्य जय. (૧૫૦), महेन्द्रकर्माजितो जयति (૧૭૬), जयतु वृष. (૨૩૫) વગેરે શબ્દો તે જયવત વર્તો એવા અર્થમા વપરાયેલા છે.

૨૬ ડૉ. ત્રિભુવનદાસ લ શાહ માલવસંવતનો પ્રારભ ઇ. સ. ૫૩૧ માને છે.
—(પ્રાચીન ભારતવર્ષ ભા. ૪, પૃ. ૯૨, ૧૦૬)

છે. આ શબ્દ જ એમ સૂચન કરે છે કે આ સંવત્ માલવગણના સંગઠનના ફળરૂપે છે. વિદ્વાનો પણ માને છે કે શકોના વિજયમાં વિક્રમાદિત્યને માલવપ્રજાનો મોટો સહકાર મળ્યો હશે. જો કે શરૂમાં આ સવત્ ખાલી સંવત્ કે કૃતસંવત્ તરીકે શરૂ થયો હશે, પણ સમય જતાં ગુપ્તસંવત્ વગેરે બીજા સંવતો શરૂ થયા ત્યારે તેનાથી જુદો પાડવાને માટે આ સંવત્ની પહેલાં શકોના યુદ્ધમા મોંઘો વિજય મેળવનાર માલવગણ કે વિક્રમનું નામ જોડાયેલ હશે. માલવસંવત્ સ્વતંત્ર મળે છે તેમ કૃતસંવત્ સાથે જોડાયેલો પણ મળે છે. માલવસંવત્ના ૪૬૧, ૪૮૧, ૪૯૩ અને ૫૮૯ ની સાલના શિલાલેખો મળે છે.

—( જુઓ ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ. ૧૬૬ )

શ્રીયુત રાખાલદાસ વંદ્યોપાધ્યાય માલવગણનો પરિચય નીચે મુજબ આપે છે.

માલવજાતિ ઘણા સમયથી ભારતવર્ષના ઉત્તર અને પશ્ચિમ પ્રદેશમાં રહેતી હતી. સિકંદરે પંજાબના આક્રમણમાં માલવજાતિ સાથે યુદ્ધ ખેલ્યું હતુ. વરાહમિહિરની બૃહત્સંહિતા ૧૪-૨૭ માં પણ આ જાતિનો ઉલ્લેખ મળે છે. આ જાતિ અવન્તી દેશમાં આવી વસી એ કારણે એ દેશનુ નામ માલવદેશ પડયુ છે. આજે પણ યુક્તપ્રદેશ અને પંજાબમાં માલવ નામનાં ઘણાં નગરો-ગામો છે. જયપુર રાજ્યના નાગર ગામ પાસેના જૂના ખંડેરમાંથી માલવજાતિના ગોળ તથા ચોખડા બ્રાહ્મી અને ખરોષ્ટ્રી લિપિમાં ખોદાયેલ તાંબાના લગભગ ૬૦૦ સિક્કા મળ્યા છે. પુરાતત્ત્વવિદો માને છે કે આ સિક્કાઓ ઈ. સ. પૂર્વેની બીજી સદીથી ઈ. સ. ની ચોથી સદી સુધીના છે. આ સિક્કાઓમાં કેટલાક માલવગણના સિક્કાઓ છે અને કેટલાએક માલવજાતિના સિક્કાઓ છે. માલવગણના ગોળ કે ચોખડા સિક્કાઓ[૨૪] આઠ પ્રકારના મળે છે, જેની બન્ને બાજુનાં ચિહ્નો નીચે પ્રમાણે છે.

૧ A સૂર્ય, B વૃક્ષ
૨ A વૃક્ષ, B ઘડો
૩ A વૃક્ષ, B ઘડો ○□
૪ A વૃક્ષ, B સિંહ □
૫ A વૃક્ષ, B સાંઢ ○□
૬ A વૃક્ષ, B રાજાનું માથું
૭ A વૃક્ષ, B મોર
૮ A વૃક્ષ, B સૂર્ય, નન્દિપાદ, સર્પ વગેરે.

માલવગણના સિક્કાઓમા પહેલી બાજુ '**मालवानां जयः**' અથવા **जय मालवानां जयः** અક્ષરો કોતરેલા છે.

માલવજાતિના રાજાઓના સિક્કાઓમાં એક બાજુ રાજાઓનાં નામો અને બીજી બાજુ વૃક્ષ ઘટ વગેરે કોતરેલ છે. —( પ્રાચીન મુદ્રા પૃ ૧૪૩ થી ૧૪૭ )

આ ઉપરથી સમજી શકાય એમ છે કે અહીં વૃક્ષ ( કલ્પવૃક્ષ ) અને ઘટ ( કામકુંભ ) એ દાનના, વૃક્ષ અને નન્દિપાદ તે સંગઠન અને રાજ્યની શીતલ છાયાના, અને સિંહ સાંઢ અને સૂર્ય તે વિક્રમ-પરાક્રમ-ઓજસ્ તથા વિક્રમાદિત્યના અને **मालवानां जयः**

---

૨૪ વિદિશામાંથી મળેલ તત્કાલીન ગોળ કે ચોખંડા સિક્કાઓનાં ચિહ્નો નીચે મુજબ છે:

૧. A હાથી, સ્વસ્તિક. B વૃક્ષ, ઉજ્જૈન, નંદિપાદ, સૂર્ય. ( પોટીનના ) □
૨. A હાથી B ઉજ્જૈન, વૃક્ષ ( તાંબાના ) □
૩. A સિંહ, નદિપાદ B ઉજ્જૈન, વૃક્ષ ( તાંબાના ) □
૪. A સિંહ, સ્વસ્તિક रत्नो सात कणिस B ઉજ્જૈન, વૃક્ષ, નદિપાદ ( પોટીનના ) □
૧. A હાથી, શંખ, ઉજ્જૈન B વૃક્ષ ( પોટીનનો ) ○
૨. A હાથી, શંખ. ઉજ્જૈન B વૃક્ષ ( તાંબાના ) □

—( પ્રાચીન મુદ્રા પૃ. ૨૧૮, ૨૧૯ )

અર્થાત્—"મારું એમ માનવું છે કે (વિક્રમ) સંવત્ બૌદ્ધોએ બલ્કે જૈનોએ દાખલ કર્યો છે." —(જર્નલ ઑફ ધી બોમ્બે બ્રાન્ચ ઑફ ધી રૉ. એ. સો. પુ. ૮ પૃ ૨૩૩, પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૪૩).

વળી બીજા વિદ્વાન ઉપર્યુક્ત ગ્રંથના પુ. ૯ પૃ. ૧૪૫ તથા ૧૪૯ માં લખે છે કે વિક્રમસંવતનો ઉપયોગ કેવળ જૈનીઓએ જ કર્યો છે અને ગુજરાતના અણહિલપાટણના રાજાઓએ જ પ્રથમ તેનો વપરાશ કર્યો હતો. વિક્રમના વખતમા ૯૯ લાખની મુડીવાળા એક વ્યાપારીએ જાલોર પાસેના સુવર્ણગિરિ પહાડની ટેકરી ઉપર યક્ષવસતિ નામે શ્રી મહાવીરનું એક મોટું ચૈત્ય બધાવ્યું હતુ —(પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૪૪-૪૫)

પ્રભાવકચરિત્રમાં એક એવો ઉલ્લેખ છે કે આ. સિદ્ધસેન દિવાકરે બલમિત્ર કે જે વિદ્વાનોના મતે વિક્રમાદિત્ય પણ મનાય છે તેના પુત્ર ધનજયને સૈન્યની અને ધનની મોટી મદદ કરાવી હતી આ વસ્તુ પણ વિક્રમના દાન અને સંવતપ્રવર્તન માટે ઘણી જ અર્થસૂચક છે.

આ બધાં પ્રમાણો એક જ વાત કહે છે કે વિક્રમ એ જૈન રાજા હતો અને તેથી જ તેણે કા. શુ. ૧ ને વર્ષારંભ માટે પસંદ કરેલ છે.

માલવગણના સિક્કાઓ તપાસીએ તો તેમા જે સિંહ સાંઢ અને સૂર્યનાં ચિહ્નો છે તે વિક્રમાદિત્યના પ્રતીકરૂપ છે, જે વાત આપણે ઉપર બતાવી ગયા છીએ.

## સાચો વિક્રમાદિત્ય કોણ ?

એકદરે એક યા બીજી રીતે વિક્રમ-વિક્રમાદિત્ય તરીકે ખ્યાતિ પામનારાઓ યા વિક્રમાદિત્યનું બિરુદ ધારણ કરનારાઓમા—પાર્થિયન રાજા અઝીઝ, વસિષ્ઠ પુત્ર શાતકર્ણી-શાલિવાહન, શુગવંશીય રાજા અગ્નિમિત્ર, વસુમિત્ર, કુશાનવંશીય રાજા કનિષ્ક, ગર્દભિલ્લનો રાજકુમાર, ભરુચનો રાજા બલમિત્ર, ગૌતમીપુત્ર શાલિવાહન, શકરાજ (જુઓ ત્રિલોકસારની ટીકા), સમ્રાટ્ સમુદ્રગુપ્ત, ગુપ્તવંશીય બીજો ચંદ્રગુપ્ત, સ્કંદગુપ્ત, નરસિંહ બાલાદિત્યનો સમકાલીન યશોધર્મ, વલ્લભીનો સેનાપતિ ભટ્ટાર્ક, કનોજનો રાજા હર્ષવર્ધન, હર્ષવર્ધનને જીતનાર દક્ષિણના ચાલુક્યરાજ પુલકેશિ વલ્લભનો પુત્ર વિક્રમાદિત્ય (વિ. સં ૭૩૭ ઈ. સ. ૬૮૦), માળવાનો વૃદ્ધભોજ; ચાલુકય વિક્રમકાળ અપરનામ વીર વિક્રમકાળ, સંવતનો નાયક કલ્યાણપુરનો રાજા સોલકી વિક્રમાદિત્ય ( વિ. સ. ૧૧૩૨ ઈ. સ. ૧૦૭૫-૭૬ ) અને અકબર બાદશાહનો સમકાલીન હેમુ ( જુઓ મિશ્રબંધુકૃત ભારતવર્ષનો ઇતિહાસ ) વગેરે ઘણા નામો મળે છે, જે પૈકીના ઘણાખરાનો પરિચય આપણે ઉપર જોઈ ગયા છીએ. હવે માત્ર પ્રશ્ન એ રહે છે કે આ બધાંમા સાચો વિક્રમાદિત્ય કોણ ?

આનો ઉત્તર એટલો જ બસ થશે કે જે વિ સં. ૧ (ઇ. સ. પૂર્વે ૫૭)માં પ્રજાપ્રિય માલવગણનાયક અને શકવિજેતા અવન્તીપતિ હતો તે જ સાચો વિક્રમાદિત્ય છે.

આ કસોટીએ કસીએ તો ઉપર જેણાવેલ નામમાંના પહેલા પાચ -૧ પાર્થિયન રાજા અઝીઝ, ૨ વસિષ્ઠ પુત્ર શાતકર્ણી, ૩ અગ્નિમિત્ર, ૪ વસુમિત્ર અને કનિષ્ક તો તે સમય પહેલાના રાજાઓ છે એટલે તેઓને સંવતપ્રવર્તક વિક્રમાદિત્ય તરીકે ન જ માની શકાય. અને શાલિવાહન વગેરે તે સમય પછીના રાજાઓ છે અને તેમાના કેટલાક તો અવન્તી બહારના જ છે એટલે તેમને પણ સવતપ્રવર્તક વિક્રમાદિત્ય માનવા એ માત્ર મનસ્વી કલ્પના જ છે. એટલે હવે સવતપ્રવર્તક વિક્રમાદિત્ય તરીકે માત્ર ત્રણ રાજાઓ જ રહે છેઃ ૧ તે સમયે વિદ્યમાન જે કોઇ આધિપતિ હોય તે, ૨ ગર્દભિલ્લનો રાજકુમાર અને ૩ ભરૂચનો રાજા બલમિત્ર. એટલે હવે આ ત્રણ સબંધી જ વિચાર કરીએઃ—

વર્ષ પછી એટલે હિન્દી વિક્રમસંવત્ ૧૩૬ ચૈત્ર શુ. ૧ ના દિને શકસંવત્નો પ્રારંભ આવે છે. આ૦ હરિષેણજીએ પણ બૃહત્કથાકોષમાં અને શ્રવણબેલ્ગોલાના એક લેખમાં (ઈન્ડીયન એન્ટીકવેરી પુ. ૨૫, પૃ. ૩૪૬) જે ૧૩૬ વર્ષનુ આંતરું બતાવેલ છે તે વાજબી છે.

પાશ્ચાત્ય વિદ્વાનો હિન્દી વિક્રમસંવત્ અને શકસંવત્ વચ્ચેનુ અંતર ૧૩૫ વર્ષનું આંકે છે તે ઉપરના હિસાબે બરાબર નથી. બરાબર તો એ જ વાત છે કે હિન્દી વિક્રમસંવત્નો પ્રારંભ પાંચ મહિના પછી માનવો જોઇએ. અથવા શકસંવત્ સાથેનુ અંતર ૧૩૬ વર્ષનું માનવું જોઇએ.

મિ કીલહોર્ન કહે છે કે વિક્રમસંવતનો પ્રારંભ કા. શુ. ૧ થી થયેલ છે.

સર કર્નિંગહામે 'એન્સ્યન્ટ ઈરાઝ' પૃ ૩૧ માં લખ્યુ છે કે—પશ્ચિમ હિંદમાં વિક્રમ-સંવત્નો પ્રારંભ કા. શુ. ૧—ઈ. સ. પૂર્વે ૫૭ ના સપ્ટેમ્બરની ૧૮ મી તારીખ ને ગુરુવારથી અને ઉત્તર હિંદમા ચૈ. શુ. ૧ ઈ. સ. પૂર્વે ૫૭ ના ફેબ્રુઆરીની ૨૩ મી તારીખ ને રવિવારથી અથવા કલયુગ સં. ૩૦૪૪ વર્ષ પછી ગણવામા આવે છે. ઈ સ.નો પ્રારંભ વિક્રમના ૫૬। વર્ષ જતાં મનાય છે.[૨૭]

પંડિત ગૌરીશંકર હીરાચંદ ઓઝા માને છે કે વિ. સ.નો પ્રારંભ કલિસંવત્ ૩૦૪૫ ના કાર્તિકથી થયો છે. પરન્તુ ઉત્તર હિન્દુસ્તાનમા જે ચૈ. શુ ૧ થી વિ. સં.નો પ્રારંભ મનાય છે તે શક સં.ના આધારે શરૂ થયેલ હશે એમ લાગે છે. આજકાલ ઉત્તર હિંદમાં પૂર્ણિમાન્ત ચૈત્ર શુ ૧ થી, હાલાર કચ્છ વગેરેમા અમાસાન્ત અષાડ શુ. ૧ (૨) થી, ઉદેપુર રાજ્યમા પૂર્ણિમાન્ત શ્રાવણ વ. ૧ (ગુજરાતી અષાડ વ. ૧) થી અને ગુજરાત દક્ષિણમા અમાસાન્ત કા. શુ. ૧ થી વિક્રમવર્ષનો પ્રારંભ મનાય છે.

—(ઈન્ડીયન એન્ટીકવેરી પુ. ૨ પૃ. ૩૯૯; ભારતીય પ્રાચીન લિપિમાળા પૃ. ૧૬૯)

એ વાત નક્કી છે કે વિક્રમ રાજાએ વર્ષારંભ માટે પ્રાચીનકાળથી ચાલ્યા આવતા અષાડ વ. ૧ તથા ચૈત્ર શુ ૧ ના બદલે કાર્તિક શુ. ૧ ને પસંદ કરેલ છે. આનાં કારણો નીચે પ્રમાણે હોઇ શકે એમ અમને લાગે છે.

તે સમયે અવન્તી અને લાટ—એ પ્રદેશ આ. કાલકસૂરિ, આ. પાદલિપ્તસૂરિ, આ. આર્યખપટ અને આ. વૃદ્ધવાદિસૂરિના વિહાર, ઉપદેશ અને ધર્મપ્રચારના પ્રધાન ક્ષેત્રો હતાં, એટલે માળવાના રાજા-પ્રજા જૈનધર્મના અનુયાયી કે અનુરાગી-પ્રેમી હતાં.

જૈન સાહિત્યમા-માલવપતિ વિક્રમાદિત્યનુ સ્થાન ગુર્જરેશ્વર કુમારપાળના જેટલુ જ ઊંચુ છે, જ્યારે બાૈદ્ધસાહિત્ય અને પુરાણો મોટે ભાગે મૌન સેવે છે.

માલવગણના સિક્કાઓમા પણ જે ચિહ્નો છે તે બૌદ્ધ કે વૈદિક ધર્મનાં નથી.

આ પરિસ્થિતિ વિચારતા સહેજે એવા નિર્ણય ઉપર આવવું પડે છે કે મહારાજા વિક્રમાદિત્ય એ **જૈન રાજા** હશે અને એ જ કારણે તેણે પોતાના નવા સંવત્નો પ્રારંભ વીર-નિર્વાણસંવત્ના પ્રારંભ દિવસથી ગોઠવ્યો હશે ડૉ. ભાઉદાજીના ઊંડા અભ્યાસના પરિણામે નક્કી કરેલ સંશોધનમા પણ આપણને આ જ વસ્તુ મળે છે. તેઓ જણાવે છે કે—

"I believe that the era (Vikram) was introduced by the Buddhists or rather the Jains"

૨૭ ખરી રીતે ઇશુ ખ્રીસ્તની સાલના દિવસો અવ્યવસ્થિત જ હતા. તેરમા પોપ ગ્રેગરીએ તા. ૨૨-૨-૧૫૮૨ ના દિને હુકમ બહાર પાડી તેની સાલવારીમાં ૧૦ દિવસોનો ઉમેરો કર્યો ત્યારથી જ તેણે વ્યવસ્થિત રૂપ પકડયુ છે. આ હિસાબે ઉપર દર્શાવેલ દિવસે તે તારીખ હતી એમ કહેવુ તે ભૂલ ભરેલુ જ છે.

અર્થાત્–"મારું એમ માનવું છે કે (વિક્રમ) સંવત્ બૌદ્ધોએ બલ્કે જૈનોએ દાખલ કર્યો છે."
—(જર્નલ ઑફ ધી બોમ્બે બ્રાન્ચ ઑફ ધી રૉ. એ. સો. પુ. ૮ પૃ. ૨૩૩; પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૪૩).

વળી બીજા વિદ્વાન ઉપર્યુક્ત ગ્રંથના પુ. ૯ પૃ. ૧૪૫ તથા ૧૪૯ માં લખે છે કે વિક્રમસંવત્નો ઉપયોગ કેવળ જૈનીઓએ જ કર્યો છે અને ગુજરાતના અણહિલપાટણના રાજાઓએ જ પ્રથમ તેનો વપરાશ કર્યો હતો. વિક્રમના વખતમા ૯૯ લાખની મુડીવાળા એક વ્યાપારીએ જાલોર પાસેના સુવર્ણગિરિ પહાડની ટેકરી ઉપર યક્ષવસતિ નામે શ્રી મહાવીરનું એક મોટું ચૈત્ય બંધાવ્યું હતુ —(પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૪૪–૪૫)

પ્રભાવકચરિત્રમા એક એવો ઉલ્લેખ છે કે આ. સિદ્ધસેન દિવાકરે બલમિત્ર કે જે વિદ્વાનોના મતે વિક્રમાદિત્ય પણ મનાય છે તેના પુત્ર ધનજયને સૈન્યની અને ધનની મોટી મદદ કરાવી હતી. આ વસ્તુ પણ વિક્રમના દાન અને સંવત્પ્રવર્તન માટે ઘણી જ અર્થસૂચક છે.

આ બધાં પ્રમાણો એક જ વાત કહે છે કે વિક્રમ એ જૈન રાજા હતો અને તેથી જ તેણે કા. શુ. ૧ ને વર્ષારંભ માટે પસંદ કરેલ છે.

માલવગણના સિક્કાઓ તપાસીએ તો તેમાં જે સિંહ સાંઢ અને સૂર્યના ચિહ્નો છે તે વિક્રમાદિત્યના પ્રતીકરૂપ છે, જે વાત આપણે ઉપર બતાવી ગયા છીએ.

## સાચો વિક્રમાદિત્ય કોણ ?

એકદરે એક યા બીજી રીતે વિક્રમ-વિક્રમાદિત્ય તરીકે ખ્યાતિ પામનારાઓ યા વિક્રમાદિત્યનું બિરુદ ધારણ કરનારાઓમા—પાર્થિયન રાજા અઝીઝ, વસિષ્ઠ પુત્ર શાતકર્ણી–શાલિવાહન, શુગવંશીય રાજા અગ્નિમિત્ર, વસુમિત્ર, કુશાનવંશીય રાજા કનિષ્ક, ગર્દભિલ્લનો રાજકુમાર, ભરુચનો રાજા બલમિત્ર, ગૌતમીપુત્ર શાલિવાહન, શકરાજ (જુઓ ત્રિલોકસારની ટીકા), સમ્રાટ્ સમુદ્રગુપ્ત, ગુપ્તવંશીય બીજો ચદ્રગુપ્ત, સ્કંદગુપ્ત, નરસિંહ બાલાદિત્યનો સમકાલીન યશોધર્મ, વલભીનો સેનાપતિ ભટ્ટાર્ક, કનોજનો રાજા હર્ષવર્ધન, હર્ષવર્ધનને જીતનાર દક્ષિણના ચાલુક્યરાજ પુલકેશિ વલ્લભનો પુત્ર વિક્રમાદિત્ય (વિ. સં. ૭૩૭ ઈ. સ. ૬૮૦), માળવાનો વૃદ્ધભોજ; ચાલુક્ય વિક્રમકાળ અપરનામ વીર વિક્રમકાળ, સંવત્નો નાયક કલ્યાણપુરનો રાજા સોલંકી વિક્રમાદિત્ય ( વિ. સ. ૧૧૩૨ ઈ સ. ૧૦૭૫–૭૬ ) અને અકબર બાદશાહનો સમકાલીન હેમુ ( જુઓ મિશ્રબધુકૃત ભારતવર્ષનો ઇતિહાસ ) વગેરે ઘણાં નામો મળે છે, જે પૈકીના ઘણાખરાનો પરિચય આપણે ઉપર જોઈ ગયા છીએ. હવે માત્ર પ્રશ્ન એ રહે છે કે આ બધાંમા સાચો વિક્રમાદિત્ય કોણ ?

આનો ઉત્તર એટલો જ બસ થશે કે જે વિ સં. ૧ (ઇ. સ. પૂર્વે ૫૭)માં પ્રજાપ્રિય માલવગણનાયક અને શકવિજેતા અવન્તીપતિ હતો તે જ સાચો વિક્રમાદિત્ય છે.

આ કસોટીએ કસીએ તો ઉપર જણાવેલ નામમાના પહેલા પાંચ –૧ પાર્થિયન રાજા અઝીઝ, ૨ વસિષ્ઠ પુત્ર શાતકર્ણી, ૩ અગ્નિમિત્ર, ૪ વસુમિત્ર અને કનિષ્ક તો તે સમય પહેલાના રાજાઓ છે એટલે તેઓને સવત્પ્રવર્તક વિક્રમાદિત્ય તરીકે ન જ માની શકાય. અને શાલિવાહન વગેરે તે સમય પછીના રાજાઓ છે અને તેમાના કેટલાક તો અવન્તી બહારના જ છે એટલે તેમને પણ સવત્પ્રવર્તક વિક્રમાદિત્ય માનવા એ માત્ર મનસ્વી કલ્પના જ છે. એટલે હવે સંવત્પ્રવર્તક વિક્રમાદિત્ય તરીકે માત્ર ત્રણ રાજાઓ જ રહે છેઃ ૧ તે સમયે વિદ્યમાન જે કોઇ આંધ્રપતિ હોય તે, ૨ ગર્દભિલ્લનો રાજકુમાર અને ૩ ભરૂચનો રાજા બલમિત્ર એટલે હવે આ ત્રણ સબંધી જ વિચાર કરીએઃ–

૧ તે સમયનો આંધ્રપતિ અવંતીપતિ નથી જ અને વિક્રમસંવતનો પ્રારંભ પણ આંધ્રદેશમાં થયો જ નથી માટે આંધ્રપતિ સંવત્પ્રવર્તક વિક્રમાદિત્ય બની શકે તેમ નથી. હા, એટલું બની શકે કે તેણે શકોને જીતવામાં વિક્રમને જરૂર મદદ કરી હશે, જે વસ્તુ આપણને યુગપુરાણમાંથી મળે છે. એટલે તે આંધ્રપતિ વિક્રમાદિત્યનો સહાયક હશે પણ તે પોતે વિક્રમાદિત્ય નથી જ.

૨ તે સમયે અવન્તીની ગાદીએ ગર્દભિલ્લવંશ હતો તેથી ઈ. સ. પૂર્વે ૫૭ માં ગર્દભિલ્લવંશીય જે રાજા અવન્તીની ગાદીએ હતો તેને જ સંવત્પ્રવર્તક વિક્રમાદિત્ય માનવામાં આવે તો કશી હરકત જણાતી નથી. તેણે પોતાની શક્તિને મજબુત કરવા માટે માલવપ્રજાનો સહકાર સાધ્યો હોય કે તેનું અધ્યક્ષસ્થાન સ્વીકાર્યું હોય તો તે વસ્તુ પણ વાસ્તવિક છે. એટલે આ વિક્રમાદિત્ય તે જ સાચો-સવત્પ્રવર્તક-વિક્રમાદિત્ય છે અને તેણે સંવત્માં પોતાની સાથે પોતાની સહકારી પ્રજાને પણ અમર બનાવી છે.

૩ ભરુચનો રાજા બલમિત્ર ઉજ્જૈન આવેલ છે અને ત્યાંનો રાજા પણ બનેલ છે એ વાત સાચી છે, પણ તેને વિક્રમાદિત્ય તરીકે તો ત્યારે જ માની શકાય કે જો તે તત્કાલીન અવન્તીના રાજવંશનો હોય. પરન્તુ બલમિત્ર અવન્તીના રાજવંશનો જ હોવો જોઈએ એ કોઈ અગત્યની બીના નથી, કેમકે ઇતિહાસકારો ગંધર્વસેન અને વિક્રમાદિત્યની વચ્ચે થયેલા શક રાજાઓને પણ, થોડા વર્ષ રાજ્ય ચલાવવાના કારણે, જુદા નંતારવતાં, બહુ વિચિત્ર રીતે, ગર્દભિલ્લ વંશમા જ સામેલ કરે છે. કલકત્તાવાળા એ. કે મજમુદાર લખે છે કે—

"At some opportune time Gandharvasen seized the throne of Ujjain. He was succuded by his eldest son Sanku, who ruled for a short time and then fell a victim to the ambition of his brother Vikrama; who made some conquests and consolidated a prety large kingdom."

અર્થાત્-ઉજ્જૈનની ગાદીએ ગંધર્વસેનની પછી તેનો પુત્ર શંકુ આવ્યો. તેણે થોડો સમય રાજ્ય કર્યું. અને પછી તે વિક્રમના હાથે માર્યો ગયો. અને વિક્રમે રાજા બની કેટલીએક જીતો મેળવી અવન્તીના સામ્રાજ્યને મોટું બનાવ્યુ.

-(શ્રી હિન્દુ હિસ્ટરી પૃ. ૬૩૮ થી ૬૫૦; પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૪)

આ શંકુ તે કોઈ સાચો શંકુ નથી, પણ ખરી રીતે તે શકરાજા જ છે કે જેને મારીને વિક્રમે ઉજ્જૈનની ગાદી હસ્તગત કરી હતી. આ શક રાજા ગર્દભિલ્લ વંશનો ન હોવા છતા તેને તે વંશમાં જેમ સામેલ કરવામાં આવ્યો[૨૮] છે તેમ બલમિત્ર પણ ગર્દભિલ્લ વંશનો ન હોવા છતાં તેને તે વંશમાં દાખલ કરવામાં આવ્યો હોય તો તે સર્વથા બનવા યોગ્ય છે. આ માત્ર વિભિન્ન વંશનો વાંધો દૂર કરવા માટે જ બતાવ્યુ છે.

ખરી વાત તો એ છે કે ગર્દભ વંશનો પ્રારંભ જ દર્પણ રાજાથી થયો છે. જેમ અત્યારે સતીયા, સત્યવાદી, હેડી, ડગલી વગેરે સાખો તદનુકૂળ કારણોથી જાહેર થઈ છે

૨૮ પુરાણકારોએ પણ આવી જ રીતે નન્દિવર્ધનને પ્રદ્યોત વંશમાં અને નંદિવર્ધન તથા મહાનન્દિને શિશુનાગ વંશમાં સામેલ કરી દીધા છે. જુઓ મત્સ્યપુરાણ અ. ૨૭૨ શ્લો. ૫, ૧૧, ૧૨; વાયુપુરાણ અ. ૯૯ શ્લોક (૩૧૩) ૩૨૦

તેમ દર્પણ રાજાએ ગર્દભી વિદ્યા સાધી અને તેને અંગે ગધેડાનું ચામડુ ઓઢવાનું રાખ્યું તેથી લોકો તેને ગર્દભ કે ગધેડો કહેતા હતા. આથી તેના વારસદારો પણ એ નામથી જ પ્રસિદ્ધ થયા. અને એ રીતે જગતમા ગર્દભ વંશની સ્થાપના થઇ, જ્યારે દર્પણના વડવાઓ–દાદા પરદાદા–નો તો બીજો જ વંશ હતો. સંભવ છે કે દર્પણ અને ભરુચનો રાજા બલમિત્ર કદાચ એક વંશના અથવા નિકટના સંબંધી હશે. એક વિચિત્ર પુરાવો એવો પણ મળે છે કે જે ગર્દભવંશીય રાજા દર્પણ અને ભરુચના રાજા બલમિત્રનું સુંદર જોડાણ કરી દે છે. આ રહ્યો તે પુરાવો.

" A strange tale is prevalent in north-west India. A Gardabha marrying a daughter of a king of Dhar."

હિંદના વાયવ્ય પ્રાંતમાં એક વિચિત્ર વાત બોલાય છે કે ધારના રાજાએ એક ગધેડાને પોતાની પુત્રી પરણાવી હતી.

–(એશિયાટિક રીસર્ચ, પુ૦ ૬ પૃ. ૩૮; પુ૦ ૯ પૃ. ૧૪૯; પ્રાચીન ભારતવર્ષ ભા. ૪ પૃ. ૮)

શ્રીયુત એસ કે. મજમૂદાર ઉપરનો ફકરો ટાંકી જાહેર કરે છે કે ગર્દભિલ્લ રાજા દર્પણ ધારની રાજકન્યાને પરણ્યો હતો. અને (તેના પુત્ર) વિક્રમનો જન્મ ખંભાતમાં થયો હતો. વિક્રમાદિત્યના વડવાઓએ માળવા સર કર્યું તે પહેલાં તેઓ આણંદપુરમાં રહેતા હતા. વગેરે વગેરે. –(હિન્દુ હિસ્ટરી પૃ. ૬૩૮ થી ૬૫૦)

આ લખાણમાંથી નીચેના મુદ્દાઓ તારવી શકાય છે.

રાજા ગર્દભિલ્લ પશ્ચિમ હિન્દનો હતો અને તે ભરુચ અને આનંદપુરમાં રહેતો હતો. તે ભરુચનો હશે એ વાત તો એટલા ઉપરથી અનુમાની શકાય છે કે તેની રાણીએ ભરુચમાં પુત્રને જન્મ આપ્યો હતો.

જે રાજા માળવાને સર કરી શક્યો તે બહાદુર તો હશે જ, એટલે તે ભરુચના રાજવંશમાંથી ઉતરી આવેલો હોય અથવા માંડલિક–ખંડિયો કે ફટાયો રાજા હોય એ પણ બનવા જોગ છે.

તેને ધાર સાથે પણ સંબધ હતો તેથી માળવા મેળવવામાં તેને ધારની જ મોટી મદદ મળી હતી.

માળવા જીત્યા પછી ભરુચ, આણંદપુર અને ઉજ્જૈનનું સળંગ જોડાણ ચાલુ રહ્યું હતું.

આ તારવણી ઉપરથી એમ કલ્પી શકાય છે કે–ભરુચનો રાજા અને માળવાનો ગર્દભિલ્લ દર્પણ એ બન્ને ભરુચના રાજવંશમાંથી ઊતરી આવેલા રાજાઓ હતા. પણ ત્યાં દર્પણ તો ગર્દભવંશી તરીકે જાહેર હતો જ્યારે તેને સ્થાને આવનાર બલમિત્ર તે વંશનો ન હતો. છતાય રાજવંશની પ્રાચીન એકતાના કારણે લેખકોએ બલમિત્રને પણ ગર્દભવંશી તરીકે ઓળખાવ્યો હોય તો તે ઉપરના હિસાબે ઠીક જ છે.

જૈન લેખકો તો વિક્રમને ગર્દભિલ્લના યુવરાજ અને પુત્ર તરીકે જ માને છે.[૨૯] પરંતુ રાજવંશાવલીમાં ભત્રીજા વગેરેને પણ પુત્ર તરીકે ઓળખાવવામા આવે છે. દાખલા

૨૯ કલિકાચાર્ય કથામા બલમિત્ર અને ભાનુમિત્રને સ્પષ્ટ રૂપે અવન્તીના યુવરાજ તરીકે વર્ણવ્યા છે. —(વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના પૃ. ૫૫)

તરીકે ઇતિહાસના આધારે સૌ કોઈ જાણે છે કે ગુર્જરેશ્વર કુમારપાળ અને તેનો ઉત્તરાધિકારી અજયપાળ એ કાકા ભત્રીજા છે, છતાં શ્રી. રાખાલદાસ વંદ્યોપાધ્યાય તેનો પરિચય આપતાં સાફ લખે છે કે—

કુમારપાળ અને અજયપાલ ગુજરાતના ચાલુક્યવંશી રાજાઓ હતા અને અજયપાળ કુમારપાળનો પુત્ર હતો. (જુઓ હિન્દી પ્રાચીન મુદ્રા પૃ. ૨૪૯)

એપિગ્રાફિઆ ઇન્ડિકા પુ. ૮, પુરવણી ૧, પૃ ૧૪માં પણ અજયપાળને કુમારપાળનો પુત્ર લખ્યો છે.

આ જ પ્રમાણે લેખકો વિક્રમાદિત્યને ગર્દભિલ્લનો પુત્ર માને તો કંઇ નવાઈની વાત નથી. અસ્તુ.

ઉપરના પુરાવાઓ સાચા હોય તો બલમિત્ર પણ અવન્તીનો સાચો વિક્રમાદિત્ય છે.

તે સમયે અવન્તીને ખાસ કરીને પશ્ચિમ અને દક્ષિણ તરફથી હુમલાનો ભય હતો. એટલા ખાતર બલમિત્રે ભરુચમાં પોતાનું મોટું થાણું રાખ્યુ હતું અને તેનો સર્વેસર્વા પોતાના પુત્ર ધનંજયને બનાવ્યો હતો, જેના ધન અને સૈન્યમાં આ. સિદ્ધસેન દિવાકરના પ્રસાદથી ખૂબ વધારો થયો હતો. ધનંજય પછીનો રાજા નરવાહન પણ લક્ષ્મીના જોરે આંધ્રપતિને હંફાવતો હતો એ વાત આપણને આવશ્યકસૂત્રની નિર્યુક્તિ પૂરી પાડે છે. પરંતુ પેઠણના રાજા શાલિવાહને ભરુચનુ થાણું તોડ્યું ત્યારે વિક્રમ અને શાલિવાહન વચ્ચે તાપીની સરહદ બાંધીને સંધિના કરારો થયા એ વાત પણ વિવિધતીર્થકલ્પ અને પ્રબંધકોષના પાને નોંધાયેલી મળે છે.

બલમિત્રનો અર્થ (બલ=વિક્રમ અને મિત્ર=સૂર્ય—આદિત્ય)વિક્રમાદિત્ય થાય એ સાચું, પણ વારસદારો પણ પ્રદ્યોતો શિશુનાગો અને નંદોની જેમ વિક્રમાદિત્ય તરીકે જ ઓળખાયા હશે. ચરિત્રોમાં વિક્રમાદિત્યનુ લાંબુ આયુષ્ય બતાવ્યુ છે. તે એકલા વિક્રમને હિસાબે નહીં પણ વિક્રમવંશના હિસાબે હશે એમ લાગે છે.

આ રીતે તે સમયના નિર્દેશવાળાં લખાણોની કડીઓ જોડીએ તો રાજા બલમિત્ર વિક્રમાદિત્ય તરીકેનુ માન ખાટી જાય છે, અને વિરુદ્ધ પુરાવા ન મળે ત્યાંસુધી એ માન તેને જ મળશે. આમ એકંદરે સાચા વિક્રમાદિત્ય તરીકે બે નામો જ બાકી રહે છે.

૧ ગર્દભિલ્લ દર્પણનો પુત્ર વિક્રમ.

૨ ગર્દભિલ્લનો ઉત્તરાધિકારી બલમિત્ર.

સંશોધન કહે છે કે—આ બન્નેય એક જ વ્યક્તિ છે. અને એ જ આપણો શકવિજેતા સંવતપ્રવર્તક અવન્તીપતિ વિક્રમાદિત્ય છે.

આ પ્રમાણોને તપાસી પુરાતત્ત્વવિદો તે ઉપર વિશેષ પ્રકાશ પાડે એ શુભેચ્છાપૂર્વક હું વિરમું છું.

**વીરનિર્વાણસંવત ૨૪૭૦; વિક્રમસંવત ૨૦૦૦; શાકે ૧૮૬૫, ઈસ્વીસન ૧૯૪૪**
**ઉત્તરાફાલ્ગુની મહાસુદી પંચમી, તા. ૩૦-૧-૧૯૪૪ રવિવાર, ક. ચા. સં. ૨૬**
**વસંત પંચમી ઠે. વંડાવીલા. અમદાવાદ.**

# વિક્રમાદિત્ય અને જૈન સાહિત્ય

લેખક-પ્રો. **હીરાલાલ રસિકદાસ કાપડિયા** એમ. એ.

**ઉપક્રમ**—આ વર્ષે ગુજરાતમાં બેસતુ વર્ષ ક્યારથી ગણવુ એ સંબંધમાં બે પક્ષ હતા. એક પક્ષનું કહેવુ એ હતુ કે એ નૂતન વર્ષ તા. ૨૯-૧૦-૪૩ ને શુક્રવારે બેસે છે, જ્યારે બીજા પક્ષનું કહેવું એ હતું કે એ આ દિવસે નહિ, પણ એના પછીના દિવસે-શનિવારે બેસે છે. આમ મતભેદ હોવા છતાં આ નૂતન વર્ષ તે પરદુઃખભંજન [1]**વિક્રમાદિત્ય** રાજાનુ ૨૦૦૦મું વર્ષ છે અને આજથી વિક્રમસવત્‌ની ત્રીજી સહસ્રાબ્દીનો સૂત્રપાત થાય છે એ બાબતમાં તો સમસ્ત સામાન્ય જનતા એકમત હતી, પણ કેટલાક વિદ્વાનો ભિન્ન મત ધરાવતા હતા. આનુ કારણ એ છે કે વિક્રમસવત્ કોણે ક્યારે કેમ પ્રવર્તાવ્યો એ સંબંધમાં એકવાક્યતા નથી, કેમકે એક તો **વિક્રમાદિત્ય** એ નામ તેમજ એ ઉપાધિ એક કરતા વધારે વ્યક્તિ સાથે સકલિત છે, અને બીજુ, વિક્રમસંવત્ [2]માલવ-ગણે ચાલુ કર્યો છે એવો પણ અભિપ્રાય કેટલાકનો છે આમ વિક્રમસંવત્‌ના પ્રવર્તક કોને ગણવા એ સંબધમાં મતભેદને માટે અવકાશ રહેલો છે. એ દૂર કરી શકાય અને આ સંવત્‌ના પ્રવર્તક **વિક્રમાદિત્ય** છે એમ સાબીત થઈ શકે તો તેનુ સાચુ જીવનચરિત્ર ઉપસ્થિત કરી શકાય એ માટે થોડો વખત થયા આપણા દેશમાં ચારે બાજુથી પ્રયાસ શરૂ કરાયો છે. આમાં જૈનોએ પણ પોતાનો સબળ ફાળો આપવો જોઈએ એમ માનનારા **જૈન સત્ય પ્રકાશ**ના તંત્રીજી "વિક્રમાંક" પ્રસિદ્ધ કરવા કટિબદ્ધ થાય અને એના વ્યવસ્થાપક શ્રી. **રતિલાલ** એને અગે વિદ્વાનોને લેખ લખી મોકલવા આમત્રણ આપે એ સ્વાભાવિક, ઉચિત તેમજ પ્રશંસનીય છે. આવી પરિસ્થિતિમાં. આમત્રણ સ્વીકારી આ લેખ તૈયાર કરતાં મને આનદ થયો છે, કેમકે એ દ્વારા ભારતીય સાહિત્યમા અને ખાસ કરીને **જૈન સાહિત્યમાં વિક્રમાદિત્ય** સંબધી શા શા ઉલ્લેખ છે તે જાણવા-વિચારવાનો મને સુયોગ સાપડ્યો છે.

જૈન સાહિત્ય કેવળ સંસ્કૃત કે પાઈય(પ્રાકૃત)મા જ રચાયેલુ નથી, પરંતુ એ કાનડી વગેરે દ્રાવિડ ભાષાઓમાં તેમજ ગુજરાતી, હિન્દી વગેરે ભાષાઓમાં પણ ગુંથાયેલુ છે આ

---

૧. આ રાજાનું નામ **બૌદ્ધ** પરપરામા નથી તેમજ **પૌરાણિક** વશાવલીમા નથી એમ **દુર્ગાશંકર. કે. શાસ્ત્રીએ પ્રબન્ધચિંતામણિ**ના ગુજરાતી ભાષાન્તરમા કહ્યુ છે. જુઓ પૃ. ૨૩ અને ૨૪.

૨ પ્રો. કે. એમ્ **શેમ્ભાવનેકર**નુ કહેવુ એ છે કે મંદસોરના શિલાલેખમાં જે 'ગણસ્થિતિ'નો પ્રયોગ છે તેનો અર્થ 'ગણનાની પદ્ધતિ' એમ કરાવો જોઈએ, નહિ કે ગણથી અમુક જાતનો સંઘ સમજવાનો છે. આ હકીકત એમણે Journal of Indian History (Vol. X, pt 2)મા "A Puzzle in Indian Epigraphy" નામના લેખમાં તેમજ The Journal of the University of Bombay ( Vol. I, pt. VI. )માં "The Date of Kâlidâsa" (પૃ ૨૩૨-૨૩૩)મા રજૂ કરી છે.

સાહિત્યની જેમ ભાષાદષ્ટિએ વિવિધતા છે તેમ વિષયની દષ્ટિએ પણ છે. વિશેષમાં આ સાહિત્ય વિશાળ પ્રમાણમાં રચાયેલુ છે. આ ઉપરાંત ભારતીય સાહિત્યના અને સંસ્કૃતિના સાચા અને સંપૂર્ણ મૂલ્યાકન માટે આ સાહિત્ય ઉપયોગી છે એમ સાબિત થયું છે. તેમ છતાં હજી એનો મોટો ભાગ અપ્રસિદ્ધ દશામાં છે અને જે પ્રકાશિત થયેલો છે તેમાંનો પણ બહુ થોડો અંશ સમીક્ષાત્મક પદ્ધતિએ સંપાદિત થયેલો છે. પ્રસ્તુત લેખમાં મુખ્યતયા સંસ્કૃત, પાઇય અને ગુજરાતી ભાષામાં રચાયેલા કેટલાક જ ગ્રન્થાદિનો હું વિચાર કરી શકું તેમ છું, કેમકે એને અંગેની સંપૂર્ણ સામગ્રી તો અત્યારે મારી સામે નથી અને એ એકત્રિત કર્યા બાદ લેખ લખવા જેટલો સમય નથી.

હમણાં જે **વિક્રમ**નું ૨૦૦૦ મું વર્ષ બેઠેલું ગણાય છે એ ઉપરથી અત્યારે જેમ એ પ્રશ્ન ઉદ્ભવે છે કે શું આ સંવત્ સાથે સંકલિત **વિક્રમ** નામનો એ કે ઉપાધિવાળો કોઈ રાજા બે હજાર વર્ષ ઉપર થઈ ગયો છે તેમ એવો પ્રશ્ન કેટલાંક વર્ષો ઉપર વિદ્વાનોને સ્ફુર્યો હતો અને એને લઈને 'લગભગ બે હજાર વર્ષ ઉપર હિન્દમાં એવો કોઈ પરાક્રમી વીર પુરુષ થઈ ગયો છે કે કેમ' તેની તેમણે ગવેષણા શરૂ કરી હતી. આનું ફળ શું આવ્યું એ આપણે નોંધીએ તે પૂર્વે ભારતવર્ષની એ સમયની-ઈ. સ. પૂર્વની પહેલી સદીની ઐતિહાસિક પરિસ્થિતિ આપણે વિચારીશું.

The Cambridge History of India (vol. I) માં પ્રો. **રૅપ્સને** કહ્યું છે કે જો સિક્કાઓનો પૂરાવો સાચો સમજાય તો આ પરિસ્થિતિ એવી જણાય છે કે આન્ધ્રોએ વચલો મુલક કબજે કરી ઘણુ કરીને 'શુંગ' વંશના મુખ્ય પુરુષ [3]**પુષ્યમિત્ર** પાસેથી ઉજ્જૈનનુ રાજ્ય જીતી લીધુ. એટલે ઈ. સ. પૂર્વે ૯૦ ની આસપાસમાં ઉજ્જૈનની ઉત્તરે [4]યવનોનુ, પૂર્વમાં શુંગોનું, અને દક્ષિણમા [5]આન્ધ્રોનું જોર હતુ અને કોઈ વિરુદ્ધ પૂરાવો જણાતો નહિ હોવાથી ઉજ્જૈન આન્ધ્રોના હાથમા હશે એમ લાગે છે. પછી લગભગ ઈ. સ. પૂર્વે ૭૫ માં પશ્ચિમમાં [6]શકોનુ જોર વધ્યુ. શકદ્વીપના આ શકો છેક ઉજ્જૈન

૩ **તિત્થોગાલી** (ગા. ૬૨૧)માં આ **પુષ્યમિત્ર**નું રાજ્ય ૩૫ વર્ષનું ગણાવાયેલું છે, પુરાણોમા ૩૬ વર્ષનું ગણાવાયું છે અને **જિનપ્રભસૂરિ**એ **વિવિધતીર્થકલ્પ**માં ત્રીસ વર્ષનું ગણાવ્યુ છે. પ્રો. **કેશવલાલ હિં કામદારે હિન્દુસ્તાનનો ઇતિહાસ** જે રચ્યો છે તેના ૫૯-મા પૃષ્ઠમાં (ઈ. સ ૧૯૪૧, દસમી આવૃત્તિ) **પુષ્યમિત્ર** માટે ઈ. સ. પૂર્વ ૧૮૫-૧૪૯ એવો ઉલ્લેખ કર્યો છે વિશેષ માટે જુઓ **વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના** (પૃ ૩૦, ૪૯ અને ૫૨).

૪ આ નામની ઉત્પત્તિ માટે જુઓ ઉપર્યુક્ત **હિંદુસ્તાનનો ઈતિહાસ** (પૃ. ૪૯).

૫ આન્ધ્ર એટલે તેલુગુ પ્રદેશ, તૈલંગણ. આન્ધ્ર. રાજા **શાલિવાહને** ઇ. સ. ૭૮-માં શક લોકોને હરાવ્યા. એથી દખ્ખણમા **શાલિવાહન**નો શક ચાલે છે. એ શકનું નવું વર્ષ ચૈત્ર શુક્લ પ્રતિપદાથી શરૂ થાય છે.

૬ આ લોકો ભારતના વાયવ્ય (ઉત્તર-પશ્ચિમ) ખૂણામાથી આ દેશમાં લગભગ ઇ. સ. પૂર્વે ૧૫૦ વર્ષ ઉપર દાખલ થયા હતા. એમના સબંધી કેટલીક માહિતી શ્રી. **વિજયેન્દ્ર-સૂરિ**એ **મહાક્ષત્રપ રાજા રુદ્રદામા** (પૃ. ૪-૨૬)માં આપી છે. પંન્યાસ શ્રી. **કલ્યાણવિજયના**

ધી વધ્યા હોવાનો સંભવ છે અને એ હકીકતનુ સ્મરણ **કાલકસૂરિ**ની કથામા સચવાઈ હું હોય એમ જણાય છે.[૭]

વિક્રમસંવત્‌ના પ્રવર્તક તરીકે ઓળખાવાતા **વિક્રમાદિત્ય**ના સંબંધમાં જે અનેક શ્નો ઉપસ્થિત કરાયા છે તેમાનો એક એ છે કે 'વિક્રમાદિત્ય' એ શું કોઈ રાજાનુ નામ ? અને જો એમ હોય તો કોનું? આના ઉત્તર ભિન્ન ભિન્ન રીતે અપાયા છેઃ

(૧) **શાસ્ત્રી રેવાશંકર મે. પુરોહિત** કહે છે કે ઈ.સ. પૂર્વેની પહેલી શતાબ્દીમાં શકોનો પરાજય કરનાર અને એથી કરીને 'શકારિ' એ નામથી પ્રસિદ્ધિ પામનારો રાજા તે જ પ્રસ્તુત **વિક્રમાદિત્ય** છે અને એ રાજાએ પ્રવર્તાવેલો સંવત્ આજે ચાલે છે. એનો આરંભ ઇ. સ. પૂર્વે ૫૭ માં તા. ૧૮ મી સપ્ટેમ્બરને ગુરુવારે થયો છે[૮] વિશેષમાં એમણે એમ કહ્યું છે કે "[૯]**અલ્બેરૂની**(૧૦૨૫)એ પોતાના 'તહકી કે હિન્દ' નામના ગ્રંથમાં સાફ લખ્યું છે કે 'શકારિ વિક્રમે મુલતાન પાસેના કારૂર ગામમાં શકોનો સપૂર્ણ પરાજય કર્યો હતો.' જો **ચન્દ્રગુપ્ત** જ સાચો **વિક્રમાદિત્ય** હોત તો તેનું નામ તેણે લખ્યું હોત.[૧૦]

(૨) **વિન્સન્ટ સ્મિથ**ના મત પ્રમાણે ઇ. સ. ૬૮ મા વિદ્યમાન **હાલે ગાહાસત્તસઈ** રચી છે[૧૧] એના પાચમા શતકની ૬૪ મી ગાથામા નિર્દેશેલ 'વિક્કામાઈત્ત' તે પ્રસ્તુત

---

મતે **વિક્રમ**ની પાંચમી સદીમા રચાયેલી **તિત્થોગાલી** નામની પાઇય કૃતિની ૬૨૩ મી ગાથામા એવો ઉલ્લેખ છે કે વીરનિર્વાણને ૬૦૫ વર્ષ અને પાંચ માસ વીત્યા ત્યારે શક રાજા થયો. ૬૨૪ મી ગાથામાં એમ સૂચવાયુ છે કે શક વશને ૧૩૨૪ વર્ષ થશે ત્યારે કુસુમપુરમાં દુષ્ટ બુદ્ધિ (કલ્કી) થશે. **નેમિચન્દ્રસૂરિ**કૃત **મહાવીરચરિય**માં તેમજ દિગંબરીય **નેમિચન્દ્ર**કૃત **તિલોયસાર**માં પણ શક રાજાનો ઉત્પત્તિ-સમય ઉપર મુજબ જ અપાયેલો છે, પરતુ **તિલોયસાર**ના ટીકાકાર **માધવચન્દ્ર** શકને વિક્રમ સમજ્યા એટલે **એ**મના પછી થયેલા કેટલાક દિગબરોએ વિક્રમસંવત્ ૬૦૫ "(શક સંવત ૪૭૦)" વર્ષ પૂર્વે વીરનિર્વાણ માન્યુ છે. **તિલોયપણ્ણત્તિ**મા અન્ય પ્રકારે ગણના કરાયેલી છે. જુઓ **ભારતીય પ્રાચીન લિપિમાલા** (પૃ ૧૬૩)

૭ આ હકીકત માટે જુઓ **પ્રબન્ધચિન્તામણિ**નું ગુજરાતી ભાષાન્તર (પૃ. ૨૫).

૮ જુઓ **ચિત્રમયજગત્** (વ. ૨૯, અં. ૯)મા પ્રસિદ્ધ થયેલો એમનો લેખ નામે "વિક્રમસંવત્ ૨૦૦૦ના પ્રવર્તક શકારિ રાજા વિક્રમાદિત્ય જ હતા".

૯ **અલ્બેરૂની**એ કહ્યુ છે કે જેઓ **વિક્રમાદિત્ય**ના સંવત્‌નો ઉપયોગ કરે છે તેઓ હિન્દના દક્ષિણ અને પશ્ચિમ ભાગોમા વસે છે.... **મહાદેવ**કૃત **સૂગ્રવ** નામના ગ્રથમાં હું એનું નામ **ચન્દ્રબીજ** આપેલુ જોઉ છું. (E. C. Sachau's edition pp. 5-6). આ સબધમા **એસ કે. દીક્ષિત** પૃ ૧૯૩ મા એમ કહે છે કે આ **ચદ્રબીજ** તે ચદ્રગુપ્તનું અપભ્રષ્ટ રૂપ **હશે** અને 'બીજ' એ દ્વિતીયનું હશે.

૧૦ જુઓ **ચિત્રમયજગત્** (પૃ ૨૦૧)

૧૧ જુઓ The Early History of India (p. 196; બીજી આવૃત્તિ).

વિક્રમાદિત્ય છે. એમા એ રાજાએ નોકરને લાખ આપ્યાનો ઉલ્લેખ છે. આ રહી એ ગાથા.

"संवाहणसुहरसतोसिएण देन्तेण तुह करे लक्खं ।
चलणेण विक्कमाइत्तचरिअं अणुसिक्खिअं तिस्सा ॥ ६४ ॥"

સુબન્ધુએ રચેલ વાસવદત્તાના નિમ્નલિખિત પદ્યમાં વિક્રમાદિત્યના મૃત્યુનો ઉલ્લેખ છે

"सारसवत्ता विहता नवका विलसन्ति चरति नो कङ्कः ।
सरसीव कीर्तिशेषं गतवति भुवि विक्रमादित्ये ॥"

આ પદ્યમાના नवका દ્વારા શું વિક્રમાદિત્યના નવ રત્નોનું ગર્ભિત સૂચન છે?

(૩) દિગંબર અમિતગતિએ વિ. સ. ૧૦૫૦ મા સુભાષિતરત્નસન્દોહ રચેલ છે. એમાં 'વિક્રમ' શબ્દ વપરાયેલો છે. એ 'વિક્રમાદિત્ય' રાજાનો વાચક છે એ વાત ચોક્કસ છે. [૧૨]અમિતગતિની પહેલાં થઈ ગયેલા-વિક્રમની દસમી સદીમાં થઈ ગયેલા દેવસેને (દિગંબરે) પોતાની કૃતિ દંસણસારમા સંવત્‌ની સાથે વિક્રમનો ઉલ્લેખ કર્યો છે એ પ્રસ્તુત 'વિક્રમાદિત્ય' છે.

(૪) એચ્. સી સેઠ (Seth)નું કહેવુ એ છે કે ખારવેલ એ જ ગર્દભિલ્લ છે. વળી વક્કદેપસિરિ ઉર્ફે શ્રી વક્કદેવ જેનો ઉલ્લેખ મંચપુરીના શિલાલેખમા છે અને જેને સામાન્ય રીતે ખારવેલનો પુત્ર માનવામાં આવે છે તે 'શકારિ' વિક્રમાદિત્ય છે અને એણે ઈ સ. પૂર્વે ૫૭-૫૮ મા [૧૩]માલવસવત્ સ્થાપ્યો હતો.[૧૪]

(૫) ડૉ. ત્રિભોવનદાસ લ. શાહ એમ કહે છે કે [૧૫]ગર્દભિલ્લ રાજા એ જ પ્રસ્તુત વિક્રમાદિત્ય છે.[૧૬]

---

૧૨ "समारूढे पूतत्रिदशवसतिं विक्रमनृपे सहस्रे वर्षाणा प्रभवति हि पञ्चाशदधिके । समाप्ते पञ्चम्यामवति धरणी मुञ्जनृपतौ सिते पक्षे पौषे बुधहितमिदं शास्त्रमनघम् ॥९२२॥"

૧૩ ઉત્કીર્ણ લેખો ઉપરથી એ વાત નિર્વિવાદપણે કહી શકાય તેમ છે કે ઈ. સ. ની પાંચમી સદીથી તો માળવા તેમજ એના આસપાસના પ્રદેશમાં આ માલવસંવત્ પ્રચલિત હતો. આ માલવસંવત્‌ને કૃતસંવત્ તેમજ માલવગણસંવત્ પણ કહેતા છે. જુઓ વીર-નિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના (પૃ ૫૯).

૧૪ જુઓ The Indian Historical Quarterly (Vol XIX, No. 3).-ના પૃ. ૨૯૫-૨૯૬. એમા સેઠનો "Kharavela and Gardabhilla" નામનો લેખ જે Nagpur University Journal No. 8 (December 1942)માં પ્રસિદ્ધ થયો છે તેની સંક્ષિપ્ત નોંધ છે અને એ ઉપરથી મે અહી આ નિર્દેશ કર્યો છે. મૂળ લેખ મારા જોવામા આવ્યો નથી

૧૫ અભિધાનરાજેન્દ્ર (ભા. ૫, પૃ ૧૨૮૯)માં ગર્દભિલ્લનો સમય વીરસંવત્ ૪૫૬-૪૬૬નો દર્શાવાયો છે. વિ. સં. ૮૫૦ મા વિદ્યમાન દિગંબરાચાર્ય જિનસેને રાસભનો સમય વીરસંવત્ ૩૪૫-૪૪૫ નો સૂચવ્યો છે.

૧૬ જુઓ પ્રાચીન ભારતવર્ષ (ભા. ૪, પૃ. ૮૨).

(૬) પન્યાસ **કલ્યાણવિજયજી**નું કહેવુ એ છે કે શકોની સહાયતા મેળવી જે [૧૭]કાલકસૂરિએ **ગર્દભિલ્લ** રાજાને હરાવ્યો એ સૂરિના ભાણેજ અને [૧૮]લાટ દેશના રાજા **બલમિત્ર** તે જ **વિક્રમાદિત્ય** છે. 'બલ' અને 'વિક્રમ' એકાર્થક છે. એવી રીતે 'મિત્ર' અને 'આદિત્ય' પણ એક જ અર્થના વાચક છે એટલે બલમિત્ર એ વિક્રમાદિત્યનો પર્યાય ગણાય. આમ એમણે પૃ. ૧૪૧માં સૂચવ્યું છે.

(૭) વીરનિર્વાણને ૬૮૩ વર્ષ વીત્યા ત્યારે **વિક્રમ** રાજાનો જન્મ થયો એમ કેટલાક દિગંબરો માને છે.

(૮) મેરુતુંગસૂરિ વગેરેનું કહેવું એ છે કે **સિદ્ધસેન દિવાકરે** જે રાજાને પ્રતિબોધ પમાડ્યો હતો અને જેણે પૃથ્વીને અનૃણી બનાવી પોતાનો સંવત્સર પ્રવર્તાવ્યો હતો તે જ **વિક્રમાદિત્ય** છે અને એનો જ **સંવત્** આજે પ્રચલિત છે.

(૯) **શુભશીલ**ગણિના મત મુજબ **ગંધર્વસેન**ને **મદનરેખા**થી થયેલો પુત્ર તે **વિક્રમાદિત્ય** છે જુઓ એમણે રચેલું **વિક્રમાદિત્યચરિત્ર.**

(૧૦) **વિક્રમસેન**ના પિતા તે **વિક્રમાદિત્ય** છે એમ **રાજશેખર**સૂરિએ કહ્યું છે. જુઓ **ચતુર્વિંશતિપ્રબન્ધ.**

(૧૧) **સોમદેવભટ્ટે** ઈ. સ ૧૦૭૦માં રચેલ **કથાસરિત્સાગર** પ્રમાણે **શિવ**ના ભક્ત **મહેન્દ્રાદિત્ય**નો પુત્ર **વિક્રમાદિત્ય** તેજ પ્રસ્તુત 'વિક્રમાદિત્ય' છે. એનું બીજું નામ ત્યાં [૧૯]**વિષમશીલ** સૂચવાયુ છે અને એણે વિક્રમસંવત્ પ્રવર્તાવ્યો છે.

(૧૨) જેના દરબારમાં **ધન્વંતરિ**, ક્ષપણક, **વરાહમિહિર** વગેરે નવ રત્નો હતા તે **વિક્રમાદિત્ય** છે. આ નવ રત્નોનો ઉલ્લેખ[૨૦] કલિસંવત્ [૨૧]૩૦૬૮માં રચાયેલા મનાતા **જ્યોતિ-**

---

૧૭ એમનો સમય **વીરસંવત્** ૪૫૩ ની આસપાસનો છે. એમની બેન સાધ્વી **સરસ્વતી**ને 'ગર્દભિલ્લ' વંશના રાજા **દર્પણે** જબરજસ્તીથી અંતઃપુરમાં દાખલ કરી દીધી હતી એમ જૈન ગ્રંથકારો કહે છે. આ **દર્પણ** રાજાનો સમય વીરસંવત્ ૪૫૩-૪૬૬ સુધીનો સૂચવાય છે.

૧૮ ભરુચની આસપાસનો પ્રદેશ. આ લાટની રાજધાની ભરુકચ્છ (ભરૂચ)માં **બલમિત્ર**નો રાજ્યાભિષેક થયો ત્યારે **પુષ્યમિત્ર**ની આખર અવસ્થા હતી જુઓ **વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના** (પૃ. ૫૨).

૧૯ જેઓ **વિક્રમાદિત્યને ચંદ્રગુપ્ત** બીજા તરીકે માને છે તેમાંના કેટલાક આ **વિષમશીલ**ને પણ એનું અન્ય નામ ગણે છે અને એ નામની સાન્વર્થતા માટે **ચન્દ્રગુપ્ત** બીજાએ પોતાના મોટા ભાઈની ગાદી લઈ લીધી હતી તેમજ તેની પત્ની **ધ્રુવદેવી** સાથે લગ્ન કર્યું હતુ એ હકીકતો રજૂ કરે છે.

૨૦ A Peep into the Early History of India (પૃ ૬૦)માં **વરાહમિહિર** ઈ. સ. ૫૮૭માં પંચત્વ પામ્યાનુ લખ્યુ છે વિશેષમા ત્યા શક ૪૨૭ (ઈ. સ. ૫૦૫)મા **વરાહમિહિરે પંચસિદ્ધાંતિકા** રચ્યાનો ઉલ્લેખ છે. આ ઉપરાત ત્યા એમ પણ સૂચવાયુ છે કે નવ રત્નોમાથી કેટલાક અને કદાચ **કાલિદાસ** પણ **ચન્દ્રગુપ્ત** બીજાના રાજ્યમાં થયેલ હોય.

૨૧ જ્યોતિર્વિદોના મત પ્રમાણે કલિસંવતનો પ્રારંભ ઈ. સ. પૂર્વે ૩૧૦૨ થી છે. એ હિસાબે **જ્યોતિર્વિદાભરણ** ઈ. સ. પૂર્વે ૩૫માં પૂર્ણ થયેલ ગણાય.

વિદ્વાભરણ(૧૦-૨૨) માં છે. :વિશેષમાં એમાં ૧૮-૪૩ માં એવો નિર્દેશ છે કે શકોનો નાશ કરી **વિક્રમાદિત્યે** દેશભરમા ખૂબ મંદિરો બનાવ્યાં.

(૧૩) કલ્હણે શકસંવત્ ૧૦૭૦-૭૧મા એટલે કે ઇ. સ. ૧૧૪૮ માં રચેલી **રાજતરંગિણીમાં** સૂચવાયું છે કે **રણાદિત્યને** જે **વિક્રમાદિત્ય** નામે પુત્ર હતો એણે કાશ્મીરમાં ૪૨ વર્ષ સુધી-લગભગ ઇ. સ. ૫૧૭ થી ઈ. સ. ૫૫૮ સુધી રાજ્ય કર્યું છે. ( જુઓ ગઉડવહની પ્રસ્તાવનાનાં પૃ. ૭૪ અને ૭૬ ). આને કેટલાક પ્રસ્તુત **વિક્રમાદિત્ય** ગણે છે.

(૧૪) **બિલ્હણે** વિ. સ. ૧૦૮૦ ની આસપાસમાં **વિક્રમાંકદેવચરિત** રચ્યુ છે. એમાં એણે **વિક્રમાદિત્યનુ** વર્ણન કર્યું છે, પણ એ તો કલ્યાણનો **ત્રિભુવનમલ્લ** છે કે જેનુ બીજું નામ **વિક્રમાદિત્ય** હતું.

(૧૫) **સોમપ્રભસૂરિએ** વિ. સં. ૧૨૪૧ મા **કુમારવાલપડિબોહ** રચેલ છે. એના પહેલા પ્રસ્તાવમા **મૂલરાજની** કથા છે. એ **મૂલરાજનું વિક્રમરાજ** એવુ નામ ત્યા નોધાયેલ છે. જુઓ પૃ. ૧૪.

**ઉપાધિ**—વિક્રમાદિત્ય એ ઉપાધિ છે. એ અનેક રાજાઓએ ધારણ કરી છે. એ પૈકી કેટલાકને લગતી વિગત નીચે મુજબ છે—

(૧) 'ગુપ્ત' વંશની સ્થાપના ઈ. સ ૩૨૦મા **ચન્દ્રગુપ્તે** કરી. એણે 'મહારાજાધિરાજ'નું બિરુદ ધારણ કર્યું હતુ. એનુ ઇ. સ. ૩૪૦ મા મરણ થયુ. એના પછી એનો સૌથી લાયક પુત્ર **સમુદ્રગુપ્ત** ગાદીએ આવ્યો. એણે સોનાના સિક્કાઓ પડાવ્યા. એણે 'સમ્રાટ્'નું બિરુદ ધારણ કર્યુ અને પ્રયાગ પાસે મોટો વિજયસ્તંભ તૈયાર કરાવ્યો, કે જે હજુ મોજુદ છે.[૨૨] આ **સમુદ્રગુપ્તની** મુદ્રા (ઈ. સ. ૩૩૦-૩૩૫)માં **વિક્રમની** ઉપાધિ છે. આની સાબિતી એ છે કે હોલકર રાજ્યમાં ખરગોનથી સત્તર માઈલ દૂર આવેલા 'બમનાલા' ગામમાથી જે એકવીસ સોનાના સિક્કાઓ મળ્યા છે અને જે હાલમાં ઇન્દોરના ખજાનામા છે તે પૈકી આઠ **સમુદ્રગુપ્તની** મુદ્રાઓ છે-મહોરો છે. એ આઠમા એક એવો સિક્કો છે કે જેમા **સમુદ્રગુપ્તના** નામ સાથે 'શ્રી વિક્રમ' લખાયેલુ છે.[૨૩] ઇ. સ, ૪૦૧ મા આ **સમુદ્રગુપ્તનુ** મરણ થયુ[૨૪]

(૨) **સમુદ્રગુપ્તના** પુત્ર **ચન્દ્રગુપ્ત** બીજાએ (ઈ. સ. ૩૮૦-૪૧૩) મથુરાના શકોને હરાવી 'વિક્રમાદિત્ય' એવી ઉપાધિ ધારણ કરી હતી[૨૫]. અને એણે પોતાની રાજધાની બદલીને ઉજ્જૈનને રાજધાની બનાવી હતી. એ વિક્રમાર્ક, સિંહવિક્રમ, અને અજિતવિક્રમ એ નામથી ઓળખાય છે. એનું ઈ. સ. ૪૫૫મા મરણ થયુ.[૨૬] આ **ચન્દ્રગુપ્ત**

---

૨૨ જુઓ **હિંદુસ્તાનનો ઇતિહાસ** ( પૃ. ૭૧ ).

૨૩ જુઓ **ચિત્રમય જગતમા** પ્રસિદ્ધ થયેલો પૂર્વોક્ત લેખ (પૃ ૨૦૩).

૨૪ જુઓ **હિંદુસ્તાનનો ઇતિહાસ** ( પૃ. ૭૨ )

૨૫ જુઓ A Peep into the Early History of India ( પૃ. ૫૯ ). **ચંદ્રગુપ્ત** બીજાના પુત્ર **કુમારગુપ્તે** મહેન્દ્રાદિત્યની ઉપાધિ ધારણ કરી હતી.

૨૬ જુઓ **હિંદુસ્તાનનો ઇતિહાસ** ( પૃ ૭૪ ).

શકોનો છેલ્લો વિનાશક ગણાય છે. એને જ કેટલાક 'સાહસાંક' માને છે.

(૩) ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં થઈ ગયેલા **યશોવર્મન્** રાજાએ 'વિક્રમાદિત્ય'ની ઉપાધિ ધારણ કરી હતી.

(૪) જેમની દક્ષિણમાં આવેલ 'બાદામી'માં રાજધાની હતી અને જેઓ શકસંવત્ પ્રમાણે વર્ષો ગણતા હતા એવા કેટલા યે [૨૭]ચાલુક્ય વંશના રાજાઓએ વિક્રમાદિત્યની ઉપાધિ ધારણ કરી હતી. જેમકે **વિક્રમાદિત્ય** પહેલો (ઈ. સ. ૬૪૨-૬૮૦), **વિક્રમાદિત્ય** બીજો (ઈ. સ. ૭૩૩-૭૪૭) વગેરે.[૨૮]

વિક્રમસંવત્ કોણે પ્રવર્તાવ્યો એ પ્રશ્નના ઉત્તરો વિવિધ રીતે અપાયા છે. તે પૈકી કેટલાક નીચે મુજબ છે:—

(૧) **સી. વી. વૈદ્ય**નું કહેવું એ છે કે અવન્તી કે ઉજ્જૈની જે રાજાની રાજધાની હતી એ જ રાજાએ ઇ. સ. પૂર્વે ૫૭ મા પોતાના નામનો સંવત્સર પ્રવર્તાવ્યો છે.

પં. **ગૌરીશંકર હીરાચંદ ઓઝા** પણ આ વાત સ્વીકારે છે. વિશેષમા તેઓ એમ પ્રતિપાદન કરે છે કે કાર્તિક શુક્લ પ્રતિપદ્ એ માલવાના રાજા **વિક્રમાદિત્ય**નો રાજ્યાભિષેકનો દિવસ છે અને એ દિવસથી વિક્રમસવત્‌ની કે માલવસંવત્‌ની શરૂઆત થયેલી છે.[૨૯] કેટલાકનું માનવુ એમ છે કે આ તો **વિક્રમાદિત્ય**નો જન્મદિવસ છે અને એના સ્મારક તરીકે વિક્રમસંવત્ પ્રવર્તાયો છે. **દેવસેનસૂરિ**એ **દંસણસાર**માં જે ઐતિહાસિક ઘટનાઓનું નિરૂપણ કર્યું છે ત્યાં **વિક્રમ**ના સ્વર્ગવાસથી વર્ષ ગણાવ્યાં છે. જુઓ **વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના** (પૃ. ૧૫૮). મેરુતુંગસૂરિએ નીચે મુજબની જે ગાથા નોંધી છે તે ઉપરથી તો **વિક્રમાદિત્ય**ના રાજ્યારોહણ પછી ૧૭ વર્ષે વિક્રમસવત્સર શરૂ થયો એમ જણાય છે:—

**"विक्कमरज्जाणंतर सत्तरवासेहिं वच्छरपवित्ती"**[૩૦]

(૨) ઈ. સ. પૂર્વે ૫૮ માં **ગર્દભિલ્લ** રાજા **વિક્રમાદિત્ય** થયો છે અને એણે વિક્રમસંવત્ પ્રવર્તાવ્યો છે.

(૩) **રાખાલદાસ બેનરજી**ના મત મુજબ શક **નહપાને** [૩૧]વિક્રમસંવત્

---

૨૭ ઈ. સ. ના છઠ્ઠા સૈકામા ચાલુક્યો દક્ષિણમા સત્તા પર આવ્યા. કેટલાક ચાલુક્ય રાજાઓ જૈન ધર્મના પક્ષપાતી હતા. જુઓ **હિંદુસ્તાનનો ઇતિહાસ** (પૃ. ૧૦૯).

૨૮ જુઓ **સી.વી.** વૈદ્યકૃત History of mediæval Hindu India (પૃ.૨૯૬).

૨૯ જુઓ **શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત**નો "શક પ્રવર્તક પરદુઃખભંજન મહારાજા વિક્રમાદિત્ય" લેખ જે **ગુજરાતી**ના ગઇ સાલના દીપોત્સવી અંક (પૃ. ૬-૯)-માં પ્રસિદ્ધ થયો છે.

૩૦ **મેરુતુંગસૂરિ**એ આનો અર્થ જુદો કર્યો છે. તેમણે કહ્યું છે કે **નભોવાહન**ના રાજ્યથી ૧૭ વર્ષે **વિક્રમાદિત્યનું** રાજ્ય થયું. અને એ રાજ્ય બાદ સંવત્સર ચલાવાયો. આ અર્થ બરાબર નથી એમ **વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના** (પૃ. ૧૪૧)માં સૂચવાયુ છે.

૩૧ C H I (પૃ. ૫૭૭)માં ઉષવદાત(ઋષભદત્ત)ને **નહપાનના** bro-

પ્રવર્તાવ્યો છે.[૩૨]

(૪) કાશીપ્રસાદ જયસ્વાલનો [૩૩]મત એ છે કે આન્ધ્રના રાજા ગૌતમીપુત્ર [૩૪]સાતકર્ણિએ શક નહપાનને ઈ. સ. પૂર્વે ૫૮ માં હરાવી મારી નાખ્યો અને એ પ્રમાણે એણે વીરતા બતાવી તેની યાદગીરી તરીકે માલવોના ગણે ત્યારથી વિક્રમસંવત્ પ્રવર્તાવ્યો.[૩૫] તેમણે આવો મત આવસ્સયસુત્તની ટીકામાં અવતરણરૂપે અપાયેલી એક ગાથા ઉપરથી તેમજ એ ઉપરની કથા ઉપરથી બાંધ્યો છે.

આ ગાથાનો ભાવાર્થ એ છે કે શાલવાહને નરવાનની રાજધાની ઉપર વારંવાર હુમલા કરી[૩૬] એ લીધી

જયસ્વાલે એમ પણ પ્રતિપાદન કર્યું છે કે માલવાના સિક્કાઓ જોતાં એમ લાગે છે કે ઈ. સ. પૂર્વે પહેલી સદીમાં માલવોના ગણે કોઈ વિજયના સ્મરણ રૂપે સિક્કાઓ પાડ્યા છે.[૩૭]

(૫) પંન્યાસ કલ્યાણવિજયનું માનવું એ છે કે બલમિત્રે શકોને હરાવી ગર્દભિલ્લને મારી નાખ્યો અને વીરસંવત્ ૪૫૩ માં ઉજ્જયિની નગરીની ગાદી લીધી અને ત્યાર બાદ ૧૭ વર્ષે એટલે કે વીરસંવત્ ૪૭૦ માં એણે વિક્રમસંવત્ પ્રવર્તાવ્યો. જુઓ એમની પૂર્વોક્ત કૃતિ (પૃ. ૫૮ તથા ૧૪૧-૧૪૨).

(૬) સર જૉન માર્શલ અને પ્રો. રૅપ્સનના મત મુજબ વિક્રમસંવત્ના પ્રવર્તક

---

ther-in-law કહ્યા છે, જ્યારે પ્રો. પી ટી. શ્રીનિવાસ આયન્ગરે Advanced History of India (પૃ. ૨૧૪)માં જમાઈ કહ્યા છે. ભૂમક નહપાનનો પુરોગામી છે.

૩૨. બલમિત્ર-ભાનુમિત્ર પછી નભઃસેન ઉજ્જયિનીનો રાજા થયો. એના પાંચમા વર્ષમા શકોએ માળવા પર ચઢાઇ કરી અને માળવાની પ્રજાએ એમને હરાવ્યા. આ વિજયની યાદગીરી તરીકે માલવ પ્રજાએ માલવસંવત્ ચલાવ્યો જે પાછળથી વિક્રમસંવત્ તરીકે પ્રસિદ્ધ થયો. જુઓ વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના (પૃ. ૫૮).

૩૩ જુઓ એમનો લેખ નામે Problems of Saka-Satavahana History. આ લેખ The Journal of the Bihar and Orissa Research Society-ના ઇ. સ. ૧૯૩૦ ના Vol. XVI, pts 3—4 મા છપાયેલો છે.

૩૪ એમણે ઇ. સ. પૂર્વે ૧૧૬ થી ઈ. સ. પૂર્વ ૪૪ સુધી રાજ્ય કર્યું. જુઓ મહાક્ષત્રપ રાજા રુદ્રદામા (પૃ. ૩૨).

૩૫ હરિકૃષ્ણ દેવનો મત પણ એ છે કે સાતકર્ણિએ વિક્રમસંવત્ ચલાવ્યો. જુઓ કિશોર વિક્રમાંક (ભા. ૬. કિરણ ૧)

૩૬ તિત્થોગાલીમાં બલમિત્ર-ભાનુમિત્ર પછી ઉજ્જયિનીના રાજા તરીકે નભઃસેનનો ઉલ્લેખ છે. નહવાહનના નરવાહન અને દધિવાહન એવાં નામાંતર મળે છે. આ નહવાહન ભરુચનો રાજા હતો અને સિક્કામા એનુ નામ નહપાન પણ મળે છે. પ્રતિષ્ઠાનના સાતવાહને એના ઉપર અનેક વાર ચડાઈ કરી હતી જુઓ વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના (પૃ ૫૮)

૩૭ જુઓ જયસ્વાલનો લેખ તેમજ ભારતીય પ્રાચીન લિપિમાલા (પૃ. ૧૬૭).

**એઝીઝ** (Azes) છે.[૩૮] આ મતનું ડૉ. **સ્ટેન કોનોએ** Historical Introduction to Corpus Inscriptonum Indicarum (Vol. II, pt I)માં ખંડન કર્યાનું મેં વાંચ્યું છે. પણ એ મૂળ લખાણ મારા જોવામાં આવ્યું નથી.

**એસ. કે. દીક્ષિત** "Chandra-gupta II, Sâhasâṁka alias Vikramâditya and the Nine Jewels" નામના [૩૯]લેખ (પૃ. ૧૯૭)માં કહે છે કે **એઝીઝ** પહેલો વિક્રમસંવત્નો પ્રવર્તક છે એ જાતની **સર જૉન માર્શલની** સુંદર અટકળની વિરુદ્ધ કશો પુરાવો હું જોતો નથી. હું એ સવત્ને ઉજ્જૈનના શકોના નાશ કર્યા બાદ ઈ. સ. ૪૦૫ માં સ્થપાયેલા **સાહસાંક** સાથે જોડું છું. આ **સાહસાંક-સંવત્** માળવાની રાજધાનીમા પ્રવર્તાવાયો. એથી કરીને માલવસંવત્ જે પહેલાં **એઝીઝ-સંવત્** તરીકે જાણીતો હતો તેને અને આને એક માનવાની ભૂલ ઊભી થઈ[૪૦] અને એનું આ નામ, માલવગણે એનો ઉપયોગ કર્યો તેથી પડ્યું. સૌથી પ્રથમ એઝીઝ-સંવત્ તરીકે, પછી કૃત-સવત્ તરીકે, પછી કૃત-માલવ-સંવત્ તરીકે, પછી માલવગણ-સંવત્ તરીકે અને છેવટે માલવોના અથવા તો માળવાના રાજાઓના સંવત્ તરીકે એમ વિવિધ કક્ષાઓમાંથી આ સંવત્ પસાર થયો.

વિશેષમાં **દીક્ષિતે** ૧૯૭મા પૃષ્ઠમાં કહ્યું છે કે ડૉ. **સ્ટેન કોનો** જે **હૉફમનની** પેઠે **એઝીઝ** પહેલાને, **એઝિલિસિઝ** ( Azilises )ને અને **એઝીઝ** બીજાને અભિન્ન ગણે છે અને જે **એઝીઝને** સંવત્ સાથે સાંકેતિક રીતે (symbolically) સબદ્ધ માને છે તેની સાથે હું એકમત થઈ શકતો નથી.

૧૯૪મા પૃષ્ઠમાં તેમણે કહ્યું છે કે વિક્રમસંવત્ને બદલે સાહસાંક-સંવત્ના ઉલ્લેખવાળા ઓછામાં ઓછા બે શિલાલેખ છે: (૧) મહોબા-કિલ્લાની દિવાલ ઉપરનો અને (૨) રાજા **પ્રતાપના** સમયમાં **રોહતાસ્ગઢ** ખડક ઉપર કોતરાયેલો.

(૭) ડૉ. **ફ્લીટ** એમ કહે છે કે [૪૧]કનિષ્ક વિક્રમસવત્નો પ્રવર્તક છે[૪૨]

(૮) કેટલાક પુરાતત્ત્વજ્ઞોનું કહેવું એ છે કે કોઈ કારણસર ઈ સ. પૂર્વે ૫૭ માં માલવસંવત્ શરૂ થયો. પછી **ચન્દ્રગુપ્ત** બીજાએ ઈ. સ. ૪૦૦ની આસપાસમાં શકોને હરાવી પશ્ચિમ હિન્દ સર કર્યું ત્યારે આના સ્મરણાર્થે માળવાના લોકોએ એ **ચન્દ્રગુપ્તની** 'વિક્રમાદિત્ય' નામની જે પદવી હતી એ ઉપરથી માલવસંવત્નું નામ વિક્રમસંવત્ પાડ્યું.

---

૩૮ જુઓ Journal of the Royal Asiatic Society (1914, p. 973). **એઝીઝ** પહેલા તેમજ બીજા વિષે C H I ( પૃ ૫૮૧ )મા પણ ઉલ્લેખો છે. પહેલાના નામની સાથે કૌંસમાં ઈ. સ. પૂર્વે ૫૮ એમ લખાયેલું છે ( જુઓ પૃ ૫૫૪ ). **એઝીઝ** બીજાનું રાજ્ય ઈ. સ. ૧૯ માં પૂરું થયું. ( જુઓ પૃ ૫૭૩ ).

૩૯ આ લેખ The Indian Culture (Vol. VI)માં પ્રસિદ્ધ થયેલો છે.

૪૦ એજન, પૃ. ૧૯૨.

૪૧ ઈ. સ. ના પહેલા સૈકામાં કેડ્ફિસિઝ્ (Kadphises) નામે રાજા થયો એનો પુત્ર એના જ જેવો પરાક્રમી રાજા થયો. એના પછી કનિષ્ક ગાદીએ આવ્યો. એ બૌદ્ધ ધર્મના 'મહાયાન' પંથનો આશ્રયદાતા હતો. જુઓ **હિન્દુસ્તાનનો ઇતિહાસ** (પૃ ૬૨-૬૩). **કનિષ્કે** ઈ. સ. ૭૮માં નવો સંવત્સર ચલાવ્યો. જુઓ C H I ( p 583 ).

૪૨ જુઓ Imperial Gazetteer of India (Vol II, pp. 4—5 fn.).

(૯) **યશોવર્મન ઉર્ફે હર્ષવર્ધન** નામના રાજાએ લગભગ ઈ. સ. ૫૩૨-૩૩માં હુણોના રાજા [૪૩]**મિહિરકુલ**ને હરાવ્યો. એ વિજયની યાદગીરી તરીકે એણે 'વિક્રમાદિત્ય'ની ઉપાધિ ધારણ કરી એટલુ જ નહિ પણ માલવસંવત્‌નું વિક્રમસંવત્ એવું નામ પાડ્યુ અને પોતાનો આ સવત્સર પ્રવર્તાવ્યો, આમ ડૉ. **કીલહોર્ન** માને છે.

(૧૦) સર **કનિંગહામે** Book of Indian Eras (પૃ. ૮)મા એમ સૂચવ્યું છે કે વિક્રમસંવત્સરની શરૂઆત ઇ. સ. પૂર્વે ૫૭ કે ૫૬॥ થી થઈ નથી, પણ ૫૬ થી થઈ છે. આમ **ચિત્રમયજગત્**માંના લેખ (પૃ. ૨૦૨)મા ઉલ્લેખ છે. **પ્રાચીન ભારતવર્ષ** (ભા. ૪, પૃ. ૯૬) માં આ પુસ્તકનું નામ ઉપર પ્રમાણે નથી, પણ એમાં Indian ને બદલે Ancient છે.

(૧૧) પેશાવરની ઉત્તર-પૂર્વે આવેલ[૪૪] "તખ્ત-ઈ-બહી"માંથી એક ઉત્કીર્ણ લેખ મળ્યો છે અને તે પહ્લવ (પાર્થિયન) રાજા [૪૫]**ગોંડોફર્નેસ** (Gondopharnes)ના રાજ્યના ૨૬ મા વર્ષનો છે. એમાં વૈશાખ સુદ પાંચમ ને સાલ ૧૦૩નો ઉલ્લેખ છે. એ સાલ વિક્રમસવત્‌ની છે એમ **રૅપ્સન**[૪૬] કહે છે. ડૉ **ફ્લીટ** અને **વિન્સન્ટ સ્મિથ** પણ એમ જ માને છે. ડૉ. **ભાંડારકરે** આ સાલ જો **શક**ની હોય અને જો એ ઇ. સ. ૧૮૧ની બરાબર હોય તો **ગોંડોફર્નેસે** ઇ. સ. ૧૫૫મા રાજ્ય કરવા માંડ્યું એવો એમણે "A Peep into the Early History of India" (પૃ. ૩૭)મા ઉલ્લેખ કર્યો છે.

**શિલાલેખ**—જે શિલાલેખમાં વિક્રમસંવત્‌નો સ્પષ્ટ ઉલ્લેખ હોય અને સાથે સાથે જે આજથી ઓછામા ઓછો સાડી બારસો (૧૨૫૦) વર્ષ પૂર્વેનો હોય એવો એક શિલાલેખ જણાતો નથી. વિ. સ. ૮૧૧, ૮૨૬ અને ૮૯૭ ની સાલવાળા શિલાલેખ[૪૭] છે. એ અત્યારે તો સૌથી પ્રાચીન ગણી શકાય; સિવાય કે કાઠિયાવાડના કોઈ લેખમાં વિ. સં. ૭૯૪ ની સાલ છે એ સાલ સાચી મનાય. **પ્રાચીન ભારતવર્ષ** (ભા. ૪ પૃ. ૯૬)માં 'વિક્રમશક' એવા ઉલ્લેખવાળો એક શિલાલેખ હોવાનું જણાવ્યુ છે, પણ તે ક્યારનો છે તે ત્યા દર્શાવાયુ નથી અહી 'શક'નો અર્થ 'સંવત્સર' છે.

મહાક્ષત્રપ **શોડાસ**નો સમય **કનિંગહામે** ઇ. સ પૂર્વે ૮૦ થી ૫૭ નો ધાર્યો છે

---

૪૩ આને **મિહિરગુલ** પણ કહે છે. એ ઈ સ ૫૪૨ માં મરી ગયો. જુઓ **હિન્દુસ્તાનનો ઇતિહાસ** (પૃ. ૭૮). અહી આપેલી સાલ ડૉ. **ફ્લીટ**ના સૂચવ્યા મુજબની છે. Kalidâsa a Studyમા એ ઈ. સ ૫૪૪ની નોંધાયેલી છે.

૪૪ આને કેટલાક તખ્તેવાહી "(તક્ષશિલા ?)" કહે છે.

૪૫ આને બદલે **ગુડુફર્સ** એવુ નામ પણ સૂચવાય છે. આ રાજાએ ઈ. સ. ૧૯ માં રાજ્ય કરવા માડ્યુ અને ઇ. સ ૪૫ મા પણ એનું રાજ્ય ચાલુ હતુ.

૪૬ જુઓ C H I (પ્રકરણ ૩૩).

૪૭ જુઓ **ચિત્રમયજગત્**ગત લેખ (પૃ. ૨૦૩) **ભારતીય પ્રાચીન લિપિમાલા** (પૃ ૧૬૫-૧૬૬)મા તો આ ત્રણને બદલે વિક્રમસવત્ ૮૯૮ ના શિલાલેખનો ઉલ્લેખ છે. વિશેષમા એના ૧૬૬મા પૃષ્ઠમાં વિક્રમસંવત્ ૭૯૪ ના દાનપત્રની નોંધ છે, પરન્તુ એની સાથે નોંધેલ તિથિ, વાર, નક્ષત્ર અને ગ્રહણનો મેળ ખાતો ન હોવાથી તેમજ એની લિપિ એટલી પ્રાચીન નહિ જણાવાથી એને ડૉ. **ફ્લીટ** અને **કીલહૉર્ન** ગલત માને છે એમ એમાં સૂચવાયુ છે.

અને એને મથુરાના બીજા ક્ષત્રપ **રાજુમલ** કે **રંજુબલ**નો પુત્ર માન્યો છે. **શોડાસ** રાજાના ૪૨ મા વર્ષનો અને શિયાળાના બીજા માસનો એક શિલાલેખ છે. એના સંવત્ વિષે મતભેદ છે. ડૉ. **કોનો** એને વિક્રમસંવત્ની સાલ ગણે છે. એ હિસાબે એ શિલાલેખ ઈ. સ. પૂર્વે ૧૬–૧૫ નો ગણાય. જુઓ **ઉત્તર હિંદુસ્તાનમાં જૈન ધર્મ** (પૃ. ૧૭૮).

**પ્રભાવકચરિત્ર** (પૃ. ૬૧) ઉપરથી એમ જણાય છે કે કોઈક મઠની વિ. સં. ૧૫૦ની સાલવાળી પ્રશસ્તિ એના કર્તા **પ્રભાચન્દ્રસૂરિ**એ જોઈ હતી. આ પ્રશસ્તિનો કશો પત્તો નથી.

**તામ્રપત્ર**— **એ. એસ. અળતેકર** (Altekar)ને એક તામ્રપત્ર મળ્યું છે અને એ વિક્રમસંવત્ ૨૨૩ નું છે અને વળી તે કોઈ માળવાના રાજાનું છે. પણ જ્યાં સુધી આ રાજા તે કોણ અને વિક્રમસંવત્ની શરૂઆત ક્યારથી થઈ એ બાબતનો છેવટનો નિર્ણય ન થાય ત્યાં સુધી આ તામ્રપત્રગત સાલનો વિશેષ ઉપયોગ થઈ શકે તેમ જણાતુ નથી.

**મુદ્રા**—આપણે ઉપર જોઈ ગયા તેમ **સમુદ્રગુપ્ત**નો એક સિક્કો એવો છે જેમાં 'શ્રીવિક્રમ' લખેલુ છે. એ સિક્કાની બીજી બાજુએ કમળ ઉપર બેઠેલી દેવીની પ્રતિકૃતિ છે.

**પ્રતિકૃતિ**—આજથી બે હજાર વર્ષ ઉપર થઈ ગયેલી **વિક્રમાદિત્ય** એવા નામવાળી કે એ ઉપાધિવાળી વ્યક્તિની પ્રતિકૃતિ નથી. એની કાલ્પનિક પ્રતિકૃતિ **કુમાર**ના ૨૩૬–૨૩૭મા અંકમા અંતમાં અપાયેલી છે.

## વિક્રમાદિત્યનો જીવનવૃત્તાન્ત

જેને **આર્થર**ની ઉપમા આપી શકાય એવા **વિક્રમાદિત્ય** યાને **વિક્રમાર્ક**ના જીવન ઉપર પ્રકાશ પાડનાર સ્વતંત્ર ગ્રન્થ છે કે કેમ અને હોય તો તે કઈ કઈ ભાષામાં છે એ હકીકત આપણે હવે વિચારીશું. 'સૂચીકટાહ' ન્યાય અનુસાર સૌથી પ્રથમ અજૈન સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરશું તો જણાશે કે એવો કોઈ અતિપ્રાચીન ગ્રન્થ સંસ્કૃતમા જણાતો નથી. **વિક્રમાદિત્ય**ના જીવન સાથે સંકળાયેલી હકીકતો કેટલાક ગ્રન્થોમાં નજરે પડે છે. ઉદાહરણાર્થે હું બે સસ્કૃત ગ્રન્થો નોધું છુ:

(૧) **સોમદેવભટ્ટે** ઈ.સ. ૧૦૭૦માં રચેલ **કથાસરિત્સાગર** (લ બક ૧૮, અને નામે વિષમશીલ).

(૨) **અનંતરાજ** (ઈ. સ. ૧૦૨૮–૧૦૮૦)ના રાજ્યમા થઈ ગયેલા કાશ્મીરના મહાકવિ **ક્ષેમેન્દ્રે** રચેલી **બૃહત્કથામંજરી.** આના અંતમાં ૧૯ મા પૃષ્ઠમાં **વિક્રમાદિત્ય**નો આ કૃતિમા જ્યા જ્યા નિર્દેશ છે તેની નોધ છે. વિશેષમાં આ કૃતિમાં **વિક્રમાદિત્યે** ભૂતવેતાલ ઉપર વિજય મેળવ્યાની હકીકત છે.

**ઉદ્દ્યોતન**સૂરિ ઉર્ફે **દાક્ષિણ્યચિહ્ન**સૂરિએ શકસંવત્ ૭૦૦માં એક દિન ઓછો હતો ત્યારે **કુવલયમાલા** પૂર્ણ કરી. આ કૃતિમા એમણે ઈ. સ.ની પહેલી સદીમાં થઈ ગયેલા **ગુણાઢ્ય**ની પ્રશસા કરી છે. આ **ગુણાઢ્યે** પેસાઈ (પૈશાચી) ભાષામાં, સસ્કૃતજ્ઞો દ્વારા **બૃહત્કથા** એ નામથી ઓળખાવાતો ગ્રન્થ રચ્યો છે. **બૃહત્કથામંજરી** અને **કથાસરિત્સાગર** આ કૃતિના સંસ્કૃત અનુવાદો છે વળી **કાદંબરી, રત્નાવલી** ઇત્યાદિ આ **બૃહત્કથા**ના અંશો છે.[૪૮] એટલે આ લુપ્ત બનેલી **બૃહત્કથા**માં **વિક્રમાદિત્ય** વિષે હકીકત હોવા સંભવ છે.

જૈન સાહિત્ય પાઈય, સસ્કૃત વગેરે ભાષામા ઉપલબ્ધ છે. તેમા પાઇય ભાષામાં **સિંહાસણબત્તીસિયા** રચાયેલી છે એવો એક ઉલ્લેખ છે, પણ આ કૃતિના પ્રણેતા વગેરેના સંબંધમા માહિતી મેળવવી બાકી રહે છે. **હરિભદ્ર**સૂરિકૃત **દસણસત્તરિ**ની

૪૮ જુઓ **પાઈયસદ્દમહણ્ણવ**નો ઉપોદ્ઘાત (પૃ. ૧૫).

સંઘતિલકસૂરિએ તત્ત્વકૌમુદી નામની વૃત્તિ વિ. સં. ૧૪૨૨ માં રચી છે. એમાં પાઇયમાં સિદ્ધસેન દિવાકરનું ચરિત્ર (પત્ર ૧૩૯-૧૪૭) આપેલું છે. એમાં વિક્રમાદિત્ય વિષે છૂટાછવાયા ઉલ્લેખ છે. જેમકે એનું દાનવીરપણું-ધર્મલાભના બદલામાં કરોડ સોનૈયા, [૪૯] મહાકાલ મન્દિરના શિવલિંગને નમસ્કાર, ચાર પદ્યો ઇત્યાદિ.

જૈન લેખકોએ વિક્રમાદિત્ય વિષે સંસ્કૃતમાં પણ કૃતિઓ રચી છે. એ પૈકી જેમાં વિક્રમાદિત્યને જ અંગે વિસ્તારથી લખાણ રજૂ કરાયું હોય તેવી કૃતિઓ નીચે પ્રમાણેની છેઃ

(૧) **પંચદંડાત્મક વિક્રમચરિત્ર.** (અ) વિક્રમસંવત્ ૧૨૯૦ કે ૧૨૯૪ માં આ રચાયેલું છે, (આ) એમાં વિક્રમના જીવનવૃત્તાન્ત સાથે કેટલીક લોકકથાઓ-દંતકથાઓ ગુંથી લેવાયેલી છે, (ઇ) આ કૃતિ હીરાલાલ હંસરાજ દ્વારા પ્રસિદ્ધ થયેલી છે, અને (ઈ) **શામળભટ્ટે** વિ સં. ૧૭૭૭-૧૭૮૫માં જે **સિંહાસનબત્રીસી** રચી છે તેમાં પંચ દંડની એક કથા છે તેનું મૂળ આ કૃતિ છે, એમ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" (પૃ. ૬૧૧)મા સૂચવાયુ છે, પણ આ કૃતિ મારી સામે નથી. મારી સામે તો હીરાલાલ હંસરાજ દ્વારા પ્રકાશિત, કર્તાના નામ તેમજ રચનાસમયના ઉલ્લેખ વિનાની અને પાંચ પ્રસ્તાવવાળી પદ્યાત્મક કૃતિ છે.

(૨) **સિંહાસનદ્વાત્રિંશિકા** દેવસુન્દરસૂરિના શિષ્ય **ક્ષેમંકરસૂરિએ** વિ. સં. ૧૪૫૦-ની આસપાસમા ગદ્યપદ્યાત્મક સ્વરૂપે આ કૃતિ સસ્કૃતમાં રચી છે. એ માટે એમણે ઉપર્યુક્ત પાઇયમાં રચાયેલી **સિંહાસણબત્તીસીયાનો** ઉપયોગ કર્યો છે એમ કહેવાય છે. સિંહાસનબત્રીસીની ઘણી ખરી વાર્તાઓના મૂળ તરીકે આ સંસ્કૃત કૃતિને ઓળખાવાય છે. આ **સિંહાસનદ્વાત્રિંશિકામાં પ્રબન્ધચિન્તામણિમાંના વિક્રમાર્કપ્રબંધમાં** વર્ણવેલ વેતાલની કથા અને સુવર્ણપુરુષની પ્રાપ્તિની વાત, **વિક્રમના** સત્ત્વનો પ્રબંધ ઇત્યાદિ હકીકત છે.[૫૦]

(૩) **વિક્રમચરિત્ર.** આની રચના વિ. સં. ૧૪૭૧ની લગભગમાં થઈ છે. એના પ્રણેતા 'કાસદ્રહ' ગચ્છના **દેવચન્દ્રસૂરિના** શિષ્ય ઉપાધ્યાય **દેવમૂર્તિ** છે. એમણે આ કૃતિને ચૌદ સર્ગમાં વિભક્ત કરી છે. એ દરેક સર્ગનું નામ સાન્વર્થક છે. ચૌદે સર્ગનાં નામ ગુજરાતીમાં નીચે મુજબ રજૂ કરી શકાયઃ—

(૧) **વિક્રમાદિત્યની** ઉત્પત્તિ, (૨) રાજ્યપ્રાપ્તિ, (૩) સુવર્ણપુરુષનો લાભ, (૪) પાંચ દંડવાળા છત્રની પ્રાપ્તિ, (૫) બાર આવર્તપૂર્વકના વંદનના ફળને સૂચવનાર કૌતુક નયવીક્ષિ, (૬) દેવપૂજાના ફળરૂપ સ્ત્રીરાજ્યગમન, (૭) **વિક્રમપ્રતિબોધ**, (૮) જૈન ધર્મનો પ્રભાવ સૂચવનાર **હંસાવલીવિવાહ**, (૯) વિનયનો પ્રભાવ, (૧૦) નમસ્કારનું માહાત્મ્ય, (૧૧) સત્ત્વાધિક કથાકોશ, (૧૨) દાનધર્મનો મહિમા, (૧૩) સ્વર્ગારોહણ અને (૧૪) સિંહાસનદ્વાત્રિંશતકથા યાને બત્રીસ પુતળીઓની વાર્તા.

---

૪૯ આ મન્દિરની પ્રતિકૃતિ **કુમારના** ૨૩૮-૨૩૯મા અંકમા પહેલા પાના ઉપર અપાયેલી છે. વિશેષ માટે જુઓ ટિપ્પણ ૫૮.

૫૦ પ્રબન્ધચિન્તામણિના ગુજરાતી ભાષાન્તર (પૃ ૨૨)માં કહ્યુ છે કે "**કથાસરિત્સાગરમા** આવતી વૈતાલપચવિંશતિ કથાનો નાયક રાજા **ત્રિવિક્રમસેન** (**વિક્રમસેનનો** પુત્ર) એ અને અહીં આપેલ કથાઓનો નાયક **વિક્રમાદિત્ય** એક જ છે." (જુઓ **કથાસરિત્સાગરના ટોનીએ** કરેલા અગ્રેજી ભાષાન્તરની Penzerની નવી આવૃત્તિ The Ocean of Story Vol. VI, p. 228).

(૪) **વિક્રમચરિત્ર.** 'પૂર્ણિમા' ગચ્છના **અભયચન્દ્રસૂરિ**ના શિષ્ય **રામચન્દ્રસૂરિ**એ દર્ભિકા ગ્રામમાં–ડભોઈમાં પદ્યમાં આ કૃતિ વિ સં. ૧૪૯૦માં રચી છે. એમાં ૩૨ કથાઓ છે. **ક્ષેમંકરસૂરિ**ની વિ. સં. ૧૪૫૦ ની લગભગમાં રચાયેલી કૃતિનો અહીં ઉપયોગ કરાયેલો છે એમ કહેવાય છે. આ **વિક્રમચરિત્ર**માં नवि मारियई ઇત્યાદિ [૫૧]દેશી ગાથાઓ જોવાય છે.

(૫) **પંચદંડાતપત્ર.** આ પણ ઉપર્યુક્ત **રામચન્દ્રસૂરિ**ની રચના છે અને એનો નિર્માણ-સમય પણ વિ. સં. ૧૪૯૦ જ છે. એનું પ્રમાણ ૨૨૫૦ શ્લોક જેટલું છે.

(૬) **વિક્રમાદિત્યચરિત્ર.** **મુનિસુન્દરસૂરિ**ના શિષ્ય **શુભશીલ**ગણિએ આ કૃતિ [૫૨]વિ. સ. ૧૪૯૯માં બાર સર્ગમા રચી છે. એનો ગ્રન્થાગ્ર ૬૭૧૨ શ્લોક જેટલો છે. આ કૃતિ હેમચન્દ્રાચાર્ય **જૈન**ગ્રન્થમાળા તરફથી બે ભાગમાં પ્રસિદ્ધ થયેલી છે. એમાં પ્રારંભમાં **ગંધર્વસેન**ના પુત્ર તરીકે **વિક્રમાદિત્ય**નો નિર્દેશ છે. સાથે સાથે મતાન્તર રૂપે **ગર્દભિલ્લ**ના પુત્ર તરીકે પણ ઉલ્લેખ **છે. ભર્તૃ**હરિના રાજ્યાભિષેકની હકીકત આ કૃતિમાં છે. વળી આમાં **ખર્પર** ચોરની પણ કથા છે.

(૭) **વિક્રમકથા.** આની પાટણના સંઘવી પાડાના ભંડારમાં તાડપત્ર ઉપર લખાયેલી એક પ્રતિ છે એમ [૫૩]પત્તનસ્થપ્રાચ્યજૈનભાણ્ડાગારીયગ્રન્થસૂચી ( પૃ. ૧૯૭ )માં સૂચવાયેલું છે.

[૫૪]**જૈન ગ્રન્થાવલી**માં ઇન્દ્રસૂરિકૃત **વિક્રમચરિત્ર**, કર્તાના નામ વિનાની બે **વિક્રમ-નૃપકથા** (એમાંની એક પદ્યમાં), પૂર્ણચન્દ્રકૃત **વિક્રમપંચદંડપ્રબંધ**, અજ્ઞાતકર્તૃક **વિક્રમ-પ્રબન્ધ**, **વિદ્યાપતિભટ્ટ**કૃત **વિક્રમાદિત્યપ્રબન્ધ** અને અનુક્રમણિકા (પૃ. ૫૯)માં નોંધેલ ત્રણ **વિક્રમચરિત્ર** જેનો નિર્દેશ ૩૩૨મા પૃષ્ઠમાં હોવાનો ઉલ્લેખ કરાયો છે, પણ જે આ પૃષ્ઠમાં નથી તે ત્રણ **વિક્રમચરિત્રો** એ બધાં યે ઉપર નોંધાવેલી કૃતિઓથી ભિન્ન છે કે કેમ તેનો નિર્ણય કરવો બાકી રહે છે.

આ તો સ્વતંત્ર કૃતિઓની વાત થઈ આ ઉપરાંત કેટલીક સસ્કૃત કૃતિઓમાં પ્રસંગવશાત્ **વિક્રમાદિત્ય** સંબંધી પ્રબન્ધ જોવાય છે. આ પૈકી નીચે મુજબની કૃતિઓ હું અહીં નોધું છું.

(૧) **મેરુતુંગસૂરિ**એ વિ. સં. ૧૩૬૧મા રચેલ **પ્રબન્ધચિન્તામણિ** (પ્રથમ પ્રકાશ).

(૨) **પુરાતનપ્રબન્ધસંગ્રહ**ગત વિક્રમાર્કપ્રબન્ધ (પૃ. ૧–૧૦).

(૩) **રાજશેખરસૂરિ**એ વિ. સં. ૧૪૦૫ માં રચેલ **ચતુર્વિંશતિપ્રબન્ધ** યાને **પ્રબન્ધકોશ** (૧૭મો વિક્રમાદિત્યપ્રબંધ અને વિક્રમચરિત્ર).

આ પૈકી **પ્રબન્ધચિન્તામણિ**મા **વિક્રમ** રાજપુત્રની ગરીબાઈ, [૫૫]**અગ્નિવેતાલ**નો

---

૫૧ જુઓ જૈ. સા. સં. ઇ. ( પૃ. ૧૧૮ ની પાદનોંધ ).

૫૨ " निधाननिधिसिन्धिन्दुवत्सराद् विक्रमार्कत. " । જૈ. સા. સ. ઇ. માં ૧૪૯૦ છપાયેલ છે તે અશુદ્ધ છે એમ આ ઉપરથી જોઈ શકાશે.

૫૩ જૂઓ G. O. S. No. (ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાલા) No. LXXVI.

૫૪ આના ૩૩૩મા પૃષ્ઠમા **બિહ્લણ**કૃત **વિક્રમાંકાભ્યુદય** નોંધાયેલ છે. એ શી કૃતિ છે?

૫૫ આ જ પ્રકારની કથા **ક્ષેમંકર**કૃત **સિંહાસનદ્વાત્રિંશિકા**ના પ્રારંભમા છે. પણ આનાથી જુદી જાતની કથા **કથાસરિત્સાગર**મા છે અને ત્યાં આ વેતાલનુ નામ **અગ્નિશિખ** અપાયેલું છે.

એને હાથે પરાજય, **વિક્રમ**ની પુત્રી **પ્રિયંગુમંજરી**નો **વરરુચિ** પાસે વિદ્યાભ્યાસ અને એ ગુરુની એ બાળાએ કરેલી મશ્કરી.[56] **કાલિદાસ**[57] સાથે એનું લગ્ન, **વિક્રમ**ને સુવર્ણપુરુષની પ્રાપ્તિ, એના સત્ત્વનો પ્રબન્ધ અને એની પરીક્ષા, શ્રીપર્વત ઉપરના **ભૈરવાનંદ** યોગીની સેવાદ્વારા પરકાયપ્રવેશની વિદ્યાની પ્રાપ્તિ, **સિદ્ધસેન દિવાકર**નો સમાગમ અને દાન, સાત સુભાષિતો અને નગરચર્યા, એ વિષયો ચર્ચાયેલા છે.

ઉપર્યુક્ત **વિક્રમાર્કપ્રબન્ધ** કેટલો પ્રાચીન છે તે નક્કી કહી શકાય તેમ નથી, પરંતુ એને લગતી હસ્તલિખિત પ્રતિ ચારસો વર્ષ જેટલી તો પ્રાચીન જણાય છે. એમાં નીચે મુજબના વિષયો ચર્ચાયેલા છે.–

(૧) **વિક્રમાર્ક**નો સત્ત્વ પ્રબન્ધ, (૨) દરિદ્રક્રયપ્રબન્ધ, (૩) **વીક્રમ**દ્યૂતકારપ્રબન્ધ, (૪) સ્ત્રીસાહસપ્રબન્ધ, (૫) સ્ત્રીચરિત્રપ્રબન્ધ, (૬) દેહલક્ષણપ્રબન્ધ, (૭) મનિ-મનુ-સબંધ-પ્રબન્ધ અને (૮) **વિક્રમ**ના પુત્ર **વિક્રમસેન**નો પ્રબન્ધ (ચાર પૂતળીની વાર્તા).

**ચતુર્વિંશતિપ્રબન્ધ**માંના છઠ્ઠા પ્રબન્ધમા નીચેની બે બાબતો છે જે **પ્રભાવકચરિત્ર** વગેરેમાં નથી:–

(૧) **સિદ્ધસેનદિવાકરે** [58]**મહાકાલ**ની ઉત્પત્તિની **વિક્રમાદિત્ય**ને આપેલી સમજણ.

(૨) ઓંકારનગરમા **સિદ્ધસેન દિવાકર**ની સૂચનાથી **વિક્રમાદિત્યે** જૈન પ્રાસાદની કરાવેલી રચના.

**દુર્ગાશંકર શાસ્ત્રી**એ **પ્રબન્ધચિન્તામણિ**ના ભાષાન્તર (પૃ. ૨૨)માં કહ્યુ છે કે **વિક્રમ** સબધી દંતકથાઓ **પરિશિષ્ટપર્વ**મા મળે છે, પણ એ ગ્રન્થ હુ ઉપર ઉપરથી જોઈ ગયો તો મને એ જણાઈ નથી.

**પ્રભાચન્દ્રસૂરિ**એ વિ. સં. ૧૩૩૪ માં રચેલા **પ્રભાવકચરિત**માં **વિક્રમાદિત્ય**નું ખાસ સ્વતંત્ર ચરિત્ર નથી. પરંતુ એને વિષે છૂટાછવાયા ઉલ્લેખો છે. જેમકે તેમણે **કાલકસૂરિ**ના ચરિત્ર ( પૃ. ૨૫ )મા કહ્યુ છે કે કેટલાક વખત પછી શકોના વશનો ઉચ્છેદ કરીને **વિક્રમાદિત્ય** નામનો ચક્રવર્તી સમાન રાજા થયો. એને સુવર્ણપુરુષની પ્રાપ્તિ થઈ અને એ વડે પૃથ્વીને ઋણ રહિત બનાવી એણે પોતાનો [59]સવત્સર પ્રવર્તાવ્યો. ત્યાર બાદ ૧૩૫ વર્ષે એ રાજાના વશનો નાશ કરી શકોએ સવત્સર ચલાવ્યો.

સિંઘી જૈન ગ્રન્થમાલામા પ્રસિદ્ધ થયેલ આ **પ્રભાવકચરિત**ના ૪૩મા પૃષ્ઠમાં એવો નિર્દેશ છે કે **સિદ્ધસેનસૂરિ** દ્વારા પ્રતિબોધ પામેલા **વિક્રમાદિત્ય** રાજાએ આ તીર્થનો– **શકુનિકાવિહાર**નો ઉદ્ધાર કર્યો અને **કાલિકસૂરિ**એ જે પહેલા **સુદર્શના**ની પ્રતિમા રચાવી હતી તેને આકાશમાં જતી **સિદ્ધસેને** નિષેધી.

૫૩મા પૃષ્ઠ ઉપરથી એ વાત જણાય છે કે **વિક્રમાદિત્ય**નુ એકખંડ કપાલ હતું.

૫૬મા પૃષ્ઠમાં એવો નિર્દેશ છે કે **વિક્રમાદિત્યે સિદ્ધસેનસૂરિ**ને જાણી ન શકાય એવી

---

૫૬ મશ્કરીની હકીકત **કથાસરિત્સાગર**મા છે.

૫૭ ઐહોલના ઈ. સ ૬૩૪ ના **રવિકીર્તિ**કૃત શિલાલેખમા તેમજ ઈ. સ. ના સાતમા સૈકાના પૂર્વાર્ધમા થઈ ગયેલા **બાણે** રચેલા **હર્ષચરિત**મા **કાલિદાસ**નો ઉલ્લેખ છે.

૫૮ **આવસ્સયચુણ્ણિ**મા તેમજ **પરિશિષ્ટપર્વ** ( સ. ૧૧, શ્લો. ૧૫૧–૧૭૭ )માં આ તીર્થની ઉત્પત્તિ બતાવાઈ છે. **સ્કન્દપુરાણ**, **મત્સ્યપુરાણ** અને **નારસિંહપુરાણ**માં આ તીર્થનુ વર્ણન છે. **રઘુવંશ** (સ. ૬, શ્લો. ૩૪)મા તેમજ **મેઘદૂત** ( પૂર્વ ભાગ, શ્લો. ૩૪)માં આ તીર્થનો નિર્દેશ છે.

૫૯ સંવત્સર પ્રવર્તાવ્યાની હકીકત ૪૯મા પૃષ્ઠમાં પણ છે.

રીતે મનથી નમન કર્યું એટલે **સિદ્ધસેનસૂરિએ** ધર્મલાભ કહ્યો. એ ઉપરથી રાજી થઈ **વિક્રમાદિત્યે** એમને એક કરોડ સોનાના ટંક આપ્યા

૬૧મા પૃષ્ઠમાં એમ સૂચવાયુ છે કે **વિક્રમાર્ક** યાને **વિક્રમાદિત્ય** પછી ૧૫૦ વર્ષે **જાકુટિન્** શ્રાવકે રૈવતગિરિના શિખરે રહેલા **નેમિનાથના** મંદિરનો ઉદ્ધાર કર્યો ત્યારે વરસાદથી જીર્ણશીર્ણ બની ગયેલા મઠની પ્રશસ્તિમાથી આ ચરિત્ર ઉદ્ધૃત કરાયુ છે. આ ઉપરથી એમ લાગે છે કે આ પ્રશસ્તિમાં વિ સં. ૧૫૦ની સાલ હોવી જોઈએ, પણ એ પ્રશસ્તિ હજી સુધી તો જોવા જાણવામાં નથી.

અહીં એ વાત નોંધીશું કે **સિદ્ધસેન દિવાકર** સંબંધી બે અપ્રસિદ્ધ પ્રબન્ધો છે. તેમાંનો એક **ભદ્રેશ્વરકૃત કહાવલિમાં** ગદ્યમાં છે અને બીજો એના કરતાં અર્વાચીન, પરંતુ વિ. સં. ૧૨૯૧ કરતાં તો પ્રાચીન અને પદ્યાત્મક છે. **કહાવલિમાં** પ્રણામના બદલામાં રાજાને ધર્મલાભ કહ્યાનો અને એ બદલ રાજાએ કોટિ દ્રવ્યનું દાન કર્યાનો ઉલ્લેખ છે, પણ એ રાજાનું નામ દર્શાવાયુ નથી.

પદ્યાત્મક પ્રબન્ધમાં કોઈ આપત્તિમાં સપડાયેલા રાજાને ધન અને સૈન્ય વડે **સિદ્ધસેને** સહાયતા કરી એવો નિર્દેશ છે, પણ એ રાજાનું નામ જણાવાયેલુ નથી **પ્રભાવકચરિતની** વાત આથી જુદી છે. અહી તો એક કરોડ સોનાના ટંક આપનાર તરીકે **વિક્રમાદિત્યનો** ઉલ્લેખ છે. વળી એના ૫૬મા પૃષ્ઠમાં સૂચવાયુ છે કે **સિદ્ધસેનસૂરિ** કર્મારનગરમા ગયા અને ત્યાંના રાજા **દેવપાલે** એમનુ સ્વાગત કર્યું. એ રાજાને સૂરિએ પ્રતિબોધ પમાડી મિત્ર બનાવ્યો. આગળ ઉપર કામરૂપના રાજા **વિજયવર્માએ** **દેવપાલ** ઉપર ચડાઈ કરી એ વેળા સુવર્ણસિદ્ધિયોગથી પુષ્કળ દ્રવ્ય અને સર્ષપવિદ્યાથી સૈન્ય સર્જી **સિદ્ધસેનસૂરિએ** **દેવપાલને** મદદ કરી અને તેમ થતા **વિજયવર્મા** હારી ગયો. આ **દેવપાલ** કે **વિજયવર્મા** વિષે પૂર્ણ વિચાર કર્યા વિના **વિક્રમાદિત્યના** જીવન ઉપર પ્રકાશ પાડી શકાય તેમ નથી. પણ તેમ કરવા માટે અવકાશ નથી એટલે અત્યારે તો The Indian Culture (Vol V. pp 367–378મા તેમજ Vol VI, pp. 341–345 and 458–461)માં The Chronology of Kâmarupa Kings નામના લેખ પ્રસિદ્ધ થયા છે એટલી જ નોંધ લઉં છુ.

**જિનપ્રભસૂરિએ** લગભગ વિ. સં. ૧૩૬૪ થી આસરે વિ. સં. ૧૩૮૯ સુધીના ગાળામાં રચેલા **વિવિધતીર્થકલ્પમા** **વિક્રમાદિત્ય** વિષે કેટલીક હકીકત જોવાય છે.

પૃ ૨૧. શ્રી**સુવ્રતસ્વામીના** નિર્વાણ પછી ૧૧૮૪૭૦ વર્ષે વિક્રમસંવત્ પ્રવર્ત્યો અને જીવત **સુવ્રતસ્વામીની** અપેક્ષાએ ૧૧૯૪૯૭૨ વર્ષે **વિક્રમ** થશે.

પૃ. ૩૮–૩૯. મારા મોક્ષગમન પછી **પાલક**, **નન્દ** અને **ચન્દ્રગુપ્ત** વગેરે રાજાઓ ગયે છતે ૪૭૦ વર્ષે **વિક્રમાદિત્ય** રાજા થશે. તેમાં ૬૦ વર્ષ સુધી **પાલકનુ** રાજ્ય, ૧૫૫ વર્ષો સુધી **નંદોનું**, ૧૦૮ વર્ષ સુધી **મૌર્ય** વંશનું, ૩૦ વર્ષ સુધી **પુષ્યમિત્રનુ**, ૬૦ વર્ષ સુધી **બલમિત્ર** અને **ભાનુમિત્રનું**, ૪૦ વર્ષ સુધી **નરવાહનનું**, ૧૩ વર્ષ સુધી **ગર્દભિલ્લનુ**, ચાર વર્ષ શકનુ અને ત્યાર બાદ **વિક્રમાદિત્યનુ** રાજ્ય થશે.[૬૦] તે સુવર્ણપુરુષ

---

૬૦ આ તારીખો **મેરુતુંગકૃત** **વિચારશ્રેણિ** સાથે મળતી આવે છે. પણ **તિત્થોગાલીથી** અંશતઃ જુદી પડે છે. વિશેષમાં **જિનસેને** **હરિવંશપુરાણમાં** **મૌર્યોને** બદલે **મયૂરોનું** ૪૦ વર્ષનુ રાજ્ય, **રાસભ** રાજાઓનુ સો વર્ષનુ રાજ્ય અને **નરવાહનનું** ૪૨ વર્ષનું રાજ્ય હોવાનું સૂચવ્યું છે આ **હરિવંશપુરાણ** શકસંવત્ ૭૦૫ અર્થાત્ ઈ. સ. ૭૮૩–૮૪માં રચાયેલું છે.

સિદ્ધ કરી પૃથ્વીને અનૃણી બનાવી પોતાનો સંવત્સર પ્રવર્તાવશે.[૬૧]

પૃ ૮૯ **સિદ્ધસેન** દિવાકરની દેશનાથી 'સંજીવિની ચારિચરક' ન્યાય વડે સમ્યક્ત્વમૂલક દેશવિરતિને **વિક્રમાદિત્ય** પામ્યો.

પૃ. ૬૦. **શેષ** નાગરાજનો પુત્ર પ્રતિષ્ઠાનપુરમાં હતો. તેને જીતવાને **વિક્રમાદિત્ય** ત્યાં ગયો, પણ એનો પરાજય થવાથી એ અવંતી આવતો રહ્યો.

પૃ. ૨. વિક્રમાદિત્યે શત્રુંજયતીર્થનો ઉદ્ધાર કરાવ્યો.

વિ. સં. ૧૫૧૭ મા **ભોજપ્રબંધ** યાને **પ્રબન્ધરાજ** રચનારા **રત્નમંડન**ગણિએ **ઉપદેશતરંગિણી** રચી છે. એમાં **વિક્રમાદિત્ય** સંબંધી છૂટીછવાઈ હકીકતો છે. જુઓ પત્ર ૪૪, ૪૯, ૫૦, ૫૪, ૫૫, ૫૮ અને ૨૨૩, તેમાં ૪૪મા પત્રમાં અન્નદેવતાએ **વિક્રમને** વરદાન આપ્યાની વાત છે.

દુ:**ષમગંડિકા**ના અને **યુગપ્રધાનગંડિકા**ના સારરૂપ એક પુસ્તકમાં એવી મતલબનો ઉલ્લેખ છે કે કેટલાક સમય પછી શકોના એ વંશને ઉખેડીને માલવનો રાજા નામે **વિક્રમાદિત્ય** થશે. એ **વિક્રમ** ૯૭ વર્ષ રાજ્ય કરશે અને એ પોતાનો સંવત્સર પ્રવર્તાવશે.[૬૨]

**વિજયલક્ષ્મી**સૂરિએ **ઉપદેશપ્રાસાદ** તેમજ તેના ઉપર સ્વોપજ્ઞ વૃત્તિ વિ. સં. ૧૮૪૩ માં રચેલ છે એના ચોથા સ્તંભમાં ૫૪ મા વ્યાખ્યાનમાં **વિક્રમ**ની કથા છે, પણ એનો કંઈ પ્રસ્તુત **વિક્રમાદિત્ય** સાથે સંબંધ નથી એ તો સમ્યક્ત્વ પરત્વેની કથા છે.

શત્રુંજય તીર્થના માહાત્મ્ય અને ઉદ્ધારને લગતા ગ્રંથોમાં તેમજ મનુષ્યભવની દુર્લભતા સૂચવતાં દશ દષ્ટાંતો વિસ્તારથી રજૂ કરનારા ગ્રંથોમાં **વિક્રમાદિત્ય** વિષે અથવા **વિક્રમરાજ (મૂળરાજ)** વિષે હકીકત હોવા સંભવ છે, પણ એ જોઈ જવાનું અત્યારે બને તેમ નથી. જૈન ગુજરાતી કૃતિઓમા **વિક્રમાદિત્ય**ના જીવન સાથે સંબંધ ધરાવનારી હકીકતો જોવાય છે. એમાની કેટલીક નીચે મુજબ છે:—

| નામ | કર્તા | રચના-સમય |
|---|---|---|
| વિક્રમચરિત્રકુમારરાસ | ? | વિ. સં. ૧૪૯૯ |
| વિક્રમાદિત્યખાપરારાસ | ઉપાધ્યાય રાજશીલ | વિ. સં. ૧૫૬૩ |
| વિક્રમસેનરાસ | ઉદયભાનુ | વિ. સં. ૧૫૬૫ |
| વિક્રમરાસ | ધર્મસિંહ | વિ. સં. ૧૫૯૬ |
| વિક્રમપંચદંડરાસ | જિનહર | વિ. સં. ૧૫૯૯ની આસપાસ |
| વિક્રમાદિત્યચરિત્ર | માનવિજય | વિ. સં. ૧૭૨૨-૨૩ |
| વિક્રમચરિત્રખાપરાચોપાઈ | અભયસોમ | વિ. સં ૧૭૨૩ (?) |
| વિક્રમચોપાઈ[૬૩] | લાભવર્ધન ઉર્ફે લાલચંદ | વિ.. સં. ૧૭૨૩ |
| વિક્રમાદિત્યરાસ | પરમસાગર | વિ. સં. ૧૭૨૪ |
| વિક્રમચરિત્ર–લીલાવતીચોપાઇ | અભયસોમ | વિ. સં. ૧૭૨૪ |
| વિક્રમસેનરાસ[૬૪] | માનસાગર | વિ. સં. ૧૭૨૪ |

૬૧ આ હકીકત વિ. સં. ૧૩૮૭મા રચાયેલા **દીવાલિયપવ્વ** યાને **પાવાપુરીકપ્પ**માં છે. આને 'અપાપાબૃહત્કલ્પ' પણ કહેવામાં આવે છે.

૬૨ જુઓ **વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના** ( પૃ. ૩૧ની પાદનોંધ ).

૬૩ ૯૦૦ કન્યા, **ખાપરા** ચોર અને પાંચ દંડ વિષે આમાં ઉલ્લેખ છે.

૬૪ આ રાસમાં **વિક્રમસેનને વિક્રમાદિત્ય**નો પુત્ર ગણ્યો છે.

| | | |
|---|---|---|
| વિક્રમાદિત્યપંચદંડરાસ | લક્ષ્મીવલ્લભ | વિ. સં. ૧૭૨૭ |
| શનિશ્ચરવિક્રમચોપાઇ | ધર્મવર્ધન | વિ. સં. ૧૭૩૬ની આસપાસ |
| વિક્રમકર્નકાવતીરાસ | કાન્તિવિમળ | વિ. સં. ૧૭૬૭ |
| વિક્રમપંચદંડરાસ | ભાણુવિજય | વિ. સં. ૧૮૩૦ |

રૂપ મુનિએ વિ. સં. ૧૮૮૦ માં **વિક્રમ** રાજાના સમયમાં મૂકેલા **અંબડ** પર રાસ રચ્યો છે. એમાં **વિક્રમ**ના પરાક્રમની તેમજ પંચદંડની વાત છે.

આ તમામ સાહિત્ય મેં જોયું વિચાર્યું નથી, પણ એનો સમગ્ર રૂપે વિચાર કરતાં એમ ભાસે છે કે **વિક્રમાદિત્ય**ના જીવનવૃત્તાન્ત ઉપર સંપૂર્ણ પ્રકાશ પાડનારો અને સંસ્કૃતમાં લખાયેલો એવો એકે ગ્રન્થ વિક્રમની બારમી સદી પૂર્વેનો હોય એમ જણાતું નથી. પાઇયમાં રચાયેલા ગ્રન્થ વિષે પણ લગભગ એવી જ સ્થિતિ છે; સિવાય કે **ગુણાઢ્ય**ની **બૃહત્કથા**માં **વિક્રમાદિત્ય** સંબંધી ઉલ્લેખો હોય.

વિશેષમાં એવો પણ એકે જૈન ગ્રન્થ જોયાનું યાદ નથી કે જેના રચના-સમયનો ઉલ્લેખ ૬૫-૨૫૯૮ રૂપમાં **વિક્રમ**ની અગ્યારમી સદીની પૂર્વેનો હોય. 'ચન્દ્ર'ગચ્છના **જંબૂ** નામના મુનિએ વિ. સં. ૧૦૦૫ માં ૬૬**મણિપતિચરિત્ર** રચ્યું છે અને એમણે **જિનશતક** પણ

---

૬૫ **સિદ્ધર્ષિ**એ જે **ઉપમિતિભવપ્રપંચાકથા** રચી છે તેમાં તેમણે આ કૃતિ સંવત્સર ૯૬૨ના જેઠ સુદ પાંચેમ ને ગુરુવાર પુનર્વસુ નક્ષત્રમાં પૂર્ણ કર્યાનો ઉલ્લેખ છે. આ ૯૬૨ ની સાલને જો વિક્રમસંવત્‌ની સાલ ગણીએ તો વાર, નક્ષત્ર વગેરે મળે છે. આમ વિક્રમ કે એવા કોઈ નામ વિના સાલનો ઉલ્લેખ એક પ્રકારની પદ્ધતિને આભારી છે. **વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના** ( પૃ. ૧૫૩ )માં સૂચવાયુ છે કે જેમ શકસંવત્ માટે પ્રાચીન સમયમાં કેવળ 'સંવત્' એમ લખાતું તેમ વિક્રમસંવત્ માટે પણ બન્યુ હશે અને કાલાન્તરે સંવત્ સાથે વિશેષનામ લખવાની રીતિ પ્રચારમાં આવી હશે ત્યારથી માલવસંવત્ પણ **વિક્રમાદિત્ય**ના નામથી ઓળખાવા લાગ્યો હશે.

**શ્રીચન્દ્રકેવલિચરિત્ર** જે પહેલાં પાઇયમાં હતું તે ઉપરથી **સિદ્ધર્ષિ**એ ૫૯૮-માં સંસ્કૃત ચરિત્ર રચ્યું એમ એ સંસ્કૃત ચરિત્રના અંતિમ પદ્ય ઉપરથી જણાય છે. ડૉ. **મિરોનો (Mironow)** આ સાલને ગુપ્તસંવત્‌ની સાલ માને છે જેથી **ઉપમિતિભવપ્રપંચાકથા**ની વિ. સં. ૯૬૨ની સાલ ગણાતાં આ સાલ એની સાથે બંધબેસતી થાય, કેમકે એમના હિસાબે ગુપ્તસંવત્ ૫૯૮ તે વિક્રમસવત્ ૯૭૪ યાને ઈ. સ. ૯૧૭ છે.

આમ કેવળ સાલ લખવી, પણ કોના સંવત્સરની એ સાલ છે તે ન લખવી એવી પદ્ધતિ આજે પણ જોવાય છે. આપણા રોજના પત્રવ્યવહારમાં અંગ્રેજી તારીખો લખતી વેળા ઈ. સ. એમ આપણે લખતા નથી. વળી કેટલાક મકાન ઉપર એ બંધાયાનું વર્ષ લખાય છે, પણ એ ઇ. સ. નું છે કે વિક્રમનું તેની નોંધ લેવાતી નથી. એટલે પ્રાચીન સમયમાં પણ કૃતિઓની કેવળ સાલ અપાયેલી મળે એ સ્વાભાવિક છે.

૬૬ હેમચન્દ્રગ્રન્થમાલામાં આ પ્રસિદ્ધ થયેલું છે, પણ એ મને અત્યારે મળી શક્યું નથી એટલે આ સાલનો આ કૃતિમા ઉલ્લેખ છે કે નહિ તેનો હું નિર્ણય કરી શક્યો નથી. **જિનશતક**ની પંજિકા માટે તેમજ **જૈન-ગ્રન્થાવલી** ( પૃ ૧૦૩ )માં નોંધાયેલ વિ સં. ૯૧૩ની **ઉપદેશમાલાવૃત્તિ** માટે, વિ. સં. ૯૧૫ની **ધર્મોપદેશલઘુવૃત્તિ** માટે તેમજ **શીલાંકસૂરિ**એ વિ. સ. ૯૨૫મા રચેલ **મહાપુરિસચરિય** માટે પણ આમ સમજવું.

**મહાપુરિસચરિય**ની બે હસ્તલિખિત પ્રતિઓ જે થોડા વખત ઉપર મારા જોવામાં આવી હતી તેમા રચના-સાલ નથી.

રચ્યું છે. આ **જિનશતક** ઉપર **સાંબ** મુનિએ વિ. સં. ૧૦૨૫-માં પંજિકા રચી છે. કવિવર **ધનપાલે** વિ. સં. ૧૦૨૯ માં **પાઇયલચ્છીનામમાલા** રચી છે. આ કૃતિઓ **વિક્રમ**ની ૧૧મી સદીની છે. એની પહેલાંની કોઇ કૃતિમાં વિક્રમસવતનો ઉલ્લેખ નથી. **શીલાંકસૂરિએ આયાર**ની ટીકા રચી છે. એની સાલ ગુપ્તસવત્ ૭૭૨ તેમજ શકસંવત્ ૭૭૨, ૭૮૪ અને ૭૯૮ જોવાય છે. **દાક્ષિણ્યચિહ્નસૂરિએ** શકસવત્ ૭૦૦ માં એક દિવસ ઓછો હતો ત્યારે **કુવલયમાલા** પૂર્ણ કરી એમ એની પ્રશસ્તિમાં ઉલ્લેખ છે. **જિનદાસગણિ** મહત્તરે **નંદીચુણ્ણિ** રચી છે. એની સાલ શકસંવત્ ૫૯૮ની છે. એના કરતાં કોઈ પ્રાચીન જૈન કૃતિ હોય અને તેનો રચના-સમય શકસવતમાં નોધાયેલો હોય એમ જણાતું નથી. એવી રીતે **વિમલસૂરિએ** [૬૭]**વીર**સંવત્ ૫૭૦માં રચેલા **પઉમચરિય** કરતાં પૂર્વની કોઈ કૃતિની સાલ વીરસવતમાં નિર્દેશાયેલી જણાતી નથી. આ પ્રમાણે જો કે વિક્રમ, ગુપ્ત, શક અને મહાવીરના [૬૮]સંવત્ના નિર્દેશવાળી જૈન કૃતિઓ જોવાય છે, પણ માલવસંવત્વાળી તો એકે જણાતી નથી.

જૈન શિલાલેખો વિષે આ જાતની તપાસ કરવી બાકી રહે છે. તેમ છતાં હું એટલું તો સૂચવીશ કે હાથીગુંફામાં **ખારવેલ**નો જે શિલાલખ છે તે મુરિયકાલ યાને મૌર્યસંવત્ ૧૬૫ નો છે, અને એહોળેની ટેકરી પરના જૈન મંદિરનો શિલાલેખ [૬૯]ભારતયુદ્ધસંવત્ ૩૭૩૫ નો છે. જુઓ **ભારતીય પ્રાચીન લિપિમાલા**, પૃ. ૧૬૧.

ઈ. સ.ના આઠમા-નવમા સૈકાથી વિક્રમસંવતનો પ્રચાર સર્વવ્યાપી બન્યો એમ જણાય છે, જ્યારે પૂર્વે સૂચવાયું છે તેમ માળવા અને એની આસપાસના પ્રદેશમાં માલવ-સંવત્ પાંચમી સદીથી તો પ્રચલિત હતો જ.

વિક્રમસંવત્ કોણે ક્યારથી શરૂ કર્યો એ પ્રશ્નનો નિર્ણય કરવા માટે કાલકસૂરિ, **ગર્દભિલ્લ** અને **ખારવેલ** વિષે કેટલોક વિચાર કરવો બાકી રહે છે એટલે હવે એ દિશામાં પ્રયાણ કરવુ જોઈએ, પરંતુ તેમ કરવા પૂર્વે હિન્દુ સંસ્કૃતિ અને વિદ્વત્તાના પુરસ્કર્તા તરીકે પંકાયેલા **વિક્રમાદિત્ય**ના દરબારમાં જે નવ રત્નો હોવાની માન્યતા છે તેમને વિષે વિચાર કરીશું.

**નવ રત્નો**

"धन्वन्तरिः क्षपणकोऽमरसिंहशङ्कुवेतालभट्टघटखर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥"

---

૬૭ **રાજપુતાનેકા ઇતિહાસ** ( પ્રથમ ખંડ, પૃ ૧૦ )માં એના લેખક પં. **ગૌરીશંકર ઓઝાએ** કહ્યું છે કે અજમેર જિલ્લાના બર્લી નામના ગામમાંનો વીરસંવત્ ૮૪નો એક શિલાલેખ મળ્યો છે. એ ઉપરથી એ અનુમાન થાય છે કે **અશોક**ની પહેલા પણ રજપૂતાનામાં જૈન ધર્મનો પ્રચાર હતો. ઉપર્યુક્ત શિલાલેખ અજમેરના સંગ્રહસ્થાનમાં છે. એને વિષે **ભારતીય પ્રાચીન લિપિમાલા** ( પૃ. ૨-૩ )માં પણ ઉલ્લેખ છે.

૬૮ સિદ્ધહેમકુમારસંવત્નું ગર્ભિત સૂચન **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** ( પર્વ ૧૦, સ ૧૨, શ્લો. ૭૭ )મા છે, જ્યારે એનો સ્પષ્ટ ઉલ્લેખ **અભિધાનચિંતામણિ** ( કાંડ ૬, શ્લો. ૧૭૧ )ની સ્વોપજ્ઞ વિવૃતિ ( પૃ. ૬૧૫ )માં છે. પણ એ સંવતનો કોઈ ગ્રન્થના રચના-સમય તરીકે નિર્દેશ જોવામા નથી. આઠ ધાતુની એક પ્રતિમામાં આ સંવતના ચોથા વર્ષનો ઉલ્લેખ છે. જુઓ **જૈન સત્ય પ્રકાશ** ( વ ૮, અં. ૯ ).

૬૯ જુઓ ટિપ્પણ ૭૬. સૌથી પ્રાચીન કાલગણના કલ્યબ્દ છે. એની ગણતરી ઇ. સ. પૂર્વે ૩૨૦૧થી કરાય છે. આ ઉપરાંત ઈસાઈઓ, યાહુદીઓ વગેરે સૃષ્ટચબ્દ ગણાવે છે. ઓલિમ્પિયા-અબ્દ અને રોમક-અબ્દ આજે ચાલુ નથી જુઓ **વિશાલ ભારત** (જુલાઈ, ૧૯૪૩).

આ પ્રમાણેનું જ્યોતિર્વિદાભરણ (અ. ૨૨)માં દસમુ પદ્ય છે. આનો અર્થ એ છે કે (૧) **ધન્વન્તરિ**, (૨) ક્ષપણક, (૩) **અમરસિંહ**, (૪) **શંકુ**, (૫) **વેતાલભટ્ટ**, (૬) **ઘટખર્પર**, (૭) **કાલિદાસ**, (૮) **વરાહમિહિર** અને (૯) **વરરુચિ** એ **વિક્રમ**ની સભાનાં નવ રત્નો હતાં. આ પૈકી સુપ્રસિદ્ધ **વરાહમિહિરે** [૭૦]શકસંવત્ ૪૨૭મા **પંચસિદ્ધાંતિકા** રચ્યાનો એ ગ્રન્થમાં ચોક્કસ ઉલ્લેખ છે. એટલે એ તો ઈ. સ. પૂર્વે ૫૭ મા વિક્રમસંવત્ ચલાવનાર **વિક્રમાદિત્ય**નો સમકાલીન હોઈ શકે જ નહિ એવી રીતે ક્ષપણકથી જો **સિદ્ધસેન દિવાકર** સમજીએ તો પણ એ મુનીશ્વરને **વિક્રમ**ની પાચમી સદીથી પહેલા થઈ ગયેલા, એટલુ જ નહિ પણ પહેલી સદીના **વિક્રમાદિત્ય**ના સમકાલીન હોવાનુ માનવા માટે હજી પૂરાવાઓ મળ્યા નથી. વિશેષમાં **કાલિદાસ**નો સમય વિવાદગ્રસ્ત છે. પ્રો. **કીથ** વગેરે એનો સમય **ઈ. સ. ૪૦૦** ની આસપાસનો માને છે. આવી સ્થિતિમા આ નવે રત્નોને **વિક્રમ**ના સમકાલીન કેમ મનાય ? વિશેષમાં હિન્દી માસિક **વિક્રમ**માં ક્ષપણકને બૌદ્ધ સાધુ તરીકે, **શંકુ**ને વિદુષી સ્ત્રી તરીકે, **વેતાલભટ્ટ**ને તેમજ **ઘટખર્પર**ને વૈયાકરણી તરીકે અને **વરરુચિ**ને બ્રહ્મર્ષિ નૈયાયિક તરીકે ઓળખાવેલ છે.

આ નવ રત્નોની તેમજ **વિક્રમાદિત્ય**ની કાલ્પનિક પ્રતિકૃતિઓ 'કુમાર'માં અપાયેલી છે. **વિક્રમાદિત્ય**, **કાલિદાસ**, **વરાહમિહિર**, વિદુષી **શંકુ** અને **વેતાલભટ્ટ**ની પ્રતિકૃતિઓ **કુમાર**ના ૨૩૬-૨૩૭મા અંકના અંતમા છે. જ્યારે બાકીનાની એના પછીના ૨૩૮-૨૩૯મા અંકમાં અંતમા અપાયેલી છે.

**એસ્. કે. દીક્ષિત**નો "Candragupta II, Sâhasâmka alias Vikramâditya and the Nine Jewels "નામનો લેખ The Indian Culture (Vol. VI )મા પૃ ૧૯૧-૨૧૦ અને પૃ. ૩૭૭-૩૯૨ મા એમ બે કટકે છપાયેલો છે. એના ૧૯૧મા પૃષ્ઠમાં તેઓ કહે છે કે નવ રત્નો એ **ચંદ્રગુપ્ત** બીજાના સમકાલીન છે, **વરરુચિ** એ પહેલા **વિક્રમાદિત્ય**ના અને પછી **કુમારગુપ્ત**ના દરબારી **સુબન્ધુના** મામા થાય છે અને **વેતાલભટ્ટ**નુ નામ જ **વિક્રમાદિત્ય**ના વેતાલો સાથેના સબધનું મૂળ છે.

પૃ ૧૯૨માં તેમજ પૃ. ૨૦૮મા એમણે કહ્યુ છે કે ધન્વન્તરિ **હરિ** અને **સમુદ્રગુપ્ત**ના અલ્લાહાબાદના શિલાલેખના લેખક ખાદ્યટ-પાકિક **હરિષેણ** બંને એક હોવા સંભવ છે.

પૃ. ૩૭૯-૩૮૦મા એમણે કહ્યુ છે કે **વરરુચિ**એ **પત્રકૌમુદી** રચી છે અને એમાં એણે **વિક્રમાદિત્ય**ની સૂચનાથી એ રચ્યાનું સૂચવ્યુ છે એટલે **વરરુચિ** **વિક્રમ**નો સમકાલીન છે.

પૃ. ૩૮૦-૩૮૧મા **શ્રુતસેન** તે **સિદ્ધસેન દિવાકર** છે એમ તેઓ જણાવે છે. **જ્યોતિર્વિદાભરણ** (અ. ૨૨, શ્લો. ૯)માં **શ્રુતસેન**નો ઉલ્લેખ છે.

**અમરસિંહ** એ ઈ. સ. ૪૦૦ની આસપાસ થઈ ગયેલ છે એમ જે કેટલાક વિદ્વાનોએ કહ્યુ છે તે બરાબર છે એમ તેઓ પૃ ૩૮૧ મા કહે છે.

પૃ ૩૮૩ મા તેઓ કહે છે કે [૭૧]'જામિત્ર' જેવા મૂળે ગ્રીક શબ્દો **કાલિદાસે** અને **વરાહમિહિરે** છૂટથી વાપર્યા છે, પણ **આર્યભટે** તેમ કર્યુ નથી,

૭૦ સંસ્કૃત સાહિત્યમા શકસવતના આવા ઉલ્લેખવાળો આ પ્રથમ ગ્રથ છે.

૭૧ આને માટે diametron એવો ગ્રીક શબ્દ સૂચવાય છે 'જામિત્ર' એટલે લગ્નથી સાતમુ સ્થાન. આ શબ્દ **કુમારસંભવ** (સ. ૭, શ્લો. ૧)માં વપરાયેલો છે.

પૃ. ૩૮૫મા તેઓ **માલવિકાગ્નિમિત્ર** (૧. ૧૫)માંની "धारिणीभूतधारिण्योर्भव भर्ता शरच्छतम्"એ પંક્તિ રજુ કરે છે અને એને ગુપ્તના 'ધારણ' નામના ગોત્રની દ્યોતક ગણે છે, જો કે ડૉ. **રાયચોધરી ધારિણીને અગ્નિમિત્ર**ની પ્રથમ રાણીના નામ સાથે યોજે છે.

**જ્યોતિર્વિદાભરણ** એ **કાલિદાસની** કૃતિ છે અને એ કૃતિમાં અને **રઘુવંશ** વગેરેમાં જે સામ્ય છે તે એમણે પૃ ૩૯૦-૩૯૧મા બતાવ્યુ છે. આ તેમજ બીજી કેટલીક બાબતો તેમણે **વિવિધજ્ઞાનવિસ્તાર**ના ઈ. સ ૧૯૨૨ ના માર્ચ-મે માં છપાયેલ कालिदास व विक्रमादित्य यांच्या कालनिर्णयाची दिशा નામના મરાઠી લેખમાંથી લીધાનું સૂચવ્યું છે.

**કાલકાચાર્ય અને ગર્દભિલ્લ**—મુખ્યતયા કેટલાક આધુનિક લેખકો **ગર્દભિલ્લ**ને, **ગર્દભિલ્લ**ના પુત્રને, **ગર્દભિલ્લ** વંશના **દર્પણ** કે એવા કોઇ રાજાને કે એ રાજા પછી એની ગાદીએ આવનારને **વિક્રમાદિત્ય** તરીકે ઓળખાવે છે, પરંતુ કોઈ પ્રાચીન કૃતિમાં એવો ઉલ્લેખ હોય એમ જાણવામા નથી. **કપ્પભાસચુણ્ણિ**માં કહ્યુ છે કે ઉજ્જયિની નગરીમાં **અણિલસુત (અનિલસુત) જવ (યવ)** નામે રાજાને **ગદ્દભ (ગર્દભ)** નામે પુત્ર હતો અને **અડોલિયા** નામે એને પુત્રી હતી. એ **અડોલિયા** રૂપવતી હતી. એને જોઈને આ **ગર્દભ** કામાતુર થયો અને ધીરે ધીરે ક્ષીણ થવા લાગ્યો. એ ઉપરથી **દીહપુટ્ઠ (દીર્ઘ-પૃષ્ઠ)** નામના મંત્રીએ એની ઇચ્છા પૂર્ણ થાય એવો પ્રબંધ કર્યો. આ **ગદ્દભ** એ જ કદાચ **કાલકસૂરિ**ની બેન **સરસ્વતી** સાધ્વીને હરનાર હશે એમ મુનિ **કલ્યાણવિજયજી** પૃ. ૫૩ માં કહે છે.

**તિત્થોગાલી** (ગા. ૬૨૨)માં 'ગદ્દભ'નો ઉલ્લેખ છે. ત્યાં કહ્યું છે કે **ગદ્દભ**ના અર્થાત્ **ગર્દભિલ્લ**ના સો વર્ષ વીતતા શક રાજા થયો.

**ગર્દભિલ્લો**ના વંશનો **ભાગવતપુરાણ** (૧૨-૧-૨૭)માં અને **વિષ્ણુપુરાણ** (અં. ૪, અ. ૨૪, શ્લો. ૧૪)માં ઉલ્લેખ છે. વિશેષમાં **મત્સ્યપુરાણ, વાયુપુરાણ** અને **બ્રહ્માણ્ડપુરાણ**માં સાત ગર્ધભિન્ (ગર્ધભિલ્લ) રાજ્ય કરશે એવો નિર્દેશ છે. જુઓ **દીક્ષિત**નો પૂર્વોક્ત લેખ પૃ. ૧૯૬.

**ગર્દભિલ્લો આંધ્રો**ની શાખા હોય એમ કેટલાક માને છે. જો આ વાત સ્વીકારીએ તો **પરિમલ** ઉર્ફે **પદ્મગુપ્ત** દ્વારા **વિક્રમ**ની અગ્યારમી સદીમા રચાયેલ **નવસાહસાંકચરિત્ર**માં, **પ્રબન્ધચિન્તામણિ**માં તેમજ કેટલાક બીજા ગ્રન્થોમાં **વિક્રમાદિત્ય**ની નગરીને ઉજ્જેન કહેલી છે, જ્યારે **કથાસરિત્સાગર**મા પ્રતિષ્ઠાન એટલે કે પૈઠાણ કહી છે એ બને વિરુદ્ધ જણાતી વાતોનો મેળ મળે છે.

**કાલક** નામના એક કરતાં વધારે આચાર્ય થયા છે.[૭૨] એ બધામાં વીરસંવત્ ૪૫૩માં વિદ્યમાન અને **વવહાર** (ઉ. ૧૦)ની ચુણ્ણિમાં નિર્દિષ્ટ **કાલકસૂરિ** અત્ર પ્રસ્તુત છે. ત્યાં કહ્યુ છે કે આર્ય **કાલક** શકોને લાવ્યા હતા અન્યત્ર સૂચવાયુ છે તેમ **કાલકસૂરિ** પારિસ કુળમાં ગયા અને શકવંશી એક શાહના દરબારમાં જવા લાગ્યા. તેનું મન નિમિત્ત-જ્ઞાનથી જીતી લઈ તેઓ એને તેમજ બીજા અનેક શક મંડલિકોને-૯૬ રાજાઓને હિન્દમાં લાવ્યા. પછી (**કહાવલી**ના કથન મુજબ) એ રાજાઓએ તેમજ **ગર્દભિલ્લે** જેમનું અપમાન કર્યું હતુ એ **બલમિત્રે** અને **ભાનુમિત્રે** (લાટ દેશના બે રાજાઓએ) **ગર્દભિલ્લ** ઉપર

---

૭૨ જુઓ **ચતુર્વિંશતિપ્રબન્ધ**નો મારો ગુજરાતી અનુવાદ (પૃ. ૨૨૯-૨૩૦)

ચડાઈ કરી. **નિસીહ** (ઉ. ૧૦)ની ચુણ્ણિમાં એવો ઉલ્લેખ છે કે એ સાહિઓએ કાઠિયાવાડને ૯૬ ભાગમાં વહેચી લીધો અને આર્ય **કાલક** જેમની પાસે રહ્યા તે શાહને ત્યાંનો રાજાધિરાજ બનાવ્યો. આ પ્રમાણે જે કાલકસૂરિ વિષે નિર્દેશ **કાલકકથા** વગેરેમાં પણ જોવાય છે એ **કાલકસૂરિ** અત્ર પ્રસ્તુત છે. આ સૂરિનાં કેટલાંક કથાનકમા શાહાણુશાહિનો ઉલ્લેખ છે. **ફલીટના ગુપ્ત શિલાલેખો** (C I. I., III) No. 1 ઉપરથી જણાય છે કે **ચંદ્રગુપ્ત બીજા**ના પિતા 'શાહાનુશાહિ' બિરુદ ધરાવનાર કેટલાક મુખીઓના સંસર્ગમાં આવ્યા હતા.

**ખારવેલ**—હાથીગુંફાના શિલાલેખ ઉપરથી જણાય છે કે **ખારવેલ**ને 'મહામેઘવાહન'ની ઉપાધિ હતી. મેઘવાહનનો અર્થ 'ઇન્દ્ર' થાય છે એટલે એની ઉપાધિનો અર્થ 'મહેન્દ્ર' થશે. **કાલિદાસે** જે **મહેંદ્ર**નો[૭૩] **વિક્રમોર્વશિય**માં નિર્દેશ કર્યો છે, તે **કાલિદાસ**ના આશ્રયદાતા છે અથવા એમના પૂર્વજ છે એમ કહેવાય છે. **કાલિદાસ**નો સમય ઇ. સ પૂર્વેનો છે એમ કેટલાક માને છે અને કેટલાક તો ગુપ્તસમયને ૪૦૦ વર્ષ જેટલો વધારે પ્રાચીન માનવા પણ તૈયાર છે.[૭૪]

**ખારવેલે** મગધ ઉપર એના રાજ્યના આઠમા અને બારમા વર્ષમાં એમ બે વાર ચઢાઈ કરી હતી. આ બીજી વારની ચઢાઇ વખતે, મગધરાજ **નંદ** કલિંગમાંથી[૭૫] જે જિનમૂર્તિ ઉઠાવી પાટલિપુત્ર લઇ ગયો હતો તે એણે પાછી મેળવી. વિશેષમાં એણે મૌર્ય કાલમાં નષ્ટપ્રાય થયેલા અંગસપ્તિકનો, ચોથા ભાગનો પુનરુદ્ધાર કરાવ્યો. આ ઉપરથી આ કલિંગચક્રવર્તી જૈન ધર્મનો રાગી હતો એ વાત તરી આવે છે. વિશેષમાં **હિમવંતથેરાવલી**ના ગુજરાતી ભાષાંતરમાં સૂચવાયું છે કે **ખારવેલ**ની રાજધાની **સમુદ્રને કિનારે** હોવાથી જેમ **ખારવેલ**ને 'ખારવેલાધિપતિ' કહેવામાં આવે છે તેમ એ નિર્ગ્રન્થ ભિક્ષુઓની ભક્તિ કરનાર હોવાથી એનુ નામ **ભિક્ખુરાય** પણ પડયુ હતું. એ રાજા 'ચેટ' વંશનો હતો. એનો સ્વર્ગવાસ વીરસંવત્ ૩૩૦ માં થયો એટલે એનો પુત્ર **વક્રરાય** કલિંગનો અધિપતિ થયો. એ **વક્રરાય** વીરસંવત્ ૩૬૨ માં સ્વર્ગવાસી થયો.

## નિષ્કર્ષ

(૧) દાનવીર **વિક્રમાદિત્ય**નો નિર્દેશ **ગાહાસત્તસઈ** કરતાં કોઇ પ્રાચીન ઉપલબ્ધ થયેલા ગ્રન્થમા નથી.

(૨) શ્રીવિક્રમ એ શબ્દનો પ્રાચીનમાં પ્રાચીન ઉલ્લેખ **સમુદ્રગુપ્ત**ની મુદ્રામાં છે.

(૩) 'વિક્રમાદિત્ય'ની ઉપાધિ ધારણ કરનાર **ચંદ્રગુપ્ત** બીજા કરતાં કોઇ એનાથી પ્રાચીન રાજાની એ ઉપાધિ હોય એમ જણાતું નથી.

(૪) શ્રીવિક્રમ, વિક્રમાદિત્ય અને મહેન્દ્રાદિત્યની ગુપ્તવંશી રાજાઓએ ધારણ કરેલી ઉપાધિ તે તે નામના પૂર્વે થઈ ગયેલા પ્રતાપી રાજાઓના જેટલી પોતાની મહત્તા દર્શા-

---

૭૩ પ્રસ્તુત ઉલ્લેખો નીચે મુજબ છે:

दिष्टया महेन्द्रोपकारपर्याप्तेन विक्रममहिम्ना वर्धते भवान् ( અં ૧ ), किं प्रभावदर्शिना महेन्द्रेण ( અં. ૧ ), सदृशं पुरुषान्तरविदो महेन्द्रस्य (અં. ૩), इदाना महेन्द्रसङ्कीर्तनेन स्मारित ( અં. ૨), અને स्वय महेन्द्रेण स्मृत ( અં ૫ ).

૭૪ જુઓ ટિપ્પણ ૭૮ ગત અંગ્રેજી લેખ.

૭૫ કલિંગ એટલે અત્યારનો ઓરિસા પ્રાન્ત.

વવા માટે હોય તો ના નહિ-બલ્કે તેનો વિશેષ સંભવ છે.

(૫) વિક્રમાદિત્યનું નામ બૌદ્ધ પરંપરામા કે પૌરાણિક વંશાવલીમાં જણાતુ નથી.

(૬) વિક્રમસંવત્ એવા સ્પષ્ટ ઉલ્લેખવાળો જુનામા જુનો શિલાલેખ વિ. સં. ૮૯૧નો છે.

(૭) જે જૈન ગ્રન્થોમા વિક્રમસંવત્ એવા સ્પષ્ટ નિર્દેશવાળા રચના-સમય છે એ બધામાં વિ. સ ૧૦૨૯માં રચાયેલી **પાઈયલચ્છીનામમાલા** જેટલી પ્રાચીન કૃતિઓ ગણીગાંઠી છે.

(૮) વિક્રમની નવમી શતાબ્દીમા રચાયેલાના ઉલ્લેખવાળો એવો એક ગ્રંથ જણાતો નથી.

(૯) **વિક્રમાદિત્ય**ના જીવનને લગતી સ્વતંત્ર કૃતિ લગભગ વિ. સ ૧૨૯૦ની પૂર્વેની મળતી નથી.

(૧૦) અન્યાન્ય હકીકતોની સાથે **વિક્રમ**ના જીવન ઉપર પ્રકાશ પાડનારી ઉપલબ્ધ કૃતિ **વિક્રમ**ની અગ્યારમી સદીથી પૂર્વેની ઉપલબ્ધ થઈ નથી.

(૧૧) 'માલવગણસ્થિતિ'ના અર્થના સંબંધમા મતભેદને અવકાશ છે.

(૧૨) 'ગર્દભિલ્લ' એ રાજાનુ નામ છે કે રાજવંશનું નામ છે એ બાબનનો વિચાર કરતા એ રાજવશનુ નામ છે એમ માનવુ વધારે યુક્તિયુક્ત જણાય છે.

(૧૩) **ચંદ્રગુપ્ત** બીજાની પછી થયેલો 'વિક્રમાદિત્ય' નામવાળો કે ઉપાધિવાળો કોઇ રાજા એ પરોપકારશીલ શકારિ **વિક્રમાદિત્ય** છે અને એણે વિક્રમસંવત્ પ્રવર્તાવ્યો છે એમ માનવાને કશું કારણ નથી.

(૧૪) **ચંદ્રગુપ્ત** બીજો તે પ્રસ્તુત **વિક્રમાદિત્ય** છે અને એ વિક્રમસંવત્નો પ્રવર્તક છે એ મત તદ્દન નિરાધાર નથી. એની તરફેણમા જેમ કેટલુંક કહી શકાય તેમ છે તેમ એની વિરુદ્ધમાં પણ સબળ દલીલ રજૂ થઈ શકે તેમ છે.

(૧૫) **ચન્દ્રગુપ્ત** બીજાની પૂર્વે થઇ ગયેલા કોઈ રાજાએ ચલાવેલો સંવત્ તે વિક્રમસંવત્ છે અને એ રાજા તે **કનિષ્ક**, **એઝીઝ**, **ગર્દભિલ્લ**, **ગર્દભિલ્લ**નો પુત્ર, **બલમિત્ર** કે **ખારવેલ** હશે એમ મનાય છે. આ પ્રત્યેક માન્યતાને થોડોઘણો પણ ટેકો છે.

(૧૬) મારુ અંગત માનવુ અત્યારે એ થાય છે કે જેણે માળવા પર રાજ્ય કર્યું હોય-જેની રાજધાની ઉજ્જેન હોય, જે શકોના સમાગમમા આવ્યો હોય, જેનું પરાક્રમ પ્રશસાપાત્ર બન્યું હોય, જે લોકપ્રિય થયો હોય અને તેમ થવાથી જેના જીવનવૃત્તાંત સાથે જાતજાતની દંતકથાઓ જોડાયેલી હોય તેના નામથી વિક્રમસંવત્ પ્રવર્તેલો છે. જો આ મતવ્ય સાચુ હોય તો એ દૃષ્ટિએ વિચારતા કાસ્મીરનો રાજા **વિક્રમાદિત્ય** પ્રસ્તુત નથી, કેમકે એની રાજધાની તો ઉજ્જેન નથી. એની સામે બીજો વાંધો એ છે કે એ શકોનો હરાવનાર કે મિત્ર નથી, કેમકે ઇ. સ. ૪૦૨મા **ચન્દ્રગુપ્ત** બીજાએ રુદ્રસિંહને હરાવ્યો અને પાંચ સાત વર્ષમાં શકોની સત્તા હિન્દમાંથી પરવારી ગઈ એટલે એના સમયમા તો શકો ભારતવર્ષમાંથી જતા રહ્યા હતા. હુણારિ **યશોવર્મન**-ની સામે આ વાંધો છે. એ ઉપરાત એ પણ વાંધો ઉડાવી શકાય તેમ છે કે એક સંવત્ ચાલતો હોય તેનુ નામ બદલવું અને સાથે સાથે એ પૂર્વેના સવત્ની સાલની ચાલુ ગણનરી રાખવી એ અસભવિત નહિ તો [૭૬]વિલક્ષણ ઘટના તો છે જ, એટલે માલવસવત્નું

૭૬ **ભારતીય પ્રાચીન લિપિમાલામાં** કેટલાક સવતોનાં એક કરતાં વધારે નામ હોવાનુ સૂચવ્યુ છે. જેમકે—

વિક્રમસંવત્સર તરીકે રૂપાન્તર **યશોવર્મન** કરે કે માળવાની પ્રજા કરે કે બંને મળીને તેમ કરે અને સાલ ચાલુ ગણે, નહિ કે એકથી શરૂ કરે એ માનતાં જરૂર ખંચાવું પડે છે.

**ચન્દ્રગુપ્ત** બીજાને પણ વિક્રમસંવત્‌ના પ્રવર્તક માનવામાં આ વાંધો આવે છે. અને બીજો વાંધો એ છે કે એના દાદાએ ગુપ્તસંવત્ ચલાવ્યો તેને એ માન ન આપે એ વધારો પડતું છે. વળી એણે વિક્રમસંવત્ ચલાવ્યો તો એના પૌત્ર **સ્કંદગુપ્ત**ના ગિરનારની ખડક ઉપરના લેખમાં તેમજ એની પછીના 'ગુપ્ત'વંશના રાજાઓના લેખમાં ગુપ્ત ગણના કેમ છે?

**ગર્દભિલ્લ**ને–**દર્પણ**ને **વિક્રમાદિત્ય** અને વિક્રમસંવત્‌ના પ્રવર્તક માનવામાં એની દુષ્ટતા–**સરસ્વતી** સાધ્વીના અપહરણની બીના આડખીલી રૂપ છે, કેમકે આ ઘટના ખોટી માનવાનું કંઇ કારણ જણાતું નથી એટલે એને સાચી માનીએ તો પરદુઃખભંજન, પરોપકારી, સદાચારી એવાં વિશેષણોથી વધાવતો **વિક્રમાદિત્ય** આ સંભવી શકતો નથી. હા, એનો પુત્ર પ્રસ્તુત **વિક્રમાદિત્ય** હોય તો એની ના નહિ, પણ એનું એવું નામ છે ખરું? **ગર્દભિલ્લ**નુ બીજું નામ **ગંધર્વસેન** છે એમ કેટલાક માને છે પણ તે કેટલે અંશે વ્યાજબી છે?

**ગર્દભિલ્લ**નો પરાજય કરવામાં શકોનો અને **બલમિત્ર** તેમજ **ભાનુમિત્ર**નો હાથ છે એ વાત સ્વીકારીએ તો એના પછી કાં તો શકો કે કાં તો **બલમિત્ર** કે **ભાનુમિત્ર** ગાદી ઉપર આવે. શકોએ ચાર વર્ષ સુધી રાજ્ય કર્યાનો ઉલ્લેખ મળે છે, પણ ત્યાર બાદ તો **બલમિત્ર**નું નામ ગણાવાય છે. આ ઘટના સમજાતી નથી, કેમકે શું શકોએ પોતાની મેળે એને રાજગાદી સોંપી દીધી કે **બલમિત્રે** એમની પાસેથી ઝૂટવી લીધી? ગમે તેમ પણ જો **બલમિત્ર**ને ગાદી મળી હોય તો કાલાંતરે એ 'શકારિ' ગણાય; કેમકે 'એને શકો સાથેની' લડાઇમાં હારેલા **ગર્દભિલ્લ**નો વારસદાર ગણવાની–એના પુત્ર ગણવાની આગળ ઉપરની જનતા કદાચ ભૂલ કરે. પણ જો **સિદ્ધસેન દિવાકરે વિક્રમાદિત્ય**ને પ્રતિબોધ પમાડ્યો હતો એ સાચું હોય તો એ **વિક્રમાદિત્ય** તે આ એમ માનવામાં એક વાંધો એ છે કે એ બંનેનો સમય અત્યાર સુધીના સંશોધન મુજબ ભિન્ન છે. કદાચ એ બંને સમકાલીન ઠરે, તો પણ **કાલકસૂરિ** જેવા આચાર્યનો ભાણેજ અજૈન હોય અને તેને પ્રતિબોધ પમાડવાની જરૂર રહે ખરી? બાકી **વિક્રમાદિત્ય** એ એના અર્થાત્ **બલમિત્ર**ના નામનો પર્યાય છે, એને થયાને લગભગ ૨૦૦૦ વર્ષ થયાં છે, એ ભારતભૂમિનો પુત્ર છે અને **કાલકસૂરિ** જેવા નિમિત્તજ્ઞાની અને ધુરંધર આચાર્યનો એ ભાણેજ છે એટલે એ દાનવીર હોય અને તેમ હોઈ એ પ્રસ્તુત **વિક્રમાદિત્ય** સંભવે ખરો.

---

પૃ ૧૫૯ સપ્તર્ષિસંવત્ = લૌકિક કાલ = લૌકિક સંવત્ = શાસ્ત્રસંવત્=પહાડીસંવત્ = કચ્ચાસંવત્

પૃ. ૧૬૧ કલિયુગસંવત્ = ભારતયુદ્ધસંવત્ = યુધિષ્ઠિરસંવત્.

પૃ. ૧૭૩ કલચુરિસંવત્ = ચેદિસંવત્ = ત્રૈકૂટકસંવત્

પૃ ૧૭૫ ગુપ્તસંવત્ = વલભીસંવત્ (કાલાન્તરે).

ડૉ. ફ્લીટ પ્રમાણે શકસંવત્ = કનિષ્કસંવત્ આ પ્રમાણે The Indian Culture (Vol. VII, p. 458)માં **પ્રબોધચન્દ્ર સેનગુપ્તે** ઉલ્લેખ કર્યો છે. અહીં જે એમનો "Kaniska's Era" નામનો લેખ (પૃ. ૪૫૭–૪૬૨માં) પ્રસિદ્ધ થયો છે તેમાં તેમણે **સૂચવ્યું** છે કે રાજા **કનિષ્ક**નો સંવત્ ઇ. સ. ૭૯ ના ડિસેમ્બરની **૨૫ મી** તારીખે એટલે **શક**ના બીજા વર્ષમાં શરૂ **થયો એમ** માનવાથી ડૉ. **કોનો**એ નોંધેલ ખરોષ્ઠી શિલાલેખો (group B)માં અપાયેલી તારીખો ઉપરથી જે શરતો ઉદ્ભવે છે તે જળવાઈ રહે છે.

ખારવેલ ગર્દભિલ્લ છે એમ માનવા માટે ગર્દભિલ્લ ઉપર જે દુષ્ટતા સેવ્યાનો આરોપ છે તે એના ઉપર આવે છે; સિવાય કે એ કોઈ બીજો ગર્દભિલ્લ હોય. જો તેમ ન હોય તો જૈનધર્મી ખારવેલ સાધ્વીનુ હરણ કરે એ મનાય તેમ નથી. વળી એ કલિંગાધિપતિ, નહિ કે માળવાધિપતિ છે. વિશેષમાં એનું નામઠામ જૈન ગ્રંથોમાં ભાગ્યે જ જોવાય છે, તો પછી એના જીવનવૃત્તાન્તની હકીકતો-દંતકથાઓ તો એમા હોય જ શાની? આવી સ્થિતિમા હું એને પ્રસ્તુત વિક્રમાદિત્ય ગણુતો નથી.

એઝીઝ એ [૭૭]પરદેશી રાજા છે, એણે માળવા પર રાજ્ય કર્યું નથી, એ 'શકારિ' નથી અને એણે પોતે વિક્રમસંવત્ ચલાવ્યાની કોઈ માન્યતા નથી એટલે એ પણ આ દૃષ્ટિએ વિક્રમાદિત્ય હોઇ શકે નહિ.

એલેકઝાન્ડરની માફક દેશ જીતવાના અને એ માટે લડાઇઓ લડવાના કોડવાળા કનિષ્કનું એના સૈનિકોને હાથે મરણ થયાનુ કહેવાય છે એટલે જો એ હકીકત સાચી હોય તો એ લોકપ્રિય બન્યો હોવાની શંકા રહે છે, અને એ ખૂબ દૂર ઉત્તર હિન્દમાં હતો એટલે ભૌગોલિક દૃષ્ટિએ માળવામાં એનો સંવત્ ચાલે એ બનવું મુશ્કેલ હતુ અને તે પણ કુશાનવંશી હોઈ અન્યનો સંવત્ પ્રવર્તાવે એ તો નવાઈ જેવું ગણાય. વળી એ રાજા બૌદ્ધધર્મી હતો એટલે જો એ વિક્રમાદિત્ય હોત તો એની પછી રચાયેલા કોઈક બૌદ્ધ ગ્રંથમાં તો એનો એ પ્રમાણે નિર્દેશ હોત, પણ તેમ ક્યાં છે? આથી આવાં કારણો વિચારતાં કનિષ્ક પ્રસ્તુત વિક્રમાદિત્ય સંભવતો નથી.

(૧૭) આજથી બે હજાર વર્ષ પૂર્વે કોઈ વિશિષ્ટ બનાવ બન્યો હોવો જોઈએ-કોઈ અપૂર્વ વિજય કોઈ રાજાને કે પ્રજાને મળ્યો હોવો જોઇએ કે જેના સ્મારક તરીકે આ નવું વર્ષ ૨૦૦૦ મુ ગણાય છે. ગમે તેમ હો ભારતવર્ષની ઓછામાં ઓછા ૨૦૦૦ વર્ષ થયાં ચાલી આવતી સંસ્કૃતિનું આ સ્મારક છે, હિન્દની અખંડ ભાવનાનું આ દ્યોતક છે, જૈન અને વૈદિક સંપ્રદાયોનુ આ સંગમ-સ્થાન છે અને માનવતાનું એ પ્રતીક છે.

જેમ સામેલા ગોઠવાતા હોય અને કદાચ કોઈક નવા આવનારા હોય એવા સમયનો નીકળતો વરઘોડો એ વરઘોડાનું સંપૂર્ણ કે અંતિમ સ્વરૂપ નથી તેમ ભારતીય પ્રાચીન ઇતિહાસ હજી ઘડાય છે-આલેખાય છે-એની સામગ્રીઓ હજી પૂર્ણતયા પ્રાપ્ત થઈ નથી અને જેટલી થઈ છે તે પણ અંતિમ સ્વરૂપમાં શિલાશલાબંધ રૂપે રજૂ થઇ નથી. આથી અત્યારે વિક્રમસંવત્‌ના પ્રવર્તક અમુક જ છે એમ નિર્વિવાદપણે પ્રતિપાદન કરવું એ સાહસ છે અને તેમાં પણ જ્યારે મને કેટલાંક[૭૮] અદ્યતન સાધનો અહીં મળી શકયાં નથી ત્યારે તેમ કરવા હું તૈયાર ન હોઉં એ દેખીતી વાત છે એટલે આગળ ઉપર એ મળશે તો આ સંબંધમાં વિશેષ વિચાર કરવાની આશા રાખતો હું વિરમુ છુ.

એમ. ટી. બી કૉલેજ, સુરત : તા. ૧૫-૧૨-૪૩

---

૭૭ Advanced History of India (પૃ. ૧૯૭)માં કહ્યું છે કે આ એઝીઝનો પિતા મોગ જેને Moa અને Moaes પણ કહે છે તે હિન્દમાં રાજ્ય કરનાર પહેલો શક-પહ્લવ છે. એ મોગે ઈ. સ પૂર્વે ૧૨૦ ની આસપાસમાં યવનોની પાસેથી પુષ્કલાવતી લઈ લીધી હતી.

૭૮ દાખલા તરીકે મરાઠી સહ્યાદ્રિના ગત ઑક્ટોબરનો અંક, Journal of Indian History Vol. XXXI, parts 1-3 માનો ધીરેન્દ્ર મૂરખજીનો The Genealogy and Chronology of the Early Imperial Gupts નામનો લેખ અને એની પ્રત્યાલોચનારૂપ જગન્નાથનો લેખ નામે Some Historical Illusions તેમજ આ લેખમાં અન્યત્ર નોંધેલી અનુપલબ્ધ સામગ્રી.

# સંવત્પ્રવર્તક રાજા વિક્રમાદિત્ય

લેખકઃ–શ્રીયુત સાકરચંદ માણેકચંદ ઘડિયાળી

'આપણા વેપારી વર્ગ તરફથી દર દિવાળીએ નવા વર્ષના ચોપડા લખાય છે, અને એ દિવસને મુહૂર્તનો દિવસ ગણવામાં આવતો હોવાથી, એ વખતે શુભ શરૂઆત થાય તે માટે મોટી ધામધૂમથી શારદાપૂજન થાય છે, આનંદનાં વાજાં વગડાવાય છે, અને મુહૂર્તના સોદા કરીને આખું વર્ષ આનંદ વચ્ચે પસાર થશે એવી આશાઓ સેવાય છે. હાલમાં કેટલાક જૈન વેપારીઓ જૈન વિધિથી પણ શારદાપૂજન કરે છે, અને ચોપડાની શરૂઆત કરતાં શ્રી ગૌતમસ્વામીને પણ યાદ કરી લે છે. એ જૈન વિધિનું પૂજન આવકારદાયક છે; તે માટે કાંઈ કહેવાનું નથી. પણ ઘણા જૈન ભાઈઓ એ વાત જાણતા નથી કે જે વીર વિક્રમાદિત્યનું ૨૦૦૦ મુ વર્ષ તેઓએ ચોપડામા શરૂ કર્યું છે તે વીર વિક્રમ પોતે પણ જૈન હતા–ચુસ્ત જૈન હતા, અને તેઓએ પરદુઃખભંજન તરીકેનું બિરુદ જૈન આમન્યા અને જૈનધર્મ સ્વીકાર્યા બાદ જ મેળવ્યું હતુ, એટલુ જ નહિ પણ એ વીર વિક્રમે મોટો ભવ્ય સંઘ કાઢીને પાલીતાણાની યાત્રા કરી હતી, અને શ્રાવકોનાં વ્રત ગ્રહણ કરીને પોતાના રાજ્યમાં કોઈ પણ જીવ દુઃખી ન થાય એવી રીતે રાજ્ય કરીને, આખી પ્રજાનો ચાહ જીતી લીધો હતો અને પરિણામે તેનો સંવત્ ચાલુ થયો હતો.

## રાજા વિક્રમ ક્યારે થયા ?

રાજા વિક્રમ ક્યારે થયા, તે વિષે અત્યારના વિદ્વાનોમા મોટો મતભેદ છે. કેટલાકનો મત તો એવો પણ છે કે રાજા વિક્રમાદિત્ય જેવી કોઈપણ વ્યક્તિ થઈ જ નથી. બીજા કેટલાકોનો મત એવો છે કે ૨૦૦૦ વર્ષ પર સવત્પ્રવર્તક રાજા વિક્રમાદિત્ય થયા જ નથી, પણ જેઓએ પોતાનો સવત્ ચલાવ્યો, તે વીર વિક્રમાદિત્ય પાછલથી ઘણી સદિઓ પછી થયા હતા. આ સબધમા બીજા કેટલાક વિદ્વાનો પોતાના તરફથી જુદા જુદા વિચારો રજૂ કરે છે. આ સંબધમાં "પ્રાચીન ભારતવર્ષ"માં ઘણો ઊહાપોહ કરવામા આવ્યો છે. "પ્રાચીન ભારતવર્ષ"ના વિદ્વાન્ લેખક, ડૉકટર શ્રી ત્રિભોવનદાસ લહેરચંદ શાહે એ સંબંધમાં પોતાના પુસ્તકના ચોથા ભાગમાં લબાણુ ચર્ચા ચલાવી છે, અને તે ઘણી વાચવા લાયક છે. તે ઉપર વિદ્વાનોનું હુ ધ્યાન ખેચું છુ.

પણ શ્રી વીર વિક્રમાદિત્ય સબધમા માત્ર "પ્રાચીન ભારતવર્ષ"મા જ ઊહાપોહ કરવામાં આવ્યો છે, એવી માન્યતા જો કેટલાકો ધરાવતા હોય તો તે બરોબર નથી. વળી અન્ય દર્શનીઓ જેમ જણાવે છે તેમ વીર વિક્રમાદિત્ય જૈન હતા જ નહિ, એ માન્યતા પણ બરાબર નથી. શ્રી વીર વિક્રમાદિત્ય ૨૦૦૦ વર્ષ અગાઉ થયા હતા અને પોતાની વૃદ્ધાવસ્થામા જૈનધર્મના ચુસ્ત અનુયાયી હતા, એ બાબતને ટેકો આપનારાં સેકડો વર્ષો અગાઉ લખાયેલ ઘણા પુસ્તકો મળી આવે છે શ્રી વીર વિક્રમના આયુષ્ય અને રાજ્યકાળ સંબંધમાં પણ ઘણો મતભેદ છે કેટલાકોનુ એવું મતવ્ય છે કે એ રાજા અઢાર વર્ષની ઉમરે અવંતી–ઉજ્જૈનની ગાદી પર આવ્યા હતા અને ૬૦ વર્ષો સુધી રાજ્ય કરી મરણ

પામ્યા હતા. ડૉ. ત્રિભોવનદાસ લહેરચંદ શાહ એ મતના જણાય છે, અને તે સંબંધમાં તેમણે "પ્રાચીન ભારતવર્ષ"માં લંબાણથી ચર્ચા ચલાવી છે. પણ બીજાં પુસ્તકોમાંથી એવી વિગતો મળી આવે છે કે વીર વિક્રમાદિત્યે ૧૧૧ વર્ષનું આયુષ્ય ભોગવ્યું હતું, અને ૬૩ વર્ષો સુધી રાજ્ય કર્યું હતુ. સ્વર્ગવાસી શ્રી ચમનલાલ સંઘવીએ પણ વીર વિક્રમ સંબંધમાં કેટલીક શોધખોળ કરી હતી. અને તેઓ એવા નિર્ણય પર આવ્યા હતા કે એ રાજા બે હજાર વર્ષો અગાઉ થયા હતા, અને તેઓએ જ વિક્રમસંવત્ ચલાવ્યો હતો. આપણે પણ, જુદાં જુદાં પુસ્તકોના આધારે અત્રે એ વિચાર કરીશું કે વીર વિક્રમ ક્યારે થયા? તેમનો સંવત્ ક્યારે શરૂ થયો? તેમનાં માતા અને પિતા કોણ હતાં? તેમણે "પરદુઃખ ભંજન"નું બિરુદ કેવી રીતે મેળવ્યુ? તેમની પ્રજા તેમને શા કારણથી ચાહતી હતી?

## વીર વિક્રમાદિત્યના પિતા કોણ?

ભારતીય ગ્રંથોમાં એવી ગણત્રી મળી આવે છે કે ઈ. સ પૂર્વે ૬૫ ના અરસામાં ઉજ્જૈન-અવંતીમાં દર્પણ નામે રાજા રાજ્ય કરતો હતો, અને એ રાજા દર્પણ તે જ વીર વિક્રમાદિત્યના પિતા હતા. "કથાસરિત્સાગર" નામના કથાગ્રંથમાં એ નૃપતિને મહેન્દ્ર નામે લખેલ છે, જ્યારે બીજા ગ્રંથોમાં એ રાજાનું નામ "ગર્દભિલ્લ" તેમજ "ગર્ધવસેન" હતું એમ માલમ પડે છે. "દર્પણ" અથવા "ગર્દભિલ્લે" અથવા "ગર્ધવસેને" ગર્દભી નામની વિદ્યા સાધ્ય કરી હતી, અને એ વિદ્યાના પ્રતાપથી એ ગર્દભિલ્લ રાજા પોતાની સત્તા ટકાવી શક્યો હતો, તેથી તેનો વંશ "ગર્દભિલ્લ" નામે પ્રખ્યાતિ પામ્યો હતો. વીર વિક્રમાદિત્ય એ "ગર્દભિલ્લ વંશ"ના બીજા રાજા હતા.

## ગર્દભિલ્લ અથવા ગર્ધવસેન

એમ કહેવાય છે કે-ગર્દભિલ્લ અથવા ગર્ધવસેન રાજા મંત્રવિદ્યાથી ગર્દભ-ગધેડાનું રૂપ ધારણ કરી શકતો હતો અને એ સ્થિતિમાં રૂપવતી સ્ત્રીઓને ઉપાડી જતો હતો. વિદ્યાભૂષણ પંડિત ભૂજબલી શાસ્ત્રી અને પ્રોફેસર શ્રી દેવસહાય ત્રિવેદી એમ.એ. ના જણાવ્યા પ્રમાણે એ ગર્દભિલ્લ રાજાનાં લગ્ન ગુજરાતના રાજા તામ્રલિપ્તર્ષિની કન્યા મદનરેખા સાથે થયાં હતાં. અને એ મદનરેખા રાણીથી વીર વિક્રમાદિત્યનો જન્મ થયો હતો. એ ઉપરથી માનવાને કારણ મળે છે કે વીર વિક્રમાદિત્યના પિતાનું નામ "ગર્દભિલ્લ" "ગર્ધવસેન" કે "દર્પણ" હતું, જ્યારે તેમની માતાનુ નામ રાણી મદનરેખા હતું. "અભિધાનરાજેન્દ્ર"માં રાજા "ગર્દભિલ્લ" નો સમય વીરસંવત્ ૪૫૩ થી ૪૬૬ સુધીનો જણાવેલો છેઃ એટલે કે વિક્રમ સંવત્ પૂર્વે ૧૭ થી વિક્રમસંવત્ પૂર્વે ૪ સુધી ગર્દભિલ્લે રાજ્ય કર્યું હતું. વિક્રમસંવત્ ( ૮૫૦ મા થયેલા જિનસેન વિષે બીહાર ઓરિસા રિસર્ચ સોસાયટી જર્નલ (Bihar Orissa Research Society Journal )ના ૧૬ મા પુસ્તકના ૨૩૪ મા પાના પર ઉલ્લેખ છે. જિનસેન જણાવે છે કે ગર્દભિલ્લનો કાળ વીરસંવત્ ૩૪૫ થી ૪૪૫ સુધીનો હોવો જોઈએ.

## શ્રી કાલકાચાર્ય

રાજા શ્રી ગર્દભિલ્લના નામ સાથે શ્રી કાલકાચાર્ય નામના જૈનોના એક મહાન આચાર્યનુ નામ જોડાએલું છે. એ કાલકાચાર્ય સંબંધમાં અમેરિકાના અને જર્મનીના વિદ્વાનોએ પણ ઘણું લખ્યું છે. વોશીંગટન ( અમેરિકા ) ના વિલિયમ નાર્મન બાઉને

"કાલકાચાર્ય કથાનક" નામનુ પુસ્તક લખ્યું છે, તેમાં તેઓએ જણાવ્યું હતું કે "કાલકાચાર્ય કથાનક" નો રચનાકાળ ચોક્કસપણે નક્કી થઈ શકતો નથી. એ કથાનક, શ્રી ભદ્રબાહુ-રચિત 'કલ્પસૂત્ર'ના પરિશિષ્ટમાં પ્રાયે મળી આવે છે. એ કલ્પસૂત્ર વિક્રમસંવત્ ૫૧૦ પૂર્વે માત્ર યતિઓ જ વાંચતા હતા; પણ તે પછી તે યતિઓ તરફથી ગૃહસ્થો સમક્ષ પણ વાંચવામાં આવતુ હતું. એ કાલકાચાર્યે જ સંવત્સરીનો ભાદ્રપદ શુદિ પાંચમનો દિવસ ફેરવીને ભાદ્રપદ ચોથનો કર્યો હતો શ્રી કુમારપાલ રાજાના સમયમાં અહિંસાધર્મનો ડંકો વગડાવનાર શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે રચેલા ગ્રંથ શ્રી "યોગશાસ્ત્રવૃત્તિ" માં શ્રી કાલકાચાર્ય વિષે ઉલ્લેખ છે મુનિરાજ શ્રી કલ્યાણવિજયજી મહારાજે "અભિકાલક" નામના પુસ્તકના ૯૪-૧૨૦ પૃષ્ઠોમાં શ્રી કાલકાચાર્ય વિષે લખ્યું છે. વળી કાશી નાગરીપ્રચારિણી સભાએ પ્રગટ કરેલ 'દ્વિવેદીઅભિનંદનગ્રંથ'મા શ્રી કાલકાચાર્ય વિષે એક લેખ લખ્યો છે. ખરતરગચ્છની પટ્ટાવલી તપાસતા તેમા ત્રણ કાલકાચાર્ય થયાનો ઉલ્લેખ મળે છે. પુહેલા કાલકાચાર્યનો સ્વર્ગવાસ વીરસંવત્ ૩૭૬ માં અથવા વિક્રમસંવત્ પૂર્વે ૯૪ માં ૯૧ વર્ષની ઉમરે થયો હતો. બીજા કાલકાચાર્યનું મૃત્યુ વીરસંવત્ ૪૫૩ માં અથવા વિક્રમસંવત્ પૂર્વે ૧૭ ના વર્ષમાં થયુ હતુ. ધર્મપ્રભસૂરિએ લખેલ હસ્તલિખિત પ્રતમાં આ વિગત છે. આ બીજા કાલકાચાર્યની બહેન સરસ્વતી વિષે જે ઉલ્લેખ હવે પછી થવાનો છે, તેને રાજા ગર્દભિલ્લ ઉપાડી ગયો હતો અને પિતાના રાજમહેલમા તેને બેસાડી હતી. એ જ સરસ્વતીને ગર્દભિલ્લની હાર પછી વિક્રમસંવત્ પૂર્વે ૧૭ મા વર્ષમાં ફરીથી સાધ્વી-દીક્ષા અપાઇ હતી, એમ આ ઉપરથી ધારી શકાય છે. ત્રીજા કાલકાચાર્ય વીરસંવત્ ૯૯૩ માં અથવા વિક્રમસંવત્ ૫૨૩ મા થયા હતા. પ્રથમ કાલકાચાર્યે પ્રજ્ઞાપનાસૂત્રની રચના કરી હતી, એવી માન્યતા છે

## સાધ્વી સરસ્વતી અને ગર્દભિલ્લ

"કાલકાચાર્ય કથાનક"ના પૃષ્ઠ ૩૮ મા જણાવ્યા પ્રમાણે કાલકાચાર્ય (બીજા)ની બ્હેન નામે સરસ્વતી સર્વલાવણ્યસંપન્ન હતી. એક વખતે શ્રી કાલકાચાર્ય બિહારમાં વિચરતા હતા અને તેમની બેન સરસ્વતીએ પણ સાધ્વી-દીક્ષા લીધી હોવાથી તે પણ બિહારમાં વિહાર કરતી હતી. ત્યારે અવંતીનાથ ગર્ધવસેને તેને જોઈ અને તેને બળથી પકડાવી મંગાવી પોતાના મહેલમાં દાખલ કરી દીધી. આ સામે શ્રી કાલકાચાર્યે વાંધો લીધો અને રાજા ગર્ધવસેનને અનેક દૃષ્ટાંતો આપી સાધ્વી સરસ્વતીને છોડી દેવા સમજાવ્યો. તે છતા રાજા ગર્દભિલ્લ ન સમજ્યો. આથી શ્રી સંઘની રક્ષા અર્થે શ્રી કાલકાચાર્યે સાધુ વસ્ત્રોનો ત્યાગ કર્યો અને ઈરાન તરફ પ્રયાણ કર્યું. ઈરાનમાં તે વખતે શક કુલના રાજાઓ રાજ્ય કરતા હતા.

## કાલકાચાર્ય સિસ્થાનમાં

વિદ્યાભૂષણ પંડિત ભુજબલી શાસ્ત્રી અને પ્રોફેસર શ્રીદેવસહાય ત્રિવેદી એમ. એ.ના જણાવ્યા પ્રમાણે "તે વખતે સિસ્થાનમા (શકસ્થાનમા) શાહાનશાહીઓ રાજ્ય કરતા હતા. અને દરબારી સામંતોને શાહી કહેતા હતા. શ્રી કાલકસૂરિ એક શાહીને ત્યા જઇને રહ્યા. એક વખત એવું બન્યુ કે શાહાનશાહે, જે શાહીને ત્યા શ્રી કાલકાચાર્ય ઊતર્યા હતા ત્યાં, એક દૂતને મોકલ્યો. એ દૂતને જોતા પેલા શાહીનુ મો ઊતરી ગયુ. શ્રી કાલકાચાર્યે પેલા શાહીને દિલગીરીમા જોઈ, તેનું કારણ પૂછ્યુ. પેલા શાહીએ જવાબમાં

જણાવ્યુ કે શાહાનશાહ જેના ઉપર કોપે છે, તેને ત્યા એક દૂત સાથે તલવાર મોકલે છે, અને જે માણસને તે તલવાર લેવાની હોય છે તે તે તલવાર લઇને તેનાથી પોતાનું ગળું કાપી આપઘાત કરે છે. જો તે આપઘાત ન કરે તો શાહાનશાહ આખા કુટુંબનો નાશ કરે છે. આવા ૯૫ (પચાણુ) શાહી સામંતો ઉપર શાહાનશાહ કોપ્યો છે, અને તે બધાને આપઘાત કરવો પડશે.

શ્રી કાલકાચાર્યે, ઉપરની બાબત જાણ્યાં બાદ, સિસ્થાન (શકસ્થાન)ના ૯૫ શાહીઓને સમજાવ્યુ કે તેઓએ આપઘાત કરવાની જરૂર નથી. તેઓ બધાએ સિસ્થાન છોડીને ભરતખંડ અથવા હિંદુસ્થાન આવવા તૈયાર થવુ અને તે (કાલકાચાર્ય) તેમને ભરતખંડ અથવા હિંદુસ્થાનમા સારી સ્થિતિમા મૂકશે. આથી તે શાહીઓના બધાં ૯૫ કુટુંબો, પોતાના નોકર અને મીલકત સાથે, મોટી સંખ્યામાં, હથીઆરથી સજ્જ થઇને, હિન્દુઓના દેશમા, સિંધુનદી ઓળગીને ગયા, અને સુરાટ વિષય (સુરત કે સૌરાષ્ટ્ર)માં પહોચ્યા. એ વખતે વર્ષાઋતુની શરૂઆત થવાથી તેઓ નાની સંખ્યામા વહેચાઇ ગયા અને જુદા જુદા સ્થાને રહ્યા. શરદઋતુ શરૂ થતા શ્રી કાલકાચાર્યે શાહીઓને એકત્ર કર્યા અને ઉજ્જૈન પર ચઢાઇ કરવા તૈયાર કર્યા. એ વખતે શ્રી કાલકાચાર્યે શાહીઓને પુષ્કળ ધન આપીને ઉત્તેજન આપ્યુ અને લાટના રાજાની સહાય મેળવી ઉજ્જૈનને ચારે તરફથી ઘેરો ઘાલ્યો.

### ગર્દભિલ્લની હાર અને તેની નાસભાગ

ગર્દભિલ્લ આ ઘેરાથી ગભરાયો તેનુ લશ્કર આ ઘેરા સામે લડી ન શક્યુ. એથી છેવટના ઉપાય તરીકે રાજા ગર્દભિલ્લે જાહેર કર્યુ કે તે બીજે દિવસે ગર્દભી વિદ્યાનો ઉપયોગ કરશેઃ એ વિદ્યાના પ્રતાપથી એક ગધેડી કિલ્લા (કોટ) પર દેખાશે અને મોઢેથી ભૂંકશે, અને જે કોઇ સીપાહી તેનો અવાજ સાભળશે તે બેહોશ થશે, તેના મોંમાંથી લોહી વહેશે અને તે મરણ પામશે. આ ખબર મળતા શ્રી કાલિકાચાર્યે શાહીઓમાંથી ૨૦૦ ચુનંદા તીરંદાજોને તૈયાર કર્યા અને તેમને હુકમ આપ્યો કે તેઓએ જે વખતે કિલ્લા પર ગધેડી ભૂકવા માટે મો ઉઘાડે ત્યારે એક સાથે ૨૦૦ તીર ધનુષ્યમાથી છોડીને ગધેડીનુ મોં ભરી દેવું અને તેને ભૂંકવા દેવી નહી.

બીજે દિવસે ગર્દભિલ્લે જાહેર કર્યા મુજબ ગધેડીએ દેખાવ દઇને ભૂંકવા માટે મોં ઉઘાડ્યુ કે ૨૦૦ ધનુષ્યમાંથી એક સાથે બાણ છૂટયા અને ગધેડીનુ મો તીરોથી ભરાઇ ગયુ, અને ગધેડી ભૂંકી શકી નહી. પરિણામે શ્રી કાલકાચાર્ય સાથેનુ શક લશ્કર ઉજ્જૈનમા દાખલ થયુ અને ગર્દભિલ્લની હાર થઇ અને ગર્દભિલ્લ નાસી ગયો. આ પછી, એમ જણાય છે કે ઉજ્જૈનમા શક લોકોમાનો એક આગેવાન શક રાજ્યગાદી પર બેઠો. આ શક લોકો શકસ્થાન (સિસ્તાન)ના હતા તેથી તેઓ શક કહેવાયા અને તેમનુ રાજ્ય શક લોકોનું રાજ્ય કહેવાયુ.

### શક લોકો

પ્રોફેસર ડૉક્ટર સ્ટેનકોનો, "ઇન્સ્ક્રીપશન્સ ઇન્ડીકેરમ" નામના સને ૧૯૨૯ માં ઓક્સફર્ડ પ્રેસમાં છપાયેલ પુસ્તકના બીજા ભાગમા જણાવે છે કે શકો પહેલાં પામીરમાં હિંદુકુશની ઉત્તરમા અને બલ્ખ અને સાગડિયાનાના પૂર્વમાં વસતા હતા. તેઓની વસ્તી કાસ્પીઅન સમુદ્ર સુધી ફેલાયેલ હતી અને પાછળથી તેઓ સિસ્તાન (શકસ્થાન)માં પણ

વસ્યા હતા. પારસી ગ્રંથોમાં આ બિનાને ટેકો આપનારી હકીકત આવે છે. ચિનના ગ્રંથોમાં પણ આ વાતને સમર્થન કરનાર બિના મળે છે. તે પછી ઇસ્વીસનની પૂર્વે પહેલી સદીમાં શક લોકો સિંધમાં આવી વસ્યા હતા. ઇસ્વીસન પૂર્વે ૮૮ માં બીજા મિથ્રેડટસનું મરણ થયા બાદ સિસ્તાનના શક લોકો પાર્થિયાથી સ્વતંત્ર થઈ ગયા અને સિંધમાં ગયા. ઈસ્વીસન ૧૬૦ મા ટાલેમી નામના લેખકે જણાવ્યુ છે કે કાઠિયાવાડમાં શક લોકોનું રાજ્ય હતુ. ઈ. સ. પૂર્વે ૬૦ માં શક લોકોનું રાજ્ય સિંધ, કાઠિયાવાડ, અને માલવા સુધી ફેલાયલું હતું.

## ગર્દભસેનની નાસભાગ-જર્મનીમાં

સ્વર્ગવાસી શ્રી ચીમનલાલ સંઘવી જણાવે છે કે, ભારતીય ગ્રંથોમાં ગર્દભિલ્લની નાસભાગની હકીકત મળે છે, પણ તે નાસીને ક્યાં ગયો તેની નોંધ નથી. પરંતુ રોમના મહાન ઇતિહાસકાર પ્લીનીની નોંધમા નીચલી હકીકત મળી આવે છે—ઈ. સ. પૂર્વે ૬૦ માં ભારતવર્ષના વ્યાપારીઓનાં કેટલાંક સુંદર વહાણો આફ્રિકા જવા ઊપડયાં. સમુદ્રયાત્રા દરમિયાન હિંદી મહાસાગરમા તેમને એક પ્રચંડ વાવાઝોડાનું તોફાન નડતા તેમનાં કેટલાંક વહાણુ સમુદ્રને તળીયે જઈ બેઠાં. આ વ્યાપારિઓમા ઉત્તર ભારતનો કર્તુક ગલ્લ (ગર્દભિલ્લ) નામનો એક રાજવી પણ હતો. સદ્‌ભાગ્યે એ રાજવી અને તેની સાથેના બીજા કેટલાક વ્યાપારીઓ તોફાનથી બચી જવા પામ્યા. પરંતુ સમુદ્રના તોફાની પ્રવાહોથી તેઓ આડમાર્ગે ચડી ગયા. લગભગ દશ માસ પછી તેઓ છેક જર્મની (Germany)ની ખાડીમાં જઈ પહોંચ્યાં. જર્મનીમાં કેટલાક દિવસ ગાળીને તેઓ ફ્રાંસ ગયા. ફ્રાંસમા એ સમયે મિરેલસ નામનો રોમન સૂબો શાસન ચલાવતો હતો. તેણે કર્તુકગલ્લ (ગર્દભિલ્લ) તેમજ તેના સાથીઓનું ભાવપૂર્વક સ્વાગત કર્યું અને રોમન નૃપતિ ટેટસ ઉપર એક ભલામણપત્ર લખી આપ્યો. એ ભલામણપત્ર લઇને કર્તુકગલ્લ અને તેના સાથીઓ રોમ પહોંચ્યા. ટેટસે તેમનુ સ્વાગત કર્યું. વગેરે. ”

## વિક્રમનો જન્મ

ગણત્રી કરતા એમ માલમ પડે છે કે શક સામંતો, શ્રી કાલકાચાર્ય સાથે, હિંદુસ્થાનમાં ઇ. સ. પૂર્વે ૬૧ માં દાખલ થયા અને ગર્દભિલ્લને તેઓએ ઈ. સ. પૂર્વે ૫૯ મા હરાવ્યો. એ પછી ગર્દભિલ્લ નાસી ગયો અને જર્મની, ફ્રાન્સ અને રોમની મુલાકાત લઇને ઈ. સ. પૂર્વે ૫૭ મા પાછો હિંદુસ્થાનમા આવ્યો. એ પછી તેની રાણીએ તેનુ મંત્રેલું ગધેડીનું ચામડુ બાળી મૂકયુ. એ ચામડુ બળી જવાથી ગર્દભિલ્લ મરણ પામ્યો, અને તે વખતે રાજા વિક્રમ મદનરેખાના ગર્ભમાં હોવાથી, ગર્દભિલ્લના મરણ બાદ વિક્રમનો જન્મ થયો. ઈ. સ. પૂર્વે ૩૯ મા જ્યારે વિક્રમ ૧૮ વર્ષનો થયો ત્યારે તેણે શક લોકોનો પરાજય કર્યો અને તેમને અવંતીની ગાદીપરથી ઉડાડી મૂકયો. આ બિના " કાશ્મિર રાજ્યની સંશોધિત રાજ્યવંશાવલી" (The revised chronology of Kashmir Kings. Journal of Indian Histories Vol. 18. p 58) ના પહેલા પુસ્તકના ૫૮ મા પાના પર જણાવેલી છે. વળી પ્રયાગથી પ્રગટ થતાં "વિજ્ઞાન" માસિકના સ ૧૯૯૪ ના વર્ષના એપ્રીલ માસના અંકમા આપેલી છે. વિક્રમસવંતની ગણના ઈ. સ. પૂર્વના ૫૭ મા વર્ષમાં થઈ હતી તે જોતાં એમ માની શકાય કે વિક્રમના જન્મકાળથી સંવત્સરની શરૂઆત થઇ હતી. "ભવિષ્યપુરાણ"માં વિક્રમસંવતનો ઉલ્લેખ છે.

## શકારી વિક્રમાદિત્યનાં નવ રત્નો

વિક્રમે ઉજ્જૈનની ગાદી ઈ. સ. પૂર્વે ૩૯ માં ૧૮ વર્ષની વયે હાથ કરી હતી, અને શક રાજાને મોટી હાર આપી હતી. શક+અરિ, એટલે શકલોકોનો દુશ્મન, શકલોકોને હરાવનાર. વિક્રમ એ વખતથી શકારિ વિક્રમાદિત્યના નામે પ્રસિદ્ધિ પામ્યો. વિક્રમે શકોને હરાવ્યા બાદ કાશ્મિર પણ જીત્યું હતુ એમ માલમ પડે છે. વિક્રમસંવત્ ૨૩ માં રચાયેલ "જ્યોતિર્વિદાભરણ" નામના ગ્રંથમાં, વિક્રમની રાજ્યસભાના કવિ કાલિદાસ તરફથી, વિક્રમની ઋદ્ધિ વિષે જે વિગતો અપાઈ છે તે ઉપરથી જણાય છે કે વિક્રમ પાસે ત્રણ કરોડનું પાયદળ (લશ્કર), એક કરોડનું ઘોડેસ્વાર લશ્કર, ચાર લાખનું નૌકાદળ (લશ્કર) અને ૨૪૩૦૦ હાથી હતા. વિક્રમની રાજ્યસભામા ૮૦૦ માંડલિક રાજાઓ બિરાજતા હતા અને અતિવિદ્વાન પડિતો તરીકે નવ રત્નો પ્રસિદ્ધ હતાં. એ નવ રત્નોનાં નામ આ પ્રમાણે છેઃ (૧) **સુશ્રુતસંહિતા**ના રચનાર સુશ્રુતના ગુરુ મહાન વૈદ્યરાજ **ધન્વતરી**, (૨) વિક્રમ **સંવત્સર સ્થાપન** કરવાની પ્રેરણા કરનાર મહાન **જૈનાચાર્ય** શ્રી **સિદ્ધસેનદિવાકર**, (૩) **અમરકોશના** કર્તા શ્રી **અમરસિંહ**, (૪) **નાટ્યશાસ્ત્ર** અને **કાવ્યશાસ્ત્રના પ્રાચીન સંખ્યાબંધ ગ્રન્થોમાં પ્રમાણભૂત** મનાયેલ **શંકુ**, (૫) સંગીતવિદ્યાગુરુ વૈતાલ ભટ્ટ, (૬) કવિ ઘટકર્પર, (૭) મહાન કવિ કાલિદાસ, (૮) પંચસિદ્ધાંતિકાના રચનાર વરાહમિહિર અને (૯) રાજગુરુ વરરુચિ.

## વિક્રમના સમયની કાળગણના

વિક્રમના સમયને વિષે મોટો મતભેદ છે. તે વિષે આ લેખની શરૂઆતમાં જણાવવામાં આવ્યું છે. એ રાજાના સંવત્સરની સ્થાપના કેવી રીતે થઇ? એ પ્રશ્ન સાથે સંબંધ છે. વિક્રમ રાજાએ અનેક દુઃખીઓનાં દુઃખ દૂર કર્યાં અને પોતાના રાજ્યમા કોઇ કરજદાર માણસ ન રહે તે માટે તેણે કરોડો રૂપિઆ દુઃખી લોકોને આપી, તેઓના કરજમાંથી તેમને મુક્ત કરાવ્યા હતા, એવી વાતો, વિક્રમને લગતા ઘણા ગ્રન્થોમાંથી મળી આવે છે. એ ઉદારતા બતાવવામા શ્રી સિદ્ધસેન દિવાકર નામના આચાર્યનુ નામ પણ વિક્રમ સાથે જોડાયેલુ છે, તે વિષે આ લેખમા કેટલીક હકીકત હવે પછી અપાશે. પણ તે સિવાય બીજી કેટલીક બાબતો પણ આ વાતની સાબીતીમાં મળી આવે છે. "વૈતાળ પચ્ચીસી" "સિંહાસન બત્રીસીની વાર્તા," "બત્રીસ પુતળીની વાર્તા," વગેરે પુસ્તકો, પચાસ વર્ષો અગાઉ ગુજરાતની પ્રજામા લોકપ્રિય ગ્રન્થો તરીકે વંચાતા હતાઃ એ પુસ્તકોમાં વિક્રમ રાજાના પરદુઃખભંજન સ્વભાવની સખ્યાબધ વાર્તાઓ આપવામા આવી છે. રાજા વિક્રમ, પોતાના રાજ્યકાળની શરૂઆતમા, શૈવધર્મમાં આસ્થા ધરાવતો હતો અને દેવીભક્ત પણ હતો. પણ પાછળથી, જૈન ઇતિહાસમા પ્રસિદ્ધિ પામેલા મહાન જૈનાચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરનો તેને ભેટો થતાં, તે જૈનધર્મમાં આસ્થા ધરાવતો થયો હતો.

## કાળગણના

આ વાત સાથે જૈનધર્મને અને વિક્રમના સંવત્સરને સબધ હોવાથી, વિક્રમનો કાળ કયો અને સવત્સરની સ્થાપના ક્યારે થઈ, તે વિષે કેટલાક પૂરાવાઓ અત્રે આપવાની જરૂર છે. શ્રી જિનપ્રભસૂરિએ રચેલ "વિવિધતીર્થકલ્પ"મા, શ્રી રાજશેખરસૂરિએ રચેલા "પ્રબંધકોષ"માં અને "પ્રભાવકચરિત્ર"માં, શ્રી હેમચદ્રાચાર્ય રચિત "પરિશિષ્ટ પર્વ"માં, શ્રી હરિભદ્રસૂરિરચિત "શ્રી આવશ્યક બૃહદ્વૃત્તિ"મા, વિક્રમ રાજા, શૈવધર્મ છોડી જૈન-

ધર્મી ક્યારે થયો તેની વિગતો છે, અને તેને અનુસરીને શ્રી મેરુતુગાચાર્યે શ્રી "પ્રબંધ-ચિંતામણિ" નામના ગ્રંથમાં જે હકીકત આપી છે તે વિક્રમ રાજાના કાળની ગણનાના સંબંધમાં ઉપયોગી થઈ પડે એવી છે. "તીર્થકલ્પ" પ્રમાણે શ્રી મહાવીર પછી ૪૭૦ વર્ષે વિક્રમ થયો. એ ૪૭૦ વર્ષમાં જે જુદા જુદા વંશો રાજ્ય કરી ગયા તેની અનુક્રમણિકા નીચે પ્રમાણે છેઃ—

| રાજ કરનાર કે રાજવંશનું નામ | કેટલાં વર્ષ રાજ્ય કર્યું ? |
|---|---|
| ૧ પાલક | ૬૦ |
| ૨ નવચંદ્ર | ૧૫૫ |
| ૩ મૌર્યવંશ | ૧૦૮ |
| ૪ પુષ્યમિત્ર | ૩૦ |
| ૫ બલમિત્ર-ભાનુમિત્ર | ૬૦ |
| ૬ નરવાહન | ૪૦ |
| ૭ ગર્દભિલ્લ | ૧૩ |
| ૮ શકકુલનો રાજા | ૪ |
| | ૪૭૦ |

## વિક્રમરાજા જૈન હતા કે નહિ?

ગર્દભિલ્લ અને શકરાજાનો કાળ ઉપર જણાવેલાં ૪૭૦ વર્ષોમાં આવી જાય છે. ત્યાર પછી વિક્રમે શક રાજાને હગાવીને અવંતીની ગાદી પર પોતાની સત્તા જમાવી. એ સમય દરમિયાન શ્રી વિક્રમ શૈવધર્મી હતો એમ માની શકાય છે તેના રાજ્યકાળનો કેટલોક વખત વીત્યા બાદ એ રાજા જૈનધર્મી બન્યો હતો તેની વિગતો ઉપર જણાવેલા જૈન આચાર્યોના ગ્રંથોમાંથી મળી આવે છે.

એમ જણાય છે કે વિક્રમ રાજાએ અવંતીની ગાદી હાથ કર્યા બાદ કેટલોક સમય વીતી ગયો તે વખતે જૈનોમાં એક વિદ્વાન આચાર્ય નામે શ્રી વૃદ્ધવાદિસૂરિ પ્રસિદ્ધિ પામ્યા હતા. તે વખતમાં એક બ્રાહ્મણ પંડિત પણ પોતાની વિદ્વત્તા માટે પ્રસિદ્ધિ પામ્યો હતો. તેનું નામ દિવાકર હતુ એ બ્રાહ્મણ પંડિતે ઘણા પંડિતોને હરાવ્યા બાદ શ્રી વૃદ્ધવાદિએ તેને હરાવ્યો અને તેથી તે વૃદ્ધવાદિનો શિષ્ય થયો. તે પછી દિવાકર મહારાજ સાધુપણામાં વિહાર કરતાં કરતાં માળવા દેશમાં જઈ શ્રી મહાકાળેશ્વર મહાદેવના મંદિરમાં જઈને ઊતર્યા, અને શિવના લિંગ સન્મુખ લાંબા પગ કરી સોડતાણી સૂતા. આથી શિવમંદિરના પૂજારીઓએ દિવાકર મહારાજને માર માર્યો. પણ જેમ જેમ દિવાકર મહારાજ પર માર પડવા લાગ્યો, તેમ તેમ વિક્રમ રાજાના મહેલની અંદર રહેતી રાણીઓને માર વાગવા માંડયો. આથી રાજ્ય જનાનામાં મોટો ખળભળાટ થઈ રહ્યો, અને તે જ વખતે શિવમંદિરના બ્રાહ્મણો તરફથી દિવાકર મહારાજ વિરુદ્ધ ફરિયાદ આવી. પરિણામ એ આવ્યુ કે વસ્તુ-સ્થિતિ તપાસવા વિક્રમ રાજા શિવમંદિરમા ગયો અને દિવાકર મહારાજને શિવલિંગ તરફ પૂજ્યભાવથી વર્તવા જણાવ્યું દિવાકર મહારાજે રાજાનો હુકમ સાંભળી શ્રી મહાકાળેશ્વરની સ્તુતિ કરવી શરૂ કરી. સ્તુતિ શરૂ થયા બાદ શિવલિંગ મોટા કડાકા સાથે ફાટયુ, અને

તેમાંથી ધુમાડો નીકળ્યો. તે બાદ અગ્નિની જ્વાળા પ્રગટ થઈ અને જ્વાળામાંથી જૈન તીર્થંકરની પ્રતિમા પ્રગટ થઈ. એ જ વખતે ગણીઓને શાંતિ થઈ અને શ્રી વિક્રમને જૈન ધર્મ ઉપર શ્રદ્ધા ચોંટી. તે પછી એક વખતે એવો બનાવ બન્યો કે રાજા વિક્રમ જે રસ્તા ઉપરથી પસાર થતો હતો, તે જ રસ્તા પરથી દિવાકર મહારાજને દૂરથી જોઈને, રાજા વિક્રમે મનમાં ને મનમાં તેમને વંદના કરી. શ્રી દિવાકર મહારાજે, એ વંદના થતાં જ, રાજાને મોટેથી "ધર્મલાભ" કહ્યો. આથી શ્રી વિક્રમને દિવાકર મહારાજ ઉપર વધુ શ્રદ્ધા ચોંટી, અને રાજાએ દિવાકર મહારાજને આપવા માટે એક કરોડ સોનૈયા મંગાવ્યા.

## સંવત્સરની સ્થાપના કેવી રીતે થઈ?

દિવાકર મહારાજે, પોતાને માટે રાજાએ મંગાવેલ એક કરોડ સોનૈયા તરફ નિસ્પૃહતા દાખવતાં જણાવ્યું કે "તૃપ્તિ પામેલાને ભોજન આપવું મિથ્યા છે. આ મહોરો કરજ-પીડિત દુખી મનુષ્યોને આપી દો." બીજે દિવસે શ્રી દિવાકર મહારાજ રાજસભામાં આમંત્રણથી ગયા અને રાજાને ચાર શ્લોકથી આશીર્વાદ આપ્યા. એ દરેક શ્લોક જેમ જેમ દિવાકર મહારાજ બોલતા ગયા તેમ તેમ વિક્રમ રાજાએ એક એક દિશાનું પોતાનું રાજ્ય દિવાકર મહારાજને આપવાનું જાહેર કરીને ચારે દિશાનું રાજ્ય અર્પણ કર્યું. અને સપરિવાર જૈનધર્મ સ્વીકાર્યો. આ વખતે પણ દિવાકર મહારાજે રાજ્યનો અસ્વીકાર કરીને, રાજાને અહિંસાનો અને સર્વે જીવને સુખી કરવાનો, અને તે માટે પોતાની રાજ્યઋદ્ધિનો ઉપયોગ કરવાનો ઉપદેશ આપ્યો. રાજાએ એ ઉપદેશ સ્વીકાર્યો અને પોતાના રાજ્યમાં કોઈ પણ દુઃખી રહે નહિ તે માટે રાજ્યનો ખજાનો ખુલ્લો મૂક્યો. રાજાએ આખા રાજ્યના કરજદારોને મનમાનતુ ધન આપીને તેમને કરજમુક્ત કર્યા અને દુઃખીઓનાં દુઃખ દૂર કર્યા. આથી પ્રજાએ વિક્રમસંવત્સરની સ્થાપના કરીને વિક્રમસંવત્ ચાલુ કર્યો.

## સિદ્ધસેન દિવાકર

રાજા વિક્રમની ઉત્તર અવસ્થામા, જ્યારે તેનુ સૈન્ય દૂરના દેશોમા રોકાયેલ હતું ત્યારે, કોઈ બીજા રાજાએ, વિક્રમના રાજ્ય પર ચડાઈ કરી આથી વિક્રમ રાજાને તેને કેવી રીતે હગવવો તેનો વિચાર કરવો પડ્યો. રાજાએ શ્રી દિવાકર મહારાજને આ સ્થિતિ જણાવી. દિવાકર મહારાજે રાજાને શાંત કરીને ચિંતા ન કરવા કહ્યું. બીજે દિવસે દુશ્મનના લશ્કરે લડાઇ કરવા વિચાર કર્યો ત્યારે વિક્રમરાજાનુ સૈન્ય ઘણુ મોટુ જણાયુ અને તેથી દુશ્મન રાજા નાસી ગયો. સૈન્યને આ રીતે મોટું દેખાડવાના કારણથી વિક્રમ રાજાએ દિવાકર મહારાજને "સિદ્ધસેન"નુ બિરુદ આપ્યું ને તે પછી તે મહારાજ "સિદ્ધસેન દિવાકર" કહેવાયા.

## શાલિવાહન સાથે સંધિ

હવે પછી જે હકિકત અપાય છે તે વિષે વિદ્વાનોમાં મતભેદ છે. ઘણા વિદ્વાનોનો એવો મત છે કે વિક્રમે ૬૦ વર્ષ સુધી રાજ્ય કર્યું અને મરણ વખતે તેની ઉમર ૭૮ વર્ષની હતી. પણ પંડિત ભુજબળી શાસ્ત્રી અને પ્રોફેસર શ્રી દેવસહાય ત્રિવેદી એમ. એ. એવો મત ધરાવે છે કે વિક્રમે ૯૩ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું અને મરણ વખતે તેની ઉમર ૧૧૧ વર્ષની હતી. જ્યારે વિક્રમની ઉમર નેવું વર્ષથી વધુ થઈ ત્યારે દક્ષિણ મહારાષ્ટ્રમાં સુપ્રતિષ્ઠાન નગરમા શાલિવાહનનો જન્મ થયો અને તે બાદ તે પોતાના પરાક્રમથી પ્રસિદ્ધિ

પામ્યો. ચક્રવર્તી વિક્રમ રાજાએ શાલિવાહન વિષે જ્યોતિષિઓને પૂછતાં, તેઓએ જણાવ્યું કે શાલિવાહન તમારું રાજ્ય પડાવી લે એવો બળવાન છે અને તે સુપ્રતિષ્ઠાન નગરમાં છે. આથી રાજા વિક્રમે એકદમ લશ્કર તૈયાર કરી સુપ્રતિષ્ઠાન નગર પર ચડાઈ કરી. સામે શાલિવાહન પણ લશ્કર સાથે આવ્યો અને એવી વીરતાથી લડયો કે વિક્રમનું ઘણુ સૈન્ય માર્યું ગયું અને વિક્રમ તાપી નદીના ઉત્તર કિનારા સુધી હઠી ગયો. વિક્રમને એ વખતે વિચાર આવ્યો કે શાલિવાહન સાથે લડના જો તેની (વિક્રમની) હાર થશે તો તેણે મેળવેલી કીર્તિ નાશ પામશે. આથી તેણે શાલિવાહન સાથે સુલેહ-સંધી-કરી અને એવા કરાર કર્યા કે તાપી નદીના ઉત્તરના પ્રદેશમાં વિક્રમની સત્તા રહે અને દક્ષિણના ભાગમાં શાલિવાહનની સત્તા રહે એ પ્રમાણે કરાર થતા શાલિવાહન સુપ્રતિષ્ઠાન નગરમા ગયો ને ત્યાં તેણે પોતાની ગાદી સ્થાપી. એ પછી શાલિવાહને પોતાનો શક લાંબે કાળે પ્રવર્તાવ્યો.

## વિક્રમનું મૃત્યુ

કાશ્મિર જીતી લીધા પછી વિક્રમે કાશ્મિરની ગાદી પર માતૃગુપ્ત ( કવિ કાળીદાસ ) ને બેસાડયો. માતૃગુપ્તે કાશ્મિરમાં ૪ વર્ષ અને ૯ માસ સુધી રાજ્ય કર્યા બાદ વિક્રમનું મૃત્યુ ૧૧૧ વર્ષની ઉમરે, ૯૩ વર્ષ સુધી અવંતીમાં રાજ્ય કર્યા બાદ, ઈ. સ. ૫૯ માં શકયોગી સમુદ્રપાલના હાથથી થયુ એમ ૧૩ મી શતાબ્દિમા થયેલ ભટ્ટારક ઈંદ્રનંદિએ રચેલ "નીતિસાર" નામે ગ્રંથ પરથી જણાય છે. એ પછી યોગી સમુદ્રપાલ શાલિવાહનનો દરબારી થયો. વિક્રમના મૃત્યુથી સમસ્ત પ્રજાએ બહુ શોક કર્યો, એમ નીતિસાર ગ્રંથમાં જણાવ્યું છે. જો ઉપર લખેલ બિના ખરી માનીએ તો એ બિના પણ સાબિત થાય છે કે શક લોકોને એક વખત હરાવનાર શકારિ વિક્રમાદિત્યનુ મૃત્યુ પણ શક લોકોથી જ થયું.

ઉપરની વિગતો પરથી જણાશે કે જૈનધર્મ અને જૈન લોકો સાથે વિક્રમને ઘાડ સંબંધ હતો અને જૈનાચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરની પ્રેરણાથી જ વિક્રમસંવત્સરનો જન્મ થયો હતો. વિક્રમે શત્રુંજયનો મોટો સંઘ કાઢીને શ્રી શત્રુંજયની યાત્રા કરી હતી ત્યારે સોના રૂપાના સેંકડો દેવમંદિરો, હજારો હાથિઓ અને હજારો યાત્રાળુઓ એ સંઘમા હતા એવી વિગતો જૈન પુસ્તકોમાંથી મળે છે. સ્કંદપૂરાણ, ભવિષ્યપુરાણ, અગ્નિપુરાણ વગેરે પુરાણોમાં વિક્રમ વિષે ઉલ્લેખ મળે છે.

**ગોપીપુરા, સુરત**, ૨૪-૧૧-૪૩

# विक्रमादित्यका संवत्-प्रवर्तन

लेखक—डॉ. बनारसीदासजी जैन, एम.ए., पीएच. डी. [प्रोफेसर, युनिवर्सिटी ओरियंटल कालिज]

भारतवर्षमें जितने संवत् चलते हैं, या चल चुके हैं, उन सबमें विक्रमसंवत् अधिक प्रसिद्ध है। इसीका प्रचार अधिक प्राचीन और विस्तृत है। भारतीय परंपराके अनुसार इस संवत्का प्रवर्तन आजसे दो हजार वरस पहले उज्जयिनीके प्रख्यात महाराज विक्रमादित्यने किया, जब उन्होंने अपनी प्रजाको विदेशी शासक शकोंके पंजेसे छुड़ाया और उसे ऋणमुक्त किया था। शकोंको परास्त करनेके कारण विक्रमादित्यका एक विरद "शकारि" भी प्रसिद्ध है। यद्यपि संवत्-विषयक यह कथन केवल जैन साहित्यमें मिलता है, परंतु अब यह सभी संप्रदायोंमें मान्य हो गया है।

विक्रमादित्यने अपने जीवनमें यह संवत् कब चलाया, इस विषयमें तीन मत पाए जाते हैं—एकके अनुसार विक्रमादित्यने अपने राज्याभिषेकके समय यह संवत् चलाया; दूसरेके अनुसार, जब उसने प्रजाको ऋणमुक्त किया; और तीसरेके अनुसार उसकी मृत्यु पर यह संवत् चला।

जबसे पाश्चात्य विद्वानोंने भारतवर्षके इतिहास पर विचार करना प्रारम्भ किया, तबसे विक्रमसंवत्-प्रवर्तन संबन्धी उपर्युक्त धारणामें संदेह होने लगे। उन्होंने कहा कि प्रथम तो विक्रम संबन्धी जो सामग्री भारतीय साहित्यमें मिलती है वह प्रायः कथारूप है। उसमें

---

१ (क) शकाना वंशमुच्छेद्य कालेन कियतापि हि।
राजा श्रीविक्रमादित्य. सार्वभौमोपमोऽभवत् ॥ ८० ॥
स चोन्नतमहासिद्धिः सौवर्णपुरुपोदयात्।
मेदिनीमनृणा कृत्वाचीकरद् वत्सरं निजम् ॥ ८१ ॥
(प्रभावकचरिते कालकसूरिचरित)

(ख) इतः श्रीविक्रमादित्य. शास्त्यवन्तीं नराधिपः।
अनृणां पृथिवीं कुर्वन् प्रवर्तयति वत्सरम् ॥ ७१ ॥
(प्रभावकचरिते जीवसूरिचरित)

(ग) कलौ भवानेवोदार इति प्रतिबोधितः परलोकमाप। तत. प्रभृति तस्य विक्रमादित्यस्य जगत्त्रयमधुनापि संवत्सर. प्रवर्तते ॥
(प्रबन्धचिन्तामणौ विक्रमप्रबन्ध)

२ (क) देखिये नोट १ (ग)
(ख) अभिषेक और पृथिवी-ऋण-मोचन एक ही समय हुए हों, अथवा उनमें अधिक अन्तर न हो।

अमानुषिक घटनायें प्रचुर मात्रामें पाई जाती हैं। जिन उल्लेखोमें इतिहासका आभास है, वे भी परस्पर और पूर्वापरविरोधी है। इस लिये उन पर विश्वास नहीं किया जा सकता।

अल्बेरूनीने लिखा है कि शकसंवत्को, जो विक्रमसंवत्से १३५ बरस पीछे चला, राजा विक्रमादित्यने चलाया था। यह विक्रमादित्य उज्जयिनीके विक्रमादित्य और विक्रम-संवत्के प्रवर्तकसे भिन्न था।[३]

फिर राजतरङ्गिणीमें, जो इतिहासकी दृष्टिसे काफी विश्वनीय ग्रन्थ है, दो विक्रमादित्योंका उल्लेख पायाजाता है[४], और विक्रमकी चौथी पांचवी शताब्दीके बाद तो विक्रमादित्य एक बिरुद बन गया था जिसे कई राजाओने धारण किया[५]। इसी लिये विक्रम-साहित्यमें परस्पर विरोध मिलता है। लेखकोने एक विक्रमादित्यकी जीवन-घटनाओको दूसरेके साथ मिला दिया।

ऐसी दशामें विक्रमादित्य और विक्रमसंवत्के संबन्धमें संदेह होना स्वाभाविक था। इस संदेहको इस बातसे और भी पुष्टि मिली कि प्रस्तुत विक्रमादित्यके समयके रचे हुए किसी ग्रन्थमे विक्रमादित्यका उल्लेख नहीं मिलता, और न ही कोई प्राचीन मुद्रा या लेख ऐसा प्राप्त हुआ है जिसमे विक्रमादित्यका नाम या वृत्तान्त वर्णित हो।[६] इन कारणोंसे पाश्चात्य विद्वानोंने दो हजार बरस पूर्व किसी विक्रमादित्यके अस्तित्वको माननेसे इनकार कर दिया।

इस प्रकार दो हजार बरस पहले विक्रमादित्यके अस्तित्वको अस्वीकार करने पर प्रश्न यह उठा कि वर्तमान विक्रमसंवत कबसे चला और इसका यह नाम क्यों पड़ा।

इसका उत्तर यह दिया गया कि-सं. ६०० के लगभग एक राजाने जिसका नाम या बिरुद विक्रमादित्य था, हूणोंको परास्त किया और इस विजयकी स्मृतिमें उसने नया संवत् चलाया और इसे प्राचीन रूप देनेके लिये संवत्का प्रारम्भ ६०० वर्ष पीछे हटा दिया।

---

३. अल्बेरूनी अरबदेशका रहनेवाला था। जन्म स १०३०, मृत्यु सं. ११०५। इसका बनाया "तहकीकुल हिंद" ग्रन्थ बडा प्रसिद्ध है।

४. सर्ग २, श्लोक ५, ६। सर्ग ३ श्लो. १२५।

५. बहुतसे राजाओके एक ही बिरुदको धारण करनेकी प्रथा योरपमे भी पाई जाती है। जैसे-रोमके बादशाह "जूलियस सीजर" (वि. पू ४३ से स. १३ तक) के बाद कई बादशाह सीजर कहलाये। इसी सीजरका रूप जर्मनीमे "कैजर" आर रूसमे "जार" हो गया। जारका लिखित रूप Czar है जो वास्तवमे "सीजार" बोला जाना चाहिये था।

६. किसी व्यक्तिके अस्तित्वको अस्वीकार करनेमे उसके नामके मुद्रा या लेख न मिलना कोई प्रबल प्रमाण नही।

अब यह उत्तर सर्वथा अप्रमाणिक ठहरता है, क्योंकि सं. ६००से पहेलेके कई लेख मिल गये हैं जिनमें इसकी अब्दसंख्याका निर्देश किया गया है।

किसीने कुषाण जातीय राजा कनिष्कको विक्रमसंवत्का प्रवर्तक ठहराया, पर सर जॉन मार्शलने यह सिद्ध करके कि कनिष्कका विक्रमकी प्रथम शताब्दीमें होना असंभव है, इस कल्पनाका भी निराकरण कर दिया। स्वयं मार्शल महोदयने विदेशी "अयस" (Azes) को संवत्प्रवर्तक बतलाया। यद्यपि उसका राज्यकाल विक्रमसंवत्के प्रारम्भमें ठहरता है, परंतु अयसके संवतका प्रचार गान्धार प्रदेश तक सीमित था और वहां थोड़े समयके बाद-बंद हो गया। इसके अतिरिक्त उज्जैनसें गान्धार बहुत दूर है। उज्जैनवाले इतने दूरके संवत्को बिना किसी प्रबल हेतुके कब अपनाने वाले थे।

प्राचीन लेखों और ग्रन्थोंसे पता लगता है कि—

(१) विक्रमसंवत् प्राचीन कालमें राजपूतानाके पूर्वी भागमें, विशेष कर मालवाके समीपवर्ती प्रदेशमें, प्रचलित था।

(२) अबतक इसका प्राचीनतम लेख सं. ४९३ का है। एक लेख सं. ४२८ का भी है, पर उसके अक्षर संदिग्ध हैं।

(३) प्राचीन लेखोमें इसका नाम विक्रमसंवत् नहीं, प्रत्युत "मालवकाल" है। सं. ८९८ के एक लेखमें इसे "विक्रमकाल" और सं. १०५० के लेखमें "विक्रमसंवत्" कहा है। सं. १२५० के पीछेके लेखोमें इसका विक्रमादित्यके साथ संबन्ध निर्दिष्ट किया जाने लगा।[७]

इन लेखोंसे इस संवतका मालवदेशान्तर्गत उज्जयिनीसे संबन्ध जोड़ना तो युक्तियुक्त है, परंतु विक्रमादित्यके साथ संबन्ध बतलानेवाला कोई प्राचीन और पुष्ट प्रमाण नहि मिला था। हर्षकी बात है कि विक्रमादित्यका उल्लेख हालकृत "गाथासप्तशती"के एक पद्यमें पाया जाता है जिसमें विक्रमकी दानशीलताका निर्देश है।[८]

**संवाहणसुहरसतोसिएण देंतेण तुह करे लक्खं।**
**चलणेण विक्कमाइच्चचरिअं अणुसिक्खिअं तिस्सा ॥ ४६६ ॥**

खण्डिता नयिका अपने पतिसे कहती है कि मेरी सौतिनके चरणने तेरी संवाहन

७. इंडियन एंटिक्वेरी, पुस्तक २०, पृ. १२५–४२ तथा ३९७–४१४।

८. मासिक पत्रिका "शान्ति", लाहोर, जून १९४३, पृ ११–१३ पर प्रिन्सिपल लक्ष्मण स्वरूपका लेख।

क्रियाके सुखसे प्रसन्न होकर तेरे हाथमें लाख लगाकर अथवा तेरे हाथमें लाख रुपया देकर (प्राकृत—**लक्ख**=लाक्षा, लक्ष) विक्रमादित्यके आचरणको दोहराया है, क्योंकि वह भी चरण-संवाहन जैसी साधारण सेवासे तुष्ट होकर लाखोंका इनाम दे डालता था।

हमारी समझमें यह पद्य उसी महाराज विक्रमादित्यका उल्लेख करता है जिसकी दानशीलता, न्याय और पराक्रम अबतक सबकी जीभ पर चढ़े हुए हैं। गाथासप्तशतीका रचनाकाल विक्रमकी दूसरी या तीसरी शताब्दी माना जाता है, अतः इस उल्लिखित विक्रमादित्यके पहली शताब्दीमें होनेमें कोई आपत्ति नहीं हो सकती। फिर महाराष्ट्री प्राकृत जो सप्तशतीके पद्योंकी भाषा है, उसका अधिकतर प्रचार महाराष्ट्र और मालवामें था, इस लिये संभव है कि इस पद्यमें उज्जयिनीके विक्रमादित्यका ही उल्लेख हो।

रही यह शङ्का कि शायद इस विक्रमादित्यसे भी पहले कोई और विक्रमादित्य हुआ हो। इसके उत्तरमें यह कहना पर्याप्त होगा कि इस विक्रमादित्यसे पूर्व भारतमें कई बड़े २ प्रतापी राजा महाराजा हुए हैं, जैसे—उदयन, चण्डप्रद्योत, चन्द्रगुप्त, अशोक आदि। मगर इनमेंसे किसीका अपरनाम विक्रमादित्य हो, ऐसा उल्लेख नहीं मिलता।

पाश्चात्य ऐतिहासिकोंका पूर्वोक्त कल्प-विकल्प इस बात पर आश्रित था कि दो हज़ार साल पहले जो विक्रमसंवत्का आरम्भकाल माना जाता है, भारतवर्षमें किसी ऐसे प्रतापी और दानशील राजाके होनेका उल्लेख नहीं मिलता जैसा कि संवत्प्रवर्तक विक्रमादित्यको खयाल किया जाता है। गाथासप्तशतीके पूर्वनिर्दिष्ट पद्यने यह कल्पना रूपी गढ़ ढह जाता है। इससे स्पष्ट सिद्ध होता है कि दो हजार वर्ष पहले उज्जयिनीमें विक्रमादित्य राजा थे जो अत्यन्त दानशील थे। इस उल्लेखने जैन कथनको पूर्णतया दृढ कर दिया है।

६, नेहरू स्ट्रीट, कृष्णनगर, **लाहौर** माघ, कृष्णा सप्तमी. सं. २०००

# संवत्प्रवर्तक विक्रमादित्य और जैनधर्म

लेखकः—पं. ईश्वरलाल जैन, स्नातक, न्यायतीर्थ, विद्याभूषण, विशारद
[ श्री. आत्मानन्द जैन गुरुकुल गुजरावाला, पजाब. ]



भारतवर्ष तथा जैनधर्मके इतिहासमें विक्रमसंवत्को महत्त्वपूर्ण स्थान प्राप्त है। हमारे देशमें जितने संवत् प्रचलित हुए उनमें सबसे अधिक व्यापक रूप और चिरस्थायित्व विक्रमसंवत्को ही प्राप्त है। यही एक संवत् अधिकांश प्रचलित होकर भारतके एक कोनेसे लेकर दूसरे कोनेतक सर्वप्रिय एवं व्यापक हो सका और यही आज दो हजार वर्षके दीर्घ कालके पश्चात् भी आदरपूर्वक प्रयोगमें लाया जा रहा है। धार्मिक और व्यावहारिक कार्योंमें दृष्टि डालो या मूर्तियो व शिलालेखोंका निरीक्षण करो, व्यापारियोके हिसाबकितावमें देखो या चिट्ठी—पत्रीका अवलोकन करो, सब जगह इसी विक्रमसंवत्का प्रयोग हुआ उपलब्ध होगा। इस संवत्को यदि हम भारतीय एकताका प्रतीक एवं राष्ट्रीयसंवत् भी कहदें तो कोई अत्युक्ति नहीं। परन्तु इस संवत्का प्रवर्तक कौन था? संवत्का प्रारम्भ कैसे हुआ? संवत्प्रवर्तक-की राजधानी कहा थी? वह किस धर्मका अनुयायी था? और वह किस कालमें हुआ? इत्यादि तत्सम्बन्धी बातोका कोई व्यवस्थित इतिहास उपलब्ध नहीं होता, इसके अधिकांश ज्ञातव्य विषय अन्धकारमे हैं, अतः ऐतिहासिक विद्वानोंकी तत्सबन्धी भिन्न भिन्न मान्यताये है।

पाश्चात्य विद्वान् आजसे दो हजार वर्ष पूर्व विक्रमसंवत्के संचालक किसी विक्रमा-दित्यकी सत्ताको स्वीकार ही नहीं करते, परन्तु जैन और ब्राह्मण साहित्यमें जिसका वर्णन भलीभाति उपलब्ध है और जिसके नामका संवत् दो हजार वर्षके पश्चात् भी आदर सहित चल रहा है ऐसे व्यक्तिका सर्वथा अभाव मानना न्यायसंगत प्रतीत नहीं होता।

भारतीय ऐतिहासिक विद्वानोमेंसे कोई गुप्तवंशी समुद्रगुप्तको, कोई चन्द्रगुप्त द्वितीयको,[1] कोई बलमित्र—भानुमित्रको,[2] कोई गौतमीपुत्र सातकर्णिको[3] और दूसरा किसी औरको मानता

---

१ देखो 'गुप्तवंशका इतिहास'।

२ नागरीप्रचारिणीपत्रिका भाग १० पु ४ पृष्ठ ६४०, ६४२ आदि पर पू. मुनि कल्याण-विजयजीका लेख।

३ श्रीयुत काशीप्रसादजी जायसवालने विहार-उडीसा रिसर्च सोसायटीके (सितम्बर-दिसम्बर १९३०) जर्नलमें लेखद्वारा सिद्ध किया है कि गौतमीपुत्र सातकर्णि ही सुप्रसिद्ध विक्रमादित्य थे।
—( जैन साहित्य और इतिहास पृ. ५५० )

है। परन्तु जैन प्राचीन साहित्य ग्रन्थोंसे यह भलीभांती उपलब्ध होता है कि गर्दभिल्लवंशी शकारि विक्रमादित्य ही संवत्प्रवर्तक राजा थे।

अधिकांश इतिहासज्ञोंका मन्तव्य तो यह था कि विक्रमसंवत्प्रवर्तक विक्रमादित्य ई. स. पूर्व ५७ में नहीं बल्कि उमसे बहुत पीछे ५ वीं ६ ठी शताद्बिमें हुआ था। परन्तु जैन तथा वैदिक साहित्यके आधार पर इस बातके प्रबल प्रमाण मिले है जिससे अब ऐतिहासिक विद्वान् महावीरसंवत् ४७० अथवा ईस्वीसन् पूर्व ५७ में विक्रमसंवत्प्रवर्तक विक्रमादित्यका अस्तित्व एवं विक्रमसंवत्का प्रारम्भ मानते हैं।

ऐतिहासिकोंकी यह मान्यता है कि विक्रमादित्य नामक कोई व्यक्ति राजा नहीं हुआ, वास्तवमें यह एक उपाधि थी, जिसे प्रजाने राजाके विक्रम—पराक्रमको देखकर दी थी। विक्रमादित्यका तात्पर्य था—विक्रम+आदित्य=पराक्रमका सूर्य अथवा पराक्रममें सूर्य समान। उस समय यह उपाधि इतनी प्रिय और एषणीय हो चुकी थी कि हरएक राजा अपने नामके साथ इस उपाधिको लगालेनेमें गौरव समझता था और लगालेता था। संवत्प्रवर्तक विक्रमादित्यके बाद यह एक प्रथा सी बनगई थी, और इसी कारण इस उपाधिके धारक अनेक राजाओंके नाम इतिहासोंमें उपलब्ध होते हैं एवं इसीसे विक्रमादित्यका इतिहास भ्रमात्मक सा होगया है। विक्रमादित्यके माता—पिता, जन्मस्थान, बाल्यकाल, तथा जीवनसम्बन्धी अन्य सभी बातों का क्रमबद्ध इतिहास नहीं मिलता फिर भी जो बिखरी हुई सामग्री उपलब्ध होती है, उससे विक्रमादित्यके इतिहास पर अच्छा प्रकाश पड़ता है।

विक्रमादित्य क्षत्रियोंकी किस शाखामें उत्पन्न हुए इस बातका ठीक ठीक पता नहीं लगता। कर्नल टोडने इन्हे तोमर बतलाया है, पर राजा शिवप्रसाद सितारेहिन्द इन्हें परमारवंशी कहते है, मार्शमन् आदिने इन्हें आन्ध्रवंशी भी लिखा है पर इनमेंसे पक्का प्रमाण किसी बातका भी नहीं मिलता।[४]

जैन साहित्य और इतिहास—ग्रन्थोंमें विक्रमादित्यको गर्दभिल्लवंशी एवं गर्दभिल्ल राजाका आत्मज बतलाया है। इसकी पूर्व परम्परा एवं राजत्वकालगणनाका क्रम इस प्रकार माना है।

भगवान महावीरके निर्वाणकी रात्रिको उज्जयिनीके राजा चण्डप्रद्योतकी मृत्यु हुई और उसके पुत्र पालकका राज्याभिषेक हुआ। इसके बाद पालकके ६० वर्ष, नन्दोंके १५५, मौर्योंके १०८, पुष्यमित्रके ३०, बलमित्र—भानुमित्रके ६०, नभोवाहनके ४०, गर्दभिल्लके

४ प्राचीन भारत—हरिमगल मिश्र एम. ए. (पृष्ठ २३४)।

१३ और शकोंके ४ वर्ष राज्य करनेका उल्लेख है।[5]

इस प्रकार महावीरनिर्वाणसे ४७० वर्षके बाद गर्दभिल्लके पुत्र विक्रमादित्यने उज्जयिनीका राज्य प्राप्त किया और संवत्सर चलाया।[6]

गर्दभिल्ल कौन था? विक्रमादित्य गर्दभिल्लवंशी क्यों कहे गये? तथा उन्हे राज्यप्राप्ति कैसे हुई? इत्यादि तत्सम्बन्धी विशद वर्णन जैन ग्रन्थोंसे भलीभांति उपलब्ध होता है, जिसका संक्षिप्त वर्णन यहां दिया जता है।

ईस्वीसन् पूर्व ७४ में नभोवाहनको मृत्यु हो गई, उसका कोई पुत्र न था, अन्तमें अवन्तीकी सत्ता क्षत्रियराजा दर्पणके हाथ आगई, दर्पण केवल एक पराक्रमी राजा ही नहीं था बल्कि उसने गर्दभी विद्या भी सिद्ध की हुई थी, जिसे वह आवश्यकता पड़ने पर अमुक निश्चित दिन साधन कर सकता और अपना मुंह खोलकर गर्दभको सी रींगनेकी आवाज़ निकाल सकता था, जिसका प्रभाव यह था कि सात सात कोसतक जिसके कानमें उसका स्वर सुनाई दे उसकी मृत्यु हो जाये। इस गर्दभी विद्याके कारण उसका नाम गधरूप—गर्धवसेन व गर्दभिल्ल प्रसिद्ध होगया और उसके वंशका नाम भी गर्दभिल्ल कहलाने लगा।

गर्दभिल्लका विवाह धार (गुजरात) के राजा ताम्रलिपर्षिकी कन्या मदनरेखासे हुआ था और इसीकी कुक्षिसे खंभात (जिसे उस समय तंबावटी भी कहते थे) में विक्रमादित्यका जन्म हुआ था। गर्दभिल्लकी और कितनी रानियां थीं इसका स्पष्ट उल्लेख कहीं नहीं मिलता।

राजा गर्दभिल्ल इतने बड़े साम्राज्य और गर्दभी विद्याके घमण्डमें विवेक न रखा विलासी एवं व्यभिचारी हो गया।

एकबार जैनधर्मके प्रखर विद्वान् श्री कालकसूरि[7] एवं उनकी बहिन सरस्वती, जो दीक्षा लेकर साध्वी हो चुकी थी, विहार करते हुए अवन्तीमें आये और वहीं चतुर्मास किया। साध्वी सरस्वती अत्यन्त स्वरूपवान एवं लावण्ययुक्त थी। एक बार वह गोचरीके लिये बाहर निकली तो राजा गर्दभिल्लकी उस पर दृष्टि पड़ी और वह उसके लावण्य पर मुग्ध हो गया एवं कामान्ध हो राजपुरुषों द्वारा उसे पकड़वाकर अन्तःपुरमें डाल दिया।

---

५ देखो—श्री मेरुतुगाचार्यविरचित स्थविरावलि अथवा विचारश्रेणीकी निम्न गाथायें—
ज रयणिं कालगओ अरिहा तित्थकरो महावीरो। त रयणिमवंतिवई अहिसित्तो पालगो राया॥
सट्ठी पालगरन्नो पणवन्नसय तु होइ नन्दाग। अट्ठसय मुरियाग तीसच्चिय पूसमित्तस्स॥
बलमित्त–भाणुमित्ताण सट्ठि वरिसाणि चत नहवहणे। नह गद्दभिल्लरज तेरस वासे सगस्स चउ॥

६ "तदनु गर्दभिल्लस्यैव सुतेन विक्रमादित्येन राज्ञोज्जयिन्याराज्य प्राप्य सुवर्णपुरुषसिद्धिबलात् पृथिवीमनृणां कुर्वता विक्रमसंवत्सर प्रवर्तित।" —(स्थविरावली अथवा विचारश्रेणी)

७ ये कालकसूरि द्वितीय हैं, इनसे प्रथम कालकसूरि ई. स. पूर्व १५१ में होचुके थे।

इस निन्दनीय व्यवहार व अत्याचारसे नगरमें हाहाकार मच गया। प्रजाने मिलकर बहुत अनुनय-विनय की, मन्त्रियोने बहुत समझाया, और किसीका प्रभाव न पड़ा देखकर अन्तमें स्वयं कालकसूरिने बहुत विनम्र एवं मार्मिक शब्दोंमें वहिनको छोड़देनेके लिये प्रार्थना की, परन्तु गर्दभिल्ल अपने दुष्कृत्य एवं हठसे विचलित न हुआ। अन्तमें श्रीकालकसूरिने इसे आपद्धर्म मानकर स्वधर्मरक्षार्थ साधुवेश त्याग दिया और निरुपाय व विवश हो किसी राजसत्ताकी सहायता लेने एवं इस अत्याचारके प्रतीकारके लिये शहरको छोड़ दिया।

उस समय उज्जयिनीके शासक गर्दभिल्लसे लोहा लेनेवाला कोई राज्य नहीं था इस लिये श्रीकालकसूरि सिन्धु नदीके दूसरी ओर शक प्रजाके देशमें जा पंहुचे, और वहांके एक शकवंशी शाई (मांडलिक राजा)के दरबारमें आनाजाना प्रारम्भ किया। अपने ज्योतिष शास्त्रके प्रगाढ़ ज्ञान एवं विद्वत्ताके प्रभावसे वहांकी जनता एवं शाहका हृदय मोह लिया और अपने वशमें कर लिया। मौका पाकर शक प्रजाके अनेक[१०] सामन्तोंको बड़ी बड़ी जागीरे दिला-देनेका वचन देकर हिन्दमें ले आये और सर्व प्रथम सौराष्ट्र प्रदेशमें आकर डेरा लगाया, चौमासा-वर्षाऋतु प्रारम्भ होनेसे युद्धके लिये वह समय उपयुक्त न समझा, परन्तु ऋतु अनुकूल होते ही गुजरात प्रदेश होकर शकोंने अवंती पर आक्रमण कर दिया। पहिले तो राजा गर्दभिल्ल अपने बाहुबल व सैन्यके भरोसे पर युद्धमें उतर आया, परन्तु शकोकी वीरता, युद्ध कौशल्य, और आश्चर्यजनक तीरंदाजी देखकर घबडा गया, और अन्तमें विवश होकर शहरके दरवाजे बन्द करा दिये एवं अपने निश्चित दिनको गर्दभी विद्याकी शरण लेनेका निर्णय किया।

शहरके दरवाजे बन्द कर लेनेका समाचार शक सामन्तोने आचार्य कालकको सुना दिया और उन्होंने सब परिस्थिति भलीभांति समझकर सब सामन्तोको अपने पास बुलाया और समझा दिया कि—अमुक दिन गर्दभिल्ल अपनी गर्दभी विद्या साधन कर आवाज करनेको मुंह खोलेगा, उसकी आवाज़ जिसके भी कानमें पड़ेगी वह जीवित नहीं रहेगा। इस लिये अधिकांश सेनाको सीमासे बाहर ही रखा जाये और कुछ तीर चलानेवाले निपुण सैनिकोंको कानमें रुई आदि देकर दरवाजेके पास सन्नद्ध रखें और ज्यों ही रींगनेके लिये मुंह खुले त्योही सब योद्धाओंके बाण छूट कर उसका मुंह भर दें ताकि आवाज ही बाहर न निकल सके। इस प्रकार

---

८. निशीथचूर्णि आदि प्राचीन ग्रन्थकारोंने इनको वशसे 'सग' और उपाधिसे 'साहि' लिखा है। इनका मुखिया 'साहानुसाहि' कहलाता था। ..ये साहि अथवा शकसीथियन जातिके लोग थे, इनका निवासस्थान ईरान अथवा वलख था।—(नागरीप्रचारिणीपत्रिका भा. १० पु. ४ पृ. ६३८).

९ 'वशीकृतः सूरिवरै. स साहि.'। —(कालकाचार्य कथा)

१० आचार्य कालक ९६ सामतोंको लेकर काठियावाडमे उतरे।

—(ना. प्र प. भा. १० पु. ४ पृ ६३८)

पहिले ही सब तरहसे सावधान कर दिये जानेसे शक सामन्त वहुत प्रसन्न हुए और आचार्यका आभार मान कर चले गये। ठीक निश्चित दिन पर इनके योद्धा तैय्यार होकर बैठ गये और ज्यों ही रींगनेके लिये गर्दभिल्ल राजाने [११] मुंह खोला त्योंही योद्धाओंने दनादन बाण बरसाकर उसका मुंह भर दिया। जैसे ही राजाकी गर्दभी विद्या व्यर्थ गई उसकी सब शक्ति नष्ट हो गई, और शकोंने उस पर विजय प्राप्त कर उसे आचार्य कालकके सामने ला खड़ा किया। आचार्य कालकको किसी प्रकारका बदला लेनेकी इच्छा ही न थी, उन्होने सर्व प्रथम साध्वी सरस्वतीको कैदसे छोड़ देनेकी मांग की, और बादमें सब शक सामन्तोंको जिन्हे वे जागीरें देनेका आश्वासन देकर ले आये थे; उन्हे अपने वचनानुसार जागीरें बांट दीं, और उज्जयिनीके राज्यासन पर उस शाहको बैठाया जिसके पास जाकर कालकसूरि स्वयं रहे थे।

डा. शार्पेन्टियर इस घटनाके सम्बन्धमें अपने विचार इस प्रकार प्रगट करते हैं— कि "यह दंतकथा ऐतिहासिक रहस्यसे सर्वथा शून्य हो ऐसा नहीं, क्योंकि भिन्न भिन्न दंतकथाओंके आधारसे मालूम होता है कि उज्जयिनीके प्रख्यात विक्रमादित्यके पिता गर्दभिल्लने जैनाचार्य कालकका अपमान किया था, वे उसका बदला लेने शकोंके प्रदेशमें गये जिनका राजा साहाणुसाहि (राजाओंका राजा) कहलाता था!........इस परसे यह दन्तकथा ऐतिहासिक दृष्टिगत होती है, चाहे जो हो पर यह कथा बताती है कि कालकसूरिने अनेक शक राजाओंको उज्जयिनी पर चढ़ाई करने और गर्दभिल्ल वंश उखेड़ डालनेके लिये समझाया, परन्तु कुछ वर्षोंके बाद उसके पुत्र विक्रमादित्यने उनको निकालकर अपने पूर्वजोंकी गद्दी प्राप्त की।"[१२]

भारतीय ऐतिहासिक विद्वान् भी इसकी प्रामाणिकता स्वीकार करते हुए लिखते हैं— "जैन ग्रन्थ 'कालकाचार्य कथानक' में पश्चिम भारत पर हुए शक—आक्रमणका मनोरञ्जक वर्णन उपलब्ध होता है, इस बातके प्रबल प्रमाण है कि इस ग्रन्थमें जो जैन इतिवृत्त उपलब्ध होता है वह अधिकांशमे सही है। इससे प्रतीत होता है कि शक लोग बोलान दर्रेके मार्गसे बलोचिस्तान होते हुए. सिन्धकी ओर आये थे, उनके सेनापति 'शाही' और प्रमुख सेनापतिको 'शाहानुशाही' कहा जाता था उनकी एक शाखाने उज्जैनको विजय किया।[१३]

शक सामन्तोंने कालकसूरिकी आज्ञासे गर्दभिल्लको जीवित ही छोड़ दिया, परन्तु पुत्रों सहित उस देशसे निकल जानेकी आज्ञा दे दी। बादमें गर्दभिल्ल कहां जाकर रहा? इसका स्पष्ट उल्लेख नहीं है। एक विद्वान लेखकने उसका जर्मनीमें भागजाना बतलाया है, वह किस प्रकार गया इसे लेखकके शब्दोमें पढ़िये—

११ गर्दभिल्लराजाने नहीं किन्तु उसकी साधित गर्दभीने मुंह खोला ऐसा उल्लेख भी मिलता है।

१२ 'उत्तर हिन्दुस्तानमां जैनधर्म' (चीमनलाल जेचन्द शाह एम. ए.) पृ १७०.

१३ प्राचीन भारत-प्रो. वेदव्यास एम. ए. एलएल. बी. पृ. २४८.

गर्दभिल्लके सम्बन्धमें रोमके महान् इतिहासकार प्लीनीने ऐसा उल्लेख किया है कि— ई.स. पूर्व ६० में भारतवर्षके व्यापारियोके कुछ सुन्दर जहाज़ आफ्रीका रवाना हुए, उन्हें समुद्रयात्रा करते समय हिन्द महासागरमें एक बड़े तूफानका सामना करना पड़ा, जिससे बहुतसे जहाज़ समुद्रतलमें बैठ गये। इन व्यापारियोंमें उत्तर भारतका कर्तुकगल्ल (गर्दभिल्ल) नामक राजा भी था। सद्भाग्यसे वह राजा व अन्य कुछ व्यापारी तूफानमेंसे बच गये, परन्तु तूफानी हवासे वे दूसरे मार्गकी ओर चले गये और दस महीनेके बाद जर्मनी के तट पर जा पहुंचे। जर्मनीमें कुछ दिन निर्गमन कर वे फ्रान्स गये। वहांपर उस समय मीटेलस नामक रोमन सूबा राज्य चला रहा था उसने कर्तुकगल्ल (गर्दभिल्ल)को एक सिफारशी पत्र लिख दिया जिसे लेकर वे लोग रोम पहुंचे जहां टेटसने उनका स्वागत किया।[१४]

अपने देशसे निकाल दिये जानेपर गर्दभिल्लके पुत्रोंने दक्षिणमें जाकर उस समयके वहाके राजा अरिष्टकर्णका आश्रय लिया। वह राजा महापराक्रमी था, कुछ वर्षों की तैय्यारीके बाद अवसर पाकर गर्दभिल्ल कुमारोंने अरिष्टकर्णकी पूर्ण सहायतासे शकोंके आधीन प्रदेशोपर हमला करनेके लिये प्रस्थान किया। नर्मदानदीके तटप्रदेशमें कारूर नामक स्थान पर भीषण युद्ध हुआ। इस भयङ्कर युद्धमें गर्दभिल्लकुमार विक्रमादित्यने अनुपम पराक्रम दिखाया और शक सामंतों पर विजय प्राप्त कर उन्हें उस देशसे बाहर खदेड़ दिया। इस प्रकार शकोंको परास्त करनेसे विक्रमादित्यको शकारि गर्दभिल्ल अथवा शकारि विक्रमादित्य कहने लगे।

गर्दभिल्लके कुल कितने पुत्र थे यह कहीं स्पष्ट न होनेपर भी विक्रमादित्यसे एक बड़े भाई शंकु और एक छोटे भाई भर्तृहरिका उल्लेख मिलता है। क्यो कि शंकु गर्दभिल्लका सबसे बड़ा पुत्र था, इसलिये शकोंको परास्त करनेके बाद उसे राज्य सिंहासन पर बिठाया गया, परन्तु छ मासमें उसके शासनका अन्त हो गया।

कुछ ऐतिहासिकोंको शंकुकी स्वाभाविक मृत्युपर संदेह है, वे विक्रमादित्य पर उसकी हत्या करनेका आरोप करते हैं, परन्तु एक न्यायप्रिय, प्रजा—वत्सल राजासे, जिसका संवत् आजतक गौरव सहित चल रहा है, ऐसी आशा नहीं की जा सकती। भारतीय सभ्यतामें ऐसे कृत्यको गौरवास्पद नहीं माना जाता। यदि ऐसा दुष्कृत्य विक्रमादित्यसे हुआ होता तो उसका नाम लेना भी कोई उचित न समझता।

बडे भाई शंकुकी मृत्युके बाद राज्यकी बागडोर विक्रमादित्यने संभाल ली। शकोसे त्रस्त हुई हुई प्रजा विक्रमादित्यके राजा होते ही अत्यन्त प्रसन्न हुई। विक्रममें पराक्रम था, आदित्यकी तरह तेज था, शासनकी शक्ति थी और था राजकर्मचारियो व प्रजापर पूर्ण प्रभाव।

१४ देखो 'जीवदया' अक्टूबर १९४१का अङ्क।

" **चउसयतिपन्नवरिसे (४५३), कालिगगुरुणा सरस्सई गहिआ।**
**चउसयसत्तरि वरिसे (४७०), वीराओ विक्कमो जाओ ॥** "

પાદલિપ્તસૂરિપ્રબંધમાં " આર્ય ખપુટાચાર્ય ભરૂચમા પ્રજાને પ્રતિબોધતા હતા ત્યારે કાલકાચાર્યના ભાણેજ બલમિત્રનુ ત્યા રાજ્ય હતુ, " એવો ઉલ્લેખ છે.

**विविधतीर्थकल्प** અને **विचारश्रेणि**કાર જણાવે છે કે–"જે રાત્રિએ ભગવાન મહાવીર નિર્વાણ પામ્યા તે જ રાત્રિએ અવતીનો ચડપ્રદ્યોત રાજા મરણ પામ્યો. તેની પછી તેનો પુત્ર પાલક ગાદીએ આવ્યો. પાલકનુ રાજ્ય ૬૦, નવ નદોનુ રાજ્ય ૧૫૫, મૌર્યોનું ૧૦૮, પુષ્યમિત્રનુ ૩૦, બલમિત્ર–ભાનુમિત્રનુ ૬૦, નભોવાહનનુ ૪૦, ગર્દભિલ્લનું ૧૩ અને શકોનુ ૪ વર્ષો–કુલે મહાવીરનિર્વાણથી ૪૭૦ વર્ષો વીત્યા પછી વિક્રમાદિત્યનું રાજ્ય થયું."

" ગર્દભિલ્લના પુત્ર વિક્રમાદિત્યે ઉજ્જૈનીના રાજાનુ રાજ્ય પ્રાપ્ત કરી સુવર્ણપુરુષની સિદ્ધિ વડે પૃથ્વીને ઉઋણ બનાવી વિક્રમસવત્સર ( ઉપર્યુક્ત ગણતરી મુજબ વીરનિર્વાણથી ૪૭૦ વર્ષે ) પ્રવર્ત્તાવ્યો."

ભદ્રેશ્વરસૂરિની **कथावली**મા ઉલ્લેખ છે કે–" ગર્દભિલ્લ પછી ઉજ્જૈનીના રાજ્યાસન પર કાલકના ભાણેજે બલમિત્ર–ભાનુમિત્રનો અભિષેક થયો."

**तित्थोगालीपइन्नय**ની કાલ–ગણનામા "બલમિત્ર જ વાસ્તવમાં સવત્સરસબધિત વિક્રમાદિત્ય છે" એમ જણાવ્યુ છે.

એ સિવાય પ્રાચીન **चूर्णि**ઓમા પણ આને પુષ્ટ કરતા ઉલ્લેખો યત્રતત્ર મળી રહે છે.

પુરાતત્ત્વવિદ્ પં. શ્રીકલ્યાણવિજયજી ઉપર્યુક્ત **कथावली** આદિના ઉલ્લેખને વાસ્તવિક માની તેની ચર્ચા પોતાના **वीरनिर्वाणसंवत् और जैन-काल-गणना** નામના નિબધમા વિસ્તારથી આપે છે.

[ ૩ ]

ઉપર્યુક્ત ઉલ્લેખો પરથી જે મુખ્ય મુદ્દાઓ તારવી શકાય છે તે આ છે.–

૧ વિક્રમાદિત્ય ગર્દભિલ્લ પછી થયો.

૨ મહાવીરનિર્વાણ અને વિક્રમાદિત્ય વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર છે.

૩ યશોધર્મા, કનિષ્ક, સમુદ્રગુપ્ત, ચદ્રગુપ્ત દ્વિતીય, અઝીઝ પ્રથમ, પુષ્યમિત્ર, ગૌતમીપુત્ર સાતકર્ણિ અને બલમિત્ર–ભાનુમિત્રમાથી કયો રાજા વિક્રમાદિત્ય ઉપાધિધારી હતો ?

૪ વિક્રમાદિત્ય સાથે કાલકાચાર્ય અને આર્ય ખપુટાચાર્યની સમકાલીનતા.

૫ વિક્રમસવત્સરની પ્રવર્ત્તના ક્યારથી થઈ ?

આ મુદ્દાઓ પૈકી પ્રથમના બે મુદ્દાઓ માટે જૈન સાહિત્યની લગભગ સમગ્ર પરપરા એકમત છે કે ગર્દભિલ્લ પછી ૪૭૦ વર્ષે વિક્રમાદિત્ય થયો અને તેણે વિક્રમસવત્ની પ્રવર્ત્તના કરી.

ત્રીજા અને પાચમા મુદ્દા પરત્વે જ વિદ્વાનોમા વિવાદ છે. યશોધર્મા, જેનો સમય વિ. સં. ૫૪૭ થી ૫૭૭ નો, સમુદ્રગુપ્ત, જેનો સમય વિ. સ. ૩૯૨ થી ૪૩૭ નો અને ચદ્રગુપ્ત બીજો, જેનો સમય વિ. સ. ૪૩૭ થી ૪૭૦ નો છે તેમાથી કોઇ પણ વિક્રમ-સવત્સરપ્રવર્ત્તક હોઈ ન શકે, કેમકે એમનો સમય જ ચોથી, પાચમી અને છઠ્ઠી શતાબ્દિનો છે. વળી ગુપ્ત રાજાઓએ તો પોતાનો સવત્સર જ ચાલુ કર્યો હતો. કનિષ્ક, પુષ્યમિત્ર અને અઝીઝ માટે કોઈ પ્રબલ પૂરાવાઓ નથી. પણ ફક્ત બે જ વ્યક્તિઓના ઉલ્લેખો

એક ગર્ભિણી સિવાયનાં સો, સાપ કાંચળી ત્યજી દે તેમ, સંસારની માયા છોડી ગુરુજી પાસે આવ્યા અને સર્વે દીક્ષાપિપાસુ બન્યાં. યોગ્યતા નિરખી સૂરીજીએ ચારિત્રનાં દાન દીધા. પાછળ રહેલી વધુએ થોડા સમય પછી એક બાળકને જન્મ આપ્યો, એ 'મહાકાલ' તરીકે ખ્યાતિ પામ્યો. તેણે માતામુખે સર્વ વ્યતિકર શ્રવણ કરી શ્મશાન ભૂમિમાં એક સુંદર પ્રાસાદ તૈયાર કરાવી ઉક્ત સૂરિ મહારાજને માનપુરસ્સર પુન. તેડી લાવી તેઓશ્રીના વરદ હસ્તે શ્રી પાર્શ્વનાથના મનોહર બિંબની પ્રતિષ્ઠા કરાવી. અવંતીસુકુમાળના સ્મરણાર્થે થયેલ આ સ્થાપનાથી શ્રીઅવંતીપાર્શ્વનાથ તરીકે ચોતરફ એ તીર્થની ખ્યાતિ પ્રસરી રહી. સમયના ગર્ભમાં એ આચાર્યશ્રી સમાયા અને પ્રાસાદનિર્માતા પુત્ર પણ સમાયો, કેવળ તીર્થ રહ્યું. ઉપાસકોની ઉપેક્ષાથી કિંવા અન્ય મતના અનુયાયીઓની વધતી જતી લાગવગથી એ સ્થાન પર તેમનો કબજો ચઢી બેઠો. મૂર્તિને ભૂમિગૃહમાં અદૃશ્ય કરી ઉપર શિવલિંગ સ્થાપી દીધુ. મંદિર મહાકાલ કૃત હતુ તે મહાકાલપ્રાસાદ તરીકે ઓળખાયું અધિષ્ઠાતા એવા શ્રી અવંતી પાર્શ્વનાથ જનતાની સ્મૃતિથી અદૃશ્ય થયા

સિદ્ધસેન અવધૂતે ભૂતકાળના આ ઈતિહાસને સાચા સ્વરૂપે રજુ કરવાનો નિર્ધાર કર્યો. સીધા પહોચ્યા એ સામે દેખાતા મહાકાળ પ્રાસાદમાં અને નમન કરવાને બદલે લાંબા પગ કરી શિવલિંગ સામે અડ્ડો જમાવ્યો. પૂજાપાઠી ને દક્ષિણારત ભૂદેવોથી આ અવિનય શે સહ્યો જાય? આખી વાત વીર વિક્રમના દરબારમાં પહોચી. સિપાઈ છૂટયા. પણ આ અવધૂતને કોઈની પરવા જ ન મળે સત્તાના કોયડા વિંઝાયા—જનતાને લાગ્યું કે હમણાં જ અવધૂતનો બરડો ચીરાઈ જવાનો! ત્યા તો રાજાના અંતઃપુરમા કોલાહલ મચ્યો. રાણીઓના બરડા પર અદૃશ્ય રીતે ચાબખા પડતા હતા! આ શુ આશ્ચર્ય! અવધૂત તો ધ્યાન મગ્ન જ હતા સત્તાધારી શરમાયા. રાજા દોડી આવ્યો યોગી ચમત્કારી લાગ્યા. ચાબખા વીંઝાતા બંધ પડયા, ત્યા રાણીવાસમા કળ વળ્યાની ખબર આવી ચમત્કાર પાછળ આ અવધૂતનો હાથ જણાયો પ્રાર્થના થઈ, સત્ય દર્શાવવાનો આગ્રહ થયો. મહાદેવની સ્તુતિ કરવાને સિદ્ધસેને કલ્યાણમંદિર સ્તોત્ર ઉચ્ચાર્યું. ઉપર છલ્લા શિવલિંગનો સ્ફોટ થયો અને સાચા મહાદેવ—ઝગઝગતા જ્યોતિર્ધર શ્રી અવતી પાર્શ્વનાથનાં બિંબ સૌની આખે પડયા. એકાએક જયનાદ થઈ રહ્યો જૂના ઈતિહાસના પાના ઉકેલાયા.જૈનોને પોતાનું પ્રાચીન તીર્થ પાછુ મલ્યુ. અવધૂત સાચા સિદ્ધસેન દિવાકર તરીકે ઓળખાયા. આવી મહત્ત્વની શાસનસેવા જોઈ સંઘે પ્રાયશ્ચિત્તના બાકી વર્ષો માફ કર્યા. જૈન સમાજ પુનઃ એકવાર શ્રી સિદ્ધસેન દિવાકરની પ્રતિભાથી શોભી રહ્યો વિક્રમરાજનાં નવ રત્નમા જે ક્ષપણક છે તે આ જ સંભવે છે. ક્ષપણક એટલે બૌદ્ધ સાધુ નહીં પણ જૈન શ્રમણ છે એ નીચેની કડિકાથી પુરવાર થાય છેઃ

"ત્રિવેન્દ્રય સંસ્કૃત ગ્રંથમાલામા ઈ. સ. ૧૯૧૮ મા પ્રસિદ્ધ થયેલ સર્વ મત સંગ્રહ (પૃ. ૧૪-૧૫) માં વિચારશાસ્ત્રોના વૈદિક અવૈદિક એમ બે ભેદ પડાયા છે અવૈદિકમા બૌદ્ધ આર્હત અને તર્ક સમાય છે, એના કારણમા જેઓ વેદને માનતા નથી એ અવૈદિક ગણાતા હોવાથી અને દર્શનના રચનારા અનુક્રમે બુદ્ધ ક્ષપણક અને બૃહસ્પતિ હોવાથી વાતનો મેળ બેસે છે. આમા બુદ્ધ અને ક્ષપણક જુદા ગણાવેલ છે એ સાબિતી રૂપ છે.

આ રીતે એક ઐતિહાસિક વિભૂતિની સ્મૃતિમાં પ્રકાશિત થતા આ લેખમા, એ જ કાળના એક વિદ્વાન આચાર્યશ્રીના હસ્તે ઉદ્ધરિત થયેલ તીર્થધામનો પ્રસગ પૂર્ણ થાય છે.

# સંવત્સરપ્રવર્તક વિક્રમાદિત્ય

લેખક—શ્રીયુત પં૦ અંબાલાલ પ્રેમચંદ શાહ, વ્યાકરણતીર્થ

ઉત્તર ભારતમાં આજે જેના નામનો રાષ્ટ્રીય સંવત્ પ્રવર્તે છે તે વિક્રમાદિત્યના સમયનો નિર્ણય તો શું પણ અસ્તિત્વ માટે પણ પુરાતત્ત્વજ્ઞોમાં અનેક મતભેદો પ્રવર્તે છે.

ડૉ. કીલહોર્ન જેવા વિદ્વાનો જણાવે છે કે વિક્રમાદિત્ય નામનો કોઈ રાજા થયો જ નથી, અને તેનો ચલાવેલો કોઈ સંવત્સર પણ નથી. પરંતુ ઈ. સ. ૫૪૪ માં માલવાના પ્રતાપી રાજા યશોધર્માએ મુલતાનની પાસેના કરૂરમાં હુણ રાજા મિહિરકુલને હરાવીને વિક્રમાદિત્યની ઉપાધિ ધારણ કરી હતી અને પ્રચલિત માલવસંવત્‌ને તે સમયથી વિક્રમસંવત્‌માં બદલી દઈ તેમાં ૫૬ વર્ષનો ઉમેરો કરીને ૬૦૦ વર્ષનો પુરાણો એ સંવત્ જાહેર કરવામાં આવ્યો.

ડૉ. ફ્લીટ રાજા કનિષ્કને વિક્રમસંવત્‌ના પ્રવર્તક માને છે.

કેટલાક વિદ્વાનો, સમુદ્રગુપ્તના અલ્લાહાબાદવાળા લેખમાં બીજી જાતિઓ સાથે માલવોને જીતવાનો ઉલ્લેખ છે તેથી, કર્કોટક (જયપુર) થી મળેલા સિક્કાઓમાં **માલવાનાં જય**નો સંબંધ આ સમુદ્રગુપ્ત સાથે જોડીને તે જ વિક્રમસંવત્‌ના પ્રવર્તક હોવાનો પુરાવો આપે છે,

ડૉ. ભાંડારકરનું અનુમાન છે કે માલવસંવત્‌ને વિક્રમસંવત્‌માં બદલી નાખનાર ચંદ્રગુપ્ત દ્વિતીય છે; કેમકે ચંદ્રગુપ્ત બીજાના મળી આવતા સિક્કાઓમાં વિક્રમાદિત્ય નામનો ઉલ્લેખ પહેલવહેલો મળે છે તેણે પશ્ચિમી શકોને પરાસ્ત કર્યા હોવાથી 'શકારિ' તરીકે પ્રસિદ્ધ વિક્રમાદિત્ય પણ આ જ હોવો સંભવે છે.

સર જોન માર્શલે 'અઝીઝ પહેલાથી વિક્રમસંવત્ શરૂ થયો' એવો મત પ્રગટ કર્યો છે.

પં. વેણીપ્રસાદ શુક્લે 'વિક્રમસંવત્' નામના લેખમાં પુષ્યમિત્ર વિક્રમાદિત્ય હતો એવા પૂરાવાઓ રજુ કર્યા છે.

શ્રીયુત જાયસવાલે સિદ્ધ કર્યું છે કે—આંધ્રવંશીય ગૌતમીપુત્ર સાતકર્ણિ જ પ્રસિદ્ધ વિક્રમાદિત્ય હતો, અને સાતકર્ણિ, સાતવાહન શાલિવાહન એ આ વંશની ઉપાધિઓ હતી.

પ્રો. રેપ્સને ઋષભદત્ત અને ગૌતમીપુત્રના શિલાલેખો અને નહપાનના સિક્કાઓથી નિર્ણીત કર્યું છે કે નહપાન શકને ગૌતમીપુત્રે જીતીને માલવ-પ્રજાને તેના અધિકારમાંથી છોડાવી હતી, આથી 'શકારિ' તરીકે પ્રસિદ્ધિ પામેલો વિક્રમાદિત્ય તે જ છે.

પરંતુ આ બધાં કેવળ અનુમાનો જ છે.

વસ્તુતઃ શરૂઆતમાં આ સંવત્સર સાથે વિક્રમનો સંબંધ સંભવત. નહિ હોય, પણ એ નામનો કે એ ઉપાધિધારક રાજા થયો જ નથી એમ માનવું અયુક્ત છે, કેમકે તેના અસ્તિત્વના કેટલાક ઉલ્લેખો પણ પ્રાચીન ગ્રંથોમાંથી આપણને પ્રાપ્ત થાય છે.

દંતકથાનુસાર આંધ્રવંશના ૧૭ મા રાજા હાલે પ્રાચીન મહારાષ્ટ્રી-પ્રાકૃતમાં **गाथा-सप्तशती** નામનો ગ્રંથ રચ્યો છે, તેના ૬૫ મા શ્લોકમાં વિક્રમાદિત્યની દાનશીલતાનો ઉલ્લેખ આ પ્રકારે છેઃ—

"**संवाहणसुहरसतोसिएण देन्तेण तुह करे लक्खं ।**
**चलणेण विक्कमाइच्च-चरिअमणुसिक्खिअं तिस्सा ॥**"

પ્રબલ પૂરાવાઓ સાથે આપણી સમક્ષ રહે છે; તેમાનો એક—જેમણે ભારતીય ઐતિહાસિક કાળની ઘટનાઓને ઊંડા સંશોધન અને ગવેષણા પછી ક્રમબદ્ધ ગોઠવવાને ભારે જહેમતથી પુરાતત્ત્વવેત્તાઓમાં પુરોગામી તરીકે પ્રસિદ્ધિ મેળવી છે તે શ્રી કાશીપ્રસાદ જાયસવાલ છે; અને બીજા—જેમણે જૈન-સાહિત્યમાના આગમ, ભાષ્યો, ચૂર્ણિઓ, પ્રબંધો અને કથાનકોની લગભગ સમગ્ર પરંપરાનો અને ભારતીય વિવિધ ઘટનાઓનો અભ્યાસ કર્યો છે તે પુરાતત્ત્વવિદ્ પં. શ્રી કલ્યાણવિજયજીનો છે પ્રથમના વિદ્વાને અનેક પુરાવાઓથી આંધ્રના સાતવાહનવંશીય ગૌતમીપુત્ર સાતકર્ણિને વિક્રમાદિત્ય તરીકે સિદ્ધ કર્યા છે. (જુઓ The Jonurnal of the B. & O. Research Societyના ૧૯૩૦ના Vol. XVI Part 3 & 4માં Problems of Sake-Satavahana History) જ્યારે બીજા વિદ્વાને બલમિત્ર-ભાનુમિત્રને વિક્રમાદિત્ય તરીકે રજુ કર્યા છે. (જુઓ—"वीरनिर्वाण-संवत् और जैन कालगणना" નામનો नागरीप्रचारिणीपत्रिका ભા. ૧૦-૧૧માનો લેખ)

બને વિદ્વાનોના પૂરાવાઓમા શ્રીજાયસવાલનો મત ઐતિહાસિક મુશ્કેલીઓ વિનાનો હોય એમ લાગતુ નથી ગૌતમીપુત્રને વિક્રમાદિત્યનુ બિરુદ પ્રાપ્ત થયુ હોય એવો કોઈ પ્રબલ પૂરાવો નથી અને કાળ-ગણનાની દૃષ્ટિએ વિક્રમાદિત્ય સાથેની સંગતિ બેસતી પણ નથી, જે આગળ જણાવાશે. અને તેથી જ પં. શ્રીકલ્યાણવિજયજીએ નિરૂપેલા બલમિત્ર-ભાનુમિત્ર જ સાચા વિક્રમાદિત્ય હોય અને તેમણે જ વિક્રમસંવત્સરની પ્રવૃત્તિ શરૂ કરી હોય એ વધુ સંભવિત અને શક્ય લાગે છે ખાસ કરીને વિક્રમ સંબંધે જે કથાનકો મળે છે, અને તેના સૌથી પ્રથમ અને વધુ ઉલ્લેખો જૈનોના ગ્રંથોમા જ નજરે પડે છે, તેથી જૈનોનો તેની પ્રતિનો પક્ષપાત તેના જૈન હોવાનો પૂરાવો આપે છે.

**षट्खण्डागम**ની ટીકા **धवला**ના રચયિતા શ્રીવીરસેનાચાર્યે ધવલાના અંતમા ૯ ગાથાઓ પ્રશસ્તિરૂપે આલેખી છે. તેની છઠ્ઠી ગાથામા સંવત્ સાથે વિક્રમનુ નામ ઉલ્લેખાયુ છે.

" अट्ठतीसम्हि सासिय विक्कमरायम्हि एसु संगरमो ।
पासे सुतेरसीए भावविलग्गे धवलपक्खे ॥ "

વીરસેનાચાર્યના શિષ્ય જિનસેને **जयधवला**ની તેમની અપૂર્ણ ટીકા શક સં. ૭૫૯ ના ફાલ્ગુન શુક્લા દશમીએ પૂર્ણ કરી હતી અને તે સમયે અમોઘવર્ષનુ રાજ્ય હતુ. આથી જણાય છે કે શ્રીવીરસેનાચાર્યનો સત્તાકાળ ૮મી શતાબ્દિ હતો.

યદ્યપિ ઉપરિનિર્દિષ્ટ કાળ ૭૨૮નો શકકાલ છે એવુ પ્રસ્તાવનાકારે અનેક પ્રમાણોથી સિદ્ધ કર્યું છે, છતા આપણે તો અહી 'વિક્રમ' શબ્દ સાથે જ સંબધ છે. તે જો ૭૨૮નો શકકાલ જ હોય તો પણ તેમા ૧૩૫ જોડવાથી ૮૬૩નો વિક્રમસંવત્ આવે, જે અદ્યાપિ મળી આવતા ગ્રંથોમા વિક્રમ નામ સાથે જોડાયેલા સંવત્સરનો સૌથી પ્રથમ ઉલ્લેખ ગણાય.

વળી એવા પણ ઉલ્લેખો મળે છે, જેમા શકકાલની સાથે જ વિક્રમનું નામ પણ જોડેલુ હોય. ૧૬ મી શતાબ્દિમા રચાયેલા **अकलङ्कचरित**માં અકલંકના બૌદ્ધો સાથેના શાસ્ત્રાર્થનો સમય આ પ્રકારે બતાવવામાં આવ્યો છે.

" विक्रमार्क-शकाब्दीय-शतसप्तप्रमाजुषि ।
कालेऽकलङ्कयतिनो बौद्धैर्वादो महानभूत् ॥ "

**त्रिलोकसार**ની ગાથા ૮૫૦ની ટીકામાં ટીકાકાર માધવચંદ્ર ત્રૈવિદ્ય લખે છે કે—

"श्रीवीरनाथनिवृत्तेः सकाशात् पञ्चोत्तरषट्शत वर्षाणि (६०५) पञ्चमासयुतानि गत्वा पश्चात् विक्रमाङ्क-शकराजो जायते।"

અહી વિક્રમાંક-શકરાજાનો ઉલ્લેખ સ્પષ્ટતઃ શકસંવત્‌ના સંસ્થાપક સાથે છે. આ જ રીતે વીરસેનાચાર્યે ઉલ્લેખેલો સંવત્ વિક્રમાંક-શક હશે

તે પછીના દેવસેનાચાર્યે **दर्शनसार** નામનો ગ્રથ વિ. સં. ૯૯૦મા પૂરો કર્યો, જેમા સ્પષ્ટતઃ વિક્રમસવત્‌નો ઉલ્લેખ છે. એ જ રીતે જૈન મહાકવિ શ્રી ધનપાલે વિ. સ ૧૦૧૯મા **पाइअलच्छीनाममाला** નામનો ગ્રંથ પૂરો કર્યો અને અમિતગતિના **सुभाषितरत्नसंदोह** મા પણ વિક્રમસવત્‌નો ક્રમશ. ઉલ્લેખ મળે છે. આમ નવમી અને દશમી શતાબ્દિ પહેલાના કોઈ ગ્રંથમા સંવત્ સાથે વિક્રમનો ઉલ્લેખ મળતો નથી.

શિલાલેખોમાં સૌથી પહેલવહેલો ચાહમાન ચડમહાસેનના વિ સં. ૮૯૮ના લેખમાં વિક્રમસવત્‌નો ઉલ્લેખ મળી આવે છે. તે પહેલાના કોઈ લેખમાં વિક્રમસંવત્‌નો ઉલ્લેખ મળતો નથી. પણ 'માલવસવત્', 'માલવગણસંવત્', અથવા 'કૃતસવત્'નો ઉલ્લેખ મળે છે. આ સવત્સર ક્યારથી પ્રચલિત થયો તેનો સ્પષ્ટ ખુલાસો ક્યાંઈ જોવાતો નથી, પણ સંભવત. વિદેશીઓને જીતવાથી માલવોની સ્વતત્રતા-પ્રાપ્તિ જ મુખ્ય કારણ હોય એમ લાગે છે. આથી જણાય છે કે જેમ 'શકસંવત્' પહેલા કેવળ 'સવત્' લખાતો હતો અને પાછળથી 'શક-સવત્' લખાવા લાગ્યો તેવી જ રીતે સભવતઃ પ્રચલિત સવત્સર પહેલાથી જ વિક્રમના નામે પ્રસિદ્ધ થઈ ચૂકયો હશે, પણ લખવામા તો 'સવત્' માત્ર જ લખાતુ હશે. જયારથી 'સવત્'ની સાથે વિશેષ નામો જોડાવા લાગ્યાં હશે ત્યારથી માલવાના વિક્રમાદિત્યનુ નામ પણ માલવસવત્ સાથે જોડાયુ હશે.

ચોથો મુદ્દો જે કાલકાચાર્ય અને આર્ય ખપુટાચાર્યને બલમિત્ર-ભાનુમિત્રના સમકાલીન હોવાનું જણાવે છે, તે મુજબ આર્ય કાલક બલમિત્ર-ભાનુમિત્રના મામા થતા હતા અને સરસ્વતી સાધ્વીનુ અપહરણ કરવાથી ગર્દભિલ્લને શિક્ષા આપવા શકકૂલથી શકોને લાવ્યા હતા, એ ઘટનાનો ઉલ્લેખ અગાઉ અપાઈ ચૂકયો છે. આથી બને સમકાલીન હતા, એ નક્કી થાય છે પણ બલમિત્ર-ભાનુમિત્રનો સમય જે **विचारश्रेणि** અને **विविधतीर्थकल्प** માની પ્રચલિત જૈનગણનાપદ્ધતિ અનુસાર મહાવીરનિર્વાણથી ૩૫૪ થી ૪૧૩ સુધીનો આવે છે તેથી બીજી ઘટનાઓની સગતિ થઈ શકતી નથી. પરતુ એ સમયમા પં. શ્રી કલ્યાણવિજયજીએ સશોધન કરી તેમનો રાજત્વકાળ ૪૧૪ થી ૪૭૩ સુધીનો નક્કી કર્યો છે તે યથાર્થ લાગે છે. કેમકે મૌર્યકાળમાથી બાવન વર્ષો છૂટી જવાથી ૧૬૦ ના સ્થાનમાં કેવળ ૧૦૮ વર્ષો જ પ્રચલિત ગણનાઓમા લેવામા આવ્યા છે. આથી બાવન વર્ષો ઓછા થઇ જવાથી બલમિત્ર આદિનો સમય અસંગત બની જાય છે. આર્ય ખપુટાચાર્યનો સમય પણ એ જ સશોધન મુજબ મળી રહે છે.

વળી પ્રાચીન **चूर्णि**ઓ અનુસાર સાતવાહનની ચડાઇઓના સમયે ભરુચમા નહવાન રાજા હતો, (જુઓ **आवश्यकचूर्णि** પૃ૦ ૨૦૦ અને **कल्पचूर्णि** પૃ૦ ૧૮) જે બલમિત્ર-ભાનુમિત્રનો ઉત્તરાધિકારી નભસેન કે નભોવાહનના નામે જૈન કાલગણનામા ઉલ્લેખાયેલ છે. આથી શ્રીજાયસવાલે જે નહપાનને હરાવનાર ગૌતમીપુત્ર સાતકર્ણિને વિક્રમાદિત્ય તરીકે કલ્પ્યો છે તે ઘટના કાલગણનાની દૃષ્ટિએ બલમિત્ર-ભાનુમિત્રના ઉત્તરાધિકારી સાથે સગત થાય છે, અને તેથી તેની (ગૌતમીપુત્ર સાતકર્ણીની) વિક્રમાદિત્ય તરીકેની સગતિ બંધબેસતી નથી.

[ ૪ ]

આટલા વિવેચન પછી બલમિત્ર-ભાનુમિત્રને શા ઉપરથી વિક્રમાદિત્ય કહેવામાં આવે છે, તે જોઈએ—

મારુ માનવુ છે કે બલમિત્ર-ભાનુમિત્ર ઉજ્જૈનીના સિંહાસને આરુઢ થતાં શકો પરના વિજયની યાદગારમાં બંને ભાઈઓના નામનુ સમાનાર્થવાચી એક નામ વિક્રમાદિત્ય તેમણે પ્રચલિત કર્યું. કેમકે બલ અને ભાનુ ક્રમશઃ વિક્રમ અને આદિત્યવાચી છે ( બલ+ભાનુ= વિક્રમ+આદિત્ય=વિક્રમાદિત્ય ). આથી ભરુચમાં રાજ્ય કરતા હતા ત્યા સુધી તેઓ બન્ને બલમિત્ર-ભાનુમિત્ર એ પ્રકારે બે નામપૂર્વક ઉલ્લેખાયા છે. પણ ઉજ્જૈનીની ગાદીએ આવતાં જ્યાંત્યાં વિક્રમાદિત્યના નામથી જ તેમની ઘટનાઓના ઉલ્લેખો થયા છે. વળી જેઓ પ્રથમથી જ બલમિત્ર-ભાનુમિત્ર કહેતા-લખતા આવ્યા છે તેમને આ નવુ નામ વ્યવહારમાં લેતાં કૃત્રિમતા લાગી હોય તો તે જ નામે ઉલ્લેખ્યા હોય, પણ પાછળના લેખકોએ તો તેમને વિક્રમાદિત્ય નામે જ આલેખ્યા છે. આ રીતે બને નામોની સંગતિ બેસી રહે છે. તેમણે શકોને પરાસ્ત કરેલા હોવાથી 'શકારિ' તરીકે આ જ વિક્રમાદિત્ય કહેવાયા હશે, અને એ વિજયની યાદમા વિક્રમસંવત્ પ્રવર્ત્તાવ્યો હોય; એ સંભવિત અને યુક્ત લાગે છે.

લેખને પૂર્ણ કરવા પહેલા વિક્રમાદિત્ય અને આર્ય કાલકની કેટલીક ઐતિહાસિક ઘટનાઓ અને કાલ-ગણનાની સ્થૂલ ક્રમ-યોજના આલેખી દેવી જરૂરી છે.

[ ૫ ]

સંપ્રતિ પછી મૌર્ય સત્તા નબળી પડવા લાગી અને તેમનુ સામ્રાજ્ય ધીમે ધીમે તૂટવા લાગ્યુ તે સમયે ભારતવર્ષના ચારે મંડલોમા નવી શક્તિઓ પોતાનું જોર અજમાવી રહી હતી. ઉત્તરાપથમા પાર્થિયન, શકો અને બલખના યૂનાનીઓનાં ટોળા પશ્ચિમમાં સિંધ અને માળવા સુધી ફેલાવા માંડયા હતા. દક્ષિણમા આંધ્રોની સત્તા પ્રબળ બનતી હતી અને કલિંગમા ખારવેલની સત્તાના મધ્યાહ્ને મગધના શુંગવંશી પુષ્યમિત્ર અને દક્ષિણના આંધ્રો પર પોતાનો દોર જમાવ્યો હતો અને મગધમા પુષ્યમિત્રનો અમલ પૂરો થવા આવ્યો હતો ત્યારે લાટ દેશના ભૃગુકચ્છ (ભરુચ)મા બલમિત્ર-ભાનુમિત્રનો રાજ્યાભિષેક વી. નિ. સ. ૪૦૫ મા થયો. અર્થાત્ ભગવાન મહાવીરના નિર્વાણ પછી પાલકના ૬૦ વર્ષો, નવ નંદોના ૧૫૦ (વી નિ. સ. ૨૧૦), મૌર્યોનાં ૧૬૦ (વી. નિ. સં. ૩૭૦), અને પુષ્યમિત્રના ૩૫ ( વી નિ. સ. ૪૦૫) વર્ષો વીત્યા પછી ભરુચમાં બલમિત્ર-ભાનુમિત્ર હતા, અને ફરગ્યુસનના કહેવા મુજબ "Agnimitra the ruler of Vidisha" વિદિશાનો રાજવી અગ્નિમિત્ર હતો. આથી જણાય છે કે ઉજ્જૈની સમીપની વિદિશા પર શુંગવંશી કે બીજી સત્તાએ ચાલીસ વર્ષો વી નિ. સ ૪૪૫મા સુધી રાજ્ય કર્યું હશે. તે પછી દર્પણ જે ગર્દભિલ્લના બીજા નામથી પ્રસિદ્ધ હતો તેણે તેર વર્ષો સુધી માલવા પર રાજ્ય કર્યું. તેણે સાધ્વી સરસ્વતીનુ વી. નિ સં. ૪૫૨ મા અપહરણ કર્યું ન હોત અથવા ભારતીય રાજાઓએ આર્ય કાલકને સાથ આપ્યો હોત તો વિદેશી સત્તાએ અહી પગ મૂકયો ન હોત. શકોએ આવીને સૌથી પહેલા સૌરાષ્ટ્રનો અધિકાર હાથમા લીધો અને પછીથી ઉજ્જૈનીને સર કરી ચાર વર્ષ સુધી રાજ્ય કર્યું. આ દરમિયાન શક-મંડલિકો અને અધિકારી પુરુષોએ શક-રાજવીનો સાથ છોડી દીધો હોવાથી તેની સત્તા ઘટી ગઈ હતી. આ સ્થિતિનો લાભ

લઈ ભરુચના બલમિત્ર-ભાનુમિત્રે ઉજ્જૈની પર પોતાનો અધિકાર જમાવી દીધો અને વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું. **अग्निपुराण**માં "ગર્દભિલ્લનો પુત્ર" વિક્રમાદિત્ય માલવાનો રાજા થશે" એમ કહ્યું છે. "It is said in Agni Purana that the son of Gadharupa should accend the throne of Malwa." (પ્રીન્સેપ્સ જર્નલ પુ. ૪, પૃ. ૬૮૮). આ ઉલ્લેખ **विचारश्रेणि, कथावली** અને **तित्थोगालीपइन्नय**ની હકીકતને ટેકો આપે છે. તેણે ઉજ્જૈનીમા ૮ વર્ષ રાજ્ય કર્યું, એ મુજબ તેનો દેહાત વી. નિ. સં. ૪૬૫ મા થયો અને **तेरसवासेसु संवच्छरपवित्ती** તેર વર્ષ પછી એટલે વિક્રમના રાજ્યાભિષેક પછી પાંચ વર્ષે માલવગણસંવત્‌ની સાથે વિક્રમસંવત્સરની વી. નિ સં. ૪૭૦મા પ્રવૃત્તિ થઈ. પણ ઉપરની ગણતરી મુજબ ગર્દભિલ્લે તેર વર્ષ સુધી એટલે વી. નિ. સં. ૪૫૮ સુધી, શકોએ ચાર વર્ષ એટલે વી. નિ. સં. ૪૬૨ સુધી અને બલમિત્ર-ભાનુમિત્રે આઠ વર્ષ રાજ્ય કર્યું હોય તો વી. નિ. સં. ૪૭૦ નો મેળ પૂરો મળી રહે અને શકો પરના વિજયમા વિક્રમસંવત્સરની પ્રવૃત્તિ થયાની હકીકતની પણ સંગતિ બેસે. પ્રો. રેપ્સન ઠીક જ કહે છે કે: "The foundation of an era must be held to denote the successful establishment of the new power rather than its first beginning or downfall of any." (કોઈન્સ ઑફ ધી આંધ્ર ડિનેસ્ટી-પ્રસ્તાવના પૃ૦ ૧૬૨)

ગર્દભિલ્લ કયો ધર્મ પાળતો હશે એ જાણી શકાતું નથી, પણ વિક્રમાદિત્યના રાજ્યમા કાલકાચાર્ય, ખપુટાચાર્ય, જીવદેવસૂરિ જેવા મહાવિદ્વાન આચાર્યો વિહરતા હતા અને બલમિત્ર-ભાનુમિત્ર આર્ય કાલકના ભાણેજો થતા હોવાથી માતૃધર્મની અસરતળે આવી જૈનધર્મી બન્યા હશે. જો કે પાછળના લેખકોએ વિક્રમાદિત્ય માટે બતાવેલો પક્ષપાત તેના જૈનધર્મી હોવાના પુરાવારૂપ છે, છતા સંપ્રતિ કે કુમારપાલ જેવા પરમાર્હત તેમને કહેવા જેટલી જૈનધર્મ પ્રતિની તેમની કર્તવ્યનિષ્ઠાની કોઈ ઘટના ઉલ્લેખાયેલી ક્યાંઈ જોવાતી નથી. ઊલટું તેમના દુર્વ્યવહારથી કાલકાચાર્યને વર્ષાકાળમા જ ઉજ્જૈનીથી વિહાર કરી જૈન રાજવી સાતવાહનની રાજધાની પ્રતિષ્ઠાન (પૈઠણ)માં જઈને ચતુર્થીપર્યુષણા પર્વ વી. સં. ૪૫૭ થી ૪૬૫ વચ્ચે કરવુ પડયું હતુ આ ઘટના આપણને એમ માનવા પ્રેરે છે કે બલમિત્ર-ભાનુમિત્રે કાલકાચાર્યના નિર્વાસન પછી સર્વ સાધારણ લોકહિતનાં કાર્ય કરવા માંડ્યાં હશે અને તેથી જૈનેતરોએ પણ વિક્રમાદિત્યની પ્રશસ્તિનાં કવિતો અને ઘટનાઓ રચી કાઢી હશે.

તેના વંશમા સંતાન આદિનો કોઈ ઉલ્લેખ મળતો નથી પણ તેના ઉત્તરાધિકારી તરીકે નભોવાહન કે નભસેનનું નામ મળે છે, તે તેનો શુ સંબંધી થતો હશે તે જાણી શકાતુ નથી ઉજ્જૈનીની ગાદીએ આવતા વિક્રમાદિત્યે આ નભોવાહનને ભરુચનો મંડલિક બનાવ્યો હશે અને તેથી **आवश्यकचूर्णि** અને **कल्पचूर्णि**મા 'સાતવાહનની ચઢાઈ વખતે ભરુચમાં નહવાહન રાજા હતો' એ ઉલ્લેખનો અંકોડો પણ મળી રહે છે.

[ ૬ ]

કાલકાચાર્ય તેમના સમયના એક યુગપ્રવર્તક ક્રાંતિકારી પુરુષ હતા. તેમની બધી પ્રવૃત્તિઓ આગળ પડતી હતી, છતાં એ તેમના સંયમ અને જ્ઞાનાબ્ધિની ગંભીરતા વટાવી

શકી નહોતી. જ્ઞાનમાર્ગમાં તેમણે સિદ્ધાન્ત-ગ્રંથોના પઠનપાઠન અનુસારરૂપ गंडिकानुयोग પ્રવર્તાવ્યો. આજીવકો પાસેથી તેમણે નિમિત્ત વિષયક જ્ઞાન લઈ પાટલિપુત્ર નરેશને મુગ્ધ કર્યા હતા અને લૌકિકવિષયક कालकसंहिता રચી હતી. તે સિવાય प्रथमानुयोग પણ રચ્યો હતો. તેમાં તેમણે ચક્રવર્તી વાસુદેવોનાં પૂર્વભવો તથા ચરિત્રોનું વર્ણન કર્યું છે. સંભવ છે કે नन्दिसूत्रमां જે મૂલ પ્રથમાનુયોગ અને ગંડિકાનુયોગનું વર્ણન આવ્યું છે તે તેમની કૃતિઓ હશે

સૌથી ધ્યાન ખેંચે તેવુ ક્રાંતિકારી પગલું ભર્યું તે ચતુર્થી-પર્યુષણા સંબંધેનું હતું. પર્યુષણા પર્વ પરંપરાથી ભાદરવા સુદ ૫ ના રોજ થતું, તેથી ઉજ્જૈનીથી પ્રતિષ્ઠાન આવતા જ આર્ય કાલકે જાહેર કર્યું કે ભાદ્ર શુક્લા પંચમીએ પર્યુષણા થશે. સંઘે એ વાતનો સ્વીકાર કર્યો ત્યારે ત્યાંનો રાજા જે શ્રાવક હતો તેણે કહ્યું, "તે દિવસે મારે લોકાનુવૃત્તિથી ઇંદ્ર મહોત્સવમાં સમ્મિલિત થવું પડશે, તેથી ચૈત્ય અને સાધુઓની ભક્તિ કરી શકાશે નહિ, માટે પર્યુષણા ષષ્ઠીએ રાખો." કાલકે કહ્યું, "પંચમીના દિવસનું ઉલ્લંઘન ન થઈ શકે." "ત્યારે આગામી ચતુર્થીએ પર્યુષણા કરો" "એ થઈ શકશે." એમ આચાર્યે કહ્યું. તેથી ચતુર્થીના દિવસે પર્યુષણા કરવામાં આવ્યું. યુગપ્રધાનોએ એ જ કારણે ચતુર્થીની પ્રવૃત્તિ આદરી અને સર્વ શ્રમણસંઘે તે પ્રમાણ માન્યું એ પછી પણ પ્રતિ વર્ષ પર્યુષણા ચતુર્થીએ જ થતું રહ્યું. કેમકે ઇન્દ્રમહોત્સવ પ્રતિ વર્ષ આવતો હતો: પર્યુષણા પર્વના આ પ્રકારના ફેરફારમાં કોઈ ગીતાર્થે પણ બારમી શતાબ્દિ સુધી વાંધો ઉઠાવ્યો નથી. વિ. સં. ૧૧૫૬ માં ચંદ્રપ્રભ નામના આચાર્યે આ પ્રવૃત્તિ સામે પહેલવહેલો વિરોધ ઉઠાવ્યો. તેમણે પંચમીએ પર્યુષણા અને પૂર્ણિમાએ પાક્ષિક પ્રતિક્રમણ કરવાનું ફરીથી શરૂ કર્યું. આ રીતે તેમણે પોતાના પૂર્ણિમા-પક્ષ સ્થાપ્યો." ( જુઓ आर्य कालक' द्विवेदी अभिनन्दन ग्रन्थ). એ સિવાય તેમણે સુવર્ણભૂમિમાં જઈને પોતાના પ્રશિષ્ય સાગરને અનુયોગ આપ્યો હતો. આ ઘટના અને ગર્દભિલ્લોચ્છેદવાળી ઘટનાથી તેમના વિહારક્ષેત્રનો પણ ખ્યાલ આવી શકે તેમ છે. તેમનો શિષ્ય સમુદાય મોટો હશે તેમાં કંઈ જ શંકા નથી. તેમનો ક્યારે સ્વર્ગવાસ થયો તે જાણી શકાતુ નથી, પણ વીર નિ સ ૪૬૫ મા સ્વર્ગસ્થ થયા એમ લાગે છે.

[૭]

કાલકાચાર્યની ઉપર્યુક્ત ક્રાંતિકારી પ્રવૃત્તિઓથી જણાય છે કે વિક્રમસંવત્સરની પ્રવૃત્તિ પણ તેમની જ પ્રેરણાનુ ફળ હશે અને તેથી જ જૈનોએ આ સવત્સરને ખૂબ અપનાવ્યો હશે. કોઈક વિદ્વાને કહ્યું છે કે.—

"Vikram Samnat is used by the Jains only, and was first adopted by the kings of Anhilpattan." એ જ વાતને ટેકો આપતા ભાઉ દાજીએ જણાવ્યુ છે કે- "I believe that the era (Vikiama) was introduced by the Buddhists or rather the Jains." ( જુઓ: જ. બો. બ્રં. રો. એ સો પુ. ૮, પૃ. ૨૩૩ )

ઉપર્યુક્ત કથન મુજબ અને આજના પ્રચલિત વ્યવહારથી જૈનોએ આ રાષ્ટ્રીય સવત્સર પ્રવર્ત્તાવવામા મહત્ત્વનો ફાળો આપ્યો હોય એમ લાગ્યા વિના રહેતું નથી.

# વિક્રમસંવત્ ૨૦૦૦

લેખક : શ્રીમાન્ શેઠ કુંવરજી આણંદજી, ભાવનગર

આ શરૂ થયેલા વર્ષના અંકમાં ત્રણ શૂન્ય આવે છે તેથી તેને કેટલાક અશુભના ચિહ્ન તરીકે માનીને આ વર્ષને બહુ ઉપદ્રવકારી માને છે પરંતુ મને, મારી માન્યતા પ્રમાણે એમ લાગતુ નથી. મને તો એ ત્રણ શૂન્યની અગાઉ બેનો અંક આવેલ હોવાથી શૂન્યની અશુભતા દૂર થાય છે એમ લાગે છે, અને પ્રસ્તુત વર્ષમા યુદ્ધનો વિરામ થવાનુ અને અમુક અપેક્ષાએ શાંતિ પ્રસરવાનુ લાગે છે. દરેક બાબતનો અંત હોય જ છે, તે ન્યાયે આ વિગ્રહનો પણ હવે અંત આવવાનો સંભવ છે આ બધી માન્યતા છે અત્યારે ભવિષ્યનું જ્ઞાન પ્રાયે જણાતુ નથી. વર્ષના વર્તારા કેટલાએક વિદ્વાનો અથવા તે વિષયના જ્ઞાતાઓ લખે છે, લખતા આવ્યા છે, પરન્તુ તે પ્રમાણે બનતુ જણાતુ નથી તેથી તેનાપર વિશ્વાસ આવતો નથી. તોપણ કેટલાક સ્વભાવે જ અશુભ થવાની આગાહી કરીને લોકોમાં ઉદાસી અને ચિંતાતુરપણુ વિસ્તારે છે તે કોઈ પણ રીતે યોગ્ય નથી. માત્ર તે તો એક જાતનો એવો સ્વભાવ જ સૂચવે છે. તેના કરતાં શાતિ થવાની આગાહી બતાવનાર મને તો સારો લાગે છે, કારણ કે તેથી સામાન્ય જનતાના હૃદયમાં કાંઇક શાતિનો ઉદ્‌ભવ થાય છે

આ પ્રસગે વિક્રમ રાજાના સંબધમા કાંઈક વિચારવું એ આવશ્યક છે વિક્રમ રાજા પ્રતાપી અને પુન્યશાળી રાજા હતા. તેમને "આગીઆ" વેતાળની સહાય હતી, તેથી તેમણે આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવાં કાર્યો કર્યા છે. આખી દુનિયાનુ, મોટે ભાગે ભારતવર્ષનુ, સર્વ માણસોનુ દેવુ આપીને સૌને અનૃણી બનાવીને તમામનાં ખાતા સરભર કરાવી તમામના નવા ચોપડા બાકી લેણા વિનાના બનાવવા એ કાંઈ જેવી તેવી વાત નથી. આવું કોઈપણ રાજાએ, બાદશાહોએ કે ચક્રવર્તી રાજાઓએ પણ કર્યું નથી. જેમ કુમારપાળ રાજાએ અઢાર દેશોમાં જીવદયા પળાવી તેવી ચોથા આરામાં પણ કોઈએ પળાવી નથી એવુ મહત્ત્વવાળુ આ કાર્ય છે. આમાં તમામ મનુષ્યને લાભ થયો છે, કોઈપણ મનુષ્યને નુકશાન થયુ નથી. એ વાત ખાસ વિચારવા યોગ્ય છે તે આ પ્રમાણે—

સર્વ વ્યાપારીઓ અને વ્યક્તિઓને લેણુ ને દેવુ બને હોય છે. તેમાં જે લેણુ જેની જેની પાસે હોય તે વિક્રમ રાજા આપે એટલે લેણુ તમામ પતી ગયુ. પછી જેનુ દેવુ હોય તે તેના લેણદારને વિક્રમ રાજા આપે એટલે તે પણ પતી ગયુ. આ પ્રમાણે તમામ મનુષ્યોને લેણા દેવાની ઉપાધિ દૂર થવાથી પ્રથમના લેણદેણવાળા ચોપડા બધ કરી દીધા અને નવા ચોપડામા વિક્રમ રાજાનો નવો સવત્ દોરાણો. આવુ જગતને અનૃણી કરવાનું કાર્ય વિક્રમરાજા સિવાય બીજા કોઈએ કર્યું નથી. વિક્રમરાજા પરદુઃખભજન કહેવાતા હતા, કારણ કે તેમની પાસે કોઈપણ પ્રકારના દુઃખવાળો કોઈપણ મનુષ્ય આવે તો વિક્રમરાજા તે દરેકનુ દુઃખ, જે પ્રકારે બની શકે તે પ્રકારે, દૂર કરતા હતા તેથી તેમનુ એ ઉપનામ સાર્થક હતુ. ત્રીજું વિશેષણ તેમને આદિત્યનુ મળ્યુ હતુ તેથી તે વિક્રમાદિત્ય કહેવાતા હતા. એવું વિશેષણ પણ બીજા કોઈ રાજાને મળ્યુ નહોતુ વિક્રમરાજાને ગુરુ તરીકે સિદ્ધસેન દિવાકરસૂરિ મળી ગયા હતા. તેમના ઉપદેશથી તે જૈન બન્યા હતા અને તેને લઇને તેની પ્રજાનો મોટો ભાગ પણ જૈન બન્યો હતો.

આ. સિદ્ધસેન દિવાકરસૂરિ વીર પરમાત્મા પછી ૪૭૦ વર્ષે થયા છે એટલે તેમને થયા

# અવન્તીપતિની ઉત્પત્તિ

[ એક રાસના આધારે લખાયેલ વિક્રમ દિત્યની જન્મકથા ]

લેખક : પૂ. મૂનિમહારાજ શ્રી પદ્મવિજયજી [ પૂ. આ. મ વિજયલબ્ધિસૂરીશ્વરશિષ્ય ]

છાણીમાંના "શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વર શાસ્ત્રસંગ્રહ" નામક ભંડારમાંથી "શ્રી વિક્રમપ્રબંધરાસ" નામક એક હસ્તલિખિત પ્રત મળી આવેલ છે. તેની ભાષા જૂની ગુજરાતી પદ્યમય છે. તેના કર્તા તપાગચ્છીય મુનિરાજ શ્રી પ્રેમવિજયજીના શિષ્ય મુનિરાજ શ્રી ભાનુ (ભાણુ) વિજયજી છે. ગ્રન્થના અંતે જણાવ્યું છે કે—

"શ્રીવિજયપ્રભસૂરીશ્વરના પદકજ અંતેવાસીજી,
ગીતાર્થપદ સાર્થક જેહમાં જ્ઞાનામૃતના વિલાસીજી;
પંડિત પ્રેમવિજયનો સેવક ગુરુઆણા શિર ધારીજી,
ભાણવિજય વિક્રમભૂપતિનો રાસ રચ્યો સુખકારીજી."

કર્તાએ વિક્રમસંવત્ ૧૮૩૦ના જેઠ સુ૦ ૧૦ને રવિવારે ઔરંગાબાદમાં આ ગ્રન્થ પૂર્ણ કર્યો છે. આ રાસ સ્વકલ્પિત નથી તેને માટે કર્તા જણાવે છે કે—

"તેહને રાજ્યે એ રાસ રસીલો, કીધો ગુણીગુણ ગાયાજી;
પૂર્વ ચરિત્ર વિક્રમના જોઈ, પૂર્વસૂરિઈ નિરમાયાજી."

"શ્રીવિક્રમપ્રબંધરાસ"ની આ હસ્તલિખિત પ્રતમાં ૧૯૦ પાનાં છે, અને તે વાંચનારને રસપ્રદ લાગે તેવો છે. આ કથા એ રાસના આધારે જ લખવામાં આવી છે. આમાંના ઐતિહાસિક અંશનું પૃથક્કરણ કરવાનું કાર્ય તે વિષયના જ્ઞાતા વિદ્વાનોને સોંપી આ કથા પ્રારંભ કરું છું:—

બાલ્યવયથી જ તે કુમારનું રૂપ અદ્ભુત હતું. તેના શરીરની કાન્તિની હોડમાં કોઈ ઊભું રહી શકતું નહિ. બાલ્યવયને ઉલ્લંઘીને યુવાનવયમાં તેણે હમણા જ પ્રવેશ કરેલો હતો. પુરબહારમાં ખીલી નીકળેલી યુવાવસ્થાએ તેની શારીરિક સુન્દરતામાં અનેકગુણ વધારો કરેલો હતો.

---

૨૦૦૦ વર્ષ લગભગ વ્યતીત થયા છે. તેઓ પૂર્વધર હતા, કારણ કે વાચક, દિવાકર, વાદી અને ક્ષમાશ્રમણ આ ચાર ઉપનામ પૂર્વધરને જ અપાય છે. એ આચાર્ય પરમપ્રભાવક હતા. એમણે કલ્યાણમંદિર સ્તોત્ર બનાવીને ઉજ્જૈનમાં મહાકાળના લિંગમાંથી અવંતી પાર્શ્વનાથની મૂર્તિ પ્રગટ કરી હતી. એ સ્તોત્ર અને મૂર્તિ બન્ને મહાપ્રભાવશાળી છે.

આ વિક્રમરાજા આવા પ્રભાવશાળી આચાર્યના અને અગીઆ વેતાળ તથા હરસિદ્ધિ દેવીના સાનિધ્યથી શાસનનાં અને પ્રજાનાં અનેક કાર્યો કરી શક્યા છે, અને જગતમાં અદ્વિતીય રાજેશ્વર કહેવાણા છે એમના ચરિત્રનો મોટો ભાગ આ અંકમાં અન્ય લેખક મહાશયોના લેખોમાં આવવાનો હોવાથી અહીં વિસ્તાર કરવામાં આવ્યો નથી. આ મહારાજાનું ચરિત્ર જાણવા માટે વિક્રમચરિત્ર વગેરે અનેક ગ્રંથો વિદ્યમાન છે. અન્ય દર્શનમાં બત્રીશ પુતળીની તેમજ પચદંડની વાર્તા વડે એ પ્રસિદ્ધિ પામેલ છે પાંચમા આરામાં પણ આવા ઉદાર અને કુમારપાળ મહારાજા જેવા દયાળુ મહારાજાઓ થયેલ હોવાથી અમુક અપેક્ષાએ તેને સુસમાદુસ્મા (ચોથો) આરો ગણવા યોગ્ય છે.

**यतः-संप्राप्ते षोडशे वर्षे, गर्दभी चाप्सरायते ।**

સરખી વયના મિત્રોની સાથે નગર બ્હાર જઈ કુમાર ઘણી વખત વિવિધ પ્રકારની ક્રીડા કરતોઃ કોઈ વખતે વાવ સરોવર ને કુંડમા જલક્રીડા કરતો, તો કોઈ વખત ઘોડાઓના વૃન્દ સહિત મિત્રોને સાથે લઇ અશ્વ ખેલાવતો. કુમાર જ્યારે નગરમાં ફરવા નીકળતો ત્યારે નારીઓનાં ટોળેટોળા તેના રૂપથી આકર્ષાઈ તેની પાછળ ભમ્યા કરતાં. કુમારના આગમનના સમાચાર સાભળતાંની સાથે જ કેટલીક સ્ત્રીઓ પોતાનાં બાળકોને રડતા મૂકી, તો કેટલીક સ્ત્રીઓ પોતાના પતિ વગેરેને પીરસવાના કાર્યને અને તેની સાથે મર્યાદાને પણ છોડીને આતુરતાથી કુમારનુ રૂપ જોવા માટે દોડી જતી હતી.

આ માટે પ્રબધકાર કહે છે કે--

" તેહ કુમર વિણુ દીઠડે, દિવસ ગણે અકયત્થ;
રખે વિજોગ એ કુમરનો, થાયે ફિરે તિણે સત્થ,.
વિરમી ગૃહવ્યવહાર સવી, ફિરે કુમરને કેડિ;
રોતા સુત મૂકે વલી, કાચિત દોડે કેડિ.
ભોજન પ્રીસતી સ્વામિને, કુમરનો નિસુણી સાદ,
અધવચ દોડે પ્રેમરસે, મૂકી કુલમર્યાદ. "

હંમેશની આ પ્રવૃત્તિથી નગરના લોકો ઘણા જ ચિન્તાતુર બની ગયા હતા અને આ મોટો ઉત્પાત કેમ શમે ? તેનો વિચાર લાગ્યા છેવટે એક ઉપાય સૂઝી આવ્યો. અને તે એ કે મહારાજા સમક્ષ જઇ અરજ કરવી.

વાચકવૃન્દ ! તમારા મન.સાગરમા વિવિધ પ્રકારની શકારૂપ તરગો ઉછલતા હશે કે તે કયુ નગર હશે ? ત્યાનો રાજા કોણુ હશે ? અને એવો તે રાજકુમાર કોણુ હશે કે જેની પાછળ આખુયે નગર મુગ્ધ બનેલુ છે ? તો ચાલો આપણે હવે તેને શોધી કાઢીએ.

જંબૂદ્વીપમા ભરતનામા ક્ષેત્ર છે. તેની વચ્ચે વૈતાઢય પર્વત પડેલો હોવાથી ભરત-ક્ષેત્રના દક્ષિણ અને ઉત્તર એમ બે વિભાગ પડેલા છે. લક્ષ્મીદેવીના નિવાસસ્થાન પદ્મ-દ્રહથી નીકલતી ગગા અને સિન્ધુ નામની બે મોટી નદીઓ અને વૈતાઢય દ્વારા એક ભરત-ક્ષેત્ર ૭ ખંડમા વહેચાયેલ છે. તેમા પાચ ખડ અનાર્ય દેશ તરીકે ગણાય છે. બાકી રહેલા મધ્યખડમા ત્રેસઠ શલાકા પુરુષોની ઉત્પત્તિ વગેરે થાય છે. તે વૈતાઢયપર્વત રજતનો છે, શાશ્વત છે, પચીસ જોજન ઊંચો અને પચાસ જોજન પહોળો છે. મૂળથી દશ જોજન ઊચે ઉત્તર-દક્ષીણુ બે મેખલાઓ છે. તેમા ઉત્તર શ્રેણિમા ૬૦ અને દક્ષિણ શ્રેણિમા ૫૦ વિદ્યાધરોનાં નગરો છે. તે ઉત્તર શ્રેણિમા કચનપુર નામનુ સ્વર્ગ સમાન શોભાવાળુ એક નગર છે. તે નગરમા **હેમરથ** નામનો મહાપરાક્રમી વિદ્યાધર રાજા રાજ્ય કર છે. તેને અદ્‌ભુત રૂપ અને શીલાલંકારને ધારણ કરનારી હેમમાલા નામે રાણી છે. તે દપતી સર્વ પ્રકારે સુખી હોવા છતા, ઘણો કાળ વીતી જવા છતા એકે પુત્ર ન હોવાથી ચિન્તાતુર રહેતાં હતા. કેટલોક સમય ગયા બાદ પુણ્યયોગે હેમમાલા રાણી સગર્ભા થઈ. સ્વપ્નમા તેણીએ સિહને જોયો. પૂર્ણ સમય થયે, પૂર્વ દિશા જેમ સૂર્યને તેમ, હેમમાલા રાણીએ અનેક લક્ષણોથી ભરપૂર પુત્રને જન્મ આપ્યો.

તે સમાચાર દાસીના મુખથી સાભળી અત્યંત ખુશી થયેલા રાજાએ આખાયે નગરમાં

પુત્રનો જન્મમહોત્સવ કરાવ્યો. દશ દિવસે અશુચિ દૂર કર્યા બાદ સ્વજન વર્ગ તથા નગરજનોને પોતાના ઘરને આંગણે નોતરી ભોજન વગેરે કરાવીને સર્વ સમક્ષ બાલકનું **ગંધર્વકુમાર** નામ સ્થાપન કરવામા આવ્યુ. અનુક્રમે કુમાર સાત વરસનો થયો. રાજાએ આડંબરથી નિશાળે ભણવા મૂકયો. બુદ્ધિની અતિશયતાના બળે અલ્પ પ્રયાસ માત્રથી થોડા જ સમયમાં કુમાર દરેક કળાઓમા કુશળ થયો. દર્શનશાસ્ત્ર, શસ્ત્રવિદ્યા, નૃત્ય, છંદ, અલંકાર, શબ્દશાસ્ત્ર અને સંગીત કળામા તે ઘણો જ હોંશિયાર બન્યો. સૌમ્યાકૃતિ, વિનય અને ગુરુજનની સેવામા પ્રેમ વગેરે કુમારમા રહેલા ઉત્તમ ગુણોએ સમગ્ર જનતાનુ ચિત્ત હરી લીધુ હતુ.

ક્રમે કરીને ગંધર્વકુમાર કંદર્પને ક્રીડા કરવાના આરામ સમાન યુવાન વયને પામ્યો. તેજના અંબાર સમો એ કુમાર જાણે શરીરધારી કામદેવ જ ન હોય તેવો શોભવા લાગ્યો. પ્રિય વાચકવૃન્દ! શરૂઆતમા જણાવેલ કુમાર, કે જેના રૂપની પાછળ નાગરિક સ્ત્રીવૃન્દ મુગ્ધ બન્યો હતો, તે આ જ હેમરથ રાજાનો પુત્ર વિદ્યાધર ગંધર્વકુમાર!

કુમારને નિરખવા માટે નિર્મર્યાદ બનેલ નાગરિક મહિલાસમૂહથી કંટાળીને નગરજનોએ હમેશના માટે આ દુઃખથી મુક્ત થવા સારૂ મહારાજા હેમરથ પાસે જવાનો નિશ્ચય કર્યો હતો. એટલે આજે કંચનપુરનો અગ્રગણ્ય મહાજનવર્ગ સુશોભિત પોશાકમાં સજ્જ થઇ રાજમહાલય તરફ જઈ રહ્યો હતો. સર્વેએ ત્યા જઈ મહારાજા હેમરથને પ્રણામ કર્યા. નૃપતિએ પણ તેઓને બહુ આદરમાન આપ્યુ અને આવવાનુ કારણ પૂછ્યુ, ત્યારે મહાજનવર્ગના પ્રતિનિધિસમા એક અગ્રેસરે અરજ કરી કે મહારાજ! આપના રાજ્યમા આપની દયાથી અમે સર્વ પ્રકારે સુખી છીએ. રાજભય, ચોરભય કે બીજા કોઈ પણ પ્રકારના ઉપદ્રવો આપની કૃપાથી અમને નથી. પણ માત્ર એક જ દુઃખ રહેલું છે, અને તે એ કે આપના કુમાર જ્યારે નગરમાં ફરવા નીકળે છે ત્યારે કુમારના રૂપ રૂપી અગ્નિશિખાંમાં અમારો સ્ત્રીસમૂહ પતંગિયાનુ આચરણ કરે છે. આ માટે પ્રબંધકારના શબ્દો જ જોઇએ

"કુમર ઇતિ નામે સુણી યોષિતા, પુંઠે દોડે ન અંદોહ રે;
ઘરતણા કામ સહુ પરિહરે, ચમક ખિંચે જિમ લોહ રે,
તેહ ભણી ખેદ સહુ લોકને, થાયે તે કિમ રહેવાય રે,
એક રહેવાસ અહિ મૂષકને, રેહવે સ્યુ સુખ થાય રે."

હમેશની આ પજવણીથી અમો ઘણા કંટાળી ગયા છીએ. અને તેથી આ નગર છોડીને પરદેશ વસવા માટે જવાનો વિચાર કરી રહ્યા છીએ. તે કારણથી આપની રજા લેવા માટે આવ્યા છીએ. તો અમારે પરદેશ જવા માટે આપ કૃપાળુ આજ્ઞા ફરમાવો! આ હકીકત સાભળી રાજા વિચાર કરે છે કે, જ્યાંથી વહાર આવવી જોઇએ ત્યાંથી જ ધાડ આવવા જેવા આ પ્રસંગ બન્યો છે. પુત્રથી પ્રજા દુઃખી થાય તો પછી રાજ્ય કેવી રીતે રાખી શકાય? જો પ્રજા અનુકૂળ હોય તો જ સકળ સામ્રાજ્ય સુરક્ષિત રહી શકે છે. કારણ કે—

**राजा वृक्षः सुप्रजा तस्य मूलं, भृत्याः पर्णा मन्त्रिणः तस्य शाखाः ।**
**तस्माद्राज्ञा स्वप्रजा रक्षणीया, मूले गुप्ते नास्ति वृक्षस्य नाशः ॥**

એમ વિચારી રાજાએ કહ્યુ કે, મારા પુત્રને કારણે તમોને દુભવવા એ વાત બને જ નહિ. પ્રબંધકાર વર્ણવે છે કેઃ—

"તેહ સુતથી કરિયે કીસ્યું, જેહથી પ્રજા દુહવાય રે;
બાલ સોવર્ણને પહેરવે, જેહથી કર્ણ ત્રોડાય રે."

માટે તમે સુખે સમાધે અહી જ રહો. પુત્રને હુ શીખામણ આપીશ, પણ પ્રજાને જરાએ દુ:ખી થવા દઇશ નહિ. આ પ્રમાણે આશ્વાસનથી નિર્ભય બનાવી રાજાએ મહાજન-વર્ગને વિસર્જન કર્યો અને થોડી વારમાં ગંધર્વકુમાર પિતાજીના ચરણે નમસ્કાર કરવા માટે મિત્રો સહિત રાજસભામા આવી પહોચ્યો. કુમાર વિનયપૂર્વક નમસ્કાર કરી બે હાથ જોડી રાજા સન્મુખ ઊભો રહ્યો. પણ રાજાએ તેના તરફ ધ્યાન નહિ આપતા મુખ ફેરવી નાખ્યું. હાથ જોડીને ઊભો રહેલો કુમાર પિતાજી પ્રત્યે પોતાનાથી અજાણતા પણ અવિનય કે અપરાધ થયો હોય તો તેને ચિન્તાતુર વદને જેટલામાં યાદ કરે છે તેટલામાં તો ક્રોધાગ્નિથી ભભૂકતો રાજા જાણે વહ્નિકણને જ ન વરસાવતો હોય તેમ બોલી ઊઠ્યો:—

"અરે દુષ્ટ! તુ શા માટે મારી સન્મુખ ઊભો છે? દૂર થા. તારુ મુખ તુ મને દેખાડ નહિ. મારો હુકમ છે કે જ્યાં સુધી હુ તને તેડાવુ નહિ ત્યાં સુધી મારા રાજ્યની સીમાના કોઇ પણ ભાગમાં તારે રહેવુ નહિ."

કદી પણ નહિ સાભળેલા એવા, રાજાના મુખથી નીકળતા આ વચનો સાંભળી કુમારને હૃદયમાં વજ્રાઘાત સમાન દુ:ખ થઇ ગયુ. તે પિતાજીને છેલ્લી સલામ કરી તુરત જ ત્યાથી ચાલી નીકળ્યો. જતાં જતા ચરપુરુષથી તેણે બધા સમાચાર જાણી લીધા. નગરજનોના દોષને જરાએ તેણે લક્ષમા લીધો નહિ, પણ પોતાના જ પૂર્વકૃત કર્મના પરિણામનો વિચાર કરતો કુમાર માતાના મહેલે આવ્યો, ભોજન કર્યું, પણ ઉપસ્થિત પ્રસંગના ભેદની વાત પોતાની માતાને કે મિત્રોને તેણે જણાવી નહિ રાત્રીનો પ્રથમ પ્રહર વીતી ગયા બાદ ખડ્ગસખા એકાકી કુમાર રાજમહાલયનો ત્યાગ કરી નીકળી પડ્યો. ખેચરી (આકાશ ગામિની) વિદ્યાના બળે વૈતાઢ્ય પર્વતને ઉલ્લંઘી જગતની વિચિત્રતાને નિહાળતો ઘણી ભૂમિ પસાર કરી સોરઠ દેશમા આવી પહોચ્યો અને શ્રી ગિરનાર પર્વતને જોતાની સાથે જ દીર્ઘ મુસાફરીના શ્રમને પણ ભૂલી જઇ તે ઘણો આનંદિત બન્યો. ત્યાં સુવર્ણ કળશ અને સુંદર ધ્વજથી સુશોભિત શ્રી નેમિનાથ પ્રભુના દેવવિમાન સરખા શ્રી જિનમંદિરને તેણે જોયુ. પોતાના પુણ્યરૂપ કલ્પવૃક્ષનુ જાણે પરિપકવ ફળ જ પ્રાપ્ત ન થયું હોય તેમ શ્રી જિનમંદિરને જોઇ ઘણા જ હર્ષથી તેણે તેમાં પ્રવેશ કર્યો અને યદુકુલગગનનભોમણિ સમા બાવીશમા તીર્થપતિ શ્રી નેમિનાથ ભગવાનને ભાવથી નમસ્કાર અને સ્તુતિ કરી આજના દિવસને તે ધન્ય માનવા લાગ્યો. પછી જિનાલયથી બહાર નીકળી પહાડની રમણીયતાને નિહાળતો એક સ્થળે શુદ્ધ ભૂમિ જોઈ ત્યા ઊભો રહ્યો. કુમારે તે ભૂમિને ઉત્તમ સમજી રૂપપરાવર્તિની વિદ્યા સાધવાની શરૂઆત કરી. પુણ્યબલે થોડા જ સમયમા તે વિદ્યા તેને સિદ્ધ થઇ ગઈ. કેટલોક સમય ત્યાં પસાર કરી પશ્ચિમ દિશા તરફ તેણે પ્રયાણ કર્યું. થોડા દિવસમા હેમવર્દ્ધન નામના નગર પાસે આવી પહોચ્યો. મહિંદ્રી નદીના કિનારે કામદેવના મંદિરને જોઈ ત્યાં બેસી વિચાર કરવા લાગ્યો કે સ્વાભાવિક રૂપે રહેવાથી કદાચ મુસ્કેલી આવી જાય, તેથી રૂપ પરાવર્તિની વિદ્યા વડે તેણે રાસભનુ રૂપ કર્યુ. પ્રબંધકાર કહે છે કે—

'સહજ રૂપ રેહતા થકા રે, હોએ નવલો ફંદ;
તે ભણી રૂપ પરાવર્તને રે, રેહવુ મુજને સ્વછંદ.

રૂપ રાસભનું આદરી રે, ફીરે નદી તટ રાન;
ઇચ્છાચારી ખેલતો રે, વિચરતો જાયે સમશાન."

તે હેમવર્દ્ધન નગરમા રત્નસિંહ રાજા રાજ્ય કરે છે. તેને રત્નાવતી નામની રાણી અને પદ્માવતી નામની પુત્રી છે. પદ્માવતી પૂર્ણ યૌવનાવસ્થાને પામેલી છે. તેના યોગ્ય વરને માટે રાજાએ મંત્રી દ્વારા ઘણી શોધ કરાવી, પણ કોઈ સ્થળેથી તેવા વરની પ્રાપ્તિ થઈ નહિ. તેવામાં મહિદ્રી નદીએ સ્નાન કરી નગરમા જતા રાજાના પુરોહિતે આકાશ વાણી સાભળી કેઃ—

"નરપતિ ગૃહ પદ્માવતી કન્યા, તે કિમ નવી પરણાવે રે;
હજીય લગણુ નૃપવિલંબ કરે છે, કિમ મનમાહે ન આવે રે."

તે સાંભળી આસપાસ જોવા છતા એક રાસભ સિવાય પુરોહિતના જોવામાં કોઇ આવ્યુ નહિ. ઘેર જઈ તેણે કોઇને વાત કરી નહિ. બીજે દિવસે પણ તે જ પ્રમાણે આકાશ-વાણી સાભળવામા આવી. તેને પણ આળ જંજાળ સમજી તે હકીકત કોઇને જણાવી નહિ. ત્રીજે દિવસે પણ જ્યારે તે જ પ્રમાણે સાંભળ્યુ ત્યારે પુરોહિતે નિશ્ચય કર્યો કે આજ તો જરૂર રાજાને જઈને કહીશ. એટલે સંધ્યા સમયે એકાંતમાં જઈ પુરોહિતે રાજાને તે વાત જણાવી. તે સાભળીને આશ્ચર્ય પામેલા રાજાએ પ્રધાનને તેડાવી પૂછ્યું કે શું આ વાત સાચી હોઇ શકે? પ્રધાને કહ્યુ કે મહારાજા! તેની ખાત્રી તો સવારે સાક્ષાત્ સાંભળ-વાથી થાય. પ્રભાતે રાજા પ્રધાન, પુરોહિત વગેરે અલ્પપરિવારને સાથે લઇ તે સ્થળે ગયો. તે વખતે પણ તેવી જ વાણી સાંભળી. પ્રબંધકાર કહે છે કે—

"નરપતિ ગૃહ પદ્માવેતી કન્યા, તે કિમ નવિ પરણાવે રે;
હજીય લગણુ નૃપ વિલંબ કરે છે, કિમ મનમાહે ન આવે રે.
વાણી નિસુણી નૃપ પયંપે, કની સમ વર અણ પામે રે;
તવ ફિર થઇ વાણી આકાશે, 'શી ન્યૂનતા એહ ગામે રે.
એહવે તે રાસભ તિહા ફીરતો, આવા ઉભો નૃપ આગે રે,
કહે સમર્પ સુતા એ ખરને, એહથી અધિકો સ્યો માગે રે.

દુહા

વળતું ભૂપતિ ઇમ કહે, એ તુમ વચન પ્રમાણ;
પણ કહીએ તે જો કરે, તો મુજ સાચી વાણ
મુજ નગરીએ કરે, તામ્ર તણો ગઢ આજ;
નયરીમાં સહુ સૌધને, પૂરે ધણ કણ સાજ.
પુર પાખલ ખાઇ પ્રબલ, સપ્ત ભૂમિ આવાસ;
મણી માણિક મોતી રયણ, રજત કંચનની રાશ.
એક રયણી ચઉ પહરમેં, કરે એ સઘલા કામ,
તો મેં કન્યા એહને, આપવી પદ્મા નામ."

ત્યારપછી રાજા પ્રમુખ પોતપોતાના સ્થાને ગયા. વિદ્યાધર ગંધર્વકુમારે પોતાની વિદ્યાના બળે એક જ રાત્રીમા તે બધુય બનાવી દીધુ.

પ્રભાતે ઊઠીને રાજા જુએ છે તો ગઇ કાલે પોતે કહેલી શરત પ્રમાણે આખાયે નગરને સુશોભિત બની ગયેલું જોયુ અને તેથી તે ઘણો ખુશી થયો પણ રાસભને કન્યા

કેવી રીતે અપાય ? તેવા પ્રકારની ચિન્તામાં પડેલા રાજાને, મંત્રી તથા પુરોહિતે, આપેલા વચનની યાદ દેવડાવી અને કહ્યું કે આ માનુષી કાર્ય નથી, કોઈ દેવ કે વિદ્યાધર હોવો જોઇએ. માટે ચિન્તા કરવી યોગ્ય નથી. ત્યારપછી શું બન્યું ? તે માંટે આ રહ્યા પ્રબંધકારના શબ્દો.

"તવ ભૂપતિ કહે મંત્રીને, તેહને તેડી લાવો અત્ર;
જિમ કન્યા પરણાવીયે રે, શુભ મુહૂરતે સુનક્ષત્ર.
નૃપને કહે જિહા તિહાં થકી રે, જોવરાવી આણ્યો લંબકર્ણ;
જોશી તેડી નૃપ મંત્રવી રે, પૂછે લગ્ન મૂહૂર્ત અભ્યર્ણ.
પુન્ય જોગે તેહ દિવસનું રે, આવ્યું તે લગ્ન પવિત્ર;
વિધિ સાચવી યથા યોગ્યથી રે, ખર પરણાવ્યો કર્યું વિચિત્ર."

રાજકન્યાનુ પાણીગ્રહણ રાસભની સાથે થએલુ જાણી આખાયે નગરમાં ભારે હાહાકાર થઇ ગયો. પદ્માવતી પણ પોતાના પૂર્વકૃત કર્મનો દોષ કાઢતી ભારે ખેદને ધારણ કરવા લાગી. તેટલામા તો કુમારે રાસભના રૂપનો ત્યાગ કરી મૂળ ગંધર્વ વિદ્યાધરના રૂપને ધારણ કર્યું. દેવકુમાર સરખા પોતાના પતિના રૂપને જોઇ રાજપુત્રી પદ્માવતી ઘણી ખુશી થઈ, રાજારાણી તથા સર્વે નગરજનોના આનદનો પાર રહ્યો નહિ રૂપસુંદરી નામની બીજી એક પત્ની ગધર્વકુમારને હતી. તે માટે પ્રબધકાર કહે છે —

"તિમવલી રાજસુતા સમી, સખી સમ દાસી એક,
રૂપસુંદરી નામે અછે, રૂપે સુદર છેક.
તે દેખી હેમરથ તનુજ, મોહ પામ્યો અત્યંત,
રૂપસુદરી પણ કુમરથી, તન્મય ચિત્ત ધરંત.
પદ્માવતી ચિત્ત એહનુ, લેખી ધરી સમભાવ;
પ્રીતમને સખી મેળવે, પૂરણ પ્રીતનો દાવ"

રાજપુત્રી પદ્માવતી અને રૂપસુંદરી એમ બંન્ને સ્ત્રીઓની સાથે ગંધર્વકુમાર સુખપૂર્વક દિવસો નિર્ગમન કરવા લાગ્યો. કેટલોક સમય ગયા બાદ રાણી પદ્માવતીએ શુભ-સ્વપ્નસૂચિત ગર્ભને ધારણ કર્યો. એટલામાં વૈતાઢયગિરિના કંચનપુર નગરથી હેમરથ રાજાએ મોકલાવેલ એક વિદ્યાધર ગંધર્વ કુમારને તેડવા માટે ત્યાં આવ્યો. કુમારે કુશલ સમાચાર પૂછ્યા. આગતુક વિદ્યાધરે કહ્યુ કે, બીજુ તો સર્વપ્રકારે સુખ છે, પણ એક આપનો વિયોગ એ મહારાજા હેમરથને ભારે દુઃખ આપી રહ્યો છે અને તેથી જ આપને તેડવા માટે મને મોકલ્યો છે.

ગંધર્વકુમારે પોતાની બન્ને સ્ત્રીઓને ગુપ્તપણે પોતાના જવાની વાત જણાવી, પાછા આવવાનુ આશ્વાસન આપ્યુ અને રાજા વગેરેને જણાવ્યા સિવાય એકદમ ત્યાથી વૈતાઢયગિરિ જવા નીકળ્યો.

પદ્માવતીના પિતા રત્નસિંહને પુત્ર ન હોવાથી ઘણી ચિન્તા રહેતી હતી. એક વખતે કોઇ નૈમિત્તિક રાજસભામાં આવ્યો રાજાએ પોતાને પુત્ર થશે કે નહિ ? એ પ્રશ્ન પૂછ્યો. નૈમિત્તિકે કહ્યુ કે, મહારાજ ! તમારા ભાગ્યમા પુત્ર નથી. ત્યારે રાજાએ પૂછ્યું કે તો મારા

રાજ્યનો માલીક કોણ થશે ? ત્યારે નૈમિત્તિકે કહ્યું તમારી પુત્રી પદ્માવતીનો પુત્ર આ રાજ્યનો પાલક થશે. નૈમિત્તિકની વાત સાંભળીને રાજાને પોતાની પુત્રી પદ્માવતી ઉપર અત્યંત અપ્રીતિ-અભાવ થયો. પોતાની પુત્રીના પુત્રથી રાજ્ય રહે, એ રાજાને ભારે ખેદનુ કારણ હતું.

ચંદા માલણ સિવાય રાજારાણી કે પરિવારમાંથી હવે કોઇ પણ પદ્માવતીના મહેલે જતું નથી ચિન્તાતુર વદને બેઠેલી પદ્માવતીને જોઈ એક વખતે ચંદા માલણે ઉદ્વેગનું કારણ પૂછ્યુ. ત્યારે રાજપુત્રીએ જણાવ્યું કે—

" પતિથી વિયોગીણી દિન ગમું, વલી તાત તણું અપમાન,
માતા સામુ જુએ નહિ, એ ચિન્તાતણ નિદાન. "

પણ પોતાના માતાપિતા કયા કારણથી અપ્રીતિવાળાં થયાં છે તે હજુ પદ્માને ખબર ન હોવાથી તેણીએ ચંદાને પૂછ્યું. ત્યારે ચંદાએ નૈમિત્તિક સાથે થયેલા પ્રશ્નોત્તરો સંભળાવી રાજાના માનસનો ખ્યાલ આપ્યો, અને છેવટે જણાવ્યું કે જન્મ થતાંની સાથે જ તારા પુત્રને મરાવી નાખવાનો રાજા વિચાર કરી રહ્યો છે. પ્રબંધકાર કહે છે—

" રાજધારક તુજ સુત કહ્યો, તેહથી ઉપન્યો રોષ;
વંશ વિચ્છેદક દુહિતરો, તસ હણતાં સ્યો દોષ. "

તે સાભળી જાણે વજ્રથી હણાઈ ન ગઇ હોય તેમ પદ્માવતી હૃદયમાં અપાર દુઃખને પામી.

પ્રસવનો સમય નજીક આવતાં શુભ મુહૂર્તે પદ્માવતીએ અનેક શ્રેષ્ઠ લક્ષણોથી ભરેલા પુત્રને જન્મ આપ્યો, કે જે ભાવીમા અવન્તીપતિ થનાર છે.

પુત્રજન્મની કોઇને ખબર પડવા દીધી નહિ. પ્રાણસમાન પોતાનો વ્હાલો પુત્ર પદ્માવતીએ વિશ્વાસપાત્ર સખી ચંદા માલણને સોંપ્યો. નિર્વાહ માટે રાજપુત્રીએ કેટલુક ધન પણ તેણીને આપ્યુ બાલકને પુષ્પકરંડકમા લઈ ચંદા મધ્યરાત્રીએ નગર બહાર ચાલી નીકળી. પાછળથી પદ્માવતી પોતાના હથે જ પેટમા કટાર મારી મરણ પામી. પ્રબંધકાર વર્ણવે છે કે—

" કની વયણ સા પડિવજી, સુત ધન લેઇ તામ;
નીકલી અધરયણી સમે, મુકી નિજપુર ઠામ.
પાછલ પદ્મા દુખ ભરે, લેઈ કટારી પેટ;
યમગૃહ પહોતી કર્મવસ, સુખ તે દુઃખ થયુ ઠેઠ. "

પુત્રીના અકાલ મૃત્યુના સમાચાર સાંભળી રાજા ઘણો શોક કરવા લાગ્યો.

તે પહેલાં પદ્માવતીની સપત્ની રૂપસુંદરીએ પણ શુભ મુહૂર્તે એક પુત્રને જન્મ આપ્યો હતો. રાજાએ તેનું નામ ભર્તૃહરિ પાડયું.

જેનો પિતા વિદ્યાધર ગંધર્વકુમાર વૈતાઢ્યગિરિ ચાલ્યો ગયો છે અને જેની માતાએ જન્મ થયા પછી થોડા જ સમયમા પેટમા કટારી મારી યમસદનનો માર્ગ લીધો છે, તે બાલકને ફુલના કરંડીયામાં લઇને ચંદા માલણ મધ્ય રાત્રીએ રવાના થઈ હતી. તે ઘણે દૂર દૂર પરદેશમાં કોઇ ગામડામા જઈ સુખ પૂર્વક રહેવા લાગી. ત્યાં તે બાલકનુ શ્રી **વિક્રમ** એવુ નામ રાખવામા આવ્યુ.

આ રીતે વિક્રમાદિત્યના જન્મની કથા અહી પૂરી થઈ.

# મહારાજા વિક્રમાદિત્ય

લેખક: પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

આજે સમ્રાટ્ વિક્રમાદિત્ય કોણ હતા? કયારે થયા? કયાં થયા? તેમનો સામ્રાજ્ય-વિસ્તાર કેટલો હતો? તેમના નામનો સંવત્સર કેમ અને કયારે પ્રચલિત થયો? વગેરે અનેક પ્રશ્નો ઉપર પુરાતત્ત્વવિદો, ઇતિહાસકારો અને સાહિત્યકારો ચર્ચા કરી રહ્યા છે. પરન્તુ આ લેખમાં હું એક પ્રાચીન વિક્રમચરિત્રના આધારે વિક્રમના જીવન અને ગુણોનો પરિચય આપવા ધારું છુ. આ વાંચ્યા પછી આપણને જરૂર નિશ્ચય થશે કે-આવા આર્ય સંસ્કૃતિના પરમ ઉપાસક, દાનવીર, ધર્મવીર અને કર્મવીર રાજવીના નામથી સંવત્સર ચાલે છે ને તદ્દન ઉચિત જ છે. ભારતીય પ્રજાએ આ મહાપ્રતાપી અને મહાપરોપકારી રાજવીનો સંવત્સર પ્રચલિત રાખી ભારતના ઇતિહાસને ઉજ્જવળ બનાવ્યો છે એમા લગારે સંદેહ નથી.

-યદ્યપિ સમ્રાટ્ વિક્રમાદિત્ય સબધી હકીકતો છૂટક છૂટક પ્રબધો, ત્રૂટક નોંધો, ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦, પરિશિષ્ટ પર્વ, પુરાતન પ્રબંધ સગ્રહ, પ્રબધચિન્તામણિ, પ્રબંધકોશ વગેરેમાં ઉપલબ્ધ થાય છે, પરન્તુ હું જે ચરિત્રના આધારે આ લેખ લખું છું તેમાં સમ્રાટ્ વિક્રમાદિત્યના ગુણોનો પરિચય આપવા સાથે કેટલોક જરૂરી ઇતિહાસ પણ આપ્યો છે કે જેથી વાચકોને એવી પ્રતીતિ થયા વિના નહી રહે કે સમ્રાટ્ તેના ગુણોને લીધે જ ભારતીય ઇતિહાસમાં પુણ્યશ્લોક રાજવીનું યથાર્થ સ્થાન પામી ગયેલ છે. આ પુસ્તકનું નામ 'વિક્રમચરિત્ર' છે, આ ગ્રથના કર્તા કવિરત્ન આચાર્ય શ્રી રામચદ્રસૂરિજી છે. ગ્રથકાર પોતાનો પરિચય આ પ્રમાણે આપે છે-" પૂર્ણિમા પક્ષના ગગનાગણના સૂર્ય જેવા શ્રી અભયચદ્ર સાધુ, જે સાક્ષાત્ બૃહસ્પતિ જેવા, મારા ગુરુ છે તે ગુણસાગર ગુરુના ચરણ-પ્રસાદથી સ્વશક્તિ વડે શ્રી રામચદ્રે પદ્યપ્રપંચ યોજીને આ વિક્રમચરિત્ર બનાવ્યુ છે. આ ગ્રથની રચના વિ સ. ૧૪૯૦ માં થઈ છે."

આ ચરિત્રની રચના પોતે કયા ગ્રથના આધારે કરી તેનો ખુલાસો અને તેનું સાફ સાફ ઋણ સ્વીકારતાં કર્તા જણાવે છે કે "શ્રી વિક્રમાદિત્ય નરેશનું આ ચરિત્ર પૂર્વ કવિઓએ ઉત્તમ એવી મહારાષ્ટ્રી ભાષામાં બાધેલુ હતુ ને તે સર્વને અતિ અશ્ચર્યકારક હતું."

"વિશ્વોપકારપ્રવણ ગુણથી જેની મહાકીર્તિ પ્રસરેલી એવા **ક્ષેમંકર મુનિએ**[1] ઉત્તમ સંસ્કૃત ગદ્યથી યુક્તિપૂર્વક આ ચરિત્ર અમરપડિતને ખુશી કરવા રચેલુ હતુ."

"ક્ષેમંકરમુનિકૃત ચરિત્ર જોઈ, સ્મરણ રહે તે માટે તે આખુ મેં પદ્યમા રચ્યુ છે."

આ મૂલ ગ્રંથ "વિક્રમચરિત્ર" પાટણના ભડારમા વડોદરાનરેશ સ્વર્ગસ્થ સર સયાજીરાવના જોવામા આવેલો અને ત્યાથી આ ગ્રથ વડોદરા સસ્કૃત પુસ્તકાલયમા ગયો, અને તે ઉપરથી વડોદરાના કેળવણી ખાતા તરફથી મણિલાલ નભુભાઇ દ્વિવેદી દ્વારા ભાષાતર કરાવી, વિ. સ. ૧૯૫૧મા બહાર પાડેલ છે મણિભાઇએ પોતાના સ્વભાવ મુજબ

---

૧ આચાર્યશ્રીના લખવા પ્રમાણે મૂલ મહારાષ્ટ્ર ભાષામા પ્રાચીન વિક્રમચરિત્ર હતું, જેના ઉપરથી ક્ષેમંકર મુનિએ સસ્કૃત ગદ્યમા વિક્રમચરિત્ર બનાવ્યુ. આ બન્ને ચારત્રો કોઈ ભડારમાથી મળી આવે તો વિક્રમાદિત્ય સબંધી વધુ ઇતિહાસ મળી શકે

ટીકા-ટિપ્પણ કરી ભાષાંતર કર્યું છે. વચ્ચે વચ્ચે કેટલાક શ્લોકો તેમને નથીએ બેઠા, પ્રાકૃત ગાથાઓના ઘણાના અર્થ પણ નથી આપ્યા. તેમજ તેમના લખવા મુજબ તેમને સંસ્કૃત ગ્રંથ જે મળ્યો, તે પ્રત અશુદ્ધ હતી. એટલે અર્થમાં પણ ક્યાંક ત્રુટી જણાય છે ખરી.

## [૧] વિક્રમાદિત્યનું વાર્તારૂપ ચરિત્ર

પ્રારંભમાં ગ્રંથકાર શ્રીઋષભદેવ પ્રભુને નમસ્કાર કરી, ગણધર શ્રીગૌતમસ્વામીને નમસ્કાર કરે છે. પછી ગુણસાગર[૨] ગુરુને સ્તવી તેમની આશીષ માગવા સાથે અભયચંદ્ર ગુરુ પાસે શુભાશીષ માગે છે. પછી મહાકવિ ક્ષેમકરને યાદ કરે છે. પછી ગુરુ પાસે શક્તિ માંગી પોતાની લઘુતા પ્રગટ કરી વિક્રમના ગુણો વર્ણવી "તેવા શ્રીરાજરાજવિક્રમ મહીપતિનો પરમાનંદ આપનાર અપૂર્વ પ્રબંધ હું કહું છું ' તેમ જણાવે છે. શરૂઆતમાં જ માલવેશ ભોજરાજને બત્રીશ પૂતળીયુક્ત સિંહાસન કેવી રીતે મળ્યું તે રસમય વાણીમાં આપ્યું છે. ભોજરાજનું વર્ણન આ પ્રમાણે આપ્યું છે—

"કહ્યું છે કે કવિમાં, વાદિમાં, ભોગીમાં, યોગીમા, દાતામાં, સત્પુરુષોના ઉપકાર કરનારમાં, ધનવાનમાં, ધનુષ ધરનારમાં, ધર્મ પાળનારમાં, પૃથ્વી ઉપર ભોજ સમાન નૃપ નથી." "શું નદી છે? મુરારિ છે? કામ છે? ચંદ્ર છે? વિધાતા છે? કોઈ વિદ્યાધર છે? ઇંદ્ર છે? કુબેર છે? પ્રથમ નથી, દ્વીતિય નથી, તૃતીય નથી, ચતુર્થ નથી, એમ એ નવ માંનો કોઈ નથી, પણ એ તો પોતાની ઇચ્છાથી ભુવનતલે ક્રીડા કરતો ભૂપતિ શ્રી ભોજદેવ છે." "ભોજ રાજા માલવેશ છે, ત્યાં બીજા નૃપો માત્ર નામના જ છે. અને લક્ષ્મીના કણ માત્રથી સંતોષ પામી માલવાના સામું પણ જોતા જ નથી."

ભોજ રાજાનું વર્ણન કરી અવંતીનું વર્ણન આપ્યું છે અને ત્યાંના એક દરિદ્ર બ્રાહ્મણને અવન્તીની નજીકમાં કેવી રીતે સિંહાસનની ભૂમિ પ્રાપ્ત થઈ તેનું કરુણ વર્ણન આપ્યું છે.

એકવાર માલવેશ ભોજરાજ અવન્તી મહાકાલેશ્વરનાં દર્શન કરવા જાય છે. ત્યાં એ ચમત્કારી ભૂમિનું વર્ણન સાભળી ત્યાં જાતે જઈ બધા ચમત્કારો જોઈ ભૂમિ ખોદાવે છે અને વિધિપૂર્વક પૂજનાદિક કરી દેવતા-આરાધનાદિ કરાવે છે. અને અંદરથી એક સુદર સિંહાસનનાં દર્શન થાય છે, અને માનવપ્રયત્ન નિષ્ફળ જતા દેવતાના આરાધનની મળેલ દૈવી સહાયથી એ સિંહાસન બહાર કાઢી મહોત્સવ પૂર્વક ધારાપુરીમાં લાવવામા આવે છે.

આ પ્રતાપી સિંહાસનના તેજ આગળ ભોજરાજ ઝાંખો પડી જાય છે. સિંહાસનની બહુ વિધ પૂજા થાય છે, અને આખરે એક શુભ દિવસે રાજા ભોજ સિંહાસન પર બેસવા જાયૂ છે, પરન્તુ વિજળીનો કડાકો થાય અને માણુસ ચમકે તેમ સિંહાસનમા રહેલી એક જયાનામની પુતળી માનવી ભાષામાં રાજા ભોજને સંભળાવે છે કે "હે રાજન્! તમે ગુણજ્ઞ છો, ને ગુણવાનમાં મુખ્ય છો. જે યોગ્ય હોય તેને જ અત્રે બેસવું ઠીક છે, અયોગ્ય તો કેવળ હાસી પાત્ર થાય. કહ્યું છે કે ઔદાર્ય, ગાભીર્ય, સત્ત્વ, સાહસ, બુદ્ધિ એ આદિથી જે સર્વગુણ-સંપન્ન હોય તેણે આ આસને બેસવું."

---

૨ તેમના ગુરુનું નામ ચોક્કસ સમજાતું નથી. "શ્રીમદ્‌ગુણસાગર ગુરુના પાદને પરમ સુભક્તિથી સ્તવું છું ને સદૈવ સદાચાર વિચારદક્ષ એવા તે સંત મને સુપ્રસન્ન થાઓ." લખી નીચે મુજબ લખે છે: "પૂર્ણિમા પક્ષરૂપ વનના કલ્પદ્રુમ શ્રીસાધુ શ્રીમાન ઉભય (અભય) ચંદ્રાખ્ય ગુરુ મને શુભ મતિ આપો." હવે આમાં ચોક્કસ શું સમજાય?

## અવન્તીની ઉત્પત્તિ

આ પછી પુતળી અને રાજા ભોજ વચ્ચે કેટલોક સંવાદ ચાલે છે, અને છેવટે રાજા ભોજની વિનંતીથી પુતળી સિંહાસનની ઉત્પત્તિ કહેતાં પહેલાં અવન્તીની ઉત્પત્તિ કહે છે—

"હે રાજા! સર્વ સત્પુરુષો સમેતતુ [3]ભાગવતપુરાણોક્ત એવું વિદ્વત્પ્રિય વચન સંક્ષિપ્ત રીતે મારે મ્હોડે સાંભળ." "શુકાદિદેવ અને અવન્તીના પુત્રે અવંતી નામની સ્વર્ગપુરી સમાન પુરી સ્થાપી એમ જાણવામા છે." "એમ પણ કલ્પી શકાય છે કે ધર્મ, અર્થ અને કામ ત્રણે ભેગા થઇ ત્યાં જ વસ્યા હતા, કેમકે તેમ ન હોય તો ત્યાની પ્રજા ત્રણે પુરુષાર્થથી સંપન્ન કેમ હોય?" ઇત્યાદિ શ્લોકોદ્વારા અવન્તીનુ સુલલિત પદ્યોમા સુદર વર્ણન આપ્યુ છે. પછી વર્તમાન ઇતિહાસ જણાવે છે–"અહો પ્રદ્યોતની પ્રિય દુહિતાને વત્સરાજ હરી લાવ્યો હતો. અત્ર તે રાજાનુ સુવર્ણતાલદ્રુમનું વન હતુ. અત્ર નીલગિરિના કુભ તોડી નાખી તેને હણ્યો હતો, એમ જ્યાના પ્રદેશથી આવતાજતા લોકને લોકો રંજન કરે છે."

આ પછી ગ્રંથકારે ભર્તૃહરિનો પરિચય આપતાં જણાવ્યું છે કે ભર્તૃહરિ બહુ નીતિપરાયણ, ધર્મનિષ્ઠ, ન્યાયી, દયાળુ, વ્યવહારદક્ષ અને કુશલ રાજકર્તા હતો. તેના રાજ્યમા ચોરી, યારી, વ્યસનસેવન આદિ બધ હતા. તેને વિક્રમાદિત્ય નામે ભાઈ હતો.

## વિક્રમનો પરિચય

"તે રાજાનો ભાઈ પૃથ્વીનો નાયક અતિ ભાગ્યવાન વિક્રમાદિત્ય નામે, તથા પરાક્રમે પણ વિક્રમાદિત્ય જ એવો હતો." રાજ્યાભિષેક સમયે તેનુ કોઈ પ્રકારે અપમાન થતા તે દેશવટો લઈ જતો રહ્યો. રાજા ભર્તૃહરિને અતિસુદર અનગસેના નામની પટ્ટરાણી હતી જે રાજાને અતિપ્રિય હતી. "તે પતિવ્રતા હતી, પતિની ભક્તિવાળી હતી, હૃદયને આનદ આપનારી હતી, સર્વથા શ્રીવિષ્ણુને જેમ લક્ષ્મી તેમ રાજાને યોગ્ય હતી."

આ નગરમા એક દરિદ્રશિરોમણિ બ્રાહ્મણ વસતો હતો. આ બ્રાહ્મણ વિદ્વાન, મત્રવિત્ અને ઉત્તમ હોવા છતા પૂર્વકર્મના સંયોગે ધન–ધાન વગરનો થઇ ગયો હતો. એકવાર એની સ્ત્રી ગર્ભવની થતા તેને સારી સારી વસ્તુઓ ખાવાનો દોહદ થયો; તેણે પોતાની મનોભાવના પોતાના દરિદ્ર પતિને કહી સંભળાવી. પતિએ એટલી વસ્તુઓ પોતાની પાસે નથી એમ કહી નિરાશા વ્યક્ત કરી. છેવટે સ્ત્રીએ પ્રેમથી કહ્યું. નાથ! સ્ત્રીઓની અભિલાષા પતિ જ પૂરી કરે છે. તમે આપણી ગોત્રદેવીને આરાધો, જેથી આપણી સર્વ કામના પૂરી થશે પતિદેવે શુદ્ધ મનથી ત્રણ દિવસ નિરાહાર રહી દેવીની આરાધના કરી. દેવીએ તે બ્રાહ્મણને ત્રીજે દિવસે પ્રસન્ન થઇ, જેનાથી માણુસ અજર અમર થઈ શકે તેવુ, ફલ આપ્યુ. આ ફળ લઈ પડિત પોતાની સ્ત્રી પાસે ગયો, અને સ્ત્રીને કહ્યું:

---

૩. જૈન ગ્રંથોમા અવન્તીની સ્થાપના સંબધી એવો ઉલ્લેખ મળે છે કે શ્રી આદિનાથ ભગવાનના પુત્ર **અવન્તી** ( અવયન્તિ )ના નામથી આ અવન્તી નગરી વસેલ છે.

युगादिजिनपुत्रेणावन्तिना वासिता पुरी । अवन्तीत्यभवन्नाम्ना जिनेंद्रालयशालिनो ॥

—( શુભશીલગણિકૃત વિક્રમચરિત્ર )

"રૂષભદેવ બેટા અવયન્તિ, એ નયરી તેણિ વાસી ખંતી

—(રૂપચદ કુવરરાસ, આનંદકાવ્યમહોદધિમૌક્તક ૬–પૃ૦–૧૦)

"હે પ્રિયે! આ ફળ ખાવાથી જરા ને મરણ દૂર થશે." એવું સાંભળતાં તેણે કહ્યુંઃ "આપણે એ શા કામનુ છે? એ ફલ લઈને રાજા આપો."

આ સાંભળી પંડિત એ ફળ લઇ રાજસભામાં ગયો અને રાજાને આ ફલનુ માહાત્મ્ય કહી સંભળાવી એ અમરફલ ભર્તૃહરિ રાજાને આપ્યું. રાજાએ પ્રસન્ન થઇ બ્રાહ્મણને કોટી સુવર્ણ મ્હોરો ભેટ આપી અને બ્રાહ્મણનું દારિદ્ર દૂર કર્યું. રાજાએ એ ફલ પોતે ન ખાતાં પોતાની પ્રિય રાણીને આપ્યું. રાણીએ એ ફલ પોતે ન ખાતાં પાંડવ નામના પોતાના એક ઘોડેસવાર યારને આપ્યું. પાડવે પોતાની પ્રિયતમા શૃંગારમંજરી નામની વેશ્યાને આપ્યું. વેશ્યાએ પણ પોતાના અધમાધમ જીવનને ઉપયુક્ત આ ફળ ન માન્યું અને પરમ ઉપકારી પરદુઃખભંજન રાજા ભર્તૃહરિને આ ફલ કામનું છે, એમ માની એ ફલ રાજાને ભેટ ધર્યું. રાજા આ ફળ જોતાં જ ચમકયો. અરે! આ તો અમરફલ મેં મ્હારી પ્રાણવલ્લભાને આપેલુ તે અહી કયાંથી? રાજાએ વેશ્યાને પૂછ્યુ-તુ આ ફલ કયાંથી લાવી? તેણે કહ્યું-પાડવ નામના આપના ઘોડેસ્વારે આપ્યુ. આખરે રાજાએ સત્ય વસ્તુ જાણી, એટલે તેને ખૂબ જ વૈરાગ્ય ઉત્પન્ન થયો. અને સંસારની અસારતા સંબંધી ખૂબખૂબ વિચાર કરી, છેવટે રાજપાટ ત્યાગી, સંસાર છોડી વનવાસી બન્યો.

ભર્તૃહરિના ચાલ્યા જવાથી અવન્તીની રાજગાદી ખાલી પડે છે; 'એટલે અવન્તીમાં એક અગ્નિ નામનો મહાક્રૂર વેતાલ રાજભવનમાં આવી ભરાયો.' મંત્રીઓ જેને નવો રાજા બનાવી બેસાડે તેને તે રાત્રિએ જ એ રાક્ષસ યમસદન પહોંચાડતો. ઘણાં ઘણાં બલિદાનો પૂજા-દાન કરવા છતા આ રાક્ષસરાજ શાન્ત ન થયો.

### વિક્રમ રાજા બને છે.

એકવાર વિક્રમ સાધારણ વેષે ફરતો ફરતો અવન્તીમાં આવી પહોંચ્યો. ત્યાં તેણે અવન્તીમાં એક ઢંઢેરો પિટાતો સાંભળ્યો. વિક્રમે પૂછ્યુ-આ શાનો ઢંઢેરો પિટાય છે? એક મનુષ્યે કહ્યુ-રાજ્ય મલે છે, પરન્તુ રાજા થનારને એક રાક્ષસ મારી નાંખે છે એટલે કોઈ રાજા થતુ નથી. રાજ્ય મલવા માટે આ ઢંઢેરો છે. વિક્રમ પોતાના સાહસથી ઢંઢેરાનો સ્પર્શ કરે છે. અને બધી વિગત પૂર્ણરૂપે જાણી પોતે જ રાજા બનવાનુ સ્વીકારે છે. મંત્રીઓ પણ એને રાજ્યયોગ્ય પુરુષ સમજે છે, અને તેનો રાજ્યાભિષેક થાય છે.

### દાનનું ફળ: રાક્ષસનું વશીકરણ

વિક્રમ વિચારે છે કે દાનથી આખુ જગત્ વશ થાય છે. માટે આ રાક્ષસને વશ કરવા માટે મ્હારે ઉત્તમોત્તમ નૈવદ્ય ધરવું જોઇએ. તરત જ ઉત્તમ પ્રકારની મીઠાઇઓ, સ્વાદુ ફલો, તાજાં પુષ્પો, ચંદન, કસ્તૂરી આદિ વસ્તુઓ તૈયાર કરાવી સંધ્યા સમયે બધી સામગ્રી ઉત્તમ રીતે ગોઠવી પોતે શય્યા આગળ તલવાર લઈ ઉભો રહ્યો.

"રાત્રિના સમયે બધો કોલાહલ શાંત થયો ત્યારે ઘુઘરીઓના ધમકાર થવા લાગ્યા, ડમરૂના મહાનાદ સંભળાવા માંડયા, ને હા હા હા, હો હો હો એમ કિલકિલાટ તથા ફૂત્કાર થૂત્કાર સમેત વીણાનાદ તથા નુપૂરનાદ, વાદ્ય, ગીત, નૃત્ય, ઇત્યાદિ રાજાને સંભળાવા લાગ્યુ." "ચોસઠ ચોગીનીઓ, બાવન ક્ષેત્રપાલ, ડાકીની, શાકિની, સિદ્ધા, કાકિની, સિંહારિકા, ભૂત, પ્રેત, યક્ષ, વેતાલ, વ્યંતર, ભેંસાસુર, કિંનર, રાક્ષસ, તે સર્વ કોલાહલ કરતાં

આવ્યાં." "તેમની વચમાં બહુમાનીતો એવો, સો મશાલો જેની આગળ પાછળ હતી એવા સુખાસને પડેલો અગ્નિ નામનો વેતાલ હતો. × × ×" કરાલ વિકરાલ ભયંકર અભક્ષ્ય ભક્ષ્ય કરનારો, વિઘ્નરૂપ જે વેતાલ તેણે આ મોટી ભોજન સામગ્રી દીઠી."

આટલુ છતાં એ દુષ્ટ રાક્ષસ તૃપ્તિ ન પામ્યો અને હાથમાં તલવાર લઈ વિક્રમને મારવા દોડ્યો. પરન્તુ વેતાલના સાથીદારોએ વેતાલને સમજાવી, નવેદ્ય સામગ્રી આપનારને અભય આપવા જણાવ્યુ રાક્ષસરાજ આ સાંભળી પ્રસન્ન થઈ વિક્રમને કહે છે—

"આમ આવ બાપુ! આમ આવ! સદ્બુદ્ધિ પૂર્વક કરેલા દાન અને બલિદાનથી પ્રસન્ન થઈ હુ તને માલવાનુ રાજ્ય આપુ છું"

સાથે જ રાક્ષસ ફરમાવે છે—"તારે દરરોજ આ પ્રમાણે બલિદાન તૈયાર કરવું, ને જે દિવસે એમ નહી કરે તે દિવસે તને હુ મારીશ."

"વિક્રમાદિત્યે નમસ્કાર કરીને વેતાલને કહ્યુ કે—"હે સ્વામિન્! આ રાજ્ય આપનું જ છે, ને હુ તો આપનો એક દાસ છુ."

બસ, વિક્રમાદિત્ય જીવતો રહ્યો. રાક્ષસ અંતર્ધાન થઈ ગયો નિરંતર ઉપર્યુક્ત ક્રમ ચાલે છે. આખરે એક યુક્તિદ્વારા વિક્રમાદિત્ય રાક્ષસને વશ કરી નૈવેદ્યપૂજાદિ બધ કરે છે, અને સાચો રાજાધિરાજ બને છે, સામતોને જીતે છે, અને નિર્વિઘ્ને રાજ્ય ચલાવે છે.

## સુવર્ણપુરુષની પ્રાપ્તિ

એકવાર એક ધૂર્ત યોગી સુવર્ણપુરુષની સાધના માટે બત્રીશ લક્ષણા પુરુષને શોધતો વિક્રમાદિત્ય પાસે આવે છે, અને કહે છે કે-તુ સુવર્ણપુરુષની સાધનામા ઉત્તર સાધક બની મને મદદ કર. વિક્રમાદિત્ય તેની યાચના સ્વીકારી તેની સાથે સ્મશાન ભૂમિમા આવે છે. યોગી મત્રઆરાધના કરવા બેસે છે અને વિક્રમને કહે છે કે-ઝાડ ઉપર રહેલુ શબ તુ લાવ. રાજાને પરોપકારી સમજી શબમાં રહેલા વેતાલે પચીશ કથાઓ (જે વેતાલપચીશી રૂપે પ્રસિદ્ધ છે.) સભળાવી રાત્રિ વ્યતીત કરી અને સવારમા પ્રત્યક્ષ થઈ કહ્યુ કે-યોગી તને જ અગ્નિકુંડમા હોમી બલિ કરવા માગે છે તેનાથી સાવધ રહેજે. એમ કહી વેતાલ ચાલ્યો જાય છે. શબને લઈ વિક્રમ યોગી પાસે જાય છે. યોગી સામે આવવા તૈયાર છે, ત્યાં પેલા સબનો દેવ યોગીને જ અગ્નિકુંડમા હોમી દો છે. યોગીનો જ સુવર્ણપુરુષ બને છે અને રાજા તે સુવર્ણપુરુષ સ્વીકારે છે. સુવર્ણપુરુષનો અધિષ્ઠાયક રાજાને કહે છે—"હે રાજેંદ્ર! તુ મને લઈ જા! મારું મસ્તક કદાપિ છેદતો નહી" રાજા ઉત્સવ પૂર્વક નગર પ્રવેશ કરે છે, દીન-દુઃખીઓને દાન આપે છે, ને રાજ્યમાથી દ્રારિદ્ર અને દુઃખ દૂર થાય છે.

## જૈનાચાર્યનો અને દિવાકરનો પરિચય

પાદલિપ્તાચાર્યની પરંપરામા સ્કંદિલાચાર્ય થયા, જે મહાવિદ્યાનિધાન ગણધર હતા. તેમણે બેન્નાતટમાં એક વૃદ્ધને દીક્ષા આપી. આ વૃદ્ધ સાધુજી ઊંચે સ્વરે ભણતા હતા, તે જોઈ રાજા વગેરએ તેમની મશ્કરી કરી. આ સમયે વાગ્દેવી (સરસ્વતી) કે જે આકાશમા જતી હતી, તેમણે વૃદ્ધ સાધુની પોતા તરફ ભક્તિ જોઈ તેના મુખમાં પ્રવેશ કર્યો અને વૃદ્ધ સાધુજી અપૂર્વ જ્ઞાની થયા, તેમના ઉચ્ચાર શુદ્ધ થયા. તેમણે એ વાગ્દેવતાના પ્રતાપે મુશલને પણ ફુલાવ્યુ. આ જોઈ રાજા પ્રસન્ન થાય છે. દેવતા સાધુજીની ક્ષમાવૃત્તિ જોઈ પુષ્પવૃષ્ટિ કરે છે, અને ગુરુજી પણ શિષ્યને ગુણસાગર જાણી આચાર્યપદથી અલકૃત કરે છે.

આ બાજુ એકવાર અભિમાનના પૂતળા સરખા સિદ્ધસેન દિવાકર બેન્નાતટમાં આવે છે, તેનું રસપ્રદ વર્ણન ગ્રંથકાર આપે છે. થોડી વાનગી જુઓ—

“ તે જાળ કોદાળી નીસરણી અને ચિહ્ન પણ મનાય એવાં ચાર ચિહ્ન લઈને પૃથ્વી ઉપર ફરતો.” “જો હું [illegible] તો [illegible] તે ક્યાંય પણ નથી જ જણાતા” “ચંદ્ર ગંભીરબુદ્ધિ છે, બૃહસ્પતિ [illegible] છે? જ્યાં હું વાદસિદ્ધ વાદમાં ઉતરૂં ત્યાં મહેશ્વર પણ નિરુત્તર બની રહે.” “[illegible] અને પાંચસો વિદ્યાર્થી સંગત તથા [illegible], [illegible] હું જ વાદીશ્વરરૂપી ગજને [illegible] છું. વાદીશ્વરરૂપી [illegible] હું [illegible], વાદીશ્વરરૂપી અંધકારના સૂર્ય છું, [illegible]” તેની સાથે પાંચસે ગાડાં તો પુસ્તકોના ભરેલાં હતાં. [illegible] ”

પૃથ્વી ઉપર વાદી માત્રનાં ચિહ્ન [illegible] તેમના ઉપર [illegible] કે આ સર્વને મેં દાબ્યા છે.

આ દિવાકર બેન્નાતટપુર આવ્યા છે ત્યારે શ્રી વૃદ્ધવાદિસૂરિ પોતાના શિષ્યમંડળ સાથે બહિર્ભૂમિ ગયા છે. ત્યાં જ દિવાકરને શિષ્ય સાથે પ્રથમ [illegible] છે. એક બીજા વાગ્વિનોદ કરે છે, વક્રોક્તિથી એક-બીજાને [illegible] છે. આ વિવાદ આગળ ચાલે છે. ત્યાં સિદ્ધસેન મુનિને પૂછે છે—તમે કોણ છો? મુનિ કહે છે—હું સર્વજ્ઞપુત્ર છું.

સિદ્ધસેને પૂછ્યું—આ નગરમાં કાકડીઓ કેટલા છે?

મુનિ—તમે, તમારી જ્ઞાતિના કેટલા અહીં છે એમ પૂછ્યું? કારણ કે કાક, ઘુવડ, શ્વાન, બ્રાહ્મણ એ બધા એક જાતના કહેવાય છે. એટલે તમે તમારી સ્વજાતિ ક્યાં વસે છે તે પૂછ્યું! તો હું કહું તે સાંભળો—

“ सट्ठीसहस्सा कागा इह छिन्ना उवरि वसंति ।
जइ उणा ख़ुणिगया अहअहीया पाहुणा आया ॥ ’

આવું યુક્તિયુક્ત વચન સાંભળી ત્યાં આ વાગ્વિલાસ સાંભળવા આવી ગયેલા માણસો હસવા લાગ્યા. આ પછી તે પૂછે છે હે પંડિતરાજ, હું તમને પ્રશ્ન પૂછું? આચાર્ય કહે છે પૂછો—

“ एगो काउ दुहा जाउ एगो चिट्ठइ एगो मारीउ,
मुष्ण जीवंतो मारीऊ स्रण भण माणवक केण हेतुना.”

આ ગાથાનો અર્થ-મર્મ સિદ્ધસેન નથી જાણી શકતો. મુનિરાજ તેનો જવાબ આપે છે. અને ગુરુજી આવ્યા એટલે તેમની પાસે જાય છે. દિવાકર તેમની પાછળ જઈ શ્રીવૃદ્ધવાદિસૂરિજીને શાસ્ત્રાર્થનું આહ્વાન કરે છે. સૂરિજી કહે છે—આર્ય, અહીં કોઈ સભ્યો નથી તેમ કોઈ અધ્યક્ષ પણ નથી એટલે દિવાકરે કહ્યું—આ ભરવાડો છે ને! ભરવાડોની સમક્ષ સિદ્ધસેન ખૂબ જોરથી સંસ્કૃત ભાષામાં પોતાની વિદ્વત્તા બતાવે છે, પરન્તુ ભરવાડો તેમાંનું કાંઈ જ સમજતા નથી અને આ નકામો બરાડા પાડી બકવાદ કરે છે એમ માને છે.

પછી સમયજ્ઞ શ્રીવૃદ્ધવાદસૂરિજી લોકભાષામાં સુંદર ધર્મોપદેશ[૪] આપે છે. ભરવાડો

---

૪ એ ધર્મોપદેશનો સાર એ છે કે કોઈ જીવને મારવા નહિ, જૂઠું ન બોલવું, ચોરી ન કરવી, પરસ્ત્રીનો ત્યાગ કરવો, દાન દેવું, કોઈના મર્મ કહેવા નહિ, જૂઠી સાક્ષી ન પૂરવી, જૂઠાં કલંક ન દેવા, કોઈને ઠગવો નહિ, કુડ, કપટ કરવું નહિ, જીવદયા ઉત્તમ પાળવી વગેરે.

પ્રસન્ન થાય છે. આચાર્ય જીસા એમ કહે છે. અહી સૂરિજી કહે છે-એમ નહી, ચાલો રાજસભામા છેલ્લો નિર્ણય કરી લઈએ. રાજસભામાં બન્નેનો વાદ થાય છે સરસ્વતી-પુત્ર શ્રીવૃદ્ધવાદિસૂરિનો ત્યાં પણ વિજય થાય છે, અને એકવચની સિદ્ધસેન તેમનું શિષ્યત્વ સ્વીકારે છે, અને ગુરુજીને ચરણે બેસી "જૈન સિદ્ધાંતમાં પારગત થયો, મોહ તથા ઇન્દ્રિયોને જીતી ક્રિયામાં કુશલ થયો, ને ગચ્છનો ધુરધર થયો " શ્રીસિદ્ધસેન દિવાકર આચાર્ય થયા.

એકવાર તેમને સમસ્ત જૈનસૂત્રસિદ્ધાંતને સસ્કૃતમાં ઉતારવાનુ મન થાય છે. ગુરુજી આગળ આ વાત રજુ કરે છે. સૂરિજી કહે છે—"હે કુશિષ્યાધમ! પાપી! આ તેં શુ કહ્યુ? શું તારા જેવા વિદ્વાન્ પૂર્વે નહિ થયા હોય?-માટે જા, મને મોઢું ન બતાવીશ. આ તારાં વચનથી તને નિહ્નવ રૂપ માનું છું " "મને પણ આલોચના લાગી કે તારા જેવા પોતાને સિદ્ધાંતપારંગત માનનારને વગર વિચાર્યે સૂરિપદ આપ્યુ."

"આ સાભળી તે સિદ્ધસેન ગણાધિપને પગે પડયા, ને બહુ ભક્તિ પૂર્વક પોતાના દુષ્કૃતની માફી-ક્ષમા-માગવા લાગ્યા. મે મૂર્ખે અજાનના યોગે વિરુદ્ધ વચન કહ્યુ હોય તે પૂજ્ય ક્ષમા કરો મને જે યોગ્ય હોય તે આલોચના આપો. કદાપિ પુત્ર કુપુત્ર થાય, પણ પિતા કુપિતા ન થાય " ધન્ય છે-વિનયી જ્ઞાની શિષ્યને! પછી વૃદ્ધવાદિસૂરિજી આલોચના આપતા કહે છે-" ઉજ્જયિનીમાં જિનેશ્વરનો મહાકાલ પ્રાસાદ છે, તે (અવન્તી સુકુમાલના પુત્રે) ઉચા તોરણાદિથી કરાવેલો છે." "કાલક્રમે બ્રાહ્મણોએ તેમાં શિવલિંગ સ્થાપ્યું છે. ને કોઈ એમ જાણતુ સરખુ પણ નથી કે આ મદિર જૈનનુ છે. ત્યાં જઈ તારે મહાપ્રભાવ દર્શાવવો કે જેથી તારા નિહ્નવપણાની નિર્જરા તરત થાય."

આ૦ શ્રી સિદ્ધસેન દિવાકર શિષ્યો સહિત ઉજ્જૈની જાય છે.

### સૂરિજીનું રાજા સાથે મિલન

એકવાર રાજા વિક્રમે સિદ્ધસેન દિવાકરને બહાર ઉદ્યાનમા જોયા, અને મનથી જ નમસ્કાર કર્યો. સૂરિજીએ હાથ ઊંચો કરી ધર્મલાભ કહ્યા એટલે રાજાએ કહ્યુ-મે આપને વંદના નથી કરી અને આપે કેમ ધર્મલાભ કહ્યા? સૂરિજીએ કહ્યુ-તમે મનથી વંદના કરી છે. આ સાભળી રાજા પ્રસન્ન થયા અને ખરે જ આ આચાર્ય સર્વજ્ઞપુત્ર બિરુદને યોગ્ય જ છે, એમ માન્યુ પછી રાજાએ હાથી પરથી નીચે ઊતરી સૂરિજીને વદના કરી એક કરોડ સોનામહેરોનુ દાન કર્યું. પણ સૂરિજીએ સાફ ના પાડી પોતાનો સાધુધર્મ સમજાવ્યો. રાજા સૂરિજીની આ ત્યાગવૃત્તિથી અતીવ પ્રમુદિત થયો અને સૂરિજી પ્રતિ તેની ભક્તિ વધી. રાજાએ દાન આપેલુ ધન પાછુ ન રાખતાં જિનમદિરોના જીર્ણોદ્ધાર[૫]માં તેનો સદુપયોગ કરાવ્યો અને મંત્રીદ્વારા લખાવ્યુ કે-

**धर्मलाभ इति प्रोक्ते दूरादुद्धृतपाणये ।**
**सूरये सिद्धसेनाय दद‌ौ कोटिं नराधिपः ॥[६]**

આથી જૈન શાસનની પ્રભાવના થઈ અને શ્રીસઘે મહોત્સવ પૂર્વક સૂરિજીનો નગર-પ્રવેશ કરાવ્યો. ત્યા શ્રાવકો કહે છે અહી પહેલા જૈનમદિર હતુ તેવુ કરાવો તેથી શાસન-

---

૫. પ્રભાવકચરિત્રમા પૃ૦ ૯૫ મા નીચે મુજબ ઉલ્લેખ મલે છે—
" तेन द्रव्येण चक्रेऽसौ साधारणसमुद्गकम् । दुःस्थसाधर्मिकस्तोम—चैत्योद्धारादिहेतवे ॥ "
૬. પ્રભાવકચરિત્રમા પણ આ જ ગાથા છે.

પ્રભાવના થશે. "મહાકાલ નામનો પ્રાસાદ શ્રીજિનેશ્વરનો છે. તેમાં વિક્રમાર્કના બલથી બ્રાહ્મણોએ જૈનબિંબ કાઢી શિવની સ્થાપના કરી છે. તેથી એ તીર્થ માહેશ્વર તીર્થને નામે પ્રસિદ્ધિ પામ્યુ છે. વિક્રમાદિત્યને[૭] બોધ કરી એવું કરો કે જેથી તીર્થ પાછું સુખદ જૈન તીર્થેશ્વર થાય." સૂરિજી આ સાંભળી અપૂર્વ ચાર શ્લોકો બનાવી રાજા પાસે જાય છે. વિક્રમ પ્રથમ તો કહેવરાવે છે-"દશ લક્ષ આપો, ચૌદ શાસન આપો, પછી હાથમાં ચાર શ્લોકવાળો આવો કે જાઓ" પછી સૂરિજી રાજસભામા જઈ રાજા સમક્ષ શ્લોક બોલે છે. એકએક શ્લોક સાંભળી રાજા તે તે દિશાનું રાજ્ય ત્યાગી, છેલ્લે ચારે દિશાનુ રાજ ત્યાગી સૂરિવરને પગે પડે છે. રાજા બહુ જ પ્રસન્ન થાય છે. સૂરિજી પોતાની અનુપમ સાધુતા, ત્યાગ, નિષ્પરિગ્રહિતા બતાવે છે. રાજા આ ત્યાગમૂર્તિ ઉપર વધુ પ્રસન્ન થઈ તેમને પોતાના અર્ધ સિંહાસનપર બેસારે છે. ધીમે ધીમે રાજસન્માનમા લુબ્ધ થઈ સૂરિજી પાલખીમાં બેસી રાજદરબારે જવા લાગે છે. તેમના ગુરુ શ્રીવૃદ્ધવાદિસૂરિજીને આ સમાચાર પહોંચે છે. ગુરુદેવ શિષ્યના ઉદ્ધારાર્થે આવે છે.

એકવાર પ્રસંગ પામી પાલખીમાં સિદ્ધસેન બેઠા છે અને ગુરુજી પાલખી ઉપાડે છે. રસ્તામાં વૃદ્ધ વામનથી પાલખી નમવા લાગી ત્યારે સિદ્ધસેને કહ્યુ-તમે ધીમે ધામે ચાલો. વળી બોલ્યા કે-શુ બહુ ભારથી તમારો ખભો **(बाधति)** દુઃખે છે. ત્યારે વૃદ્ધે...... **यथा 'बाधति' बाधते** એવા જવાબ આપ્યો. આ સાભળી સિદ્ધસેને કહ્યુ.-

હે ભારવાહક! તુ શબ્દશાસ્ત્રને જાણનારો દક્ષ છે એટલે તારે કોઈ સંદેહ હોય તો મને પૂછ. આથી સૂરિજીએ એક ગાથા પૂછી, જેનો અર્થ સિદ્ધસેનને બેઠો નહિ. એટલે તેમણે કહ્યુ-ભાઈ તે પૂછેલ ગાથાનો અર્થ સમજાયો નહિ. પણ વૃદ્ધવાદિસૂરિજીએ જવાબ આપવાને બદલે પાલખીનો ડાંડો જ મૂકી દીધો. પાલખી નીચે પડી. સિદ્ધસેન જમીન ઉપર પડયા. લોકોમા હાહાકાર થયો. સિદ્ધસેને બેઠા થઈ જોયુ, અને ગુરુજીને ઓળખ્યા. વિનય અને પ્રેમથી ગુરુચરણે પડી અપરાધની ક્ષમા માગી જણાવ્યું "હુ મહાકાલ મદિરમા શાસનની પ્રભાવના કરીને આપ ગુરુદેવની સમક્ષ આવી આલોચના કરીશ[૮]." આ સાભળી પ્રમોદ પામી ગુરુજી બેન્નાતટ જાય છે, અને સિદ્ધસેન દિવાકર રાજસભામા જાય છે.

## મહાકાલેશ્વરમાં શાસનપ્રભાવના

એકવાર રાજા વિક્રમાદિત્યે સિદ્ધસેનસૂરિજીને કહ્યું કે, 'મહેશ, મહિમાગાર, સુરાસુર-વદિત, અવ્યક્ત, ચિંતવ્યા કરતા અધિક આપનાર ત્રિભુવનેશ્વર એવા મહાકાલ શંભુને નિત્ય નમસ્કાર કરો."

સિદ્ધસેનસૂરિએ કહ્યુઃ એ તમારા મહેશ્વર મારી શુદ્ધ સ્તુતિને સહી શકે નહી.

રાજાએ કહ્યું-શું થાય? સૂરિજીએ કહ્યું તમારા કહેવાથી કદાચ હુ સ્તુતિ કરીશ તો મ્હારા પ્રણામથી લિંગ ફૂટી જશે. ફરી રાજાએ કહ્યું-ભલે જે થાય તે જોઈએ, તમે મહાકાલેશ્વરની સ્તુતિ કરો!

આ સાભળી સૂરિજી મહાકાલેશ્વરના મદિરમા ગયા અને ચરણ સન્મુખ રાખીને

---

૭. શુભશીલગણિકૃત વિક્રમચરિત્રમા આખો પ્રસંગ જુદી જ રીતે આપ્યો છે.
૮. પ્રભાવકચરિત્ર વગેરેમા આ પ્રસંગ જુદી રીતે નિરૂપણ કરાયો છે.

સૂતા. ત્યાં તો રાજા પોતાના સામંતવર્ગ સહિત આવી પહોંચ્યો, અને બોલ્યો–"હે ગણાધીશ! મહાદેવની સ્તુતિ સુખે કરો ત્યારે સૂરિજીએ પદ્માસને બેસી સ્તુતિ આરંભી. "સાર્થે એવી બત્રીશ દ્વાત્રિંશિકા થકી સર્વતોમુખ, સર્વજ્ઞ, જગદાધારની સ્તુતિ કરી. તેમાં સ્વયંભૂ, ભૂતરૂપ, સહસ્રનેત્ર, અનેકએકાક્ષરભાવગમ્ય, અવ્યક્ત, અવ્યાહત, વિશ્વલોક, અનાદિમધ્યાંત, પુણ્યપાપરહિત" ઇત્યાદિ સ્તુતિ હતી.

આ સ્તુતિના પ્રથમ શ્લોકે જ લિંગમાંથી ધૂમાડો નીકળવા માંડયો, ત્યારે બ્રાહ્મણોએ કહ્યું–શંભુના તૃતીય નેત્રમાંથી અગ્નિ નીકળે છે. જ્યાં ધૂમ હોય ત્યાં વહ્નિ હોય આ નિયમ છે. માટે નિશ્ચય આ શૂદ્રને અગ્નિ પ્રજ્વાલશે. પછી વીજળીના જેવુ તેજ નીકળ્યું, અને ભયંકર શબ્દ થયો ને શિવલિંગ ફૂટીને આઠ દલયુક્ત કમલ થઇ રહ્યું, જેમાંથી શ્રી પાર્શ્વનાથનુ પ્રભાતના સૂર્ય એવું જિનબિંબ પ્રગટ થયું રાજા, પ્રજા, સામંતાદિ આ જોઈ ચમકયા. રાજાએ કહ્યું કે–આ તો કોઇક અદ્‌ભુત દેવ જણાય ત્યારે શ્રી સિદ્ધસેને કહ્યું–આ તો સર્વજ્ઞ, જગદીશ્વર, દેવાધિદેવમુક્ત, મુક્તિદાતા, ચોશઠ સુરેશથી પૂજિત પરમેશ્વર છે."

આ સ્તુતિથી રાજા વિક્રમને પ્રતિબોધ થયો અને તે જિનધર્મમા સ્થિર થયો અને પૂછયુઃ આ મંદિર પૂર્વે કોણે બંધાવ્યુ હતું? આથી શ્રી સિદ્ધસેન દિવાકરે અવન્તીસુકુમાલની આખી કથા સંભળાવી, જે સાંભળી રાજા બહુ જ ખુશી થાય છે અને જૈનધર્મમાં વધુ દૃઢ બની દશ હજાર ગામ જિનેશ્વરની અગ્ર પૂજા માટે યાવચ્ચંદ્રદિવાકરૌ આપે છે. અને સમ્યકત્વ પૂર્વક બાર વ્રત સ્વીકારીને પરમઉપકારી ગુરુ શ્રી સિદ્ધસેનસૂરિજીની સ્તુતિ કરે છે.

## વિક્રમસંવત્સર

એકવાર ગુરુદેવે રાજાને દાનધર્મનુ મહત્ત્વ સમજાવ્યું, જે સાભળી રાજા ખૂબ દાન આપવા લાગ્યો. આ દાનથી "પૃથ્વીને તેણે અનૃણ કરી સુવર્ણરત્ન આદિથી ભરી નાંખી, ને સમુદ્ર પર્યંત કયાંય દારિદ્રય રહ્યું નહિં, ને એમ તેણે કલિકાલને પણ હઠાવ્યો." "ચતુર ચિત્તવાળા તેણે પોતાનો સંવત્સર ચલાવ્યો, જે શ્રી વીરનિર્વાણસંવત્‌થી ૪૭૧ વર્ષથી ચાલુ થયો." "અનેક પ્રકારે ધર્મ કર્મના નિર્માણમા વિક્રમ પ્રવર્ત્યો, તેથી સ્વાભાવિક એવા સુખના સંસર્ગથી પૃથ્વી ગર્વ પામી."

## સિંહાસનની પ્રાપ્તિ

"શ્રી વિક્રમેંદ્રના મસ્તક ઉપર પંચ દંડનુ, ત્રિભુવનને આનંદ કરનાર, તથા ત્રણ ભુવનને વશ કરનાર છત્ર હતુ." આ છત્રની પ્રતિષ્ઠા સમયે વિક્રમાદિત્યે ઘણા દેવો અને અર્હંતોની વિધિપૂર્વક પૂજા કરી છે. આ વખતે ઇન્દ્ર મહારાજે "વિક્રમ યોગ્ય સિંહાસન મોકલ્યુ" "ઇન્દ્રના પ્રસાદવાળા તે સિંહાસન ઉપર વિક્રમ રાજા નિત્યે ઇન્દ્રની પેઠે બેસતો."

વિક્રમાદિત્યની સભાના પંડિતોનું રસિક વર્ણન વાચો

"શ્રી સિદ્ધસેન જેમાં મુખ્ય છે એવા ઘણા તાર્કિક, વૈયાકરણ, સર્વ સિદ્ધાંતના જાણનાર, વેદ સાહિત્ય મંત્રના જાણનાર, સ્માર્ત, અલંકારજ્ઞ પૈરાણિક, વૈદ્ય, જોશી, ગવૈયા, નાના પ્રકારના શાસ્ત્રમાં પ્રવીણ, નાના પ્રકારની ચતુરાઈ જાણનાર, વિવિધ કૈતુક કરાવનાર, આશ્ચર્ય પેદા કરનારા, બહોતેર કલાના જાણનારા, ચોસઠ કલાના જાણનારા, બત્રીશ લક્ષણના જાણ, એવા જુદા જુદા પંડિતો વિક્રમની સભામા હતા."

## વિક્રમાદિત્યનું મૃત્યુ

પછી ગ્રંથકારે રાજા વિક્રમાદિત્યના દિગ્વિજય, સાહસ, પરાક્રમ અને દાનધર્મની પ્રશંસા કરી છે. આવો પ્રતાપી રાજા એકવાર પ્રતિષ્ઠાનપુરના સાતવાહન સામે યુદ્ધે ચઢે છે, ત્યાં દૈવયોગે વિક્રમાદિત્યની હાર થાય છે. અને યુદ્ધ ભૂમિમાં જ તે મૃત્યુ પામે છે.[૯]

"વિક્રમ મહિપતિ શતાયુ જીવિત ભોગવીને જીવથી સ્વર્ગે ગયો, પણ નામથી તો જગત્માં જ રહ્યો."

આ પછી વિક્રમાદિત્યનો પુત્ર વિક્રમસેન ગાદીએ આવે છે. સિંહાસનના અધિષ્ઠાતા વિક્રમપુત્રને આ સિંહાસન પર બેસવાની મનાઈ કરે છે અને કહે છે કે "આ સિંહાસન પર કોઈને બેસવાનુ નથી, અને મહાપ્રભાવવાળા એને પૂજ્ય ગણીને સર્વેએ હવેથી પૂજવું જોઈએ" ત્યારથી આ સિંહાસન એક ભોયરામાં પધરાવવામાં આવે છે. અહીં. મૂલ કથા સમાપ્ત થાય છે. અને ભોજરાજ કે જેમને આ સિંહાસન હાથ આવ્યું છે તેમને વિક્રમાદિત્ય જેવા થયા પછી જ આ સિંહાસન પર બેસવાનું કહેવામાં આવે છે. વિક્રમાદિત્ય કેવો પ્રતાપી, સાહસિક, દાનવીર, ધર્મવીર, કર્મવીર હતો, તે જણાવવા બત્રીશ પૂતળીયો કથાઓ કહે છે, જે આપણે આ લેખના છેડે સંક્ષેપથી જોઇશું

## શુભશીલગણિકૃત વિક્રમચરિત્ર

આ સાથે આ ગ્રંથકારના જ સમકાલીન મહાકવિ શ્રી શુભશીલગણિએ બનાવેલ વિક્રમચરિત્રનો તદ્દન સંક્ષિપ્ત પરિચય અહી આપું છુ. શ્રી શુભશીલગણિનું વિક્રમ-ચરિત્ર ૧૪૯૯ માં બન્યું છે. પરન્તુ પ્રસ્તાવનાકાર જણાવે છે કે વીરના ઉપાશ્રયના જ્ઞાન-ભંડારમાંથી મળેલી પ્રતમાં "**श्रीमद्विक्रमकालाच्च खनिधिरत्नसंज्ञके** ૧૪૯૦ ખંભાતમાં આ ચરિત્ર બનાવ્યાનો ઉલ્લેખ છે. બન્ને વિદ્વાનો સમકાલીન છે છતાંયે બન્નેની રચનામાં મહદ્ અંતર છે. આ. શ્રી રામચંદ્રસૂરિજી પોતાના પૂર્વ ગ્રથકારોને પોતાની સમક્ષ રાખ્યાનુ ઋણ સ્વીકારે છે, જ્યારે શુભશીલ ગણિએ વસ્તુનું સૂચન નથી કરતા.

**युगादिजिनपुत्रेणावन्तिना वासिता पुरी ।**
**अवन्तीत्यभवन्नाम्ना जिनेद्रालयशालिनी ॥ ९ ॥**
**मालवावनितन्वङ्गी–भास्वद्भालविभूषणम् ।**
**अवन्ती विद्यते वर्या पुरी स्वर्गपुरीनिभा ॥ १० ॥**

ગંધર્વસેનનો પુત્ર વિક્રમાર્ક; બીજામતે ગર્દભિલ્લનો પુત્ર વિક્રમાર્ક, ભર્તૃહરિ મોટો ભાઇ. ગર્દભિલ્લના મૃત્યુ પછી ભર્તૃહરિ રાજા બને છે.

**भूपेन विक्रमादित्योऽपमानं गमितोऽन्यदा ।**
**एकाकी खड्गमादाय ययौ देशान्तरे क्वचित् ॥ ४२ ॥**

---

૯ પુરાતન પ્રબંધ સગ્રહમા વિક્રમાદિત્યનું માદગીથી મૃત્યુ થયાનો ઉલ્લેખ છે, જ્યારે પ્રબંધચિન્તામણિમા દક્ષિણમા પ્રતિષ્ઠાન નગરના શાલિવાહન સાથે વિક્રમાદિત્યનું યુદ્ધ થયાનો અને તેમા શાલિવાહનને દૈવી સહાય મલવાથી તે જીતે છે અને વિક્રમાદિત્ય હારે છે પરન્તુ ત્યાં આપસમાં બન્નેની સંધિ થાય છે–એ ઉલ્લેખ છે. ત્યાર પછી શાલિવાહન પોતાના નામથી સંવત્ ચલાવે છે. શુભશીલગણિ પોતાના વિક્રમાદિત્યચરિત્રમા વિક્રમાદિત્યનું મૃત્યુ શાલિવાહન સાથેના યુદ્ધમા થયાનુ જણાવે છે.

ભર્તૃહરી પોતાની સ્ત્રીના કારણે રાજ્ય છોડી વનમા જાય છે પાછળથી એક વહ્નિ-વેતાલ રાજગાદીનો અધિષ્ઠાતા બની નવા બેસનાર રાજાનો નાશ કરે છે વિક્રમ ફરતો ફરતો અવન્તીમા આવે છે, વહ્નિવેતાલને વશ કરી અવન્તીનો અધિપતિ બને છે.

અહી સિદ્ધસેન દિવાકરની સક્ષિપ્ત મૂલ કથા આપી છે. પ્રાકૃતને સસ્કૃતમા કરવા બદલ પારાચત પ્રાયશ્ચિત્ત મલ્યુ છે. અવધુતવેશે એકવાર રાજાને મલ્યા, પછી ભૂતલમાં વિચરે છે. પુનઃ અવન્તી પધાર્યા છે. મહાકાલેશ્વરના મદિરમા લિંગ સમક્ષ ચરણ કરીને સૂતા છે. પૂજારી આ સબંધી રાજાને ફરિયાદ કરે છે. રાજા તેમને કોરડાના માર મારવા સૂચવે છે. આ માર તેમના બદલે અંતઃપુરમાં વાગે છે. આથી રાજા પોતે મહાકાલેશ્વરમા આવે છે અને અવધૂતને કહે છે, "મહાદેવની સ્તુતિ" કરો. સૂરિજી કહે છે—આ દેવ મારી સ્તુતિ નહીં સહી શકે. કોઈ વિઘ્ન થશે તેનો હુ જુમ્મેદાર નથી. "**स्तुतो जिनो वीरा द्वात्रिंशता द्वात्रिंशिकाभिः**" પરન્તુ "**प्रादुर्भवति नो देवो महावीरो जिनेश्वरः**" પછી શ્રીપાર્શ્વનાથ પ્રભુજીની સ્તુતિ શરૂ કરી અને કલ્યાણમદિરના "**क्रोधस्त्वया**" શ્લોક વખતે લિગ ફાટ્યુ, અને શ્રીપાર્શ્વનાથ પ્રભુનુ બિબ પ્રગટ્યુ પછી આનો પૂર્વ ઇતિહાસ કહે છે. છેલ્લે અવન્તીસુકુમાલના મૃત્યુસ્થાને—

"**तस्मिन् स्थाने महच्चैत्यं पार्श्वनाथजिनेशितु.।**
**मनोज्ञं कारयामास भद्रश्रेष्ठी धनव्ययात् ॥ ३९ ॥**
**तस्याऽजनिमहं(हा)ङ्काल[10] नामेति विश्रुतं भुवि ।**
**कालक्रमाद् द्विजैर्लिंगं स्थापितं पार्वतिपते· ॥ ४० ॥ सर्ग ७**

વિક્રમસંવત્સર માટે નીચે પ્રમાણે ઉલ્લેખ મલે છે—

**ध्यात्वेति विक्रमादित्यः श्रुत्वा दानफलं तदा ।**
**स्वर्णरूप्यमणिदानैरनृणीं मेदिनीं व्यधात् ॥ २७९ ॥**
**संवत्सरपरावर्त्तं कृत्वा वीरजिनेशितुः ।**
**निजं संवत्सरं चक्रे भूरिदानेन विक्रमः ॥ २८० ॥ (पृ० २२०)**

કઇ સાલમા સવત્સર પ્રવર્તાવ્યો તે આમા નથી, પરતુ ભાષાંતરકાર લખે છે કે વીરનિર્વાણ પછી ૪૭૦ વર્ષ થયાં ત્યારે વિક્રમાદિત્યે સંવત્સર ચલાવ્યો.

સિદ્ધસેન દિવાકરસૂરિજીના ઉપદેશથી વિક્રમાદિત્ય જૈનધર્મ સ્વીકારે છે અને શત્રુજયનુ માહાત્મ્ય સાભળી વિશાલ સઘ સહિત ગિરિરાજની યાત્રા કરે છે, અને યાત્રા કર્યા પછી ત્યાંના મંદિરનો જીર્ણોદ્ધાર પણ કરાવે છે.

આ ચરિત્રમા સિંહાસન અને પચદડની અદ્‌ભુત કથા છે. કવિકાલિદાસની અદ્‌ભુત ઉત્પત્તિ કહી છે. છેલ્લે શાલીવાહન સાથેના યુદ્ધમાં વિક્રમનુ મૃત્યુ થાય છે. તેમનો પુત્ર વિક્રમ-ચરિત્ર શાલિવાહનને હરાવે છે અને રાજા થાય છે તે સિંહાસન પર બેસવા જાય છે, એટલે સિહાસનની અધિષ્ઠાયિકાઓ જતી રહે છે. સિહાસન પ્રભાવવિનાનુ થાય છે, અને એના ઉપર વિક્રમચરિત્ર બેસે છે ગ્રથકારે વિક્રમચરિત્રના સમયે પણ સિદ્ધસેન દિવાકરને

---

૧૦ ભાષાતરકારે એમ જણાવ્યુ છે કે અવન્તીસુકુમાલના પુત્રનુ નામ મહાકાલ હતુ, તેથી તેના નામનુ મદિર બનાવ્યુ જેથી તે મહાકાલનામથી પ્રસિદ્ધ થયુ. તે મદિર મહાકાલેશ્વર પાર્શ્વનાથજીના નામથી પ્રસિદ્ધિ પામ્યુ

વિદ્યમાન રાખ્યા છે. વિક્રમચરિત્ર જાવડશાહના સંઘમાં, સંઘ સહિત જાય છે અને જાવડશાહ શ્રીવજ્રસ્વામીની[11] સહાયતાથી શત્રુંજયનો ઉદ્ધાર કરે છે વગેરે વર્ણન છે. આમાં ઇતિહાસ કરતા કથારસનું પ્રમાણ વિશેષ છે.

## [૨] વિક્રમાદિત્ય સંબંધી ઉલ્લેખો

### જૈન ગ્રંથસ્થ ઉલ્લેખો

આપણે વિક્રમાદિત્યનું ચરિત્ર સંક્ષેપમાં જોઈ ગયા. હવે આ સંબંધી પ્રાચીન અર્વાચીન ગ્રંથોમા જે જે ઉલ્લેખો મળે છે તે જોઈ લઈએ—

પ્રભાવકચરિત્રમાંના શ્રીવૃદ્ધવાદિસૂરિ પ્રબંધમાં—શ્રીસિદ્ધસેન દિવાકરનો વિક્રમાદિત્યને પ્રતિબોધ, મહાકાલના મંદિરમાંથી શ્રીપાર્શ્વનાથપ્રભુની મૂર્તિનું પ્રાગટ્ય, રાજાની રક્ષા વગેરે ઉલ્લેખો છે. અને જીવદેવસૂરિપ્રબંધમાં, વિક્રમાદિત્ય પોતાના નામનો સંવત્સર ચલાવે છે, વાયટના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવે છે, તે પ્રસંગ ખાસ મહત્ત્વનો છે.

ભદ્રેશ્વરસૂરિની કથાવલીમાં સિદ્ધસેન દિવાકરનો ગદ્ય પ્રબંધ છે. તેમા ઘણી હકીકતો તો પ્રચલિત છે તે જ છે. રાજા વિક્રમને પ્રતિબોધ તેમજ અવધૂત વેશમાં કુડંગેશ્વરની[12] સ્તુતિ અને બત્રીશીઓ વડે શ્રીપાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમા પ્રગટ થયાં એવો ઉલ્લેખ છે.

ચતુર્વિંશતિપ્રબંધમાં પ્રભાવકચરિત્રને મળતી જ કથા છે. પરન્તુ મહાકાલ પ્રાસાદની ઉત્પત્તિનું વર્ણન અને પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાના પ્રાગટ્યનું સૂચન છે. સાથે ઓંકારનગરમાં જૈનમંદિરની સ્થાપના રાજા પાસે કરાવ્યાનો ઉલ્લેખ છે.

પરિશિષ્ટ પર્વમા અગિયારમા સર્ગમાં અવંતીસુકુમાલનું વર્ણન આ પ્રમાણે છે—અવંતીમાં જીવન્ત સ્વામીની મૂર્તિનાં દર્શન કરવા આચાર્ય સુહસ્તિસૂરિ પધાર્યા છે. ત્યા ભદ્રા શેઠાણીના મકાનમા ઊતર્યા છે. તેમણે નલિનીગુલ્મવિમાનનુ અધ્યયન શરૂ કર્યું છે. તેમનો પુત્ર અવન્તીસુકુમાલ પોતાની બત્રીશ સ્ત્રીઓ સાથે આનંદ કરી રહેલ છે. તેણે તે સાભળ્યુ. તે સાભળી તે નીચે આવે છે, વિચારતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થાય છે. સૂરિજીને નમી પોતે ત્યાથી આવ્યાનુ જણાવી ત્યા જવા માટે દીક્ષાની માગણી કરે છે. રજા ન મળવાથી પોતાની મેળે સાધુવેશ સ્વીકારે છે. પછી સૂરિજી દીક્ષાવિધિ કરાવે છે, અવન્તીસુકુમાલ રાત્રે જ સ્મશાન ભૂમિમા જઈ અનશન કરે છે ત્યા પૂર્વભવની વૈરિણી શિયાળ આવી ચારે પહોરમા તેનુ આખુ શરીર ભક્ષિત કરી જાય છે. સવારે ભદ્રા શેઠાણી અને તેની પુત્રીવધુઓ આ સાભળી ત્યા જઈ જોઇ દુઃખી થાય છે અને ક્ષિપ્રા નદીના કાંઠે કરુણ રુદન કરે છે આખરે એક ગર્ભવતી સ્ત્રી સિવાય બધા દીક્ષા લ્યે છે. અને એ ગર્ભવતી સ્ત્રીથી ઉત્પન્ન થયેલ પુત્ર પોતાના પિતાના અનશનસ્થાને દેવમંદિર ચણાવે છે જે શરૂમાં અવંતીપાર્શ્વનાથમંદિરના નામે અને પાછળથી મહાકાલપ્રાસાદના નામે વિખ્યાત થાય છે.

---

૧૧ પ્રભાવકચરિત્રમા વજ્રસ્વામીએ જીર્ણોદ્ધાર કરાવ્યાનો ઉલ્લેખ નથી.

૧૨ "કુડંગેશ્વર અને મહાકાલ—બન્ને નામ મલે છે. આવશ્યક ચૂર્ણિમા तइयाणि महाकाल जान लोकेण परिग्गहित" શબ્દો સૂચવે છે કે મહાકાલ શબ્દ પણ પ્રાચીન છે. આ સ્થાનને કુડંગ-કુડંગેશ્વર કહેવાયુ છે તેનુ કારણ એ છે કે ઝાળા વચ્ચે આ સ્થાન છે માટે, તેમજ ક્ષિપ્રાને કાંઠે પણ આ સ્થાન છે એમ પણ (कुडङ्गको वृक्षलतागहनम् ") ઉલ્લેખ મલે છે.
—( સન્મતિની પ્રસ્તાવનાના આધારે )

આપણે પ્રભાવકચરિત્ર અને પરિશિષ્ટપર્વ વગેરેના મહત્ત્વના ચરિત્ર ભાગને જોઈ ગયા. હવે થોડા વધુ ગ્રંથોના આધારે વિક્રમાદિત્ય થયા હતા અને તેમણે જૈનધર્મ અપનાવી શત્રુંજયોદ્ધાર કરાવ્યો હતો તે વસ્તુ રજુ કરું છું.

૧. પુરાતન પ્રબધ સંગ્રહની માન્યતાનુસાર વિ.સં.૧૦૮ માં શત્રુંજય તીર્થનો ઉદ્ધાર જાવડ શાહે કરાવ્યો. રાજા વિક્રમાદિત્ય હૂણવંશના અને ગંધર્વસેનના પુત્ર હતા. તેમજ તેમણે સુવર્ણપુરુષ પ્રાપ્ત કરી પૃથ્વીને અનૃણી બનાવી હતી. સિદ્ધસેન દિનાકરસૂરિએ શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ પ્રગટાવી તે વગેરે સંક્ષેપમા આપ્યું છે. તેમજ વિક્રમાદિત્યનું મૃત્યુ માંદગીથી થયાનો ઉલ્લેખ પણ આ પ્રબંધકારે આપ્યો છે.

૨. પ્રબંધ ચિન્તામણિમાં ઉલ્લેખ છે કે-મહારાજા કુમારપાલ માલવદેશમાં અવન્તી બહાર રહેલ કુડંગેશ્વરના મદિરમા એક ઐતિહાસિક ગાથા વાંચે છે કે-

**पुन्ने वाससहस्से सयम्मि वरिसाण नवनवइअहिए ।**
**होही कुमरनरिन्दो तुह विक्कमराय सारित्थो ॥**

'હે વિક્રમ! તારી પછી ૧૧૯૯ વર્ષે તારા સરિખો કુમારપાલ રાજા થશે.' ત્યાર પછી વીરનિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમ રાજા થશે તે લખ્યુ તે. પછી વિક્રમાદિત્યે સવત્સર પ્રવર્તાવ્યાનો ઉલ્લેખ છે. આચાર્ય શ્રી સિદ્ધસેન રાજાને ભવિષ્યમા થનાર કુમારપાલ સબધી ગાથા કહે છે તે લખ્યું છે. છેલ્લે રાજા વિક્રમાદિત્ય પોતાનું ભવિષ્ય પૂછે છે અને શાલીવાહન, તેની પછી રાજા થશે એમ કહે છે એટલે તે તેને જીતવા જાય છે. તેમાં વિક્રમાદિત્ય હારે છે, તેની સાથે સધિ કરે છે, અને શાલિવાલન પોતાનો સવત્સર ચલાવે છે તેનો ઉલ્લેખ છે.

૩. પ્રબધચિન્તામણિના કર્તા શ્રી મેરુતુંગાચાર્યકૃત સ્થવિરાવલીમાં વિક્રમાદિત્યનુ સંવત્સરપ્રવર્તન, શ્રી વીરનિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમે સવત્સર ચલાવ્યો તે તેમજ વીર પ્રભુના સંવત્સરી દાનથી ૫૧૨ વર્ષે વિક્રમાદિત્યે સંવત્સર પ્રવર્તાવ્યો આ ઉલ્લેખો મળે છે. ત્યારપછી વીરનિર્વાણ પછી ૬૦૫ વર્ષે શકસંવત્ પ્રવર્તનનો ઉલ્લેખ છે. ત્યારપછી બહુ જ ઉપયોગી ઐતિહાસિક સાલવારી આપી છે. અને છેલ્લે વિ. સ. ૮૨૧ મા અણહિલ્લપુરની સ્થાપના વનરાજે કરી તે આપ્યુ છે. વાચકો આ ઐતિહાસિક પ્રબધ લક્ષપૂર્વક વાંચશે તો બરાબર સમજાશે કે વિક્રમાદિત્ય નામક રાજા થયા છે, અને જૈનપરપરા પ્રમાણે તેણે જે કર્યું છે તે યથાર્થ જ છે

૪. આ જિનપ્રભસૂરિકૃત વિવિધતીર્થકલ્પમાંના ૧ અપાપાકલ્પમાંથી, ૨ સત્યપુરી તીર્થકલ્પમાથી; ૩ શત્રુંજયકલ્પમાંથી, ૪ અશ્વાવબોધકલ્પમાથી, ૫ પાટણના શ્રીઅરિષ્ટનેમિના કલ્પમાંથી; ૬ પ્રતિષ્ઠાનપુરકલ્પમાંથી, ૭ તીર્થનામ સગ્રહમાંથી અને ૮ કુડંગેશ્વર નાભેયદેવકલ્પમાથી વિક્રમાદિત્ય સંબધી મહત્ત્વના ઉલ્લેખો મળે છે તે અનુક્રમે આ પ્રમાણે છે-

(૧) માં-વીરનિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમાદિત્ય થયાનો ઉલ્લેખ છે આખી રાજાવલી ગણાવી છે

(૨) માં-વિક્રમરાજાના સવત્ પછી ૮૪૫ વર્ષે વલ્લભીના ભગનો ઉલ્લેખ છે.

(૩) મા-વિક્રમાદિત્યના ૧૦૮ વર્ષ પછી જાવડશાહે બહુ દ્રવ્ય વ્યય કરી શત્રુંજયનો તીર્થોદ્ધાર કરાવ્યાનો પાઠ છે. તેમ રાજા સપ્રતિ, વિક્રમાદિત્ય, સાતવાહન, વાગ્ભટ વગેરે રાજા અને મંત્રી વગેરેએ શત્રુંજયોદ્ધાર કરાવ્યાની ગાથા છે.

(૪) માં—શ્રી મુનિસુવ્રતસ્વામી પછી ૧૧૮૪૪૭૦ વર્ષે વિક્રમરાજા (સંવત્સર) થશે તેનો ઉલ્લેખ છે.

(૫) માં–વિક્રમાદિત્યના ૫૦૨ વર્ષ ગયા પછી અરિષ્ટનેમિની સ્થાપના થઈ તેમજ વિ. સં. ૮૦૨માં વનરાજ ચાવડાએ પાટણ વસાવ્યાનો પાઠ છે.

(૬) માં–અવન્તીના વિક્રમાદિત્ય, ભવિષ્યવેત્તા પાસેથી પ્રતિષ્ઠાનપુરના સાતવાહનને પોતાની પછી બલવાન રાજા થનાર જાણી, તેની સામે યુધ્ધે જાય છે; તેમાં વિક્રમાદિત્ય હારે છે; આખરે બન્ને વચ્ચે સંધિ થાય છે, સાતવાહને પોતાના નામનો સંવત્સર પ્રવર્તાવ્યો અને જૈનધર્મ સ્વીકારી અનેક જૈનમંદિર બંધાવ્યા.

(૭) તીર્થનાં નામોનો સંગ્રહ છે.

(૮) માં–શ્રીકુડંગેશ્વર નાભેયદેવકલ્પનો ભાવાર્થ આપ્યો છે. આ આખો કલ્પ બહુ જ ઉપયોગી છે. તેમાં શ્રીસિદ્ધસેનદિવાકરનો સંક્ષિપ્ત વૃત્તાંત અને કુડંગેશ્વરમાં શ્રીઋષભદેવ પ્રભુ કેવી રીતે પ્રગટ થયા તેનું વર્ણન છે.

૫. શ્રાદ્ધવિધિમા વિ. સં. ૧૦૮ માં જાવડ શાહે કરાવેલ મોટા ઉદ્ધારનું વિસ્તૃત વર્ણન છે. તેમાં જુદા જુદા સંઘપતિઓનું વર્ણન છે, તેમાં વિક્રમાદિત્ય સંઘપતિ થઈને જાય છે, તે સંઘનું વર્ણન છે. આમા સિદ્ધસેન દિવાકર વગેરે પાચ હજાર આચાર્યો સંઘમાં સાથે વિદ્યમાન છે. સીત્તેર લાખ શ્રાવકોના કુટુંબ સાથે છે. જૈન સંઘની તે વખતે કેવી જાહોજલાલી હશે તે વાચીને વિચારવા જેવું છે.

૬. ભરતેશ્વરબાહુબલીવૃત્તિમા અવન્તીમાં અવન્તીસુકુમાલના માતા-પિતાએ પુત્રના સ્મારક રૂપ ભવ્ય જિનમંદિર બધાવ્યું હતુ અને તેની મહાકાલ રૂપે ખ્યાતિ પ્રસિદ્ધિ થઇ હતી, એ ઉલ્લેખ મળે છે,

૭. શ્રી જિનહર્ષકૃત શત્રુંજય રાસમા પણ વિક્રમ સંવત્સરનુ અને વિ સં. ૧૦૮ માં જાવડ શાહના શત્રુંજયોદ્ધારનું વર્ણન છે. અહી રાસકારે વીરનિ સ. ૪૦૦ પછી વિક્રમના સંવત્સરપ્રવર્તનની વિગત આપી છે તે જરૂર વિચારણીય છે. આ રહ્યો તે મૂળ પાઠ–

ચ્યારસેં વરસ મુજ પછે થાસ્યે વિક્રમાદિત્ય રે,
કરિસ્યે પૃથ્વી અનૃણી-પુન્ય પ્રમાણે વિત્ત રે,
સિદ્ધસેન ઉપદેશથી પુહવિદ્રારિદ્ર ચૂરિ રે,
નિજ સંવછર થાપિસ્યે મુજ વચ્છર દૂર કરિ રે. ॥ ૬૫૪ ॥

× × ×

વિક્રમાદિત્ય થકી તે જાવડ, શત્રુંજય ઉદ્ધાર;
એકસો ૧૩આઠ વરસને અન્તે થયો જાણ સંસાર રે. ॥ ૬૭૨ ॥

---

૧૩ વિચારશ્રેણીમા શ્રી મેરુતુંગાચાર્યજીએ લખ્યું છે કે—

"श्रीविक्रमात् ११४ वर्षैर्वज्रस्वामी, तदनु २३९ वर्षै स्कंदिल" અર્થાત્ વિક્રમ પછી ૧૧૪ વર્ષે વજ્રસ્વામી થયા, (અર્થાત્ તેમનો સ્વર્ગવાસ થયો), ત્યાર પછી ૨૩૯ વર્ષે સ્કંદિલાચાર્ય થયા. એટલે ઉપર રાસમા વિ. સ. ૧૦૮ મા જાવડશાહે શત્રુંજય-ઉદ્ધાર કરાવ્યાનુ લખ્યુ છે એ વાસ્તવિક લાગે છે.

## જૈનેતર ગ્રંથસ્થ ઉલ્લેખો

આપણે ઐતિહાસિક જૈન ગ્રંથોના ઉલ્લેખો જોયા. હવે અજૈન ગ્રથોનાં પ્રમાણ જોઇએ: ૧ ભવિષ્યપુરાણ, ૨ કથાસરિત્સાગર, ૩ જ્યોતિર્વિદાભરણ આટલા ગ્રથોનાં પ્રમાણ હું આપુ છું.

૧. ભવિષ્યપુરાણમાં ભવિષ્યવાણી તરીકે જે શ્લોકો આપ્યા છે તે વિચારણીય તો છે જ. ગ્રથ પણ બહુ પ્રાચીન નથી તેમજ ભાષા પણ શુદ્ધ નથી, છતાં જે ભવિષ્યવાણી આપી છે તેનો સુઘટિત ઉપયોગ આપણે કરી લઇએ.

"અધર્મને દૂર કરવા માટે કલિયુગસવત્ ૩૭૧૦ વર્ષ પછી" "**पूर्णे त्रिंशच्छते वर्षे कलौ प्राप्ते भयंकरे**" શકોના વિનાશ માટે શિવજીની આજ્ઞાથી ગંધર્વસેન રાજાને ત્યા વિક્રમનો જન્મ થાય છે. તેની રક્ષા માટે વેતાલ આવે છે, બાર વર્ષ વિક્રમ તપ તપે છે અને તેને બત્રીશ પૂતળીમય સિહાસન પ્રાપ્ત થાય છે. તેમજ જૈન ગ્રથોમા અવન્તીમાં જે મહાકાલેશ્વરનું વર્ણન આવે છે તે પ્રમાણે મહાકાલેશ્વરની પૂજા કરવા જતા વિક્રમને બતાવેલ છે. આમાં વિક્રમ ઋષિઓની સેવા કરે છે, યજ્ઞ કરે છે અને ચદ્રલોકમાં જાય છે તેનુ વર્ણન છે. છેલ્લે તેનો પૌત્ર શકોને જીતી પોતાના દાદાનું રાજ્ય પાછુ મેળવે છે તેનો ઉલ્લેખ છે.

૨. કથાસરિત્સાગર—મૂળ ગુણાઢ્યે પિશાચી ભાષામાં લાખ શ્લોકની બૃહત્કથા રચેલી. આ ગુણાઢ્ય, જેના નામનો શક સંવત્ ચાલે છે, તે સાતવાહન રાજાની સભાનો મહાકવિ હતો—આ ગ્રંથ અત્યારે ઉપલબ્ધ નથી. આ ગ્રંથના આધારે ક્ષેમેંદ્ર કવિએ બૃહત્કથામંજરી લખી. તેનો સંવત્ ઈ. સ. ૧૦૨૮–૧૦૮૦નો છે. તેના આધારે આ કથાસરિત્સાગર નામનો ગ્રંથ ભટ્ટ સોમદેવે બનાવેલ છે તેના અઢારમા લંબકનું નામ "**विषमशीलो नामाष्टादशो लम्बकः**" છે. તેમા જણાવ્યું છે કે;—

એક વાર દેવતાઓ ઈન્દ્ર સહિત પાર્વતીપતિ પાસે જઇને કહે છે કે-તમે અને વિષ્ણુએ જે રાક્ષસો હણ્યા હતા તે અત્યારે મ્લેચ્છ રૂપે પૃથ્વી ઉપર જન્મ્યા છે. તેઓ બ્રાહ્મણોએ કરેલા યજ્ઞોનો ધ્વંસ કરે છે. મ્લેચ્છોએ આખા ભૂલોકને આક્રમિત કર્યું છે માટે તમે તેની રક્ષાનો પ્રબધ કરો. એટલે મહાદેવ પોતાના માલ્ય નામના ગણને અવન્તીપતિ મહેદ્રરાજની રાજરાણીની કુક્ષીએ જન્મ લેવાનું ફરમાવે છે અને યક્ષરાક્ષસ વેતાલ તેને વશ રહેશે વગેરે કહે છે. રાણીને સુંદર સ્વપ્નો આવે છે. યોગ્ય સમયે પુત્રરત્નને જન્મ આપે છે. તે કુમારનુ નામ વિક્રમાદિત્ય રાખવામા આવે છે. વિક્રમાદિત્યને **મહામતિ**, ભદ્રાયુધ, અને મહધર નામક ત્રણ મિત્રો છે. વિક્રમાદિત્ય બીજના ચંદ્રની માફક વધે છે, વિદ્યા અને કલામા નિષ્ણાત બને છે. વિક્રમાદિત્ય યુવાન થાય છે. તેનું રાજકન્યા સાથે લગ્ન કરી રાજ્યસિંહાસને સ્થાપી મહેદ્રરાજ, મંત્રી અને રાજરાણી ત્રણે કાશી જાય છે.

વિક્રમાદિત્ય રાજ્ય મેળવી વેતાલ રાક્ષસાદિની સાધના કરે છે. રાજા વિક્રમાદિત્ય મહાપ્રતાપી રાજા બને છે.

"**महावीरोऽप्यभूद् राजा सभीरुः परलोकतः।**
**शूरोपि चाचण्डकरः कुभर्ताप्यंगनाप्रियः॥**

વિક્રમનુ બીજુ નામ **વિષમશીલ** છે.

આ પ્રસંગ નિર્ણયસાગર પ્રેસ મુદ્રિત પુસ્તકના પૃ. ૫૬૬ થી ૫૯૬ સુધીમાં પાંચ-તરંગોમાં આપેલ છે. આખી કથામાં સ્ત્રીચરિત્ર, કુતૂહલ, સાહસ, પરાક્રમ ચમત્કારની જ વાતો છે. ખાસ સ્ત્રીચરિત્રો વધુ છે.

૩. જ્યોતિર્વિદાભરણ જ્યોતિષનો ગ્રંથ છે, જે વિક્રમસંવત્ ૨૩ માં બન્યાની માન્યતા છે. એ ગ્રંથની માન્યતા મુજબ "વિક્રમાદિત્ય મહાપરાક્રમી, પરદુઃખભંજન અને પરમ દાનવીર રાજા થયો છે. તેની પાસે ત્રણ ક્રોડની પાયદળ સેના, એક કરોડ ઘોડેસ્વાર, ચાર લાખ નૌકાસેના અને ૨૪૩૦૦ હાથી હતા. (જૈનધ્વજ પૃ. ૩ તા. ૬-૧-૪૪ ના અંકમાં) તેમજ એ જ્યોતિર્વિદાભરણની ગાથા શ્લોક—

**"धन्वन्तरिक्षपणकोऽमरसिंहशंकुर्वेतालभट्टघटखर्परकालिदासाः।**
**ख्यातो वराहमिहिरो नृपते· सभायां रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥**

આ ગાથાના આધારે ક્ષપણક એ સિદ્ધસેન દિવાકર છે એમ ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણ માને છે. વિક્રમની સભાનાં નવરત્નો પૈકીના તેઓ એક છે એમ ડૉ. વિદ્યાભૂષણે સિદ્ધ કર્યું છે, પરન્તુ કેટલાક વિદ્વાનો, વરરુચિ, વરાહમિહિર અને કાલિદાસાદિનાં નામો જોઇ આ શ્લોકને બહુ મહત્ત્વવાળો નથી માનતા.

આ સિવાય અગ્નિપુરાણ, સુબન્ધુકૃત વાસવદત્તા, વેતાલપચ્ચીશી, સિંહાસનબત્રીશી આદિમાં પણ રાજા વિક્રમાદિત્યના અસ્તિત્વની કથાઓ છે, જેમાં તેના દાનાદિ ગુણોનું સુંદર વર્ણન છે. એ ગ્રંથોએ પોતાની માન્યતાનુસાર વિક્રમાદિત્યને પરમમાહેશ્વર વર્ણવ્યો છે. પરન્તુ પ્રાચીન અર્વાચીન જૈન ગ્રંથોના આધારે તે આર્હતોપાસક જૈન હતો એમ સિદ્ધ થાય છે. હા, પહેલાં તે જૈનધર્મી ન હતો; મહાદેવજીનો ઉપાસક હતો, પરન્તુ શ્રી સિદ્ધસેન દિવાકરના પ્રતિબોધ પછી તે જૈનધર્મી થયાના અને શત્રુંજયોદ્ધાર–શત્રુંજયનો વિશાલ સંઘ કાઢી સંઘપતિ બન્યાના અને બાર વ્રતાદિ સ્વીકાર્યાના એટલા બધા ઉલ્લેખો મલે છે કે જેથી તેને જૈન ધર્મી માનવો જ પડે છે.

## [૩] પ્રમાણોની આલોચના

આપણે જૈન અને અજૈન ગ્રંથકારોનાં પ્રમાણો જોયાં તેથી એટલું તો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે રાજા વિક્રમાદિત્ય જરૂર થયા છે, તેમના નામનો સંવત્સર ચાલે છે તે તેમણે જ ચલાવ્યો છે, તેમજ તેમણે જૈનધર્મ સ્વીકારી શ્રી સિદ્ધસેન દિવાકર આચાર્યનું શિષ્યત્વ પ્રાપ્ત કર્યું હતુ.

આ સંબંધી આપણે થોડાં જરૂરી તારણ જોઇ લઇએ.

૧. આવશ્યકચૂર્ણિ જેવા પ્રાચીન ગ્રંથના આધારે એટલું તો સિદ્ધ થાય છે કે અવન્તી બહાર મહાકાલનુ મંદિર હતુ. આ જ વસ્તુને ભવિષ્યપુરાણનો પણ ટેકો છે.

૨. શ્રી સિદ્ધસેનદિવાકર એક શાસનપ્રભાવક જૈનાચાર્ય હતા, અને તેમણે મહાકાલમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં પ્રતિમાજી પ્રગટ કર્યાં હતાં તેનાં પણ વિપુલ પ્રમાણો છે. ચૂર્ણિકાર શ્રી જિનદાસગણિમહત્તર નિશીથચૂર્ણિમા આ શ્રી સિદ્ધસેન દિવાકરકૃત સન્મતિતર્કને દર્શન પ્રભાવક ગ્રંથ ગણાવે છે–જૂઓ—

(अ) "दंसणगाही दंसणणाणप्पभावगाणि सत्थाणि सिद्धिविणिच्छय-संमतिमादिगेण्हंतो" (નિશીથચૂર્ણિ, લિખિત ઉ. ૧ પૃ. ૧)

(आ) "दंसणणाणेत्ति। अस्य व्याख्या-सुत्तत्थगत दुगाघा। दंसणप्पभावगाण सत्थाण सम्मदियादिसुतणाणेय (નિશીથચૂર્ણિ લિખિત પૃ. ૨૩૮).

(इ) अथवातिसु आइल्लेसु णिव्वत्तणाधिकरणं तत्थ ओरालिये एगिंदियादि-पंचविधं तंजोणीपाहुडातिणा जहासिद्धसेणायरिएण अस्सापकता (१६९१) (નિશીથચૂર્ણિ ઉદ્દેશ-૪)

(અ) પહેલા પાઠને ભાવાર્થ એવા છે કે સિદ્ધિ વિનિશ્ચય અને સમતિ આદિ દર્શન-પ્રભાવક શાસ્ત્રોના અભ્યાસી કારણવશ અકલ્પિત વસ્તુનું સેવન કરે તા તે એ બાબતમાં શુદ્ધ જ છે-તે અપ્રયાશ્ચિત્ત કહેવાય છે-તેને પ્રાયશ્ચિત્ત નથી લાગતુ.

(આ) આમાં સન્મતિને દર્શનપ્રભાવક ગણાવ્યુ છે.

(ઈ) આમાં સિદ્ધસેન આચાર્યે યોનિપ્રાભૃત આદિ વડે ઘોડા બનાવ્યાનો ઉલ્લેખ છે.

તેમજ નિશીથભાષ્યમા પણ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે નામ વિના સૂચન તો કર્યું છે. તેમ જ જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગ અંગેની 'युगपत्' વાદની ચર્ચામાં પણ આગમ-પરંપરાના આ સંરક્ષકે શ્રી સિદ્ધસેન દિવાકર સામે ધૂંઆરા ચલાવ્યો છે એટલે શ્રી જિનદાસ-ગણિ મહત્તર અને શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ પહેલાં શ્રી સિદ્ધસેન દિવાકર એક પરમ પ્રભાવિક પુરુષ થઇ ગયા છે એમા તો સદેહ નથી જ.

શ્રી જિનભદ્રગણિના સ્વર્ગવાસ વિ. સં ૬૪૫ માં થયાની પરપરા છે. અને જિન-દાસગણિ મહત્તરની ચૂર્ણિઓ-"सकराजतो पंचसु वर्षशतेषु नंद्यध્યयनचूर्णिसमाप्ता" ("જૈન સાહિત્ય સંશોધક" પુ ૧ પૃ. ૫૦ નદિચૂર્ણિમા છપાયેલ પાઠ) અર્થાત્ વિ. સં. ૬૩૫ મા નંદીચૂર્ણિ પૂર્ણ થઈ છે.

સુપ્રસિદ્ધ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી પોતાના પંચવસ્તુમા આ. શ્રીસિદ્ધસેન દિવાકરને એક મહાપ્રભાવશાલી અને શ્રુતકેવલી તરીકે સંબોધે છે. જુઓ તે પાઠ-

"भणइ एगंतेणं अम्हाणं कम्मवाय णो इट्ठो।
णयणोसहावचाओ सुअकेवलिणा जओ भणिअं ॥ १०४७
आयरियसिद्धसेणेण सम्मइए पइट्ठिअजसेणं।
दुसमणिसादिवागरकप्पत्तणओ तदक्खेणं ॥ १०४८ ॥[14]

ભાવાર્થ—દુષમકાલ રૂપી રાત્રિમા દિવાકર જેવા, શ્રુતકેવલી, મહાયશસ્વી આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરે સમ્મતિમા આ પ્રમાણે કહ્યુ છે."

આ પછીના તો ઘણાયે પરમ માનનીય જૈનાચાર્યોએ શ્રી સિદ્ધસેન દિવાકરને માનપૂર્વક અંજલિ આપી તેમની સ્તુતિ કરતી ગાથાઓ ઉચ્ચારી છે.

આવી જ રીતે વિક્રમાદિત્ય રાજા સંવત્સર પ્રવર્તક થયો તે પણ સિદ્ધ થાય છે. પ્રભાવક-ચરિત્રમાં સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી વિક્રમાદિત્ય જૈન થયો હતો એ તો બરાબર સમજાય છે તેમજ વિવિધતીર્થકલ્પ, પ્રબંધચિંતામણિ વગેરેના આધારે તો બરાબર સિદ્ધ થાય છે કે વીરનિર્વાણસવત્ ૪૭૦ પછી વિક્રમાદિત્ય રાજાએ પૃથ્વીને અનૃણી કરી પોતાનો સવત્ પ્રવર્તાવ્યો હતો. આ સબધી કેટલીક પ્રાચીન ગાથાઓ પણ આપણને બહુ સહાયતા આપે છે

૧૪ સન્મતિતર્ક ભાષાતરની પ્રસ્તાવના, મૂળકારનો પરિચય, પૃ ૩૫

"चिहुसयसत्तरिवरिसे वीराओ विक्कमो जाओ ॥२७३॥ (रत्नसंचय उत्तरार्ध)
વીરનિર્વાણસંવત્ ૪૭૦ માં વિક્રમ રાજા થયો. તેમજ
"विक्कमरज्जाणंतर तेरसवासेसु वच्छरपवित्तो।
सुन्नमुणिवेयजुत्तो विक्कमकालाओ जिणकालो ।
વિક્રમના રાજ્ય પછી તેર વર્ષ પછી સંવત્સર શરૂ થયો. વીરનિર્વાણુ પછી ૪૭૦ વર્ષે વિ. સ શરૂ થયો.

આ જ વસ્તુને સિદ્ધ કરનારી બે ગાથાઓ દિગંબર ગ્રંથોમાં પણ ઉપલબ્ધ થાય છે.

[15]णिव्वाणे वीरजीणे छवाससदेसु पंचवरिसेसु ।
पणमासेसु गदेसु, संजादो सगणिओ अहवा ॥ (તિલોયપન્નત્તિ)

વીરનિર્વાણુ પછી ૬૦૫ વર્ષ અને પાચ મહિના પછી શક રાજા થયો. ('अथवा'થી ગ્રંથકાર બીજા મતો રજુ કરે છે. પણ અહીં તે બિનઉપયોગી છે.)

આ જ વાત સિદ્ધાંતચક્રવર્તી આ. નેમિચંદ્રજી પોતાના તિલોયસારમાં કહે છેઃ
"पणछस्सयवस्सपणमासजुदंगमोयवीरणिव्वुइदो सगराजो"

વીરનિર્વાણુ પછી ૬૦૫ વર્ષ અને પાંચ માસ પછી શક રાજા થયો. (ઉત્તરાર્દ્ધમાં કલ્કી રાજાનો ઉલ્લેખ છે જે અહી અનુપયોગી છે.)

શકસંવત્ ૧૩૫ વર્ષ પૂર્વ વિક્રમસવત્ શરૂ થયો છે. ૪૭૦+૧૩૫=૬૦૫ થાય છે. એટલે શકસવત્ પહેલા ૧૪૫ વર્ષ પૂર્વે વિક્રમસંવત્સર ચલાવનાર રાજા થયો હતો એ તો બરાબર સિદ્ધ જ છે.

શ્રીયુત્ વેંકટેશ્વર કેટલીક પ્રાચીન જૈન ગાથાઓના આધારે વીરનિર્વાણુ સં.૪૭૦ વર્ષ પછી વિક્રમ સવત્ શરૂ થયાનુ સ્વીકારે છે. એ જ પ્રાચીન ગાથાઓ અને જૈનાચાર્યોના મતને શ્રી. કે પી જાયસ્વાલ પણ માને છે અને તે સબંધી તેમનુ મન્તવ્ય હું અહીં આપું છુ તેમજ સાથે તંત્રીનોધ પણ જેમની તેમ આપું છું. સુજ્ઞ વાચકો જોઈ શકશે કે જૈનાચાર્યોએ જે સાલવારી આપી છે તે તદ્દન સાચી છે.

શ્રી. જાયસવાલ ૪૭૦ મા ૧૮ વર્ષ ઉમેરવાનું જણાવે છે. અને તેનુ કારણુ આપતાં તેઓ એમ કહે છે કે ૪૭૦ માં વિક્રમાદિત્યનો જન્મ થયો અને ત્યાર પછી ૧૮ વર્ષે તેણે સંવત્ ચલાવ્યો પણ આપણે આ વિવાદાસ્પદ મુદ્દા તરફ અત્યારે લક્ષ ન આપતા વીર સ.૪૭૦ પછી વિક્રમાદિત્ય થયો અને તેણે સવત્સર ચલાવ્યો એટલુ જ લક્ષમાં લેવા જેવું છે.

'જૈન સાહિત્ય સંશોધક' વર્ષ ૧ અંક ૪, પૃ ૨૦૪ માં, મહાવીરનિર્વાણુનો સમય-વિચાર શીર્ષક જાર્લ ચારપેંટિયરનો "ઇંડિયન એન્ટીકવેરી" ૧૯૧૪ ના જુન જુલાઈ અને ઓગસ્ટ માસના અંકોમાંનો લેખ છે, તેમાં મહાવીરનિર્વાણુ વિક્રમસંવત્ પૂર્વે ૪૭૦ વર્ષે નહિ પરન્તુ ૪૧૦ વર્ષે (ઈ.સ.૪૬૭ પૂર્વે) થયુ હતુ અને પરંપરા પ્રમાણે જે ગણુના ગણુવામાં આવે છે તેમા ૬૦ વર્ષ વધારે છે, તે કમી કરવાં જોઈએ એમ જણાવ્યું છે.

કે. પી. જાયસ્વાલે ઈ. સ. ૧૯૧૫ ના ઓરીસા રીસર્ચ સોસાયટીના સપ્ટેમ્બર માસના જર્નલમાં શૈશુનાક અને મૌર્યકાલગણુનાના લેખમા ૬૦ વર્ષ કમી કરવાનાં નથી એમ સિદ્ધ કર્યું છે, જેમાં તેમણે જૈન બૌદ્ધ અને હિન્દુ ગ્રંથોના પ્રામાણિક આધારો રજુ કર્યા છે.

---

૧૫ "વીરનિર્વાણુસંવત્ ઔર જૈન કાલગણુના" લે પં. શ્રી. કલ્યાણુવિજયજી.

તેમણે ખારવેલની ગુફાના લેખના આધારે ખૂબ પ્રમાણ પૂર્વક સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે કે વિ. સં પૂર્વે ૪૭૦ નહિ પરન્તુ ૪૮૮ વર્ષ પૂર્વે શ્રી વીરનિર્વાણ થયું છે, કારણ કે પટ્ટાવલી વગેરેમાં જે ૪૭૦ વર્ષ લખ્યા છે તે વિક્રમના રાજ્યારોહણ સુધીનાં નથી, પરન્તુ જન્મ સુધીનાં છે. વિક્રમ પોતાના જન્મથી ૧૮ મે વર્ષે ગાદીએ બેઠો હતો અને ત્યારથી તેનો સવત્ ચાલ્યો છે. તેથી વિક્રમસવત્‌ની શરૂઆત પહેલાં ૪૮૮ વર્ષ ઉપર મહાવીરનુ નિર્વાણ થયું હતું એ સિદ્ધ થાય છે . વળી તેઓ લખે છે કે "બ્રાહ્મણ સામ્રાજ્ય" નામના મ્હારા લેખમા મ્હે સાબીત કર્યું છે કે જૈનો વિક્રમ નામથી સાતકર્ણી બીજાને ઓળખે છે, (જે નહપાનને તાબે કરનાર હતો) કે જે લગભગ ઇ સ. પૂર્વે ૫૭ વર્ષે મૃત્યુ પામ્યો; અથવા તો તેનો પુત્ર પુલુમાયિ કે જે તેના પછી તે જ વર્ષે ગાદીએ બેઠો. અને મ્હારા પોતાના મત પ્રમાણે તો હવે પુલુમાયિ એ જ જૈનોનો ખરો વિક્રમ છે. (કારણ કે લોકમા તેનુ બીજુ અને ઘણું કરીને વધારે પ્રચલિત નામ 'વિલવય' હતુ (કુરૂ=રાજા), સરખાવો સિક્કાનું નામ 'વિવિલક' (A) 'વિલવ' (I) પુરાણોનો વિલક (W. And. H. V. p. 452 n) આ જ વિલવ (વિડવ) અથવા પિલવને, ',ક"નો"લ" (ડ) થઇ ગયેલો સમજી જૈનોએ તેનો વિક્રમ કરી નાખ્યો છે માલવાના કાર્તિકાદિ (કૃતેષુ) સંવત્‌ના પહેલા વર્ષનો અને વિલવના રાજ્યારોહણનો સમય એક હોવાથી, અથવા ઘણુ કરીને તેઓનો પરસ્પર સમાન કાલ હોવાથી તે બન્ને એક જ હોય એમ માની લેવામા આવ્યુ છે.

પ્રોફેસર જાયસવાલ આ પછી જૈનોની માન્યતાનુસાર વીરનિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમ થયો તે ગાથાની સંકલના મેળવે છે, અને લખે છે કે—

ગાથા મહાવીરના નિર્વાણનુ વર્ષ (૧૭+૫૮+૪૭૦) ઈ. સ. પૂર્વે ૫૪૫ મુ આપે છે, કે જેને જૈનો મહાવીર પછી ૪૭૦ વર્ષે વિક્રમજન્મ અને તેના ૧૮ મા વર્ષે વિક્રમ-રાજ્ય પ્રારંભ એમ જણાવે છે. મહાવીર કાર્તિક વદી ૧૫ ના દિવસે નિર્વાણ પામ્યા અને વિક્રમના કાર્તિકાદિ સંવતની શરૂઆત થઇ તે વચ્ચે ૪૭૦ અને ૧૮ વર્ષ પૂરેપૂરાં પસાર થઇ ગયાં હતાં.

છેલ્લે આ લેખને અન્તે વિદ્વાન પત્રસંપાદક મહાશય નોંધ લખે છે કે—

"महावीरनिर्वाण और गर्दभिल्ल तक ४७० वर्षका अन्तर पुरानी गाथामें कहा हुआ है जिसे दिगबर और श्वेताबर दोनो दलवाले मानते है । × × × इससे सिद्ध है कि ४७० वर्ष जो जैन निर्वाण और गर्दभिल्ल राजाके राज्यान्त तक माने जाते है वे विक्रमके जन्म तक हुए (४९२=२२ +४७०) अत विक्रमजन्म (४७० म. नि) में १८ और जोडने से निर्वाणका वर्ष विक्रमीय सवतकी गणनामें निकलेगा अर्थात् (४७०+१८) ४८८ वर्ष विक्रमसवत्से पूर्व अर्हन्त महावीरका निर्वाण हुआ."

લેખ પૃ. ૨૦૪ થી પૃ. ૨૧૨ સુધી છે.

આ સબંધી વિદ્વાન ઇતિહાસપ્રેમી પં. શ્રી કલ્યાણવિજયજી મહારાજ પણ પોતાના "वीरनिर्वाणसंवत् और जैन कालगणना" નામક વિસ્તૃત લેખમા લખે છે કે—

"કાલિકાચાર્યજીએ ગર્દભિલ્લને શકો દ્વારા હરાવ્યા પછી તેમના ભાણેજ બલમિત્ર ભાનુમિત્ર, કે જેઓ આ યુદ્ધમાં પણ સાથે હતા, તેમણે શકોએ અવન્તીમાં ચાર વર્ષ રાજ્ય કર્યા પછી, શકોને યુદ્ધમા હરાવી ઉજ્જયિનીપર કબજો લીધો. શકોએ ગર્દભિલ્લને

હરાવ્યાની ઘટના વીરની સં. ૪૫૩ માં બની. ત્યાર પછી ચાર વર્ષ શકોનું રાજ્ય રહ્યું, ૮ વર્ષ બલમિત્ર અને ભાનુમિત્રનું રાજ રહ્યું, અને તેમની પછી નભસેન ગાદી ઉપર આવ્યો, કે જેણે શક લોકોને હરાવ્યા—માલવ પ્રજાએ શકોને હરાવ્યા—તેની યાદીમાં માલવ[૧૬] સંવત્ શરૂ કર્યો, કે જે પાછળથી વિક્રમસંવત્સર નામથી પ્રસિધ્ધ થયો.

અર્થાત્ વીરનિર્વાણ સવત્ ૪૫૩ મા અવન્તીમાં શકોનું રાજ્ય થયું. નિર્વાણ પછી ૪૫૭ માં બલમિત્રે (પ્રસિદ્ધ નામ વિક્રમાદિત્યે) ઉજ્જયિનીમા શકોને હરાવી પોનાની સત્તા જમાવી. ત્યારપછી તેર વર્ષે „માલવસંવત્ શરૂ થયો જે વિક્રમસવત્ તરીકે પ્રસિદ્ધ છે.

તેઓ એક બીજી ગાથા આપે છે. યદ્યપિ આ ગાથા કયા ગ્રથની છે તે ચોક્કસ નથી પરન્તુ વિક્રમસંવત્સર શરૂ થવા અગે ચર્ચા જરૂર ઊભી કરે છે. તે ગાથા આ પ્રમાણે છે.

विक्कमरज्जाणंतर तेरसवासेसु वच्छरपवित्तो ।
सिरिवीरमुक्खओ वा चउसयतेसिइवासाओ ॥ (પૃ. ૧૪૬)

અર્થાત્—વિક્રમ રાજા પછી તેર વર્ષે સંવત્સર શરૂ થયો અર્થાત્—વીરનિર્વાણ પછી ૪૮૩ વર્ષે વિક્રમસંવત્સર શરૂ થયો.

આ ગાથા પ્રમાણે વીરનિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમ રાજા થયો—ગાદીએ બેઠો અને ત્યાર પછી તેર વર્ષે સવત્સર શરૂ થયો એટલે ૪૭૦+૧૩=૪૮૩ થયાં.

આટલાં પ્રમાણો ઉપરથી સુજ્ઞ વાચકો જોઈ શકશે કે વિક્રમાદિત્ય થયો છે, અને તેમના નામનો સવત્સર ચાલે છે તે જૈન ગાથાઓ પ્રમાણે બરાબર જ છે.

હવે વિક્રમાદિત્ય જૈન થયો હતો તેને માટે તો એક પણ પ્રાચીન કે અર્વાચીન ગ્રંથમાં મતભેદ નથી. શત્રુંજયમાહાત્મ્ય, વિવિધતીર્થકલ્પ, પ્રબંધચિન્તામણિ, કથાવલિ, ચતુર્વિંશતિપ્રબંધ, કુમારપાલપ્રબંધ આદિથી લઈને છેલ્લા રાસ સુધીમા પણ એ વસ્તુ નિરૂપિત કરેલી છે. શ્રી સિદ્ધસેન દિવાકરજીએ મહાકાલમંદિરમાં જે અદ્ભુત ચમત્કાર

---

૧૬ માલવસંવત્ સબંધી નીચે પ્રમાણે ઉલ્લેખો વિદ્વાનોએ શોધી કાઢ્યા છે—

(૧) મંદસૌરથી મળેલા નરવર્મનના સમયના લેખમા—

"श्रीर्मालवगणाम्नाते प्रशस्तकृतसंज्ञिते ।
एकषष्ठ्यधिके प्राप्ते समाशतचतुष्टये ॥

(૨) રાજપુતાના મ્યુઝીયમમાં રાખેલો એક લેખ —

कृतेषु चतुर्षुवर्षशतेष्वेकाशीत्युत्तरेष्वस्यां
मालवपुर्वायां (४००,८०,१) (४८१) कार्तिकशुक्लपचाभ्याम्"

(૩) "पंचसु शतेषु शरदायां यातेष्वेकोनवतिसहितेषु ।
मालवगणस्थितिवशात् कालज्ञानाय लिखितेषु ॥"

પરંતુ ખાસ વિક્રમનુ નામ તો ધોળપુરથી મળેલા ચૌહાણે ચંડમહાસેનના લેખમાં પહેલવહેલું જોવાય છે. આ લેખ વિ. સ. ૮૯૮નો છે જુઓ—

"वसुनव (अ) ष्टौ वर्षागतस्य कालस्य विक्रमाख्यस्य
वैशाखस्य सितायाः (यां) रविवारयुतद्वितीयायां (ભારતીય પ્રાચીન લિપિમાલા)

—વીરનિર્વાણસંવત્ ઔર જૈન કાલગણના પૃ. ૫૯-૬૦

બતાવ્યો, અને શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ બિમ્બ પ્રગટાવ્યુ ત્યાર પછી જ રાજાની જૈનધર્મ ઉપર શ્રદ્ધા થઇ છે. તેણે અનુક્રમે ધર્મમા સ્થિર બની બાર વ્રતાદિ લીધા અને શત્રુંજયનો સઘ કાઢ્યો, તીર્થોદ્ધાર પણ કરાવ્યો, જૈનધર્મનો સારી રીતે પ્રચાર કર્યો, જેથી આકર્ષાઈને જ જૈનાચાર્યોએ તેમનાં વિસ્તૃત જીવન ચરિત્રો લખ્યા જે આજે પણ આપણને આહ્લાદ ઉપજાવે છે અને રાજાના ગુણો તરફ આકર્ષે છે.

હવે આપણે વિક્રમના નામના જે પ્રાચીન શિલાલેખો મલે છે તે જોઈ લઇએ—

૧. પ્રાચીન જૈન લેખ સગ્રહ ભાગ બીજા (પૃ. ૧૮૩)માનો હસ્તિકુડીનો આ લેખ છે, આ સ્થાન પણ પ્રાચીન છે લેખ આ પ્રમાણે છે—

સવત્ ૯૭૩ ના આષાઢ માસમા આ પ્રમાણે વિદગ્ધરાજાએ શાસનપત્ર કર્યું હતુ અને સ. ૯૯૬ ના માઘમાસની વદિ ૧૧ ના દિવસે મમટ રાજાએ ફરી તે કર્યું હતુ (પૃ ૨૦૭ વિવેચન) મૂલ લેખ નીચે પ્રમાણે છે.—

**रामगिरिनंदकलिते विक्रमकाले गते तु शुचिमा [से]**
**[श्रीम] द्बलभद्रगुरोर्विदग्धराजेन दत्तमिदम् ॥ १९ ॥**
**नवसु शतेषु गतेषु षण्णवतीसमधिकेषु माघस्य।**
**कृष्णैकादश्यामिह समर्थितं मंमटनृपेन ॥ २० ॥**

૨. બીજો લેખ જૈન ધાતુપ્રતિમા લેખ સગ્રહ ભા-૧ માનો કડીની ધાતુપ્રતિમા ઉપરનો છે, જે શકસવત્ ૯૧૦ નો છે. આ લેખ અહી બહુ ઉપયોગી નથી, પણ શક પહેલાં વિક્રમાદિત્ય થયેલ છે તે સમજવા પૂરતો આ લેખ છે.

શકસંવત્ ૯૧૦ **आसीन्नागीन्द्रकुले शीलभद्रगणि...पार्श्विल्लगणि** (પૃ. ૧૩૨)
બીજા કેટલાક ઉપયોગી ઉલ્લેખો આ પ્રમાણે મળે છે–

૧. સિરિદુસમાકાલસમણસંઘથય (કર્તા શ્રી ધર્મઘોષસૂરિ)ની અવચૂરિમા—

ગર્દ(ભિલ્લ)નિવસુત વિક્રમાદિત્ય૬૦, ધર્માદિત્ય ૪૦, ભાઈલ્લ ૧૧, આમા ગણધરાવલી અને રાજ્યાવલીનાં મેળવી ૫૮૪ વર્ષ ગણાવ્યા છે વચ્ચે ધર્માચાર્યના શિષ્ય સિદ્ધસેનને પ્રભાવક તરીકે વર્ણવ્યા છે. આ કયા સિદ્ધસેન એ વિચારવા જેવુ છે.

૨. **पंचसए पणसीए विक्कमकालाउ झ (झ) त्तिअत्थमिओ।**
**हरिभद्दसूरिसूरो, भविआणं दिसउ कल्लाणं ॥**

જે વિક્રમ પછી ૫૮ વર્ષે આચાર્ય શ્રી હરિભદ્રસૂરિરૂપી સૂર્ય આથમ્યો (સ્વર્ગવાસ થયો) તે આચાર્યશ્રી ભવિ જીવોના કલ્યાણ માટે થાઓ. (પટ્ટાવલીસમુચ્ચય પૃ. ૧૭-૧૮)

૩. **जं रयणि कालगओ** વગેરે ત્રણ પ્રચલિત ગાથાઓ મુજબ પાલકના ૬૦, નદના ૧૫૫, મૌર્યના ૧૦૮, પુષ્પમિત્રના ૩૦, બલમિત્ર-ભાનુમિત્રના ૬૦, નહપાન ૪૦, ગર્દભિલ્લ ૧૩, શક ૪ મળી કુલ ૪૭૦ વર્ષ થાય છે.

આ ગણના મુજબ છેલ્લા શક રાજાને હરાવી વીરનિર્વાણ સં. ૪૭૦ મા વિક્રમ ગાદીએ બેઠો અને ત્યારથી વિક્રમસંવચ્છર શરૂ થયો

પટ્ટાવલીસમુચ્ચય ભા. ૧ ના પરિશિષ્ટ ત્રીજામાં રાજ્યત્વકાલગણના આપી છે–

**श्रीवीरनिर्वाणत् विशालायां पालकराज्यं २० वर्षाणि एतेन सहितं सर्वनंदराज्यं १९८। १०८ वर्षाणि मौर्यराज्यं, वर्ष ३० पुष्यमित्राणां, बलमित्र-भानुमित्र-**

राज्यं ६० वर्षाणि,दधिवाहनराज्यं ४०। तदा ४१६। तदा च देवपत्तने चंद्रप्रभजिनभुवनं भविष्यति। अथ गर्दभिल्लराज्यं वर्ष ४४, तदनु वर्ष ५० शकवंशा राजानो जीवदयारता, जिनभक्ताश्च, भविष्यन्ति। श्रीवीरात् ४७०

"कालंतरेण केण वि, उप्पाडित्ता :सगाण तं वंसं।
होही मालवराया, नामेणं विक्कमाइच्चो ॥ १ ॥
तो सत्तनवइ ९७ वासा पालेहि विक्कमो रज्जं।
अरिणत्तणेण सो विहु, विहए संवच्छरं नियं ॥ २ ॥
संवच्छरं तुलत्तं, तम्मि सययंमि गणनाह।

श्रीविरात् ५५० विक्रमवंशः, तदनु वर्ष ३८ शून्योवंशः श्री वीरात् ६०५ शकसंवत्सरः। इति मेरुतुंगाचार्यविचारश्रेणी।

આ ગાથાઓ પ્રમાણે શકોનો નાશ કરી માલવામાં વિક્રમ રાજા થશે, પૃથ્વીને અનૃણી કરી પોતાના નામનો સંવત્સર ચલાવશે, તેમજ વી. સં ૬૦૫ માં શક રાજા થશે.

## [૪] વિક્રમાદિત્યની યશોગાથા

આપણે વિક્રમાદિત્યચરિત્ર અને તેના અસ્તિત્વ માટે મળતી ઐતિહાસિક સામગ્રીનુ નિરીક્ષણ કરી ગયા. હવે તેનો યશોદેહ જોઈએ. આજે વિક્રમાદિત્યનું અસ્તિત્વ નથી, પરન્તુ તેનો યશોદેહ તો- સમસ્ત ભારત વ્યાપી વિદ્યમાન જ છે. શકરાજાઓની-વિદેશીઓની ધુસરીમાંથી ભારતને આઝાદ બનાવનાર રાજવી તરીકે તેનું મહત્ત્વ જેવુ તેવુ નથી. જે વખતે ભારત ઉપર વિદેશીઓનો દોર જામતો જતો હતો અને નાના રાજ્યો જુદા જુદાં વહેંચાઈ ગયાં હતાં તે વખતે વિદેશીઓને હાંકી કાઢી ભારતને એક ને અખંડ બનાવવાની કલ્પના આ વીર પુરુષને થયેલી.

આ સિવાય તેનાં દાન, પરાક્રમ, સાહસ અને પરદુ:ખભંજનપણાની કથાઓ સમસ્ત ભારતવ્યાપી બની છે તે પણ એ જ સૂચવે છે કે તેની કાર્કીદી બહુ જ યશસ્વી અને ઉજ્જવલ હતી. વિક્રમાદિત્ય માટે અનેક ભાષાઓમાં અનેકવિધ સાહિત્ય ઉપલબ્ધ થાય છે. તેના નામ પાછળ ચમત્કાર, આશ્ચર્ય અને સાહસની અનેક કથાઓ સસ્કૃત, પ્રાકૃત, મરાઠી, ગુજરાતી આદિ અનેક ભાષાઓમાં વિદ્યમાન છે. અને એટલે જ આજના ઇતિહાસજ્ઞો એમાથી નક્કર ઇતિહાસ શોધતાં મુઝાય છે.

### બત્રીશ પૂતળીઓની કથાઓનો સંક્ષેપ

શ્રી રામચંદ્રસૂરિકૃત 'વિક્રમચરિત્ર'મા બત્રીશ પૂતળીઓએ ધારાપતિ ભોજને સિંહાસન પર બેસવાની ના પાડી અને વિક્રમાદિત્યના જેવા થવા જણાવ્યુ છે. હવે વિક્રમાદિત્ય કેવો ગુણસંપન્ન છે તે વર્ણવવા સાથે કયાક કયાય ઇતિહાસ અને ભૂગોળ ઉપર પ્રકાશ ફેંકનારી વાતો પણ જણાવી છે, જે હુ અતિસક્ષેપમા અનુક્રમે પૂતળીવાર રજુ કરુ છું.

**૧. પહેલી પૂતળી**—આનુ નામ જયા છે. તે રાજા ભોજને કહે છે કે આ સિંહાસનનાં અમે સર્વ અધિષ્ઠાતા છીએ, માટે દેવાધિષ્ઠિત આ સિંહાસન પર તમારે બેસવું યુક્ત નથી. "કોઇ સામાન્ય રાજા કિંચિત ભાગ્યયુક્ત હોય, કે એકાદ દેશની પ્રભુતાવાળો હોય તે અત્ર એક શિયાળ જેવો હોઈ બેસવા યોગ્ય નથી." આ પછી ભોજરાજા પોતાની

પ્રશંસા કરી યોગ્યતા જણાવે છે ત્યારે પુનઃ આ પૂતળી કહે છેઃ "આ તારું ઔદાર્ય કશા કામનું નથી. તારા ગુણનુ તુ પોતે જ વર્ણન કરે છે? જે જગતમાં પોતાના ગુણનું પોતાને મુખે વર્ણન કરે તેના કરતાં વધારે નિંદાપાત્ર કોણ? પછી ભોજ રાજાને શિખામણ આપી દાનગુણુનીમહત્તા કહે છે. છેવટે ભોજરાજા લજ્જાથી વિનમ્ર બની આ સિંહાસન ઉપર કોણ બેસતું તે પૂછે છે, જેના જવાબમાં આખું વિક્રમચરિત્ર કહે છે અને રાજાની દાનશીલતા, પરોપકારિતા, પરદુઃખભંજપણાનાં દૃષ્ટાન્તો આપે છે. આ સાંભળી પહેલે દિવસે રાજા સિંહાસન પર બેસવાનું બંધ રાખે છે.

**૨. બીજી પૂતળી**—રાજાભોજ બીજા સારા દિવસે શુભ મૂહુર્તે સિંહાસનપર બેસવા જાય છે ત્યારે બીજી વિજયા નામની પૂતળી ના પાડે છે અને કહે છેઃ "જ્યારે તમે શ્રી વિક્રમાદિત્યના જેવા થશો ત્યારે આ પવિત્ર સિંહાસનને તમે યોગ્ય થશો. વિક્રમાદિત્ય રાજા, જે ઔદાર્યગુણનો ભંડાર હતો, અને જેણે આખા ભૂમંડલનું દારિદ્ર ફેડયું. તેની વાત કયાં?" ત્યારપછી ભોજના કહેવાથી વિજયા રાજા વિક્રમાદિત્યે જગતનાં આશ્ચર્ય જોવા ચાર પુરુષોને મોકલ્યા છે, તેમા સુભદ્ર નામનો વિદ્વાન છ મહીને ફરીને આવ્યો છે ને તે કયા કયા દેશો જોયા તેનુ વર્ણન કરતાં અન્તરીક્ષ પાર્શ્વનાથનું તીર્થ, ગજપદતીર્થ, કલિકુંડતીર્થ, તીર્થાધિરાજ શત્રુંજય, મહાતીર્થ દેવપત્તન, મંગલપુર(માંગરોળ), ગિરનાર, નાગાહૃદ અને ચિત્રકૂટનુ રસમય વર્ણન કરે છે.

**૩ ત્રીજી પૂતળી**—રાજા ભોજ ફરી એક વાર સિંહાસન પર બેસવા જાય છે તે વખતે ત્રીજી પૂતળી જયતી ના પાડે છે, અને કહે છે "હે માલવાધીશ! તમે આ સિંહાસન પર બેસવા યોગ્ય નથી. જો વિક્રમ ભૂપતિના જેવું સત્ત્વ અને આદાર્ય તમારામાં હોય તો આ સિંહાસને બેસો." રાજા ભોજ પૂતળીને કહે છે–વિક્રમાદિત્યમા કેવું ઔદાર્ય હતુ તે કહે. ત્યારે તે પૂતળી કહેવા લાગી' વિક્રમ ભૂપાલ સ્વરૂપથી અને સ્વગુણથી શોભતો હતો, અને સત્કારથી દાન આપી સ્વર્ગનો માર્ગ સાધતો હતો. સત્ત્વ, સાહસ, સદ્બુદ્ધિ, બલ, વીર્ય; એ બધાં શ્રી વિક્રમમા એવાં હતાં કે તેનાથી દેવ પણ ડરતા હતા. વિક્રમાદિત્યે સુંદર જિનમંદિરો બધાવ્યા બ્રાહ્મણ મદિરો, મઠો બધાવ્યાં અને દેવતાઓને પણ સન્માન્યા. અને એ રીતે સર્વધર્મ સમભાવ દેખાડયો. છએ દર્શનને વસ્ત્ર, અન્ન, જલ, ઔષધ, પુસ્તક, આશ્રમશાલા ઇત્યાદિ એ દાનેશ્વરી રાજાએ આપ્યાં. બીજા લોકોના પણ અઢાર જાતના કર કાઢી નાખવાનો તેણે હુકમ કર્યો. વનમાં રહેનાર જીવોને માટે ફાસલા ઘલાતા બંધ કરાવ્યા અને તેવા ધધાથી જીવનારને અન્નજલ આપવા માંડયું સર્વ જલાશયોમાં માછલાં મારવાં બંધ કરાવ્યા ને પક્ષીઓ ઉપર જાળ નખાતી અટકાવી. જૈન ધર્મી રાજા સિવાય આવી અહિસા અમારી કોણ ફેલાવે ધન્ય છે તેની ધર્મભાવનાને અને અહિંસાની ઉપાસનાને. પછી રત્નાકર દેવ આવે છે તેની આરાધના કરવા બ્રાહ્મણને મોકલે છે. દેવે ચાર રત્ન આપ્યા છે. વિક્રમાદિત્ય છેવટે ચારે રત્ન બ્રાહ્મણને આપી દે છે. આ તેની દાનશૂરતા વર્ણવે છે. જે સાંભળી ભોજ ઘેર જાય છે.

**૪ ચોથી પૂતળી**—અપરાજિતા પૂતળી પણ ભોજને સિંહાસન પર બેસવાની ના પાડતાં કહે છે,- "સત્ત્વવાનનો શિરોમણિ એવો વિક્રમાધીશ દાનેશ્વરી, પ્રતાપથી, સ્વર્ગપર્યંત

પ્રસિદ્ધિ પામેલો અવંતીમાં રાજ્ય કરતો હતો. તે ધર્મીનો સોમ, દુષ્ટનો યમ, કરુણાબ્ધિનો વરૂણ, અર્થીનો કુબેર એવો હતો. અહીં કથામાં એક બ્રાહ્મણે રાજા ઉપર ઉપકાર કર્યો હતો, તેના બદલામાં રાજાએ પાચસો ગામ વગેરે આપ્યા, પરંતુ બ્રાહ્મણ રાજાની પરીક્ષા માટે રાજપુત્રનો વધ કર્યાનું જુઠાણું ફેલાવી રાજાના પરોપકાર ગુણની પરીક્ષા કરે છે. રાજા પુત્રનો ખુની બ્રાહ્મણ છે એમ જાણવા છતાં તેને જીવિતદાન આપી પોતાની પરોપકારિતા બતાવે છે. આખરે બ્રાહ્મણ સત્ય વાત જાહેર કરે છે. આ સાંભળી ભોજરાજ રાજમહેલમાં જાય છે.

**૫ પાંચમી પૂતળી**–પણ ભોજરાજને વિક્રમના સિંહાસને બેસવાની ના પાડતાં કહે છે, "હે ભોજરાજ આ સિંહાસને બેસશો નહિ. એ તો ફક્ત શ્રી વિક્રમને યોગ્ય છે, તમારે યોગ્ય નથી. નામથી તો તમે પણ રાજા છો ને વિક્રમ પણ રાજા હતો, પણ રાજા તો વિક્રમ વિના બીજો નથી થયો. તેથી જો શ્રી વિક્રમની બરાબર થાઓ તો આ સિંહાસન પર બેસો." રાજા ભોજ વિક્રમાદિત્યનું ગાંભીર્ય કેવું હતું તે પૂછે છે. જવાબમાં પાંચમી પૂતળી એક વણિકની ઉપદેશાત્મક કથા કહે છે અને રાજાભોજ મહેલે જાય છે.

**૬ છઠ્ઠી પૂતળી**–રાજાભોજને છઠ્ઠી પૂતળી સિંહાસન પર બેસવાની ના પાડતાં કહે છે. "તમે તે કોઈ મુગ્ધ છો, મોહિત છો, આવો માન ભંગ થતા પણ લજવાતા નથી. જે જ્વરિત છે તેને ખાડવાળો પાયસ કેમ પથ્ય આવે ? એક તપસ્વીને રાજા વિક્રમે આખું જ નગર દાન આપી દીધું તમારામાં એવું ઔદાર્ય હોય તો આ સિંહાસનપર બેસો."

**૭ સાતમી પૂતળી**–લીલાવતી પૂતળી ઉચ્ચરે છે—"અમે જેના નિરંતર અધિષ્ઠાતા છીએ તે આ સિંહાસન પર વિક્રમાદિત્ય જેવો સાહસી, ઉદાર અને પ્રાણથી પણ પરનું રક્ષણ કરનાર હોય તે જ બેસી શકે. વિક્રમે એક સ્ત્રીપુરુષના યુગલને જીવિતદાન આપતાં પોતાના પ્રાણની પરવા નહોતી કરી ' એ કથા કહેતા ગોમટસ્વામી, કુલ્પાકજી, નાગહૃદ, કરહેડા, આબૂ, સત્યપુર, લઘુકાશ્મીર, પંચાસર, શંખેશ્વર, તીર્થાધિરાજ શત્રુંજય, ગિરનાર, સોપારક વગેરે તીર્થોનું વર્ણન કરે છે, જે સાભળી રાજ ભોજ સિંહાસન પર બેસ્યા વગર જ પાછો જાય છે.

**૮ આઠમી પૂતળી**–ફરી રાજા ભોજ એ સિંહાસન પર બેસવા જાય છે ત્યારે આઠમી પૂતળી જયવંતી કહે છે, "હે રાજા ! તું વૃથા પ્રયાસ ન કર ! રાજા વિક્રમના જેવું પરાક્રમી અને પરોપકારી અત્યારે કોઇ નથી કે જેણે એક સરોવરમા પાણી લાવવા માટે બત્રીસ લક્ષણા પુરુષના બલિદાનની જરૂર લાગતા પોતાનું માથું આપ્યું આથી દેવી પ્રસન્ન થાય છે, પાણી સરોવરમા ભરાઈ જાય છે. અને વિક્રમ જીવંત થઈ ચાલ્યો જાય છે." આ સાંભળી ભોજ રાજા મહેલે ચાલ્યો જાય છે.

**૯ નવમી પૂતળી**—સિંહાસને બેસવાની ના પાડતા જયસેના કહે છે, "હે ભોજરાજ ! જેનામા વિક્રમાદિત્યના જેવો ગાંભીર્ય ગુણ હોય તે પુરુષ અત્રે સુખે બેસે." તે વિક્રમ મંત્રીપુત્રની ઇચ્છિત કન્યાને પોતાના સાહસથી રાક્ષસથી બચાવી મંત્રીપુત્ર સાથે પરણાવે છે.

**૧૦ દસમી પૂતળી**—રાજા ભોજને મદનસેના કહે છે–"હે રાજા ! જેનો ગાંભીર્યગુણ વિક્રમ જેવો હોય તે જ અહીં બેસી શકે. વિક્રમે એક રોગીને પોતાના સાહસથી અમૃતફળ

મેળવી આપી તેને જીવિતદાન આપ્યુ હતું. હે રાજા! તમારામાં આવું સાહસ હોય તો આ સિંહાસને બેસો.” આ સાંભળી ભોજરાજા મહેલે સિધાવે છે.

**૧૧ અગિયારમી પૂતળી**—એક વાર મદનમંજરી ભોજરાજાને સિંહાસને બેસવાની ના પાડતાં કહે છે, “વિક્રમના જેવુ ઔદાર્ય, અનન્ય પરાક્રમ ક્યાય થયું નથી કે થવાનું નથી.” અહીં કથામાં રાજાના એક શુકરાજ (પોપટ)નુ સુંદર વર્ણન આપ્યું છે. રાજા તેને દેશપરદેશ જોવા મોકલે છે, તેના કથનથી એક રાજકન્યાને પરણે છે અને એક ભારંડ પક્ષીના દુઃખની કથા સાંભળી તેના ભાઇને રાક્ષસના પંજામાથી છોડાવી અભયદાન આપે છે. કથા સાભળી ભોજરાજ પાછો ચાલ્યો જાય છે.

**૧૨ બારમી પૂતળી**—રોજની જેમ આજે- પણ ભોજ સિંહાસન પર બેસવા આવ્યા છે, ને શૃંગારતિલકા તેને ના પાડતા કહે છે, “હે રાજન્! કોઈ વેશ બદલવા માત્રથી યોગ્ય થઇ જતો નથી. જેનું ઔદાર્ય વિક્રમના જેવુ હોય તે જ આ સિંહાસન પર સુખે બેસે.” એક વણિક પુત્રના કહેવાથી રાક્ષસથી પીડિત એક સ્ત્રીને રાજાએ બચાવી અને એ સ્ત્રીએ આપેલો સુવર્ણ કુંભ રાજાએ વણિક પુત્રને આપી દીધો. એવુ ઔદાર્ય તારામાં છે? રાજા ભોજ આ સાંભળી રાજભુવનમા ચાલ્યો જાય છે.

**૧૩ તેરમી પૂતળી**—રતિપ્રિયા રાજા ભોજને સિંહાસન પર બેસવાની ના પાડતી કહે છે, “જો વિક્રમાદિત્યના જેવી દાનશીલતા હોય તો આ સિંહાસને વિરાજો.” રાજા વિક્રમાદિત્ય એક વિદ્યાધર અને વિદ્યાધરીને બચાવવા પોતાનુ માથું આપવા પણ તૈયાર થયા હતા. દેવીએ આપેલ અપૂર્વ ઔષધમય મૂળીયુ અને વિદ્યાધરે આપેલ દિવ્ય પ્રભાવમય વેલડી પણ રાજાએ દાનમા આપી દીધા હતા. આ સાંભળી ભોજરાજ પાછો ચાલ્યો જાય છે.

**૧૪ ચૌદમી પૂતળી**—રાજાભોજને ના પાડતા નરમોહિની કહે છે, ‘હે રાજન્! આ સિંહાસન તો તારે દર્શન અને પૂજન કરવા લાયક છે. તેના ઉપર બેસવુ કે તે માટે પ્રયત્ન કરવો ઉચિત નથી. વિક્રમાર્ક જેવુ ઔદાર્ય હોય તેણે જ બેસવું ઠીક છે. વિક્રમને એક યોગીએ ચિન્તામણિ રત્ન આપ્યુ, પરન્તુ રસ્તામાં એક રોગી મહાદરિદ્રી યાચક ઔષધીની યાચના કરવા આવ્યો, એટલે એ દયાળુ દાનવીર રાજાએ પોતે મહામુશ્કેલીથી પ્રાપ્ત કરેલ રત્ન આપી દીધુ.’ આ સાભળી ભોજ ચાલ્યો ગયો.

**૧૫ પંદરમી પૂતળી**—ભોગનિધિ પૂતળી રાજા ભોજને ના પાડતાં કહે છેઃ “હે ભોજ! તમારે આ સિંહાસનની પાસે પણ આવવુ નહિ તમારા સંસર્ગના દોષથી એ મલિન થાય છે. વિક્રમાદિત્યે પોતાના મિત્ર સુમિત્રને એક દિવ્ય કન્યા અપાવવા ઉકળતા તેલની કડાઈમા પોતાનો દેહ હોમી દીધો હતો પછી દિવ્ય પ્રભાવથી તે બચી ગયો.’ આ સાંભળી ભોજ રાજા ચાલ્યો ગયો.

**૧૬ સોળમી પૂતળી**—પ્રભાવતી પૂતળી ભોજને સિંહાસન પર બેસવાની ના પાડતાં કહે છે; “તમારે આ સિંહાસન પર બેસવું ઠીક નથી. રાજા વિક્રમની દાનશૂરતા તમારામાં ક્યાંથી આવે? એક દરિદ્રી પંડિતે રાજસભામાં રાજાની સ્તુતિ સભળાવી. રાજાએ કહ્યુંઃ એ તો ઠીક, પણ વૈરાગ્યરસ પોષક કંઇક કહો. એટલે બ્રાહ્મણ કહે છે; “રાજ્ય, ધન, દેહનાં

આભૂષણ, ધાન્યસંચય, પાંડિત્ય, ભૂજબલ, વક્તૃત્વ, કુલ અને ઉત્તમ ગુણ એ બધાં શા કામનાં જો સંસારરૂપી કારાગૃહમાંથી આત્માને છોડાવ્યો નહિ તો ?" આ સાંભળી રાજા વિરાગ પામે છે અને પંડિતને પાંચસો ગામ અને સોળક્રોડ સુવર્ણ દાનમાં આપે છે. આ સાંભળી ભોજ રાજા ચકિત થઈ રાજમહેલે ગયો.

**૧૭ સત્તરમી પૂતળી**—એક વાર રાજા ભોજ છાનોમાનો સિંહાસને બેસવા જાય છે ત્યારે પ્રભાવતી પૂતળી કહે છે—હે માલવાધીશ! આજે ચોરની પેઠે કેમ આવ્યો છે? આમ કહી એક ધૂર્ત વણિકની, દેવોને પણ ઠગ્યાની, રસપ્રદ કથા કહે છે. પછી રાજા વિક્રમે એક ભાટને અદ્ભુત દાન આપ્યું તે કથા કહે છે. આ ભાટ પૃથ્વીમાત્રનું ઋણ છેદનાર, દારિદ્ર્યનો તાપ ઓલવનાર, પોતાના જીવનને પણ આપી દેનાર, શત્રુને પણ સમૃદ્ધિ આપનાર વિક્રમ રાજાની સ્તુતિ ચંદ્રશેખર રાજા પાસે કરે છે. ચંદ્રશેખર રાજા દેવીને આરાધી વિક્રમ જેવા થવાનું વરદાન મેળવે છે. દેવી તેને એક શરતે વચન આપે છે કે તારે રોજ અગ્નિમાં બળવું. રાજા વિક્રમ પોતાના પ્રતિસ્પર્દ્ધિની આ વાત સાંભળી પોતે આવી અગ્નિમાં બળવાનું દેવી પાસે બંધ કરાવે છે અને પ્રતિસ્પર્દ્ધિને પણ ગુણી બનવામાં સહાયક થાય છે. હે રાજા ભોજ! આવો ગુણ તારામાં છે? આ સાંભળી ભોજરાજ ચાલ્યો જાય છે.

**૧૮ અઢારમી પૂતળી**—આ ચંદ્રમુખી નામની પૂતળી પણ રાજા ભોજને સિંહાસન પર બેસવાની મના કરતાં કહે છે—"હે માલવ ભૂપાલ! તારે આ આસનને તો અડકવું પણ નહિ." પછી પૂતળી-રાજા વિક્રમે એક અદ્ભૂત સરોવરમાં જઈ, સૂર્યના સ્થંભ ઉપર ચઢી તેની પ્રસન્નતાથી મળેલા બે ઉત્તમ કુંડલ, કે જેમાંથી રોજ બે ભાર સુવર્ણ મલે તેમ હતું, એવા ઉત્તમ કુંડલો પણ યાચકને આપી દીધા, એ કથા કહે છે. એ સાંભળી ભોજ-રાજા મહેલમાં જાય છે

**૧૯ ઓગણીસમી પૂતળી**—અનંગધ્વજા રાજા ભોજને ના પાડતાં કહે છે; "વિક્રમાદિત્ય જેવા ગુણ તમારામાં હોય તો બેસો. વિક્રમ રાજા મહાપરાક્રમી, સત્યવક્તા, ધર્મનિષ્ઠ અને દાતા હતો. તેના રાજ્યમાં પાત્રને દાન, દીનને મદદ અને અતિથિને સત્કાર મળતો. સર્વત્ર દારિદ્ર્યનો નાશ થઇ ગયો હતો એક વાર એક મહર્ષિ રાજા પાસે આવી કહે છે કે એક વરાહ અમારા આશ્રમો, યજ્ઞકુંડો, ઉદ્યાનોનો નાશ કરે છે તેથી અમારું રક્ષણ કર. રાજા આ સાભળી ત્યાં જાય છે વરાહ નાસે છે અને પાતાલમાં જાય છે. ત્યાં બધા દેવો મળે છે. છેલ્લે બલિરાજા મળે છે. વિક્રમને ઓળખી પોતાના અર્ધ સિંહાસન પર બેસાડી હર્ષથી તેની ખૂબ પ્રશંસા કરી તેને શીઘ્રરસાયનરૂપ રસ, જેનાથી સુવર્ણ અને નિરોગતા થાય તે આપે છે. રાજા આ લઈ પાછો આવે છે રસ્તામાં યાચકને જોઇ આ અણમૂલ વસ્તુ યાચકને આપી દઇ પ્રસન્ન મને ઘેર આવે છે." રાજાભોજ વિક્રમાદિત્યનું આ સાહસ અને દાનગુણ સાભળી પાછો આવે છે.

**૨૦ વીસમી પૂતળી**—રાજાભોજને કુરંગનયના પૂતળી કહે છે, "હે સ્વામિન્! આ સિંહાસન પર તારે બેસવું યોગ્ય નથી વિક્રમાર્ક ભૂપાલને ઇન્દ્રે આ સર્વતોભદ્ર નામનું આસન આપેલું છે. આ સિંહાસન ઉપર વિક્રમાદિત્ય વિના અન્ય શોભે તેમ નથી. વિક્રમા-

દિત્ય એક શ્લોક સાંભળી વિદેશમા જાય છે. ત્યાં અદ્ભુત આશ્ચર્ય અને અનેક તીર્થો જોતો **પદ્મપુરનગર**માં જાય છે. ત્યાંના જિનમંદિરમા વર્ધમાન જિનને નમી રંગમંડપમાં જાય છે ત્યારે ત્યા ચાર કાર્પટિકો, ચારે ચાર દિશાઓમાં ફરીને આવ્યા છે તે દરેક પોતપોતાના આશ્ચર્ય કહે છે. તેમા ચોથો કહે છે- એક અદ્ભુત યોગીંદ્ર છે, પણ હુ તેમની પાસે જઈ શકયો નહિ, ત્યાં જવામાં બહુ કષ્ટ છે. રાજા વિક્રમ ત્યાં જાય છે અને યોગીરાજને નમન કરે છે આથી યોગીરાજ વિક્રમ ઉપર પ્રસન્ન થઈ અદ્ભુત શક્તિવાળા સિદ્ધદંડ, કંથા, અને ચાખડી આપે છે રાજા એ લઈ અવંતીમાં આવે છે રસ્તામા એક રાજવીને મૃત્યુ પામતો જોઈ તેને બચાવી રાજ્ય મેળવવા ઉપર્યુક્ત ત્રણે વસ્તુઓ દાનમા આપી દે છે. ધન્ય છે તેની દાનવીરતાને!" આ સાભળી ભોજરાજ પોતાના મહેલે જાય છે.

**૨૧ એકવીસમી પૂતળી**--લાવણ્યવતી રાજા ભોજને વિક્રમના સિંહાસન પર બેસવાની ના પાડતાં કહે છે--"જો વિક્રમાદિત્યના જેવો ઔદાર્ય ગુણ હોય તો આ આસને બેસો. રાજા વિક્રમ મંત્રીપુત્રના કહેવાથી એક જિનમંદિરમા જાય છે ત્યા અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, ઈશિત્વ, વશિત્વ, પ્રાકામ્ય, પ્રભુતા, નામની આઠ મહાસિદ્ધી દેવીઓ દર્શને આવે છે. વિક્રમ પણ તેમની પાછળ જઈ ઉકળતા તેલની કઢાઈમા દેવીઓની પાછળ પડે છે. ત્યા તો દેવતા હાજર થાય છે દેવીઓ પ્રસન્ન થઈ રાજાને મહાપ્રભાવશાલી આઠ રત્નો આપે છે. રાજા તે લઈ અવંતી તરફ આવે છે. રસ્તામા એક દારિદ્રશેખર પંડિત, દારિદ્રયના તાપથી તાપિત થઈ ઘર બહાર નીકળ્યો છે. તે રાજાને મળે છે રાજા એ આઠ રત્નો તેને ભેટ આપી દે છે." આ સાભળી રાજા ભોજ જતો રહે છે.

**૨૨ બાવીસમી** પૂતળી--સૌભાગ્યમંજરી પૂતળી રાજાને કહે છે, "તમે જો વિક્રમાદિત્ય જેવા હો તો સુખે આ સિંહાસન પર બેસો. રાજા વિક્રમાદિત્ય ભ્રમણ કરતો એક દિવસ ઋષભદેવ પ્રભુના મંદિરમા ગયો છે ત્યા એને એક પરદેશી મિત્ર મલે છે, જે એક રાજા છે. બન્નેનો પરિચય થાય છે. પરદેશી રાજા વિક્રમને કામાખ્ય દેવીની કથા કહે છે અને ત્યાં રહેલ રસકુપિકા લેવા પોતે ગયાની અને તે પ્રાપ્ત ન થઇ તે વાત જણાવે છે વિક્રમ તે માટે ત્યા જાય છે અને પોતાનુ બલિદાન આપવા તત્પર થાય છે. છેવટે દેવી પ્રસન્ન થાય છે, અને રસસિદ્ધિ પોતાના મિત્રને અપાવે છે." ભોજરાજ આ સાભળી ચાલ્યા જાય છે

**૨૩ તેવીસમી પૂતળી**—ચંદ્રિકા કહે છે--"હે ભોજરાજા! તમારે અહીં બેસવું યોગ્ય નથી. રાજા વિક્રમ જૈનધર્મનો પરમ ઉપાસક બન્યો છે, નિરંતર જિનપૂજા, તત્ત્વશ્રવણ, સાધુસંગ, દાન, દયા આદિ કરે છે. એક વાર સુરેંદ્ર તેની પ્રશંસા કરતા કહે "ત્રણ જગતમા વિક્રમ જેવો સાહસી, પરાક્રમી, દાનેશ્વરી, ધર્મપરાયણ બીજો કોઇ નથી." ઇન્દ્રનું આવુ વચન સાભળી એક દેવ તેની પરીક્ષા કરવા નીચે આવે છે રાજાને દુઃસ્વપ્ન આપે છે. રાજા રાજભંડારનુ દાન કરે છે અને છેવટે રાજ્ય પણ બીજાને આપી પોતે ચાલી નીકળે છે દેવતા રાજાનુ આ સાહસ જોઈ પ્રસન્ન થઇ રાજાને તેનુ રાજ્ય પાછું આપે છે." આ સાંભળી ભોજરાજ મહેલે ચાલ્યો જાય છે.

**૨૪ ચોવીસમી પૂતળી**—હંસગમના ભોજરાજાને સિંહાસને બેસવાની ના પાડતા

કહે છે-આ સિંહાસન તો સિંહની ગુફા જાણવું. એના ઉપર તો રાજા વિક્રમ જ શોભે. પછી પૂતળી શાલીવાહનની કથા કહે છે. રાજા વિક્રમ શાલિવાહનને બોલાવવા દૂત મોકલે છે, શાલિવાહન નથી જતો, આખરે પ્રતિષ્ઠાનપુરના રાજા પાસે તેની માગણી થાય છે. છતાંયે તે નથી જતો એટલે વિક્રમાદિત્ય સૈન્ય લઇને આવે છે. શાલિવાહનને દેવતા સહાય કરે છે અને તેથી એ વિક્રમના સૈન્યને મૂર્છિત કરી દે છે. વિક્રમ રાજા વાસુકી નાગનું આરાધન કરે છે. નાગરાજ પ્રત્યક્ષ થાય છે અને તેને અમૃતકુંપ દેવા પાતાલમાં લઇ જાય છે. વિક્રમ અમૃતકુંપ લઇને આવે છે. ત્યાં રસ્તામાં શાલિવાહને મોકલેલા બે ચાકરો અમૃતકુંપની યાચના કરે છે. મહાપરોપકારી વિક્રમ પોનાના મૂર્છિત સૈન્યની પણ પરવા કર્યા વગર યાચકોને અમૃતકુંપ આપે છે. વાસુકીનાગ વિક્રમની આ દાનશૂરતા જોઇ બીજો અમૃતકુંપ આપે છે. વિક્રમાર્કનું સૈન્ય જીવિત થાય છે અને શાલિવાહન રાજા પણ વિક્રમાદિત્યનું ઔદાર્ય જોઇ તેની પાસે આવીને નમે છે. આ કથા સાંભળી ભોજ-રાજા નિરાશ થઇ પાછો જાય છે.

આ પચીસમી કથામાં જરૂરી જ્યોતિષ જ્ઞાન ગ્રંથકારે આપ્યું છે. સક્ષેપમાં બહુ જ ઉત્તમ વસ્તુ રજુ કરી છે, જેથી ગ્રંથકાર ઉત્તમ જ્યોતિષી હશે એમ સિદ્ધ થાય છે.

**૨૫ પચીસમી પૂતળી**—વિદ્યુત્પ્રભા કહે છે "જે વિક્રમાદિત્ય જેવો હોય તે અહીં બેસે. એક વાર એક અપૂર્વ જ્યોતિષવિદ્ પંડિતે વિક્રમ રાજાને કહ્યું, અમુક યોગોથી બાર વર્ષનો ભયંકર અકાલ માલવ દેશમા પડશે. ચોમાસું આવે છે. વરસાદનું ટીપુયે પડતું નથી. પ્રજામાં હાહાકાર મચી રહ્યો છે. દાન પૂજા આદિ થયાં. આખરે એક દેવે કહ્યું, પર્જન્યદેવને બત્રીસાનું બલિદાન આપવામાં આવે તો તે પ્રસન્ન થઇ વરસાદ વરસાવે. વિક્રમરાજા પર્જન્યદેવને આરાધી પોતાનું બલિદાન આપવા જાય છે. ત્યાં દેવતા પ્રસન્ન થઇ વરસાદ વરસાવે છે, કુયોગ લોપ થાય છે અને પૃથ્વી આખી જલમય થઈ સુકાળ થાય છે." આ સાંભળી ભોજરાજ મહેલે જતો રહે છે.

**૨૬ છવ્વીસમી પૂતળી**—આનંદપ્રભા ભોજરાજાને ના પાડતાં કહે છે: "જો વિક્રમાદિત્ય જેવું સાહસ હોય તો હે માલવેશ્વર ! આ સિંહાસને સુખે બેસો. એક વાર ઇંદ્રે વિક્રમાદિત્યના સાહસની પ્રશંસા કરી. બે દેવ તેની પરીક્ષા કરવા આવે છે. નગર બહાર વૃદ્ધ ગાયનું સ્વરૂપ બતાવે છે. ઠંડી સખત પડે છે. સિંહગર્જના સામે થઈ રહી છે. ગાયને બચાવવા વિક્રમાદિત્ય ઊભો રહે છે. ઠંડીમાં પોતાનાં વસ્ત્ર ગાયને ઓઢાડે છે અને સિંહથી ગાયની રક્ષા કરે છે. આ વખતે એક શુક આવી રાજાને કહે છે, એક ગાયને માટે તારું અમૂલ્ય જીવન શા માટે આપે છે ? વિક્રમ કહે છે, શુકરાજ તમે તમારા સ્થાને જાઓ. આ ગાયની રક્ષા માટે મારા પ્રાણ આપીશ. છેવટે દેવતા પ્રસન્ન થઈ કામદુધા ગાય વિક્રમને ભેટ આપે છે. વિક્રમ કામદુધા લઈ મહેલે જાય છે. ત્યા રસ્તમાં એક ગરીબ બ્રાહ્મણ યાચના કરે છે અને દયાળુ વિક્રમ એ ગાય બ્રાહ્મણને દાનમાં આપી દે છે." ભોજરાજ વિક્રમનું આ ઔદાર્ય સાંભળી મહેલે ચાલ્યો જાય છે.

**૨૭ સત્તાવીસમી પૂતળી**—ચંદ્રકાંતા ભોજને ના પાડતાં વિક્રમની પ્રશસા કરે છે. વિક્રમાદિત્ય એક દ્યુતકારની ઇચ્છા પૂર્ણ કરવા સાહસ કરી બે પહાડની વચ્ચેથી જલ લાવી પોતાના શિરનું બલિદાન આપી, દેવીને પ્રસન્ન કરી દ્યુતકારને વરદાન અપાવે છે આ સાંભળી રાજા ભોજ પોતાના મહેલે ગયો.

**૨૮ અઠ્ઠાવીસમી પૂતળી**—રૂપકાંતા ભોજને સિંહાસને બેસવાની ના પાડતા કહેવા લાગી, "આ સંહાસન પર બેસવાની ઇચ્છા જ હોય તો વિક્રમાદિત્ય જેવો થાઓ." એક વખત વિક્રમે દેવીના મંદિરમાં બલાત્કારે બલિદાન માટે લેવાઈ ગયેલા મનુષ્યને બદલે પોતે જ બલિદાન માટે હાજર થઈ તે મનુષ્યને બચાવ્યો. દેવી પ્રસન્ન થતા સર્વ જીવો માટે અભયદાનની માંગણી કરી. દેવીએ એને સ્વીકારી. છેવટે વરદાન આપવા માડયું તો પોતાની સાથેના ચાર માનવીઓને વરદાન અપાવી સુખી-કર્યા.

**૨૯ ઓગણત્રીસમી પૂતળી**–સુરપ્રિયા ભોજરાજને ના પાડતા કહે છે "એના ઉપર તો વિક્રમાદિત્ય જ શોભે, અન્ય નહિ. એક વાર એક જ્યોતિષી સામુદ્રિક શાસ્ત્ર ભણીને આવ્યો. અવન્તી બહાર તેણે એક બત્રીશલક્ષણા પુરુષને દુઃખી અને લાકડાંનો ભારો ઉપાડતાં જોયો. સામુદ્રિકે અવન્તીમાં આવી રાજાના અંગે સામુદ્રિક જોવા માંડયુ તો એકે લક્ષણુ જ જણાયુ નહિ. તેને થયુ બત્રીશલક્ષણો દુઃખી છે અને આ નિર્લક્ષણી રાજા છે. સામુદ્રિક શાસ્ત્ર જ ખોટું છે. પછી તેને રાજાએ પૂછ્યું, ભાઇ, શુ વિચાર કરે છે? તેણે વાત કરી. રાજા કહે છે સામાન્ય શાસ્ત્ર કરતાં વિશેષ બળવાન્ હોય છે. પછી સામુદ્રિકે શોધી કાઢ્યું કે બત્રીશ લક્ષણાપુરુષને તાલવામાં કાક ચિહ્ન હોય તો તે દરિદ્ર રહે છે અને લક્ષણ રહિતના આંતરડાં કાબરચિતરા હોય તો તે સુખી હોય. પેલા દરિદ્રીની પરીક્ષા કરી તો તે પ્રમાણે જ હતું. હવે રાજા પોતાની પરીક્ષા ખાતર આંતરડાં કાઢવા તૈયાર થાય છે. કુખ છેદી એટલે જ્યોતિષીએ ના પાડી અને કહ્યુ આપના આંતરડાં કાબરચિત્રાં જ છે." ભોજરાજ આ સાભળી ચાલ્યો ગયો.

**૩૦ ત્રીશમી પૂતળી**—દેવાંગના રાજાભોજને સિંહાસને બેસતાં અટકાવી કહે છે—આ સિંહાસન પર ઈંદ્ર કે વિક્રમ સિવાય બીજો કોઈ બેસી શકે નહિ એકવાર એક જ્યોતિષી રાજાને ભવિષ્યવાણી કહેતાં કહે છે કે હમણા મહાભય થશે. આ વખતે એક વિદ્યાધર પોતાની સ્વરૂપવતી સ્ત્રી રાજાને ભળાવીને જાય છે. આકાશમાં માયાથી બે વિદ્યાધરોના યુદ્ધમાં એ સ્ત્રીના પતિનાં અંગોપાંગ કપાય છે. પેલી સ્ત્રી સતી થાય છે, પાછો વિદ્યાધર આવે છે અને સ્ત્રી માગે છે. બધી હકીકત જાણ્યા છતાં વિદ્યાધર કહે છે–મારી પત્ની તારા અંતઃપુરમાં છે. રાજા કહે છે એમ બને તો હુ માથુ આપુ, વિદ્યાધર માયાથી સ્ત્રીને લાવે છે. વિક્રમાદિત્ય માથું આપે છે. બસ ત્યા તો દેવતા વિક્રમાદિત્યના સાહસ ઉપર આફ્રીન પોકારી પુષ્પવૃષ્ટિ કરે છે. આ સાભળી ભોજરાજ ચાલ્યો જાય છે.

**૩૧ એકત્રીસમી પૂતળી**—પદ્માવતી રાજા ભોજને કહે છે–હે રાજેન્દ્ર, આ સિંહાસને બેસો નહીં. એક ગૃહસ્થ પોતાનુ મકાન નવું બધાવી જિનમદિરાદિથી વિભૂષિત બનાવે છે. શુભ મુહૂર્તે તેમા જાય છે. પણ ત્યાં રોજ કઈક–પડુ પડુ એવો અવાજ થાય છે. પોતે રાજા પાસે ફરિયાદે જાય છે. રાજા તે ખરીદી લ્યે છે. પછી રાજા જ પોતે સૂવા જાય છે.

તેને પડુ પડુ એવો અવાજ સંભળાય છે. રાજા કહે છે ભલે પડ! એટલે એક સુવર્ણ પુરુષ પડે છે. પણ તે શેઠને આપતાં કહે છે આ તમારા ભાગ્યનો છે. શેઠ ના પાડે છે અને સાથે જ પોતાની પદ્મિની કન્યા પણ પરણાવે છે આ સાંભળી ભોજરાજ પોતાના મહેલે જાય છે.

**૩૨ બત્રીસમી-છેલ્લી પૂતળી**--પદ્મિની ભોજરાજાને સિંહાસને બેસવાની ના પાડતા કહે છે-ભોજરાજ, વિક્રમના જેવો કોઇ થયો નથી ને થનાર નથી. તેમણે રાજ્ય તજ્યું, દેશ તજ્યો, સામંત, કોશ, અશ્વ, પદાતિ, હસ્તિ, આદિ તજ્યા; રાણીઓ, પુત્રવૃંદ ને દેહ શુદ્ધાં તજ્યા, પણ સત્ત્વ કદાપિ તજ્યું નહિ. અવન્તીમા જે માલ આવતો તે પ્રજા ખરીદી લેતી, પરન્તુ કોઈ ન લ્યે ત્યારે રાજા પોતે તે ખરીદાવી લેતો. એકવાર એક શ્રીમંત મનુષ્ય દારિદ્ર નામની લોહ પૂતળી વેચવા અવન્તીમાં આવે છે. એને કોઇ ખરીદતું નથી. રાજાને ખબર પડે છે એટલે તેના એક હજાર દીનાર ઠરાવી રાજા તે ખરીદી લ્યે છે, અને ભંડારમાં મુકાવે છે રાત્રે તેની રાજ્યલક્ષ્મી જતી જતી કહેતી જાય છે કે દારિદ્રને રજા આપો. રાજા ના પાડે છે. રાજલક્ષ્મી જતા વિવેક, લજ્જા, શાંતિ, કીર્તિ, સત્ય, સુખ, યશ એ બધા જવા માંડે છે. છેલ્લે સત્ત્વ જાય છે. રાજા તેને ના પાડે છે. અને તરવાર લઈ મરવા ઉદ્યુક્ત થાય છે એટલે સત્ત્વ રહી જાય છે. સત્ત્વ રહેતા બધા ગુણો પાછા આવે છે, અને દારિદ્ર પોતાની મેળે શત્રુને ત્યાં ચાલ્યું જાય છે. હે ભોજરાજ! આવા ત્યાગ સાહસ અને ઔદાર્ય તારામા છે ખરા? વિક્રમાદિત્યના સત્ત્વની આ કથા સાંભળી ભોજરાજ પોતાના મહેલે જાય છે.

આ રીતે આ બત્રીસ પૂતળીઓની કથાઓ પૂર્ણ થતાં આચાર્ય શ્રી રામચંદ્રસૂરિજી કહે છે કે ક્ષેમંકર મુનિએ રચેલું ચરિત્ર જોઇ સ્મરણ રહે તે પાઠે મે આ આખું ચરિત્ર પદ્યમા રચ્યું છે. વિ સં. ૧૪૯૦મા આ ચરિત્ર બનાવ્યું જ્યાંસુધી પૃથ્વી, મેરુ, ચંદ્ર, તારા, સૂર્ય, ધ્રૂવ, દિવસ અને રાત્રિ એટલા પ્રમાણ છે ત્યાંસુધી આ વિક્રમચરિત્ર પૃથ્વી ઉપર વંચાઓ અને વિજય પામો!

ખરેખર આ ચરિત્ર બહુ જ રસિક છે. ગ્રંથકર્તાની પ્રવીણતા અદ્‌ભુત છે. વાચતાં મનમાં પ્રમોદ થાય છે, સાથે જ વિક્રમના ન્યાય, ધર્મપ્રેમ, સાહસ, પરાક્રમ, ઔદાર્ય, ગાંભીર્ય, દાનશૂરતા આદિ ગુણો આપણને આકર્ષે છે. આ કથાઓ એકલી કથારૂપે ન વાચતા વિક્રમના ગુણોને પ્રતિબિંબિત કરનાર અરીસારૂપે વાંચવી જોઇએ. ગ્રંથકારે સ્થાન સ્થાન પર સુલલિત પદ્યો આપ્યા છે તે પણ ચિન્તાકર્ષક અને પ્રમોદ આપે તેવા છે. વાચકો તે વાચી તેનો લાભ લઇ તેવા થવા પ્રયત્ન કરે એ જ શુભેચ્છા છે.



# સાહસશૂર વિક્રમાદિત્ય

લેખક—ક્રેમટી

ભૂમિપટના ભૂષણસમા અનેકાનેક નરવીરોની જનેતા ભારતભૂમિ જગતના ઇતિહાસનાં સુવર્ણ પૃષ્ઠોમાં વિશ્રુત છે. સસાગ્માંના સર્વ જીવોમા માનવજાતિનું સ્થાન સર્વોચ્ચ અને સર્વાદરણીય છે. આ રીતે માનવજાતિને એટલી બધી ઉચ્ચ માનવાનો ખાસ હેતુ તો એક જ નજરમાં આવે છે અને એ તે જ છે કે, અનેક સુગુણોના ભડાર સમી પણ આ જ જાતિ છે માનવોમાં અનેક સુગુણોનો સંચય હોવા છતાય જો એક સર્વશ્રેષ્ઠ ગુણ ન હોય તો તે બધાય ગુણો, પાયા વિનાની સાત માળવાળી ઇમારતની જેમ, ખીલતા કે વધતા નથી. આદમી દાન દેવાની ભાવનાવાળો હોવા છતાંય જો તે લક્ષ્મીનો ત્યાગ કરવાનુ સાહસ ન કરે તો તે ભાવના, મનમાં પરણ્યા અને મનમા જ રાંડયાની જેમ, હૃદયમાં જ સંકેલાઇ જાય શીલવ્રત પાળવાની ભાવનાવાળો સ્ત્રી ત્યાગની હિમત ન રાખે તો તે ભાવના પણ જલપરપોટાની જેમ જ વિલયતાને પામે તપોભાવના ગમે તેટલી હોય, પણ જો માણસના મનમા આહારનો ત્યાગ કરવાની હિમત ન હોય તો તે ગગનકુસુમની જેમ નિષ્ફલતાને જ પામે. ભાવના પણ હિમત સિવાય કયાંથી સફળ થાય? એટલા માટે સઘળાય ગુણોને ખીલવવા કે વધારવા માટે પહેલા દરજ્જાની ભૂમિ કહો, શકુનસંકેત કહો કે મગલાચરણરૂપ કહો તો તે એક સાહસનો ગુણ જ ગણી શકાય.

આજે હું અવતીપતિ વિક્રમ રાજાના અનેક ગુણો પૈકીનો એક સાહસ ગુણ કેટલી ઉચ્ચ ભૂમિકાએ પહોચ્યો હતો તે દર્શાવવા ઇચ્છુ છુ આ વિશ્વવિખ્યાત વિક્રમ રાજાને સભા ભરવાનો ઘણો જ શોખ હતો. આવી સભામાં મુખ્યત્વે ભાગ ભજવનાર પંડિતવર્ગ સાથેના વિવિધ પ્રસગોનો વિનોદ હમેશા ચાલ્યા જ કરતો. રાજા અને વિદ્યાવિનોદ એ સહજ વાત્ત ન મનાય, રાજા અને વિલાસ એ તો નૈસંગિક સહયોગ અનુભવાય છે, પણ રાજા વિક્રમને માત્ર વિદ્યાવિનોદનો જ શોખ હતો એટલુ જ નહી પણ નવા નવા શ્લોકો સંભળાવનાર વિદ્વાનોને પારિતોષિક તરીકે હજારો લાખ્ખો નહિ પણ કરોડો સોના મહોરો દેવાતી. ખરેખર, ભિક્ષુકના રૂપમા રાજદ્વાર આગળ આવીને ઊભા રહેનાર સર્વજ્ઞપુત્ર તરીકે વિખ્યાત સિદ્ધસેન દિવાકરજી મહારાજને કાવ્યકલાના બદલામા એક એક શ્લોકના પારિતોષિક તરીકે ચારેય દિશાનું રાજ્ય પ્રદાન કરનાર સાહસિકાગ્રણી આ વિક્રમરાજા જ પકાએલો છે

એક સમયે રાજા વિક્રમ પડિતોની સભા ભરીને બેઠો હતો, સભાની અંદર એ જ અવંતી નગરનો વાસીદાત નામનો શ્રેષ્ઠી રાજસભામા આવી, રાજાને યોગ્ય ભેટણુ ધરી, નમસ્કાર કરીને સવિનય કહેવા લાગ્યો કે, 'હે સ્વામિન્! આપ ઘણાય દરિદ્રીઓનુ દારિદ્ર ચૂરો છો, ઘણા હતાશોને ઉત્સાહી બનાવી આશાના શુભ કિરણોથી દીપ્તિમાન બનાવો છો, તો મારી પણ એક અરજ છે તે સાંભળી મારી નિરાશા દૂર કરો. મેં એક સુદર મહેલ બનાવ્યો છે. એ મહેલ બનાવવામા સારામાં સારા કારીગરો રોકયા હતા. મહેલ સુદર થાય તે માટે દ્રવ્યનો વ્યય કરવામા જરા પણ પાછી પાની નથી કરી. મકાન તૈયાર થતા સુદર મુહૂર્તમા મહોત્સવની સાથે તેમા પ્રવેશ પણ કર્યો, પરંતુ કોઈ દુષ્ટ ગ્રહના ઉદયથી તે જ દિવસે રાત્રિના સમયે મધ્ય ભાગમા એક સુંદર પલગ ઉપર હુ

સૂતો હતો અને થોડો સુપ્ત અવસ્થામાં અને જાગૃતાવસ્થામાં આવ્યો કે તુરત જ ઉપર રહેલા ઘરના પાટડામાંથી જાણે અકસ્માત અવાજ આવ્યો કે 'પડું છું, પડું છું.' આવી ભયમય વાણી સાંભળતાં જ 'ન પડ' એમ બોલી હું ત્યાંથી પલાયન કરી ગયો. બીજે દિવસે પણ આ પ્રમાણે જ બન્યું. ત્રીજે ચોથે દિવસે પણ એ જ થયુ, એટલે ગ્રહકાર્યમાં નિમિત્તિઆઓને તેમજ અન્યોને શાંતિ થાય તે માટે પૂજાપો આદિ આપીને નાહકનો જ દંડાયો, પણ કશું વળ્યું નહિ! હે રાજન્! આ દુઃખનું નિરાકરણ કરવામા સાહસવીર એવા આપ જ સમર્થ છો, અન્યની અપેક્ષા વૃથા છે.' આ વૃત્તાત સાંભળી સારી રીતે પોતાના મનમાં ધારી, અને ઘરનું મૂલ્ય ત્રણ લાખ આપીને તે શેઠને વિદાય કર્યો અને સંધ્યાકાલના સમયે પોતાના માનેલ ધવલગૃહવાસમા વિક્રમરાજા દૃઢ વિશ્વાસથી અને કુતૂહલ જોવાની અપેક્ષા રાખીને સુખથી સૂતો રાત્રીનો મધ્ય પહોર થતાં અકસ્માત **'पतामि'** 'હું પડુ છુ' એવી વાણી સંભળાવા લાગી. એ સાંભળી રાજા બોલ્યો, **'सत्वरं पत'** 'તું જલ્દી પડ.' એવો અવાજ આવ્યો. આ જવાબ સાભળતાંની સાથે જ ઉપરથી અધિષ્ઠાયક દેવતા પ્રેરિત સુવર્ણ પુરુષ નીચે પડયો. વિચક્ષણ રાજા વિક્રમે તેને પકડી લીધો અને પોતાના રાજ્યાવાસમાં સવિધિ સ્થાપન કર્યો અને પોતાના બળથી એ પુરુષની સિદ્ધિ કરી. વિક્રમ રાજાની આ સિદ્ધિમા મુખ્ય નિદાન તો સાહસ જ મનાય. આ સ્થાળમાં એ ઘરના શ્રેષ્ઠીએ તો 'શું પડશે' એ વિચારની ભ્રાન્તિ અને ભયમાં જ ગૃહત્યાગ કર્યો, અને ઘરનાં ભારે ઉપદ્રવ માની રાજાને એ ઘર સુપ્રત કર્યું. જ્યારે રાજા વિક્રમે પોતાના સાહસથી એ ઘરમાથી અમૂલ્ય લાભ મેળવ્યો. રાજા વિક્રમના ઇતિહાસને બારીકાઇથી જોઇએ તો આવા એક નહિ પણ સેંકડો પ્રસંગો એવા મળે છે કે, જે ઘણાંખરાં સાહસિકતાથી જ પૂર્ણ કરેલાં છે.

બસ, જો માણસ વિક્રમ રાજાનો સાહસિકતાનો આ એક જ ગુણ મેળવે તો દુનિયામાં તેમના માટે અશક્ય અગર દુર્ઘટ શું રહે? અર્થાત્ ત્રણે ભુવનમાં તે જેતા અને નેતા બની શકે.

# ભારતવર્ષના ભિન્ન ભિન્ન સંવતો

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રી જ્ઞાનવિજયજી

**સૌરવર્ષ**—આ વર્ષ મેષ આદિ બાર રાશિને સૂર્ય ભોગવી લે ત્યાં સુધીનું એટલે ૩૬૬ દિવસ ( સૂર્યસિદ્ધાન્ત પ્રમાણે ૩૬૫ દિન, ૧૫ ઘડી, ૩૧ પલ અને ૩૦ વિપલ અને ઈ. સ હિસાબે ૩૬૫¼ દિન )નું મનાય છે. તેનો પ્રારંભ મેષ સંક્રાન્તિથી થાય છે. તેનો બારમો ભાગ તે **સૌર માસ** કહેવાય છે. જે ક્રમશ. મેષાદિના નામથી તેમજ ચૈત્રાદિના નામથી ઓળખાય છે. બંગાલ, પંજાબ, અને પહાડી પ્રદેશોમાં આ વર્ષનો વિશેષ પ્રચાર છે. દક્ષિણનો કોલ્લમસંવત્ પણ સૌરવર્ષવાળો છે પાંચ સૌરવર્ષના ૬૦ મહિનાઓનો ૧ યુગસંવત્સર થાય છે.

**ચાન્દ્રવર્ષ**—બે પખવાડીયાનો એક મહિનો, એવા બાર મહિનાનું એક ચાંદ્રવર્ષ થાય છે. એનો કાળ ૩૫૪$\frac{11}{12}$ દિવસ ( સૂર્યસિદ્ધાન્તને હિસાબે ૩૫૪ દિન, ૨૨ ઘડી, ૧ પલ, ૨૪ વિપલ ) પ્રમાણ મનાય છે. તેના મહિનાઓ શુદિ એકમથી શરૂ થઈ અમાસે પૂરા થાય છે. અધિક માસ અને ચૈત્રાદિ વર્ષારંભના હિસાબે આ માન્યતા વાસ્તવિક છે. ઉત્તર ભારતમાં મહિનાઓ વદિ ૧ થી ૧૫ સુધીના મનાય છે.

એક યુગસંવત્સરના સૌર માસ ૬૦ થાય, ત્યારે ચાંદ્ર માસ ૬૨ થાય છે. એટલે વધારાના બન્ને મહિનાને અધિકમાસ માની તે બન્ને વર્ષને સરખાં કરવામાં આવે છે. એટલે તે યુગના વર્ષારંભમાં સૌર અને ચાંદ્ર એ બન્ને વર્ષો જોડાઈ જાય છે.

હિન્દુઓની ધાર્મિક ક્રિયાઓ આ ચાંદ્ર વર્ષના મહિના અને તિથિઓના હિસાબે આરાધાય છે. આથી સૌર પંચાંગોમા પણ સૌર દિવસોની સાથે ચાંદ્ર તિથિઓ લખવી પડે છે.

**बृहस्पतिसंवत्सर**—આ સંવત્સર બૃહસ્પતિ સંપૂર્ણ નક્ષત્રચક્રને ભોગવી લે ત્યાં સુધીનો એટલે '૧૨ વર્ષ'નો હોય છે, જેના વર્ષો શ્રાવણ ભાદરવાના નામથી ઓળખાય છે ( ચંદપન્નતિ ).ખાસ કરીને ગુરુ અસ્ત થયા પછી ઉદય પામે ત્યારે તે કૃતિકા, મૃગશિર્ષ વગેરે જે નક્ષત્ર ઉપર ઊગે છે, તે નક્ષત્રના નામ અનુસારે તે વર્ષ કાર્તિક, માગશર વગેરે નામથી ઓળખાય છે. પરન્તુ આ સંવત્સરનો પ્રચાર આજે દેખાતો નથી.

**शनिसंवत्सर**—આ સંવત્સર શનિ ગ્રહ સપૂર્ણ નક્ષત્ર ચક્રને ભોગવી લે, ત્યાં સુધીનો એટલે " ૨૦ વર્ષ "નો હોય છે (**चंदपन्नत्ति**) આનો પ્રચાર પણ આજે દેખાતો નથી.

**प्रभवादिसंवत्सर**—આ સવત્સર બે પ્રકારના મળે છે—

૧–બૃહસ્પતિ બાર રાશિ ઉપર ૩૬૧ દિન, ૨ ઘડી અને ૫ પલ સુધી રહે છે એટલે તે સૌર વર્ષથી ૪ દિવસ, ૧૩ ઘડી, ૨૬ પલ અને ૩૦ વિપળ નાનો હોય છે. ૮૫ વર્ષે એક સંવત્સરનો ક્ષય કરવાથી તે બન્નેની સમાનતા થઈ જાય છે અને તેથી જ આ સંવત્સર બૃહસ્પતિની ગતિના આધારે લેવાય છે આ બૃહસ્પતિ સવત્સરનું ચક્ર ૬૦ વર્ષે પૂરું થાય છે. જેના નામો **પ્રભવ** સંવત્સર વગેરે મળે છે.

૨–પ્રભવાદિ સંવત્સર સૌરવર્ષ પ્રમાણનો હોય છે, જે પ્રભવ, વિભવ વગેરે ૬૦ નામો વડે ૬૦ વર્ષ પર્યન્ત ચાલે છે. ત્યારબાદ પુનઃ પ્રભવ, વિભવ વગેરે નામોથી તેનું બીજું ચક્ર ગણાય છે. ઈષ્ટગત શકસવત્સરમા ૧૨ મેળવી તેને ૬૦ થી ભાગવાથી શેષમાં રહેલ આંક પ્રમાણે પ્રભવાદિ સંવત્સરનો આક આવે છે.

**सप्तर्षिसंवत्सर**—સપ્તર્ષિના સાત તારાઓ એકેક નક્ષત્ર સો–સો વર્ષ સુધી ભોગવે

છે. એ રીતે ૨૭૦૦ વર્ષ જતાં સપ્તર્ષિઓ એક નક્ષત્રચક્રને પૂરું કરે છે. આ સંવત્સરના અકેક નક્ષત્રના હિસાબે ૧ થી ૧૦૦ સુધીના વર્ષના આંકડાઓ લખાય છે. ૧૦૦ વર્ષ પૂરાં થાય કે ફરી એકથી સંવત્ લખવાની પ્રથા હતી. આ સંવત્સરનો આરંભ ચૈત્રથી ગણાય છે. સપ્તર્ષિ સંવત્માં ૮૧ મેળવવાથી શતાંક વગરનો ગત "ચૈત્રાદિ વિક્રમસંવત્" આવે છે, ૮૦ જોડવાથી ગત "કાર્તિકાદિ વિક્રમસંવત્" ઊભો થાય છે, ૪૬ નાખવાથી ગત શકસંવત્ અને ૨૪ યા ૨૫ જોડવાથી ઈસ્વી સન સંવતનો શતાંક વિનાનો આંકડો આવે છે. આ સંવત્ના બીજાં નામો 'લૌકિકકાળ' 'લૌકિકસંવત્' 'શાસ્ત્રસંવત્' અને 'પહાડી સવત' વગેરે છે.

**कलियुगसंवत्**—કલિયુગનો પ્રારંભ થયો ત્યારથી ગણાય છે વિદ્વાનો આ સંવત્નો પ્રારભ ઇ સ. પૂ. ૩૧૦૨ ફેબ્રુઆરીની બીજી તારીખની સવારથી એટલે-ચૈ શુ ૧ થી માને છે. ચૈત્રાદિ વિક્રમ સંવત્માં ૩૦૪૪, શકસવત્મા ૩૧૭૯ અને ઇ. સ. માં ૩૧૦૧ જોડવાથી કલિસંવત્ આવે છે. એ પણ ઉલ્લેખ મળે છે કે પહેલાં આ સંવત્નો પ્રારંભ મહા શુદિ ૧૫ ના મધ્યાહ્નથી એટલે મહા વદિ ૧ ના પ્રાતઃકાલથી મનાતો હતો. તે જ દિવસે મહાભારત યુદ્ધ સમાપ્ત થયુ અને રાજા યુધિષ્ઠિરને રાજ્ય પ્રાપ્તિ થઇ, આવી માન્યતા હોવાથી આ સવત્નાં બીજા નામો 'ભારતયુદ્ધસંવત્' અને 'યુધિષ્ઠિરસંવત્' પણ મનાય છે.

**युधिष्ठिरसंवत्**—આ સંવત્ માટે વરાહમિહિર લખે છે કે **षड्द्विकपंचद्वियुतः (२५२६) शककालस्तस्य राज्ञश्च** એટલે શકસવત્માં ૨૫૨૬ ઉમેરવાથી અને ચૈત્રાદિક વિક્રમસંવત્મા ૨૩૯૧ જોડવાથી યુધિષ્ઠિરસવત્ બને છે કેટલાક વિદ્વાનો વરાહમિહિરના આ મતને કલ્પિત માને છે અને માત્ર કલિસંવત્ને જ યુદ્ધિષ્ઠિરસવત્ માને છે.

**बुद्धनिर्वाणसंवत्**—શાક્યસિંહ ગૌતમ બુદ્ધના નિર્વાણથી આ સવત્ પ્રવર્ત્યો હોય તેમ મનાય છે, પરન્તુ તેનો ચોક્કસ કાલ આજ સુધી નક્કી થઈ શક્યો નથી. સીલોન, બ્રહ્મદેશ, આસામ અને સિયામમા વિક્રમથી ૪૮૭ વર્ષ પૂર્વે એટલે ઇ. સ. પૂ. ૫૪૪ માં બુદ્ધનિર્વાણ મનાય છે, જ્યારે ભિન્ન ભિન્ન વિદ્વાનો બુદ્ધનિર્વાણનો કાલ ઇ. સ. પૂ. ૩૮૮, ૪૭૧ થી ૪૮૩, ૪૭૭, ૪૭૮, ૪૮૧, ૪૮૨, ૪૮૩, ૪૮૭, ૫૧૮, ૫૪૪, ૬૨૮ અને ૧૦૯૭ મા માને છે.

**वीरनिर्वाणसंवत्**—ભગવાન મહાવીરદેવ આસો માસની અમાસની રાત્રે છેલ્લા બે ઘડી સમય બાકી હતો ત્યારે ૨૯ મા સર્વાર્થસિદ્ધ મુહૂર્તમાં નિર્વાણ પામ્યા ત્યારથી આ સંવત્ની શરૂઆત થઇ છે. એટલે આ સંવત્નો પ્રારંભ કા. શુ. ૧ ના સવારથી થાય છે. વિક્રમ સ. માં ૪૭૦ વર્ષ મેળવવાથી વીરનિર્વાણસંવત્ આવે છે. કેમકે દિ. શ્વે. ના દરેક ગ્રન્થોમાં ભગવાન મહાવીરના નિર્વાણ અને વિક્રમના સમય વચ્ચે ૪૭૦ વર્ષનું અંતર આપ્યું છે. આ સંવત્ના પ્રાચીનમા પ્રાચીન શિલાલેખો વીરસંવત્ ૨૩ અને ૮૪ના મળે છે,[1]

---

१—A (१) पूर्वं छद्मस्थकालेऽर्वूदभूवि यमिनः कुर्वतः सद्विहारं
(२) सप्तत्रिंशे च वर्षे वहति भगवतो जन्मत. कारिताईच्च
(३) श्रीदेवार्यस्य यस्योल्लासदुपलमयी नूर्णराजेन राज्ञा श्रीके
(४) श्री सुप्रतिष्ठ स जयति हि जिनस्तीर्थमुडस्थलस्थः
(५) ..........सवत् वीर जन्म ३७
(६) श्री वीरजन्म ३७ श्री देवा० जार, पुत्र × × धूकारिता
( શ્રી 'જૈન સત્ય પ્રકાશ' ૧૯૯૩ વ. ૨. અં૦ ૪-૫ )

જે હિન્દભરના શિલાલેખોમાં સૌથી પ્રાચીન છે. વીરનિર્વાણસંવતના ગ્રન્થોના ઉલ્લેખ **સૌથી પ્રાચીન** કલ્પસૂત્રમા અને ત્યાર પછી ઐતિહાસિક ગાથાઓ, સ્તોત્રો, પરિશિષ્ટો, ચરિત્રો અને વિચારશ્રેણી વગેરેમા છે.

**विक्रमसंवत्**—વીરસવત્ ૪૭૧ કા૦ શુ૦ ૧૨ તદનુસાર ઈ. સ. પૂર્વે ૫૭(૫૬)ના ઑક્ટોબરથી વિક્રમસંવત્ શરૂ થયો છે. જો કે આ સંવતનો પ્રારભ હાલ કેટલાએક પ્રદેશોમાં ચત્ર, અષાડ અને શ્રાવણથી પણ કરાય છે, પણ એ માન્યતા પછીથી શરૂ થએલ છે. આ સંવતના જૂનામાં જૂના શિલાલેખો વિ. સં. ૭૯૪,૮૧૧ તથા ૮૯૮ અને પ્રશસ્તિ લેખો વિ. સં. ૯૮૯ ઇત્યાદિ મળે છે. વિદ્વાનો માને છે કે 'કૃત' અને 'માલવ' સવત્ એ

---

B કચ્છ ભદ્રેશ્વરમા ભ. મહાવીરસ્વામીનુ બાવન જિનાલયનુ પ્રાચીન મદિર છે, જેમાં ભ. પાર્શ્વનાથની પ્રતિમાં છે. આ મદિરનો વિ. સં. ૧૯૩૯માં જીર્ણોદ્ધાર થયો ત્યારે એક પ્રાચીન તામ્રપત્ર નીકળ્યુ છે,જેમાં લખ્યું છે કે-१ देवचद्रीय श्री पार्श्वनाथदेवस्येतो २३ ॥ ડૉ. એ. ડબલ્યુ રૂડૉલ્ફ હૉર્નલ કહે છે કે આ લેખ પ્રાચીન ખરોષ્ટ્રી લિપિમાં લખાયેલ છે. પૂ પા. આત્મારામજી મહારાજ લખે છે કે-આ મદિરના જીરણ ખરડા-નોંધરૂપ પુસ્તકમાં અને કચ્છની ભૂગોળમા લખ્યુ છે કે--वीरात् २३ वर्षे इद चैत्यं सजात ।

આ તામ્રપત્ર ભુજપરના યતિ સુદરલાલજી કે તેમના શિષ્ય પાસે છે એમ સંભળાય છે. એમ પણ કહેવાય છે કે આ લેખની દેવનાગરી લિપિવાળી નકલ મદિરની દિવાલમાં પણ લાગવેલ છે.—(જૈન સત્ય પ્રકાશ, વ. ૪, અં. ૧-૨)

C (१) वीर[T]य भगव[त]... ..य .....चतुरसितिव [स]......

(२) काये सालिमालिनि......रं निविठमाझिमिके

(વડાલી ગામથી પ્રાપ્ત ખરોષ્ટ્રી લિપિનો શિલાલેખ)

—(શ્રી. ગો. હી. ઓઝાકૃત ભારતીય પ્રાચીન લિપિમાલા)

समणस्स भगवओ महावीरस्स जाव सव्वदुक्खप्पहीणस्स णववाससयाइ वइक्कताइ दसमस्स य वाससयस्स अय असीइमे सवच्छरे काले गच्छइ, वायणंतर पुण अय तेणउए सवच्छरे काले गच्छइ, इति दीसई.—(कल्पसूत्रना छठ्ठा व्याख्याननो छेल्लो मूलपाठ).

चउदस सोलस वासा चउदस विसुत्तराय दुन्निसया। अट्ठावीसा य दुवे पचसया चेव चउयाला ॥
पन्चसया चुलसीया छ चेव सया नवुत्तरा हुति। पचराया चोयाला तइया सिद्धिंगयस्स वीरस्स ॥
पुरिमतरजियाए तेरासिया दिट्ठि उप्पन्ना ॥ —(आवश्यक सूत्र).

विक्कमरज्जारंभा परओ सिरि वीर निव्वुई भणिया। सुन्न-मुणि-वेय-जुत्तो विक्कमकालाउ जिणकालो ॥ विक्रमकालाज्जिनस्य वीरस्य कालो जिनकाल शून्य (०) मुनि (७) वेद (४) युक्त चत्वारिंशतानि सप्तत्यधिकवर्षाणि(४७०)श्री महावीर विक्रमादित्ययोरन्तरमित्यर्थ.। (आ० मेरुतुगसूरिविरचित विचारश्रेणि)

२—A सुन्न-मुणि-वेद ४७० जुत्तो, विक्कमकालाओ जिणकालो ॥-(વિચારશ્રેણી-પ્રાચીન ગાથા)

B પ્રો હર્મન જેકોબી તથા જાર્લ ચાર્પેન્ટિયર તો માને છે કે-વીર સ. અને વિક્રમ સં. નું આંતરૂં ૪૭૦ ને બદલે (પાલકના ૬૦ વર્ષ ઘટાડીને) ૪૧૦ વર્ષનુ છે.

-(ઇન્ડિયન એન્ટિકવેરી, જૂન-જુલાઈ-ઓગષ્ટ સને ૧૯૧૪)

આ સંવત્‌ના જ બીજાં નામો છે.[3]

**ઈસ્વીસન**--ઈ. સ. પૂર્વે ૭૫૩ થી 'રોમનસંવત્‌' શરૂ થયો હતો, જે શરૂમાં ૧૦ મહિના અને ૩૦૪ દિવસનો જ હતો. ઈ. સ. પૂર્વે ૭૧૫થી૬૭૭ ના વચગાળામાં રાજા 'નુના પાપિલિયસે' તેમા જાન્યુઆરી અને ફેબ્રુઆરી એ બે મહિના વધાર્યા. વળી ઈ. સ. પૂ. ૪૬માં 'જૂલીયસ સીઝરે' તેમાં ૯૦ દિવસનો ઉમેરો કર્યો અને 'કિવન્ટિલીસ'ને બદલે 'જુલાઇ' માસ દાખલ કર્યો. એ જ રીતે રોમના પ્રથમ બાદશાહ 'અગષ્ટે' સેક્સ્ટાઈલીસને સ્થાને 'ઓગષ્ટ' માસ દાખલ કર્યો, અને અંતે તેરમા પોપ ગ્રેગરીએ તા ૨-૨-૧૫૮૨માં એવું ફરમાન કાઢયુ કે આગામી તા. ૫-૧૦-૧૫૮૨ને તા. ૧૫-૧૦-૮૨ તરીકે માનવી અને તે જ હિસાબે આગળની તારીખો લેવી તથા વર્ષારંભ તા.૧ જાન્યુઆરીથી માનવો. જો કે શરૂમાં તો આ ફરમાનનો સ્વીકાર રોમન કેથેલિક દેશોએ જ કર્યો હતો, પરન્તુ બીજા ૨૦૦-૩૦૦ વર્ષ જતા તો આખા ય યુરોપે એ ફરમાનને અપનાવી લીધું છે.

ઈસ્વીસન આ રોમન સવતના[4] ધોરણે જ ચાલુ થયો છે. રોમ નગરના પાદરી 'ડાયોનિસિઅસે' ઇસુ સવત્‌ ચલાવવાનો મનસુબો કર્યો અને તા. ૨૫ માર્ચથી હિસાબ લગાવી ઇસુથી પોતાના સુધીના વર્ષો ગણી ઈસ્વી સનની ઈ. સ ૫૨૭માં મર્યાદા નક્કી કરી છે. ઈસ્વી સન આ રીતે શરૂ થયો છે.

વર્ષારંભ તો પોપ ગ્રેગરીના સમયથી જાન્યુઆરીની પહેલી તારીખથી જ શરૂ મનાય છે. આજના વિદ્વાનો માને છે કે ઇ. સ. નો પ્રારંભકાળ તો વાસ્તવિક રીતે વિ. સં. નો પોષ મહિનો અને ઇસુ ક્રાઇષ્ટના જન્મથી ૩ા વર્ષ જતાં તા. ૧ ની મધ્ય રાત્રિ છે.

આ સંવત્‌ યુરોપમાં વપરાય છે. અને અંગ્રેજી રાજ્ય આવ્યા પછી હિન્દુસ્તાનમાં પણ વપરાય છે.

**मौर्यसंवत्**—મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તે વિ સં. પૂર્વે ૩૧૫ અને પાશ્ચાત્યમતે ૨૬૫ના કા. શુ ૧ થી પોતાના રાજ્યાભિષેકની સાલથી આ સંવત્‌ શરૂ કર્યો છે. જૈન સમ્રાટ ખારવેલના હાથીગુફાના શિલાલેખમાં મૌ. સં. ૧૬૫ ખોદાયેલ છે.[5]

**सेल्युकससन**—યુનાની બાદશાહ સિકંદરના સેનાપતિ સેલ્યુકસે તા. ૧-૧૦ ઈ. સ. પૂર્વે ૩૧૨ એટલે વિ.પૂર્વે ૨૫૬થી આ સંવત્‌ શરૂ કર્યો છે. જેનો ઉલ્લેખ સિક્કાઓમાં મળે છે.

**पार्थियनसन**--વિ. સં પૂર્વે ૧૯૦, ઈ. સ. પૂ ૨૪૭ ના એપ્રીલથી આ સંવત્‌ શરૂ થયેલ છે. તખ્તીવહી (પંજાબ)ના રાજા ગાંડો ફરાસના રાજ્ય વર્ષ ૨૬ ના શિલા-

---

૩ A ડો. ત્રિ. લ. શાહ માલવસવત્‌ની શરૂઆત ઈ. સ. ૫૩૧-૩૩ એટલે વિ. સં. ૫૮૭-૫૮૯ માં હૂણોને હરાવ્યા ત્યારથી બતાવે છે.—(પ્રાચીન્‌ ભારતવર્ષ ભા.૪ પૃ. ૧૦૬)

B ડો. ભાઉ દાજી જણાવે છે કે-વિક્રમસવત્‌ જૈનોએ દાખલ કર્યો છે.
—(જ. બો. બ્રંચ, રૉ એ. સો. પુ. ૮, પૃ. ૨૩૩, પ્રા. ભા. વ ભા. ૪ પૃ. ૪૩ )

૪ હિંદ બહારના કેટલાએક સંવતો આ પ્રમાણે છે. સૃષ્ટિ સં. ઇ. સ. પૂ. ૧, ૯૭, ૨૯, ૪૭, ૮૦૧મા; ચીની સં. ઈ. સ. પૂર્વે ૯, ૬૦, ૦૦, ૪૯૯માં; ગ્રીક પૃથ્વી સં. ઈ. સ. પૂર્વે ૪૦૭૮માં અને ઓલિંપિયડ ઇ. સ પૂ. ૭૭૬ માં શરૂ થએલ છે.
—( ગંગા જાન્યુઆરી ૧૯૩૩ નો પુરાતત્ત્વાંક )

૫. पनतरीय सठि वस सते राजमुरिय काले ।
( પં. ભગવાનદાસજીનુ 'હાથી ગુફા એન્ડ થ્રી અધર ઇન્સ્ક્રીપ્શન્સ, ભારતીય પ્રાચીન લિપિમાલા. )

લેખમાં સં. ૧૦૩ નો ઉલ્લેખ છે. આ સંવત્ ખાસ કરીને બૌદ્ધ ગ્રંથોમાં વપરાયો છે.

**कनिष्कसंवत्**—જેને કુશાનવંશી શાહી કનિષ્કે શરૂ કરેલ છે. મથુરાની જૈન મૂર્તિઓની ગાદીમાં આ સંવત્ મળે છે, જેનો સમય વિક્રમ પૂર્વેનો મનાય છે.[૬]

**शाकसंवत्**—વી.નિ. સં. ૬૦૫ અને ૫ મહિના તથા વિ. સં.૧૩૫ અને પાંચ મહિના જતાં શકસંવત્ શરુ થયો છે.[૭]

પ્રચલિત પંચાગોમા વિ. સં. અને શક સં. નું અંતર ૧૩૫ વર્ષનું લેવાય છે[૮].

---

૬. पाहि कणिष्कस्य स. ७ —( મથુરાના શિલાલેખો ).

ડૉ. ત્રિ. લ શાહ ક્ષહરાટ સં. ને ઇ. સ. પૂ. ૧૫૯ માં અને કનિષ્ક સં. ને ઈ. સ. ૭૮ (વિ. સં. ૧૩૫)માં મૂકે છે. —( પ્રા. ભા. વ. ભા. ૪ પૃ. ૧૦૬ )

એક વિદ્વાન્ કનિષ્કથી શાકેનો અને રમેશચંદ્ર મજુમદાર કનિષ્કથી ત્રૈકુટક સં. નો પ્રારંભ માને છે. —( ભારતીય પ્રાચીન લિપિમાલા પૃ. ૧૭૨-૧૭૩ )

७. सेस पुण पणतीससयं विक्कमकालम्मि पविट्ठ

टीका—शेषं पचत्रिंशदधिक शत १३५ विक्रमकाले प्रविष्टम् ।

विक्रमादित्याङ्कितसवत्सरात् शाकसवत्सर यावद्ः कालः स विक्रमकालः । स च पूर्वोक्तयुत्त्या १३५ वर्षमानः ।

श्री वीरनिवृत्तेर्वर्षैः षड्भि पचोत्तरैः शतै । शाकसवत्सरस्यैषा प्रवृत्तिर्भरतेऽभवत् ॥

इयय पणहिय छसएसु ६०५ सागसवच्छरुपत्ति॥ टीका–अत्र च ६०५ वर्षेषु शाकसवत्सरोत्पत्ति ॥
—( આ. મેરુતુંગસૂરિકૃત, વિચારશ્રેણિ )

छहिं वास सएहिं पचहिं वासेहि पचममासेहि ।
मम निव्वाणगयस्स उ उप्पज्जिस्सइ सगो राया । —( महावीरचरियं )
पणछस्सय ६०५ वरिस पणमासजुद गमइ वीरनिव्वुइदो सगराजो ।

टीका—श्रीवीरनाथनिवृत्तेः सकाशात् पञ्चोत्तरषट्छतवर्षाणि पचमासयुतानि गत्वा पश्चात् विक्रमाङ्कशकराजोऽजायत—( त्रिलोकसार श्लोक—८४८ ).

દિગમ્બર ગ્રંથોમાં બીજા પણ ૩ શક રાજાઓનો પરિચય મળે છે—

वीरजिण सिद्धिगदे चउसदइगिसट्ठि ४६१ वासपरिमाणे ।
कालम्मि अदिक्कते उप्पण्णो एत्थ सगराओ ॥

अहवा वीरे सिद्धे सहस्स णवकम्मि सतसयब्भहिए ।
पणसीदिम्मि ९७८५ अतीदे पणमासे सगणिओ जादो ॥

चोद्दस सहस्स सतसय तिणवदि १४७९३ वासकालविच्छेदे ।
वीरेसरसिद्धिदो उप्पणगो सगणिओ अहवा ॥ (दि.आ यतिवृषभकृत-तिलोयपन्नत्ति)

અહીં જે ૪૬૧ વર્ષે શક બતાવ્યો છે તે ગર્દભીલ્લ-દર્પણનો ઉચ્છેદ કરવા માટે આવેલ શાહિ રાજા છે. તેણે આ સાલમાં સૌરાષ્ટ્રમા પગ મૂકયો હશે અને પ્રથમ શક રાજ્યની સ્થાપના કરી હશે. વી. સં. ૯૭૮૫ અને ૧૪૭૯૩ માં શક બતાવ્યા છે જે ભવિષ્યમા થનાર શક રાજાઓનુ સૂચન છે એમ સમજવુ.

૮ શકસંવત્મા એક વર્ષનો ફેરફાર પણ જોવાય છે—

ज्या शकवर्षास शकाचे १८१८ वर्ष म्हटलें आहे त्यास तामील तेलनी आणि म्हैसुरातील कानडी लिपीत छापलेल्या काही पचागात १८१९ वे वर्ष म्हटलें आहे ।–( भारतीय ज्योतिषशास्त्राचा इतिहास, पृ. ३७२ ).

શક વર્ષના શિલાલેખો સ. ૫૨ અને ગ્રંથોલ્લેખો પંચસિદ્ધાંતિકામાં સં. ૪૨૭ ઇત્યાદિ મળે છે. શક સ. ની પહેલા "શાલિવાહન" શબ્દ પણ જોડાએલ છે જેના ઉલ્લેખો કે લેખો સાકે ૧૨૦૦ પછીના મળે છે

આ સવત્ વિશેષતઃ દક્ષિણ પ્રદેશમાં ૯ વપરાય છે, જેના બે નામો છે: ૧.શકસંવત્ ૨ શાલિવાહન સંવત્.

**जावासंवत्**—વિ. સં. ૧૩૫ થી શરૂ

**वालीसंवत्**—વિ. સં. ૧૩૮ થી શરૂ

**चेदीसंवत्**—વિ. સં. ૩૦૫ના આસો સુદિ ૧ તદનુસાર તા. ૨૬-૮-૨૪૯ થી શરૂ થયો છે, જેનો ત્રૈ. સં. ૨૪૫નો પ્રથમ લેખ મળ્યો છે. આના ૧ ત્રૈકુટક, ૨ કલચુરી અને ૩ ચેદી એમ ત્રણ નામો છે.[૧૦]

**गुप्तसंवत् : वल्लभीसंवत्**—ગુપ્તસમ્રાટ્ દ્વિતીય ચંદ્રગુપ્તે પોતાના વડદાદા ઘટોત્કચના કે પોતાના દાદા પ્રથમ ચંદ્રગુપ્તના રાજ્યાભિષેક કાળથી એટલે વિ. સં. ૩૭૬ ના કા. શુ. ૧ થી આ સંવત્ ચલાવ્યો છે. પછી વલ્લભી રાજાઓએ પણ માત્ર વલ્લભીસંવત્ એવુ નામ બદલી આ સંવતને જ જારી રાખેલ છે આ સવત્ સિક્કાઓ, તામ્રપત્રો, શિલાલેખો અને ગ્રંથોમા ઘણા મળે છે[૧૧] દ્વિતીય ચંદ્રગુપ્તના સં. ૮૨ અને ૯૩ ના શિલાલેખો મળે છે.

**गांगेयसंवत्**—ગંગવંશના રાજાએ ઈ. સ. ૫૭૨ કે ૫૭૬માં ચલાવ્યો છે, જેનો પ્રથમ શિલાલેખ ગં. સં. ૮૭નો મળે છે.

**फसलीसन**—વિ. સં. ૬૪૯ ભા વ. ૧ (ગુજરાતી) અને બીજી રીતે કન્યા-સંક્રાન્તિના પહેલા દિવસથી આ સવત્નો પ્રારંભ લેખાય છે. આ ચાંદ્ર-સૌર વર્ષ છે. આના બીજાં નામો વિલાયતીસન અને અમલીસન છે. વિશેષતા એ છે કે અસલી સન ઉડિસાના રાજા ઇંદ્રદ્યુમ્નના જન્મદિવસ ભા. શુ. ૧૨ થી શરૂ મનાય છે. આ સંવત્ બાદશાહ અકબરે વિ. સં. ૧૬૨૦ થી બંગાલમાં નવો જ ચલાવ્યો છે.

**वंगालसन**—જે ફસલીસનથી સાતમે મહિને એટલે વિ. સં. ૬૫૦ના મેષ સંક્રાન્તિના પહેલા દિવસથી શરૂ થયો લેખાય છે; જેમાં ૧, ૨, ૩ એમ તારીખોનો વ્યવહાર છે, પક્ષ અને તિથિઓ નથી.

**अरवीसन**—આ સન વિ. સં. ૬૫૬ થી અને બીજી રીતે ગુ વિ. સ. ૧૪૦૦ જે. શુ. ૨ તા. ૧ મુહર્રમ હિ. સં. ૭૪૫ થી શરૂ થયો મનાય છે. જે સૌર વર્ષ સાથે બંધ

---

૯—A सातवाहनोपि क्रमेण दक्षिणापथमनृण विधाय, तापीतीरपर्यन्त चोत्तरापथ साधयित्वा, स्वकीयसवत्सर प्रावीवृतत् । जनश्च समजनि ॥ —( विविधतीर्थकल्प, प्रबन्धकोश ).

B नृपशालिवाहनशाक १२७६ ( डी. लि. इ. स इं पृ. ७८ लेखाक ४५५ )

૧૦ ડૉ. ત્રિ. લ. શાહ તો માને છે કે-પ્રાચીન ચેદી સ. ઇ. સ. પૂર્વે ૫૫૮, ૫૫૬, કે ૪૭૫ માં શરૂ થયો હતો. નંદ સં. ઈ. સ. પૂર્વે ૪૭૧ મા શરૂ થયો હતો.

—( પ્રા. ભા. વ ભા. ૧ પૃ ૧૬૮, ૩૩૦, ૩૪૯, ૩૫૦ )

૧૧ रसूलमहमदसंवत् ६६२ तथा नृपविक्रम स. १३२० तथा श्रीमद्वल्लभी स. ९४५ तथा श्री सिंह स. १५१ वर्षे आषाढ वदि १३ रवौ ॥

—( સોલંકી અર્જૂનદેવના રાજ્યકાળનો વેરાવળનો શિલાલેખ. ભા. પ્રા. લિપિમાલા પૃ. ૧૭૫ )

બેસતો આવે છે. જેમાં મોસમ અને મહિનાનો મેળ મળી રહે છે. આનાં બીજાં નામો શાહુરસન, સુરસન અને શાહ સવત્ પણ છે.

**हर्षसंवत्**—કનોજના રાજા હર્ષવર્ધન શિલાદિત્યે પોતાના રાજ્યાભિષેકની સાલથી એટલે વિ સં. ૬૬૪ થી આ સંવત્ શરૂ કર્યો હતો, જેના સ. ૨૨ અને ૨૫ ના શિલાલેખો મળે છે.

**हजरीसन**—હજરત મહમ્મદ પયગમ્બરે વિ. સં. ૬૭૮ શ્રા. શુ. ૨ ગુરુવારની સાંજે તા. ૧૫-૭-૬૨૨ માં મક્કા છોડયું:(હીજરત કરી) ત્યારથી આ સન શરૂ થયો છે. આ ૩૫૪ કે ૩૫૫ દિવસનુ ચાદ્ર વર્ષ છે, જેમાં અધિક મહિનો આવતો નથી અને મહિના તથા મોસમનો સબધ જોડાતો નથી. આ મુસલમાનોનો મજહબી સવત્ છે.

**मारिकसंवत्**—આ સંવત્ વિ. સં. ૬૭૯ થી શરૂ થયો છે.

**पारसीसंवत्**—પારસીસવત્ શરૂમાં ૧૨ મહિનાના ૩૬૦ દિવસ અને છેલ્લા વધારાના ૫ દિવસો એમ કુલ ૩૬૫ દિવસનો હતો અને મેષાર્કથી શરૂ થતો હતો. પછી યજદીગર્દને હીન્દી વિ. સં. ૬૮૯ માં તેને નવું રૂપ આપ્યું છે. જેમાં ૩૬૫ દિવસનું ૧ વર્ષ બને છે અને દર ચોથે વર્ષે ૧ દિવસ વધારાય છે આનું બીજું નામ "ઇરાનીસંવત્" પણ છે.

**मगिसन**—વિ. સં. ૬૯૫ ની મેષ સક્રાન્તિથી અને બંગાલી સન ૪૫ જતાં શરૂ થયો હતો.

**कोल्लमसंवत्**—જે વિ. સં. ૮૮૧ ના ભાદરવામાં ચીંગમ (સિંહ) સંક્રાન્તિથી શરૂ મનાય છે. આ સૌર વર્ષ છે, જેનો સ. ૧૪૯ નો શિલાલેખ મળે છે, જેના બીજાં નામો કોલબસંવત્ અને પરશુરામસંવત્ પણ છે.

**नेपालसंवत्**—જેને નેપાલના રાજા અભયમલ્લના પુત્રે વિ સં. ૯૩૬ ના કા. શુ. ૧ તા. ૨૦-૧૦-૮૭૯ થી શરૂ કરેલ છે.

**चौलुक्यसंवत्**—કલ્યાણ નગરના સોલકી રાજા વીર વિક્રમાદિત્યે ગુજરાતી વિ. સં. ૧૧૩૨ ના ચૈ. શુ. માં આ સંવત્ ચલાવ્યો છે, જેનો સં. ૯૪ નો શિલાલેખ મળે છે.

**जलालसंवत्**—ખુરાસાનના બાદશાહ સુલતાન જલાલુદ્દીન મલિકે પારસીસવત્ના મહિનાઓ અને ઋતુઓનો મેળ સાધવા માટે હિન્દી વિ. સં. ૧૧૪૬ થી જલાલી સંવત્ શરૂ કર્યો છે, જે પારસી સમાજમા પ્રચલિત છે.

**सिंहसंवत्**—ગુજરાતના રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહે (કર્નલ જેમ્સના મતે શિવસિહે અને દી વિજયશકર ગૌરીશકર ઓઝાના મતે સૌરાષ્ટ્રના મડલેશ્વર સિંહે) વિ. સ. ૧૧૭૧ કા શુ. ૧ થી આ સંવત્ ચલાવ્યો છે, જેનો પહેલો શિલાલેખ સં. ૩૨ નો મળે છે.[૧૨] ગુજરાતના રાજા સોલંકી ભીમદેવ (બીજા) ના દાનપત્રમાં પણ સં. ૯૬ મા. શુ ૧૪ અને ગુરુવારનો ઉલ્લેખ છે.

---

૧૨ श्रीमद्विक्रमसवत् १२०२ श्रीसिंहसवत् ३२ आस्वीन वदि १३ सोमे ।
(માંગરોલની સોઢડી વાવનો શિલાલેખ, ગુજરાત ઐતિહાસિક લેખો ભા. ૨ નં. ૧૪૫)

**लक्ष्मणसेनसंवत्**—બંગાલના સેનવંશી રાજા બલ્લાલસેનના પુત્ર લક્ષ્મણસેને ગુ. વિ. સં. ૧૧૭૬ ના કા. શુ. ૧ થી શરૂ કરેલ છે, જે આજે મિથિલાદેશમાં પ્રચલિત છે.

**सिद्धहेमकुमारसंवत्**—આ સંવત્ ગુજરાતના રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહના ઉતરાધિકારી અને ક. સ. આ. શ્રી હેમચંદ્રસૂરીશ્વરના ઉપાસક પરમાર્હત્ ગુર્જરેશ્વર કુમાપાળે વિ. સં. ૧૧૯૯ અથવા વિ. સં. ૧૨૧૬ થી શરૂ કરેલ છે, જેનો શિલાલેખ સં. ૪નો મળે છે અને તત્કાલીન ગ્રંથોલ્લેખ ગણુ મળે છે.[૧૩]

**आदिलशाहीसन**—બીજાપુર (દક્ષિણ)ના બાદશાહ શિયા સમ્પ્રદાયના યુસુફ આદિલ શાહે વિ. સં. ૧૩૧૩ થી શરૂ કર્યો હતો.

**पुडुवेप्पुसंवत्**—વિ. સં. ૧૩૯૭ મા કોચીનની ઉત્તરમાં "બીપીન" ટાપુ નીકળ્યો છે જેની યાદગીરીમાં પુડુવેપ્પ (નવી-વસ્તી) સંવત્ શરૂ થયો હતો. કોચીન રાજ્ય અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીના સંધિપત્રોમાં "પુડુવેપ્પુ સ. ૩૨૨ મીનમ્' (તા ૨૨-૩-૧૬૬૩) લખેલ છે.

**कपिलसंवत्**—ઉત્કલના રાજા કપિલેશ્વરદેવે વિ.સં.૧૪૯૧-૯૨ ઇ.સ. ૧૪૩૫ થી આ સવત્ ચલાવ્યો હતો.

**ईलाहीसंवत्**—મોગલ સમ્રાટ બાદશાહ અકબર વિ.સં.૧૬૧૨ના મહા વદ ૪ તા.૧૪-૨-૧૫૫૬ શુક્રવાર તા. ૨ રબી ઉસ્સાની હી. સં. ૯૯૨માં ગાદીએ બેઠો ત્યાર પછી ૨૫મો દિવસ એટલે વિ. સં. ૧૬૧૨ ફા૦ વ૦ અમાસ તા. ૧૧-૩-૧૫૫૬ તા. ૨૮ રબી ઉસ્સાની હી૦ ૯૯૨થી 'તારીખ-ઈ-ઇલાહી' સંવત્નો પ્રારંભ ગણાય છે. બાદશાહ અકબરે 'દીન-ઈ-ઇલાહી' ધર્મ ચલાવ્યા પછી એટલે પોતાના ગાદીનશીન થયાના દિવસો ગણીને રાજ્ય વર્ષ ૨.૯ માં આ સવતને વ્યવસ્થિતરૂપ આપ્યું છે. જે સૌર વર્ષ છે, જેમાં ઇરાની નામોવાળા ૧૨ મહિના અને ૧ થી ૩૨ સુધીની તારીખો રાખેલ છે. જેનો પ્રારંભ સાયન મેષથી છે. ઘણી જિન પ્રતિમાઓના પરિકર અને ગાદી નીચે પણ આ સંવત્ નોંધાયેલો મળે છે.

**शिवाजीशक**—મરાઠા રાજ્યના પ્રતિષ્ઠાપક મહારાજા શિવાજીનો.ગુ૦ વિ૦ સં. ૧૭૩૦ ના જેઠ શુદિ ૧૩ (તા.૪-૬-૧૬૭૪)ના દિવસે રાજ્યાભિષેક થયો છે, તેની યાદગીરીમાં આ સંવત્ શરૂ થયો છે; જેના બીજાં નામો 'શિવસંવત્' અને 'રાજ્યાભિષેકસંવત્' પણ છે.

આ ઉપરાંત વિ૦ સં. ૧૬૯૯ થી તુલસી સં., ૧૯૪૦ કા૦ શુ૦ ૧ થી દયાનન્દાબ્દ, ૧૯૫૨ પ્ર૦ જે૦ ૮ થી આત્મ સં., ૧૯૭૪ આ૦ વ૦ ૧૦ થી કમલચારિત્ર સં. અને ૧૯૬૮ ના ભાદરવા શુદ ૧૪ થી ધર્મસંવત ઇત્યાદિ સાંપ્રદાયિક સંવતો શરૂ થયા છે અને કોઈ કોઈ સ્થાને નાના નાના વર્તુલોમાં પ્રચલિત છે.

ઠે. નાગજી ભૂધરની પોળ, અમદાવાદ
વિ૦ સં. ૨૦૦૦ મહા શુદિ ૧૦ ગુરૂવાર, ક. ચા. સં. ૨૬, તા. ૩-૨-૧૯૪૪

---

૧૩ જુઓ "શ્રી જૈન સત્ય પ્રકાશ" ક્રમાંક ૯૩, ૯૪ તથા ૯૮

ક સ. શ્રી હેમચંદ્રાચાર્ય 'અભિધાન ચિંતામણિ' કોષ કાં. ૬ શ્લોક ૧૭૧ ની ટીકામા લખે છે. यथा-विक्रमसवत्, सिद्धहेमकुमारसंवदिति ।



## आचार्य कालकसूरि अने राजा गर्दभिल्ल

श्री कालककथाना आ न्हाना चित्रमा चित्रकारे बहु ज कुशलताथी कथाना मुख्य बे प्रसंगो आलेख्या छे १–उपरना भागमा–राजा गर्दभिल्ले साधेली गर्दभी उज्जयिनीना किल्लाना गढ उपर ऊभी रहीने भूकवा माटे मोढुं उघाडे छे, अने आचार्य कालकनी आज्ञा मुजब शक सैनिको तीरोथी तेनु मोढु बंध करी दे छे २–नीचेना भागमा–शक सैनिक राजा गर्दभिल्लने श्री कालकसूरि पासे हाजर करे छे.

[श्री साराभाई नवाब प्रकाशित 'श्रीचित्रकल्पसूत्र'मा प्रगट थयेल आ चित्र तेमना सौजन्यथी अहीं प्रकाशित थाय छे. आ चित्र पाटणमा पू मु. म. श्री पुण्यविजयजी म.ना भंडारमा कल्पसूत्रनी एक हस्तलिखित प्रतमानु छे. आ प्रत १५–१६मी शताब्दीनी मनाय छे.]

# ભારતીય ઇતિહાસ અને જૈનાચાર્ય કાલક

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી

**ભાઈ–બ્હેનનું યુગલ**

જૈનાચાર્ય શ્રી કાલક એ તે વખતના મહાન ઐતિહાસિક પુરુષ છે. તેઓને ભૂલી જઈએ તો તે વખતનું ઇતિહાસ–ઘડતર અધુરું જ રહે. તેઓ ન થયા હોત તો એ અંધ્રા-ધુંધીના યુગમાં આપણુને વીર વિક્રમ કે વિક્રમસંવત્ કદાચ જ પ્રાપ્ત થાત. ભવિષ્યમાં પણ હિંદમાં અત્યાચારો સામે ઝુઝનારા જે જે વિક્રમાદિત્યો ઉત્પન્ન થયા છે તે દરેકનું બીજ આ આચાર્ય છે. તેઓ ક્ષત્રિયકુમાર હતા. તેમને સરસ્વતી નામે બ્હેન હતી. ભાઇ–બ્હેન બન્નેએ બાળવયમાં જ આ અસાર સંસારને તજી જૈન દીક્ષાનો સ્વીકાર કર્યો. થોડા સમયમા જ તેઓ શિષ્ય–પરિવારથી સમૃદ્ધ થયા અને આચાર્યપદથી વિભૂષિત થયા. તે બુદ્ધિમાન હતા, વિદ્વાન હતા, પરન્તુ શિષ્યો તેમની પાસે વધુ સમય ટકતા ન હતા. આથી તેમણે દક્ષિણના વિહારમાં આજીવિકો પાસેથી નિમિત્તશાસ્ત્રનુ જ્ઞાન સંપાદન કર્યું અને એક સફળ નિમિત્તવેદી બન્યા. તેઓ વિહાર કરતા કરતા ઉજ્જૈનમા પધાર્યા; સાધ્વી સરસ્વતી પણ તેઓની સાથે જ હતા. સરસ્વતી સાધ્વી પણ વિદુષી અને પરમ લાવણ્યવતી હતાં અને તેના ઓજસમાં શુદ્ધ બ્રહ્મચર્યના પ્રતાપે બહુ જ વધારો થયો હતો. આ ભાઇબેન તે સમયે રૂપ, ગુણ, બુદ્ધિ અને સચ્ચારિત્રનો આદર્શ મનાતા હતા ઉજ્જૈનમાં સૌ કોઇ તેમની યશોગાથા ગાતા હતા. તેમની પ્રશંસાના ભણકારા રાજાના કાન સુધી પહોંચ્યા.

**પલટાતા રાજવંશો**

ભારતીય ઇતિહાસમાં ઘણી રાજક્રાન્તિઓ નોંધાઇ છે. વિક્રમ પૂર્વે ૫૦૦ વર્ષમાં તો અનેક રાજવંશો ઊગ્યા અને આથમી ગયા. ઉજ્જૈનના તખ્ત પર પણ ઘણા રાજવંશોએ પલટા લીધા છે. ઇતિહાસ કહે છે કે–ભગવાન શ્રી મહાવીરસ્વામીના સમયમાં વિશાલા, રાજગૃહી, ચંપા, પટણા, કૌશામ્બી, અવન્તી, શ્રાવસ્તી, હસ્તિનાપુર અને વીતભયનગર એમ સંખ્યાબંધ રાજ્યો હતા તે પૈકીનાં વિશાલા, રાજગૃહ અને ચંપાનાં રાજ્યો તો પટણામાં સમાઇ ગયા અને અવન્તી તથા કોશામ્બી એક સત્તા નીચે આવી ગયા. ભગવાનના નિર્વાણ પછી એક બે દશકા વર્ષ જતા પટણા નંદોના હાથમાં આવ્યુ, ૬૦ વર્ષ જતાં રાજગૃહ અને સવાસો વર્ષ જતા અવન્તી પણ તેના અધિકાર નીચે આવી ગયા નંદોએ સામ્રાજ્યને વિશાળ બનાવ્યુ, પરન્તુ પાછળના નંદો નબળા પડયા અને શકડાળ જેવા વિચક્ષણ મંત્રીઓ મરી ગયા એટલે એ સામ્રાજ્ય સીધી રીતે મૌર્યોના ખોળામા જઇ પડયુ. માર્યશાસન પણ જોરદાર બન્યુ. તે અરસામા સિકંદર બાદશાહ તથા સેલ્યુકસે ભારત પર આક્રમણ કર્યું, પરંતુ મૌર્યની સંગીન વ્યવસ્થા સામે તેઓ ફાવી શક્યા નહી

સમ્રાટ સંપ્રતિએ તો યુવરાજ અવસ્થામાં જ સૌરાષ્ટ્ર, દ્રાવીડ અને આંધ્રને સર કરી મૌર્યસત્તા નીચે આણ્યાં. અશોકના મરણ પછી અને સંપ્રતિના જન્મ્યા પહેલા જે રાજકુમાર યુવરાજ પદે હતો તેના કદાગ્રહને કારણે મૌર્યશાસન કમજોર બનતું ચાલ્યુ અને સમ્રાટ સંપ્રતિ પછી તો મૌર્ય રાજાઓને નબળા પડતા દેખી શુંગોએ તેનું રાજ્ય ખુંચવી લીધુ શુંગોનો પ્રથમ રાજા પુષ્યમિત્ર કુશળ સેનાપતિ હતો, પણ વિચક્ષણ રાજકર્તા ન હતો. તે નામનાનો ભૂખ્યો હતો, પણ ન્યાયપ્રેમી ન હતો. એટલે વિભિન્ન ધર્મો પર આક્રમણ કરી તેણે જન-

તાનો શેષ વહોરી લીધો. બીજી તરફ ઉત્તરના યુનાની, પૂર્વના ખારવેલ અને દક્ષિણના આંધ્ર રાજાઓએ તેના ઉપર આક્રમણ કર્યું અને પુષ્પમિત્રને નબળો પાડયો. ફલસ્વરૂપ એ આખો શુંગવંશ આંધ્રભૃત્ય ( માંડલિક ) બની ગયો. સોએક વર્ષ પછી ઉજ્જૈન આભીર ( અથવા માલવા ) જાતિના હાથમાં ગયું. અને વિક્રમ પૂર્વે બીજા દશકામાં દર્પણ નામનો રાજા ભરુચ અને ધારના રાજાઓની સહાયથી ઉજ્જૈનપતિ બન્યો.

## ગર્દભિલ્લ અભિમાનથી ભૂલ કરી બેસે છે

આ દર્પણ રાજાએ ગર્દભી વિદ્યા સાધી હતી, જેના પ્રતાપે તે યુદ્ધમાં અજેય મનાતો હતો અને એ જ વિદ્યાના કારણે તે ગર્દભિલ્લ તરીકે પણ વિખ્યાતિ પામ્યો હતો. આ રાજા બહુ જ વ્યભિચારી હતો, એક ઉલ્લેખ પ્રમાણે તો તેણે પોતાની બેનને પણ અંતઃપુરમાં દાખલ કરી દીધી હતી. પ્રજા त्राहि त्राहि પોકારવા લાગી, પણ તેને ઉગરવાનો એક પણ ઉપાય ન હતો. તે સમયે ઉજ્જૈનની ઉત્તરે યુનાનીઓ તથા કુશાનો, પૂર્વમાં શુંગો પછીના રાજવંશો અને દક્ષિણે આંધ્રો રાજસત્તા પર હતા. જો કે તેઓ માળવા ઉપર મીટ માંડીને બેઠા હતા, કિન્તુ ગર્દભી વિદ્યાના કારણે તેઓ પણ મૌન હતા અને ખાસ પ્રસંગની રાહ જોતા હતા. એમાં એકાએક ગર્દભિલ્લની બુદ્ધિએ દગો દીધો અને તે અક્ષમ્ય ભૂલ કરી બેઠો. એક દિવસે રાજા દર્પણ પરમ સતી સાધ્વી સરસ્વતીને દેખી કામાંધ બન્યો અને તેને ઉપાડી લાવી પોતાના રાણીવાસમા દાખલ કરી દીધી. તેને ત્યારે જરાય ખ્યાલ ન હતો કે–" આ દુર્ઘટનાનો બદલો મને એક યોગી તરફથી સખ્ત રીતે મળશે."

આ. શ્રી કાલકને ખબર મળ્યા કે રાજા અનીતિને છેલ્લે પાટલે જઈ બેઠો છે; તેણે ગુરુસ્થાને પૂજવા લાયક પરમપવિત્ર સાધ્વીને બળાત્કારે રાણીવાસમાં દાખલ કરી છે. એટલે આચાર્યે વિચાર્યું કે, " આ રાજા મનુષ્ય છે, ભૂલ કરે, પણ તેને શાંતિથી સમજાવીને રસ્તા પર લાવવો જોઇએ." એટલે તેઓએ રાજાને સમજાવવા પૂરી કોશિશ કરી. મહાજનો મારફત પણ ખાસ પ્રયત્નો કર્યા, પરન્તુ રાજા તો એમ જ માની બેઠો હતો કે "આ ભીખારી મને શું કરી શકવાનો છે ? " એટલે રાજા એકનો બે ન થયો

## કાલકાચાર્યની ભીષણ પ્રતિજ્ઞા

આ. શ્રી કાલક સાચા નરવીર હતા અને બુદ્ધિનિધાન હતા. હવે તેમનું ક્ષત્રિય લોહી સળવળવા લાગ્યુ, મગજમાં ક્રાન્તિની લહેરો પ્રગટી, અનાચાર સામે તુમૂલ બંડ ઊઠયું અને તે જ ક્ષણે તેઓએ એવી પ્રતિજ્ઞા કરી કે–" જો હું ગર્દભિલ્લને મૂળમાંથી ન ઊખેડું તો મારે માથે ધર્મવિનાશક અને તેની ઉપેક્ષા કરનારનું પાપ. " બસ ! પ્રતિજ્ઞા તે પ્રતિજ્ઞા. હવે તેને પાર કેમ પાડવી તે માટે આચાર્યશ્રીએ પ્રયત્ન આરભ્યો. તેઓએ શરૂમાં તો ઉજ્જૈનના પાડોશી રાજાઓને ચકાસી જોયા, પણ તેમાં કંઇ તંત દેખાયો નહીં એટલે તેઓ વિહાર કરતા કરતા પંજાબ પહોંચ્યા અને ત્યાંની જનતાને જૈનધર્મ આપ્યો. પંજાબના જૈનો પાછળથી આ. કાલકસૂરિના સંતાનીય આ. ભાવસૂરિના નામથી " ભાવડાર " તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે. આજે પણ પંજાબના જૈનો ભાવડાર તરીકે ઓળખાય છે.

આચાર્યશ્રીએ પોતાનો વિહાર પંજાબની આગળ લબાવ્યો અને તેઓ ઇરાનમાં જઈ પહોંચ્યા. ત્યાં તેઓએ શાહી અને સત્રપ કે જે ઇરાની પરગણાના હાકેમો–રાજ્યના પાલકો હતા તેઓને ઉપદેશ અને નિમિત્ત જ્ઞાન વડે રંજીત કરી પોતાના ભક્ત બનાવ્યા.

**પરદેશી અમલ-**

ભારતવર્ષ વિક્રમ પૂર્વે ૨૫૦ વર્ષ તો યુનાની બ્યાક્ટિયન (ગ્રીક), પાર્થીયન, પારદ, પલ્હવાઝ, બર્બર, કુશાન, શક અને હુણ રાજાઓની રંગભૂમિ જ બની રહ્યું હતું. ઇતિહાસ કહે છે કે-વિક્રમપૂર્વે પાંચમી સદીમાં ભારતની વાયવ્ય ખૂણાની સરહદ ફારસ રાજ્યમાં મળી ગઇ હતી. તે સમયે ખુરૂષ, દરિયાવુષ અને હાખામાનિષીય એ ત્રણુ પારસી-સમ્રાટોનો અધિકાર પૂર્વીય ભૂમધ્ય સાગરથી પંજાબની પશ્ચિમી સરહદ સુધી પથરાયો હતો. જમણી તરફથી ડાબી તરફ લખાતી 'ખરોષ્ટ્રી લિપિ' હિંદમા ત્યારથી દાખલ થઇ છે.

વિક્રમ પૂર્વે ત્રીજી સદીમાં યુનાની બાદશાહ સિકંદરે ભારત પર આક્રમણુ કર્યું અને પુનઃ તેના સેનાપતિએ પણુ આક્રમણુ કર્યું, પરન્તુ મૌર્યોએ તેનો સામનો કરી સેલ્યુકસને હિંદની બહાર તગડી મૂક્યો હતો.

સેલ્યુકસવંશી રાજાઓએ સિરિયામાં મોટું સામ્રાજ્ય જમાવ્યું હતું. તેના રાજ્યના ટુકડા થયા અને પારસ દેશમાં પારદ રાજ્ય અને દિયદાતનુ યુનાની રાજ્ય પ્રધાનપદે આવ્યાં. વળી બીજા દિયદાતે મૌર્ય કાળમા કપિશા ( અફઘાનિસ્તાન ) ઉદ્યાન અને ગંધાર જીતી પંચનદના પશ્ચિમી ભાગ ઉપર પોતાનો અડ્ડો જમાવ્યો. તેના વંશમાં પ્રથમ યુથિદિમ પછી તેનો પુત્ર દિમિત્રિય રાજા થયો. તેણે સિક્કાઓ પર સૌથી પ્રથમ ભારતીય ભાષાનો ઉપયોગ કર્યો છે. એશિયાની જંગલી જાતિએ રાજા હેલિયક્રિયના આખરી રાજ્યકાળમાં વાલ્હીક જીતી લીધુ અને ત્યાથી યુનાની રાજવંશનો પગદંડો ઉખાડી નાખ્યો. દિમિત્રિયથી પ્રારંભીને હેલિયક્રિય પછીના ચોથા હેરમય સુધીના યુનાની રાજાઓએ હિંદનાં વાયવ્ય પ્રાંતમાં રાજ્ય કર્યું છે, તેથી તેઓ ભારતીય-યુનાની તરીકે પણુ ઓળખાય છે.

યુનાની પછી ભારતમાં શકોએ પગ મૂકયો. શકદ્વીપ એટલે ભારતવર્ષથી ઇરાન સુધીનો પ્રદેશ, એક દિવસે શકદ્વીપનો આ અર્થ થતો હતો. અને ત્યાંના રાજાઓ 'શક' તરીકે ઓળખાતા હતા, જેના ત્રણુ વિભાગો પડે છે. ૧ શક, ૨ પારદ અને ૩ કુશાન.

ભારતના ઇતિહાસમા જે પ્રાચીન શક તરીકે પ્રસિદ્ધ છે તે જાતિ પહેલા ચીનની સરહદ પર રહેતી હતી. ઇયુચિ નામની બર્બર જાતિએ તેને ત્યાંથી વક્ષુ (OXUS) નદી તરફ તગડી મૂકી, એટલે આ શક જાતિએ વક્ષુના ઉત્તર કિનારે વસવાટ જમાવ્યો. આ જ કારણે વક્ષુનો ઉત્તર કિનારો 'શકદ્વીપ' તરીકે વિખ્યાત થયો છે. ફારસના હખામખાનીય રાજાના વંશજો અને યુનાની રાજાઓ તેની ઉપર અવારનવાર ચડી આવતા હતા, પણુ વિક્રમની બીજી સદીમા તો ઇયુચિ જાતિએ જ આ શકો પર હલ્લો કર્યો, એટલે શકો ત્યાથી હટી વાલ્હીક અને બ્યાક્ટિયામા આવી વસ્યા. અને ત્યાના યુનાની રાજાઓને જીતી ત્યાંના રાજા બન્યા. આ રીતે તેઓ હિંદના વાયવ્ય ખૂણામા આવી પહોચ્યા. વિદ્વાનો આ કાફલાને "પારદવંશી-શક" તરીકે ઓળખે છે. આ જાતિમાં મોઅ (મોગ), વોનોન, અય, અયિલિષ અને ગુદુફર એ નામાંકિત રાજાઓ થયા છે. અયના નામથી એક સંવત્ ચાલ્યો છે, જેના સં. ૧૩૫ માં કુશાન રાજ્યકાળમા બુદ્ધનો શરીરાંશ સ્થાપિત કર્યાનો એક શિલાલેખ તક્ષશિલામાંથી પ્રાપ્ત થયો છે. ઇશુખ્રીસ્તના શિષ્ય ટામસે હેમપ્રવાદ (Legenda Aurea-Golden Legend ) નામનો ધર્મપ્રચાર ગ્રંથ બનાવ્યો છે તેમા ગુદુફરનું નામ મળે છે. તેમજ તખ્તે-બહાઇમાથી મળેલ સં. ૧૦૩ ના શિલાલેખમાં પણુ ગુદુફરનું રાજ્ય વર્ષ ૨૬ બતાવ્યું છે. આ રીતે પારદવંશના શકો-ક્ષત્રપો હિંદમા આવ્યા હતા, જેમણે સમય જતા માળવા અને સૌરાષ્ટ્ર ઉપર પણુ પોતાનો અધિકાર સ્થાપ્યો હતો.

ત્યાર પછી કુશાન વંશ સત્તા ઉપર આવ્યો.

ચીનની વાયવ્ય સરહદ પર ઇયુચિ નામની બર્બર જાતિ હતી તે હિંગુનૂ એટલે હૂણોના મારથી પોતાનુ વહાલુ વતન છોડી પશ્ચિમ તરફ પ્રયાણ કરી વક્ષુના કિનારે આવી વસી. તેણે પ્રથમ ત્યાના શકોને જીતી ત્યાંનુ રાજ્ય મેળવ્યું. અને પછી ધીમે ધીમે વાલ્હીક ઉપર પણ પોતાની સત્તા જમાવી. અને ત્યાં તે પાંચ વિભાગમાં વહેંચાઈ ગઇ. ઇયુગી જાતિની કુઈ-શુગાડ શાખાના અધિપતિ 'કિઉચિઉકિઉ' કે જેના બીજા નામો કુયુલકસ, કુયુલકદફીસ અને કુજુલકદફીસ છે તેણે પાચે વિભાગોનો સહયોગ સાધી વિક્રમ પૂર્વે બીજી સદીના અંતમાં શુગોના રાજ્યકાળમાં હિન્દુ કુશપર્વતના પૂર્વ પ્રદેશમા પોતાનો અધિકાર સ્થાપ્યો. અ ને તેના પુત્ર 'યેનકાઉચિગતાઇ'એ પોતાની સત્તા ભારતના ઉત્તર વિભાગમા આગળ વધારી, ત્યાના ઘણા પ્રદેશોનો કબજો મેળવ્યો. આ 'કુઇ-સુયાડ' શાખા એ જ 'કુશાન' વ શ છે. તે વ શના કડફ્રીઝ, કનિષ્ક, વસિષ્ક, હવિષ્ક અને વસુદેવ ઇત્યાદિ રાજાઓએ મથુરા વગેરેમાં રાજ્ય કર્યું છે.

કાશ્મીરપતિ હૂણ રાજા તોરમાણે માળવા અને રાજપુતાનાને પણ પોતાની સત્તામાં લીધા હતા. તેની માળવામાથી આઠ આની અને મારવાડમાંથી અનેક મુદ્રાઓ મળેલ છે. ('ગંગા'-પુરાતત્ત્વાંક)

કાશ્મીરના ખિગિલ તુરમાણ અને મિહિરકુલ એ નામાંકિત રાજાઓ છે (પ્રાચીન-મુદ્રા પૃ. ૨૫૧). ગુપ્તસમ્રાટ બીજો ચંદ્રગુપ્ત આ હૂણો સાથે લડ્યો હતો. રાજા સ્કંદગુપ્ત તો હુણોના યુદ્ધમાં. જ કામ આવેલ છે, અને માળવાના રાજા યશોધર્મે તેઓને જીતી મહાન યશ સંપાદન કર્યો હતો. વિદ્વાનો કહે છે કે—તુષાર અને ગર્દભિલ્લ પણ બર્બર જાતિના શકો છે. (પ્રાચીન મુદ્રા પૃ.૭૪).(માળવાનો દર્પણ ગર્દભિલ્લ તે આ ગર્દભિલ્લોથી ભિન્ન રાજા છે.) આ ઉપરાંત મલય, પલ્હવાઝ, આભીર, મેદ અને બીજી ભટકતી જાતોએ બ્યાક્ટિયામાથી આવી હિન્દુસ્તાનમા જુદાજુદા રાજ્યો સ્થાપ્યા હતા. અવન્તીપતિ દર્પણ-ગર્દભિલ્લના વખતે આમાના ઘણા રાજવંશો સત્તા પર હતા, પરતુ ગર્દભિલ્લનો સામનો કરી શકે એવી તાકાત તેઓ ત્યારે ધરાવતા ન હતા. વિક્રમ પૂર્વેના બીજા દશકા સુધીનો પરદેશી રાજાઓનો આ ઇતિહાસ છે.

**શકો આવે છે**

ઈરાનના બાદશાહે એક વાર ગુસ્સામાં આવી પોતાના તાબાના શાહી-સત્રપો ઉપર તાકીદે હુકમ મોકલ્યો કે-"તમારે તમારા માથા કાપીને બાદશાહ સલામતને ચરણે ધરી-મોકલી દેવા." આ હુકમ વાંચતાં જ શાહી રાજાઓના મો ઊતરી ગયાં. તેઓ બાદશાહનો હુકમ ન માને તો તેઓના જાન, માલ, મિલકત અને કુટુંબ પણ ખતરામાં આવી પડે તેમ હતુ. એટલે તે રાજાઓ આપઘાત કરવાને તૈયાર થયા. આ. શ્રી કાલકે આ સમયે તેઓને સમજાવ્યા કે-શા માટે આપઘાત કરો છો ? ભારતવર્ષમાં ચાલો. ત્યાં તમને દરેક રીતે ઠીક રહેશે. આ સલાહ દરેકને પસંદ પડી અને જોતજોતામાં તો ૯૬ શાહી રાજાઓ તૈયાર થઇ આ. શ્રી કાલક સાથે હિંદ આવવાને રવાના થયા. તેઓને ખુશ્કી રસ્તે આવવું પાલવે તેમ ન હતું એટલે ત્યાંથી વહાણ દ્વારા જ નીકળ્યા અને ઇરાનનો અખાત, ઓમાનનો અખાત અને અરબી સમુદ્રમાં થઇને સીધા કાઠિયાવાડમા આવી પહોચ્યા.

ઇતિહાસયુગનો આ પહેલવહેલો પરદેશી રાજ્ય કાફલો છે કે જેણે સમુદ્ર માર્ગે

ભારતમાં પ્રવેશ કર્યો છે. આ ઘટના વિક્રમસંવત્ પૂર્વે પહેલા દશકામા બની છે.

આ શાહી શકોએ પ્રથમ તો સૌરાષ્ટ્ર પર કાબુ મેળવ્યો અને તેના જુદા જુદા ભાગ પાડી વહેંચી લીધું. ચારેક વર્ષ એમ પસાર થઈ ગયાં. તે દરમ્યાન તેઓ ધન અને સત્તાથી સમૃદ્ધ બની ગયા હતા.

**ગર્દભિલ્લને રાજભ્રષ્ટ કર્યો: ભૂલનો ભોગ**

હવે આ. શ્રી કાલકે શાહી-શકોને ઉજ્જૈન પર ઘેરો ઘાલવાને તૈયાર કર્યા. શાહીઓ પણ લડાઈની પૂરી તૈયારી સાથે ત્યાંથી નીકળ્યા. લાટના રાજા 'બલમિત્ર' અને 'ભાનુ-મિત્ર' કે જેઓ આ. શ્રી કાલકના ભાણેજ હતા તેઓનો પણ સહકાર મેળવી સાથે લીધા, અને માળવામા જઈ ઘેરો ઘાલ્યો રાજા દર્પણે શકોને ખાળવા ઘણો પ્રયત્ન કર્યો, પરન્તુ તે તદ્દન નિષ્ફળ ગયો. હવે તેની પાસે છેલ્લામાં છેલ્લી માત્ર 'ગર્દભીવિદ્યા'નો જ ઉપાય હતો, જેના દ્વારા રાજાએ શકોનો નાશ કરવાનો નિર્ણય કર્યો અને ત્રણ ઉપવાસ કરી વિદ્યા-સાધવા માટે એકાંતમાં બેસી ગયો. આ વિદ્યા માટે એવુ કહેવાય છે કે સાધક ત્રણ ઉપ-વાસ વડે આ વિદ્યાને સાધે અને પછી ગર્દભીના સ્વરૂપે ભૂકે એટલે સાભળનાર શત્રુ સૈનિકો તુરત જ ભયભીત બની લોહીવમતા થઇ જાય. આ વિદ્યાનો પ્રતિકાર એ જ હતો કે તે જ્યારે ભૂકવા માટે મોઢું ઉઘાડે ત્યારે ૧૦૮ શબ્દવેધી યોદ્ધાઓ એક સાથે ૧૦૮ બાણો વડે તેના મુખને ભરી દે એટલે તે વિદ્યા બેકાર બની જાય

આચાર્યશ્રી સમજી ગયા કે, રાજા ગર્દભિલ્લ વિદ્યા સાધવા માટે ત્રણ ઉપવાસ કરી બેઠો છે. તુરત જ તેના પ્રતિકાર માટે આચાર્યશ્રીએ ૧૦૮ યોદ્ધાઓ તૈયાર રાખ્યા. રાજાએ ચોથે દિવસે સવારે કિલ્લાના બૂરજ ઉપર ચડી ગર્દભી-અવાજ માટે મોઢું ઉઘાડયું કે તુરત જ ૧૦૮ યોદ્ધાઓએ બાણોથી તેના મુખને ભરી દીધુ. આથી ગર્દભી વિદ્યાની દેવી રાજાને લાતો મારી તેના ઉપર મલમૂત્ર કરી ચાલી ગઇ. રાજા ગર્દભિલ્લ પોતાની સ્થિતિને સમજી ગયો એટલે પોતાના કુટુંબને લઇને ભારતની બહાર દૂરદૂર દેશમા ચાલ્યો ગયો. આ તરફ ઉજ્જૈન શકોના હાથમા ગયુ, આચાર્ય કાલકની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ અને સાધ્વી સરસ્વતીએ પુન. દીક્ષા લઈ શુદ્ધ સંયમનુ પાલન કર્યું.

**ગણાધ્યક્ષ વિક્રમ: વિક્રમરાજા બને છે**

શાહી શકોએ સોરઠમા-કાઠિઆવાડમા રાજ્યો જમાવ્યા હતા. તેઓ માળવા પર તો માત્ર ગુરુદેવના કહેવાથી જ ચડી આવ્યા હતા અને તેઓની કુનેહબાજીથી જ જય મેળવી શકયા હતા. એટલે શાહીઓ ચારેક વર્ષ સુધી ઉજ્જૈનમાં રહ્યા અને પછી માળવાને આચાર્યશ્રીને ચરણે ધરી સૌરાષ્ટ્રમા ચાલ્યા ગયા.

ઇતિહાસ કહે છે કે અશોકના વારસદારોએ બીજા પરદેશી રાજ્યવંશો કરતાં વધારે નામના મેળવી છે. તેઓએ ઘણા વર્ષ પર્યંત હિંદના બહોળા ભાગ ઉપર રાજ્ય કર્યું છે. ભૂમક, નહપાન અને ઉષવદત્ત વગેરે આ જાતિના શકના ચેતનવંત રાજાઓ છે. મહાક્ષત્રપ રુદ્રદામનના સમય સુધીમાં તો તેઓનો આંધ્ર રાજવંશ સાથે વિવાહ સંબંધ પણ જોડાઈ ગયો હતો. 'શકસંવત્' એ તો કદાપિ ન ભૂલાય એવી તે જાતની અમર યાદગિરિ છે.

આ તરફ માલવામા 'ગણસત્તાક' રાજ્યની સ્થાપના કરી અને તેના અધ્યક્ષસ્થાને આ. શ્રી કાલકનો ભાણેજ 'બલમિત્ર' આવ્યો.

આ **બલમિત્ર** તે જ ભારતવર્ષનો લોકપ્રિય સંવત્નાયક **વિક્રમાદિત્ય છે.**

**જૈનાચાર્યની બીજી જીવન-ઘટનાઓ**

આ. શ્રી કાલકે માળવામાં રાજ્યપલટો કરાવ્યો છે તેમ જૈનસંઘમાં પણ સંવત્સરી પર્વને માટે તિથિ પલટો કરાવ્યો છે. તેઓએ રાજા બલમિત્રની બહેન ભાનુશ્રીના પુત્ર **બળભાનુને** દીક્ષા આપી આથી રાજાને આચાર્યદેવ ઉપર કંઈક અપ્રીતિ થઈ. બીજી તરફથી રાજપુરોહિત પણ આ આચાર્યના તેજને સહી શકતો ન હતો. આવા કારણે આ. શ્રી કાલક ત્યાંથી વિહાર કરી દક્ષિણમાં 'પેઠન' જઈ પહોંચ્યા.

જૈનસંઘ આજસુધી ભા૦ શુ૦ ૫ની સાંજે 'સંવત્સરીપર્વ'ની આરાધના કરતો હતો. આ સાલ પણ એ જ રીતે આરાધના થવાની હતી, કિન્તુ રાજા **શાલિવાહને** આચાર્યશ્રીને વિનંતી કરી કે, તે દિવસે ઇન્દ્રમહોત્સવ નીકળે છે, માટે તેમાં લોકાનુવૃત્તિથી સામેલ થવું પડશે. આથી હું તે દિવસે પર્વારાધન નહિ કરી શકું, તો કૃપા કરીને છઠ્ઠે અને તેમ ન બને તો અનન્તર ચોથે સંવત્સરી પર્વની આરાધના કરો. આચાર્યશ્રીએ તે વિનતિને ધ્યાનમાં રાખીને ભાદરવા શુદિ પાંચમની અનન્તર ચોથે સાંજે શ્રીસંઘ સાથે સંવત્સરી પ્રતિક્રમણ કર્યું. દક્ષિણી પ્રજામાં ત્યારથી ભા૦ શુ૦ ૪ ને દિવસે **ગણેશ ચોથ** મનાવવાની પ્રવૃત્તિ ચાલુ થઈ છે. આચાર્યશ્રી તો બીજે વર્ષે પણ ભા૦ શુ૦ ૪ ની સાંજે ૩૬૦ દિવસ થતા હોવાથી તે જ સાંજે સંવત્સરી પ્રતિક્રમણ કરે તેમ હતુ, અને આરાધનાની રૂએ ભવિષ્યમાં પણ તે વાતે ફારફેર કરી શકાય તેમ ન હતું, આથી દરેક ગામના શ્રી ચતુર્વિધ સંઘે બીજા વર્ષથી હંમેશને માટે આ યુગપ્રધાનને પગલે ચાલીને ભા૦ શુ૦ ૫ થી અનંતર ભા૦ શુ૦ ૪ ની સાંજે સંવત્સરી પર્વ આરાધવાનો નિર્ણય કર્યો. શ્રીસંઘ આ નિર્ણયને વિક્રમના હજાર વર્ષ સુધી તો બરાબર વફાદાર રહ્યો છે, પછી સમય જતાં તેમાં કંઈકંઈક ફેરફાર થયો છે.

આ૦ શ્રી કાલકના શિષ્યો આ ગુરુદેવની શક્તિને સંપાદિત કરી શકે તેમ હતું જ નહીં એટલે તેઓ પઠનપાઠન આદિમાં કંઈકંઈક બેદરકાર રહેવા લાગ્યા. આચાર્ય એક વાર પોતાના શિષ્યોને વધુ પ્રમાદી થતા જોઈ તેમને ઊંઘતા છોડી સ્વર્ણભૂમિમાં પોતાના પ્રશિષ્ય આ૦સાગરચંદ્ર પાસે ચાલ્યા ગયા.શિષ્યો સવારે જાગ્યા, ઘણા લજ્જિત થયા અને ફરી વાર આવી ભૂલ ન કરવી એમ અચૂક નિર્ણય કરી આચાર્યદેવ પાસે જઈ માફી માગવા લાગ્યા. આ રીતે તેઓએ શિષ્યોને પણ યોગ્ય ઉપાય વડે સન્માર્ગમા સ્થાપિત કર્યા.

આ૦ સાગરચંદ્રસૂરિ સમર્થ જ્ઞાની હતા, પણ તેઓમાં કંઈક અભિમાનની માત્રા આવી ગઈ હતી. આ૦ શ્રી કાલકે તેઓને આવી ભૂલ ન કરવાનું સમજાવી સાચા ગીતાર્થ બનાવ્યા.

આ૦ શ્રી કાલકે પ્રથમાનુયોગ, ગંડિકાનુયોગ અને કાલકસંહિતા પ્રમુખ ગ્રંથો બનાવ્યા હતા, જે હાલ ઉપલબ્ધ નથી.

**અંતિમ અભ્યર્થના**

જૈનાચાર્ય કાલકસૂરિ એટલે પ્રચંડ ત્યાગમૂર્તિ, પ્રતિજ્ઞા પાલનની જ્વલંત પ્રતિભા, **અભ્યુત્થાનાય ધર્મસ્ય**નુ સાચું પ્રતીક, મહાન ક્રાન્તિકાર નરવીર, અને તત્કાલીન ઇતિહાસનો ચમકતો જ્યોતિઃપૂંજ હતા.

યુગેયુગે આવા મહર્ષિઓ જયવંત વર્તો એ જ મહેચ્છા.

**વિ. સં. ૨૦૦૦, ફા. શુ. ૮, તા. ૨-૩-૧૯૪૪ ગુરુવાર**
**ક. ચા. સં. ૨૬ : નરોડા (અમદાવાદ)**

# શ્રી સિદ્ધસેનદિવાકર અને વિક્રમાદિત્ય

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ચંદ્રપ્રભવિજયજી [પૂ. પં. શ્રી ચંદ્રસાગરજી શિષ્ય]

વિપિન–વિલાસી વિહંગો ચારે દિશાઓમાં શોર કરી રહ્યા છે, કમળો સવિતાનારાયણની રાહ જોઈ રહ્યાં છે, નિશા પોતાના કાળમુખા સ્વરૂપને સંકેલી રહી છે, પોતાના ભવ્ય ભામંડલની સાથે ભાનુ પોતાના સારથિ અરૂણને લઇને નભમંડળમાં આરૂઢ થઇ રહ્યો છે. આ અરસામાં એક વૃક્ષ નીચે સમસ્ત જગતની સૌમ્યતા પોતાના મુખકમળે આવરી લીધી ન હોય તેવા મહાન્ જ્યોતિર્ધર આચાર્ય આત્મધ્યાનમાં તલ્લીન થઇને બેઠા છે.

તેવા સમયને વિષે ચારે તરફ રજકણોરૂપ ધૂમાડાના ગોટેગોટા ઊડવા લાગ્યા. વનવાસી પશુપક્ષીઓ ભયંકર ચિત્કારી કરી આમતેમ ભમવા લાગ્યા. તે વખતે ધ્યાનમગ્ન આચાર્યે પોતાનું ધ્યાન સંકેલી લક્ષ્ય ખેંચ્યુ તો સામેથી બહોળા પરિવારથી પરિવરેલ કોઈ રાજવીને આવતા જોયા. તેમનું શરીર સુદૃઢ અને કદાવર હતું, ઢીંચણ સુધી લાંબી ભુજાઓ હતી, અંગ ઉપર અનેક આભૂષણો અને મસ્તક ઉપર રત્નજડિત મુગટ શોભી રહ્યો હતો. તે રાજવી પોતાની નજીક આવ્યા ત્યારે મુનિવરે પોતાની નજર ક્ષણભર તેના ઉપર ઠેરવી. અષ્ટમીના ચદ્રસમાન વિશાળ ભાલવાળા, મહાન્ રાજકુમારોના તેજને પણ પોતાના તેજ વડે મહાત કરનાર એવા સમતા રસના સાગર સમા આચાર્યને જોઇને એ રાજવીએ મહાઅમાત્ય મહાભટ્ટને પૂછ્યું કે આ મહાન્ તેજસ્વી વ્યક્તિ કોણ છે? તેમને તમે ઓળખો છો?

મહાઅમાત્ય—જી, હા.

મંત્રીશ્વરનો જવાબ મળતાં જ રાજવીએ તેમનું ઓળખાણ આપવાનુ સૂચન કર્યું.

મહાઅમાત્ય—મહારાજ ! વર્તમાન સમયમા દરેક વાદીઓને જેણે પરાસ્ત કર્યા છે એવા, વૈજ્ઞાનિકો રૂપ તારાઓમાં નિશાપતિ સમાન આ મહાન્ તત્ત્વજ્ઞાની વર્તમાન યુગના પ્રધાન જ્યોતિર્ધર આચાર્યશ્રી સિદ્ધસેન દિવાકરસૂરીશ્વરજી છે.

રાજવી અમાત્યનાં વચનો પ્રમાણે આચાર્યશ્રી કેટલી હદે પહોંચેલા છે તેની પરીક્ષા કરવા તેમને હૃદયથી ભાવવંદન કરે છે, એટલે આચાર્યશ્રી જમણો હાથ ઊંચો કરી ધર્મલાભરૂપ આશીર્વાદ આપે છે. આચાર્યશ્રીના આશીર્વાદના શબ્દો સાંભળી રાજવીને અનહદ આનંદ થયો. તે વિચાર કરવા લાગ્યો કે, "અમાત્યના કહેવા પ્રમાણે સાચે જ આ પૂર્ણ જ્ઞાની જ્યોતિર્ધર છે." છતાં આચાર્યશ્રીને પ્રશ્ન કરે છે—આપે કોને ધર્મલાભ આશીર્વાદ આપ્યો.

આચાર્ય—સામ્રાટ્ આપને જ.

સમ્રાટ્—મને કયા કારણથી ધર્મલાભ આપ્યો?

આચાર્ય—આપે મને વંદન કર્યું તેથી.

સમ્રાટ્—મેં આપને બે હાથ જોડી વંદન કે નમસ્કાર કંઈપણ કર્યું નથી.

આચાર્ય—આપે વચનથી કે કાયાથી વંદન–નમસ્કાર કર્યું નથી, પણ હૃદયથી ભાવવંદન કર્યું છે, તેથી કોઈ પણ રીતે થયેલા વંદનને અમારે ધર્મલાભરૂપ આશીર્વાદ આપવા જોઈએ.

સમ્રાટ્—આચાર્યશ્રી! અમારા જેવા રાજવીને અમને યોગ્ય આશીર્વાદ ન આપતાં આપે ધર્મલાભરૂપ આશીર્વાદ આપ્યા તેનું કારણ શુ ?

આચાર્ય—આ ધર્મલાભરૂપ આશીર્વાદ આ લોક અને પરલોક બન્ને માટે અમોઘ-ફલદાયી હોવાથી તે આપવામાં આવે છે. તેની અંદર અચિન્ત્ય મહાત્મ્ય સમાયેલું છે.

આચાર્યશ્રીના ઉપરોક્ત વચનોથી રાજા અતિ આનંદિત થયો અને પોતાની પાછળ ઉભેલા કોષાધ્યક્ષને આજ્ઞા કરી કે આ મહાન્ આચાર્યશ્રીને સવાક્રોડ સોનામહોર મોકલાવો.

આચાર્યશ્રી—સમ્રાટ્! અમે આજીવન કંચન અને કામનીના ત્યાગી છીએ, અને તેથી જ અમે આટલી હદે પહોચવા ભાગ્યશાળી થયા છીએ, તેથી તમારી સોનામહોરની અમને બિલકુલ જરૂર નથી

આચાર્યશ્રીના મુખમાંથી આવા અપૂર્વ ત્યાગની વાત સાંભળી સમ્રાટ્ ઘણો જ આશ્ચર્ય-મુગ્ધ બની ગયો અને વિચારવા લાગ્યો કે, ખરેખર! આવા ત્યાગી ઉત્તમ મુનિઓ વડે જ જગત્ ભાગ્યવાન છે. કારણ કે કંચન અને કામિની માટે તો સમસ્ત જગતના માનવીઓ તરફડીયાં ખાઈ ખાઈ મરી રહ્યા છે. મહાન્ કહેવાતા યોગીઓ પણ એનાથી ઓછા બચવા પામે છે, જ્યારે આ આચાર્યશ્રીને હું માન પૂર્વકની ભેટ ધરૂ છું, તો પણ તેઓ તેનો અસ્વીકાર કરે છે. ખરેખર! આવુ સુંદર ઉત્કૃષ્ટ ચારિત્ર અને નિર્મોહિપણાની શુદ્ધ ભાવના તો જૈન મુનિઓને જ આભારી છે તેથી જ તેમની દરેક સ્થાનોમાં ઉજ્જવલતા હોય છે. આ પ્રમાણે સમ્રાટ્ ભાવના ભાવતો અને આચાર્યના ગુણો સભારતો નગર તરફ ફર્યો.

આચાર્યશ્રી પણ ત્યાંથી વિહાર કરી ગ્રામાનુગ્રામ વિચરતા ૐકારનગરમાં આવ્યા. ત્યાંના શ્રાવકોએ ધર્મ સાભળી કહ્યુ, કે-'પ્રભો! અહીં શિવમંદિરથી જિનેશ્વરદેવનું મંદિર નીચું છે, તેને અમારે ઊંચુ કરાવવાની ભાવના છે, માટે આપ તેને માટે કંઇક કરો તો તે મોટું થાય.' શ્રાવકોના વચન સાભળી આચાર્યશ્રી બોલ્યા કે-જિનચૈત્ય સમ્રાટની મદદથી કરાવી આપીશ.' ત્યાથી વિહાર કરી સૂરિજી અવંતી નગરીમા આવ્યા અને ચાર શ્લોકો બનાવી રાજમહેલ પાસે જઇ સમ્રાટ્ને આ પ્રમાણે કહેવરાવ્યું.

भिक्षुर्दिदृक्षुरायातस्तिष्ठति द्वारि वारित ।
हस्तन्यस्तचतुःश्लोक. किंवाऽऽगच्छतु गच्छतु ॥

"હે રાજન્! આપને જોવાની ઇચ્છાવાળો ભિક્ષુક દ્વારમા જ રોકાયેલો છે, તેના હાથમા ચાર શ્લોક છે, તો તે આવે કે જાય ?"

સમ્રાટ્ આ શ્લોકની રચના જોઈ ચમત્કાર પામ્યો અને કહેવરાવ્યુ કે, "દશ લાખ સોનામહોર અને ચૌદ શાસનો આપીએ છીએ પછી આવવું હોય તો આવે અને જવું હોય તો જાય"

ત્યાદબાદ આચાર્યશ્રી સભામાં પ્રવેશ કરી એકેક શ્લોક બોલતા ગયા તેમ સમ્રાટ્ પણ એકેક દિશા છોડતો ગયો ચાર શ્લોક બોલાઈ ગયા પછી સમ્રાટે કહ્યુ—આપના દિવ્ય ચાર શ્લોકોથી આ ચારે દિશાઓનુ રાજ્ય આપનુ થાય છે એમ કહી સમ્રાટ્ સિંહાસન ઉપરથી નીચે ઊતર્યો.

આચાર્ય—અમે તો માતાપિતા, સ્વજન અને સ્થાવર જંગમ તમામ લક્ષ્મી સર્વ

છોડ્યું છે. કંચન અને કથીર, શત્રુ અને મિત્ર, મણિ અને માટી, સુખ અને દુઃખ એ દરેક અમારે મન તો સરખું જ છે. વળી અમો હમેશાં ભિક્ષા માગી આહાર કરવાવાળા, જીર્ણ વસ્ત્ર પહેરવાવાળા અને પૃથ્વી ઉપર શયન કરવાવાળા છીએ.

આવા નિર્લોભી ગુરુને જોઈ, સમ્રાટ્ જિનમતની પ્રશંસા કરવા સાથે પરમ ભક્તિવાળો થયો. તે વખતે આચાર્યે ૐકારનગરનું જિનમંદિર તેની પાસે કરાવ્યું.

ત્યારબાદ એક વખત 'નમુત્થુણં' બોલતાં આચાર્યશ્રીને એવો વિચાર થઈ આવ્યો કે આ સૂત્રો પ્રાકૃતમાં કેમ બનાવ્યાં? આ સૂત્રોને સંસ્કૃત ભાષામાં ઉતારવા જોઈએ. આ ઇચ્છાથી ત્યાંથી વિહાર કરી પ્રતિષ્ઠાનપુરમાં ગયા. ત્યા પૂજ્ય ગુરુમહારાજને પોતાના વિચારો કહ્યા. (આવા મહાન્ યુગપ્રધાન પ્રાભાવિકશિરોમણિ છતાં પણ ગુરુની આજ્ઞા સિવાય કંઈ પણ કરવા તૈયાર થયા નહિ, તે જૈન શાસનની ઉત્કૃષ્ટતા દેખાડી આપે છે. '**आणाए धम्मो**' એ તેમનો મુદ્રાલેખ છે.) ત્યારે ગુરુમહારાજે કહ્યું-સિદ્ધસેન ! આવા દુર્વિચારો તેં કેમ કર્યા, આથી તેં મહાન્ પાપનો બંધ બાંધ્યો છે. જિનઆજ્ઞામાં અતિચાર લાગે છે. કહ્યું છે કેઃ

**बालस्त्रीमूढमूर्खाणां नृणां चारित्रकाङ्क्षिणाम् ।**
**अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृत ॥**

ભવભીરુ એવા સિદ્ધસેન દિવાકરસૂરિજીએ પ્રાયશ્ચિત્ત માગ્યું ત્યારે ગુરુમહારાજે "બાર વર્ષ ગુપ્ત વેષમાં રહ્યા બાદ એક મહાન્ રાજાને પ્રતિબોધ કરી જૈનધર્મ પમાડવો" એ પ્રમાણેનું પ્રાયશ્ચિત્ત આપ્યું.

આવા મહાન્ આચાર્ય હોવા છતાં ગુરુમહારાજની આજ્ઞાને શિરોમાન્ય ગણી વંદન કરી ત્યાંથી અવધૂતના વેશમાં નીકળી પડ્યા અને મહાઅટવીમાં બાર વર્ષ વ્યતીત કરી એક રાત્રે જેના દ્વાર બંધ છે એવા મહાકાળના મંદિરમાં પોતાની દિવ્યશક્તિ વડે પ્રવેશ કર્યો અને પ્રતિમા તરફ પગ રાખી નિશ્ચિંતપણે સૂઈ ગયા. પ્રભાતના સમયે જ્યાં પૂજારીઓ દ્વાર ઉઘાડી જુએ છે તો અવધૂતને ઉપર પ્રમાણેની સ્થિતિમા જોયો. ત્યારે પૂજારીઓએ કહ્યું કે–હે અવધૂત ! આ પ્રતિમા તરફ પગ કરાય? આ તો પરમકૃપાળુ પિનાકપાણિ પરમેશ્વર કહેવાય! એમની પૂજા કરો પણ તેનો કાંઈ પણ ઉત્તર મળ્યો નહિ, ત્યારે સમ્રાટ્ પાસે ફરિયાદ લઈ ગયા. સમ્રાટે તેને ફટકા મારી ઉઠાડવાનું કહ્યું ત્યારે પૂજારીઓ તેને ફટકા મારવા લાગ્યા, પણ તેની તે અવધૂતને કંઈપણ અસર ન થતાં તે ફટકા અંતઃપુરમાં સમ્રાટની રાણીઓને લાગવા લાગ્યા. આ બધો કોલાહલ જોઈ સમ્રાટ તે અવધૂત પાસે આવી સમજાવવા લાગ્યો કે–આપ આ પૂજ્ય પિનાકપાણિ પરમેશ્વરની સ્તુતિ કરો. અવધૂતે કહ્યું કે, સમ્રાટ આ તમારા ભગવાન મારી સ્તુતિને સહન કરી શકશે નહિ. છતાં સમ્રાટનો અત્યંત આગ્રહ થવાથી અવધૂત તે જ સમયે સ્વરચિત 'કલ્યાણમંદિરસ્તોત્ર'થી સ્તુતિ કરવા લાગ્યા. પણ મૂર્તિ તે સહન નહિ કરી શકવાથી તેમાંથી ધૂમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા અને અગિયારમા શ્લોકે '**यस्मिन् हरप्रभृतय.**' ઇત્યાદિ બોલવાથી લિંગ ફાટ્યું અને તેમાથી પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ થઈ.

આ બનાવ જોઈ લોકો અત્યંત આશ્ચર્ય પામ્યા. એ અવધૂતે લોકોને ધર્મનો ઉપદેશ આપ્યો અને રાજા અમાત્ય વગેરેએ પહેલાં પણ પોતાને એક વખત જ્ઞાનથી મુગ્ધ કરનાર

શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિજીને ઓળખ્યા અને જૈનધર્મ અંગીકાર કર્યો. આજે પણ તેઓના પ્રભાવથી અવંતી પાર્શ્વનાથ તરીકે અવતી (ઉજ્જૈન) મશહૂર છે.

ત્યારબાદ આચાર્યશ્રી ત્યાં રહ્યા. અને રાજાના ઉપદેશથી લાખો પ્રતિમા ભરાવી, ગામેગામ અનેક જૈનમંદિરો બંધાવ્યા તથા જીર્ણોદ્ધાર કરાવ્યા. તથા શ્રી સિદ્ધસેનસૂરિજીની આગેવાની નીચે રાજાએ શ્રી શત્રુંજય મહાતીર્થની, મોટા સંઘસહિત ક્રોડોગણું નાણુ ખર્ચી, યાત્રા કરી અને અનેક ધર્મોન્નતિના કાર્યો કર્યા.

---

# વિક્રમરાજાના પાંચ પ્રશ્નો

લેખક-પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપદ્મસૂરિજી

અવિચ્છિન્ન પ્રભાવશાલી, ત્રિકાલાબાધિત શ્રી જૈનેન્દ્રશાસનમાં જેમ ચોથા આરામાં ભરતચક્રવર્તી, સગરચક્રવર્તી વગેરે જૈન રાજાઓ થઇ ગયા, તેમ પાંચમા આરામાં પણ ઉદાયી રાજા, નવનંદ રાજા, ચંદ્રગુપ્ત રાજા, બલભદ્ર, બિંદુસાર, સંપ્રતિ, મહામેઘવાહન ખારવેલ, વિક્રમાદિત્ય, શાલિવાહન વગેરે ઘણાં જૈન રાજાઓ થઈ ગયા. વિક્રમાદિત્ય રાજા શ્રી સિદ્ધસેન દિવાકરની વાણી સાંભળીને જૈનધર્મી બન્યા, ત્યારથી રાજા વિક્રમ શ્રી સિદ્ધસેન દિવાકરજીને ધર્મગુરુ તરીકે માનીને પરમ ઉલ્લાસથી શ્રી જિનધર્મની આરાધના કરવા લાગ્યા. એક વખત ગુરુમહારાજ શ્રી સિદ્ધસેન દિવાકરે રાજા વિક્રમને ધર્મોપદેશ દેતા જણાવ્યું કે—

कायव्वो हरिसो ण सुक्खसमए पुण्णावहारो जओ,
खेओ णेव करिज्ज दुक्खसमए पावावहारो जओ ।
णो णिच्चा सुहदुक्खभोगदियहा सेवंति धम्मं तओ,
धम्मिट्ठा सुहिणो तहेव दुहिणो ते णिट्ठसिद्धी जओ ॥१॥

ભાવાર્થ—"હે રાજન્! દુનિયામાં બે પ્રકારના જીવો આપણે જોઇએ છીએ: ૧-કેટલાક જીવો સુંદર મહેલમાં રહે છે, રેશમી વસ્ત્રો પહેરે છે, મનમાન્યા અલંકારથી શરીરને શોભાવે છે, મિષ્ટાન્ન ભોજન ખાય છે, અસાધ્ય કાર્યને સાધે છે, દુર્જય શત્રુઓને જીતે છે, રાજ્યાદિની સાહિબી પણ ભોગવે છે, પોતાના અતુલ બાહુબલે કરીને દેવોને પણ વશ કરે છે, વિનીત સ્ત્રી-પુત્ર-નોકર વગેરે પરિવારની સંપૂર્ણ અનુકૂલતા પામે છે. અને ૨-કેટલાક જીવો-રહેવાને સ્થાન, પહેરવાને વસ્ત્ર, ખાવાને ભોજન વગેરે કશું મેળવી શકતા નથી, ને વિવિધ પ્રકારના દુઃખને ભોગવે છે આ બને પ્રકારની વિવિધતામાં મુખ્ય કારણ પોતે પૂર્વે કરેલા પુણ્ય અને પાપ છે એટલે જે જીવોએ ભૂતકાલમા દેવપૂજા, દયા, પરોપકાર, દાન, ઇંદ્રિયદમન, શીલ, તપ વગેરે પુણ્યનાં સાધનો સેવ્યા હોય તેઓ વર્તમાન કાલમાં સુખમય દિવસો ગુજારે છે. અને જેમણે જીવહિંસા, અસત્ય, ચોરી, કુશીલતા, માંસાહાર, રાત્રિભોજન, નિંદા, કષાય, કલહ વગેરે પાપનાં સાધનો સેવ્યાં હોય, તેઓ વર્તમાન કાલમાં જુદી જુદી જાતના દુઃખોને ભોગવતા દિવસો પસાર કરે છે. આ બંને પ્રકારના જીવોમાં સુખી આત્માઓએ સુખના સમયમાં ફૂલાવું નહિ, ને દુઃખ આત્માઓએ દુઃખીના સમયમાં

હાયવોય કરવી નહીં. કારણુ કે તત્ત્વદષ્ટિથી વિચાર કરતાં જણાય છે કે સુખનો સમય પુણ્યને ઘટાડે છે, ને દુ:ખનો સમય પાપને ઘટાડે છે. વળી સુખના દહાડા કે દુ:ખના દહાડા કાયમ રહેવાના નથી. માટે સુખિયા જીવોએ ને દુખિયા જીવોએ અવિચ્છિન્નપ્રભાવશાલી ત્રિકાલાબાધિત ત્રિપુટીશુદ્ધ શ્રી જિનધર્મની નિર્મલ આરાધના કરવી જોઇએ.

હે રાજન્! આ બીનાનું રહસ્ય યાદ રાખીને તમારે પણ નિર્ણય કરી લેવો કે-મેં પાછલા ભવમાં કરેલ પુણ્યના ફૂલ રૂપે અહી રાજ્યાદિ સુખનાં સાધનો મેળવ્યાં છે. હવે મારે આગામી ભવમા સુખી થવા માટે અહીં ધર્મારાધન વિશેષે કરી જરૂર કરવુ જોઈએ.

આ ઉપદેશ સાંભળીને રાજા વિક્રમે દિવાકરજીને આ પ્રમાણે પાચ પ્રશ્નો પૂછ્યા—૧. હે પ્રભુ! ક્યા પુણ્યથી મને આ રાજ્યાદિની સાહિબી મળી? ૨. આ અગ્નિકદેવ (અગ્નિવેતાલ) મને અનેક કાર્યોમાં મદદ કરે છે, તેનુ શું કારણુ? ૩. આ ભટ્ટમાત્ર નામના પ્રધાનની ઉપર મને અધિક પ્રીતિ છે, તેનું શું કારણુ? ૪. મેં અતિ બલવાન એવા ખર્પર (ખાપરિયો) ચોરને હણ્યો, એ બનાવ શાથી બન્યો? ૫. હુ સો વરસ પ્રમાણ દીર્ઘાયુષ્યવાળો શાથી થયો?

આ પાચે પ્રશ્નોના ઉત્તર દેતા શ્રી સિદ્ધસેન દિવાકરે જણાવ્યુ કે—હે રાજન્! આઘાટપુરમાં એક ચદ્ર નામનો વાણિયો રહેતો હતો. તેને રામો અને ભીમો નામના બે ભાઇબંધ હતા. તે બંને ચદ્ર વાણિયાની ઉપર ભક્તિભાવ ધારણુ કરતા હતા. ત્રણે જણા અરસપરસ પ્રીતિભાવ રાખીને સાથે વહેપાર કરતા હતા. પણુ વહેપારમા દ્રવ્ય ખૂટી જવાથી તે ત્રણે જણા નિર્ધન થઈ ગયા. એક વખત પરદેશમાં જઈ વહેપાર કરવાના ઈરાદાથી તે ત્રણે જણાં લક્ષ્મીપુર નગર તરફ જતા જતા વચમાં એક તળાવની પાળ ઉપર ખાવાની તૈયારી કરવા લાગ્યા. તેવામા તે ત્રણેના પ્રબલ પુણ્યોદયે, જેમેનુ શરીર તપથી દુર્બલ બન્યું છે! એવા બે મહા તપસ્વી મુનિરાજ ત્યા પધાર્યા. તેમને જોતાંની સાથે ચંદ્રે કહ્યું કે—હે મિત્રો, આપણા ભાગ્યોદયે અહી મુનિરાજ પધાર્યા. માટે તેમને આ શુદ્ધ ભાતુ વહોરાવીએ, કારણુ કે આવા સુપાત્રને દાન દેવાથી આપણે આ ભવ પરભવમા સુખી થઇશું. કહ્યું છે કે—

नो तेसिं कुवियंव दुक्खमसिलं आलोयए सम्मुहं,
नो मिल्लेइ घरं कमं कवडिया दासिव्व तेसिं सिरी॥
सोहग्गाइगुणा चयंति न गुणा बद्धव्व तेसिं तणुं,
जे दाणंमि समीहियत्थजणणे कुव्वंति जत्तं जणा ॥१॥

જે લોકો વાછિત પદાર્થને દેનારા (સુપાત્રાદિ) દાન દેવામાં પ્રયત્ન કરે છે, તેમની સામુ, જેમ ક્રોધીજન આપણી સામુ ન જુએ તેમ દુ:ખ જોતુ નથી. દાનેશ્વરી જીવોનાં ઘરનાં આગણાંને લક્ષ્મી દાસીની જેમ તજતી નથી તેમ સૌભાગ્યાદિ ગુણો, દોરડાથી બાધેલા માણુસની જેમ, દાની જીવોને તજતા નથી. આ પ્રમાણે બંને મિત્રોને દાનનું સ્વરૂપ કહીને ચદ્ર, રામ અને ભીમ ત્રણે જણાએ પરમ ઉલ્લાસથી બને મુનિવરોને નમસ્કાર કરીને નિર્દોષ આહાર વહોરાવી, સુપાત્રદાનનો અપૂર્વ લહાવો લીધો. સુપાત્ર દાનની અનુમોદના કરતા કરતા અનુક્રમે તે ત્રણે જણા લક્ષ્મીપુર નગરમા જઇને પુષ્કળ લક્ષ્મી મેળવી, સ્વસ્થાન આઘાટપુરમા આવ્યા. અહી વેપારી ચદ્રને વીર નામના વેપારી સાથે તકરાર

થતાં વીરે ચંદ્રને બહુ જ માર માર્યો. તેથી મરણ પામીને તે ચંદ્ર વેપારી સુપાત્ર દાનના પ્રભાવે તુ અવંતીનગરીના રાજા ગંધર્વસેનના પુત્રપણે ઉત્પન્ન થયો. અનુક્રમે મોટી ઉંમરે તુ વિક્રમાદિત્ય રાજા થયો. તું ગર્ભમા હતો, ત્યારે તારી માતાએ સૂર્યનું સ્વપ્ન જોયું હતું તેથી તારા નામમા આદિત્ય શબ્દ જોડીને વિક્રમાદિત્ય નામ તારા પિતાએ પાડયું. પાછલા ભવમાં જે રામ અને ભીમ નામના બંને મિત્રો હતા તે મરણ પામીને અનુક્રમે રામ તે ભટ્ટમાત્ર પ્રધાન થયો, ને ભીમમિત્ર તે અગ્નિવેતાલ થયો. પૂર્વના સ્નેહને લઈને તુ બંનેની ઉપર સ્નેહ રાખે છે, ને તે પણ તારી ઉપર સ્નેહ રાખે છે. આ કારણથી અગ્નિવેતાલ તને મદદ કરે છે ને ભટ્ટમાત્ર તારો પ્રીતિપાત્ર બન્યો છે. હવે ચંદ્રને મારનાર વીર નામનો વેપારી ઘણાં કાલ સુધી કરેલા અજ્ઞાન કષ્ટના પ્રતાપે ખર્પર નામનો પરાક્રમી ચોર થયો. તારી પુણ્યાઈ પ્રબલ હોવાથી, તુ તે બલવાન ચોરને પણ હણી શકયો. તથા પાછલા ભવમાં એક કસાઇ બકરાને મારતો હતો, તે બકરાને તેં બચાવ્યો, તે દયાના પ્રતાપે તું લાંબા આયુષ્યને પામ્યો એટલે સો વર્ષના આયુષ્યવાળો થયો. દુઃખી આત્માઓ પોતાના કર્મના જ પ્રતાપે દુઃખી થાય છે. પણ દયાળુ ભવ્ય જીવો તેવા દુ.ખિયા જીવોને બચાવવાથી લાંબું આયુષ્ય પામે, એમા તો નવાઈ શી ? પણ ૧ આરોગ્ય, ૨ અપૂર્વ શરીરનું તેજ, ૩ શરીરનું મજબૂત બંધારણ, ૪ વિશિષ્ટ બલ, ૫ ઉત્તમ સૌભાગ્ય, ૬ નિર્મલ યશ, ૭ ભોગ સામગ્રી, ૮ અખૂટ લક્ષ્મી, ૯ હુકમ તરત માને એવો પરિવાર વગેરે અનેક લાભ દયા પાળવાથી થાય છે.

આ પ્રમાણે પાચે પ્રશ્નોનો ખુલાસો મળવાથી રાજા વિક્રમે બહુ જ રાજી થઈને ગુરુ મહારાજને વિનયથી કહ્યુ કે–હે ગુરુદેવ ! હુ ચાહુ છુ કે આપ જેવા ગુરુદેવ, શ્રી વીતરાગ જેવા પ્રભુ, ને તેમનો પ્રરૂપેલો ધર્મ મને ભવોભવ મળજો ! ગુરુ મહારાજે રાજા વિક્રમના ધાર્મિક ગુણોની અનુમોદના કરતા જણાવ્યુ કે હે રાજન્ ! હવે તમારે રાજ્યની ચિંતાથી દૂર રહી પરલોકસાધનમાં પ્રયત્નશીલ થવુ. કારણ કે જિંદગી ઘણી ખરી ચાલી ગઈ, હવે થોડી જ બાકી છે. માટે તમારે યોગપ્રવૃત્તિ સુધારવા પ્રયત્ન કરવો. ૧ મનોયોગ સુધારણા –વચનયોગ અને કાયયોગની ક્રિયા મનોયોગને આધીન છે, માટે આઠે કર્મબંધનાં કારણોથી બચી શકાય તેવી વિચારણા કરવી. ૨ વચનયોગ સુધારણા માટે સામાને હિતકારી લાગે તેવાં પ્રિય વચનો પ્રમાણસર (ખપ પૂરતાં) બોલવા, અસભ્ય કે અસત્ય વચનો ન બોલવાં. હસતાં બાંધેલા કર્મો રોતાં રોતા પણ ભોગવવા જ પડે છે, એમ સમજીને હાસ્યાદિનો ત્યાગ કરવો. ૩ કાયયોગની સુધારણા માટે કાયાથી ખપ પૂરતી નિર્દોષ પ્રવૃત્તિ કરવી. દરેક કામ કરતાં યતનાનો ઉપયોગ રાખવો, તથા આત્મરમણતાનો સાક્ષાત્કાર કરવા માટે અનિત્ય આદિ બાર ભાવના તેમજ પચીસ ભાવનાઓને અહર્નિશ ભાવવી અને દિન પ્રતિદિન વધુ ને વધુ ધાર્મિક પ્રવૃત્તિમાં મગ્ન થવુ. આ પ્રમાણે વિક્રમાદિત્ય રાજા શ્રી ગુરુ મહારાજની હિતશિક્ષાને અનુસારે વધારે ધાર્મિક પ્રવૃત્તિ કરે છે, ને કરાવે છે. રાજ્યચિંતાનો ભાર ઓછો કરીને તે તમામ કામ પોતાના પુત્ર વિક્રમચરિત્રને ભળાવે છે, ને પોતે આત્મદષ્ટિ સતેજ કરી પરમ નિવૃત્તિમાં રહે છે. ભવ્ય જીવો અહીં જણાવેલા પાચ પ્રશ્નોના ઉત્તરો વગેરે બીનાનુ રહસ્ય હૃદયમા ઉતારીને રાજા વિક્રમાદિત્યના જીવનમાથી ઉચિત સદ્ગુણોને ગ્રહણ કરી દાનાદિ ધર્મની આરાધના કરી અવ્યાબાધ મુક્તિના સુખ પામે, એ જ હાર્દિક ભાવના.

# અવંતીપતિ વિક્રમાદિત્ય

લેખક–પૂજ્ય મુનિમહારાજ શ્રી હેમેંદ્રસાગરજી, પ્રાંતીજ

મહારાજા વિક્રમાદિત્ય ઉજ્જયિની નગરીમાં મહાપ્રતાપી, પરદુઃખભંજન રાજા થઈ ગયો. જે પરદુઃખભંજન હોય તેનાં જ વરસો માનવજાતિ પાછળથી ગણ્યા કરે છે. મહારાજા વિક્રમાદિત્ય એવો જ પરદુ.ખભંજન રાજા હતો માટેજ લોકો એનો સંવત્ આજે પણ ગણી રહ્યા છે. ગઈ કાર્તિક સુદિ એકમથી વિક્રમની બેહજારની સાલ શરૂ થઈ છે. છેલ્લા કેટલાંક વર્ષથી રોગ, મહામારી, મોંઘવારી, લડાઇ, વગેરેથી કંટાળી ગયેલી પ્રજા આજે જાણે આશ્વાસન લઇ રહી છે કે હવે બેહજારની સાલ આવી છે અને સેંકડો પૂરો થાય છે તેથી થોડા વખતમાં સર્વ પ્રકારની વ્યાધિથી પ્રજા મુક્ત થશે.

વિક્રમરાજા જૈનધર્મ પાળતો હતો એવુ ઘણા જૈન ગ્રંથો ઉપરથી જાણી શકાય છે, એટલુજ નહિ પણ 'જ્યોતિર્વિદાભરણ' ગ્રંથમા વિક્રમનાં નવ રત્નો ગણાવેલા છે, એમાં પણ 'ક્ષપણક' જૈન મુનિને ગણાવેલ છે.

**धन्वन्तरिः क्षपणकोऽमरसिंह–शंकु–वैतालभट्ट–घटखर्पर–कालिदासाः ।**
**ख्यातो वराहमिहिरो नृपतेः सभायां रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥**

મહારાજા વિક્રમાદિત્યની સભામાં ધન્વન્તરિ વગેરે જે નવ રત્નો મુખ્ય હતાં તેમાં એક 'ક્ષપણક'–જૈન સાધુ–ને પણ ગણેલ છે. આ ક્ષપણક–જૈન મુનિ તે ભગવાન સિદ્ધસેન દિવાકર સમજવા. બ્રાહ્મણોએ રચેલા 'પંચરાત્ર' અને બીજા સંસ્કૃત ગ્રંથોમા તથા બૌદ્ધોએ રચેલા 'અવદાનકલ્પલતા' અને બીજા ગ્રંથોમા જૈન મુનિઓને 'ક્ષપણક' શબ્દથી સંબોધવામાં આવ્યા છે. આથી એટલુ તો ચોકસ થાય છે કે ઉજ્જયિની નગરીના મહારાજા વિક્રમની સભાનાં નવ રત્નોમા જૈન મુનિ–ક્ષપણક–શ્રી સિદ્ધસેન દિવાકરનું પણ સ્થાન હતુ

શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ પછી ૪૭૦ વરસે વિક્રમનો સંવત્ શરૂ થયાનુ જૈન ગ્રંથો ઉપરથી સાબિત થાય છે. મહારાજા વિક્રમના સમયમાં સિદ્ધસેન દિવાકર ઉપરાત આર્યમંગુ, આર્યવૃદ્ધવાદી વગેરે મહાસમર્થ જૈનાચાર્યો હયાત હતા. તે સમયમા 'તરંગલોલા' નામની અદ્‌ભુત નવલકથા શ્રી પાદલિપ્તાચાર્યે રચી છે. સિદ્ધસેન દિવાકર મહાપંડિત અને મહાતાર્કિક હતા અને જન્મે બ્રાહ્મણ હતા. સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી જ વિક્રમ રાજાએ શત્રુંજય મહાતીર્થનો સંઘ કાઢયો હતો. લગભગ વિક્રમના સમયમાં જ સૌરાષ્ટ્રના મહુવા ગામના જાવડશાહ અને ભાવડશાહે પણ શત્રુંજય મહાતીર્થનો સંઘ કાઢયાનું ગ્રંથોમાંથી મળી આવે છે. વિક્રમરાજા પછી ૫૧૦ વરસે એટલે ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૯૮૦ વરસે સૌરાષ્ટ્રના વલ્લભીપુર પાટણમા જૈન આગમો પુસ્તકારૂઢ થયા.

ભરૂચમાં આર્ય ખટપુટાચાર્ય વગેરે જૈનધર્મના મહાપ્રતિભાશાલી મહાપુરુષો વિક્રમ રાજાના સમકાલીન હતા. એક હકીકત જૈનધર્મને લગની ખાસ જાણવા જેવી એ છે કે વિક્રમાદિત્યની રાજસભામાં અને સંસ્કૃત સાહિત્યમા જે સ્થાન કાલિદાસનુ ગણાયું છે, મહારાજા હર્ષની સભામાં જે સ્થાન બાણભટ્ટનું ગણાયુ છે તેવુ જ ઉચ્ચ સ્થાન મહારાજા સિદ્ધરાજ

જયસિંહની રાજસભામાં કલિકાલસર્વજ્ઞ ભગવાન હેમચંદ્રાચાર્યજીનું ગણાયું છે. વિક્રમ અને ભોજની સભામાં કવિ મંડળો મળતાં હતા, તેનુ અનુકરણ પાટણની રાજસભામાં પણ થયુ હતુ.

સમર્થ જૈન પંડિત મેરુતુગાચાર્યે સૌરાષ્ટ્રના વઢવાણ શહેરમા રચેલ 'પ્રબંધચિંતામણિ' નામક મહાન્ ઐતિહાસિક ગ્રંથમા પહેલા સર્ગમાં જ 'વિક્રમાર્ક પ્રબંધ' આપેલો છે. એમાં અગ્નિવેતાલ, કવિ કાલિદાસ, સિદ્ધસેન દિવાકર વગેરેની હકીકત વાચવામા આવે છે. આ પ્રબંધમાંથી સ્પષ્ટ થાય છે કે સિદ્ધસેન દિવાકરે વિક્રમાદિત્યને જૈન બનાવ્યો હતો.

કાસદ્રહગચ્છના દેવચંદ્રસૂરિના શિષ્ય દેવમૂર્તિ ઉપાધ્યાયે પંદરમા સૈકામા 'વિક્રમચરિત્ર' નામે ગ્રંથ ચૌદ સર્ગોમાં રચ્યો છે. આમાં વિક્રમનો જન્મ, રાજ્યગાદીએ બેસવું, સુવર્ણ-પુરુષનો લાભ, પંચદંડ છત્રપ્રાપ્તિ, વિક્રમપ્રતિબોધ, જિનધર્મપ્રભાવ, નમસ્કાર પ્રભાવ,' દાનધર્મપ્રભાવ, બત્રીસ પુતલીઓની કથા વગેરે છે. આ ગ્રંથમાંથી એ જ ધ્વનિ નીકળે છે કે વિક્રમે જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો અને તેથી જ પાછળના જૈન મુનિઓના મનમાં વિક્રમરાજા વિષે બહુમાન હતું. એથી જ એમણે લોકકથાસાહિત્યમા બહુમાન પામેલી આખ્યાયિકાઓ રચી છે. જૈન કવિ શ્રી માનવિજયે સં. ૧૭૨૨-૨૩ માં 'વિક્રમાદિત્યચરિત્ર' રચ્યું છે. એ જ અરસામાં શ્રી અભયસોમે 'વિક્રમચરિત્ર', લાભવર્ધને પંચદંડ સહિત વિક્રમ ચોપાઈ, શ્રી અક્ષયસોમે વિક્રમચરિત્ર-લીલાવતી ચોપાઈ, શ્રી પરમસાગરે વિક્રમાદિત્ય રાસ, શ્રી લક્ષ્મીવલ્લભે વિક્રમાદિત્ય પંચદંડ રાસ, ધર્મવર્ધને શનિશ્ચર અને વિક્રમ ચોપાઈ, કાંતિવિમલે વિક્રમકનકાવતી રાસ, ભાણવિજયે સં. ૧૮૩૦ માં વિક્રમપંચદંડ રાસ, રૂપમુનિએ વિક્રમની અદ્ભુત વાતો વગેરે રચેલ છે. આ કથાઓ વિક્રમને જૈન સમજીને જ તેના તરફ ભાવ બતાવવા માટે રચાયેલી છે. શત્રુંજય મહાતીર્થકલ્પમા 'संपई विक्कम'-સંપ્રતિ અને વિક્રમનું નામ છે.

સિદ્ધસેન દિવાકર અને વૃદ્ધવાદીની મુલાકાત થયા પછી ભગવાન સિદ્ધસેન દિવાકર અવંતી-ઉજ્જૈની નગરીમા પધાર્યા. તે સમયે વિક્રમરાજા હાથી ઉપર બેઠો હતો. તે હાથી બજારમા આવ્યો ત્યા તે સમયે શ્રી સિદ્ધસેન દિવાકર પણ શ્રાવક-શ્રાવિકાનાં મંડલ સાથે અને 'શ્રી સર્વજ્ઞપુત્રની જય' એવા ઘોષ સાથે શહેરમાં પ્રવેશ કરીને આગળ વધી રહ્યા હતા. તે અવસરે વિક્રમરાજાએ તેમને મનમા નમસ્કાર કર્યો. તે વાત શ્રી સિદ્ધસેન દિવાકર દિવ્ય દૃષ્ટિથી જાણી ગયા અને રાજાને સર્વ જાણે તેમ ધર્મલાભ આપ્યો. વિક્રમરાજાએ પૂછ્યુ કે હે મહામતિ! આપે મને ધર્મલાભ શા માટે આપ્યો? ત્યારે સિદ્ધસેન દિવાકરે ઉત્તર આપ્યો કે-હે રાજા! તેં મારી પરીક્ષા કરવા માટે મનમા નમસ્કાર કર્યો, તેના જવાબમાં મેં ધર્મલાભ આપ્યો. આથી રાજા બહુ જ ખુશ થયો, હાથી ઉપરથી હેઠે ઉતર્યો અને સર્વ સંઘ સમક્ષ મહારાજશ્રીની વંદના કરી અને એક કરોડનું સોનાનાણુ તેમના ચરણે ધર્યું. મહારાજ તો ત્યાગી હતા તેથી તેમણે તો તે તરફ દૃષ્ટિ પણ કરી નહિ. છેવટે સંઘની સલાહથી તે નાણું જીર્ણોદ્ધારમા વપરાયુ.

શ્રી સિદ્ધસેન દિવાકર સંઘના ફરમાનને માન આપીને પ્રાયશ્ચિત્ત લેવા બાર વરસમા સુધી મહાકાલ મહાદેવના મંદિરમાં અવધૂતવેષ ધારણ કરીને રહ્યા હતા. ત્યા મંદિરના પૂજારી પૂછતા હતા કે તમે મહાદેવને નમસ્કાર શા માટે કરતા નથી? ઉત્તરમા સિદ્ધસેન દિવાકર મૌન ધારણ કરતા હતા. આ વાતની મહારાજા વિક્રમાદિત્યને જાણ થઈ. વિક્રમ પણ

મંદિરમાં આવ્યો અને મહાદેવને નમસ્કાર કરવાનું જણાવ્યું. ત્યારે મહારાજશ્રીએ કહ્યું કે હું નમસ્કાર કરીશ- તો મહાદેવનું લિંગ ફાટી જશે અને તેથી તમો સર્વેને પારાવાર દુઃખ થાશે. ત્યારે મહારાજા વિક્રમે કહ્યું કે લિંગ ફાટતું હોય તો ભલે ફાટે, પણ આપ નમસ્કાર તો કરો જ. ત્યારે સિદ્ધસેન દિવાકરે '**स्वयंभुवं भूतसहस्रनेत्रम्**' 'દ્વાત્રિંશકા' વડે દેવસ્તવન કર્યું. આ સ્તવન બોલતાની સાથે શિવલિંગ ફાટયું અને એમાંથી શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં પ્રતિમાજી પ્રગટ થયાં. તે અવસરે સિદ્ધસેન દિવાકરે 'કલ્યાણમંદિર સ્તોત્ર'ની રચના કરી. શ્રી પાર્શ્વનાથ પ્રભુના પ્રતિમાજીને પ્રગટેલાં જોઈને વિક્રમે પૂછ્યું કે આ પ્રતિમાજી કોનાં છે? ત્યારે મહારાજશ્રીએ ફરમાવ્યું કે આ પ્રતિમાજી શ્રી અવંતી પાર્શ્વનાથ પ્રભુનાં છે. આ સાંભળીને ત્યાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા કરાવી અને એકસો ગામ મંદિરના ખર્ચ માટે અર્પણ કરી રાજાએ જૈનધર્મ સ્વીકારીને શ્રાવકનાં બારવ્રત અંગીકાર કર્યાં. શ્રી સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી એક બીજું ભવ્ય મંદિર ઊઁકાર નગરમા વિક્રમે બનાવ્યું."

વાચક નયસુંદરે 'શ્રી શત્રુંજયઉદ્ધાર રાસ' વિક્રમ-સંવત્ ૧૬૨૮ માં અમદાવાદમાં રચેલો છે. એની આઠમી ઢાળ કહે છે કે "ચિહુંશે સિત્તેર વરસે હવો, વીરથી વિક્રમ નરેશ રે" મહાવીરપ્રભુના નિર્વાણ પછી ચારશે સિતેર વરશે વિક્રમ રાજા થયો.

કાલિકાચાર્ય ત્રણ થયા છે. પ્રથમ કાલિકાચાર્ય-શ્યામાચાર્યજી થયા. એમણે પન્નવણા સૂત્રાદિની રચના કરી. બીજા કાલિકાચાર્યજી વીરનિર્વાણ પછી ૪૫૩ વરસે થયા. એમણે ગર્દભિલ્લ રાજાનો ઉચ્છેદ કર્યો. એમ શ્રી જિનપ્રભસૂરિજીએ તીર્થકલ્પમાં જણાવ્યું છે. ત્રીજા કાલિકાચાર્યજી વીરનિર્વાણ પછી ૯૯૩ વરસે થયા. એમણે પાંચમને બદલે ચોથની સંવત્સરી, કારણ વિશેષે, સ્થાપી આથી સ્પષ્ટ થાય છે કે વિક્રમસંવત્ પૂર્વે સત્તર વરસે જ બીજા કાલિકાચાર્ય થયા અને એમણે સિંધના શક, હૂણ, હૂર, પારશ-સામંતોની મદદથી ઉજ્જૈનીના ગર્દભિલ્લ રાજાનો નાશ કર્યો. આ બનાવ પછી સત્તર વરસે જ ઉજ્જૈનની ગાદી ઉપર પરદુ:ખભંજન રાજા વિક્રમાદિત્ય આવ્યો. વિક્રમરાજા ઉજ્જૈનીની ગાદી ઉપર બિરાજ્યો ત્યારે ગુજરાતમા ભરૂચ-ભૃગુકચ્છ ઘણુ જ પ્રતિષ્ઠિત નગર હતું ત્યા બૌદ્ધો અને જૈનોની વસ્તી મોટા પ્રમાણમાં હતી. વિક્રમસંવત્‌ની શરૂઆતમા જ જૈનોના પ્રખ્યાત આચાર્ય શ્રી ખપુટાચાર્યજીના શિષ્ય ભુવને બૌદ્ધોને શાસ્ત્રાર્થમાં હરાવ્યા. શ્રીબટુકર નામના પ્રસિદ્ધ બૌદ્ધાચાર્યજીને પણ ત્યાં જ હરાવવામાં આવ્યા હતા.

મહારાજા વિક્રમના સમયમાં જૈન સાહિત્ય ઘણું રચાયું હતું. તે પૈકી હાલ તો 'તરંગવતી', 'જૈનનિત્યકર્મ', 'જૈનદીક્ષા,' પ્રતિષ્ઠાપદ્ધતિ,' 'નિર્વાણકલિકા' વગેરેનાં નામો મળી આવે છે. ભગવાન સિદ્ધસેન દિવાકરે આ સમયમાં 'ન્યાયાવતાર,' 'સન્મતિપ્રકરણ', 'બત્રીશ દ્વાત્રિંશિકાઓ' 'કલ્યાણમંદિર સ્તોત્ર' વગેરે રચેલ છે. વિમલસૂરિએ વિક્રમસંવત ૬૦ મા 'પઉમચરિયમ્-પદ્મચરિત્ર-જૈન રામાયણ રચેલ છે.

વિક્રમસંવત્ કાર્તિક શુદિ એકમથી શરૂ થાય છે અને આસોવદિ અમાવાસ્યાએ તેની પૂર્ણાહુતિ થાય છે. જૂના વરસની પૂર્ણાહુતિ અને નવા-બેસતા વરસનો દિવસ એમ ચાર દિવસ સુધી-ધનતેરસ, કાલિચૌદશ, દિવાળી અને પડવો-લોકો મહોત્સવ ઉજવે છે. ધનતેરશે ધનની પૂજા કરે છે, કાલિચૌદશે શક્તિપૂજન કરે છે. દિવાળી એ વરસનો છેલ્લો દિવસ હોવાથી ઘેર ઘેર દીવા પ્રગટાવે છે અને શારદા પૂજન કરે છે. કાર્તિક સુદિ એકમ-પડવાને

દિવસે પ્રભાતે નવું વરસ મનાવે છે. તે દિવશે અન્નકૂટોત્સવ પણ થાય છે.

જૈનધર્મની અનેક પટ્ટાવલિઓ મોજુદ છે. આમાંથી કોઈ કોઈ પટ્ટાવલિમાં લખ્યું છે કે પહેલા કાલિકાચાર્યજી મહારાજનો સ્વર્ગવાસ વીરનિર્વાણ પછી ૩૭૬ વર્ષે એટલે કે વિક્રમસંવત્ પૂર્વે ૯૪ વરસે થયો. બીજા કાલિકાચાર્યજીનો સમય વીરનિર્વાણ પછી ૪૧૩ વરસે એટલે કે વિક્રમસંવત્ પૂર્વે સત્તર વરસે આવે છે. ત્રીજા કાલિકાચાર્યજીએ પર્યુષણપર્વ-સંવત્સરી પાચમમાથી ચોથની કરી, તેનો સમય વીરનિર્વાણ પછી ૯૯૩ વરસે એટલે કે વિક્રમસંવત્ ૫૨૩ નો નક્કી થયો છે. પહેલા કાલિકાચાર્યજી મહારાજે-શ્યામાચાર્યજી મહારાજે પન્નવણાસૂત્રની રચના કરી.

જૈન શ્વેતાંબર તપગચ્છમાં ત્રણ થોઈ-સ્તુતિની પ્રરૂપણા કરનાર જૈનાચાર્ય શ્રી રાજેન્દ્રસૂરિજીએ અથાગ શ્રમ ઉઠાવીને 'અભિધાનરાજેન્દ્ર' કોશ તૈયાર કરેલ છે. આ કોશમાં વાંચવામાં આવે છે કે રાજા ગર્દભિલ્લનો સમય વીરનિર્વાણ પછી ૪૫૩ વરસનો છે.

ઉજ્જૈનનો રાજા ગર્દભિલ્લ, શ્રી કાલિકાચાર્યજીની બહેન-આર્યા સરસ્વતીનું હરણ કરી ગયો હતો એથી કાલિકાચાર્યજી સિંધુ નદીની પેલી પારથી શક-શાહીને તેડી લાવ્યા હતા. શાહીનુ મંડલ સૌરાષ્ટ્રમા આવ્યું. ત્યાંથી ઉજ્જૈન નગરી ઉપર હલ્લો કર્યો. રાજા ગર્દભિલ્લ કેદ પકડાયો. તેને સૂરિજીની આજ્ઞાથી હદપાર કર્યો. ત્યારથી ઉજ્જૈનમાં શક રાજવંશ શરૂ થયો. જૈન પરંપરા અનુસારે ગર્દભિલ્લ રાજાનો સમય ૪૫૩-૪૬૬ વીરનિર્વાણ પછીનો આવે છે. બીજા કાલિકાચાર્યજીનો સમય વીરનિર્વાણ પછી ૪૫૩ વરસનો છે. આ રીતે આ બંને સાલો લગભગ એક સરખી જ મળતી આવે છે.

ઇસ્વીસની પૂર્વે એકસો વરસે લગભગ શક લોકો મધ્ય એશિઆમાથી સિંધ દેશમાં આવ્યા ને ત્યાં વસવાટ કર્યો. ઇ. સ પૂર્વે ૬૦ લગભગમા શક લોકોનું રાજ્ય હિંદમાં સિંધ, કાઠિઆવાડ અને માલવા સુધી ફેલાઈ ગયુ હતુ.

રાજા ગંધર્વસેનને ગુજરાતના રાજાની કન્યાથી એક પુત્ર થયો હતો. તેનું નામ વિક્રમ હતુ. એ જ સંવતપ્રવર્તક પરદુઃખભંજન વિક્રમાદિત્ય. ગંધર્વસેનનું મૃત્યુ થયુ તે પછી તરત જ ટૂંક સમયમાં વિક્રમનો જન્મ થયો. તથા એક બ્રાહ્મણ કન્યાથી ભર્તૃહરિનો જન્મ થયો. ગંધર્વસેન રાજાનું રાજ્યચિહ્ન ગધા-ગધેડા-ગર્ધભનું હતું એવુ કેટલાક માને છે. મહારાજા વિક્રમાદિત્ય એ જ ગર્દભિલ્લ રાજાના પુત્ર હતા. એ વીર વિક્રમે પાછળથી સઘળા શક વંશનો નાશ કર્યો. જે સમયે વિક્રમે શક લોકોનો નાશ કર્યો ત્યારે તેની ઉમ્મર અઢાર વર્ષની હતી. ઇ. સ પૂર્વે ૫૬-૫૭ વરસે વિક્રમનો જન્મ થયો હતો. તેથી વિદ્વાનો માને છે કે વિક્રમનો સંવત્ એના જન્મથી શરૂ થયો છે, નહીં કે રાજ્યાભિષેકના સમયથી.

અનુમાન કરી શકાય છે કે મહારાજા વિક્રમાદિત્ય એનું નામ હતું અને 'શકારિ' એની ઉપાધિ-ખિતાબ હતી. શક લોકોની સાથે લડતા લડતાં શકોના ષડ્યંત્રથી વિક્રમાદિત્યનુ મૃત્યુ થયુ. જૈન સાહિત્ય ઉપરથી જણાય છે કે મહારાજા વિક્રમાદિત્ય અને શ્રી ભર્તૃહરિ બંને ભાઈઓ અને રાજા ગર્દભિલ્લના પુત્રરત્નો હતા. મહારાજા વિક્રમાદિત્યે ઉજ્જયિની નગરીમાં રાજ્ય કર્યું અને શ્રી ભર્તૃહરિએ ભેખ લીધો અને એ રીતે યોગીશ્વરનું મહાપદ પ્રાપ્ત કર્યું.

આજે ભારતવર્ષના ઇતિહાસમા બે હજાર વર્ષથી આ બને પરાક્રમી ભાઈઓનું નામ અમર થઈ રહ્યું છે. તમામ લોકો આ બને ભાઈઓને પિછાને છે અને વારવાર યાદ કરે છે.

# મહાન્ જ્યોતિર્ધર સિદ્ધસેન દિવાકર

લેખક.—પૂજ્ય મુનિમહારાજ શ્રી સુશીલવિજયજી

શ્રી જૈનશાસનના સ્થંભ સમાન, જન્મથી જૈન નહી છતાય જ્ઞાનપૂર્વક જૈનધર્મને સ્વીકારનાર, સંવત્પ્રવર્તાવનાર રાજા વિક્રમના સમકાલીન અને તેના પ્રતિબોધક, બંગાલના કુર્માર-પુરના નરેશ દેવપાલના પ્રતિબોધક, જૈનધર્મના પ્રમાણશાસ્ત્રના મૂલ પ્રતિષ્ઠાપક, સમ્મતિ-તર્ક, ન્યાયાવતારાદિ વિવિધ ગ્રન્થોના પ્રણેતા, પ્રાકૃત સૂત્રોને સસ્કૃત રૂપે બનાવવાની અભિ-લાષાને જાહેરમાં મૂકનાર, પારાઞ્ચિત પ્રાયશ્ચિત્તને સ્વીકારનાર, અવંતી (ઉજ્જયિની)માં જ અવતી પાર્શ્વનાથની ભવ્ય મૂર્તિને હજારો માણસોની મેદની વચ્ચે વિક્રમરાજાની સમક્ષ મહાદેવના લિંગમાથી પ્રગટાવનાર, અલૌકિક પ્રતિભાશાલી, સમર્થ વિદ્વાન, જૈનશાસનના આઠ પ્રભાવક પૈકીના એક, અભિમાનના ઉન્નત શિખરે પહોચી નિરભિમાનને અપનાવ-નાર, વાદીનું નામ સાંભળતાં જ ત્યા પહોચી જનાર, દુનિયામાં સર્વજ્ઞપુત્ર તરીકે સુવિખ્યાત થયેલ, દાર્શનિક–તાર્કિક અનેકાન્તિક એવા શ્રી સિદ્ધસેન દિવાકરના નામથી ભાગ્યે જ કોઇ અજાણ હશે. આ લેખમાં આ મહાપુરુષના જીવનના વિશિષ્ટ પ્રસંગો તરફ દૃષ્ટિપાત કરીશુ.

આ મહાપુરુષનો સત્તાસમય કયો? કયા સ્થળે જન્મ? માતા–પિતા કોણ? કયું ગોત્ર? કયો ધર્મ? જન્મ પછી કયા પ્રસંગોમાં મુકાણા? સ્વવિદ્યાનુ કેટલુ અભિમાન? તે વિદ્યાના ગર્વને ઉતારનાર સદ્ગુરુ વૃદ્ધવાદીનો સમાગમ કેવી રીતે થયો? સંયમ શી રીતે લીધુ? પ્રાકૃતમાથી સંસ્કૃત કરવા જતા કેવી કઢંગી સ્થિતિ પ્રાપ્ત થઈ? અવંતીનરેશને શી રીતે પ્રતિબોધ્યો? અવતી પાર્શ્વનાથની મૂર્તિ કઇ રીતે પ્રગટ થઇ? ધર્મનો વિજય-ધ્વજ કેવી રીતે ફરકાવ્યો? નૂતન ગ્રથો કયા કયા રચ્યા? તીર્થાધિરાજ શ્રી શત્રુંજયનો સંઘ કેટલા વિશાલ પ્રમાણમા કઢાવ્યો? ઇત્યાદિ જોઈશુ

**સમય**—સંવત્પ્રવર્તક વિક્રમાદિત્ય અને સિદ્ધસેન સમકાલીન હોવાની બાબતમા બહુ મતભેદ છે. કોઇ સિદ્ધસેનને વિક્રમના સમકાલીન કહે છે, કોઈ વિક્રમની ચોથી પાંચમી સદીના વચલા ગાળામા થયેલા માને છે. કોઇ એથી પણ આગળની સદીમાં જણાવે છે. આ વિષે ઇતિહાસવેત્તા મુનિશ્રી કલ્યાણવિજયજી (હાલ પન્યાસ શ્રીકલ્યાણવિજયજી) 'પ્રબંધચિંતામણિ'ના ભાષાન્તરના 'પ્રબંધપર્યાલોચન', (પૃ. ૪૭–૪૮)મા લંબાણથી ચર્ચા કરી છેવટે જણાવે છે કે—

"આવી રીતે અમારા મત પ્રમાણે સિદ્ધસેન દિવાકરનો સત્તાસમય ચોથા અને પાંચમા સૈકાનો વચલો ભાગ જ અનુકૂળ લાગે છે કારણ કે પાદલિપ્તસૂરિના પુરોગામી આર્યખપટ વિક્રમની પ્રથમ સદીમા થયાનુ સિદ્ધ થાય છે. સ્કન્દિલના પુરોગામી પાદલિપ્ત-સૂરિ વિક્રમના ત્રીજા સૈકાના પૂર્વાર્ધમા થવાનુ સાબિત થાય છે, અને વૃદ્ધવાદીના ગુરુ સ્કંદિલાચાર્ય વિક્રમના ચોથા સૈકાના આચાર્ય હતા, એમ પ્રમાણિત થઈ જાય છે, તો સ્કન્દિલાચાર્યના શિષ્ય વૃદ્ધવાદી અને તેમના શિષ્ય સિદ્ધસેન દિવાકરને ચોથા–પાચમા સૈકાના વચલા ગાળામા મૂકવા એ જ યુક્તિયુક્ત ગણાય."

સમ્મતિતર્કના સંપાદકીય નિવેદનમા પં. સુખલાલજી અને બેચરદાસજી જણાવે છે કે—

"મૂળના (સમ્મતિતર્કના) કર્ત્તા આચાર્ય સિદ્ધસેન દિવાકર છે. જૈન પરંપરા પ્રમાણે

તેઓ વિક્રમની પહેલી શતાબ્દીમાં થઇ ગયેલા મનાય છે. તેઓ દિગમ્બરાચાર્ય કુન્દકુન્દ અને સમંતભદ્ર એ બન્નેના પહેલા થયા હોય તેવી સંભાવનાના કેટલાંક કારણો છે, તેમજ શ્વેતામ્બર અને દિગમ્બરનો પંથભેદ થયા પહેલાં પણ તેઓ થયા હોય તેમ માનવાનાં કેટલાંક કારણો છે. તેથી વિક્રમની પહેલી શતાબ્દીમા તેઓ થયાની જૈન પરંપરા ઉપર ગમ્ભીર પણે ઐતિહાસિકોએ વિચાર કરવો જોઇએ. અત્યારે કેટલાક ઐતિહાસિકો તેઓને વિક્રમની પાંચમી શતાબ્દીમાં મૂકે છે."

શ્રી મોહનલાલ દ. દેસાઈ પોતાના 'જૈ. સા. સં. ઇ.' (પૃ. ૧૦૪)મા જણાવે છે કેઃ—

"(૧૫૦) વિક્રમ (શકારિ) ઉજ્જયિનીની ગાદીએ આવ્યો તેનો સંવત્ વીરાત્ ૪૭૦ થી ચાલ્યો ગણાય છે. તેના સમય લગભગ આર્યમંગુ, વૃદ્ધવાદી, સિદ્ધસેન દિવાકર, અને પાદલિપ્તસૂરિ થયાની પરંપરા છે."

'ઉત્તર હિંદુસ્તાનમાં જૈનધર્મ' પુસ્તકમાં જણાવ્યુ છે કે–

"મહાવીરના નિર્વાણસમયની ચર્ચા પ્રસંગે ઈ. સ. પૂર્વે ૫૭ કે ૫૬ માં શરૂ થતા વિક્રમસવત્ વિષે નિર્દેશ કર્યો છે. જૈન વિક્રમચરિત્ર જણાવે છે કે "પોતાની પવિત્ર ભક્તિથી જૈન ગુરુ સિદ્ધસેન દિવાકરની સૂચનાથી વિક્રમે દુનિયાને દેવામાંથી મુક્ત કરી અને પરિણામે વર્ધમાનના સંવત્મા પરિવર્તન થયુ. ભવિષ્યના હિંદ માટે તેણે, આજે પણ ઉત્તર હિદમાં ચાલતા એવા એક ચોક્કસ સવત્ની ભેટ કરી. એડગર્ટનના શબ્દોમાં "માત્ર જૈનોની જ નહિ પરંતુ હિંદુઓની પણ ઘણા સૈકાઓથી આવી જ માન્યતા છે." (પૃ. ૧૭૦)

"ગર્દભિલ્લના વારસ વિક્રમાદિત્ય પ્રતિ જોતાં જૈન ઉલ્લેખો જણાવે છે કે, જૈન સાહિત્યના પ્રખર જ્યોતિર્ધર એવા સિદ્ધસેન દિવાકર આ સમયે તેમના દરબારમા રહેતા અને તેમણે મહાન વિક્રમને તથા મીસીસ સ્ટીવન્સનના શબ્દોમા "કુર્મારપુરના રાજા" દેવપાલને પણ જૈનધર્મ અગીકાર કરાવ્યાનુ જણાવે છે.' (પૃ ૧૭૨)

"મહાન્ ઉમાસ્વાતિ વાચક સંબંધમા આટલી પ્રાસ્તાવિક નોધ કરી આપણે વિક્રમાદિત્યના સમય પ્રતિ નજર કરીશુ કે જે દરમિયાન જૈન સાહિત્યના ઇતિહાસમાં સિદ્ધસેન દિવાકર અને પાદલિપ્તાચાર્ય જેવા ઝળકતા સિતારાઓ પ્રકાશ્યા હતા. સિદ્ધસેન અને વિક્રમના ધર્મપરિવર્ત્તન સંબધની પ્રાચીન અને દઢ જૈન દતકથાની સત્યતા બાબત આપણે વિચાર કરી ગયા છીએ, તેથી દિવાકરના સમય બાબતનની વધુ વિગતમાં ઊતરવાની આવશ્યકતા નથી. તેમ છતાં સિદ્ધસેનની દતકથા અનુસાર તારીખ સાબીત કરવા માટે બે પ્રમાણો વિચારી શકાય એક તો વાચક-શ્રમણની માફક સિદ્ધસેન પણ દિગંબર અને શ્વેતાબર બન્ને સંપ્રદાયને માન્ય છે અને બીજુ એ બન્નેનો નિર્દેશ કરતા ઉલ્લેખો બન્ને સપ્રદાયમા પ્રાચીન છે." (પૃ. ૨૧૬)

'જૈનાચાર્યોનો ઔપદેશિક પ્રભાવ' લેખમાં મુનિરાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી પૈકીના એક) જણાવે છે કે–

"આ (સિદ્ધસેન દિવાકર) વૃદ્ધવાદિસૂરિના શિષ્ય અને મહાપ્રતાપી રાજા વિક્રમના પ્રતિબોધક-ધર્મગુરુ હતા. એમણે બગાલના કુર્મારપુરના રાજા દેવપાલને પ્રતિબોધી જૈન બનાવ્યો હતો." આમાં આગળ જતા જણાવે છે કે-"તેઓ વિક્રમની પ્રથમ શતાબ્દિના મહાન આચાર્ય હતા." ઇત્યાદિ

'પ્રભાવક જ્યોતિર્ધર જૈનાચાર્યો' લેખમા પં. લાલચંદ ભ. ગાંધી જણાવે છે કે-

"ઉજ્જયિની (માળવા) ના સંવત્પ્રવર્તક સુપ્રખ્યાત વિક્રમાદિત્યથી વિશિષ્ટ સત્કાર પ્રાપ્ત કરનાર, દક્ષિણાપથમાં દિવંગત થયેલા સુપ્રસિદ્ધ સિદ્ધસેન દિવાકર."

મહામહોપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિકૃત તપગચ્છ પટ્ટાવલીની સ્વોપજ્ઞ વ્યાખ્યામાં વિક્રમાદિત્ય અને સિદ્ધસેન દિવાકર સમ્બન્ધમાં જણાવ્યું છે કે-

**'वृद्धवादी पादलिप्तश्च तथा सिद्धसेनदिवाकरो, येनोज्जयिन्यां महाकालप्रासादलिंगस्फोटनं विधाय कल्याणमंदिरस्तवेन श्रीपार्श्वनाथबिंबं प्रकटीकृतं, श्रीविक्रमादित्यश्च प्रतिबोधितस्तद्राज्यं तु श्रीवीर० सप्ततिवर्षशतचतुष्टये ४७० संजातं।'**

શ્રી જિનવિજયજીના મત પ્રમાણે સિદ્ધસેન દિવાકર ઇ. સ. ની પાંચમી શતાબ્દિ પૂર્વમાં થાય છે. (જુઓ જૈન સાહિત્ય સંશોધક, અંક ૨.)

ડૉ. શતીશચંદ્ર વિદ્યાભૂષણના મત પ્રમાણે સિદ્ધસેન દિવાકર ઇ સ. ૫૩૩ ની આસપાસ થયા. (જુઓ હિસ્ટ્રી ઑફ મેડીવલ સ્કુલ ઑફ ઇન્ડિયન લોજીક.)

ડૉ. હર્મન જેકોબીના મતે સિદ્ધસેન દિવાકર ઈ. સ. ૬૭૭ ની આસપાસ થયા.

ડૉ. પી. એલ. વૈદ્યના મત પ્રમાણે સિદ્ધસેન દિવાકર ઇ. સ. ૭૦૦ ની આસપાસ અથવા ઈ. સ. ની સાતમી સદીના છેલ્લા ચરણમા થયા. (જુઓ પી. એલ. વૈદ્યે લખેલી "ન્યાયાવતાર" ની અંગ્રેજી પ્રસ્તાવના.)

આ રીતે સિદ્ધસેન દિવાકરના સમય સંબધમાં બહુ મતભેદ છે.

**જન્મસ્થાન અને માતાપિતાદિ**—આ મહાપુરુષના જન્મસ્થાન સમ્બન્ધમા કોઈ પણ જાતનો ઉલ્લેખ અદ્યાવધિ કોઈ પણ સ્થળે દૃષ્ટિગોચર થયો નથી. માત્ર તેમના જીવન-ચરિત્ર પરથી એમ અનુમાન થઈ શકે છે કે તેમનો જન્મ ઉજ્જયિનીમા (અવન્તીમાં) યા તેની આસપાસના નિકટ પ્રદેશમા થયેલો હોવો જોઇએ. આ મહાપુરુષનું ગોત્ર કાત્યાયન, પિતાનું નામ દેવર્ષિ, માતાનુ નામ દેવશ્રી (દેવસિકા), જાત વિપ્ર અને ધર્મ વૈદિક હતો. તેમને સિદ્ધશ્રી નામે બ્હેન હતી, જેણે પોતાના ભાઇની જેમ જૈનધર્મની પ્રવ્રજ્યા સ્વીકારી સ્વજીવનને અજવાળ્યું હતુ.

**નામકરણ અને વિદ્યાભ્યાસ**—બીજના ચદ્રની જેમ દિવસે દિવસે વૃદ્ધિ પામતા આ બાળકનુ નામ માતા-પિતાએ સિદ્ધસેન સ્થાપન કર્યું. સતેજ બુદ્ધિ, પૂર્વભવના જ્ઞાનના સંસ્કાર, જ્ઞાનાવરણીય કર્મનો તથાપ્રકારનો ક્ષય અને અનુકુલ સાધન, પછી બાકી શુ રહે? જોતજોતામા સિદ્ધસેન પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી થોડા જ સમયમાં ન્યાય, વ્યાકરણ, સાહિત્ય, વેદ, ઉપનિષદ્ આદિ શાસ્ત્રોનો પારંગત બન્યો અને અદ્વિતીય વિદ્વાન તરીકે જગતમાં જાહેર થયો. તેના પિતા વિક્રમાદિત્યના પુરોહિત હતા, એટલે વિક્રમની રાજસભામા પણ તેણે યોગ્ય સ્થાન પ્રાપ્ત કર્યું, અને વિક્રમાદિત્યને અત્યંત પ્રિય થઈ પડ્યો. વિક્રમાદિત્યના રાજસભાના નવ રત્નોમા તેમની ગણના થઇ. આમ તેમની સમર્થ વાદી તરીકેની કીર્તિ ચારે તરફ ફેલાઇ ગઈ. ભલભલા પંડિતો પણ તેમનાથી ધ્રૂજવા લાગ્યા.

**વિદ્યાનું અભિમાન અને દૃઢ પ્રતિજ્ઞા**—સિદ્ધસેનને પોતાની વિદ્યાનુ અભિમાન થયું: અહો! અત્યારે દુનિયામાં મારા જેવો સમર્થ પંડિત બીજો કોણ છે? એક વાર દેશે દેશ ફરી સર્વ પંડિતોને જીતી મારા નામનો વિજયડંકો વગડાવુ તો જ હુ ખરો

સિદ્ધસેન! આમ વિચારી સિદ્ધસેન દુનિયામાં પોતાનુ મહત્ત્વ દર્શાવવા વિચિત્ર વેશ ધારણુ કરી પંડિતો પર દિગ્વિજય કરવા દેશાન્તરે નીકળી પડચો. સિદ્ધસેને પેટે પાટા બાંધ્યા, એક ખભે લાંબી નિસરણી લટકાવી, બીજે ખભે જાળ ભરાવી, એક હાથમાં કોદાળો લીધો અને બીજા હાથમાં ઘાસનો પૂળો લીધો. દેખનારને હાસ્ય કરાવે તેવા વેશમાં પ્રતિવાદીની શોધમાં સિદ્ધસેન આગળ ને આગળ ચાલતો જાય છે અને આમ તેમ જોતો જાય છે; રખેને કોઈ પ્રતિવાદી છૂપાઈ ન જાય? ચાલતાં ચાલતાં તે દક્ષિણ દેશમાં કર્ણાટકના રાજ-દરબારે જઈ પહોંચ્યો. રાજસભામાં પ્રવેશ કરી કર્ણાટક નરેશને હાકલ કરી કે હે રાજન્! તારા રાજ્યમાં મારી સાથે વાદ કરે તેવો કોઈ પંડિતવર્ય હોય તો બોલાવ મારી સામે. આજે તેના અભિમાનનો ચૂરો કરવાને માળવેશ્વર વિક્રમાદિત્યનો માનીતો મહાદુર્ધર પંડિત સિદ્ધસેન આવી પહોંચ્યો છે. આ સાંભળી રાજા રાજસભાના પંડિતો સામે જોવા લાગ્યા. પણ કોણ ઊઠે? પહેલેથી જ સિદ્ધસેનની કીર્તિ સૌએ સાંભળી હતી એટલે એ બિચારા થંભી જ ગયા. સૌને પોતાની કીર્તિ વ્હાલી હતી, એટલે કોઈની પણ હિમ્મત ચાલી નહીં. બાદ રાજાએ અપ્રતિમ એવા સિદ્ધસેનનો સન્માનપૂર્વક સત્કાર કર્યો અને વિનયપૂર્વક પૂછ્યુ કે, 'હે પંડિતવર્ય! આપે આવો હાસ્યજનક વિચિત્ર વેશ કેમ ધારણુ કર્યો છે?' પ્રત્યુતરમાં સિદ્ધસેને કહ્યુ: 'હે રાજન્! સાભળો. ઈરાદાપૂર્વક જ મેં આ વેશ ધારણુ કર્યો છે. મારામાં એટલી બધી વિદ્યા ભરી છે કે રખેને તેના ભારથી મારું પેટ ફાટી ન જાય, એ ભયથી મેં પેટ પર પાટો બાંધ્યો છે. આ નિસરણી રાખવાનું કારણુ એ છે કે મારી સાથે શાસ્ત્રાર્થ કરનાર વિદ્વાન્ પરાજયના ભયથી કદાચ ઊંચે ચઢી જાય, તો તેને પણુ આ નિસરણી ઉપર ચઢી નીચે પટકું અને શાસ્ત્રાર્થ કરી તેનો પરાજય કરું, કદાચ તે પાણીમાં ડુબકી મારે તો જાળ નાખી તેને ખેંચી કાઢું, પૃથ્વીમા પેસી જાય તો આ કોદાળીથી પૃથ્વીને ખોદી બહાર કાઢું. અને શાસ્ત્રાર્થ કરતા હારી જાય તો આ ઘાસના પુળામાંથી તરણુ કાઢી તેના દાતે લેવડાવુ. રાજાએ સ્મિત કરતાં ફરી પૂછ્યુંઃ હે પંડિતવર્ય! ધારો કે કદાચ શાસ્ત્રાર્થ કરતાં તમારી જ હાર થઈ તો તમે શું કરો? સિદ્ધસેન સિંહની પેઠે ગર્જી ઊઠચોઃ અરે, શું હુ હારું? તો તો દુનિયા ઊંધી જ વળી જાય ને? હે રાજન્! આ સૂર્ય કદાચ પશ્ચિમમા ઊગે, સ્થિર એવો મેરુ કદાચ ચલાયમાન થાય, સમુદ્ર કદાચ માઝા મૂકે, આકાશ-પાતાળ કદાચ એક થઈ જાય, તો પણુ આ સિદ્ધસેન ન જ હારે. સિદ્ધસેન અજેય છે, અપ્રતિમમલ્લવાદી છે. એટલે મારી હાર તો તમારે કોઈ પણુ કાળે માનવી જ નહિ. છતા વિધિવશાત જો હુ હારી જાઉ તો જિંદગીભર તેનો શિષ્ય થઈ જાઉં.

આ રીતે દુર્ધર એવા સિદ્ધસેને રાજસભા સમક્ષ ભીષ્મ પ્રતિજ્ઞા કરી. આ સાંભળી રાજાએ કહ્યુઃ શાબાશ, આપે આપના અભિમાનને છાજે તેવી જ દઢ પ્રતિજ્ઞા કરી છે. આમ છતાં સિદ્ધસેન સાથે શાસ્ત્રાર્થ કરવાની કોઈની હિમ્મત ચાલી નહીં. અને જેણે હિમ્મત કરી તેનો પરાજય થયો. આમ આખરે સિદ્ધસેન જે ધ્યેયથી નીકળ્યો હતો તેમાં તે સફળ થયો. અને પોતાની કીર્તિમાં વૃદ્ધિ કરી પાછો ફર્યો. કેટલોક વખત પસાર થયા બાદ ફેર સિદ્ધસેન વાદીની શોધમા પ્રવાસે નીકળ્યો. મહારાષ્ટ્ર, મગધ, કાશ્મીર, ગૌડ વગેરે દેશોમાં ફરી ત્યાના સમર્થ સાક્ષરોને શાસ્ત્રાર્થમા હરાવી પોતાનો યશડંકો વગાડી વિદ્વાનોમાં તે ચક્રવર્તી થયો. હવે તો એના અભિમાનનો પાર જ રહ્યો નહિ!

**વૃદ્ધવાદીનો સમાગમ, વાદમાં પરાજય, અને પ્રતિજ્ઞાનું પાલન**—એક સમયે સિદ્ધસેન કૌશામ્બી નગરીમાં ગયા, અને ત્યાં રાજસભામાં જઈ પંડિતોને પડકાર કર્યો. પણ કોઈ શાસ્ત્રાર્થ કરવા તૈયાર થયું નહિ, ત્યારે અભિમાનના શિખરે પહોંચેલ સિદ્ધસેન બોલ્યા કે–અત્યારે આ સિદ્ધસેનને હરાવે એવો કોઇ જન્મ્યો જ નથી લાગતો કે જેની સાથે વાદ કરીને હુ મારી જીભની ચળ મટાડુ. સિદ્ધસેનનુ આવુ અભિમાની વક્તવ્ય એક પંડિત-વર્યથી સહન ન થયું. એટલે તેણે સિદ્ધસેનને પગના નખથી તે માથાની ચોટલી સુધી લાગી જાય તેવુ આકરું વેણ સભળાવતાં કહ્યુ: જગત્મા કોઈનુ અભિમાન રહ્યુ નથી. એવી કહેવત છે કે શેરને માથે સવાશેર હોય છે. માટે હે સિદ્ધસેન! આટલું બધું અભિમાન શા માટે કરો છો? જો તમારે જીભની ચળ જ મટાડવી હોય અને વાદ કરવાની સાચી જ ભાવના હોય તો કોઈ નરકેશરી પાસે પહોંચી જાઓ. અદ્યાવધિ તો તમે બકરાં સાથે જ બાથ ભીડી છે, કેશરીસિંહના દર્શન હજુ નથી થયાં. જ્યા એના સપાટામાં આવ્યા કે તમારા અભિમાનના ભૂક્કા થઇ જવાના! આ મારા વચનો તમારા હૃદયમા કોતરી રાખજો.

સિદ્ધસેનને આવુ નગ્ન સત્ય સંભળાવનાર હજુ સુધી કોઈ મળ્યો જ ન હતો. એટલે સ્વમાન ભંગ થતુ જોઈ સિદ્ધસેન એકદમ ચીડાયો, અને ગર્જના કરતો બોલી ઊઠયો: દુનિયામાં એવો કોણ પડ્યો છે કે જે સિદ્ધસેનને હરાવે અને અપ્રતિમમલ્લવાદી તરીકે સ્વ-કીર્તિને વિશ્વમાં ફેલાવે? જેમ એક મ્યાનમાં બે તરવાર ન હોય, એક રાજમાં બે રાજા ન હોય, તેમ એક સાથે બે અપ્રતિમમલ્લવાદીઓ ન જ હોય. માટે તું જલદી આ સિદ્ધસેન સાથે સ્પર્ધા કરનાર તે તારા કેસરીસિંહનુ નામ બતાવ

પંડિતવર્યે તેની છાયામા લેશમાત્ર દબાયા સિવાય જવાબ આપ્યો: હે રાજન્! લાટ દેશના પાટનગર ભૃગુકચ્છ (ભરૂચ) શહેરમા વિચરતા, સાક્ષાત્ સરસ્વતીના અવતારસમા અપ્રતિમમલ્લવાદી, સકલશાસ્ત્રોમા પારંગત, મહાસમયજ્ઞ, તમારા વિદ્યામદનુ મર્દન કરવાને સમર્થ એવા જૈનાચાર્ય શ્રી વૃદ્ધવાદીસૂરીશ્વરજી મહારાજા છે.

[આ વૃદ્ધવાદી ગૃહસ્થાવસ્થામાં ગોડદેશમા કોશલગ્રામના રહેવાસી હતા. તેમનું મૂળ નામ મુકુન્દ હતું. જાતે બ્રાહ્મણ હતા. તેમણે વૃદ્ધાવસ્થામા પ્રસિદ્ધ અનુયોગપ્રવર્તક અને પાદલિપ્તાચાર્યના પરમ્પરાશિષ્ય શ્રી સ્કન્દિલસૂરીશ્વરજી પાસે પ્રવ્રજ્યા સ્વીકારી હતી. ગ્રામાનુગ્રામ વિહાર કરતા તેઓ ભરૂચમા આવી પહોચ્યા. વૃદ્ધવસ્થા છતાં ભણવાની બહુ જ ખંત હતી. દિવસ અને રાત્રિનો ઘણો ટાઇમ વિદ્યાભ્યાસમા જ પસાર થતો. રાત્રે પણ ઉદ્ઘોષણા પૂર્વક અધ્યયન કરે. એકદા ગુરુવર્યે સૂચના કરી કે–મહાનુભાવ, રાત્રે મોટા અવાજે અધ્યયન કરવાથી અન્યને નિદ્રામાં સ્ખલના પડે. પ્રવૃત્તિશીલ લોકો જાગીને હિંસાદિ કાર્યમાં પ્રવૃત્ત થાય. માટે રાત્રિમા ઊંચે સ્વરે અધ્યયન કરવુ ઉચિત નથી. ગુરુ મહારાજે કરેલી આ સૂચના પ્રત્યે તેમનું દુર્લક્ષ્ય જ રહ્યુ અને તેમણે હમ્મેશની માફક રાત્રે પણ ઊંચા સ્વરથી અધ્યયન કરવુ ચાલુ જ રાખ્યુ. ત્યારે અન્ય મુનિવરે એક વખતે મશ્કરીમા તેમને કહી દીધુ કે હે મહારાજ! શુ વૃદ્ધાવસ્થામા ભણીને તમે મુશળ (સાંબેલા)ને પલ્લવિત કરવાના છો? આ મીઠી મશ્કરીથી મુકુંદમુનિને બહુ જ લાગી આવ્યુ. મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે હવે તો સરસ્વતીની આરાધના કરી તેને પ્રસન્ન કરુ અને મુશળને પલ્લવિત કરું તો હુ જ ખરો. આ રીતે દૃઢ નિશ્ચય કરી 'નાલિકેરવસતિ' નામના ચૈત્યમાં ગયા.

ચારે આહારનો ત્યાગ કરી સમાધી લગાવીને બેસી ગયા. એકવીશ દિવસના ઉપવાસને અંતે ભારતીદેવી પ્રસન્ન થયાં, અને તેમને પંડિતેશિરોમણિ થવાનો આશિર્વાદ આપ્યો. સરસ્વતીની પ્રસન્નતાથી વૃદ્ધ મુકુન્દમુનિને અપૂર્વ વાદશક્તિ પ્રાપ્ત થઈ. તેથી તે વૃદ્ધવાદી તરીકે સર્વત્ર પ્રસિદ્ધ થયા. બાદ પારણા સારુ ગૃહસ્થને ઘેર ગોચરી લેવા જતાં ત્યાં મુશળ તેમના જોવામાં આવ્યું. પૂર્વે મુનિવરના મુખથી મશ્કરીમા અપમાનજનક વચન સાંભળ્યું હતું તે તુરત સ્મરણ આવ્યુ, તેથી હજારો માણસોની મેદની વચ્ચે તે મુશળ ઉપર પ્રાસુક જળનું સિંચન કરી તેને પુષ્પોથી નવપલ્લવિત કરી દીધુ, અને સર્વને આશ્ચર્યમાં ગરકાવ કરી દીધા. ત્યારથી વૃદ્ધવાદી આબાલગોપાલ વિશ્વમાં સુપ્રસિદ્ધ થયા. એક વખત વયોવૃદ્ધ વૃદ્ધવાદી ઉદ્‌ઘોષણા કરી કહેવા લાગ્યા કે સસલાનું શૃંગ (શિંગડુ), ઇન્દ્રધનુષ્યનું પ્રમાણ, શીતલાગ્નિ, અને નિષ્પ્રકંપ પવન આ વાક્યમાં જે કોઈને કઇ ગમતુ ન હોય તો તે મારી સામે આવીને વદે. તેને નિરુત્તર કરવા માટે હુ સજ્જ છું. પણ તેમની સામે કોઈ મોરચો માડી શકયા નહીં. આથી જગતમા વૃદ્ધવાદી અપ્રતિમમલ્લવાદી તરીકે જાહેર થયા. ગુરુમહારાજ શ્રીસ્કંદિલાચાર્યે તેમને આચાર્ય પદથી વિભૂષિત કર્યા. ગુરુમહારાજ ગચ્છનો સર્વ ભાર વૃદ્ધવાદીને સોપી દઇ અનશન કરી સ્વર્ગસ્થ થયા. બાદ શાસનની ધુરાને વહન કરતા વયોવૃદ્ધ વૃદ્ધવાદીજી ગ્રામાનુગ્રામ વિહાર કરતા ભવ્ય જીવોને પ્રતિબોધતા વિચરવા લાગ્યા. ત્યાર પછીનો સમ્બન્ધ સિદ્ધસેન સાથેનો છે]

આ કથન સાભળતા જ સિદ્ધસેન ચમકયો. મારા જીવતા જગતમા એ અપ્રતિમમલ્લવાદી તરીકે પ્રસિદ્ધ થાય! બસ, હવે તો તેને વાદમા હરાવીને વિજય પ્રાપ્ત કરું ત્યારે જ ખરો! એમ કહી છંછેડાયેલા સર્પ જેવો તે સિદ્ધસેન વૃદ્ધવાદીને હરાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરીને વૃદ્ધવાદીની શોધમા નીકળી પડયો, અને આવી પહોચ્યો ભરુચ બંદરે; જયાં નર્મદા નદીનાં ઊંડાં નીર વહી રહ્યા છે, કાઠે આવેલા શહેરનો મનોહર દેખાવ દૃશ્યમાન થઈ રહ્યો છે, ઊંચી ઊચી હવેલીઓ ગગનમંડલની સાથ બાથ ભીડી રહી છે, મંદિરોની ધ્વજાઓ ચારે તરફ આકાશમા ફરકી રહી છે, અને વિશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીનુ ભવ્ય તીર્થ જયાં શોભી રહ્યુ છે. સિદ્ધસેને આવીને વૃદ્ધવાદીજીની શોધ કરી, કોઈ પણ સ્થળે ભેટો થયો નહી, ત્યારે સિદ્ધસેન ફરતો ફરતો જૈન ઉપાશ્રયની નિકટમા આવ્યો. ત્યા કોઇ ગૃહસ્થને પૂછ્યું કે ભાઈ! વૃદ્ધવાદીજી કયા છે?

ગૃહસ્થે કહ્યું કે મહાશય! તેઓ તો નવકલ્પવિહારી છે. તેમનો કલ્પ પૂરો થવાથી તેઓ આજે જ પ્રાતઃકાલમાં અહીથી વિહાર કરી ગયા છે. આ સાભળી હૃદયમા હરખાતો તે બોલી ઊઠયો:-ઓહ, કેસરીસિંહની બીકે ગજરાજ ભાગી જાય તેમ, મારી બીકે જ તેઓ ભાગી ગયા લાગે છે. પણ હું તેમને કયાં છોડુ એમ છું?!

સિદ્ધસેનના આ વચનો એ ગૃહસ્થથી સહન ન થયા. તેણે ખુલ્લા શબ્દોમાં તેમને સંભળાવી દીધું. અરે પંડિતજી, વૃદ્ધવાદીને વાદમા હરાવે તેવો વિશ્વમા જન્મ્યો છે જ કોણ? તમે તો એમની આગળ શા હિસાબમા? એ તો જબ્બરજસ્ત અપ્રતિમમલ્લવાદી છે. એક વખત મળી જુઓ એટલે તમારી સાન તે મહાપુરુષ ઠેકાણે લાવશે. જાણે ભાવીના સૂચક જ હોય તેમ આ શબ્દો ગૃહસ્થના મુખમાથી નીકળી પડયા.

સિદ્ધસેન આ સાંભળી ચીડાઇને બોલ્યો. અરે, એ ગમે તેવા હોય તે મારે સાંભળવાની

જરૂર નથી. ભલે તું તેમની બડાશ માર્યા જ કરે, પણ મારી આગળ તેમનું લેશમાત્ર ટકું નભવાનું નથી. એ કયે માર્ગે ગયા છે, તે મને બતાવ! ગૃહસ્થે માર્ગ બતાવતાં કહ્યુંઃ આ માર્ગે ચાલ્યા જાઓ, માર્ગમાં જ તમને તે મળશે. સિદ્ધસેને તે તરફ પ્રયાણ કર્યું. અને થોડી વારે તે વૃદ્ધવાદીસૂરિની લગભગમાં આવી પહોંચ્યો. વૃદ્ધવાદીજીની પણ તે તરફ દૃષ્ટિ ખેંચાણી. મનમાં એમ થયું કે આ કોઇ વ્યક્તિ આટલો બધો ઉતાવળથી આવી રહ્યો છે માટે તેને ઉપદેશ શ્રવણ કરવાની અથવા મને મળવાની તીવ્ર અભિલાષા થઇ હોય એમ લાગે છે. એટલે વૃદ્ધવાદીજી એક વિશાલ વૃક્ષ નીચે થોભી ગયા, અને સિદ્ધસેન ત્યાં આવી પહોંચ્યો એટલે ઉપદેશ દેવો શરુ કર્યો. એટલે સિદ્ધસેન બોલ્યો કે હુ કંઇ તમારો ઉપદેશ સાંભળવા નથી આવ્યો. મારે તો તમારી સાથે શાસ્ત્રાર્થ કરવો છે. તમે મારી બીકે ભાગી આવ્યા છો, પણ હુ તમને છોડવાનો નથી. હું કોણ છું એ તમે જાણો છો? હું વાદીવિજેતા સિદ્ધસેન છું. મારા નામ માત્રથી વાદીઓના હાજા ગગડી જાય છે. માટે તમે મારી સાથે શાસ્ત્રાર્થ કરો યા તમારી હાર કબુલ કરી અપ્રતિમમલ્લવાદીપણાનો આટોપ છોડી દઈ શરણે થઇ જાઓ. અને જો હુ તમારી સાથે શાસ્ત્રાર્થ કરવામાં હારી જાઉં તો જિંદગીભર તમારો શિષ્ય થઈને રહુ. માટે બતાવો તમારુ પાંડિત્ય! આજે તમારો અપ્રતિમમલ્લવાદી-પણાનો યશ ચૂરચૂર કરી જગતમાં મારી કીર્તિ સ્થાયી કરીશ. સમયજ્ઞ વૃદ્ધવાદીજીને થયું કે આને વિદ્યાનું બહુ જ અજીર્ણ થયું છે. એ છે તો સમર્થ વિદ્વાન્ અને પ્રતિભાશાલી, પણ સારો સંયોગ નથી મળ્યો તેથી પોતાની વિદ્વત્તાનો કુમાર્ગે ગેરઉપયોગ કરી રહ્યો છે. જો એને કુનેહથી સાચો માર્ગ બતાવવામાં આવે તો જરૂર તે શાસનનો મહાન પ્રભાવક થાય, શાસનની લગામ સાચવી શકે, અને વિશ્વમાં જૈનશાસનનો ડંકો બજાવે. આ વિચારથી વૃદ્ધવાદીનુ હૃદય તેને સન્માર્ગે લાવવા આકર્ષાયુ. પછી વૃદ્ધવાદીજીએ જણાવ્યું કેઃ ભાઈ! શાસ્ત્રાર્થ કરવાની મારી ના નથી, પણ આપણા બન્નેમાથી હાર કોની થઈ અને જીત કોની થઇ, તેનો ન્યાય કરનાર ત્રાહીત કોઈ જોઈશેને? માટે પંચ નક્કી કરો જેથી આપણે બન્ને શાસ્ત્રાર્થ કરીએ, અને જય કે પરાજયનો નિર્ણય કરીએ. સિદ્ધસેનથી તો ઘડીભર પણ થોભાય તેમ ન હતુ તેને તો શાસ્ત્રાર્થ કરવાની ખૂબ જ તાલાવેલી લાગેલી હતી. તેને થયું કયાં અત્યારે મધ્યસ્થને ગોતવા જવુ? આનાં કરતાં આ જગલના ગોવાળીઓને જ પંચ તરીકે નીમી દઉં. એમ વિચાર કરી ન્યાય આપવા ગોવાળીઓને બેસાડયા. બાદ સિદ્ધસેને સમય-જ્ઞતાના અભાવે વૃદ્ધવાદી સામે વ્યાકરણ, ન્યાય, વેદાન્ત આદિ અનેક ગ્રન્થોનાં પ્રમાણો સાથે, અસ્ખલિત ગિર્વાણ ગિરામા, પોતાના પૂર્વપક્ષનું સમર્થન કરવા માંડયુ. પણ આ સમયે પેલા ગોવાળિયા તો કાનમાં આગળી દઈને તેની સામે જોઈ જ રહ્યા, અને એક બીજાને કહેવા લાગ્યા કે આ શું બોલ્યા કરે છે એ કઇ સમજાતું જ નથી. આને તો કંઈ આવડતું નથી લાગતુ. એટલામા સિદ્ધસેનનો પૂર્વપક્ષ પૂરો થયો. બાદ સમયજ્ઞ વૃદ્ધવાદીજીએ વિચાર્યું કે આ ભરવાડો આગળ સંસ્કૃતમાં વદવુ એ તો ભેંસ આગળ ભાગવત વાચવા જેવું છે. વળી આ સિદ્ધસેનને પણ યુક્તિથી વશ કરવો છે. માટે સમય અને સભાને ઉચિત એવું બોલવું જોઈએ એમ વિચારી બુદ્ધિના ભંડાર સમયજ્ઞ વૃદ્ધવાદીજીએ કેડે ઓઘો બાંધ્યો અને હાથથી તાબોટા વગાડતા, ફેરફુદડી ફરતા, નાચ કરતા, ગોવાળીઆઓને સમજણ પડે એવા ઉપદેશ ભરેલાં પ્રાકૃત પદ્યો રાગ કાઢીને ગાવા માંડયાં. આ સાભળતા ગોવાળીઆઓ પણ હાથમા ડંડીકાઓ લઇને વૃદ્ધવાદીની સાથે નાચ કરવા લાગ્યા.

વૃદ્ધવાદીજીએ તાલ સાથે હુમડક-હંખોડા લઇને નીચેનું પદ્ય ગાઈ સંભળાવ્યું:

"નવિ મારિઅઈ નવિ ચોરીઅઈ, પરદારહ સંગુ નિવારિઅઇ;
થોવા થોવું દાઇઅઇ, તઉ સગ્ગિં ટુગુ ટુગુ જાઈઈ."

આ સાભળી ગોવાળીઆઓ તો બહુ જ ખુશ થઈ ગયા. વાહ! આ મહારાજ ખરા છે. શું એમનુ બોલવુ! શું એમનું નૃત્ય! અમને ખસવાનુ જ મન થતુ નથી. પછી ગોવાળીઓને પૂછવામા આવ્યુ કે ભાઈઓ! કોણ જીત્યા અને કોણ હાર્યા? ત્યારે ગોવાળીઓએ તો ચોકખે ચોકખું કહી દીધુ કે વૃદ્ધવાદીજી જીત્યા અને આ ભાઈ હાર્યા. આથી સિદ્ધસેને કહ્યુ: મહારાજ હુ હાર્યો અને આપ જીત્યા. હવે મારી પ્રતિજ્ઞાનું પાલન કરાવવા આપનો શિષ્ય બનાવો. આ સાભળી વૃદ્ધવાદીજી બોલ્યા: હે સિદ્ધસેન, આ કાંઈ આપણો વાદવિવાદ ન કહેવાય. ગોવાળીઓને પાંડિત્યની શી કિમ્મત હોય?

**विद्वानेव विजानाति, विद्वद्जन परिश्रमम्॥**
**नहि वन्ध्या विजानाति, गुर्वीं प्रसववेदनाम्॥ १॥**

માટે આથી કાંઇ મારી જીત થઈ ન કહેવાય. રાજસભામાં જઇને જ્યારે આપણે પરસ્પર શાસ્ત્રાર્થ કરીએ, અને એમાં જય પ્રાપ્ત કરી શકાય તો જ ખરી જીત થઈ કહેવાય. સિદ્ધસેન મહાઅભિમાની હતો છતાં તેનામાં એકવચનીપણાનો મહાન્ ગુણ હતો; બોલ્યા પછી ગમે તેવા વિકટ પ્રસંગોમાં આવે તોપણ ફરી ન જાય તેવો તે હતો. તેણે વૃદ્ધવાદીજીને કહી દીધું કે-મહારાજ! આપ સમયજ્ઞ છો. વ્યવહારકુશલ છો. ખરેખર, આપ જ જીત્યા છો અને હુ હાર્યો છુ, માટે આપનો શિષ્ય કરો. છતાં વૃદ્ધવાદીજીએ એ વાતનો ઇન્કાર કર્યો. અને બન્ને જણા ગયા ભૃગુકચ્છમા. ત્યાં રાજસભામા બન્ને વચ્ચે વાદવિવાદ થયો. ત્યાં પણ સિદ્ધસેનની હાર થઈ અને વૃદ્ધવાદીજીનો વિજય થયો, એટલે તેમણે સિદ્ધસેનને પ્રવ્રજ્યાથી અલંકૃત કરી કુમુદચન્દ્ર નામ રાખી સ્વશિષ્ય બનાવ્યા. સિદ્ધસેન આજથી કુમુદચંદ્રમુનિ તરીકે ઓળખાવા લાગ્યા આ રીતે સિદ્ધસેનની પ્રતિજ્ઞાનું પાલન થયુ[1]

**સૂરિપદની પ્રાપ્તિ: કુમુદચંદ્રને બદલે સિદ્ધસેન**—કુમુદચન્દ્ર મુનિવર બુદ્ધિના ભંડાર અને પ્રતિભાશાલી હતા. પૂર્વે પણ ન્યાય, વ્યાકરણ, સાહિત્ય, વેદ, ઉપનિષદ્ વગેરે સર્વ શાસ્ત્રના પારગત હતા. માત્ર આ તરફ જ તેમની પ્રગતિ ન્હોતી થઈ, તે સદ્ભાગ્યે મળી આવી એટલે સોનું અને સુગધ બે ભેગાં થયા! તે અલ્પ સમયમાં જૈનદર્શનના પૂરેપૂરા જ્ઞાતા થઇ ગયા. વૃદ્ધવાદીજીએ તેમને મહાસમર્થ અને સુયોગ્ય જાણી આચાર્યપદવીથી અલંકૃત કર્યા..અને સંસારીપણાના પૂર્વ નામથી જ જગતમાં પ્રખ્યાત હોવાથી તે વખતે કુમુદચન્દ્રને બદલે સિદ્ધસેન આચાર્ય એ નામથી વિભૂષિત કરી ગચ્છનો સર્વ ભાર સુપ્રત કરી પોતે

૧ વૃદ્ધવાદીની સાથે સિદ્ધસેને વાદ કર્યાની હકીકત દરેક કથાનકોમા આવે છે, પણ અન્ય કથાનકોમાં આ વાદ ભરુચની નજીકમા થયાનુ અને તે જ કારણે તે સ્થળે 'તાલારાસક' ગ્રામ વસ્યાનુ વર્ણન આવે છે, પણ આ પ્રબન્ધમા આ બન્ને વિદ્વાનોનો વાદ ઉજ્જૈનીની પાસે થયાનું લખ્યુ છે. અને ભરુચની પાસે સિદ્ધસેને (આ સ્થળે વૃદ્ધવાદીજીએ એમ જોઇએ) ગોવાલિઆઓને રાસગાઇને ઉપદેશ કર્યાની વાત લખી છે. અમને પણ આ પ્રબન્ધમાં લખેલી હકીકત પ્રાચીન અને યથાર્થ જણાય છે.

-(મુનિ શ્રી કલ્યાણવિજયજીકૃત પ્રભાવકચરિત્રના ભાષાન્તરનુ પ્રબન્ધપર્યાલોચન પૃ. ૪૯)

પૃથગ્ વિહાર કર્યો. સિદ્ધસેનસૂરિ હવે વિદ્યાના આટોપને લેશમાત્ર અપનાવ્યા સિવાય ગ્રામાનુગ્રામ વિચરવા લાગ્યા.

**ઉજ્જયિનીમાં આગમન અને વિક્રમાદિત્યનો સમાગમ**—દેશોદેશ વિહાર કરી શાસનની પ્રભાવના કરતા શ્રી સિદ્ધસેનસૂરિજી એકદા સ્વપરિવાર સહિત માળવાના પાટનગર ઉજ્જયિનિમાં પધાર્યા. લોકોએ તેમનું ભવ્ય સ્વાગત કર્યું. હજારો માણસો તેમના ઉપદેશનો લાભ ઉઠાવવા લાગ્યા.

એકદા સૂરિજી ઉજ્જયિનીના રાજમાર્ગ પર થઈને જઈ રહ્યા છે. લોકો તેમની જય ઉપર જય બોલાવી રહ્યા છે. દૂરથી આવતા વિક્રમાદિત્યના કાને આ શબ્દો પડયા. તેણે અનિમેષ નયને એ દૃશ્ય નિહાળ્યું, અને મનથી સિદ્ધસેનસૂરીશ્વરજીને નમસ્કાર કર્યો. મહાસમર્થ શ્રી સિદ્ધસેનસૂરીશ્વરજીને વિદ્યાના બળથી રાજાએ કરેલા માનસિક પ્રણામની ખબર પડી એટલે તેમણે જમણો હાથ ઊંચો કરી ઊંચે સ્વરે ધર્મલાભનો આશિર્વાદ આપ્યો. ત્યારે વિક્રમાદિત્યે આ આશિર્વાદનું કારણ પૂછ્યું. ત્યારે આચાર્ય ભગવંતે કહ્યું: આ આશિર્વાદ તમારા માનસિક નમસ્કારનું ફળ છે. આ કથન સાંભળી વિક્રમાદિત્યે સૂરીશ્વરની ભૂરિ ભૂરિ પ્રશંસા કરવા પૂર્વક એક ક્રોડ સૌનેયા (સોનામહોર) આપવા ભંડારીને હુકમ કર્યો.

" धर्मलाभ इति प्रोक्ते, दूरादुद्धृतपाणये ॥
सूरये सिद्धसेनाय, ददौ कोटिं नराधिपः ॥१॥ "

રાજાએ એક ક્રોડ સોનામહોર આપવા માડી તેનો સૂરીશ્વરજીએ ઇન્કાર કરતાં કહ્યું: હે નરાધિપ ! આ તો શું, પણ તુ આખું રાજપાટ આપી દે તોપણ અમારે ન કલ્પે. આ જીવન પર્યંત તેનો ત્યાગ છે. ત્યારે રાજાએ જણાવ્યું: સાહેબ જે વસ્તુ મેં દાનમાં કાઢી તે પાછી લેવી ઉચિત ન ગણાય. માટે આપ કાંઇક રસ્તો કાઢો.[1] ત્યારે સૂરિજીએ કહ્યું: પૃથ્વીમાં જે કોઈ દેણદાર હોય તેનુ દેણુ આમાંથી ચુકવવું જોઈએ, વિક્રમાદિત્યે તે વાત સ્વીકારી, સર્વનાં સાત સાત પેઢીનાં દેણાં ચુકતે કરી, સર્વને ઋણમુક્ત કરી સુખી કરી દીધા. અને નવેસરથી ચોપડા બનાવી પોતાનો શક પ્રવર્તાવ્યો, જે અદ્યાવધિ અસ્ખલિતપણે ચાલ્યો આવે છે.

**ચિત્તોડમાં બે વિદ્યાની પ્રાપ્તિ**—ઉજ્જયિનીથી વિહાર કરી સૂરીશ્વરજી એકદા ચિત્રકૂટ (ચિતોડ) પધાર્યા, અને પ્રભુ દર્શનાર્થે જિનમંદિરમાં જતાં તેમની દૃષ્ટિ ચૈત્ય પાસે ઉભા કરેલા એક વિચિત્ર સ્થંભ ઉપર પડી. આ સ્થંભ પ્રેક્ષકને ઘડીકભર વિચારમાં નાખી દે તેવો અને ઈંટ કે પત્થરનો નહીં પણ કોઈ જુદી જ રીતે બનેલો ભાસતો હતો. સૂરીશ્વરજીને આ સ્થંભ જોઈ આશ્ચર્ય થયું. તેમણે નિકટમાં ઊભેલા એક વૃદ્ધ અનુભવીને પૂછ્યું: ભાઈ ! આ સ્થંભ શાનો બનેલો છે ? અને અહી શા કારણથી ઊભો કરવામાં આવ્યો છે ? વૃદ્ધે અંજલી જોડી જણાવ્યુ: ગુરુ મહારાજ ! લોકવાયકા એવી છે કે આ સ્થંભ ઈંટ, માટી, પત્થર કે લાકડાનો બનેલો નથી, પરંતુ ઔષધિઓનો બનેલો છે. પૂર્વેના મહર્ષિઓએ આના પોલાણમાં કીમતી રહસ્યમય વિદ્યાગ્રંથો થોકબંધ મૂકેલા છે, અને તેનુ મોઢું

---

૧ આ બાબતમાં પ્રભાવકચરિત્રના ભાષાન્તર (પૃ ૯૩)માં નીચે પ્રમાણે વર્ણન છે—

"રાજાએ આચાર્યને બોલાવીને નિવેદન કર્યું કે—'હું તમને દ્રવ્ય આપવા માગુ છુ.' ત્યારે ગુરુ બોલ્યા—'દ્રવ્ય લેવુ કલ્પે નહિ. માટે તમને રુચે તેમ કરો.' આથી રાજાએ ગરીબ સાધર્મી બંધુઓ અને ચૈત્યોના ઉદ્ધાર માટે તે દ્રવ્યનો એક સાધારણ ભંડાર કર્યો."

ઓષધિઓથી બંધ કરેલુ છે. તેને ઉઘાડવા માટે ઘણા ઘણા મથ્યા પણ બધા નિષ્ફળ નિવડયા. હવે આપ કંઇ કોશિશ કરો અને સદ્‌ભાગ્યે કદાચ ઉઘડી જાય તો ના નહીં. તુરત જ સૂરીશ્વરજીએ બારીકાઇથી તેની તપાસ કરી તો તેમને પણ ઔષધિલેપમય સ્થંભ લાગ્યો. તેમણે સુંઘી સુંઘીને ઔષધિઓની પરીક્ષા કરવા માંડી. પછી પોતે પણ કેટલીક વિરોધી ઔષધીઓ મેળવી તેનો લેપ તૈયાર કરાવ્યો. એ લેપને સ્તંભના મુખભાગ પર વારંવાર લગાવતાં તે ખૂલ્યું. અંદર જોયુ તો સ્તંભ ઠેઠ સુધી પુસ્તકોથી જ ભરેલો હોય તેમ લાગ્યુ, ઉપરથી એક પુસ્તક બાર કાઢ્યું. શરૂઆતનું જ પાનું વાચતાં બે વિદ્યા જોવામાં આવી: એક સુવર્ણસિદ્ધિની અને બીજી સરસવીની. પહેલી વિદ્યાના પ્રભાવથી લોઢું પણ સુવર્ણ બની જાય અને બીજી વિદ્યાના પ્રભાવથી મંત્રેલા સરસવ જળાશયમાં નાખતાં હથિયારબંધ સુભટો ઉત્પન્ન થાય. સૂરીશ્વરજીએ તે બે બરોબર ધારી લીધી. બાદ આગળ વાંચવા જતાં શાસનદેવીએ અદૃશ્યપણે તે પુસ્તક ખુચવી લીધુ, અને જ્યાં હતું ત્યાં ગોઠવી દઇ સ્થંભનુ મુખ બંધ કરી દીધું. સૂરીશ્વરજીના બુદ્ધિખજાનામાં બે વિદ્યારત્નની વૃદ્ધિ થઇ.

**વિદ્યાનો ઉપયોગ : દિવાકરપદની પ્રાપ્તિ**—બન્ને વિદ્યાથી અલંકૃત એવા સિદ્ધસેન-સૂરિજી વિહાર કરતા એકદા પૂર્વદેશના કુર્મારપુર નગરમા પધાર્યા. ત્યાંની જનતાએ તેમનું ભવ્ય સ્વાગત કર્યું. ક્રમશઃ સૂરિજીની પ્રશસા રાજદ્વારે પહોંચતાં, રાજા દેવપાલ પોતે પરિવાર સહિત વંદનાર્થે આવ્યો. આક્ષેપણી વગેરે ચાર પ્રકારની ધર્મવ્યાખ્યાથી સૂરિજીએ તેને પ્રતિબોધ પમાડયો. હજુ આચાર્ય મહારાજ ત્યાં સ્થિર હતા એટલામાં ત્યાંના રાજા પર મોટી આફત આવી પડી વિજયવર્મા નામના રાજાએ ચઢી આવી વિશાલ સૈન્ય સહિત એકદમ મોટું આક્રમણ કર્યું, અને આખી નગરીને ચારે બાજુથી ઘેરી લીધી. આનો સામનો કરવા જેટલુ સૈન્ય કે સામાર્થ્ય દેવપાલ પાસે ન હતું. તે તો ખૂબ જ ગભરાયો. હવે શું કરવું ? તે કંઇ સૂઝયુ નહી. સદ્‌ભાગ્યે સિદ્ધસેનસૂરિજી સ્મરણમાં આવ્યા. તે તેમની પાસે આવ્યો અને સર્વ હકીકતથી તેમને વાકેફ કરી કહ્યુ હે ગુરુવર્ય ! હવે તો આપનું જ શરણ છે. સૂરિજીએ કહ્યુ. રાજન્ ! લેશમાત્ર ગભરાવાની જરૂર નથી. સૌ સારાં વાનાં થશે. બાદ સૂરીશ્વરજીએ બે વિદ્યાના પ્રભાવથી અગણિત દ્રવ્ય અને અસંખ્ય સુભટો ઉત્પન્ન કરી દીધા. રાજા તો એ જોઇને જ ચકીત જ બની ગયો. તેનું ક્ષત્રિય તેજ ઝળકી ઊઠયુ. તેણે શત્રુને પડકાર કર્યો. વિજયવર્મા પણ આટલુ બધું સૈન્ય દેખીને, હવે આપણે નહી જીતી શકીએ, એમ વિચારી રવાના થઇ ગયો. દેવપાલે વિજયનાં વાજિંત્રો વગડાવ્યાં, અને આખી નગરીને નિર્ભય કરી દીધી. કામ પતી ગયું એટલે ગુરુવર્યે બધુ સંહરી લીધું. પછી દેવપાલ બે હાથ જોડી કહેવા લાગ્યો: હે ગુરુદેવ હુ શત્રુના ભયરૂપ અંધકારમા પડયો હતો, તેમાંથી સૂર્ય સમાન આપે મારો ઉદ્ધાર કર્યો. માટે હે પ્રભો ! આપનું 'દિવાકર' એવું નામ સુપ્રસિદ્ધ થાઓ. એમ કહી સૂરીશ્વરજીને હજારો માનવોની મેદની વચ્ચે 'દિવાકર'ની પદવી સમર્પી.

**દેવપાલની ભક્તિનો દુરુપયોગ**—સિદ્ધસેન દિવાકરનો યશ સર્વત્ર વ્યાપી ગયો. રાજા દેવપાલ અને આખી પ્રજા જાણે તેમની પાછળ ગાડાં બની ગયાં. સૂરીશ્વરજી અને રાજા–પ્રજા વચ્ચે મોહ રાજાના પુત્ર પ્રેમે એટલું બધુ જોર અજમાવ્યું કે સૂરીશ્વરજીને ત્યાંથી નીકળવું મુશ્કેલ થઇ પડયું, સ્થિરતા રૂપી સાંકળે જાણે સૂરિજીને જકડી લીધા. આ બાજુ દેવપાલે વિચાર કર્યો કે આવા મહાપ્રભાવશાળી આચાર્ય આપણને વારંવાર મળવાના નથી, માટે હવે તો સદાને માટે તેમને અહીં જ સ્થિરતા કરાવી દેવી. એટલે રાજાએ

સૂરિજીને વિનંતી કરી, પ્રભો ! આપ કૃપા કરી હવે અહીં જ સ્થિરતા કરો. આ સર્વસ્વ આપનું જ છે. સિદ્ધસેન દિવાકર પણ રાજાની વિનતીનો સ્વીકાર કરી ત્યાં જ સ્થિરતા કરીને રહ્યા. ભૂપતિ દેવપાલ તેમની ખૂબ ખૂબ ભક્તિ કરવા લાગ્યો. રાજ્યના સમસ્ત અધિકારીઓ પણ સૂરીશ્વરની આજ્ઞાને શિરસાવંદ્ય ગણવા લાગ્યા અને પ્રજા તો તેમના ચરણકમલમાં શિર ઝુકાવીને તૈયાર જ રહેતી. એકદા રાજાએ સૂરીશ્વરજીને રાજસભામાં આવવા માટે એક સુંદર પાલખી તૈયાર કરાવી. રાજાના આગ્રહથી સૂરીશ્વરજી પણ તેનો ઉપભોગ કરવા લાગ્યા, અને જ્યારે જ્યારે રાજસભામાં પધારે ત્યારે ત્યારે પાલખીમાં આરૂઢ થઈને જવા લાગ્યા. પાલખીઓ રાજાના અનુચરો ઉપાડતા અને બન્ને બાજુ રાજસેવકો સફેદ ચામરો વીઝતા, દિવાકરજીનો જયનાદ પોકારતા. આમ ધીમે ધીમે સૂરિજી સંયમ માર્ગમાં શિથિલ થવા લાગ્યા અને સાધુપણાના સાચા માર્ગને ભૂલી ગયા.

**ગુરુજીની યુક્તિ : ભૂલનું ભાન**—વાયુ વેગે ફેલાતી આ વાત તેમના ગુરુ વૃદ્ધવાદિસૂરિના કાને આવી પહોચી કે સિદ્ધસેન રાજશાહી વૈભવમાં લુબ્ધ બની આચારમાં શિથિલ બનેલા છે. તેમને લાગ્યું કે આવું વધુ વખત ચાલશે તો જરૂર તેમનું અધઃપતન થશે અને બીજા પણ તેમનું અનુકરણ કરતા લાગશે અને જગતમાં ત્યાગધર્મનો મહિમા ઊડી જશે. માટે સત્વર તેમને મૂળ માર્ગે લાવવા જોઇએ. એમ વિચારી સમયજ્ઞ બુદ્ધિના સાગર વૃદ્ધવાદીજી જ્યાં હતા ત્યાંથી વિહાર કરી કુર્મારપુર પહોચ્યા. આ બાજુ સિદ્ધસેન દિવાકર પાલખીમાં બેસી રાજદરબારે જઇ રહ્યા છે. રાજસેવકોએ પાલખી ઉપાડેલી છે. આજુબાજુ ચામરો વીંઝાઈ રહ્યા છે. ભાટચારણો તેમનાં યશોગાન ગાઇ રહ્યા છે. અને લોકોનુ મોટું ટોળું આસપાસ ભેગું થયું છે. આ દશ્ય વૃદ્ધવાદીજીએ પોતાની સગી આંખે નિહાળ્યું, તેમને હૃદયમાં બહુ દુઃખ થયુ. અહો ! આવો સમર્થ પણ આવી ભૂલ કરે છે ! પછી વૃદ્ધવાદીજીએ સંયમના ચિહ્નભૂત રજોહરણ વગેરેને છૂપાવી દઇ પાલખીની નજીકમાં આવી ઉપાડનારને કહ્યું: ભાઇ! મને પણ લાભ લેવા દ્યો. એમ કહી તેને દૂર કરી તેના સ્થાનમાં પોતે ગોઠવાઈ ગયા, અને પાલખી ઉપાડી ચાલવા લાગ્યા. શિષ્યને ઠેકાણે લાવવા ગુરુને કેટલું સહવુ પડે છે ! વૃદ્ધત્વની અશક્તિને લીધે ભાર સહન નડી થવાથી વૃદ્ધવાદીજીનો ખભો ઊંચો નીચો થવા લાગ્યો. આથી પાલખીમા બેઠેલા એવા સિદ્ધસેન દિવાકરને પણ ઊચું નીચું થવું પડયું. એટલે સિદ્ધસેને તે વ્યક્તિને (વૃદ્ધવાદીજીને) ઉદ્દેશીને કહ્યું કે—

'**भूरिभारभराक्रान्तः स्कंध. किं तव बाधति** ? (હે વૃદ્ધ, ઘણો ભાર ઉંચકવાથી શું તારો ખભો દુઃખે છે ?) આ રીતે સિદ્ધસેન ઉતાવળથી સંસ્કૃત વાકય બોલી તો ગયા, પણ તેમા **बाधते** ને બદલે **बाधति** એવો અશુદ્ધ પ્રયોગ વાપરી દીધો. ગુરુ વૃદ્ધવાદીજી આ ભૂલને સમજી ગયા. પ્રત્યુત્તરમાં વૃદ્ધવાદીજીએ કહ્યુ કે–' **न तथा बाधते स्कंधः यथा 'बाधति ' बाधते** ' (તમારા જેવા સમર્થ વિદ્વાન **बाधते** ને બદલે **बाधति** પ્રયોગ ઉચ્ચારી દે છે, તેથી મને જેટલુ દુઃખ થાય છે, તેટલુ દુ.ખ ખભા ઉપરના ભારથી થતુ નથી.)

આવો સચોટ જવાબ સાંભળી સિદ્ધસેન દિવાકર તો વિચારમાં જ પડી ગયા. અરે ! આ દુનિયામા એક મારા ગુરુ સિવાય મારી ભૂલ કાઢનાર બીજો કોઇ પાકયો જ નથી રખેને મારા ગુરુ મહારાજ તો નથી ? એકદમ પાલખી ઊભી રખાવી, અને જોયુ તો પોતાના ગુરુમહારાજ જ લાગ્યા. ગુરુને પાલખી ઉચકતા જોઈ સિદ્ધસેન શરમાયા, અને એકદમ પાલખીમાંથી નીચે ઉતર્યા, અને ગુરુમહારાજના ચરણકમલમાં પડી પુન. પુનઃ માફી

માગતાં પૂછ્યુંઃ ગુરુદેવ! આપ અહીં ક્યાંથી? અને આમ કરવાનું શું પ્રયોજન? ત્યારે ગુરુવર્ય વૃદ્ધવાદીજીએ કહ્યુંઃ ભાઇ! આ તારો બાદશાહી વૈભવ જોવા અને તારી પાલખી ઉપાડી પાવન થવા આવ્યો છું. ગુરુમહારાજનું ટકોર કરતું વચન સિદ્ધસેન તરત સમજી ગયા, અને બોલ્યાઃ ગુરુદેવ! માફ કરો! હવે હું સમજ્યો. મેં મોટી ભૂલ કરી. આ મોજ-શોખમાં હું મારું સર્વસ્વ હારી ગયો. આપ ન મળ્યા હોત તો મારું કેટલું અધઃપતન થાત! હે પ્રભો! હવે મને પ્રાયશ્ચિત્ત આપી શુદ્ધ કરો. વૃદ્ધવાદીજીએ કહ્યું: હે સિદ્ધસેન! તને આટલો બધો પશ્ચાત્તાપ થાય છે, તે જોઈ મને ઘણો જ આનંદ થાય છે. એ જ ખરું પ્રાયશ્ચિત્ત છે. હવે તું આ રાજવૈભવને છોડી દે અને આત્મધ્યાનમાં તલ્લીન થા, અને હજારો જીવોને સન્માર્ગે જોડનારો થા. એમ આશિર્વાદ આપી વૃદ્ધવાદીજી અન્યત્ર વિહાર કરી ગયા.

આ પ્રસંગ પ્રભાવકચરિત્રમાં બીજી રીતે વર્ણવ્યો છે, તેમા વૃદ્ધવાદીજી સિદ્ધસેનને એક ગાથાનો અર્થ પૂછે છે. સિદ્ધસેન તેનો અર્થ કરી શકતા નથી. પછી વૃદ્ધવાદીજી તેનો ખરો અર્થ સમજાવે છે અને એ રીતે સિદ્ધસેનજીને ગુરુજીનો સાક્ષાત્કાર થાય છે અને પોતે પોતાની ભૂલને સમજે છે.

**સૂત્રો સંસ્કૃતમાં રચવાની ભાવના: પારાંચિક પ્રાયશ્ચિત્ત**—ગુરુવર્યની કૃપાથી પુનઃ પ્રતિબોધ પામેલા સિદ્ધસેન દિવાકરજી સંયમમાર્ગમા સ્થિર થઈ ગ્રામાનુગ્રામ વિચરતાં ભૃગુકચ્છ પધાર્યા. એકદા તેમને વિચાર ઉદ્‌ભવ્યો કે તીર્થંકર ભગવંતોએ અર્થરૂપે પ્રરૂપેલાં અને પૂજ્ય ગણધર ભગવંતોએ સૂત્રરૂપે અર્ધમાગધી ભાષામાં ગુંથેલા આગમોને સંસ્કૃત ભાષામા બનાવી દઉં તો, તે આગમોનું કેટલું બધું મહત્ત્વ વધે? આ કાર્ય સંઘની અનુમતિ લઈને કરાય તો સારું, એમ વિચારી સંઘ[1] સમક્ષ સિદ્ધસેન દિવાકરે પોતાના વિચારો જણાવ્યા કે આપણા પરમ પવિત્ર આગમો પ્રાકૃતભાષામાં છે તેને પૂર્વાન્તરગત[2] '**नमोर्हत्‌सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः**'ની માફક સંસ્કૃતમાં કરી નાખવાની મારી ભાવના છે. હું આ માટે શ્રીસંઘની અનુમતિ ચાહું છું. સિદ્ધસેનજીનું આ કથન સાભળી શ્રમણસંઘ એકદમ ચોંકી ઊઠ્યો. લોકલાગણી ઉશ્કેરાઈ ગઈ. અને દિવાકરજી પ્રત્યે સૌને અણગમો ઉત્પન્ન થયો અને તેમને સ્પષ્ટ સંભળાવી દીધું કેઃ દિવાકરજી! આપના આ વિચારો સાથે અમે લેશ-માત્ર સમ્મત થતા નથી. આ અકર્તવ્ય વિચારને આપના અંતઃકરણમા સ્થાન આપી આપે તીર્થંકર ભગવંતોની, ગણધરોની અને જિનપ્રવચનની ઘોર આશાતના કરી છે. તીર્થંકર ભગવંતોએ અને ગણધરાદિએ જે કાંઈ કર્યું છે તે ઉચિત જ કર્યું છે. તેમા એક અક્ષર પણ આપણાથી ફેરફાર થઈ શકે નહીં. આપના આ વિચારોથી અમને બહુ જ ખેદ થાય છે. આપના જેવા આવું કરશે તો ભવિષ્યમાં બીજાઓ પણ આનું અનુકરણ કરશે, માટે આનું આપને મોટામા મોટું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. અને તે માટે શાસ્ત્રાનુસાર આપ 'સંઘબાહ્ય'ની

---

૧. આ વિચાર પોતાના ગુરુમહારાજને સિદ્ધસેન દિવાકરે જણાવ્યો અને પ્રાયશ્ચિત્ત પણ ગુરુમહારાજે જ આપ્યુ એમ પણ કેટલાએક પુસ્તકોમા વાચવામા આવે છે.

૨. કેટલાએક એમ માને છે કે આ કૃતિ સિદ્ધસેન દિવાકરની સ્વતંત્ર કૃતિ છે અને કેટલેક સ્થળે વાચવામાં પણ તેમજ આવે છે, પરંતુ તે પ્રમાણે નથી. પૂર્વાન્તર્ગત આ વાક્ય છે. તેને જાહેરમાં મૂકનાર સિદ્ધસેન દિવાકર છે. આ તેમની પોતાની કૃતિ નથી. એટલા જ માટે 'नमोऽस्तु' 'विशाललोचन'ની માફક 'नमोऽर्हत्' પણ અત્યારે સાધ્વીગણ તેમજ શ્રાવિકાવર્ગ બોલી શકતો નથી.

મોટી શિક્ષાને પાત્ર થયા છે. સંઘનુ આવું વક્તવ્ય સાભળી સિદ્ધસેન આભા જ બની ગયા. પોતાના સરલ વિચારથી પણ સંઘને આટની બધી અપ્રીતિ થઈ, તેથી તેમને બહુ દુઃખ થયુ. તેમણે સંઘ સમક્ષ ક્ષમાપ્રાર્થના કરી અને 'જે પ્રાયશ્ચિત્ત આપો તે કરવા હું તૈયાર છુ' એમ જણાવ્યું. સઘે સ્થવિરને પૂછ્યું કે આનુ શું પ્રાયશ્ચિત્ત હોઇ શકે? સ્થવિરે જણાવ્યુ કે–જે બાર વર્ષ સુધી ગચ્છનો ત્યાગ કરી, ગુપ્ત જૈનલિંગે રહી, દુષ્કર તપ તપે–, એ પારાચિંક પ્રાયશ્ચિત્તથી જ મહાદોષથી દૂષિત થયેલ એવા આ મુનિવર શુદ્ધ થાય તેમ છે, બીજી રીતે તો નહી જ. એમાં એટલો અપવાદ છે કે તે દરમ્યાનમાં જો શાસનની કોઈ મહાન્ પ્રભાવના કરે તો તેટલાં વર્ષની અંદર પણ પોતાનું પદ પામી શકે. સિદ્ધસેન દિવાકરે આ પ્રાયશ્ચિત્તનો સ્વીકાર કર્યો, અને સઘની અનુજ્ઞા લઈ સાત્ત્વિકશિરોમણિ સિદ્ધસેન ગચ્છનો ત્યાગ કરી પ્રાયશ્ચિત્તની પૂર્ણાહુતિ કરવા ત્યાંથી ગુપ્તવેશમાં ચાલી નીકળ્યા.

**શાસનની પ્રભાવના: પ્રગટ થયેલ અવંતી પાર્શ્વનાથ**—ગુપ્ત વેશમાં સિદ્ધસેન જંગલોમાં દિવસો વ્યતીત કરી રહ્યા છે. આજકાલ જતાં સાત યા બાર વર્ષનાં વહાણાં વાઈ ગયાં. જગત તો સિદ્ધસેન દિવાકર છે કે નહીં એ જ જાણે ભૂલી ગયુ છે. સિદ્ધસેન દિવાકર હવે વિક્રમાદિત્યને પ્રતિબોધવા એક દિવસ અવધૂતના વેશમાં ઉજ્જયિનીના મહાકાળેશ્વર મંદિરમા આવી મહાદેવની સન્મુખ પગ કરી પોતાના અડ્ડો જમાવી બેઠા છે. પ્રભાતનો સમય એટલે લોકો મહાકાળેશ્વરના દર્શનાર્થે આવી રહ્યા છે. મદિરમાં એક અવધૂતને આ રીતે જોઇને જાણે હાહાકાર મચી રહ્યો. મંદિરના પૂજારીઓ જાણે બ્હાવરા જ બની ગયા. આખી ઉજ્જયિનીમાં વાત પ્રસરી ગઇ કે કોઈ અવધૂત મહાકાળેશ્વરના મંદિરમાં આવી મહાદેવના સન્મુખ પગ કરી બેઠો છે; નથી તેને મહાદેવનો ભય કે નથી તેને વિક્રમ રાજાનો ભય. પૂજારીએ આવીને કહ્યું: અલ્યા જોગીડા! ઊઠ, આમ સામા પગ કરીને કેમ સૂતો છે? આ મહાદેવ કોપશે તો જેમ કામદેવને બાળીને ભસ્મીભૂત કરી નાખ્યો તેમ તને પણ બાળીને ભસ્મીભૂત કરી નાખશે. પણ સાભળે છે જ કોણ? એ તો ધ્યાનમાં મગ્ન હોય તેમ સ્થિર જ રહ્યા. એટલે નિરુપાય પૂજારીએ રાજદ્વારે જઇને ખબર આપી. રાજસેવકો ત્યાં આવી પહોચ્યા. તેમણે બાવાને ઉઠાડવા માટે ઘણી ઘણી મહેનત કરી, પણ તેમાં તે ફાવ્યા નહી. ત્યારે રાજસેવકો ચાબુકનો માર મારવા માંડ્યા. અહીં જ્યાં ચાબુક મારે છે કે તે વિક્રમરાજાના અંતઃપુરમાં રાણીઓને લાગે છે. રાણીવાસમાં કોળાહળ મચી રહે છે. અંત.પુરના રક્ષકો આવીને ચારે તરફ તપાસ કરે છે, પણ કોઇ દેખાતું નથી છેવટે ખુદ વિક્રમ રાજા ત્યાં આવ્યા. તપાસ કરતાં માલમ પડ્યું કે મહાકાળેશ્વરના મદિરમા કોઇ જટાધારી બાવાને સેવકો ચાબુકના માર મારે છે તે અહી રાણીઓના બરડામાં વાગે છે. એટલે વિક્રમાદિત્ય મત્રીમંડલ સહિત મહાકાળેશ્વરના મદિરે આવી પહોંચ્યો, અને અવધૂતને કહેવા લાગ્યો: યોગિરાજ! આ સર્વસંકટહારી મહાદેવના દર્શન કરવાને બદલે આપ ઉલટા સામા પગ કરીને આવુ અનુચિત કાર્ય કેમ કરો છો? ઊઠો, આપ મહાદેવને નમસ્કાર કરો અને ક્ષમા પ્રાર્થો. ત્યારે સિદ્ધસેને કહ્યુ: રાજન્! આ મહાદેવ મારો નમસ્કાર સહન નહીં કરી શકે. રાજાએ કહ્યું: ભલે ગમે તે થાય. એટલે રાજાની આગ્રહભરી વિનંતીથી સિદ્ધસેને સંસ્કૃત શ્લોકથી સ્તુતિ કરવા માંડી. સ્તુતિની શરૂઆત કરી કે તેમાંથી ધુમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા. સૌના મનને એમ થયુ કે મહાદેવજી ખૂબ કોપ્યા છે. હમણાં જ આ

બાવાને બાળીને ભસ્મીભૂત કરી નાખશે. સિદ્ધસેન વસંતતિલકા છંદમા કલ્યાણમંદિરસ્તોત્ર રચતા ગયા અને બોલતા ગયા. અને જ્યાં અગિયારમા શ્લોક-

'यस्मिन् हरप्रभृतयोऽपि हतप्रभावाः सोऽपि त्वया रतिपतिः क्षपितः क्षणेन ॥
विध्यापिता हुतभुजः पयसाथ येन पीतं न किं तदपि दुर्धरवाडवेन ? ॥११ ॥

નું ઉચ્ચારણ કરવા લાગ્યા કે એકદમ મહાદેવનુ લિંગ ફાટ્યું, મોટો ગગનભેદી અવાજ થયો અને ઝગઝગાયમાન કરતી અવંતી પાર્શ્વનાથ પ્રભુની અદ્ભુત મૂર્તિ પ્રગટ થઈ. પછી કલ્યાણમંદિર સ્તોત્રની પૂર્ણાહુતિ કરી અને અવતીપાર્શ્વનાથની મૂર્તિનો ટૂંક હેવાલ સર્વ સમક્ષ કહી સંભળાવ્યો, જે સાંભળી સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. વિક્રમાદિત્ય રાજા પણ પ્રતિબોધ પામ્યો. આ રીતે જૈનશાસનની મહાન્ પ્રભાવના સિદ્ધસેન દિવાકરે કરી. બાદ સંઘને ખબર પડતાં, તેમને સંઘમાં લઇ લીધા. અને સ્વસ્થાને સ્થાપન કર્યા. સિદ્ધસેને આ રીતે પારાંચિક પ્રાયશ્ચિત્તની પૂર્ણાહુતિ કરી.

**વિક્રમાદિત્ય સાથે પુનઃ સમાગમ**—એક દિવસ દિવાકરજી વિક્રમાદિત્ય રાજાના દરબારે પધાર્યા અને દ્વાર પાસે ઊભા રહી દ્વારપાળને કહ્યુંઃ હે ભદ્ર ! તુ અંદર જઈ વિક્રમાદિત્ય રાજાને નિવેદન કર કે-હાથમા ચાર શ્લોક લઇને આવેલ એક ભિક્ષુક આપને મળવા ચાહે છે. તે દ્વાર પાસે આવીને ઊભા છે. તે અંદર આવે કે પાછો ચાલ્યા જાય ? જવાબમાં ભૂપતિએ અંદર આવવાનું કહેવરાવ્યુ એટલે સિદ્ધસેન દિવાકરે રાજસભામા પ્રવેશ કર્યો, અને રાજાએ દર્શાવેલ આસને બેસી વિક્રમાદિત્યની સ્તુતિ કરતાં બોલ્યા કે—

"अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कुत॰ ॥
मार्गणौघ समभ्येति गुणो याति दिगन्तरम् ॥ १ ॥"
"अमि पानकुरंकाभाः सप्तापि जलराशयः ॥
यद्यशोराजहंसस्य पंजरं भुवनत्रयम् ॥ २ ॥"
"सर्वदा सर्वदोऽसीति मिथ्या संस्तूयसे बुधै ॥
नारयो लेभिरे पृष्ठं न वक्ष॰ परयोषित॰ ॥ ३ ॥"
"भयमेकमनेकेभ्य शत्रुभ्यो विधिवत्सदा ॥
ददासि तच्च ते नास्ति राजंश्चित्रमिदं महत् ॥ ४ ॥"

"હે રાજન્ ! આ અપૂર્વ ધનુર્વિદ્યા તુ ક્યાંથી શીખ્યો ? જે ધનુર્વિદ્યાના બળથી માર્ગણૌઘ એટલે બાણનો સમૂહ સામે ન જતા તારી તરફ આવે છે અને ખેંચવાની ગુણ (પણછ-ધનુષ્યની દોરી) દૂર દિગંતસુધી જાય છે. અથવા માર્ગણૌઘ એટલે યાચક દાનની આશાએ તારી પાસે આવે છે. અને તારો યશ દૂર દિગન્ત સુધી પહોંચી જાય છે." (૧)

"આ સાતે સમુદ્રો જળપાન કરવામાં કુરંક જેવા છે, તેથી જેના યશરૂપ રાજહંસને ત્રણે ભુવન પાંજરા તુલ્ય છે, અર્થાત્ ત્રણે ભુવનમાં જેનો યશ ગવાઈ રહ્યો છે." (૨)

"હે રાજન્ ! તુ સર્વદા સર્વ ઇચ્છિતને આપનાર છો, એમ સાક્ષરજનો જે તારી સ્તુતિ કરે છે તે મિથ્યા છે, કારણ કે તેં કોઈ પણ દિવસ શત્રુઓને પીઠ નથી આપી (પૂંઠ નથી બતાવી) અને પરરમણીઓને (સ્ત્રીઓને) વક્ષસ્થળ (હૃદય) સોંપ્યું નથી." (૩)

"હે રાજન્ ! અનેક શત્રુઓને સદા કાયદા પ્રમાણે તુ એક ભય જ આપે છે, છતા તે તારી પાસે ઉપસ્થિત નથી આ મોટા આશ્ચર્યની વાત છે. અર્થાત્ તુ સર્વદા નિર્ભય છે."(૪)

વિક્રમાદિત્ય જેમ જેમ દિવાકરના મુખમાંથી નીકળતા આ શ્લોકામૃતનું પાન કરતો ગયો તેમ તેમ એકેક દિશામાંથી પોતાનુ મુખ ફેરવતો ગયો, અર્થાત્ શ્લોકના ગંભીર ભાવથી પ્રસન્ન થઇ વિક્રમ એકેક દિશાનું રાજ્ય સૂરિજીને સમર્પિત કરતો ગયો. આ રીતે ચારે દિશાનું રાજ્ય સૂરિજીને બક્ષિસ કરી દીધું. બાદ દિવાકરજી પાંચમો શ્લોક બોલતાં રાજા પાસે આપવાનું કંઇ પણ રહ્યું નહીં એટલે હાથ જોડી લાંબો થઇ ગુરુના ચરણકમળમાં ઢળી પડયો. અર્થાત્ પોતાનો દેહ પણ ગુરુને સમર્પણ કરી દીધો. આથી દિવાકરજીએ તુષ્ટમાન થઇ વિક્રમાદિત્યને ધર્મોપદેશ આપી સપરિવાર જૈનધર્મી બનાવ્યો અને તેનું તમામ રાજ્ય પાછું આપ્યું. આ રીતે સિદ્ધસેન અને વિક્રમાદિત્યનો પ્રેમ ગુરુ-શિષ્ય જેવો બની ગયો.

**તીર્થાધિરાજ શત્રુંજયનો સંઘ**—એક સમયે વિક્રમાદિત્યે સિદ્ધસેનજીને પૂછ્યું ગુરુવર્ય! મારા જેવો ભવિષ્યમા કોઈ જૈન રાજા થશે કે કેમ? ગુરુમહારાજે પ્રત્યુત્તરમાં જણાવ્યુ હે રાજન્! તારા સંવત્સરથી ૧૧૯૯ વર્ષે કુમારપાલ નામે રાજા તારા જેવો થશે. આ રીતે ગુરુજીના મુખથી ભવિષ્યકથન સાંભળી વિક્રમાદિત્યને ખૂબ આનંદ થયો, એટલું જ નહીં પણ મહાકાલના પ્રાસાદમાં ગુરુમહારાજે કહેલા શબ્દો કોતરાવી કુમારપાલનું નામ અમર કર્યું. એકદા દિવાકરજીએ વિક્રમાદિત્ય આગળ શત્રુંજય મહાતીર્થનું માહાત્મ્ય વર્ણવ્યું. આ સાંભળી મહારાજાને તીર્થાધિરાજ શત્રુંજયનો સંઘ કાઢવાના કોડ જાગ્યા. ગુરુભગવતને પોતાની ભાવના જણાવી શુભ મુહૂર્તે સંઘ સાથે વિક્રમાદિત્યે યાત્રાર્થે પ્રયાણ કર્યું. સંઘમાં ચૌદ મુકુટબંધી રાજાઓ, સીત્તેર લાખ શ્રાવકોનાં કુટુંબો, સિદ્ધસેનદિવાકર આદિ પાંચસો આચાર્ય ભગવંતો, ૧૬૯ સુવર્ણનાં જિનમદિરો, ૩૦૦ ચાંદીનાં જિનમદિરો, ૫૦૦ હાથિદાંતનાં દેવાલયો, અઢારસો સુગધમય કાષ્ઠનાં પ્રભુમંદિરો, એક ક્રોડ રથો, ૭ હજાર હાથીઓ અને અઢાર લાખથી વધારે અશ્વો હતા. આ સિવાય બીજાં અનેક પુરુષો અને સ્ત્રીઓની સંખ્યાનો તેમજ ગાડાંઓનો પાર જ નહતો. આવી વિશાળ સંપત્તિથી શોભતો વિક્રમાદિત્યનો સઘ શત્રુંજય આવી પહોંચ્યો અને યુગાદિદેવનાં દર્શન કર્યાં. પરમ ભક્તિભાવથી યાત્રા કરી, અને સૂરીશ્વરજીના સદુપદેશથી ત્યા, જીર્ણોદ્ધાર કર્યો. બાદ સઘે ગિરનાર જઇ નેમિનાથ પ્રભુનાં દર્શનાદિ કર્યાં, અને છેવટે સંઘપતિ વિક્રમાદિત્યનો આ સંઘ જૈન ધર્મની પ્રભાવના કરતો ઉજ્જયિની પાછો આવી પહોંચ્યો.

## સિદ્ધસેન દિવાકરે રચેલા નૂતન ગ્રંથો

(૧) **ન્યાયાવતાર**—શ્રી સિદ્ધસેન દિવાકરે સૌથી પ્રથમ આ 'ન્યાયાવતાર' નામના સંસ્કૃત ગ્રન્થની રચના કરી, જૈન પ્રમાણનો પાયો સ્થિર કર્યો, અર્થાત્ ન્યાયાવતાર એ સંસ્કૃત સાહિત્યમા પદ્યબદ્ધ આદિ તર્કગ્રન્થ હોઈ સમસ્ત જૈન તર્કસાહિત્યનો પ્રથમ પાયો છે તેમણે જૈન તર્કપરિભાષાનુ જે પ્રસ્થાન શરૂ કર્યું તે અદ્યાવધિ અખડિત અને સુરક્ષિત છે. તેથી જ એ ગ્રન્થના પ્રણેતા સિદ્ધસેન જૈનતર્કશાસ્ત્રના પ્રસ્થાપક ગણાય છે. સિદ્ધસેન દિવાકરસૂરિના પહેલાંનો જમાનો[1] તર્કપ્રધાન ન હતો, કિન્તુ આગમ પ્રધાન હતો. મહર્ષિ ગૌતમના 'ન્યાયસૂત્ર'ની સકલના બાદ ધીમે ધીમે જગતમા તર્કવાદનુ જોર વધવા લાગ્યું. જૈન સાહિત્યમાં સૌથી પ્રથમ ઉમાસ્વાતિવાચકે તત્ત્વાર્થાધિગમસૂત્રની રચના કરી, સમગ્ર જૈન તત્ત્વોને

[1] વધુ વિગત માટે જુઓ 'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ' પૃ. ૧૧૦

સંગ્રહીત કર્યાં. ત્યાર બાદ પાછળના વિદ્વદ્વર્યોએ તે કાર્ય હાથમાં ધર્યું. તેમાં પ્રથમ અગ્રણી આ ન્યાયાવતારના કર્ત્તા શ્રી સિદ્ધસેન દિવાકર હતા. આના કુલ ૩૨ શ્લોકો છે. તેના પર ૨૦૭૩ શ્લોકપ્રમાણ શ્રી સિદ્ધર્ષિગણિની ટીકા અને ૧૦૫૩ શ્લોકપ્રમાણ શ્રી ભદ્રસૂરિકૃત ટિપ્પન છે. આ ગ્રંથ ટીકા અને ટિપ્પણુ સહિત મુંબઇની શ્રી શ્વેતામ્બર જૈન મહાસભાએ વિક્રમસંવત્ ૧૯૮૫ માં પ્રકાશિત કરેલ છે. આ ગ્રન્થની ભૂમિકા અંગ્રેજીમાં ડૉકટર પી. એલ. વૈદ્ય પુનાવાળાએ લખેલી છે. આ ન્યાયાવતારનું ગુજરાતી વિવેચન પંડિત સુખલાલજીએ કરેલુ છે, અને તે છપાઇને બહાર પણ પડેલું છે.

(૨) **सम्मतितर्क**—આ ગ્રંથ પણ સિદ્ધસેન દિવાકરસૂરિએ રચેલો છે. તેનું પરિમાણ પ્રાકૃત આર્યાછંદમાં ૧૬૭ ગાથાઓનુ છે. એ ત્રણ કાંડમાં વિભક્ત છે. પ્રથમ કાંડમાં ૫૪ ગાથાઓ છે. દ્વિતીય કાંડમાં ૪૩ ગાથાઓ છે, અને તૃતીય કાણ્ડમાં ૭૦ ગાથાઓ છે.[1] પ્રથમ કાંડમાં માત્ર 'નય' સમ્બન્ધી ખૂબ વિશદ ચર્ચા કરીને 'નયવાદ'નું નિરૂપણ કર્યું છે. દ્વિતીય કાંડમાં પાંચ ( મતિ-શ્રુત-અવધિ-મનપર્યવ-કેવલ ) જ્ઞાનને લગતી ચર્ચા કરી છે. અને તૃતીય કાંડમા જ્ઞેય તત્ત્વનું નિરૂપણ કરવામાં આવ્યું છે. જ્ઞેયતત્ત્વની સામાન્ય ચર્ચા સાથે એમાં પદે પદે અનેકાન્તવાદનુ ખૂબ જ સૂક્ષ્મદષ્ટિએ ઝીણવટથી વર્ણન કરેલ છે. આ ગ્રન્થ ઉપર ભિન્ન ભિન્ન વિદ્વાનોએ અનેક ટીકાઓ રચેલી છે. શ્વેતામ્બરાચાર્ય શ્રી મલ્લવાદિએ આના ઉપર ટીકા બનાવેલી છે, પરતુ તે ઉપલબ્ધ નથી. દિગમ્બરાચાર્ય શ્રી સુમતિએ આ ગ્રન્થ પર ટીકા રચેલી છે. તે પણ હાલમાં ઉપલબ્ધ નથી. માત્ર આના ઉપર શ્વેતામ્બરાચાર્ય રાજગચ્છીય પ્રદ્યુમ્નસૂરિશિષ્ય તર્કપંચાનન શ્રી અભયદેવસૂરિકૃત 'તત્ત્વબોધવિધાયિની' નામની ટીકા હાલ ઉપલબ્ધ છે. આ ટીકા સહિત સંમતિતર્ક ગુજરાત પુરાતત્ત્વમન્દિર (અમદાવાદ) તરફથી પં. સુખલાલજી તથા પં. બેચરદાસજીના નિવેદન-પાઠાન્તર-ટિપ્પણાદિ સહિત વિક્રમસંવત્ ૧૯૮૦ માં પુસ્તકાકારે બહાર પાડેલ છે, જેના પાંચ્ વિભાગ પાડેલા છે ત્યાર પછી પરમપૂજ્ય આચાર્ય વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સંસ્થાપિત શ્રી જૈન ગ્રન્થ પ્રકાશક સભા તરફથી પ્રતાકારે આ સમ્મતિતર્કનો પ્રથમ ભાગ ટીકા સહિત બહાર પડેલ છે. બીજો ભાગ પ્રેસમાં છપાય છે. પ્રાયઃ ચાર વિભાગમાં સમ્પૂર્ણ થશે. આનું સંપાદનકાર્ય પૂજ્યપાદ આચાર્ય વિજયનંદનસૂરીશ્વરજી મહારાજના વિદ્વાન્ શિષ્યરત્ન મુનિરાજ શ્રી શિવાનંદવિજયજીએ કરેલું છે. આ ટીકાનું પ્રમાણ લગભગ પચીસ હજાર શ્લોક જેટલું છે. [2]આ ટીકાનું બીજું નામ 'વાદમહાર્ણવ' હશે એમ કેટલાક કલ્પના કરે છે.

(૩) **દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકાઓ**—શ્રી સિદ્ધસેન દિવાકરે બત્રીશ બત્રીશીઓ સંસ્કૃતમાં બનાવેલી છે. એકેક બત્રીશીમાં બત્રીશ શ્લોકનું પ્રમાણ હોવાથી તે બત્રીશી તરીકે સંબોધાય છે. ન્યાયાવતારના બત્રીશ શ્લોકનો પણ એક બત્રીશીમાં સમાવેશ કરેલો છે. હાલ ન્યાયાવતાર સહિત માત્ર એકવીશ બત્રીશી ઉપલબ્ધ છે, જે છપાઇને બહાર પડી ચૂકી છે. ગૂઢ ગંભીરાર્થવાળી આ બત્રીશીઓની રચના ઘણી મનોહર છે. અનુષ્ટુપ્, ઉપજાતિ,

---

૧ વધુ માટે જુઓ 'જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ' પૃ. ૧૧૨-૧૧૩

૨. વિશેષ માટે જુઓ "સમ્મતિતર્કપ્રકરણ"નું પં. સુખલાલજી તથા પથા પં. બેચરદાસજીનું સપાદકીય નિવેદન.

વસંતતિલકા, વૈતાલીય, પૃથ્વી, શિખરિણી, હરિણી, મન્દાક્રાન્તા, પુષ્પિતા, વંશસ્થ, આર્યા અને શાલિની વગેરે વિવિધ છન્દોમાં આ રચવામાં આવી છે.[1] આ બત્રીશીઓ સ્તુતિરૂપ હોવા છતાં તેમાં દાર્શનિક વિષય ખૂબ છે. વૈદિક બૌદ્ધ અને જૈન એ સમકાલીન ત્રણે ભારતીય દર્શનોનું સ્વરૂપ આ બત્રીશીઓમાં છે. આ બત્રીશીઓ જ હરિભદ્રસૂરિકૃત ષડ્દર્શન-સમુચ્ચય અને માધવાચાર્યકૃત સર્વદર્શનસંગ્રહની પ્રાથમિક ભૂમિકા છે. આ બત્રીશીઓમાં સિદ્ધસેન દિવાકરે ખૂબ અપૂર્વ વિચારો ગોઠવ્યા છે. આવી અદ્‌ભુત કૃતિઓ સમસ્ત જૈન સાહિત્યમાં મળવી બહુ જ મુશ્કેલ છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય પણ તેનું મહત્ત્વ પોતાની અયોગવ્યવચ્છેદ દ્વાત્રિંશિકામાં ગાય છે.

**क्व सिध्धसेनस्तुतयो महार्था अशिक्षितालापकला क्व चैषा'**

અર્થાત્—સિદ્ધસેનસૂરિની રચેલી મહાન્ અર્થવાળી સ્તુતિઓ ક્યાં ને અશિક્ષિત માનવના આલાપ જેવી મારી આ રચના ક્યાં ?

આ ઉપરથી વાચક સહેજે સમજી શકે તેમ છે કે સિદ્ધસેન દિવાકરની સ્તુતિઓ કેટલી બધી મહત્ત્વની છે ? આમાંની શરૂઆતની ઘણી ખરી બત્રિશીઓમાં તો આપણા આસન્ન ઉપકારી ચરમ તીર્થંકર પ્રભુ મહાવીરની વિવિધ રીતે સ્તવના કરવામા આવી છે. ત્યાર પછી કેટલીકમા દાર્શનિક વિષયોને ચર્ચતી સ્તુતિ છે, જેમકે-

૭ મી વાદોપનિષદ્દ્વાત્રિંશિકામાં વાદકળાનો મર્મ છે.

૮ મી વાદદ્વાત્રિંશિકામાં વિવાદની દુર્દશાનું ચિત્ર આળેખેલ છે.

૯ મીમાં વેદવાદ છે. ૧૨ મીમાં ન્યાય છે. ૧૩ મીમાં સાંખ્યપ્રબોધ છે. ૧૪ મીમાં વૈશેષિક છે. ૧૫ મી બૌદ્ધ સંતાન દ્વાત્રિંશિકામાં જૈનેતર દર્શનોનું વર્ણન છે.

આ બત્રીશીઓ પર કોઈ પણ વિદ્વાને વ્યાખ્યા ટીકા વિવરણ વગેરે કંઈ પણ લખેલ હોય તેમ લાગતું નથી. ન્યાયાવતાર પર ટીકા-ટિપ્પણ આદિ થયેલ છે. આ બત્રીશીઓ તરફ વિદ્વદ્વર્ગ જો ધ્યાન આપી સ્વતંત્ર વ્યાખ્યા ટીકા વિવિરણ આદિ કરે તો તેનું રહસ્ય ખૂબ જ ખીલી નીકળે. આ માટે મારી વિદ્વદ્વર્ગોને ખાસ ભલામણ છે.

આ સ્તુતિઓનાં અવતરણો લેતાં શ્રી હરિભદ્રસૂરીશ્વરજી તથા શ્રી હેમચંદ્રાચાર્યાદિ તે સૂરિનો 'સ્તુતિકાર' તરીકે ઉલ્લેખ કરે છે.

(૪) **कल्याणमंदिरस्तोत्र**[2]—આ સ્તોત્ર સિદ્ધસેનેદિવાકરે સંસ્કૃતમાં વસંતતિલકા

---

૧ આ લભ્ય બત્રીશીઓ 'સિદ્ધસેન દિવાકરકૃત ગ્રંથમાલા" નામથી ભાવનગરની જૈનધર્મ પ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયેલ છે.

૨-આ સ્તોત્રનુ નામાભિધાન પણ તેના આદ્ય પદ ઉપરથી પડેલુ છે. પ્રસ્તુત સ્તોત્રમા પુરિસાદાણી શ્રી પાર્શ્વનાથની સ્તુતિ છે, અને તે સ્તુતિ કલ્યાણના મંદિરરૂપ જ છે, તે બાબતમાં કોઈ જાતની શંકા નથી વળી આ સ્તોત્રના પદ્યોની સંખ્યા પણ ભકતામર સ્તોત્રના પદ્યોની સંખ્યા બરાબર ૪૪ છે. તેમા શરૂઆતના ૪૩ શ્લોકો વસંતતિલકા છંદમાં અને છેવટનો એક શ્લોક આર્યા વૃત્તમાં રચાયેલો છે. શ્રી ભકતામરસ્તોત્ર તથા પ્રસ્તુત કલ્યાણમંદિરસ્તોત્ર-યુગલનુ તુલનાત્મક પર્યાલોચન દે. લા. પુ. ફંડના ગ્રન્થાંક ૭૧ ની પ્રસ્તાવના પાના ૧૯ થી ૩૧ સુધી વિસ્તારથી કરેલુ હોઇ તે ચર્ચા અહીં ઉપસ્થિત કરવી અસ્થાને છે. પ્રસ્તુત સ્તોત્રના રચયિતા શ્રી સિદ્ધસેન દિવાકર છે. ઇત્યાદિ.

—(મહાપ્રભાવિક નવસ્મરણની પ્રસ્તાવના પૃ. ૧૬ માંથી)

છંદમાં રચેલ છે. આના કુલ ૪૪ શ્લોકો છે આના પહેલા બે શ્લોકમાં મંગલ અને અભિધેય સૂચન છે. અને છેવટના બે શ્લોકમાં ગ્રંથકર્ત્તાએ દીક્ષા સમયે ગુરુએ આપેલું કુમુદચન્દ્ર નામ સૂચવેલ છે[1] આ સ્તોત્ર સિદ્ધસેન દિવાકરે શાથી રચ્યું તેનું વર્ણન પૂર્વે આવી ગયું હોવાથી અહીં આલેખ્યું નથી

આ સ્તોત્રની નવસ્મરણમાં આઠમા સ્મરણ તરીકે ગણત્રી કરેલી છે. આ સ્તોત્રના મન્ત્રામ્નાયો પણ છે, જે 'મહાપ્રાભાવિક નવસ્મરણ' નામના શ્રી સારાભાઈ નવાબે બહાર પાડેલ ગ્રંથમાં જણાવ્યા છે. આ સ્તોત્રનો ગુર્જર ભાષામાં છન્દોબદ્ધ અનુવાદ બહાર પડેલો છે.

(૫) **गन्धहस्तिविवरण**--આના કર્તા પણ સિદ્ધસેન દિવાકર હોવાનું સંભળાય છે. બાર અંગ પૈકી પ્રથમ અંગ શ્રી આચારાંગસૂત્ર છે. તેનું પ્રથમ[1] અધ્યયન 'શસ્ત્રપરિજ્ઞા' છે. તેના પર આ ગન્ધહસ્તિવિવરણ બનાવ્યુ હતું, તે હાલમા ઉપલબ્ધ નથી. સિદ્ધસેન દિવાકરનું દ્વિતીય નામ ગન્ધહસ્તિ હશે તેથી આનું નામ ગન્ધહસ્તિવિવરણ રાખ્યું હોવું જોઈએ. (આ સબંધમાં પ્રાચીન પુરાવો જોવામાં આવ્યો નથી. સત્ય શુ છે તે તો જ્ઞાનીઓ જ જાણે).

**સિદ્ધસેન દિવાકરની ઉપયોગ સંબંધી માન્યતા**—પૂજ્ય શ્રી સિદ્ધસેન દિવાકર-કૃત સમ્મતિતર્ક ગ્રંથમાં કેવલીને એક સમયમાં બે ઉપયોગ (કેવલજ્ઞાન અને કેવલદર્શન ઉપયોગ) એક રૂપ જ હોવાની, તથા જ્ઞાન દર્શનની અભિન્નતાની અનેકશઃ યુક્તિઓ દ્વારા પુષ્ટિ કરી છે. પૂજ્યશ્રી જિનભદ્રગણી ક્ષમાશ્રમણે શ્રી વિશેષાવશ્યક મહાભાષ્યમાં સમયાન્તર ઉપયોગનું સ્વરૂપ અનેક યુક્તિઓથી સિદ્ધ કર્યું છે. અને પૂજ્યશ્રી મલ્લવાદીજીએ એક સમયમા કેવલજ્ઞાન અને કેવલદર્શનોપયોગ બન્નેનું યૌગપદ્ય પ્રદર્શિત કર્યું છે. મહાસમર્થ એવા આ ત્રણે ગીતાર્થ મુનિવરોએ પોત પોતાના વિચારોનું સમર્થન ઘણી જ યુક્તિઓ પૂર્વક કરેલુ છે, ઉપાધ્યાય શ્રી યશોવિજયજી ગણિવરે પૃથક્ પૃથક્ નયવિચારની અપેક્ષાએ ત્રણે વિચારોનુ અવિસંવાદ સ્વરૂપ શ્રી જ્ઞાનબિન્દુ પ્રકરણની પ્રશસ્તિમાં વર્ણવેલું છે.

**જૈનધર્મ પ્રત્યેના હાર્દિક ઉદ્ગારો**—જન્મથી જૈન નહિ છતાં વૃદ્ધવાદી ગુરુના સમાગમથી મિથ્થાત્વને વમી સમ્યકત્વ પામી સંયમમાં રહી શાસનની અનુપમ પ્રભાવના કરનાર સિદ્ધસેન દિવાકર પોતાના હૃદયના હાર્દિક ઉદ્ગારો જણાવે છે કે—

(૧) હે જિનેશ્વર દેવ! અમને નિશ્ચય થયો છે કે વિશ્વને પ્રમાણભૂત જે કાંઈ શ્રેષ્ઠ વચનો અન્ય મતના શાસ્ત્રોમા જોવામા આવે છે તે સર્વે તમારા ચૌદ પૂર્વ નામના જ્ઞાન-રૂપ સમુદ્રમાથી ઊડી ઊડીને બહાર પડેલા વચનબિંદુઓ જ છે.

(૨) હે નાથ! ચારે તરફથી વિચાર કરીને દૃષ્ટિપાત કરીએ છીએ તો સર્વ નદીઓ જેમ સમુદ્રમા પ્રવેશ કરી જાય છે તેમ આપના જ્ઞાનરૂપ સમુદ્રમાં સર્વ દૃષ્ટિવાળાઓનો સમાસ થઈ જાય છે, કિન્તુ ભિન્નભિન્ન નદીઓમાં જેમ સમુદ્ર જોવામાં આવતો નથી તેમ તમારું જ્ઞાન તે મતવદીઓના ગ્રંથોમાં અમે દેખી શકતા નથી.

(૩) જે શબ્દ નથી, રૂપ નથી, રસ નથી, તેમ ગન્ધ પણ નથી, વળી જે સ્પર્શ

૧—जननयनकुमुदचन्द्र ! प्रभास्वराः स्वर्गसपदो भुक्त्वा ।
ते विगलितमलनिचया, अचिरान् मोक्ष प्रपद्यन्ते ॥ ४४ ॥

નથી, વર્ણ નથી, લિંગ-ચિહ્ન નથી, જેને નથી પૂર્વત્વ કે નથી પરત્વ, તેમ જેને સંજ્ઞા નથી એવા એક પરમાત્મા જિનેન્દ્ર મારી ગતિ છે.

(૪) જેના વિના લોકનો વ્યવહાર પણ સર્વથા નિવડતો-ચાલી શકતો નથી, તે ભુવનના એક ગુરુ સમાન સ્યાદ્વાદ (અનેકાન્તવાદ)ને નમસ્કાર.

(૫) શ્રી જિનવચનરૂપ ભગવાન સદા જયવંત રહો, કે જે અન્ય દર્શનોના સમૂહરૂપ છે, સુધાસદશ સ્વાદવાળું છે, તથા તેનો મર્મ સમજવાને સંવેગસુખની પ્રાપ્તિ આવશ્યક છે.

**સિદ્ધસેન દિવાકરનું સ્વર્ગગમન**—દક્ષિણદેશમાં જૈનશાસનની અનુપમ પ્રભાવના કરતા, કવિઓમાં અગ્રપદને પામતા, તેઓ પ્રતિષ્ઠાન પુરમાં પધાર્યા. આ તેમનો ચરમ વિહાર હતો. પોતાનુ આયુષ્ય ક્ષીણ થયેલ જાણી. યોગ્ય શિષ્યને સ્વપદે સ્થાપન કરી, સર્વ જીવને ખમાવી, ચારે આહારના ત્યાગરૂપ અનશન કરી, શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ સંઘને અનાથપણાનું દુઃખ પમાડતાં, મનુષ્યદેહનો ત્યાગ કરી, સ્વર્ગલોકમા સીધાવી ગયા.

**સિદ્ધશ્રીને થયેલું દુઃખઃ તેમનું સ્વર્ગગમન**—સિદ્ધસેન દિવાકર પરલોકમાં સિધાવી ગયાના સમાચાર તેમની સંસારી અવસ્થાની ભગિની અને હાલમાં સાધ્વીપણે વિશાલા નગરમાં વિચરતી સિદ્ધશ્રી સાધ્વીને પ્રતિષ્ઠાનપુરમાથી આવેલ વૈતાલિક-ચારણ પાસેથી મળ્યા. આ ચારણે ગુરુસ્મરણ આવવાથી નિરાનંદ પૂર્વક શ્લોકનો પૂર્વાર્ધ કહ્યો.

"**स्फुरन्ति वादिखद्योताः साम्प्रते दक्षिणापथे ॥**"

અત્યારે દક્ષિણદેશમાં વાદીરૂપ આગિયાજીવો સ્ફુરાયમાન થઈ રહ્યા છે.

આ સાંભળતાંજ સિદ્ધશ્રી સાધ્વીજી સ્વમતિથી અનુમાન કરી ઉત્તરાર્ધ બોલ્યાં કે—

"**नूनमस्तंगतो वादी, सिद्धसेनो दिवाकरः ॥१॥**"

ખરેખર! વાદી સિદ્ધસેન દિવાકર (સૂર્ય) અસ્ત (મૃત્યુ) પામ્યા હોય એમ લાગે છે, બાદમાં સિદ્ધશ્રી સાધ્વીએ પણ અનશન કર્યું, અને સદ્ગતિનાં ભાગી થયાં.

**સિદ્ધસેન દિવાકર સંબંધી ગ્રંથસ્થ ઉલ્લેખો**—શ્રી જૈન શ્વેતામ્બરાચાર્યોમાં તેમની પછીના થયેલા આચાર્યો પૈકી ચૌદસો ચુમ્માલીશ ગ્રન્થના પ્રણેતા યાકિનીમહત્તરાસુનુ ભગવાન્ હરિભદ્રસૂરીશ્વરજીએ સિદ્ધસેન દિવાકરને શ્રુતકેવલી[1]ની કોટિમાં મૂકયા છે.

તર્કપંચાનન શ્રી અભયદેવસૂરિજીએ સમ્મતિતર્કપ્રકરણ પર ટીકા રચીને સિદ્ધસેન દિવાકરસૂરિ જૈનતર્કશાસ્ત્ર વિષયમા સૂત્રધાર હતા, તેનુ સગૌરવ સમર્થન કર્યું છે.

સિદ્ધસેન બીજાએ ન્યાયાવતાર પર ટીકા રચીને અભયદેવસૂરિની માફક સિદ્ધસેન દિવાકરનું સગૌરવ સમર્થન કર્યુ છે.

પ્રચંડ તાર્કિક શ્રી વાદિદેવસૂરિએ[2] સિદ્ધસેન દિવાકરને પોતાના માર્ગદર્શક જણાવ્યા

---

૧—+++ सुअकेवलिणा जओ भणिय ॥

आयरियसिद्धसेणेण सम्मईए पइट्ठिअजसेण । दूसम-णिसा-दिवागर कप्पत्तणओ तदक्खेण ॥

—( હરિભદ્રસૂરિકૃત પંચવસ્તુક, ગા. ૧૦૪૮ )

૨—श्रीसिद्धसेन-हरिभद्रमुखा. प्रसिद्धा-स्ते सूरयो मयि भवन्तु कृतप्रसादा. ॥

येषा विमृश्य सतत विविधान् निबन्धान्, शास्त्र चिकीर्षति तनुप्रातभोऽपि मादृक् ॥

—સ્યાદ્વાદરત્નાકર

છે. શ્રીમુનિરત્નસૂરિજીએ અમમ[1]ચરિત્રમાં સિદ્ધસેન દિવાકરની સ્તુતિ કરી છે. શ્રી પ્રદ્યુમ્નસૂરિજીએ સમરાદિત્ય સંક્ષેપ[2]માં અને પ્રભાચંદ્રસૂરિએ પ્રભાવકચરિત્ર[3]માં સિદ્ધસેનની સ્તુતિ કરી છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે સિદ્ધસેન દિવાકરની કૃતિઓ સામે પોતાની વિદ્વન્મનોરંજક કૃતિઓને પણ 'અશિક્ષિત મનુષ્યના આલાપવાળી' જણાવી છે, અને સ્વરચિત સિદ્ધહૈમશબ્દાનુશાસન વ્યાકરણમાં આવતા બીજા અધ્યાયના "**उत्कृष्टेऽनूपेन ( २-२-३९ )**" એ સૂત્રના ઉદાહરણમાં '**अनुसिद्धिसेनं कवयः**' એ પ્રયોગ વડે સિદ્ધસેનને સર્વોત્કૃષ્ટ કવિ તરીકે સ્વીકારેલ છે.

વાચકવર્ય શ્રીયશોવિજયજી મહારાજે સિદ્ધસેન દિવાકરના સમ્મતિતર્કનો ઉલ્લાસપૂર્વક ઉલ્લેખ કર્યો છે, અને ઉપયોગ બાબતમા ત્રણે આચાર્યોને નિર્દોષ ઠરાવ્યા છે. તદુપરાંત સ્વરચિત આઠ પ્રભાવકની સજ્ઝાયમાં આઠમા કવિપ્રભાવક તરીકે તેમનો ઉલ્લેખ કર્યો છે.

શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ પ્રત્યેનો આદરભાવ દિગમ્બર જૈન પંડિતોમાં પણ દેખાય છે. તેઓએ પણ તેમના ગ્રન્થોનો ભક્તિભાવથી પોતાના ગ્રન્થમાં ઉલ્લેખ કર્યો છે.-

'હરિવંશપુરાણ'ના પ્રણેતા શ્રી જિનસેનસૂરીશ્વરે, તત્ત્વાર્થસૂત્ર પર 'રાજવાર્તિક' નામની ટીકા રચનાર અકલંકદેવે, 'પાર્શ્વનાથચરિત્ર'ના કર્તા શ્રી વાદિરાજસૂરિજીએ, ભગવતી આરાધનાના રચનાર શ્રી શિવકોટિએ, રત્નમાલામાં 'અનેકાંતમંડન' ના કર્ત્તા શ્રીલક્ષ્મીભટ્ટે, સિદ્ધિવિનિશ્ચયના ટીકાકાર શ્રી અનંતવીર્યે,-આ દિગમ્બર આચાર્યોએ શ્રી સિદ્ધસેન દિવાકર સમ્બન્ધી અને તેમના સમ્મતિતર્ક ગ્રન્થ સમ્બન્ધી સ્વગ્રન્થોમાં ભક્તિભાવથી ઉલ્લેખ કરેલો જણાય છે. વળી સિદ્ધસેન દિવાકરજીના ગ્રન્થો પર દિગંબર પંડિતોએ ટીકાઓ પણ રચેલી છે. આથી સ્પષ્ટ સમજાય છે કે સિદ્ધસેન દિવાકરસૂરીશ્વર પ્રત્યે દિગમ્બરોનો પણ ઘણો સદ્ભાવ હતો.

**સિદ્ધસેન સંબંધી પ્રાચીન ઐતિહાસિક સાધનો**—શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિના સમ્બન્ધમાં અનેક જૈન વિદ્વાનોએ વિવિધ ગ્રન્થો લખ્યા છે, તેમાંના જે જાણવામાં આવ્યાં તેની નોંધ નીચે પ્રમાણે છે.-

(૧) પ્રભાચન્દ્રસૂરિકૃત પ્રભાવકચરિત્રમા શ્રી વૃદ્ધવાદિપ્રબન્ધ. પૃ. ૯૧ થી ૧૦૩.

(૨) શ્રી રાજશેખરકૃત ચતુર્વિંશતિ પ્રબન્ધમાં શ્રી વૃદ્ધવાદિ-સિદ્ધસેનપ્રબન્ધ. પૃ. ૨૦

(૩) પંડિત શ્રી શુભશીલગણિકૃત વિક્રમાદિત્યચરિત્ર.

(૪) પૌં. રામચંદ્રસૂરિકૃત વિક્રમચરિત્ર.

---

૧—उदितोऽर्हन्मतव्योम्नि सिद्धसेनदिवाकर: ॥ चित्र गोमि क्षितौ जह्रे कविराजबुधप्रभाः ॥
—મુનિરત્નસૂરિકૃત અમમચરિત્ર.

૨—तमःस्तोमं स हन्तु श्रीसिद्धसेनदिवाकर. ॥ यस्योदये स्थित मूकैः उलूकैरिव वादिभि. ॥
—(પ્રદ્યુમ્નસૂરિકૃત સમરાદિત્યસંક્ષેપ.) (સં. ૧૩૨૪)

૩—स्फुरन्ति वादिखद्योता: साम्प्रतं दक्षिणापथे ॥ नूनमस्तगतो वादी सिद्धसेनो दिवाकर. ॥
—પ્રભાચંદ્રસૂરિકૃત પ્રભાવકચરિત્ર

(૫) શ્રી ભદ્રેશ્વરસૂરિકૃત પ્રાકૃતકથાવલી.
(૬) શ્રી મેરુતુંગાચાર્યરચિત 'પ્રબન્ધચિન્તામણિ'માં વિક્રમાર્ક રાજાનો પ્રબન્ધ.
(૭) મહોપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિરચિત શ્રી તપાગચ્છ પટ્ટાવલી (સ્વોપજ્ઞવૃત્તિ).

આ સિવાય બીજા પણુ અનેક ગ્રન્થોમાં વર્ણન હોવું જોઈએ.

## સિદ્ધસેન દિવાકર સંબંધી લખાયેલા લેખો—

[૧] 'સમ્મતિતર્ક અને તેનું મહત્ત્વ' (લે. પં. સુખલાલજી અને પં. બેચરદાસજી.)

[૨] છપાયેલ શ્રી સમ્મતિતર્કના પ્રથમ ભાગમાં 'સપાદકીય નિવેદન' સંસ્કૃત તથા ગુજરાતી. (લે. સુખલાલજી અને બેચરદાસજી)

[૩] 'સિદ્ધસેન ઔર સમન્તભદ્ર' હિંદીમાં (લે. જિનવિજયજી.) પ્રકાશિત-જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૧, અંક ૧.

[૪] જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસના પ્રકરણ ત્રીજામાં 'સિદ્ધસેન-યુગ' (લે. મોહનલાલ દલીચંદ દેશાઈ) પૃ. ૧૦૭ થી ૧૨૨.

[૫] છપાવેલ ન્યાયાવતારની ભૂમિકામા 'Jain Logic before Siddhasena Divakara' (લે૦ પી. એલ. વૈદ્ય પુનાવાળા,)

[૬] મહોપાધ્યાય શ્રી ધર્મસાગરવિરચિત શ્રી તપાગચ્છ પટ્ટાવલીમાં 'શ્રી વૃદ્ધવાદિસૂરિ તથા સિદ્ધસેન દિવાકરસૂરિ' (પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી હાલ આચાર્ય શ્રી વિજય-કલ્યાણસૂરીશ્વરજી) પૃ. ૫૭ થી ૬૧ સુધી.

[૭] પંડિત શ્રી શુભશીલગણિકૃત વિક્રમચરિત્ર યાને કૌટિલ્યવિજયના પ્રકરણ ૨૧ માં 'સિદ્ધસેન દિવાકરસૂરિ' (લે. મણિલાલ ન્યાલચંદ શાહ.)

[૮] પ્રભાવકચરિત્રના ભાષાન્તરના પ્રબન્ધપર્યાલોચનમાં '૮ વૃદ્ધિવાદીસૂરિ' (લે. ઇતિહાસવેત્તા મુનિશ્રી કલ્યાણવિજયજી હાલ પં. શ્રી કલ્યાણવિજયજી) પૃ. ૪૫થી૪૯ સુધી.

[૯] મહાપ્રાભાવિક નવસ્મરણની પ્રસ્તાવનામા 'કલ્યાણમદિરસ્તોત્ર' (લે. સારાભાઈ મણિલાલ નવાબ) પૃ. ૧૬ થી ૧૯.

[૧૦] જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ પ્રકરણ પહેલામાં 'સિદ્ધસેન દિવાકર' (લે. હીરાલાલ હંસરાજ જામનગરવાળા) પૃ. ૧૨૭ થી ૧૩૧.

[૧૧] પ્રભાવક જ્યોતિર્ધર જૈનાચાર્યો ('સિદ્ધસેન દિવાકર') (લે. પંડિત શ્રી લાલચંદ ભ. ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર-વડોદરા.)

[૧૨] જૈનાચાર્યોનો ઔપદેશિક પ્રભાવ ('સિદ્ધસેન દિવાકર') (લે૦ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી ત્રીપુટીવાળા.)

[૧૩] 'શ્રી સિદ્ધસેન દિવાકર' બાળ ગ્રથાવળી શ્રેણિ ત્રીજી. પુસ્તિકા ૪ (લે. નાગકુમાર મકાતી, સંપાદક-ધીરજલાલ ટો. શાહ. આવૃત્તિ પહેલી)

[૧૪] 'ઉત્તર હિંદુસ્તાનમા જૈનધર્મ' નામના પુસ્તકમાં 'વિક્રમસવત્ અને સિદ્ધસેન દિવાકર' (પૃ. ૧૭૦).'સિદ્ધસેન દિવાકર અને તેમનો સમય' (પૃ ૧૭૨) (લે. ચીમનલાલ જેચદ શાહ એમ. એ. ભાષાન્તરકર્તા ફુલચદ હરિચંદ તથા ચીમનલાલ દલસુખભાઈ શાહ.)

[૧૫] 'સિદ્ધસેન દિવાકરાચાર્ય ગચ્છ સંબંધી એક ઉલ્લેખ' (લે૦ સારાભાઈ મણિલાલ નવાબ) શ્રી 'જૈન સત્ય પ્રકાશ'ના ક્રમાંક ૮૦ માં છે.

આ સિવાય બીજા પણ અનેક લેખો લખાયેલા હોવા જોઈએ, અને હજુ પણ નવા નવા લખાતા જાય છે. આ ઉપરથી જૈન-જૈનેતર આલમમાં શ્રી સિદ્ધસેન દિવાકર પ્રત્યે કેટલું બધું બહુમાન હતુ, તે દેખાઇ આવે છે.

**ઉપસંહાર**—આચાર્ય સિદ્ધસેન દિવાકરજી એટલા બધા પ્રખર વિદ્વાન્ અને મહાન્ જ્યોતિર્ધર સૂરિપુંગવ હતા કે તેમણે જૈન સાહિત્યમા એક નવો યુગ ફેલાવ્યો એમ કહેવામાં લેશમાત્ર અતિશયોક્તિ ન કહેવાય. એ મહાપુરુષ-જૈનશાસનની ભાગવતી પ્રવ્રજ્યા અંગીકાર કરી, આદર્શ જીવન જીવી, શાસનની અનુપમ પ્રભાવના કરી, સાહિત્ય ક્ષેત્રમાં પોતાનો ફાળો સમર્પણ કરી, વિક્રમાદિત્ય અને દેવપાલ જેવા રાજવીઓને પ્રતિબોધ કરી, દિવાકર પદવીને યથાર્થ દીપાવી, કરેલ પ્રતિજ્ઞાનુ દૃઢ રીતે પરિપાલન કરી, તર્કશાસ્ત્રને જાગતું જીવતું કરી, ભાવી પ્રજાને પોતાનો વારસો અર્પણ કરી, 'નમોઽર્હત્' એ પૂર્વાંતરગત પદને જાહેરમા મૂકી, સંસ્કૃતનો ખૂબ પ્રચાર કરી, પ્રાકૃત-સંસ્કૃતમા અનેક ગ્રંથો રચી, હજારો જીવોને ધર્મમાર્ગમા જોડી, જૈન શાસનનો વિજયવાવટો દશે દિશામા ફરકાવી, પરમપાવન તીર્થાધિરાજ શ્રી શત્રુંજય-ગિરનાર આદિ મહાતીર્થોના સઘો કઢાવી, પ્રૌઢ ગ્રન્થોને ગુંથી-પોતાનું કલ્યાણ કરી ગયા. સર્વ પ્રાણીઓ તેમના આ આદર્શ જીવનને સન્મુખ રાખી પોતાના આત્માનું કલ્યાણ સાધે એ જ અંતિમ અભ્યર્થના!



# શકારિ સમ્રાટ્ વિક્રમના સદ્ગુણો

લેખક–પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

**कीर्तिस्ते जातजाड्येव, चतुरम्भोधिमज्जनात् ॥**
**आतपाय धरानाथ! गता मार्तण्डमण्डलम् ॥ १ ॥**

"ચારે દિશાના સમુદ્રમાં પ્રવેશવાથી આવેલી જડતા દૂર કરવાને; તાપ માટે જાણે તારી કીર્તિ હે રાજન્ સૂર્યબિમ્બ પાસે ગઈ છે."

આ પ્રમાણે કવિઓ જેની પ્રશંસા કરતા હતા તે સમ્રાટ્ વિક્રમ આજથી બે હજાર વર્ષ પૂર્વે આ ભારતવર્ષમા માલવદેશમાં થયો. લૌકિક છતાં તેનું જીવન અદ્ભુત હતું. કાળજૂનું પણ તેનું ચરિત્ર સુવર્ણ જેવું છે કાળના ઘણા પડલ ચડવા છતાં તે સુવર્ણ આજે પણ સ્પષ્ટ જોઈ શકાય છે. તેને ભલે ભિન્ન ભિન્ન જનતા જુદી જુદી દૃષ્ટિએ જુએ, પણ તે સુવર્ણ છે તેમ સૌ કોઇ કબૂલે છે, ને માટે જ તેની પૂર્ણ શોધ માટે પ્રયત્નો કરે છે.

વીર વિક્રમાદિત્ય માટે જુદી જુદી સેંકડો વાતો ને હકીકતો ઐતિહાસિક, ઔપદેશિક, અને વાર્તાઓનાં પુસ્તકોમાં ને જનતાના મુખમા પ્રચલિત છે. તેમાંની કેટલીક સત્ય હશે તો કેટલીક કલ્પિત હશે અથવા કોઈ અન્યની વાત તેના નામ પર ચડી હશે! ગમે તેમ હો, પણ સર્વ વાતની પાછળ તેની કારકીર્દીનું બળ અને તેમાં રહેલ સદ્ગુણોની છાયા જરૂર છે. અપૂર્ણાત્માઓનુ જીવન પણ અમુક અમુક ગુણોના વિકાસને કારણે કેટલીક વખતે પૂર્ણ જેવું ભાસે છે કેટલાએક ગુણો એવા છે કે તે ગુણો વિકસ્યા હોય તો બીજા અવગુણ પણ તેથી ઢંકાઇ જાય છે વીરવિક્રમાદિત્યે તેવા અનેક સદ્ગુણોનો વિકાસ કર્યો હતો જેથી આજ પણ પ્રજા તેને પૂજે છે. તે ગુણો કયા અને તેનો વિકાસ કેવો તેના જીવનમાં હતો, તે સક્ષેપમાં આપણે જોઇએ.

## (૧) સાત્ત્વિકતા–હિંમત

સૌથી શ્રેષ્ઠ એવો સત્ત્વગુણ વીર વિક્રમે સારી રીતે કેળવ્યો હતો. કોઈ પણ પ્રસંગે તેણે કંગાળતા નથી અનુભવી તે નીચેની હકીકતોથી સમજી શકાશે—

૧. વિક્રમ રત્નપ્રાપ્તિ માટે રોહણાચલ પાસે ગયા છે. બ્રાહ્મણ કપટથી વિક્રમ પાસે "હા દૈવ" એવા શબ્દો બોલાવે છે. રાજાને રત્ન મળે છે. પાછળથી ગરીબાઈનું પ્રદર્શન કરી રત્ન મળ્યુ છે તેની ખબર પડતાં રત્ન ખાણમાં ફેંકી દઈ કહે છે–

**धिग् रोहणं गिरिं दीन–दारिद्यव्रणरोहणम् ।**
**दत्ते 'हा दैव' मित्युक्ते, रत्नान्यर्थिजनाय यः ॥**

ગરીબોના ગરીબાઇરૂપી ગુમડાને રુઝવનાર રોહણાચલને ધિક્કાર હો, કે જે 'હા દૈવ' એમ કહયે છતે યાચકને રત્નો આપે છે!

૨. પોતાની સાત્ત્વિકતાથી અગ્નિવેતાલને વશ કર્યાની હકીકત પ્રસિદ્ધ છે.

૩. કોઈ બ્રાહ્મણના ઘરમાં '**पतामि** (પડું છું) **पतामि** એવા રાતે અવાજો થાય છે.

વિક્રમ તે ઘર ત્રણ લાખ સોના મહોરે ખરીદી લે છે. રાતે ત્યાં શયન કર્યું તો અવાજ આવે છે. પોતે હિંમતથી કહે છે 'पत-पत' (પડપડ) અને સુવર્ણ પુરુષ પડે છે.

૪. એક દરિદ્ર માણસ લોહનું પુતળું બનાવી તેનું 'દારિદ્રપુત્ર'' એવું નામ રાખી વિક્રમના રાજ્યમાં વેચવા માટે આવ્યો હતો. તેને કોણ ખરીદે? રાજા પાસે કહેવા લાગ્યો 'આપની નગરીમાં સર્વ વસ્તુનો ક્રયવિક્રય થાય છે' એવુ સાંભળી આ વેચવા હું અહી આવ્યો છુ પણ આને કોઇ ખરીદતું નથી. રાજાએ એક લાખ દીનાર આપી તે ખરીદ્યુ. દારિદ્રના વાસથી અધિષ્ઠાત્રી, દેવતા ને લક્ષ્મી એક એક પ્રહર રાતે ચાલ્યા ગયાં. ચોથે પ્રહરે સત્ત્વ પણ જવા લાગ્યુ ત્યારે રાજાએ તેને રોકીને કહ્યું કયાં જાય છે? ઊભું રહે. અને તે તરવાર કાઢી આત્મઘાત કરવા તૈયાર થયો ને બોલ્યો—

अर्थास्तावद् गुणास्तावात्, तावत्कीर्तिः समुज्ज्वला ।
यावत् खेलसि सत्त्व ! त्वं, चित्तपत्तनमध्यगः ॥
राज्यं यातु श्रियो यान्तु, यातु श्लोकोऽपि लोकतः ।
न ते गमनमाजीव—मनुमन्यामहे वयम् ॥

આથી સત્ત્વ રોકાઇ ગયું અને પૂર્વે ગયેલાં ત્રણે પાછા વળ્યાં.

૫. એકદા કોઈ સામુદ્રિક આવ્યો, રાજાનાં લક્ષણો જોઇ માથું ધુણાવવા લાગ્યો. રાજાએ પૂછ્યું માથું કેમ ધૂણાવે છે? તેણે કહ્યું કે સર્વ અપલક્ષણોથી યુક્ત એવા આપને ૯૬ દેશનું રાજ્ય ભોગવતા જોઈ આશ્ચર્ય થાય છે, ને સામુદ્રિક શાસ્ત્ર પર અશ્રદ્ધા થાય છે. રાજાએ તરવાર કાઢી ને પેટ પર મારવા તૈયાર થયો. પેલો પૂછવા લાગ્યોઃ આ શું કરો છો? રાજાએ કહ્યુ મારા ઉદરને ચીરી અન્દર સત્ત્વ ભરેલ છે એ બતાવું છું. તે ખુશ થયો ને ઇનામ મેળવ્યુ.

## (૨) દાનશીલતા-ઉદારતા

વિક્રમાદિત્ય એક જબ્બર દાનેશ્વરી હતો તેની હકીકતો આ પ્રમાણે છે-

૧. તેણે પોતાના ભંડારીને કોઇ શિષ્ટપુરુષો મળવા આવે ત્યારે નીચે પ્રમાણે પારિતોષિક આપવું તેની વ્યવસ્થા કરી હતી કે જેથી કોઈ ખાલી હાથે ન જાય.

आप्ते दर्शनमागते दशदशती, संभाषिते चायुतं,
यद्वाचा च हसेयमाशु भवता, लक्षोऽस्य विश्राण्यताम् ।
निष्काणां परितोषके मम सदा, कोटिर्मदाज्ञा परा,
कोशाधीश ! सदेति विक्रमनृपश्चक्रे वदान्यस्थितिम् ॥

"હે કોશરક્ષક! મારા દર્શન કરવા કોઈ આવે તેને એક હજાર સોના મહોર આપવી. મને બોલાવે તો દશ હજાર, તેની વાણીથી હુ હસું તો એક લાખ, અને હું ખુશી થાઉં તો એક કરોડ સોના મહોરો આપવી.'

૨. પોતાનો સંવત્સર પ્રવર્તાવવા માટે બધા લોકોનું દેવું રાજાએ ચૂકવી આપી પૃથ્વીને અનૃણી કરી હતી, આ વાત સુપ્રસિદ્ધ છે.

૩. એકદા રાજા રાત્રિએ નગર ચર્યા જોવા નીકળ્યો છે, એક દરિદ્ર બ્રાહ્મણની ઝૂંપડીની ઓથે છુપાયો છે. બ્રાહ્મણ વિદ્વાન્ હતો. આકાશમાં શુક્ર તથા ગુરુવડે પકડાતું ચન્દ્રમંડલ જોયું ને તેનું ફ્લ વિચાર્યું—

यदा जीवश्च शुक्रश्च, परितश्चन्द्रमण्डलम् ।
परिवेष्टयतस्तद्वै, राजा कष्टेन जीवति ॥

પોતાની સ્ત્રીને ઉઠાડી બ્રાહ્મણે વાત કરી ને રાજા ઉપર કષ્ટ આવશે માટે આપણે શાન્તિ કરીએ, એમ કહ્યું. સ્ત્રીએ કહ્યુ: રાજા આખી દુનિયાને અનૃણી કરે છે, પણ આપણી સાત પુત્રીઓ મોટી થવા આવી છે તેને પરણાવવા માટે આપણી પાસે કંઈ સાધન નથી તેનું તો કંઈ કરતો નથી તો આપણે શું? સવારે રાજા તે બન્નેને બોલાવી ખૂબ દાન આપે છે.

૪. એક વખત નદીતટ પર એક ધોબણ કપડાં ધોતી હતી. રાજાએ તેને પૂછ્યું. કપડાં ઊજળાં કેમ નથી થતા. તેણીએ કહ્યુઃ-

यासौ दक्षिणदक्षिणार्णववधू रेवाप्रतिस्पर्धिनी
गोविन्दप्रियगोकुलाकुलतटी गोदावरी विश्रुता ।
तस्यां देव ! गतेऽपि मेघसमये स्वच्छं न जातं जलं
त्वद्दण्डद्विरदेन्द्रदन्तमुशल-प्रक्षोभितै पांशुभिः ॥

પોતાની પ્રશંસા સાંભળી રાજાએ ધોબણને ખૂબ દાન આપ્યુ.

૫. એકદા પોતાને સ્તુતિપૂર્વક જગાડનાર બન્દીને રાજાએ ખૂબ દાન આપ્યું.

આ સર્વ વાતોથી રાજા મહાદાનેશ્વરી હતો તે સિદ્ધ થાય છે.

### (૩) પરોપકાર : પરદુઃખભંજનપણું

રાજામાં પોતે કષ્ટ સહન કરીને પણ બીજાનું કાર્ય કરી દેવાની વૃત્તિ હતી. તે સમ્બન્ધમાં તેની બે ત્રણ પ્રચલિત વાતો અહીં જોઈએ

૧ એક બ્રાહ્મણ ભૈરવાનન્દ યોગી પાસે પરકાયપ્રવેશિની વિદ્યા શીખવા રહ્યો હતો. તેની અયોગ્યતાને કારણે યોગી તેને શીખડાવતો નહિ. વિક્રમ પણ ત્યાં શીખવા ગયો. યોગી તેના પર પ્રસન્ન થયો. રાજાએ કહ્યુ, પહેલા આ બ્રાહ્મણને શીખડાવો. યોગીએ કહ્યુ અનર્થ થશે. પરોપકારી રાજાએ આગ્રહ જારી રાખ્યો, યોગીએ બન્નેને વિદ્યા શિખડાવી. પછી આમ બન્યુ-

विप्रे प्राहरिके नृपो निजगजस्याङ्गेऽविशद्विद्यया,
विप्रो भूपवपुर्विवेश नृपतिः क्रीडाशुकोऽभूत्ततः ।
पल्लीगात्रनिवेशितात्मनि नृपे व्यामृश्य देव्यामृतिं,
विप्रः कीरमजीवयन् निजतनुं श्रीविक्रमो लब्धवान् ॥

વિદ્યાની પરીક્ષા માટે પોતાનું શરીર બ્રાહ્મણને ભળાવી, રાજા મરી ગયેલ પોતાના પટ્ટ હસ્તીમાં પ્રવેશ્યો લુચ્ચા બ્રાહ્મણે રાજાના શરીરમા પ્રવેશ કરી રાજ્ય પચાવ્યુ. એકદા ક્રીડા માટેનો પોપટ મરી ગયો તેના શરીરમા રાજાએ પ્રવેશ કર્યો, કાલાન્તરે એક ગિરોલીમાં પ્રવેશ કર્યો. રાણીએ પોપટ માટે કલ્પાન્ત કર્યો. બ્રાહ્મણ રાજા રાણીને મનાવવા માટે પોપટ-ના શરીરમાં પેઠો, તે સમયે રાજા પોતાના મૂળ શરીરમાં આવી ગયો.

૨. વિક્રમ નવી વાત કહેનારને ૫૦૦ મહોર આપતો. ખાપરા ચોરે આવી વાત કરી-ગન્ધવહ શ્મશાનમાં એક પાતાલકૂપ છે. ત્યાં એક દિવ્ય મહેલ છે. ત્યા એક તેલની કડાઇ બળે છે. એક માણસ તેની પાસે ઊભો છે. મે પૂછ્યુઃ શા માટે અહીં ઊભો છો? તેણે કહ્યું

કે આ મહેલમાં એક શાપથી ભ્રષ્ટ થયેલ દેવકન્યા છે. સાહસ કરી આ કડાઇમાં જે ઝંપલાવે તેને તે પરણે ને તેની સાથે સો વર્ષ સુધી રહે. તેને મેળવવા હું અહીં ઊભો છું, પણ હિંમત ચાલતી નથી. રાજાએ ચોરને ૫૦૦ મહોર આપી ને તે સ્થાન બતાવવા કહ્યું– ચોર સાથે ત્યાં બળતી કડાઇમાં ઝંપલાવ્યુ. દેવકન્યાએ અમૃતથી રાજાને સજીવન કર્યો ને વિવાહ કરવા જણાવ્યુ. રાજાએ ત્યાં ઘણા સમયથી ઊભા રહેલા માણસ સાથે વિવાહ કરવાનું કહી વિદાય માંગી.

૩. એકદા કાશીથી બે બ્રાહ્મણ આવ્યા હતા. તેના દેશનુ રાજાએ સ્વરૂપ પૂછ્યું. તેઓએ કહ્યું કે સર્વ રીતે અમારો દેશ સારો છે છતા એક દુઃખની વાત છે. અમારા દેશમાં એક આંધળો રાક્ષસ આવ્યો છે. તેને સંતોષવા માટે અમારા રાજા રોજ તેલની બળતી કડાઈમાં પડે છે, ને રાક્ષસને પારણુ કરાવે છે. રાક્ષસ પછીથી તેને સજીવન કરે છે. જ્યાં સુધી પોતાનું પારણુ ન થાય ત્યાં સુધી રાજાના સોનાથી ભરેલા સાત ઓરડા ખાલી કરી દે છે, ને પારણું થયા પછી ભરી આપે છે. બ્રાહ્મણો સાથે વિક્રમ ત્યાં ગયો. રાજાને બદલે પોતે કડાઈમાં પડયો. રાક્ષસે પારણું કર્યું. તે શ્રાપથી આંધળો થયો હતો તે શ્રાપ આજ પૂર્ણ થયો ને દેખતો થયો. તેણે વિક્રમને પૂછ્યું તુ કોણ છો ? વિક્રમે પોતાની ઓળખ આપી. તેણે કહ્યું: માંગ. વિક્રમે કહ્યું કે આ રાજાને હવે કડાઈમાં ન પડવું પડે અને તેના સોનાના ઓરડા ભર્યા રહે તેમ કર! તે વધારે ખુશી થયો ને વિક્રમની પ્રશંસા કરવા લાગ્યો.

## (૪) પાત્રપરીક્ષા : વ્યવહારનિપુણતા

વિક્રમાદિત્યમાં પાત્રની પરીક્ષા કરવાની સારી શક્તિ હતી. તે કોઈ પણ મનુષ્યને પગ પરથી પિછાણી શકતો, અને તેની કદર કરતો.

૧ રાજાએ એક દાનશાળા કરાવી હતી. તેમા પરદેશથી આવતા મુસાફરોને જમાડવામાં આવતા, અને રહેવાની સગવડ અપાતી. આશ્ચર્યની વાત તો એ હતી કે કેટલાક વખતથી ત્યા જે જે મુસાફરો રાતે સૂતા તે સર્વ મરણને શરણ થતા. આ વાતની રાજાને ખબર પડી. તેની તપાસ માટે પોતે ત્યાં આવ્યો અને ખુલ્લી તરવારે છૂપાઇ રહ્યો તેટલામા ત્યાં એક ખૂણામાં પ્રથમ ધૂમાડો, પછી અગ્નિની જ્વાળા ને પછી જાજવલ્યમાન રત્નોની પ્રભાથી શોભિત હજાર ફણાવાળો નાગ નીકળ્યો. સાશ્ચર્ય રાજા જોઇ રહ્યો નાગ સર્વને પૂછવા લાગ્યો કે પાત્ર કોણ? કોઈ કહે ધર્મી તો કોઈ કહે ગુણી, કોઈ તપસ્વીને પાત્ર કહે તો કોઈ કીર્તિવાળાને પાત્ર કહે. કોઈના ઉત્તરથી તે નાગને સંતોષ ન થાય ને તે નાગ શાપ દઈ સર્વને મારી નાખે. તે જોઈ વિક્રમ પ્રકટ થયો ને કહેવા લાગ્યો.

**भोगीन्द्र! बहुधा पात्रं, गुणयोगाद्भवेद् भुवि ।**
**मन.पात्रं तु परमं, शुद्धश्रद्धापवित्रितम् ॥**

નાગે વરદાન માગવા કહ્યુ. રાજાએ સર્વને જીવાડવા વિનવ્યું.

૨ એક વિધવા બ્રાહ્મણીને જારથી કન્યા થઈ. બાઈ તેને ફેંકવા ચાલી, માર્ગમાં એક દુઃખી માણુસ પડયો હતો તેની સાથે અથડાણી. તે બોલ્યો: દુ.ખીને શા માટે દુઃખ દે છે? તે બોલી, શું દુઃખ છે? તેણે કહ્યું કે વાંઝીયાપણાનું દુઃખ છે, તારી પુત્રી મને પરણાવ,

અને ચોરી કરી મેળવેલું ને અહીં દાટેલુ સોનું લે. બાઇ બોલી: તુ મરવા પડયો છો, છોકરીને પરણી શું કરીશ ? તેણે કહ્યુઃ આ સોનું લઇજા. કન્યા મોટી થાય ત્યારે કોઇને આપી, આ કન્યાથી બાળક થાય તેને મારા પુત્ર તરીકે ઓળખાવજે. એ પ્રમાણે કર્યું. અપકીર્તિની ભીતિથી તેણે બાળક રાજ્યદ્વારે ફેંકી દીધું. રાજાએ કોઈની પાસે બાળકને મોટો કરાવ્યો. અપુત્રીયા રાજાનું તેને રાજ્ય મળ્યુ. એક વખત શ્રાદ્ધ કરતાં નદીમાં પિંડદાન દેવા તે ગયો ત્યારે નદીમાંથી ત્રણ હાથ બહાર આવ્યા ૧–ચોરનો, ૨ જારનો, ને ૩ રાજાનો વિક્રમને પૂછવામાં આવ્યુ કે તે બાળક કોને પિંડદાન કરે ? વિક્રમે કહ્યુઃ ચોરને પિંડ આપે.

૩ એક કુલપુત્ર કોઇ એક ગામમા પરણ્યો હતો. તેની સ્ત્રી પોતાને ત્યાં આવતી નહી એટલે બધા તેને નિર્ગુણી કહી હસતા. એક વખત તે પોતાના મિત્ર સાથે સાસરે ગયો. માર્ગમાં યક્ષનું મન્દિર આવ્યુ. યક્ષના પ્રભાવથી સ્ત્રી વશ થઈ. સ્ત્રીને લઈ પોતાને ઘેર આવતો હતો. સ્ત્રીને મૂકી એકલો યક્ષને નમવા ગયો યક્ષે સ્ત્રીની લાલસાથી તેનુ માથુ કાપી નાખ્યુ. બહુ વખત થયો એટલે તેનો મિત્ર તેની તપાસ માટે ત્યાં ગયો. તેનુ પણ માથું કપાઇ ગયું. સ્ત્રી આવી. તેણીએ વિચાર્યુ મારા ઉપર અપવાદ આવશે, એટલે છરો લઇ આપઘાત કરવા લાગી. યક્ષ પ્રસન્ન થયો અને કહ્યુ સાહસ ન કર. સ્ત્રીએ કહ્યુ: આ બન્નેને જીવાડ. યક્ષે કહ્યુ જેની જેની પાઘડી હોય તેના તેના માથા ઉપર મૂક. તેમાં થયો ફેરફાર. બન્ને જીવતા થયાં પણ ધડ અને માથા જુદાં જુદા. બન્ને વિવાદ કરવા લાગ્યા કે આ મારી સ્ત્રી આ મારી સ્ત્રી. વિક્રમને પૂછવામા આવ્યુ, સ્ત્રી કોની ? વિક્રમે કહ્યુ, જે ધડ ઉપર તેના પતિનું માથું છે તેની. સર્વ અંગમાં પ્રધાન મસ્તક છે.

## (૫) મનઃ શુદ્ધિ માટે પ્રયત્નશીલતા અને નિરભિમાનતા

રાજા પોતાના મનમાં ખોટા વિચારો ન આવે, કોઇના પ્રત્યે અન્યાય ન થાય તે માટે હંમેશ સચેત રહેતો ને ગર્વથી દૂર રહેતો.

૧. શેરડીના રસની પ્રસિદ્ધ વાત વિક્રમ માટે પણ સંભળાય છે. કોઈ વખત પોતાની સમૃદ્ધિનો, શક્તિનો, ઉદારતાનો તેને ગર્વ થઇ આવતો તો વિદ્વાનોના વચનથી તે તરત અભિમાન તજી દેતો.

## (૬) ધાર્મિકતા

વિક્રમને કયો ધર્મ શ્રદ્ધાનો વિષય હતો તે ચર્ચાસ્પદ રહેશે. છતાં ઐતિહાસિક દૃષ્ટિએ તે વાત વિચારતાં એટલુ નક્કી જણાઈ આવશે કે જૈનધર્મ પ્રત્યે તેનો આદર વિશેષ હતો તેનાં અનેક કારણો છે, વિક્રમના વખત સુધી આર્યાવર્તમા જૈન ધર્મનો અવિચ્છિન્ન પ્રભાવ ચાલુ રહ્યો હતો. અન્ય ધર્મનુ જોર જામ્યુ ન હતુ. વિક્રમ જે પરમ્પરામા થયો તેમાં જૈન-ધર્મ પ્રચલિત હતો. વિક્રમના પૂર્વજો ચુસ્ત જૈન હતા. વિક્રમને જૈન મુનિઓનો વિશેષ પરિચય હતો. આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિજીએ તેના હૃદય ઉપર પ્રભુત્વ મેળવ્યું હતું, ને તેમના ઉપદેશથી જૈનધર્મના અનેક કાર્યો કર્યા હતાં. તે સર્વ હકીકતો ઘણેભાગે પ્રસિદ્ધ છે. તે ટૂંકમા આ પ્રમાણે છે—

શ્રી સિદ્ધસેનસૂરિજીને વિક્રમે પૂછ્યું હતુ કે મારા જેવો કોઈ જૈન રાજા થશે કે નહીં ? મહારાજે ઉત્તર આપ્યો હતો–

पुण्णे वाससहस्से सयम्मि वरिसाण नवनवइ अहिए ।
होही कुमरनरिन्दो तुह विक्कमराय सारिच्छो ॥

હે વિક્રમાદિત્ય! ૧૧૯૯ વર્ષ બાદ કુમારપાલ નામે રાજા તારા જેવો થશે! વિક્રમ-રાજાએ વાયડમાં પ્રભુશ્રી મહાવીરસ્વામીનું મન્દિર બન્ધાવ્યુ હતુ ને વિક્રમસંવત્ સાતમાં તેની પ્રતિષ્ઠા કરી હતી.

શ્રી સિદ્ધસેનસૂરિજીના ઉપદેશથી ભરુચમા શકુનિકા તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો.

श्रीसिद्धसेनसूरेर्दिवाकराद् बोधमाप्य तीर्थेऽस्मिन् ।
उद्धारं ननु विदधे, राजा श्री विक्रमादित्यः ॥

તેમના જ ઉપદેશથી ૐકારપુરમા મહાન્ જૈન પ્રાસાદ કરાવ્યો હતો, શ્રી શત્રુંજયનો સંઘ કાઢયો હતો ને તે મહાન્ તીર્થનો ઉદ્ધાર પણ કરાવ્યો હતો, જે માટે શ્રી ધનેશ્વરસૂરિ મહારાજ શ્રી શત્રુંજય માહાત્મ્યમાં જણાવે છે—

संपइ-विक्कम-वाहड-हालपलित्तामदत्तरायाइ ।
उद्धरिहंति तयं सिरि सत्तुंजयं महातित्थं ॥

આ સિવાય અન્ય ધર્મ પ્રત્યે પણ તેની અરુચિ કે વિરોધ ન હતો. સારા રાજાની પરિસ્થિતિ જ એવી હોય છે.

આ સિવાયના વિક્રમનો પિતા કોણ, તેની ઉત્પત્તિ કેવી સ્થિતિમાં થઈ, તેનો રાજ્ય-વિસ્તાર કેટલો, કેવી પરિસ્થિતિમા તેને રાજ્ય મળ્યું વગેરે ઐતિહાસિક વિવાદાસ્પદ પ્રશ્નોની ચર્ચા અહી નહિ ઉલ્લેખતા અન્ય સ્થળે જોઈ લેવા ભલામણ કરવામા આવે છે.

આ લેખમાં આલેખવામાં આવેલ હકીકતો—૧૩૬૧ માં વૈ. શુ. ૧૫ ને રવિવારે પૂર્ણ થયેલ શ્રી મેરુતુંગાચાર્યવિરચિત પ્રબન્ધચિન્તામણિ અને શ્રી રાજશેખરસૂરિ રચિત ૧૪૦૫ જેઠ સુદિ ૭ ને દિવસે સમાપ્ત થયેલ પ્રબન્ધકોષ વગેરે ગ્રન્થોમાથી મોટે ભાગે લીધેલ છે.

છેવટે—કોઈ પણ ઐતિહાસિક વાત જાણવાનું મુખ્ય પ્રયોજન એ જ હોઇ શકે કે ભૂત-કાળમા બનેલ સારા પ્રસંગો વર્તમાનમા ઉતારવામા આવે અને ભૂતકાળ જ્યાં જ્યાં ભૂલ્યો હોય ત્યા વર્તમાન કાળ ન ભૂલે. આપણે પણ વિક્રમાદિત્યના સદ્‌ગુણો સમજી વર્તમાનમાં તેવા ગુણો કેળવવા પ્રયત્નશીલ થઇએ. વિક્રમાદિત્યના ચરિત્રમાંથી ખાસ સમજવા જેવું તો વર્તમાન કાળના ભૂપતિઓને છે. કયા આર્યાવર્તના તે રાજાઓ ને કયા આ રાજાઓ છે? વીર વિક્રમાદિત્યના જેવા સદ્‌ગુણના સર્વ ઉપાસક બને એ જ ભાવના.

વઢવાણ કેમ્પ, મહા શુદિ ૧ : વિ. સ ૨૦૦૦



# વ્યવહારુ સંવતનો પ્રવર્તક રાજા વિક્રમ

લેખક–પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સિદ્ધિમુનિજી મહારાજ

[ કેવળ વિજેતા કે સંવતપ્રવર્તક તરીકે જ જો રાજા વિક્રમે પોતાની કારકીર્દી વીતાવી હોત તો મારા જેવા એક જૈન મુનિને તેના વિષે કાંઇપણ આલેખન કરવાની આવશ્યક્તા રહેત નહિ. પણ તેણે સન્માર્ગાનુસારી જે કાંઇ નૈતિક અને ધાર્મિક જીવન વીતાવ્યું છે તેથી તેના આજે પૂર્ણ થતા બે હજારના સવત્ પ્રસંગે અતીવ સંક્ષિપ્ત એવુ કાઇક હુ તેના વિષે લખવા પ્રેરાયો છુ. આજે સં. ૨૦૦૦ ચાલે છે, પણ તેનો પ્રવર્તક આજથી બે હજાર વર્ષ પૂર્વે કોઇ વિક્રમ નામનો રાજા થયો હતો કે કેમ એ શંકાસ્પદ છે એવી ચર્ચા કરનારા સંખ્યાબંધ લેખકો આપણને આ ચાલુ સૈકામા જણાયા છે. છતા હજુ સુધી સર્વસંમત નિશ્ચય કરી શકાયો નથી કે, બે હજાર વર્ષ પૂર્વે વિક્રમ ન હતો કે તેણે સવત્ ચલાવ્યો ન હતો. આવી સ્થિતિમા વિક્રમનો ૨૦૦૦ સંવત્ એ જ સૌથી બલવત્તર પ્રમાણ પર આધાર રાખવો સર્વથા યુક્તિયુક્ત છે. સવતપ્રવર્તક તરીકે તેનું નૈતિક, રાજનૈતિક તથા ધાર્મિક જીવન સુંદર હોવુ જ જોઇએ એ માન્યતા પણ અવિવાદાસ્પદ જ છે. આ સિવાયની અન્ય બાબતોમાં મારું આલેખન સર્વથા નિશ્ચિત જ છે એમ ન માની લેવા આ લેખના વાચકોને હું સૂચન કરું છુ, એટલુ જ નહિ બલ્કે આગ્રહ કરું છુ. કારણ કે જે આધારો પર મદાર બાંધી મે લખ્યું છે તેમાના કેટલા વિશ્વસનીય છે અને કેટલા અવિશ્વસનીય છે એ હું નક્કી કરી શકયો નથી. લેખમા 'સંવતપ્રવર્તક' શબ્દ વાપર્યો છે તેનો અર્થ તેના નામે સવત્ પ્રવર્તમાન થયો છે એવા જ ભાવાર્થમાં વાચકોને સમજવાનો છે.– લેખક.]

જૈનધર્મના ચોવીશમા તીર્થંકર ભગવાન મહાવીરના નિર્વાણ બાદ ૪૭૦ અને શાલિવાહનના શકની પૂર્વે ૧૩૫ વર્ષે વિક્રમસવંત્ પ્રવર્તમાન થયો છે, એમ બહોળા સાધનોથી સિદ્ધ થઇ શકે છે અને કેટલાક લેખકોએ સિદ્ધ પણ કર્યુ છે. વિક્રમના રાજ્યાભિષેકકાલમાં જૈન માન્યતામાં અંદર અદર મતભેદ છે, તેમજ જૈન અને જૈનેતર ઉભય દૃષ્ટિમા પણ પરસ્પર મતભેદ વિદ્યમાન છે. પરંતુ તેને ગૌણ રાખી સંવતપ્રવૃત્તિમાં બહુધા સિદ્ધ થયેલા મહાવીરનિર્વાણ અને સવતપ્રવૃત્તિના ૪૭૦ ના અતરને મુખ્યતયા સ્વીકારી એ વચગાળાનો સમય અવતી નગરીના રાજઅમલને આશ્રયે આવી રીતે ગોઠવી શકાય–

આજથી ૨૪૭૦ વર્ષ પૂર્વે મધ્યમા પાવા (હાલના બીહારમાં આવેલી જૈનોના તીર્થ તરીકે પ્રસિદ્ધ પાવાપુરી)મા શ્રી મહાવીર સ્વામીનુ નિર્વાણ થયુ તે વખતે પ્રદ્યોતવશી રાજા ચંડપ્રદ્યોતનનું અવતીમા મૃત્યુ થતા તેની ગાદી પર પાલકનો રાજ્યાભિષેક થયો. તેણે અને તેની પાછળ આવનારાઓએ ૬૦ વર્ષ ત્યાં રાજ્ય કર્યું. તે પછી પાટલીપુરના નવ નંદોનો અમલ ત્યાં ૯૪ વર્ષ ચાલ્યો. બાદ આ નગરીમાં ૧૫૬ વર્ષ મૌર્યવશીઓની રાજસત્તા હતી નદોએ પાટલીપુરથી ત્યા અમલ ચલાવ્યો હતો, જ્યારે મૌર્યોમા ચંદ્રગુપ્તે અવંતીને પણ રાજધાનીની માફક સ્થાન આપ્યુ હતુ અને પોતે વખતો વખત ત્યાં રહેતો પણ હતો. તેના વંશજ પ્રિયદર્શિન સપ્રતિ મહારાજાએ તો વી. નિ સં. ૨૪૪ થી ૨૪૬ સુધી બે વર્ષ પાટલીપુરથી રાજ્ય કારભાર ચલાવ્યા બાદ ૨૪૬ થી ૨૯૩ સુધી પોતાની રાજધાનીનુ

સ્થળ અવતીમાં જ રાખી ત્યાં રહીને જ રાજ્ય કર્યું હતું. એ રાજાનુ ૨૯૩ મા મૃત્યુ થતાં એક વર્ષ અરાજક સ્થિતિ રહી. બાદ ત્યાં દશ વર્ષ સુધી રાજગૃહીથી મૌર્યશાસન પ્રવર્ત્યું. અને પછી ૬ વર્ષ અરાજકતા (૪ વર્ષ મૌર્ય મૃણાગીરી અને ૨ વર્ષ અસ્તવ્યસ્તતા) રહ્યા બાદ ત્યાં શુગવંશીય પુષ્યમિત્રનો રાજઅમલ શરૂ થયો. મગધ અને અવંતીના પ્રદેશ પર આ વૈદિક રાજાના જુલમો એટલા બધા વધી પડયા કે કલિંગાધિપતિ મહારાજા ખારવેલને તેનો સામનો કરવાની ફરજ પડી. પુષ્યમિત્ર નમી પડ્યો. અવંતી પરના જુલમો ઓછા થયા. પણ ત્યા રાજસત્તા પુષ્યમિત્રની જ કાયમ રહી હતી. મહારાજા ખારવેલ વી. નિ. સં. ૩૩૦ માં મૃત્યુ પામ્યો. તેનો વારસ અલ્પબળી દેખાતાં ૩૪૦ સુધી પુષ્યમિત્રના અમલમાં અગ્નિમિત્રના હાથ નીચે તથા ૩૪૦ પછી તેના વારસ અગ્નિમિત્રના રાજઅમલમાં અવતીને ધર્માંધતાના બહુ બહુ કડવા અનુભવ અનુભવવા પડયા.

આ પછી પણ શુગવશીઓનો રાજઅમલ મગધ વગેરેમાં ચાલુ જ રહ્યો હતો, પણ તે નબળો પડતા ભૃગુકચ્છ (ભરૂચ)ના મૌર્યવશી બલમિત્ર અને ભાનુમિત્રે અવંતીમાં આવી પોતાનુ શાસન શરૂ કર્યું. ભૃગુકચ્છ અને અવંતીમા મળી તેમણે ૬૦ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યુ છે. આ બન્નેમા બલમિત્ર એ શક્તિશાળી રાજા હતો પણ ભાનુમિત્ર એ નબળો હોવાથી નામનો જ રાજકર્તા રહ્યો હતો. રાજસત્તા તો તેના વૈદિક પ્રધાનોના જ હાથમાં હતી. તે વી. નિ. સં. ૪૦૦ સુધી નામનુ જ રાજ્ય ભોગવતો રહ્યો. તેના હાથમાંથી ક્ષહરાટોએ ભૃગુકચ્છ ખુચવી લીધુ. આન્ધ્રનૃપતિ સાતવાહને ભૂમક અને નહપાણ ક્ષહરાટોનો મજબૂત સામનો કરી તથા ભૃગુકચ્છ પર બે વખત ભારે આક્રમણ કરી પોતાના તરફ તેમનુ વધતુ જતુ બળ અજમાવતા અટકાવ્યા હતા. અને તેમા તેને અમુક અંશે સફળતા પણ મળી હતી. પરિણામે વધતું જતું એ બળ અવતીના પ્રદેશ તરફ વળ્યુ, ધસ્યુ અને છેવટે ક્ષહરાટ નહપાણ ઉર્ફે નરવાહન કે નભોવાહને વી. નિ. સં. ૪૦૦ માં અવતી સર કરી ત્યા રાજ કરવા માંડયુ. તેની સસ્કૃતિ, ધર્મ વગેરેમા વિદેશી જેવુ પ્રાયઃ કાઇ ન હતુ, તથા વધારે ઊડા મૂળમા તે વિદેહના ગણવશીયમાથી ઊતરી આવેલો હોઇ તેના તરફ અવતીની બહોળી પ્રજાનુ સન્માન હતું.

રાજા નહપાણના સમયમા અવતીમા શાતિ હતી. તેણે ૪૦ વર્ષ રાજ્ય ભોગવ્યું અને તે વી. નિ. સં. ૪૪૦ મા મરણ પામ્યો. એટલે અવતી દર્પણ નામના રાજાના હાથમાં ગઇ. ગર્દભી વિદ્યાના કારણે પાછળથી ગર્દભીલ નામે ઓળખાયલો આ રાજા તુવર વંશનો હતો. (તુવર એ મૌર્ય વશનો સપ્રતિ સમકાલીન રાજકુમાર હતો.) તેનુ રાજ્ય આનર્ત પ્રદેશમા હતું. ગર્દભી વિદ્યાના બળે બળવાન બનેલા એ રાજાએ અપુત્રીયા નહપાણના રાજ્યને લઈ લીધુ હતું. તેનામા નિર્ભેળ ક્ષત્રિયત્વ હતું, પણ તે તાત્રિક વિદ્યાનો ઉપાસક હોઇ વ્યભિચાર તરફ ઘસડાઇ ગયો હતો. તેના આ દુષ્ટવર્તને માઝા મૂકી અને મહાન કાલકાચાર્ય યુગપ્રધાનની બહેન સરસ્વતી સાધ્વી પર તેણે અત્યાચાર આદર્યો. આ અત્યાચારથી નિવર્તવા આચાર્યે વિવિધ પ્રયોગો કર્યા પણ તે એ માર્ગથી પાછો ન ફર્યો, ત્યારે છેવટે અતિમ ઉપાય તરીકે આમંત્રાયલા શક જાતિના લોકોએ તેને તેના અવતીના રાજ અમલના તેરમા વર્ષે એટલે વી. નિ. સ. ૪૫૩ મા પરાસ્ત કર્યો અને તેઓએ અવંતીના પ્રદેશનો કબજો લીધો. કાલકાચાર્યની સલાહથી શકોએ તેને જીવતો જવા દીધો હતો. સભવ છે કે તે પછી તે 'શૂળ'ના યોગથી મૃત્યુ પામ્યો હતો.

ઉપરોક્ત શક જાતિના સરદારોએ ફક્ત ૪ વર્ષ એટલે વી. નિ. સં. ૪૫૭ સુધી અવંતીના ભિન્ન ભિન્ન વિભાગો પર અસંકલિત, અવ્યવસ્થિત અને અમુક અંશે જુલમી અધિકાર ચલાવ્યો. તેઓએ જૈનધર્મ અપનાવ્યો હતો પણ તેમની સંસ્કૃતિમાં વિદેશીયતાના અંશો વિદ્યમાન હતા તથા તેમનું રાજતંત્ર એકસત્તાક જેવું ન બન્યાથી અસમાન રાજનીતિના કારણે અવંતી પ્રદેશની કેટલીક પ્રજા તેમનાથી ત્રાસી ઊઠી હતી. તેને જેવાં ન્યાય અને શાસન જોઈતાં હતાં તેવાં ન મળવાથી તે અસંતોષી બની હતી.

બીજી તરફ અવંતીથી ગર્દભીલના નિર્વાસન થયા બાદ તેનો પુત્ર **વિક્રમ**, કે જેના નામથી આજે ૨૦૦૦ નો સંવત્ પ્રવર્તી રહેલો છે અને જેના વિષે આ આલેખન થઈ રહ્યું છે, તે બળ, સાધન અને સમયની અનુકૂલતા મેળવી રહ્યો હતો. આંધ્રનૃપતિની મદદથી તથા માલવગણના સંગઠનબળથી તેણે પોતાના અતુલ બલ બુદ્ધિનો પરચો બતાવી શક જાતિને જીતી લીધી અને અવંતીનો કબજો મેળવ્યો. અવંતી, વિશાલા, વિદિશા વગેરે નામોથી ઓળખાતી અવંતીને 'ઉજ્જયિની' એવું એક વધુ નામ સમર્પી માલવ પ્રજાએ ત્યાં આ જ સાલમાં એટલે વી નિ. સં. ૪૫૭ માં પ્રતાપી વિજેતા શ્રી વિક્રમનો રાજ્યાભિષેક ઉજવ્યો.

રાજ્યાભિષેક સમયે વિક્રમનું વય ૪૦ ની લગભગ હતું. તે એક મહાભાગ્યશાળી બત્રીશ લક્ષણો પુરુષ હતો. શકોની સાથેના યુદ્ધથી વર્ષો પહેલાં ઔદાર્યના મહાન ગુણના કારણે તેણે સ્વૈચ્છિક દેશવટો વહોરી લીધો હતો. એ દેશવટામાં છુપું કારણ તેના પિતા દર્પણ, કે જેને પાછળથી લોકોએ ગંધર્વસેન તરીકે ઓળખાવ્યો હતો, તેનું અનૈતિક આચરણ પણ ખાસ હોવા સંભવ છે. ગમે તેમ પણ એ પર્યટન તેને આશિર્વાદ રૂપ નિવડયું હતુ. આ દેશાટન દરમિયાન તેણે વિવિધ અનુકૂલતાઓ અને પ્રતિકૂલતાઓ ભોગવતાં બહુ બહુ અનુભવ લીધા હતા. આથી તેનામાં રહેલી સ્વભાવસિદ્ધ શ્રેષ્ઠતા સંપૂર્ણતયા ખીલી ઊઠી હતી. તેનામાં ન'તી રહી ધનલોલુપતા કે રાજસત્તાની લાલસા. વાસ્તવિક રીતે રાજ્યાનો હક ન પહોંચી શકે એવા **ભર્તૃહરિ** પર રાજ્યનો ભાર ધકેલવા તેણે શુભેચ્છા સેવી હતી. તેનો તેણે અમલ પણ કર્યો, પણ સંસારની વિષમતા અને નારી જીવનની વિચિત્ર અસ્થિરતાનું સ્પષ્ટ દર્શન થતાં ભર્તૃહરિ એ ભારને ફગાવી દઈ વનવાસ સેવવા નાશી છૂટયો ત્યારે ન છૂટકે જ તે રાજ્યનો ધુરંધર બન્યો.

રાજા વિક્રમ 'શકારિ' કહેવાયો છે પણ એ અરિતા-શત્રુતા શકોના અન્યાયને દૂર કરવા પુરતી જ હતી, નહિ કે જુલ્મ ચલાવી તેઓનું સમૂળ નિકંદન કાઢવા. મનુષ્યત્વની ઉચ્ચ કક્ષામાં રહેલા એવા તે રાજવીની અંદર કોઈનુ સર્વસ્વ નાશ કરવા જેટલી પાશવવૃત્તિનો લેશ પણ ન હતો આ રાજા ગમે તેના આર્ત સ્વરને સાંભળી તેના દુઃખને દૂર કરવા સદાય દોડયો જતો હતો. ત્યારે તે ન'તો ગણતો રાત્રિ, જંગલ, સ્મશાન કે એકાકિતા અને એવા દયાર્દ્ર અંતઃકરણના પુણ્યબળે જ તેની તરફ 'સિદ્ધ પુરુષ'-સોનાનો અખૂટ પુરુષખજાનો ધસડાઇ આવ્યો હતો તેને તેની જરૂરિયાત ન હતી પ્રજાનાં દુ:ખો કાપવામા જ તે તેનો ઉપયોગ કરતો. આ અખૂટ સોનાથી તથા પુણ્યબળે પ્રાપ્ત નિધાનોથી તેણે પ્રજાહિતના કાર્યો કરવામા નિરવધિ કરી, પૃથ્વીને અનૃણ-કરજ વગરની કરી, દીન અનાથ વગેરેનો ઉદ્ધાર કર્યો. રાજ્યની સુવ્યવસ્થા સાથે વિદ્યા તથા સૌંદર્ય વિકસાવવા બહુ બહુ પ્રયત્નો કર્યા. ધનપ્રાપ્તિનુ ધ્યેય તેણે પરમાર્થ જ બનાવ્યુ.

રાજા વિક્રમે પોતાના બલ-પરાક્રમનો ઉપયોગ રાજ્યનો વિસ્તાર કરવામા કે અન્ય પ્રજાના દમનમા ન વાપરતાં પ્રજાનાં સુખ અને જગતની શાંતિ વધારવામાં જ કર્યો હતો. તેનો રાજઅમલ પ્રતાપી હતો, પણ તે પ્રજાનું રક્ષણ કરવાં જ, નહિ કે ખાલી ધાક બેસાડી પ્રજાના માનસને ધ્રુજાવવામાં. તે પોતે પરિશ્રમી જીવન જીવતો તેનું ગૃહસ્થ જીવન ઘણુ જ સુંદર હતુ, તે વિલાસી કે એશઆરામી ન હતો. પ્રજાના કલ્યાણમાં તે આખી રાતના સતત ઉજાગરા વેઠતો. અંધેર પછેડો ઓઢી તે નગરચર્ચાએ નિહાળતો, શૂન્ય સ્થાનોમાં રખડતો અને જુગારખાના વગેરે અનીતિનાં પોષક સ્થાનોમાં ટેલ મારી આવતો. વખતે વેશપલટાઓ કરી જ્યા ત્યાં ભળી જઇ સત્ય હકીકત મેળવવા પણ તે પુષ્કળ મથતો. પરિણામે તેના રાજ્યમાંથી ચોરી, વ્યભિચાર, જુગાર વગેરે અનીતિ પ્રાયઃ ઉખડી જવા પામી હતી. તેનામા રહેલા અપૂર્વ સત્ત્વના બળે અગ્નિવૈતાલ વગેરેની દિવ્ય શક્તિએ પણ તેને સતત મદદ કરી રહી હતી.

રાજા વિક્રમે ક્ષહરાટ, શક વગેરેને પરાસ્ત, શાંત કે અનુકૂલ કરી દીધા હતા. આર્ય ક્ષત્રિય જાતિઓ, કે જે પશ્ચિમ ભારતમાં વસતી હતી, તે સ્વેચ્છા પૂર્વક તેના રાજ્યને અને રાજત્વને વધાવી રહી હતી, વખાણી રહી હતી. આમ તે પશ્ચિમ ભારતનો રાજકર્તા બન્યો હતો. બીજી તરફ તે આંધ્રનૃપતિનો જામાતા (જમાઇ) હોવાથી તેની સાથેનો સહકાર આજે ઘણો જ વધી પડયો હતો. તેનો પુત્ર **વિક્રમચરિત્ર** પણ સૌરાષ્ટ્રના રાજાની કુંવરીને પરણ્યો હતો અને તેથી ત્યા પણ સર્વત્ર સમાધાન હતું. તેના રાજત્વકાલમાં યુદ્ધ કે ઉપદ્રવ જેવું નહિવત્ જ હતું. તે પ્રજાને ચાહતો હતો, તેની વત્સલતા અપાર હતી. પ્રજા પણ તેને ચાહતી હતી; તેની છત્ર છાયા નીચે પ્રજા પોતાને નિર્ભય માનતી. તેના રાજ્યના તેર વર્ષ વીત્યા એટલામાં તો તે દેવાશી અને પ્રજાના પ્રાણ રૂપ ગણાવા લાગ્યો. અને તેથી જ તેની પ્રજાએ તેના નામથી 'સંવત્' પ્રવર્તમાન કરી દીધો હતો. આ સમયથી એટલે વી. નિ. સં. ૪૭૦ થી તેના નામે ભારતની કાલગણનામાંની એક સુપ્રસિદ્ધ ચિરસ્થાયી કાલગણના શરૂ થઈ.

શ્રી મહાવીરનિર્વાણથી ચાલતો કાલગણના કરતાં આ વિક્રમના નામે શરૂ થયેલી કાલગણનાનું ક્ષેત્ર વધારે વિશાલ હતું. જીવનના બધા ય વ્યવહારોમા તેને સ્થાન હતું, જ્યારે મહાવીરની નિર્વાણ ગણનાને પ્રાયઃ ધાર્મિક ક્ષેત્રમા જ ગણવામાં આવતી હતી. આ નવો સંવત્ માલવગણના નામે ચઢાવવા તેણે પ્રયત્ન કર્યો, પણ તેના રાજ્યની પ્રજા તેના વ્યક્તિત્વ પર એટલી બધી મુગ્ધ હતી કે તેણે એ સંવત્નો 'વિક્રમ'ના નામથી જ વ્યવહાર કર્યો. ચષ્ટણ વગેરે અન્યવંશી રાજાઓએ ભલેને એ સંવત્ પર આચ્છાદન નાખવા કે તેને સાવ ભૂંસવા પ્રયત્ન કર્યો હોય, પણ છેવટે તો આ સંવત્ આજ સુધી અમર જ રહ્યો અને તેણે વિક્રમના ઉપરોક્ત વ્યક્તિત્વને અનુપમતાની મ્હોર છાપ મારી. એ વ્યક્તિત્વ વિષે કાંઇક આલેખન આ સ્થળે પ્રાસંગિક જ નહિ પણ મહત્ત્વનું છે, ક્યા કારણે આ સંવત્ આટલો બધો ચિરસ્થાયી અને વ્યાપ્ત છે તે તેથી સમજાશે.

રાજા વિક્રમ એ પરદુ:ખભંજક વીર પુરુષ હતો પરોપકાર કરવામાં તે પોતાની જાતને નિર્ભયપણે સમર્પવામા સદા તત્પર રહેતો. પોતાની પ્રજાને ન્યાય આપવામા તેની ચીવટ અપૂર્વ હતી. ગમે તેવા પ્રસંગોમાં તે સમતોલપણું સાચવી રાખતો સૌ કોઇ સુખેથી

ન્યાય મેળવવા તેની મુલાકાત લઈ શકતાં હતાં. તે સંયમી હોવાથી કોઇપણ સ્ત્રી સુદ્ધાં તેની પાસે જવામાં સંકોચ ન પામતી. આનર્તમાં અને આધ્રપ્રદેશમાં તે જૈનધર્મના ઉમદા સિદ્ધાંતોના સહવાસમાં આવ્યો હતો, પણ અવંતીના રાજ્યાસન પર આવી ગયા બાદ તેનો ધર્મ અનિશ્ચિત બની ગયો હતો. તેના હૃદયમા જૈનધર્મના સિદ્ધાંતોની અસર વિશેષ હતી, પણ સાથે સાથે વૈદિક ધર્મની અસર પણ તેને થવા લાગી હોય એ સંભવિત છે. પ્રજાના પ્રાણરૂપ એવા તે રાજાની આ નીતિ રીતિ તેના ઉદાત્ત મહાનુભાવ માનસને આભારી હતી.

અ.થી જ રાજા વિક્રમ 'મહાકાલ' શૈવ મંદિરનું દેખાતુ અપમાન સહન કરી શક્યો નહિ. પણ એ ઉદાત્ત માનસે તેને આચાર્ય સિદ્ધસેન તરફ આકર્ષ્યો ત્યારે તેને સ્પષ્ટ સમજાયું કે એ મહાકાલનુ મંદિર **અવંતીસુકુમાલ**ના 'મહાકાલ'–મૃત્યુના સ્થાનમાં તેના વડીલો તરફથી બંધાયુ હતું, અને તેમાં શ્રી 'અવંતી પાર્શ્વનાથ'ની ભવ્ય પ્રતિમા સ્થાપિત કરવામાં આવી હતી, કે જેના પર પાછળથી ધર્માંધતાએ 'લિંગ'નું આચ્છાદાન કર્યુ છે આ પછી તો તે તરત જ સત્યને સમજવા આચાર્યશ્રીના ચરણમાં આવી પડયો. આચાર્યે તેનામાં જૂના છુપા રહેલા જૈન સંસ્કારો જગાવ્યા અને તે સાચો તથા સંપૂર્ણ જૈન ઉપાસક બની ગયો. તેણે જૈનધર્મના એક મુખ્ય અને મહાન ધામ સમા શ્રી શત્રુંજય તીર્થની એક મોટા સંઘ સાથે તીર્થયાત્રા કરી અને ત્યાં જીર્ણોદ્ધારાદિ અનેક ધાર્મિક કાર્યો કર્યાં. આ પછી ઉત્તરોત્તર તે જૈનધર્મમાં ચુસ્ત થતો ગયો, પણ તેણે સ્વપ્નમા ય ધર્માધતા તો સેવી જ નહિ. વૈદિક જનતા તરફથી કરાતાં વૈદિક ધાર્મિક કાર્યોમાં પણ તેની સહાનુભૂતિ રહેતી. કોઇપણ જાતના ભિન્નભાવ વગર સર્વને સરખો જ રાજ્યાશ્રય આપવો એ તેની ઉદાર ભાવના કયારે ય અપવાદને ધારણ કરતી ન હતી. એનો વિવેક કદી પણ નિન્દા કે પરાભવમાં પલટાય તેવો ન હતો. અને તેથી તેની પ્રજા પણ ધાર્મિક વિવાદ કે ધર્માધતાથી બહુધા બચી ગઇ હતી, તથા સુખ શાંતિ અને આનંદ ઓચ્છવને ભોગવવા ભાગ્યશાળી બની હતી. તેની પ્રજાના પ્રેમ અને આશિર્વાદથી તે અમર થયો છે, એટલુ જ નહિ બલકે તેની પછી થયેલા અન્યાન્ય સખ્યાબધ મહાન સમ્રાટોએ તેના નામને પોતાની સાથે જોડી લેવામાં ગૌરવ માન્યુ છે.

આમ છતાં વિક્રમ તે તો 'વિક્રમ'જ રહ્યો છે. ઇલ્કાબધારીઓથી જુદો પાડવા ભલેને કોઇ વિક્રમને 'શકારિ' કે 'વીર' જેવા વિશેષણોથી નવાજે, પણ સામાન્ય રીતે તો તે **વિક્રમ** જ છે. તે પોતે ચદ્રવંશીય હોવાથી તેના નામની સાથે 'આદિત્ય' સૂર્ય શબ્દનું જોડાણ પણ અવાસ્તવિક હોવાથી અયોગ્ય જ છે. તેમજ તેનો સવત્ ચૈત્ર સુદિ ૧ થી જ શરૂ થાય છે, પણ કારતક સુદિ ૧ થી નહિ જ. તેને કારતક સુદિ ૧ થી શરૂ કરવાની પ્રથા કેટલેક સ્થળે દેખાય છે તેનુ મૂળ, વીરનિર્વાણસંવત્‌ની સાથે મેળ સાધવા આખા ભારતની વ્યવહારી પ્રજાએ અને સર્વ વર્ણમા મુખ્યતયા વ્યાપ્ત એવી જૈન જનતાએ જે તેને આદર આપ્યો છે તેમાં જ રહેલુ છે. આજ સુધી જૈનાચાર્યોએ અને જૈન પ્રજાએ તેના નૈતિક અને ધાર્મિક ઉચ્ચ જીવનને લઈ તેને પ્રબધ, ચરિત્ર વગેરેમા આદર પૂર્વક આલેખવા પ્રયત્ન કર્યો છે, અને આજે પણ તે તેને તેવી જ રીતે આદર આપી રહી છે.

તેના સંવત્‌ના ૨૦૦૦ વર્ષની સમાપ્તિમાં જૈન અને અન્ય આર્ય પ્રજા તેનાં નૈતિક તથા ધાર્મિક જીવનને યાદ કરી સર્વ રીતે પોતાનો ઉત્કર્ષ–આત્મકલ્યાણ સાધો એટલુ ઇચ્છી, આ લઘુ આલેખન હુ સમાપ્ત કરું છુ.

# માલવપતિ વિક્રમાદિત્ય

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી નિરંજનવિજયજી

[ પ્રસ્તુત જીવનરેખા, અધ્યાત્મકલ્પદ્રુમ અને સંતિકરં સ્તોત્ર આદિના પ્રણેતા 'કૃષ્ણ-સરસ્વતી' બિરુદધારક પૂ આ. મુનિસુંદરસૂરીશ્વરના શિષ્ય પંડિત શ્રી શુભશીલ ગણિએ ખંભાતતીર્થમા વીર નિ. સંવત્ ૧૯૬૦ ( વિક્રમ સ ૧૪૯૦ )ના માહ સુદી ૧૪ને રવિવારે રચેલા ' વિક્રમચરિત્ર 'ના આધારે બે–ચાર પ્રસંગોને અનુલક્ષીને દોરેલ છે. ]

કેવી રમણીય આ નગરી છે! એક બાજુ ક્ષિપ્રા નદી મંદ ગતિએ વહી રહી છે. નગરીમા પ્રવેશ કરવાના રસ્તાઓની બન્ને બાજુના આમ્ર અશોક વગેરે વૃક્ષો જાણે અતિથિઓનું સ્વાગત કરી શીતલ વાયુ વડે પથિકોનો શ્રમ દૂર કરે છે. આ નગરી અવતી-સુકુમારના નામથી પ્રસિદ્ધિ પામી છે. શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માના સમયે ત્યાં ચડપ્રદ્યોત રાજાનુ શાસન ચાલતુ હતુ. ચંડપ્રદ્યોત પછી અનુક્રમે નવનદો, ચન્દ્રગુપ્ત, અશોક તથા જૈનધર્મનો આરાધક સપ્રતિ મહારાજા વગેરે શાસનપતિઓ થયા. ક્રમે કરીને ગન્ધર્વસેન રાજા ત્યાં થયો. તેને એક ભર્તૃહરિ અને બીજો વિક્રમાદિત્ય એમ બે પુત્રો હતા. એકદા શૂલરોગથી રાજાનુ મરણ થવાથી મન્ત્રીઓએ પાટવી કુમાર ભર્તૃહરીને રાજ્યાભિષેક કર્યો અને વિક્રમાદિત્યને યુવરાજપદે સ્થાપ્યો ભર્તૃહરી રાજ્યગાદીએ આવ્યા પછી ન્યાયનીતિ પૂર્વક પ્રજાનુ પાલન કરવા લાગ્યો એકદા પટરાણી અનગસેનાએ વિક્રમની અવજ્ઞા કરવાથી તે એકાકી તગ્વાર લઈ અવંતીમાથી ચાલી નીકળ્યો આ તરફ ભર્તૃહરિને સ્ત્રીઓના માયા પ્રપંચનો અનુભવ થવાથી સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉદ્ભવ્યો એટલે અમાત્યો તથા મુખ્ય પૌરજનોએ ઘણુ વિનવ્યા છતા એ રાજવૈભવનો ત્યાગ કરી અરણ્યમાં એકાકી ચાલ્યા ગયા.

ત્યાર પછી મત્રીઓએ રાજાના સંબધીઓમાંથી કોઇને ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો. પરન્તુ રાજગાદી થોડો વખત રાજા વગરની રહેવાથી અગ્નિવૈતાળ નામનો અસુર તેના ઉપર અધિષ્ઠિત થઈ ગયો મન્ત્રી વર્ગે શ્રીપતિ નામના પુરુષને ગાદીનશીન કર્યો. પણ રાત્રીના સમયે અગ્નિવૈતાળે તેને મારી નાખ્યો.આ રીતે જે કોઈને ગાદીએ બેસાડવામાં આવે તેને તે રાત્રીએ મારી નાખતો પ્રધાનવર્ગે એની શાન્તિ માટે વિવિધ અનુષ્ઠાનો કર્યાં પણ તે બધાં નિષ્ફળ નિવડયાં

આ બાજુ રાજવૈભવ છોડીને ચાલી નીકળેલો વિક્રમ એકદા એક ગામમાં ગયો. ત્યાં એક ઓટલા ઉપર કેટલાક માણસો સાથે એક ભટ્ટમહારાજ બેઠા હતા અને લોકોના પ્રશ્નોના પ્રત્યુત્તર આપી મનોરજન કરાવતા હતા. તેને જોઈને વિક્રમને થયું, આ કોઇ જ્ઞાની પુરુષ લાગે છે. એટલામા ભટ્ટમહારજની દૃષ્ટિ પણ અવધૂત વિક્રમ ઉપર પડી અને તે વિચારવા લાગ્યો કે આ કોઈ અવધૂત નથી પણ કોઈ રાજકુમાર લાગે છે. ભાવિમાં આનાથી મને જરૂર લાભ થશે. આમ વિચારી ભટ્ટમાત્ર તેને પોતાને ત્યા લઈ ગયો અને પ્રાતઃકાળે ધનનો અર્થી ભટ્ટમાત્ર પણ અવધૂતની સાથે મુસાફરીમાં નીકળ્યો. અનુક્રમે ફરતા ફરતા બન્ને

જણા રોહણાચલ પર્વત પાસે પહોંચ્યા. ત્યાં ભટ્ટમાત્રે કોઈને પૂછ્યુ કે ભાઈ, આ રોહણ-ગિરિ રત્ન આપે છે તે વાત સાચી છે? તે મનુષ્ય બોલ્યો: જે મનુષ્ય લમણે હાથ દઈને હા દૈવ! હા દૈવ! એમ બોલે તેને જ તે રત્ન આપે છે. પછી બન્ને જણ રોહણાચલ તરફ ગયા અને ભટ્ટમાત્રની પ્રેરણાથી અવધૂતે ખાણમાં ઊતરી કુહાડાવો ઘા કર્યો પણ રત્ન પ્રાપ્ત થયું નહી. ભટ્ટમાત્રે વિક્રમ પાસે હા દૈવ! એ શબ્દો બોલાવવા એક યુક્તિ શોધી કાઢીને કહ્યું "હે વિક્રમ! અવંતીથી એક મનુષ્ય આવ્યો છે તે કહે છે કે તારી માતા એકાએક મરણ પામી છે. આ સાંભળી વિક્રમના મુખમાંથી હા દૈવ! હા દૈવ! આ તેં શું કર્યુ? એવા શબ્દો નીકળી પડયા. પછી જ્યાં કુહાડાનો ઘા કર્યો કે સવાલાખની કિમતનુ એક રત્ન તેની પાસે આવી પડયું પછી ભટ્ટમાત્ર બોલ્યો હે મિત્ર! શોક શા માટે કરે છે? તારી માતા સર્વ પ્રકારે કુશળ છે. ફક્ત તારી પાસેથી હા દૈવ! હા દૈવ શબ્દો બોલાવવા માટે જ મેં આ યુક્તિ રચી હતી. આ સાભળી અવધૂત ખુશ થયો, અને પોતાની પાસે દીન વચન બોલાવનાર રત્ન તેણે પાછુ પાણીમાં ફેંકી દીધુ.

પછી બન્ને જણ ભ્રમણ કરતા એકદા ગુજરાતમાં તાપી નદીના કિનારે આવ્યા. ત્યા રાત્રિના સમયે એક શિયાળનો શબ્દ સાંભળી ભટ્ટમાત્રે કહ્યું: આ શિયાળ કહે છે કે નદી તીરે અલકારાયુક્ત એક સ્ત્રીનુ શબ પડયુ છે. આ શબ્દોની પ્રામાણિકતા જોવા શિયા-ળના શબ્દ અનુસાર ત્યા જઈ અવધૂતે તપાસ કરી તો તે વાત સાચી લાગી. આથી અવધૂતે આશ્ચર્ય ચકિત થઈ કહ્યુ: હે મિત્ર! તારુ વચન સત્ય છે. પણ આ આભૂષણોમાંથી એક પણ હુ લેવા ઈચ્છતો નથી. મારી ઇચ્છા તો નથી. તારી ઇચ્છા હોય તો તુ સુખેથી લે. ત્યારે ભટ્ટમાત્રે કહ્યુ 'હે મિત્ર! ચાડાલને યોગ્ય કાર્ય કરીને હુ પણ આ અલકાર લેવા ઇચ્છતો નથી.'

કેટલોક સમય ગયા પછી ફરીવાર શિયાળના શબ્દો સાભળી ભટ્ટમાત્રે કહ્યુ: 'હે મિત્ર! અવંતીનું રાજ્ય તને એક મહિનામા મલશે, એમ આ શિયાળ કહે છે. ત્યારે અવધૂત બોલ્યો' એ કેમ થઇ શકે? કારણ વડીલ ભ્રાતા ભર્તૃહરિ ન્યાયપૂર્વક રાજ્ય કરે છે. ત્યારે ભટ્ટમાત્રે કહ્યું: સમય આવ્યે સત્ય વાત તરી આવશે. આ સાભળી વિક્રમે કહ્યુ. જો તારું કથન સાચુ થશે તો હું તને મારો મત્રી બનાવી જરૂર તેનો બદલો વાલી આપીશ. પછી બન્ને જણાએ અવતી પાસેના એક ગામમાં જઇ ધર્મશાળામા મુકામ કર્યો. ત્યા તેમણે ભર્તૃહરિ રાજ્ય છોડીને અરણ્યમા ચાલ્યા ગયાની, રાજ્યગાદી ખાલી પડયાની તથા અધમ અસુરના ઉપદ્રવો સબધી અનેક વાતો લોકોના મુખે સાંભળી. આ પછી બન્ને મિત્રોએ ફરિવાર મલવાનો સંકેત કરી ભટ્ટમાત્રે પોતાના વતન ભણી અને અવધૂત વિક્રમે અવતી ભણી પ્રયાણ કર્યું.

અવતીમા આવી અવધૂતે ધીમે ધીમે લોકો ઉપર એવો પ્રભાવ જમાવવા માડયો અને રોજ સેકડો માણસો તેના દર્શને આવવા લાગ્યા. એક વખત રાજમત્રી પણ તેમની પાસે આવ્યો અને અવતીની રાજગાદીની અગ્નિવેતાલ અસુરે કરેલી દુર્દશા વર્ણવી બોલ્યો: આપ કોઇ ઉપાય કરી આ અગ્નિવેતાળના ઉપદ્રવથી અવતીનુ રક્ષણ કરો એવી અમારી પ્રાર્થના છે. આ સાંભળી અવધૂતને ભટ્ટમાત્રે કહેલ શબ્દો યાદ આવ્યા એટલે તેણે જવાબ આપ્યો કે "જો આ રાજ્ય મને આપો તો હુ દુષ્ટ અગ્નિવૈતાળનો ગમે તે રીતે નાશ કરી ન્યાય નીતિપૂર્વક પ્રજાનુ રક્ષણ કરીશ. મત્રીએ આ વાતનો સ્વીકાર કર્યો અને તે પોતાના સ્થાને ગયો.

આજે અવંતી નગરીમાં જાણે કોઈ અનેરી જાગ્રતિ આવી છે. દરબારગઢ અનેક ધજા-પતાકા અને તોરણોથી શણગારાયેલો છે અને ચારેકોર આનંદનુ વાતાવરણ જામ્યું છે. પેલા અવધૂતની સવારી નગરમાં ફરતી ફરતી રાજમહેલે આવી પહોંચી. એટલે શુભ મુહૂર્તે તેને રાજસિંહાસને બેસાડી અવંતીપતિ તરીકે જાહેર કર્યો. અને પ્રજાએ આખો દિવસ આનંદ ઉત્સાહ પૂર્વક પસાર કર્યો. હવે પછી રાત્રિનો સમય થતાં અવધૂત રાજવીના કહેવા પ્રમાણે મન્ત્રીઓએ રાજ મહેલમાં ઠેકાણે ઠેકાણે મેવા-મિઠાઈઓ વગેરેના થાળો ગોઠવીને અને સર્વત્ર ખુશબોદાર ફૂલો પાથરીને સર્વ રાજમહેલને દીપકોની શ્રેણીથી સુશોભિત કરી દીધો. અને એ અવધૂતને પોતાના ભાગ્ય ઉપર મૂકી મંત્રીઓ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

રાજવી પણ આજુબાજુના સૈનિકોને સાવધાન રહેવાની આજ્ઞા ફરમાવી પોતાના પલંગ ઉપર જાગૃત અવસ્થામા સૂઈ રહ્યો. બરોબર મધ્ય રાત્રિના સમયે ભયંકર ગર્જના કરતો અગ્નિવેતાલ રાજમહેલમાં નવા રાજવીને મારવા રાજમહેલમાં આવી પહોંચ્યો અને ચારે તરફ સ્વાદિષ્ટ મેવા મીઠાઈઓના થાળો વગેરે જોઈ તેને આરોગી શાન્ત થઈ ગયો. જાણે ખાધેલ અન્ન કામ કરતુ હોય તેમ તેને થયુ. ખરેખર, આ કોઈ મહાપરાક્રમી સત્ત્વશાલી પુરુષ લાગે છે. પછી તે બોલ્યાઃ હે વીર! तुष्टोऽहं ( હુ તારા ઉપર પ્રસન્ન થયો છું ) તુ આ અવંતીનુ સામ્રાજ્ય સુખેથી ભોગવ અને નીતિપૂર્વક પ્રજાનું પાલન કર! આ પ્રકારે હંમેશાં મારા માટે બલિની ગોઠવણ કરી રાખજે એમ કહી રાક્ષસ અદૃશ્ય થયો.

પ્રભાતકાળે મન્ત્રીઓ તથા પ્રજાજનો રાત્રીસંબંધી વૃત્તાન્ત જાણવા રાજસભામાં આવી બેઠા હતા. તેટલામા રાજવી રાજસભામાં આવી રાજસિંહાસન ઉપર બિરાજમાન થયા અને સર્વ ઘટના કહી બતાવી. મન્ત્રીવર્ગ અને સમગ્ર પ્રજાજનોએ ભૂપતિનો પૂનર્જન્મ માની આજનો આખો દિવસ મહોત્સવ પૂર્વક પસાર કર્યો. આ પછી રાજાએ બે ત્રણ દિવસ અગ્નિવેતાલ માટે બલિની વ્યવસ્થા રાખી અને છેવટે યુક્તિ અને બળથી તેને વશ કરી પ્રસન્ન કરી લીધો. એટલે અગ્નિવેતાળ કહે રાજા! હુ તારા ઉપર પ્રસન્ન થયો છું એટલે ઇચ્છિત વરદાન માગી લે. ભૂપતિ બોલ્યો, હે વેતાળ! જો તુ સાચે જ પ્રસન્ન થયો હો તો જ્યારે હુ સંભારું ત્યારે તારે પ્રત્યક્ષ થવુ એવુ વચન આપ. વેતાલ રાજાએ માંગ્યુ એ પ્રમાણે વચન આપી અદૃશ્ય થઈ સ્વસ્થાને ગયો.

એક વખતે અવંતીપતિ રાજસભામાં બેઠા હતા. તેટલામાં દ્વારપાલની રજા મેળવી ભટ્ટમાત્ર અંદર આવી નમસ્કાર કરી બોલ્યોઃ હે મહારાજ વિક્રમાદિત્ય! તમારા ગુણોને સંભારતો હુ આજે તમને મલવા આવ્યો છુ. ભટ્ટમાત્રના મુખેથી એકાએક વિક્રમાદિત્યનું નામ સાંભળી મન્ત્રીઓ વગેરે અજાયબ થયા. પછી ભટ્ટમાત્રે વિક્રમાદિત્ય અવંતીથી અવધૂતનો વેશ ધારણ કરી ગયેલ ત્યારથી પાછા અવતી આવ્યા ત્યા સુધીનો ઇતિહાસ સભા સમક્ષ કહી બતાવ્યો. રાજમાતા શ્રીમતી પોતાનો પુત્ર આવ્યાની વાત સાભળી હર્ષઘેલી થઈ ગઈ. પછી વિક્રમે પોતાના ચિરપરિચિત બુદ્ધિનિધાન મિત્ર ભટ્ટમાત્રને પૂર્વવચનાનુસાર અમાત્ય પદ ઉપર સ્થાપ્યો. મહારાજા વિક્રમાદિત્યના પુણ્યથી અનેક નાના નાના રાજાઓ તથા સામંતો તેની આજ્ઞા કબુલ કરવા લાગ્યા અને જે જે રાજાઓ કે સામંતો આજ્ઞાનો અસ્વીકાર કરતા તેઓને શામ, દામ, દંડ અને ભેદ એ ચાર નીતિથી વશ કર્યા.

પ્રબલ પુણ્યોદયે જેમને સુવર્ણપુરુષ પ્રાપ્ત થયો છે એવા મહારાજા વિક્રમાદિત્ય વિદ્યાના બહુ શોખીન હોવાથી હમેશાં નવાં નવાં કાવ્યો સાંભળીને, જેવી વિદ્વત્તા હોય તે પ્રમાણે દાન આપી અનેકોની દરિદ્રતા દૂર કરતા. એક દિવસ શ્રી વૃદ્ધવાદિસૂરીશ્વરના વિદ્વાન શિષ્ય સર્વજ્ઞપુત્ર બિરુદ ધારક શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિજી ગ્રામાનુગ્રામ વિચરતા અવંતીના ઉદ્યાનમાં આવ્યા. એવામાં અવંતીપતિ વિક્રમાદિત્ય ક્રીડા કરવા અર્થે ફરવા બહાર જતા હતા. તેટલામાં સિદ્ધસેનસૂરિશ્વરજીને જોઈ તેમની પરીક્ષા માટે વિક્રમાદિત્યે તેમને મનમાં જ નમસ્કાર કર્યા. સૂરીશ્વરે પણ મનના ભાવો જાણી તરત જ હાથ ઊંચો કરી નૃપતિને ધર્મલાભ આપ્યો. આથી મહારાજાએ સૂરીશ્વરજીને પૂછ્યું કે આપે મને ધર્મલાભ શા માટે આપ્યો? સૂરીશ્વરજી બોલ્યા 'હે ભૂપાલ, તમે મને મનથી વંદના કરી તેથીજ ધર્મલાભ આપ્યો છે.' સૂરીશ્વરજીનું આવું અલૌકિક જ્ઞાન જોઇ મહારાજા વિક્રમાદિત્યે ગજ ઉપરથી નીચે ઉતરીને બહુમાન પૂર્વક વદન કરી તેમને એક ક્રોડ સોનામહોરો આપવાનો હુકમ કર્યો. પણ કંચન અને કામિનીના ત્યાગી ગુરુદેવે તે સોનામહોરો ગ્રહણ કરી નહી વિક્રમાદિત્યે પણ તે સોનામહોરો પાછી ગ્રહણ ન કરી એટલે ગુરુદેવની આજ્ઞાથી તે સર્વ સોનામહોરો જીર્ણોદ્ધારના કાર્યમાં વપરાઈ.

શ્રી સિદ્ધસેન દિવાકર ત્યાંથી વિહાર કરી અનુક્રમે વિચરતા ૐકારપુર નગરમાં પધાર્યા. અને જનતાને ધર્મોપદેશ આપવા લાગ્યા એકદા ઓંકારપુરના શ્રાવકોએ વિનંતી કરી કે "ગુરુદેવ! અહી મહાદેવ આદિના મન્દિરોથી મોટુ જિનમન્દિર બંધાવવા દેતા નથી, તો જો આપ મહારાજા વિક્રમાદિત્યને પ્રસન્ન કરી આ કાર્ય કરાવી આપો તો જૈનશાસનની પ્રભાવના થાય. ગુરુ મહારાજે કહ્યુ: તમારી શોભા વધવા પામે એવું તમારા ગામને યોગ્ય જિનચૈત્ય હુ મહારાજા પાસે જરૂર કરાવી આપીશ. પછી સૂરીશ્વજીએ અવંતી તરફ વિહાર કર્યો, અને અવતીમાં આવીને વિક્રમાદિત્યને પ્રસન્ન કરવા માટે અપૂર્વ ચાર શ્લોકોની રચના કરી રાજમહેલના દ્વાર પાસે આવીને દ્વારપાળને કહ્યુ કે હુ મહારાજાને મલવા આવ્યો છુ. એમ કહીને પત્ર ઉપર એક શ્લોક લખીને મહારાજા પાસે દ્વારપાળને મોકલ્યો.

" भिक्षुर्दिदृक्षुरायाततिष्ठस्ति द्वारि वारितः ।
हस्तन्यस्तचतुःश्लोक· कि वाऽऽगच्छतु गच्छतु ॥ "

આ શ્લોક વાંચીને વિક્રમાદિત્યે દશ લાખ સોનામહોરો વગેરે મોકલાવીને દ્વારપાળ પાસે કહેવરાવ્યુ કે ચાર શ્લોક લઈને ઊભા રહેલા સાધુને રાજસભામા આવવાની ઇચ્છા હોય તો ભલે આવે અથવા જવુ હોય તો ભલે જાય. દ્વારપાળના કહેલા સમાચાર સાભળીને સોનામહોર લીધા સિવાય સિદ્ધસેનજી રાજસભામા ગયા અને તેમની સામે ઊભા રહી ગંભીર અર્થ વાળા ચાર શ્લોકો બોલ્યા.

આ ચાર શ્લોકો સાભળી બહુ જ પ્રસન્ન થયેલ રાજા વિક્રમાદિત્યે એકેક શ્લોકે એક એક દિશાનુ રાજ્ય આપી સૂરીશ્વરજીને પોતાનુ સર્વસ્વ રાજ્ય આપવાનો નિશ્ચય કર્યો. ત્યા વળી સૂરીશ્વરજી પાચમો શ્લોક બોલ્યા પણ હવે વિક્રમાદિત્ય પાસે અન્ય કંઇ જ આપવાનું ન રહ્યુ એટલ સિહાસનથી તરત ઊતરીને સૂરીશ્વરને નમીને બોલ્યા: આ ચારે દિશાનુ મારુ રાજ્ય હું આપને અર્પણ કરું છું, તે મારા ઉપર અનુગ્રહ કરી ગ્રહણ

કરો ! ત્યારે શ્રી સિદ્ધસેન દિવાકર બોલ્યાઃ હે વિક્રમાદિત્ય, માતા, પિતા અને લક્ષ્મી આદિનો ત્યાગ કરીને ચાલી નીકળેલ અમારા મને સોનુ અને માટી સમાન છે. અમે ભિક્ષા કરીને લાવેલા અન્નથી નિર્વાહ કરી સંતોષ માનીએ છીએ, અને જીર્ણ વસ્ત્રથી દેહને ઢાંકીએ છીએ. તેથી હે રાજન્ ! તારા રાજ્યને લઈ શુ કરીએ ? સૂરીશ્વરજીની આ ત્યાગભાવના જોઈ વિક્રમાદિત્યે સર્વજ્ઞના ધર્મની વારંવાર પ્રશંસા કરી કહ્યુંઃ હે પૂજ્ય ગુરુદેવ ! મારા યોગ્ય કાર્ય હોય તે ફરમાવો. ત્યારે સૂરીશ્વરજીની આજ્ઞાથી ઓંકારપુરમાં એક ભવ્ય મનોહર મોટું મન્દિર શ્રાવકોના કહેવા પ્રમાણે ભૂપતિએ બંધાવી આપ્યું.

એક વખતે શ્રી સિદ્ધસેન દિવાકર સવારમા ઋષભદેવ ભગવાનના મન્દિરે ગયા ત્યારે ત્યાં ઘણા ગૃહસ્થો, દર્શનાર્થે આવેલા સૂરીશ્વરજીને આનંદપૂર્વક ચૈત્યવંદન કરી નમુત્થુણં આદિ પ્રાકૃત સૂત્રોથી વંદન કરતા જોઈ હસવા લાગ્યા અને બોલ્યા કે આટલા વર્ષો સુધી આ સૂરિજી ઘણા શાસ્ત્રોને ભણ્યાં છતાં કેમ આ પ્રકારે પ્રાકૃતભાષાના સૂત્રોથી અરિહંત ભગવંતની સ્તુતિ કરે છે. ગૃહસ્થોનાં આ વચનો સાભળીને સૂરીશ્વરજી લજ્જા પામ્યા. અને તેમના મનમા વિચાર આવ્યો કે શ્રી તીર્થંકરદેવોએ કહેલા અને ગણધરદેવોએ રચેલાં સર્વ શાસ્ત્રો અર્ધમાગધી=પ્રાકૃત ભાષામાં છે તે સૂત્રોને પ્રાકૃત ભાષામાંથી સંસ્કૃત ભાષામા ઉતાર્યા હોય તો તેનુ કેટલુ ગૌરવ વધે ? આમ વિચારી તેમણે નવકાર મન્ત્રનું '**नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्य**' એ પ્રમાણે સંસ્કૃત રૂપાંતર કર્યું. આમ શરૂઆત તો કરી, પરન્તુ તેમને વિચાર આવ્યો કે પૂજ્ય ગુરુદેવને પૂછીને આ કામ કરવુ વધારે ઇષ્ટ છે. તેની પોતાના ગુરુ શ્રી વૃદ્ધવાદિસૂરીશ્વરજી પ્રતિષ્ઠાનપુરે બિરાજતા હતા ત્યા આવીને પોતાનો વિચાર નિવેદિત કર્યો. સિદ્ધસેન દિવાકરના આ વિચારો જાણી વૃદ્ધવાદિ-સૂરીશ્વરજી ખેદયુક્ત બોલ્યા કે હે આર્ય ! ચૌદ પૂર્વ આદિ અનેક શાસ્ત્રોના પારગામી ગૌતમસ્વામી આદિ ગણધરભગવન્તોએ બાળ, સ્ત્રી, અલ્પબુદ્ધિવાલાઓના ઉપકારાર્થે પ્રાકૃત-અર્ધમાગધી ભાષામા જ સર્વ સિદ્ધાંતો-શાસ્ત્રો રચેલાં છે. જો સંસ્કૃતભાષામા સૂત્રો રચ્યાં હોય તો સામાન્ય જનતાને સમજવાં કઠિન થઈ પડે અને તેથી સમાજ અજ્ઞાન રહી જાય. શ્રી તીર્થંકરો તથા ગણધરભગવન્તોએ જે કર્યું છે તે લાભાલાભની દૃષ્ટીએ ઉચિત જ કર્યું છે. આ પ્રકારે વિચાર કરવાથી તમે શ્રી તીર્થંકરોની અને આગમોની આશાતના કરી અત્યંત પાપ ઉપાર્જન કર્યું છે તેથી તમારે સંસારસમુદ્રમા ભ્રમણ કરવુ પડશે. પૂ. ગુરુ-મહારાજના આ વચનો સાભળીને ભવભીરુ શ્રી સિદ્ધસેન દિવાકરજી બોલ્યાઃ હે ગુરુમહારાજ ! મે અજ્ઞાનપણે આ પ્રમાણે આચરણ કર્યું છે. તો આ પાપથી છૂટવા મને યોગ્ય પ્રાયશ્ચિત્ત આપો. શિષ્યની આવી નમ્રતાપૂર્વકની પ્રાર્થના સાભળીને શ્રી વૃદ્ધવાદિજી બોલ્યા' હે આર્ય ! તારા જેવાને પારાંચિત પ્રાયશ્ચિત્ત આપવુ જોઈએ.[૧] તેથી જો તુ બાર વર્ષ સુધી ગુપ્ત-અવધૂત

---

૧. ૧ આલોચન, ૨ પ્રતિક્રમણ, ૩ ઉભય, ૪, વિવેક, ૫ કાયોત્સર્ગ, ૬ તપ, ૭ છેદ, ૮ મૂલ, ૯ અનવસ્થાપ્ય, અને ૧૦ પારાંચિત-આ પ્રકારના પ્રાયશ્ચિત્તમાથી દશમું છેલ્લુ પારાશ્ચિત નામનુ પ્રાયશ્ચિત્ત કરવા ગુરુમહારાજે આજ્ઞા ફરમાવી આ પ્રાયશ્ચિત્તની એવી આમન્યા છે કે બાર વર્ષ સુધી ગચ્છ સમુદાય બહાર ગુપ્ત રહી દુષ્કર તપશ્ચર્યા કરી અરણ્યમા વિચરવું અને અન્તમા એક પ્રૌઢ પ્રતાપી ભૂપતિને પ્રતિબોધવો.

વેશે રહીને અન્તે એક પ્રૌઢ પ્રતાપી રાજાને પ્રતિબોધીને જૈનધર્મી કરે તો આ ઘોર પાપથી તારો છૂટકારો થાય. પૂ ગુરુમહારાજની આજ્ઞા સાંભળીને સિદ્ધસેન સાધુવેશ ગોપવો અવધૂતના વેશમાં અનેક સ્થાને ધર્મોપદેશ આપતા પૃથ્વી ઉપર ભ્રમણ કરવા લાગ્યા. જોતજોતામા બાર વર્ષો વીતાવી, મહારાજા વિક્રમાદિત્યને પ્રતિબોધવા અવંતીમાં આવ્યા, અને મહાકાળ મહાદેવના મંદિરમાં જઈને શંકરના લિંગની સામે પગ કરીને સૂતા. જ્યારે પૂજારીએ આ જોયું ત્યારે એણે અવધૂતને ઉઠાડવા માટે અનેક બૂમો પાડી.પણ જાણે બહેરો હોય તેમ સાંભળે છે જ કોણ ? છેવટે પૂજારીએ વિક્રમાદિત્ય પાસે જઈ આ બધા સમાચાર આપ્યા.

આ વૃત્તાન્ત સાભળી મહારાજાએ કહ્યું: જો કોઈપણ પ્રકારે ન ઊઠે તો તેને મારીને પણ ત્યાંથી દૂર કરો ! આથી રાજસેવકોએ આવીને તેને ઉઠાડવા પ્રયત્નો કર્યા, પણ જ્યારે અવધૂત ન ઊઠ્યો ત્યારે રાજસેવકો ચાબુક લઈ તેને મારવા લાગ્યા. પરંતુ એ અવધૂતને મરાતો માર અન્ત પુરમાં રાજરાણીઓને પડવા લાગ્યો અન્ત પુરમાંથી દાસીઓએ આવી આ સમાચાર મહારાજા વિક્રમાદિત્યને આપ્યા એટલે તે પણ આશ્ચર્યચકિત થયા, અને તરત જ-મહાકાળના મન્દિરે આવી અવધૂત કહેવા લાગ્યા હે મહાત્મન્, તમે આ કલ્યાણકારક મહાદેવની સ્તુતિ કરો, દેવતાઓની સ્તુતિ કરવી જોઈએ, તેમની અવજ્ઞા–આશાતના કરવી તે યોગ્ય નથી. અવધૂતે કહ્યુ ‘ હે માલવાધીશ ! મારી કરેલી સ્તુતિ આ દેવ સહન નહી કરી શકે ! ભૂપતિએ કહ્યુ, ભલે ગમે તે થાય, તમે સ્તુતિ કરો. આથી અવધૂત તરત જ ઊભા થઈ સ્તુતિ કરવા લાગ્યા. પહેલાં **द्वात्रिंशता द्वात्रिंशिकादिभि·** બત્રીશ શ્લોક વાળાં બત્રીશ સ્તોત્રોથી મહાવીર ભગવતની સ્તુતિ કરી. પણ મહાવીર ભગવત પ્રગટ ન થયા, ત્યારે શ્રી પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા, અને જ્યારે કલ્યાણમન્દિર સ્તોત્રનો ૧૩ મો શ્લોક ‘**क्रोधस्त्वया यदि विभो प्रथमं निरस्तः**’ આદિ બોલ્યા ત્યારે શિવલિંગ ફાટ્યું અને તેમાથી શ્રી પાર્શ્વનાથ ભગવતના મનોહર પ્રતિમાજી પ્રગટ થયા. પછી અવધૂતે કહ્યું. આ વીતરાગ દેવ જ મારી અદ્ભુત સ્તુતિ સહન કરી શકે ! આ પછી રાજા વિક્રમાદિત્યને સિદ્ધસેન દિવાકરની ઓળખાણ થઈ અને તેને જૈનધર્મ પ્રતિ વિશેષ શ્રદ્ધા પ્રગટ થઈ.

પછી રાજાની વિનંતીથી સૂરિજીએ અવતી પાર્શ્વનાથનો ઇતિહાસ સવિસ્તર કહી સભળાવ્યો અને દેવ ગુરુ ધર્મરૂપ તત્ત્વત્રયનુ સ્વરૂપ સમજાવી બાર વ્રતો ઉચ્ચરાવી શ્રાવક બનાવ્યો, અને મહાકાલ મન્દિરનો જીર્ણોદ્ધાર કગવી પુન શ્રી અવતી પાર્શ્વનાથ ભગવન્તના બિમ્બને મન્દિરમા સ્થાપન કરાવ્યુ. આ મન્દિરના નિભાવ માટે મહારાજા વિક્રમાદિત્યે એક હજાર ગામ સઘને સોપ્યા.

એક સમયે રાજા વિક્રમાદિત્યે સૂરિજીના મુખથી પરમ પાવન તીર્થાધિરાજ શ્રી સિદ્ધાચલજીનુ વર્ણન સાંભળી એ તીર્થાધિરાજને ભેટવાની ઉત્કંઠા જાગૃત થઈ તેથી પોતાની આ ભાવના રાજાજીએ સિદ્ધસેન દિવાકરજીને જણાવી. એટલે ગુરુજીએ તેની ખૂબ અનુમોદના કરીને સંઘ સહિત યાત્રા કરવાનુ કહ્યુ એટલે મહારાજા વિક્રમાદિત્યે શુભ દિવસે અને શુભ મુહૂર્તે ચતુર્વિધ સઘસહિત તીર્થાધિરાજને ભેટવા માટે પ્રયાણ કર્યું. સઘપતિ મહારાજા

વિક્રમાદિત્યના આ સંઘમાં મુકુટબંધી ચૌદ ભૂપતિઓ, શ્રી સિદ્ધસેન દિવાકર સૂરીશ્વરજી આદિ પાંચસો આચાર્ય ભગવન્તો, સિત્તેર લાખ શ્રાવકોનાં કુટુંબો, એકસો ઓગણોસિત્તેર સુવર્ણનાં જિનચૈત્યો, ત્રણસો ચાંદીના જિનમન્દિરો, પાંચસો હાથીદાંતનાં જિનમન્દિરો અને અઢારસો કાષ્ઠનાં મન્દિરો હતાં. વળી એક કોડી (કોટી) બે લાખ અને નવસો સુંદર રથો, અઢાર લાખ જાતીવંત અશ્વો, છ હજાર હાથીઓ તથા સામાન ઉપાડવા માટે ખચ્ચરો, ઊંટો અને બળદો પુષ્કલ સંખ્યામા રાખેલા હતા. યાત્રાળુ સ્ત્રી પુરુષો અનેક હતાં કે જેની સંખ્યાનો પાર નહોતો.

ગામોગામ અને દેશોદેશ જૈનશાસનની પ્રભાવના કરતો આ સંઘ અનુક્રમે તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજમાં આવી પહોંચ્યો. અને એક સુવર્ણમય પ્રભાતે મહારાજા વિક્રમાદિત્યે સકલસંઘ સહિત ગિરિરાજ ઉપર ચઢી શ્રી યુગાધીશ ઋષભદેવપ્રભુની પરમ ઉલ્લાસ પૂર્વક પૂજા યાત્રા કરી અને છેવટે શ્રી સિદ્ધસેન દિવાકરસૂરીશ્વરજી મહારાજના શુભ હસ્તે સંઘ-તીર્થમાળ પરિધાન કરી જીવન સફળ કર્યું અને ત્યાંનાં જીર્ણ જિનમંદિરોના જીર્ણોદ્ધારની આજ્ઞા કરી ત્યાંથી નીકળી શ્રી ગિરનાર તીર્થની યાત્રા કરી, સંઘ અનુક્રમે પાછો સુખપૂર્વક ઉજ્જયિની આવી પહોંચ્યો.

**ઉપસંહાર**—મહારાજા વિક્રમાદિત્ય વિદ્યાપ્રેમી અને ગુણવાનમાં શિરોમણિ હતા. તેમણે માનવકલ્યાણનાં અનેક કર્યો કરી જગતમાં કીર્તિ મેળવી હતી અને ઘણા પંડિતોને આશ્રય આપી નવ નરરત્નોથી રાજસભાને સુશોભિત કરી હતી.

શ્રી સિદ્ધસેન દિવાકરસૂરીશ્વરજીના ઓજસપૂર્ણ જીવન અને અપૂર્વ પાંડિત્યના ફલ સ્વરૂપે તેમના રચેલા અનેક ગ્રંથરત્નો મોજુદ છે. અને કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય અને ઉપાધ્યાયજી યશોવિજયજી મહારાજ જેવાએ પણ તે સૂરીશ્વરજીને મહાકવિ તરીકે વર્ણવેલ છે જેમકે

> કાવ્ય સુધારસ મધુર અર્થ ભર્યા, ધર્મ હેતુ કરે જેહ;
> સિદ્ધસેન પરે રાજા રીઝવે, અઠ્ઠમ વર કવિ તેહ.

એમણે મહારાજા વિક્રમાદિત્યને પ્રતિબોધ્યા અને સર્વજ્ઞપુત્ર બિરુદની સાર્થકતા કરી.

એ બન્ને ઉત્તમ પુરુષોના જીવનવૃતાન્ત દૃષ્ટિ સન્મુખ રાખી શાસનની પ્રભાવના કરવા સાથે સૌ આત્મસાધના કરે, એ જ શુભેચ્છા.



# श्रीविक्रमनराधीशाष्टकम्

रचयिता—पूज्य मुनिमहाराज श्री भद्रंकरविजयजी

सर्वोर्वीपतिचक्रचुम्बिचरणो य' सार्वभौमो नृपः,
नित्यं सन्नतिमातनोति सुमुदा श्रीसर्वसार्वे सदा ।
दानेनैव वदान्यमान्यरविभू सद्धन्यमूर्धन्यको,
जीयाद्विक्रमराट् स जैनसुमतं सम्मानयन्मानसे ॥१॥

आचार्यं गुरुसिद्धसेनमुनिपं वाचा सुराचार्यकम्,
सत्सङ्घं च पथि स्थितं गुरुगुणं सर्वज्ञपुत्रेति वै ।
श्रीमद्वन्दिजनैः सुधासुवचसा संस्तूयमानं पथि,
गच्छन् हस्तिवरे स्थितो मदभृतोऽद्राक्षीन्नृपो विक्रमः ॥२॥

तत्सार्वज्ञ्यपरीक्षणाय कुरुते तेभ्यो नतिं मानसे,
श्रीपूर्वश्रुतविद्यया गुरुवरा ज्ञात्वा तदीयां नतिम् ।
तस्मै विक्रमभूमते स्म ददते श्रीधर्मलाभाशिषम्,
सर्वज्ञा इति निश्चिकाय मनसा तेऽतो नृपो विक्रमः ॥३॥

आचार्याधिपसिद्धसेनमुनिभिः सत्स्वर्णकोटिं तदाऽऽ-,
कार्यैतान् नृपविक्रमेण सदसि प्रोद्दीयमानां न ताम् ।
गृह्णानैरुपदिश्यते स्म नृपतिः पृथ्वीं कुरुष्वानृणां,
यः श्रुत्वेति सुदेशनामृणभरान्मुक्तं जगत् सोऽकरोत् ॥४॥

श्रीसिद्धसेनविबुधेन्द्रवरोपदेशात्,
श्रीजैनधर्ममुररीकृतवान् वरेण्यम् ।
चिन्तामणिं सुरकरादिव पुण्यलभ्यम्,
तं स्फारितं प्रकृतवान् भुवि विक्रमार्कः ॥५॥

यशश्चन्द्रं द्वेष्टि प्रतिहसति धैर्यं शिखरिणम्,
प्रतापो मुष्णाति ग्रहपतिविभूषां खरतरः ।
क्षमा साधोस्तुल्या प्रतिजयति रामं नयविधिः,
गुणा यस्यासंख्या भुवि स जयताद्विक्रमनृपः ॥६॥

सुपर्वमालाकमनीयवासक सुधर्मशाली रमणीयरूपक ।
सन्नन्दनो यो जयवाहिनीयुतो हरिर्यथा विक्रमराट् स्म राजते ॥७॥

दासरामारमादीप्र ! प्रदीप ! स्वरुचा सदा ।
चारुस्वप ! मारमाराऽर्हद्भक्त ! जय विक्रम ! ॥८॥

[ આ અષ્ટકમાંનો આ છેલ્લો–આઠમો શ્લોક કલશબંધમાં રચવામાં આવ્યો છે. આની સમજૂતી માટે આ પૃષ્ઠની પાછળનું કલશબંધનું ચિત્ર જુઓ. ]




આગળના પૃષ્ઠ ઉપર આપવામા આવેલ श्रीविक्रमनराधीशाष्टकम् માંના છેલ્લા આઠમા શ્લોકના કલશબંધની સમજૂતી આપતું ચિત્ર. આ આઠમો શ્લોક આ પ્રમાણે છે–

**दासरामारमादीप्र ! प्रदीप ! स्वरुचा सदा ।**
**चारुस्वप ! मारमाराऽर्हद्भक्त ! जय विक्रम ! ॥८॥**

# અગત્યના સુધારા–વધારા

પૃ. ૧૦૩ ત્રીજા પેરેગ્રાફના છેડે 'બંધબેસતાં છે' ના બદલે 'બંધબેસતાં નથી' એક વાંચવું.
પૃ. ,, સંસ્કૃત શ્લોકમા सिह ના બદલે सिंह વાચવું.
પૃ. ૧૦૪ પેરેગ્રાફ પાચમાંની શરૂઆતમાં 'આ પાઠના આધારે' ના બદલે 'આ પાઠોમાંથી' વાચવુ.
પૃ ૧૦૪ છેલ્લા પેરેગ્રાફમા મરાઠી ઉલ્લેખમાં '૩૦૩૮' ના બદલે '૩૦૬૮' વાંચવુ.
પૃ. ૧૦૭ ત્રીજી લીંટીમાં 'ગોત્રકાત્સાપન' ના બદલે 'ગોત્ર કાત્યાયન' વાચવું.
પૃ ,, સાતમા નંબરની ફૂટનોટ એક જ લીટીની સમજવી, અને તેની નીચેનું વધારાનું લખાણુ બીજા પેરેગ્રાફના છેડે અનુસંધાનમાં વાંચવુ.
પૃ. ૧૦૯ લીટી ૨૬માં सिद्धसेनायारपण ના બદલે सिद्धसेनायरिपण વાંચવું.
પૃ. ,, લીટી ૩૧માં ૧૧૫૫ ના બદલે ૧૧૧૫ વાંચવું
પૃ. ૧૧૭ લીંટી ૧૨માં 'સુમિત્ર' ના બદલે 'વસુમિત્ર' વાંચવુ.
પૃ. ,, લીંટી ૧૬માં 'સંસ્કૃતિ નાટક' ના બદલે 'સંસ્કૃત નાટક' વાંચવું.
પૃ. ૧૧૮ છેલ્લી લીટીમાં 'અવનીષેણુ' ના બદલે 'અવન્તીષેણુ' વાંચવુ.
પૃ ૧૧૯ ત્રીજા પેરેગ્રાફના છેડે 'ભારતીય પ્રાચીન લિપિમાલા' ના બદલે 'પ્રાચીન મુદ્રા' વાંચવું.
પૃ. ૧૨૪ લીટી ૭માં विंशत्या ના બદલે विंशत्या વાંચવુ.
પૃ. ,, લીંટી ૧૦મા 'નર્મદા કાઠો' ના બદલે 'નર્મદા કાંઠે' વાંચવું.
પૃ. ૧૨૫ (૧૧)માં ઉલ્લેખના અંતે पवत्तेती ના બદલે पवत्तेही વાંચવું.
પૃ. ૧૨૭ લીટી ૪મા विंसेषु ના બદલે विंशेषु વાંચવું.
પૃ. ૧૨૯ લીટી ૨૧માં 'ધાલપુર' ના બદલે 'ધૌલપુર' વાંચવુ.
પૃ. ,, ૨૫ મી ફુટનોટમાં अजूनायनानां ના બદલે अर्जुनायनानां વાંચવું.
પૃ. ૧૩૦ લીટી ૧૨માં 'કાલયુગ' ના બદલે 'કલિયુગ' વાચવુ.
પૃ. ,, લીંટી ૩૧માં **'જન રાજા'** ના બદલે **'જૈન રાજા'** વાંચવું.
પૃ. ૧૩૦ अ લીટી ૩૨માં 'શાગકર્ણી' ના બદલે 'શાતકર્ણી' વાચવું.
પૃ. ૧૩૦ ड લીટી ૨૦ની શરૂઆતમા 'તેના' શબ્દ વધારીને 'તેના વારસદારો'-વાંચવું.
પૃ. ૨૩૫ લીટી ૮મીમાં 'ને તદ્દન' ના બદલે 'તે તદ્દન' વાંચવું.
પૃ. ૨૪૦ લીટી ૨૪માં 'હહસા' ના બદલે 'હસવા' વાંચવુ.
પૃ. ૨૪૩ લીટી ૧૨માં 'દેવાધિદેવમુક્ત' ના બદલે 'દેવાધિદેવ, મુક્ત' વાચવું.
પૃ. ૨૪૫ લીટી ૧૦માં वीरा' ના બદલે 'वीरो' વાચવુ
પૃ. ૨૫૧ લીટી ૧માં 'दुगाघा' ના બદલે 'दुगाथा' વાંચવું.
પૃ. ,, લીટી ૧૨માં 'દશનોપયોગ' ના બદલે 'દર્શનોપયોગ' વાંચવુ
પૃ. ૨૫૨ લીંટી ૩માં 'पवित्तो' ના બદલે 'पवत्ती' વાચવુ
પૃ ,, લીટી ૧૭માં '૧૪૫' ના બદલે '૧૩૫' વાંચવુ.
પૃ ૨૫૫ લીંટી ૨૬માં 'हरिभद्ध' ના બદલે 'हरिभद्द' વાંચવુ.
પૃ ,, લીટી ૨૭મા '૫૮' ના બદલે '૫૮૫' વાચવુ

પૃ. ૨૬૭ લીટી ૨૮માં 'ભાગ રાશિ' ના બદલે 'એક રાશિ' વાંચવું.
પૃ. ૨૬૮ ફુટનોટ ૧ની ત્રીજી લીટીમા **'यस्योल्लास'** ના બદલે **'यस्योल्लस'** વાંચવું.
પૃ. ૨૬૯ લીટી ૬માં 'चत्र' ના બદલે 'चैत्र' વાંચવું.
પૃ. ,, લીટી ૨૩મા **'वायणंतरं'** ના બદલે **'वायणंतरे'** વાંચવું.
પૃ. ૨૭૧ લીટી ૨૦માં **'निव्वाणं'** ના બદલે **'निव्वाण'** વાંચવું.
પૃ. ૨૭૨ લીટી ૨૦મા 'અસલી સન' ના બદલે 'અમલી સન' વાંચવું.
પૃ. ,, ૧૧મી ફુટનોટના છેડે **'खौ'** ના બદલે **'रचौ'** વાંચવુ.
પૃ. ૨૭૩ લીટી ૧માં તથા લીટી ૯માં 'મોરમ' ના બદલે 'મોરામ' વાચવું.
પૃ ,, **मारिकसंवत्** ના લખાણ પછી નીચે મુજબ એક પેરેગ્રાફ વધારવો—
**भाटिकसंवत्** આ સંવત્ જેસલમેરના ભાટી રાજાઓએ વિ સં.૬૮૦ થી શરૂ કર્યો.
પૃ. ૨૭૩ લીટી ૨૪માં 'ચૈ. શુ. માં' ના બદલે 'ચૈ. શુ. ૧ થી' વાંચવું.
પૃ. ૨૭૪ લીટી ૧૧માં 'મીનમ્' ના બદલે 'મીનમ્ ૧૪' વાચવું.
પૃ. ,, લીટી ૨૮માં '૧૯૬૮ ના ભાદરવા' ના બદલે '૧૯૭૮ ના ભાદરવા' વાંચવુ.
પૃ. ૨૭૯ લીટી ૩૦માં 'અશોકના' ના બદલે 'આ શકોના' વાંચવું
પૃ. ૨૮૧ લીટી ૨મા **'ચંદ્રપ્રભવિજયજી'** ના બદલે **'ચંદ્રપ્રભસાગરજી'** વાંચવુ.

## ક્ષમા-પ્રાર્થના અને વિનંતી

'શ્રી જૈન સત્ય પ્રકાશ'નો આ વિશેષાંક, લેખો મેળવવામાં થયેલ વિલંબના કારણે તેમજ ધારી ઝડપથી તેનું મુદ્રણકામ કરી શકવાની મુશ્કેલીના કારણે, વધુ પડતા વિલંબથી બહાર પડે છે તે માટે, તથા આ વિશેષાંકના કામમાં રોકાયેલ હોવાથી પત્રાદિનો વખતસર ઉત્તર ન આપી શકાયો હોય તો તે માટે, તેમજ આ વિશેષાંકના મુદ્રણમાં સરતચૂકથી જે કંઈ ભૂલો રહી જવા પામી હોય તે માટે અમે વાચકોની ક્ષમા માગીએ છીએ અને આ વિશેષાંક વાંચીને પોતાનો અભિપ્રાય લખી મોકલવાની અમે સૌને વિનંતી કરીએ છીએ.

તા. ૧-૪-૪૪ —વ્યવસ્થાપક.

મુદ્રક.-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬-ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક:-ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટારોડ-અમદાવાદ.

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ



વ ૯ અં. ૭] મહાતીર્થ શંખેશ્વરના ભવ્ય જિનમંદિરની સુરમ્ય ભમતી [ ક્રમાંક ૧૦૩

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ९<br>अंक ७ | विक्रम सं. २००० : वीरनि सं. २४७० : ई स १९४४<br>चैत्र वदि ७ : शनिवार : एप्रील १५ | क्रमांक<br>१०३ |

## विषय-दर्शन



**सूचना**—आ मासिक दरेक अंग्रेजी महिनानी पंदरमी तारीखे प्रगट थाय छे तेथी सरनामाना फेरफारना खबर बारमी तारीखे समितिना कार्यालये पहोंचाडवा

**लवाजम—वार्षिक—बे रूपिया : छुटक चालु अंक-त्रण आना**

मुद्रक.-मगनभाई छोटाभाई देसाई. श्री वीरविजय प्रीन्टींग प्रेस, सलापोस क्रोसरोड, पो. बो नं ६-भक्तिमार्ग कार्यालय-अमदावाद प्रकाशक-चीमनलाल गोकळदास शाह श्री जैनधर्म सत्यप्रकाशक समिति कार्यालय, जेशिंगभाइनी वाडी, घीकांटा रोड-अमदावाद.

॥ वीराय नित्यं नमः ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

વર્ષ ૯ ] ક્રમાંક ૧૦૩ [ અંક ૭

## ‘अनेकान्त’ના સમ્પાદકનું

# श्वेताम्बरो प्रत्येनुं मानस

[श्रीमान् बाबू बहादुरसिंहजी सिंघीनो ‘अनेकान्त’ना सम्पादके प्रगट नहीं करेल पत्र]

‘શ્રી જૈન સત્ય પ્રકાશ’ના ક્રમાંક ૯૮ અને ૯૯ માં, ‘अनेकान्त’ માસિકના સમ્પાદકે वीरशासन–जयन्ती–उत्सव નિમિત્તે શ્વેતામ્બર જૈનોમાં જે વિચિત્ર પ્રકારનો પ્રચાર શરૂ કર્યો હતો તે સંબંધી બે તંત્રીનોંધો અમે પ્રગટ કરી હતી, જે વાચકોના ખ્યાલમાં હશે જ.

ક્રમાંક ૯૯ માંની તંત્રીનોંધના અંતમાં અમે લખ્યું હતું કે–“ શ્વેતામ્બર આગેવાનો કે વિદ્વાનોના નામે ‘अनेकान्त’ના સમ્પાદક જે પ્રચાર કરી રહ્યા છે તે સંબંધી સત્ય પણ અમે સમયે પ્રગટ કરી શકીશું એવી આશા છે.”

આજે, અમારા આ ઉપર્યુક્ત કથનનું સમર્થન કરતો એક પત્ર અમે અહીં પ્રગટ કરીએ છીએ. આ પત્ર છે–કલકત્તાનિવાસી શ્વેતામ્બરીય આગેવાન બાબૂ બહાદુરસિંહજી સિંઘીએ ગયા સપ્ટેમ્બર માસમાં ‘वीरसेवामन्दिर’ના અધિષ્ઠાતા (જેઓ ‘अनेकान्त’ માસિકના સંપાદક પણ છે) ઉપર લખેલો પત્ર. આ પત્ર ‘अनेकान्त’ માસિકમાં પ્રગટ કરવામાં આવે એવી સૂચના પણ શ્રીમાન્ સિંઘીજીએ પોતાના પત્રમાં લખી છે. વળી वीरशासन–जयन्ती–उत्सव સંબંધી શ્વેતામ્બરોમાં પોતાને મનગમતો પ્રચાર કરવા માટે, ‘अनेकान्त’ના સમ્પાદકે જે કેટલાક શ્વેતામ્બર આગેવાનો કે વિદ્વાનોનાં નામનો, મોટે ભાગે તેમની અનુમતિ લીધા વગર જ, છૂટથી ઉપયોગ કર્યો છે, તેઓમાંના બાબૂ બહાદુરસિંહજી સિંઘી પણ એક છે. આમ હોવા છતાં ‘अनेकान्त’ના સમ્પાદકને શ્રીમાન્ સિંઘીજીનો આ પત્ર પોતાના માસિકમાં પ્રગટ કરવાનું પસંદ નથી પડયું એ દુઃખદ છતાં સાચી હકીકત છે.

‘શ્રી જૈન સત્ય પ્રકાશ’ના ક્રમાંક ૯૮ માં પ્રગટ થયેલી અમારી તંત્રીનોંધ ઉપર ટીકા કરતાં ‘अनेकान्त’ માસિકના વર્ષ ૬ કિરણ ૪ ના પૃ. ૧૪૭ માં તેના સમ્પાદક આ શ્વેતામ્બર વિદ્વાનો માટે લખે છે કે—

“श्वेताम्बर समाजके जिन प्रमुख विद्वानों और प्रतिनिधि व्यक्तिओंको–बाबू बहादुरसिंहजी सिंघी......आदिको—सहयोग के लिये वीरसेवामन्दिरके प्रस्तावमें

चुना गया है वे क्या सम्पादकजीकी दृष्टिमें इतने असावधान विद्वान हैं जिनकी आंखों पर पट्टी बांधी जा सकती है?"

પોતાના પ્રચારમાં ઉપયોગી સમજીને જે શ્વેતામ્બર વિદ્વાનો કે આગેવાનો માટે 'अनेकान्त'ના સમ્પાદકે ઉપરના શબ્દો લખ્યા છે તેમના માટે 'अनेकान्त'ના સમ્પાદકના અંતરમાં કેવી અનુદાર ભાવના ભરી છે અને તેઓની આંખે પાટા બાંધવાનો તેઓ કેવો ખૂબીભર્યો પ્રયત્ન કરે છે તે આ પત્રથી બરાબર જણાઇ આવે છે. પોતાને ઉપયોગી લાગે ત્યાં લગી એમનાં નામો આગળ કરી ઉદારતાનો દેખાવ કરવો અને પોતાને અનુકૂળતા ન લાગે ત્યારે એમનો એક પત્ર પણ 'अनेकान्त'માં પ્રગટ ન થવા દેવા જેટલી સંકુચિતતાનો આશ્રય લેવો—આવી 'अनेकान्त'ના સંપાદકની બેધારી નીતિ આ પત્ર વાંચતાં સ્પષ્ટ જણાઇ આવે છે.

વિશેષ ખૂબીની વાત તો એ છે કે શ્રીમાન્ સિંઘીજીનો આ પત્ર પોતાને મળ્યા પછી 'अनेकान्त'ના સમ્પાદકે તે પ્રગટ ન કર્યો એટલું જ નહીં, પણ 'अनेकान्त' માસિકના વર્ષ ૬ કિરણ ૨ માં 'वीर-शासनकी उत्पत्तिका समय और स्थान' એ શીર્ષક એક લાંબી સમ્પાદકીય નોંધ પ્રગટ કરી અને તેમાં ભગવાન મહાવીરસ્વામીના પ્રથમ ઉપદેશ સબંધી શ્વેતામ્બર માન્યતાનું પોતાને મનગમતી રીતે ખંડન કર્યું એક રીતે તો તેમણે આ સારું જ કર્યું, જેથી તેમની તટસ્થતા કે ઉદારતાનો ભેદ શ્વેતામ્બર જનતા પામી શકી.

શ્રીમાન્ સિંઘીજીએ લખેલ આ પત્ર વાંચતાં સહજ પ્રશ્ન થાય છે કે—શ્વેતામ્બર આગેવાનો અને વિદ્વાનોના સહકારની ઇચ્છા રાખવી, વગર પૂછયે તેમનાં નામ કમિટિમાં રાખવાં અને તેમાંથી કોઈ આગેવાન તે વિષે પોતાનો મત લખે તો તેને પોતાના પત્રમાં સ્થાન ન આપવું—આ હકીકત કોઇ પણ વિચારશીલ અને નિર્ભય જૈન સમ્પાદકને શોભે ખરી?

અમને ખાતરી છે કે શ્રીમાન્ સિંઘીજીનો આ પત્ર વાંચ્યા પછી 'अनेकान्त'ના સમ્પાદક તરફથી શ્વેતામ્બરોમાં કરવામાં આવતા પ્રચારની વિચિત્રતા સંબંધી જેમના દિલમાં થોડી પણ શંકા હશે તે દૂર થઈ જશે અને 'अनेकान्त'ના સમ્પાદકનું અંતર કેટલું બધું એકપક્ષી છે તે સ્પષ્ટ રીતે સમજી શકાશે.

આ પ્રસંગે એક વાત એ પણ સમજવા જેવી છે કે—'अनेकान्त'ના સમ્પાદક શ્રી. જુગલકિશોરજી મુખ્તાર જે 'તિલોયપન્નત્તિ' ગ્રંથના આધારે ભગવાન મહાવીરસ્વામીના પ્રથમ ઉપદેશ સંબંધી દિગમ્બર માન્યતાને અતિપ્રાચીન બતાવવાનો અને શ્વેતામ્બર આગમોને તે પછીના બતાવવાનો પ્રયત્ન કરે છે, તે 'તિલોયપન્નત્તિ' ગ્રંથ તો છેક નવમા સૈકામાં રચાયાની હકીકત—ધવલા અને જયધવલાના અનુવાદક પ્રસિદ્ધ દિગમ્બર વિદ્વાન્ પં. ફૂલચંદજીએ પોતાના એક નિબંધમાં પુરવાર કરી છે.

એટલે શ્વેતામ્બર આગેવાનોનાં નામે કે 'તિલોયપન્નત્તિ'ના નામે **वीरशासन-जयन्ती-उत्सव** સંબંધી '**अनेकान्त**'ના સમ્પાદક શ્રી જુગલકિશોરજી મુખ્તાર તરફથી કરવામાં આવતો પ્રચાર કેટલો નિરાધાર છે તે આ ઉપરથી બરાબર સમજી શકાય છે.

શ્રીમાન્ સિંઘીજીના આ પત્રની જેમ જ બીજા શ્વેતામ્બર વિદ્વાનો કે આગેવાનોના પત્ર કે ખુલાસા સમયે પ્રગટ કરવાની આશા સાથે અમે આ પત્ર વાચકો સમક્ષ રજૂ કરીએ છીએ. **—તંત્રી**

## श्रीमान् बाबू बहादुरसिंहजी सिंघीनो पत्र

सिंघी पार्क, ४८, गरियाहाट रोड, पों. बालीगञ्ज,-**कलकत्ता**

**श्रीयुत अधिष्ठाता वीरसेवामंदिर की सेवामें**

निवेदन है कि अनेकान्त के छठ्ठे वर्ष का जो विज्ञप्ति अंक अभी मेरे पास आया है उसमें वीरशासन जयन्ती का ढाई सहस्राब्दी महोत्सव मनवाने की योजना से सम्बन्ध रखने वाला एक प्रस्ताव छपा है। उसमें वीरशासन की जयन्ती के महोत्सव को अखिल भारतवर्षीय जैन महोत्सव का रूप देने की बात कही गई है और उसीमें अस्थायी नियोजक समिति के सभ्यों की नामावलि में श्वेताम्बर समाज के अन्यतम प्रतिनिधि रूप से मेरा भी नाम विना ही पूछे दाखिल किया है। इस कारण उक्त प्रस्ताव और वीरशासन जयन्ती के महोत्सव के बारे में श्वेताम्बर समाज के एक प्रतिनिधि की हैसियत से मुझे कुछ लिखना पड रहा है। यद्यपि मैं अपना विचार श्वेताम्बर समाज के प्रतिनिधि के रूप से लिख रहा हूँ जिसमें किसी भी श्वेताम्बर व्यक्ति को आपत्ति हो नहीं सकती। फिर भी मेरा यह विचार स्थानकवासी समाज को भी मान्य होगा, क्योंकि मैं जो कुछ लिख रहा हूँ उसमें श्वेताम्बर, स्थानकवासी तथा तेरापंथी सब एकमत हैं।

जब वीरशासन जयन्ती के महोत्सव को अखिल भारतवर्षीय जैन महोत्सव बनाना हो तब यह जरूरी हो जाता है कि सभी जैन फिरकों के प्रमाणभूत और उत्तरदायी व्यक्तियों से पहले परामर्श किया जाय, जो वीरसेवामंदिर ने किया नहीं है।

प्रस्ताव में कहा गया है कि आगामी महोत्सव राजगृही के विपुलाचल पर और श्रावण कृष्ण प्रतिपद् को मनवाया जाय। जहाँ और जिस दिन भगवान् महावीर ने प्रथम उपदेश दिया था। मैं समझता हूँ प्रस्तावका यह कथन विशेष रूप से आपत्ति योग्य है। क्या श्वेताम्बर और क्या स्थानकवासी कोई आज तक यह न जानता है और न मानता है कि भगवान् महावीर ने उक्त स्थान में उक्त तिथि को प्रथम उपदेश दिया था। इसके विरुद्ध सभी श्वेताम्बर और सभी स्थानकवासी पुराने इतिहास और परम्परा के आधार पर यह मानते है कि भगवान महावीरने ऋजुवालिका के तट पर प्रथम उपदेश किया और सो भी वैशाख शुल्क दसमी को।

मेरे उक्त कथन के समर्थन में केवल परम्परागत श्रुति ही नहीं है बल्कि अधिक से अधिक पुराने ग्रन्थों का आधार भी है। जब श्वेताम्बर और स्थानकवासी समाज के सामने ऐसे ऐतिहासिक आधार हों और परम्परा भी हो तथा सब इसमें एकमत हों तब वे एक ऐसी नई निराधार बात को मान कर उसमें भाग लेकर इतिहास तथा परम्परा के मन्तव्य पर हरताळ कैसे फेर सकते है? इसलिए मैं आपसे जानना चाहता हूँ कि आपके पास पुराने से पुराने प्रमाण क्या है जिनमें भगवान् महावीरने विपुलाचल पर श्रावण कृष्ण प्रतिपद् को प्रथम उपदेश देने की बात कही गई हो। जहाँ तक मैं जानता हूँ दिगम्बर समाज में भी उक्त स्थान पर उक्त तिथि को प्रथम उपदेश दिये जानेकी परम्परा और जयन्ती महोत्सव की परम्परा बिलकुल नई है और निराधार भी।

फिर भी दिगम्बर समाज अपना निर्णय करने में स्वतन्त्र है, किंतु श्वेताम्बर समाज और स्थानकवासी समाज तो अपनी पुरानी सप्रमाण परम्परा को तब तक छोड नहीं सकते जब तक उन्हें माळूम न हो कि उससे भी अधिक पुराना और अधिक प्रमाणभूत आधार विद्यमान है।

यदि आपके पास अपने विचार के समर्थक पुराने प्रमाण हों तो उन्हें शीघ्रातिशीघ्र प्रसिद्ध करना चाहिए जिससे दूसरे लोग कुछ सोच भी सकें। मेरे प्रस्तुत विचारका खुलासा आप करें या न करें तो भी मेरा यह पत्र आप अगले अनेकान्त के अङ्क में कृपया प्रकाशित कर दें। जिससे हर एक विचारवान को इस बारे में सोचने का, खोज करने का, कहने तथा निर्णय करने का यथेष्ट अवसर मिल सके।

आपको माळूम ही होगा कि जहाँ जहाँ संभव हो वहाँ सभी जगह मैं सभी फिरकों के एक जगह मिलने का पक्षपाती हूँ। इसी कारण कलकत्ता जैसे विशाल शहर में और विशाल जैन वसती वाले स्थान में सभी फिरकेवाले हम सब एक जगह मिल कर पर्व विशेष मनाते हैं; परंतु हमने यह पर्व ऐसा चुना है जिसमें किसी फिरके का मतभेद नहीं। यह पर्व है चैत्र शुक्ल त्रयोदशी—महावीरका जन्मदिवस। यदी ऐसा ही महावीर के प्रथम उपदेशका स्थान और दिन सभी फिरको में निर्विवाद रूपसे मान्य हो तब तो उस स्थान पर उस दिन को नये जयन्ती महोत्सव की योजना का विचार संगत हो सकता है पर जहाँ मूल में ही भेद और विरोध है वहाँ सभी फिरकों का सम्मिलित रूप से भाग लेना कैसे सोचा गया यह मेरी समझ में नहीं आता? यह सूझ तो मुझे जैन फिरकों में एक नया विवादस्थान पैदा करानेवाली दिखती है।

भवदीय

बा. बहादूरसिंहजी सिंघी. कलकत्ता.

# जीवायुप्पमाणकुलयं

संशोधक—पूज्य आचार्य महाराज श्रीविजययतीन्द्रसूरीजी

मणुआण विंसोत्तरसयं, सयं सिंह–काग–गय–हंसा ।
कच्छ–मच्छ–मयरसहस्सं, सयमाउं गिद्धपक्खीणं ॥१॥

चडलिय–सारस–सूअर–आई जीवाण पन्नासं ।
वग्घाणं चउवीसं, सट्ठी बग–कोंच–कुक्कडगं ॥२॥

सारंगाण तीसं, सुअ–सुणह–विलाड–वारसगं ।
भिग–जंबुग–चउवीसं, गो–महीसि–उंट–पणवीसं ॥३॥

गंडस्स वीसवरिसं, सोलस अज–गड्डरियाणं च ।
ससगं च चउदसगं, वासदुगं मुसगस्साऊ ॥ ४॥

सरड–गिह–गोह–कीडग, वरिसदुगं जुआ य कंसारी ।
मासतिंग च वीययपंखी, अहिआउं जिणेसरदिट्ठं ॥ ५ ॥

संवत् १७२९ आश्विनधवलपक्षे सरवडीग्रामे लि० जिनविनयमुनिना ।

—मनुष्य का १२० वर्ष का; सिंह, काक, हाथी, हंस आदि का १०० वर्ष का; मत्स्य, कच्छप, मकर आदि का १००० वर्ष का; गृद्धपक्षीका १०० वर्ष का; चिड़िया, सारस, सूकर आदिका ५० वर्ष का; व्याघ्र का २४ वर्ष का; बगुला, क्रौंच, कुकडा (मुर्गा) आदि का ६० वर्ष का; सारंग (मयूर) का ३० वर्ष का; तोता, कुत्ता, बिलाव आदि का १२ वर्ष का; हिरण, श्रृगाल आदि का २४ वर्ष का, गो, भैंस, ऊंट आदि का २५ वर्ष का; गैंडा का २० वर्ष का; बकरा, भेड़ आदि का १६ वर्ष का; शशक (सुसलिया) का १४ वर्ष का; उन्दर का २ वर्ष का, गिरगट, गृहगोधा (छिपकली), मकोडा आदि का २ वर्ष का; जवा, कंसारी और विततपंखी आदि का ३ मास का अधिक से अधिक आयुष्य जिनेश्वरोने देखा है—ज्ञानदृष्टि से कहा है ।

विक्रमीय १८ वी शताब्दी के एक हस्तलिखित–पत्र में इस विषय का ऐसा भी उल्लेख मिलता है कि—

| तिर्यंच | वर्षायु | तिर्यंच | वर्षायु | तिर्यंच | वर्षायु |
|---|---|---|---|---|---|
| हाथीका | १२० | बकरी | १६ | पपैया | ३० |
| सिंहका | १०० | सियार | १३ | तोता | १२ |
| व्याघ्रका | ६४ | बिल्ली | १२ | सांप | १२० |
| कच्छप | ३८० | हंस | १०० | विच्छु | ६ मास |
| घोडाका | ४० | सारस | ६० | कंसारी | ४ मास |
| वेलका | २५ | टीली | १ | जूं | ४ मास |
| भैसका | २५ | ऊन्दर | २ | मच्छ | १००० |
| गायका | २५ | खुसलिया | १४ | वागुल | ५० |
| ऊंटका | २५ | मुरगा | ६० | गिरगट | १ |
| सूरका | ५० | बुगला | ६० | वन्दर | ४० |
| मृगका | २४ | क्रौंच | ६० | मयूर | ४० |
| गर्दभ | २४ | घुग्घु | ६६ | मुरगी | ३८ |
| गैंडाका | ४० | समली | ५० | भालू (रींछ) | ३२ |
| कुत्ताका | १६ | चीबरी | ५ | गीध | ११८ |

इस्वी की १३ वीं सदी में श्रीहंसदेवरचित 'मृगपक्षीशास्त्र' में कुछ प्राणियों का आयुष्य इस प्रकार बतलाया है—

| | | |
|---|---|---|
| गैंडा | २२ | वर्ष |
| ऊंट | ३० | ,, |
| सिंह | २० | ,, |
| कुत्ता | १० | ,, |
| बकरा | ९ | ,, |
| हंस | ७ | ,, |
| मयूर | ६ | ,, |
| खरगोश | १॥ | ,, |
| सूकर | १० | ,, |
| चूहा | १॥ | ,, |

उपरोक्त कुलक और तालिका में आयुष्य का जो फेर–फार विदित होता है वह क्षेत्रान्तर विशेष से समझना चाहिये। सामान्य रूपसे यह आयुष्य अधिक से अधिक बताया गया माळूम होता है। श्रीरत्नशेखरसूरिरचित 'लघुक्षेत्रसमास' ग्रन्थ में लिखा है कि—

**मणुआउसमगयाई, हयाइ चउरंस अजाइ अट्ठंसा।**
**गोमहिसुट्टखराई, पणंस साणाइ दसमंसा ॥ ९८ ॥**

अर्थात्—आरको के अनुसार मनुष्यों का जितना आयुष्य होता है उतना ही आयुष्य हाथी, सिंह, अष्टापद आदि जन्तुओं का होता है। उनके चौथे भाग का अश्व आदि का; पाचवे भाग का गो, भैस, ऊंट, गर्दभ आदि का; आठवे भाग का बकरा, घेटा आदि का; और दशवें भाग का श्वान (कुत्ते) आदि प्राणियो का आयुष्य अधिक से अधिक समझना चाहिये।

# ભાષા-વિશુદ્ધિ

લેખકઃ-પૂજ્ય મુનિમહારાજ શ્રી ભદ્રંકરવિજયજી [પૂ આ મ.શ્રી. વિજયરામચંદ્રસૂરિશિષ્ય]

સુખમય અને સફલ જીવન જીવવા માટે જેમ મનઃશુદ્ધિ, અન્નશુદ્ધિ, ધનશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, શરીરશુદ્ધિ વગેરેની જરૂર છે, તેમ વચનશુદ્ધિની પણ જરૂર છે. જીવનવ્યવહાર માટે ઉપયોગમાં આવતા જેમ ધન અન્ન અને વસ્ત્રાદિ બાહ્ય પદાર્થ છે, તેમ વિવેક વિચાર અને વચનાદિ અંતરગ પદાર્થો પણ છે. ધનાદિ બાહ્ય પદાર્થો વિના જેમ એક દિવસ પણ ચાલી શકતુ નથી, તેમ વચનાદિ અભ્યંતર પદાર્થો વિના એક ક્ષણ પણ ચાલી શકતુ નથી. કવિઓએ ગાયુ છે કે-"**क्षीयन्ते खलु भूषणानि सततं, वाग्भूषणं भूषणम् ।**" બીજાં ભૂષણો ખરેખર ખૂટી જાય છે, જ્યારે વાણીરૂપી ભૂષણ માણસને સતત્ શોભાવે છે.

એક અંગ્રેજ કવિએ કહ્યુ છે કેઃ—

'The tongue is the instrument of the greatest good and the greatest evil that is done in the world.' (Releigh)

'દુનિયામાં વધારેમાં વધારે ભલુ કે વધારેમાં વધારે ભૂડુ કરવાનુ સાધન જીહ્વા છે.'

દુનિયાનુ ભલુ કે ભૂડુ કરવાનું સૌથી અધિક સામર્થ્ય વાણીમાં છે, એનો કોનાથી ઇન્કાર થઇ શકે તેમ છે? વિશ્વોપકારી શ્રી જિનેશ્વરદેવો સત્ય તત્ત્વોનો ઉપદેશ કરી વિશ્વ ઉપર જે ઉપકાર કરે છે, તે તેમના વચનાતિશયનો જ પ્રતાપ છે; કુતીર્થિકો અસત્ય વસ્તુઓ બતાવી મિથ્યા માન્યતાઓના અંધ કૂવામાં ઉતારી વિશ્વ ઉપર જે અપકાર કરે છે, તે પણ તેમની વચનશક્તિને જ આભારી છે. વચનસામર્થ્યનો આ પ્રતાપ સર્વ ક્ષેત્રોમાં જણાઈ આવે છે. શરીરથી તનતોડ મજૂરી કરનાર મજૂર જે કમાણી જીવનભર મજૂરી કરીને નથી કરી શકતો તે કમાણી વચનશક્તિને પ્રાપ્ત થયેલ એક કુશળ વક્તા કે વકીલ એક દિવસમાં પણ કરી લે છે. વચનશ્રવણથી માણસ ધર્મી બને છે, અને વચનશ્રવણથી જ માણસ અધર્મી બને છે. માણસના અંતરમા રહેલી સારી કે નરસી વૃત્તિઓને એકદમ ઉત્તેજિત કરીને બહાર લાવવાનું સામર્થ્ય જેટલું વચનવર્ગણામાં રહેલુ છે તેવું પ્રાયઃ બીજા કશામાં દેખાતું નથી. આજની કેળવણીમાં અક્ષરજ્ઞાનનો જે પ્રાધાન્ય આપવામાં આવે છે, તથા શાસ્ત્રોમાં કેવળજ્ઞાનાદિ પાંચ જ્ઞાનોમાં શ્રુતજ્ઞાનને જે મુખ્ય પદ આપવામાં આવ્યુ છે, તેની પાછળ પણ એક યા બીજી રીતે વચનસામર્થ્યનો જ સ્વીકાર રહેલો છે. સચેતન મનુષ્યના મુખમાથી નિકળેલુ સીધુ વચન તો અસર નિપજાવનારું થાય છે જ, પરન્તુ અચેતન ચિત્રપટો, ફોનોગ્રાફો કે રેડીઆઓમાંથી સભળાતા શબ્દોની પણ ચમત્કારિક અસર થતી આજના માનવીઓના જીવન ઉપર પ્રત્યક્ષ અનુભવાય છે.

વચનશક્તિનો પ્રભાવ એક અપેક્ષાએ જ્ઞાનશક્તિથી પણ વધી જાય છે. વચનના અવલબન વિના જ્ઞાન પણ કાંઈ કરી શકતુ નથી. જ્ઞાન ગ્રહણ કરવા માટે પણ વચનની જરૂર પડે છે, અને બીજાને ગ્રહણ કરાવવા માટે પણ વચનની જરૂર પડે છે. એક આત્મામાં રહેતુ જ્ઞાન બીજા આત્મા સુધી પહોંચાડવા માટે જ્ઞાનના વાહન તરીકેનુ કાર્ય કરનાર વચન સિવાય બીજી કઇ ચીજ છે? જ્ઞાનને પ્રાપ્ત કરાવનાર, સંસ્કારિત બનાવનાર, તથા સર્વત્ર ફેલાવનાર વચનશક્તિ જ છે, એ વાત સર્વ વાદિઓને સમ્મત છે.

પરન્તુ એ વચનશક્તિથી આ દુનિયામાં જેટલું ભલું થાય છે તેનાથી ભૂંડું ઘણું થાય છે, એ કદીપણુ ભૂલવું જોઇએ નહિ. વચનથી ભલા કરતાં ભૂંડું અધિક થાય છે, એ જ કારણે કેટલાક અનુભવીઓને કહેવું પડયુ છે—

Give your ears to all tongue to none. (Shakespeare)

તારા કાન બધાને આપ, પણુ જીભ કોઇને પણુ ન આપ.

Hear much but speak little.

ઘણું સાંભળ પણુ થોડું બોલ. વગેરે

કુદરતે પણુ જીભ ઉપર અધિક સંયમ રાખવાની યોજના કરેલી છે. કાન અને આંખ બે બે છે, અને જીભ એક જ છે, છતા બે કાન અને બે આંખોને કામ એક જ સોંપાયેલું છે, જ્યારે એક જીભને કામ બે સોંપાએલાં છેઃ એક બોલવાનુ અને બીજું ખાવાનું — આ બે કામ કરનાર એક જીભ, અને એક જ કામ કરનાર બે કાન અને બે આખની રચના જ જીભ ઉપર અધિક સંયમ રાખવા માટે માણસને શિખવે છે. છતાં દુનિયામાં જોઇએ તો માણસ બે કાન વાડે જેટલું સાંભળે છે, અને બે આંખ વડે જેટલું જૂએ છે, તેનાથી પણુ અધિક બોલવાને ટેવાયેલો છે. જીહ્વેન્દ્રિય ઉપરનો એ અસયમ મનુષ્ય જાતને વધારેમા વધારે અપકાર કરનાર નિવડે છે. જ્યાં ત્યાં નિરર્થક કજિયાઓ અને હૃદયનો સંતાપ, અપ્રીતિની વૃદ્ધિ અને પ્રીતિનો વિનાશ, વૈર વૃદ્ધિ અને વિરોધના દાવાનળ વગેરે દેખાય છે એ મોટા ભાગે વાણીના દુરુપયોગનાં જ કટુ ફળો હોય છે. જો મનુષ્ય બોલવાનુ ઓછું કરી નાંખે, જેટલું સાંભળે અને જૂએ છે, તે બધુ જ હૃદયમાં રાખતાં શીખે, જરૂર પડે ત્યારે પણુ વિચારીને જ કોઇને પણુ નુકશાન ન થાય તેની કાળજી પૂર્વક બોલે, તો ઘણી આપત્તિઓનો અંત આપોઆપ આવી જાય તેમ છે. અને એ માટે જ ભાષાવિશુદ્ધિના શિક્ષણુની ભારે અગત્ય છે. જૈન શાસ્ત્રોમાં એ શિક્ષણુ સગીન રીતે આપવામાં આવ્યુ છે. મુનિઓની વાગ્ગુપ્તિ તથા ભાષાસમિતિ એ શિક્ષણુનું જ સુમધુર ફળ છે. એ શિક્ષણુથી સુશિક્ષિત થયેલો મુનિ સતત ભાષણુ કરે તોપણુ કોઇને અપકાર કરનાર થતો નથી, અને એ શિક્ષણુને નહિ પામેલો આત્મા સતત મૌન ધારણુ કરે તો પણુ ફાયદો કરવાને બદલે નુકસાન કરનારો થાય છે. જૈન શાસ્ત્રોમાં ચારિત્ર એ મુક્તિનુ પરમ અંગ છે. અષ્ટ પ્રવચનમાતા એ ચારિત્રની જનેતા છે, વચનગુપ્તિ અને ભાષાસમિતિ એ અષ્ટ પ્રવચનમાતાની અંતર્ગત છે, અને એ બને ભાષા વિશુદ્ધિને આધીન છે. ભાષાવિશુદ્ધિ એ રીતે પરંપરાએ મુક્તિનું પરમ અગ બની જાય છે.

જૈન શાસ્ત્રોએ મુનિઓને સર્વથા મૌન ધારણુ કરવાને ઉપદેશ્યું નથી, સર્વથા મૌન ધારણુ કરવાથી વ્યવહાર માર્ગનો ઉચ્છેદ થાય છે, અને બીજા પણુ મિથ્યાભિમાનાદિ અનેક દુર્ગુણો પોષાય છે, એ કારણે મુનિને જ્યારે જ્યારે બોલવાની જરૂર ઊભી થાય ત્યારે ત્યારે શાસ્ત્રે બતાવેલા નિયમાનુસાર તેને બોલવાનું હોય છે, અને એ રીતે શાસ્ત્રાનુસારી વચન-વિન્યાસમાં કુશળ બનેલો મુનિ ચિરકાલ સુધી બોલે તો પણુ અન્યને ધર્મદાનાદિ કરવા વડે ગુણુ કરનારો જ થાય છે.

વચનવિન્યાસમાં મુનિને કુશળ બનાવવા માટે જૈન શાસ્ત્રોમાં બોલવા લાયક ભાષાના ચાર પ્રકાર પાડી બતાવ્યા છે; તેમાં બોલવા લાયક સઘળી ભાષાઓનો સમાવેશ થઈ જાય

છે. એ ચાર પ્રકાર અનુક્રમે સત્ય, અસત્ય, મિશ્ર અને અનુભય છે. મિશ્ર અને અનુભય એ નિશ્ચયથી અસત્ય છે, તથા વ્યવહારથી સત્યાસત્ય છે, જેમકે અશોકવન, શ્રમણુસંઘ, એ મિશ્ર ભાષાના પ્રયોગ છે.

તેને અશોકપ્રધાન વન, શ્રમણપ્રધાન સંઘ, એ અપેક્ષાથી બોલે તો સત્ય છે, અને અશોકનું જ વન, શ્રમણનો જ સંઘ, એ રીતે અવધારણ યુક્ત બોલે તો અસત્ય છે. અનુભય ભાષા પણ વિપ્રતારણા કે અવિનીતતાદિ બુદ્ધિ પૂર્વક બોલે તો અસત્ય છે,અન્યથા સત્ય છે. શાસ્ત્રોમાં ઉપયોગ પૂર્વક બોલનારની ચારે ભાષા આરાધક માની છે, અને અનુપયોગ પૂર્વક બોલનારની ચારે ભાષા અનારાધક માનેલી છે. જૈન દષ્ટિએ ભાષાનિમિત્તક શુભાશુભ સંકલ્પ એ જ આરાધકપણા કે વિરાધકપણાનુ તત્ત્વ છે. તેથી શુભ સંકલ્પ પૂર્વક અસત્ય ભાષા પણ સત્ય છે, અને અશુભ સંકલ્પપૂર્વક સત્યભાષા પણ પરમાર્થ દષ્ટિએ અસત્ય છે. સત્ય, અસત્ય, મિશ્ર અને અનુભય એ ચાર પ્રકારની ભાષામાં પ્રથમ સત્ય ભાષાના દશ પ્રકાર પાડી બતાવવામાં આવ્યા છે, તે આ પ્રમાણે—

## સત્ય ભાષાના દશ પ્રકાર

**૧ જનપદસત્ય**—પાણીને કોઈ દેશમાં 'જલ' અને કોઈ દેશમાં "ઉદક" કહે છે તે બધા જનપદસત્યના પ્રકાર છે. અહી એક જ અર્થ માટે ભિન્ન ભિન્ન શબ્દપ્રયોગ કરવામાં દુષ્ટ વિવક્ષા કે ઠગવાની બુદ્ધિ રહેલી નથી. તેથી તે બધા શબ્દપ્રયોગો સત્ય છે.

**૨ સમ્મતસત્ય**—પંકજ શબ્દ અરવિંદમાં જ રૂઢ છે, પણ કાદવમાંથી ઉત્પન્ન થતા કીટાદિમાં કે કુમુદકુવલયાદિમા રૂઢ નથી તે સમ્મતસત્ય છે.

**૩ સ્થાપનાસત્ય**—જિનપ્રતિમામાં જિન શબ્દ: "જિન" શબ્દ જેમ ભાવ-જિનમાં પ્રવર્તે છે તેમ સ્થાપનાજિનમા પણ પ્રવર્તે છે. જિનપ્રતિમામાં 'જિન' શબ્દનો પ્રયોગ એ મિથ્યાત્વ છે એમ કેટલાકો કહે છે, તેઓ સ્થાપનાસત્યનુ પ્રતિપાદન કરનાર સૂત્રનું ઉન્મૂલન કરવા દ્વારા અનંતા અરિહન્તોની આશાતના કરનારા તથા અનંત સંસારીપણાને ઉપાર્જન કરનારા થાય છે શબ્દશક્તિ એકલી વ્યક્તિ કે જાતિમાં જ નહિ પણ વ્યક્તિ જાતિ અને આકૃતિ ત્રણેમા પ્રવર્તે છે, એમ નૈયાયિકોએ પણ સ્વીકાર્યું છે. અંકવિન્યાસ, અક્ષરવિન્યાસ, મુદ્રાવિન્યાસ ઈત્યાદિ સ્થાપના સત્ય છે.

**૪ નામસત્ય**—ધનરહિતને "ધનવર્ધન" અને કુલવિહીનને 'કુલવર્ધન' ઈત્યાદિ ભાવાર્થવિહીન નામ આપવાં તે નામસત્ય છે.

**૫ રૂપસત્ય**—લિંગધારી સાધુમા 'સાધુ' અને વેષધારી યતિમાં 'યતિ' શબ્દનો પ્રયોગ એ રૂપસત્ય છે. નાટકીયા રાજા મંત્રી ઇત્યાદિ પણ રૂપસત્ય છે. ('સ્થાપના'ની પ્રવૃત્તિ તજ્જાતીય અને સદોષમાં હોતી નથી અને 'રૂપ'ની હોય છે, આટલો સ્થાપના-સત્ય અને રૂપસત્યમા ફેર છે).

**૬ પ્રતીત્યસત્ય**—અણુ મહત્ હ્રસ્વ દીર્ઘ ઇત્યાદિ પરસાપેક્ષ પદાર્થોનુ પ્રતિપાદન એ પ્રતીત્યસત્ય છે, અણુત્વ મહત્વાદિ પરાપેક્ષ ધર્મો સર્વથા અસત્ છે; એમ ન કહેવુ. કર્પૂર ગન્ધસ્વભાવથી જ અને શરાવ ગન્ધજલસંપર્કથી જ છે તેથી અસત્ કે તુચ્છ ગણાય નહિ.

**૭ વ્યવહારસત્ય**—'पीयते नदी' 'दह्यते गिरिः' 'गलति भाजनम्' 'अनुदरा

**कन्या ' ' अलोमा एडका '** નદીનું નીર પીવાય છે, ગિરિનાં તૃણ બળે છે, ભાજન ગત જલ ગળે છે, કન્યાને સંભોગજ–બીજ–પ્રભવ ઉદરનો અભાવ છે, બકરાંને લવન કરવા યોગ્ય–કાપવા યોગ્ય લોમનો અભાવ છે, ઇત્યાદિ પ્રયોગ એ વ્યવહારસત્ય છે.

**૮ ભાવસત્ય**—સદભિપ્રાય પૂર્વક બોલાયેલી, પારમાર્થિક ભાવને જણાવનારી અથવા શાસ્ત્રીય વ્યવહારને નિયંત્રિત કરનારી ભાષા એ ભાવસત્ય છે, જેમ કે કુંભને જ કુંભ કહેવો, બલાકાને શ્વેત જ કહેવી, ઇત્યાદિ ભાવસત્ય એટલે પરમાર્થસત્ય છે.

**૯ યોગસત્ય**—છત્રના યોગથી છત્રી, દંડના યોગથી દંડી, કુંડલના યોગથી કુંડલી, ઇત્યાદિ યોગસત્ય છે

**૧૦ ઉપમાસત્ય**—ઉપમા, ઉપમાન, ઉદાહરણ, જ્ઞાત, દૃષ્ટાંત, નિદર્શન ઇત્યાદિ ઉપમાસત્ય છે. ઉપમા બે પ્રકારની છે. એક ચરિત અને બીજી કલ્પિત. બ્રહ્મદત્ત ચક્રવર્તીનું નરકગમન ઇત્યાદિ ચરિત છે, સંસારસાગર, ભવઅટવી, મુક્તિકન્યા, ઇત્યાદિ કલ્પિત છે. અનિત્યતા માટે પિપ્પલપત્ર અને જડતા માટે મુદ્ગશૈલ–પાષાણાદિનાં દૃષ્ટાંતો પણ કલ્પિત છે કલ્પિત દૃષ્ટાંતો પણ ઇષ્ટાર્થના સાધક છે, તેથી આદરણીય છે. સાધારણ ધર્મથી ઉપમા ન હોય કિન્તુ અસાધારણ ધર્મોથી જ હોય, જેમ કે ચન્દ્રમુખી–એમાં ચન્દ્રના આહ્લાદકત્વાદિ અસાધારણ ધર્મથી ઉપમા છે, કિન્તુ જ્ઞેયત્વ અભિધેયત્વાદિ સાધારણ ધર્મોથી નહિ.

## અસત્ય ભાષાના દશ પ્રકાર

**૧ ક્રોધનિઃસૃત**—ક્રોધાવિષ્ટની અસત્ય ભાષા–જેમકે ક્રોધાવેશમાં પોતાના પુત્રને જ કહેવું કે ' તુ મારો પુત્ર નથી ' મિત્રને કહેવું કે ' તુ મારો મિત્ર નથી ' ઇત્યાદિ. અથવા ક્રોધાવિષ્ટનુ સત્ય વચન પણ અસત્ય છે, વ્યવહારથી સત્ય હોવા છતાં ફલોપયોગી સત્યત્વ તેમાં નથી, કારણ કે સંક્લિષ્ટાચરણને શાસ્ત્રે નિષ્ફળ જ માનેલુ છે, અથવા સ્થિતિબન્ધ કે રસબન્ધમા કારણ યોગ નથી, કિન્તુ કષાય છે. ક્રોધાવિષ્ટને ક્રોધથી ક્લિષ્ટ કર્મબન્ધ થાય છે, પણ સત્યથી તેને સ્વતંત્રપણે શુભ બન્ધ થતો નથી, કિન્તુ અશુભ ફલજનક થાય છે.

**૨ માનનિઃસૃત**—અલ્પધનવાળો કહે કે હુ ' બહુ ધનવાળો ' છું અને અલ્પ જ્ઞાનવાળો કહે કે હુ ' મહાજ્ઞાની ' છું–ઇત્યાદિ અથવા માનાવિષ્ટ જે બોલે છે તે બધું અસત્ય જ છે, કારણ કે નિષ્ફલ અને મહાબન્ધનુ કારણ છે. સત્યનુ કાર્ય (શુભ બન્ધરૂપ) થતું નથી અને અસત્યનુ કાર્ય ( કર્મબન્ધ રૂપ ) થાય છે તેથી પરમાર્થથી તે અસત્ય જ છે.

**૩ માયાનિઃસૃત**—ઐન્દ્રજાલિક કહે કે ' હુ દેવેન્દ્ર છું ' અથવા માયાવિષ્ટની સઘળી ભાષા અસત્ય છે કારણ કે તેથી સત્યનું કાર્ય શુભ બન્ધ થતો નથી, અને અસત્યનું કાર્ય કર્મબન્ધ થાય છે.

**૪ લોભનિઃસૃત**—ખોટા તોલાને સાચા તોલાં કહેવાં, ખોટા માપાં ને સાચાં માપાં કહેવાં, અથવા લોભાવિષ્ટની સઘળી વાણી અસત્ય જ છે, સત્યનું કાર્ય શુભ બન્ધ છે નહિ અને અસત્યનું કાર્ય અશુભ બન્ધ રહેલો છે.

**૫ પ્રેમનિઃસૃત**—પ્રિયતમનુ પ્રિયતમાની આગળ કહેવું કે હું તારો દાસ, છું. પ્રેમ મોહોદયજનિત પરિણામ વિશેષ હોવાથી અશુભ કર્મબન્ધનો હેતુ છે, તેથી અસત્ય છે.

૬ **દ્વેષનિઃસૃત**—દ્વેષાવિષ્ટનું સઘળુ વચન અસત્ય છે જેમકે 'જિનેશ્વર કૃતકૃત્ય નથી' 'જિનેશ્વરનુ ઐશ્વર્ય ઐન્દ્રજાલિક છે,' ઇન્દ્ર જાલિયા વગેરે વિદ્યાતિશય વડે પણ ઐશ્વર્ય બતાવે છે, તેમ જિનેશ્વર ઇન્દ્રજાલિક છે પણ કર્મક્ષય કરવા વડે કૃતાર્થ થયેલ નથી, એ પ્રમાણે ભગવદ્ગુણમત્સરિનુ વચન અસત્ય છે. (પરગુણ અસહન રૂપ માત્સર્ય તે દ્વેષ છે અને તે સિવાયનો અપ્રીતિ રૂપ પરિણામ તે ક્રોધ છે. એટલો ક્રોધ અને દ્વેષમાં ફરક છે.)

૭ **હાસ્યનિઃસૃત**—હાસ્યમોહોદયજનિત પરિણામ વિશેષથી બાધિત અર્થવાળુ જે મૃષા બોલે તે હાસ્યનિઃસૃત અસત્ય છે, જેમકે-'જોયેલી વસ્તુ પણ મે જોયેલી નથી' ઇત્યાદિ કહેવુ તે.

૮ **ભયનિઃસૃત**—ભયથી વિપરીત કહેવુ-ચોરી કરી હોય છતા રાજ્યની આગળ 'હું ચોર નથી એમ કહેવુ તે.'

૯ **આખ્યાયિકાનિઃસૃત**—રામાયણ મહાભારતાદિ ગ્રન્થોમા જે અસમ્બદ્ધ વચનો કહ્યાં છે તે આખ્યાયિકાનિઃસૃત અસત્ય છે. વેદાદિ શાસ્ત્રોમાં જે વચનો કહ્યા છે તે કાલાસુરાદિએ લોકોને ઠગવા માટે કહ્યા છે માટે તે આખ્યાયિકાનિઃસૃતમાં નહિ પણ માયાનિઃસૃતમા અંતર્ભાવ પામે છે.

૧૦ **ઉપઘાતનિઃસૃત**—પર અશુભ ચિન્તન પરિણત અભ્યાખ્યાનાદિ 'અચોરને ચોર કહેવો' ઇત્યાદિ ઉપઘાતનિઃસૃત અસત્ય છે.

અસત્ય પણ પ્રશસ્ત પરિણામથી બોલાય તો સત્ય છે, જેમકે પ્રવચનપ્રદ્વિષ્ટ રાજાદિકને લબ્ધિધર સાધુ ક્રોધથી કહે કે 'તું રાજા નથી' અથવા કામાતુર સ્ત્રીની પ્રપંચ જાળમાથી બચવા માટે શીલધુરંધર પુરુષ માયાથી કહે કે 'હુ પુરુષ નથી' તે અસત્ય નથી. અહીં નૃપપદની પ્રશસ્ત નૃપમા કે પુરુષપદની અપ્રશસ્ત પુરુષમા લક્ષણા થઈ શકે નહિ, અન્યથા બધે જ લક્ષણા કરવાથી કોઇ પણ વચન અસત્ય રહે જ નહિ.

અસત્ય બોલવાના મુખ્ય કારણ ત્રણ છે—

૧ **રાગ**—માયાદિ કષાય અને હાસ્યાદિ નોકષાય.

૨ **દ્વેષ**—ક્રોધાદિ કષાય અને ભયાદિ નોકષાય.

૩ **મોહ**—ત્રણ પ્રકારનો છે—

૧ ભ્રમ—અતદ્‌માં તદ્‌નો અધ્યવસાય.

૨ પ્રમાદ—ચિત્તાનવધાનતા (અનુપયોગ).

૩ કરણાપાટવ—ઇન્દ્રિય-અસામર્થ્ય.

અસત્ય બોલવાના દશ કારણોનો 'સંગ્રહ નયન'ના અભિપ્રાયથી ત્રણમાં સમાવેશ થઈ શકે છે. તો પણ વ્યવહારસિદ્ધિ માટે દશ વિભાગનો પ્રયોગ પણ તે તે જીવોને માટે ઉપકારક છે. અસત્યના ચાર પ્રકાર બીજી રીતે પણ થાય છે.

(૧) **સદ્‌ભાવપ્રતિષેધ**—જીવ નથી, પુણ્ય નથી, પાપ નથી, ઇત્યાદિ

(૨) **અભૂતોદ્‌ભાવન**—જીવ છે પણ અણુ છે અથવા વ્યાપક છે, અથવા શ્યામાક તંદુલ માત્ર છે, ઇત્યાદિ.

**અર્થાન્તર**—ગાયને ઘોડો, ઘોડાને ગાય, ઇત્યાદિ.

ગર્હા—નિન્દવાના અભિપ્રાયથી નીચત્વવ્યંજક કાણો, અન્ધો, બહેરો ઇત્યાદિ શબ્દો બોલવા તે.

સત્ય અસત્ય ઉભયના મિશ્રણુ રૂપ મિશ્ર ભાષાના પણ દશ પ્રકાર છે. જે ભાષાનો વિષય અંશે બાધિત છે, અને અંશે અબાધિત છે, તે મિશ્ર કહેવાય છે. છીપને વિષે ' **इदं रजतम्।' भूतलम् घटवत्।** ' ઇત્યાદિ અસત્ય અંશે સત્ય છે. 'રજત' અંશમાં અસત્ય છતાં 'ઇદં' અંશમાં સત્ય છે. 'ઘટ' અંશમાં અસત્ય છતાં 'ભૂતલ' અંશમાં સત્ય છે.

## મિશ્ર ભાષાના દશ પ્રકાર

૧ **ઉત્પન્નમિશ્ર**--'આજે દશ બાળક જન્મ્યા છે'. વસ્તુતઃ દશ નહિ પણ દશથી અધિક અથવા ઓછા જન્મ્યા છે. અથવા હું દશ રૂપિયા આપીશ એમ કહીને દશ નહિ આપતાં પંદર કે પાંચ આપવા એમાં આપવાની ક્રિયા થઇ તે સત્ય છે, પણ દશ નહિ આપતાં ઓછા અધિક અપાયા તે અસત્ય છે. એ રીતે કોઈ પણ ક્રિયામાં ન્યૂનાધિક કરવા છતાં કથન મુજબ ક્રિયા કરવી તે ઉત્પન્નમિશ્ર ભાષા છે.

૨ **વિગતમિશ્ર**--ઓછા અધિક મરવા છતાં આજે દશ વૃદ્ધો મરી ગયા એમ કહેવું તે વિગતમિશ્ર છે.

૩ **ઉત્પન્નવિગતમિશ્ર**—ન્યૂનાધિક જન્મવા અને મરવા છતા દશ જન્મ્યા અને દશ મર્યા એમ કહેવુ તે ઉત્પન્ન વિગત મિશ્ર છે.

૪ **જીવમિશ્ર**--બહુ જીવ અને થોડા જીવથી મિશ્ર સમુદાયને જીવ તરીકે કહેવો.

૫ **અજીવમિશ્ર**--બહુ મરેલા અને થોડા જીવતાને અજીવ સમુદાય કહેવો.

૬ **જીવાજીવમિશ્ર**—ન્યૂનાધિક જીવાજીવ હોવા છતા જીવાજીવ રાશિ છે એમ કહેવું તે.

૭ **અનન્તમિશ્ર**—પ્રત્યેક અને સાધારણ બને હોવા છતાં અનંતકાય કહેવું.

૮ **પ્રત્યેક**—અનંતકાયથી યુક્તને પ્રત્યેકવનસ્પતિકાય તરીકે ઓળખાવવા.

૯ **અધ્ધામિશ્ર**—રાત ન પડી હોય તોપણ રાત પડી એમ કહેવુ, સૂર્યોદય ન થયો હોય તો પણ સૂર્યોદય થયો એમ કહેવું ઇત્યાદિ.

૧૦ **અધ્ધાઅધ્ધામિશ્ર**—રાત કે દિવસના પ્રહરાદિ અન્ય પ્રહરાદિ સાથે મિશ્રિત કરીને બોલવા, જેમકે પ્રથમ પોરિસી વખતે મધ્ય દિન કહેવો, છેલ્લા પ્રહર વખતે સંધ્યા-સમય કહેવો ઈત્યાદિ.

અનુભય—અસત્યામૃષા અથવા વ્યવહારભાષાના બાર પ્રકાર છે-

સત્ય, અસત્ય, અને મિશ્ર, એ ત્રણ ભાષાથી વિપરીત લક્ષણવાળી ભાષાને શાસ્ત્રમાં 'અસત્યામૃષા' અપરનામ 'વ્યવહારભાષા' કહે છે. સત્યાદિ ભાષાની જેમ તે પ્રવર્તક નિવર્તક નથી, કિન્તુ વ્યવહાર ચલાવવાના સાધન માત્રરૂપ છે.

'**सद्भ्यो हितं सत्यम्**' એ સત્ય શબ્દની વ્યુત્પત્તિ છે, સત્ એટલે સજ્જન પુરુષો, સુદર (મૂલોત્તર) ગુણો અથવા જીવાજીવાદિ વિદ્યમાન પદાર્થો તેને હિતકારી તે સત્ય કહેવાય છે સજ્જન પુરુષો એટલે ઉત્તમ મુનિઓને હિતકારી, જેમકે આત્મા છે, કર્મ છે, પરલોક છે, ઇત્યાદિ-મુનિમાર્ગને અનુકુલ વચનો તે સત્ય છે.

સુદર મૂલોત્તર ગુણો તેને હિતકર એટલે તેની આરાધનામા ઉપકારી, જેમકે અહિંસા સયમ બ્રહ્મચર્ય ઇત્યાદિ ફલદાયી છે. હિસા, અસયમ, અબ્રહ્મ ઇત્યાદિ દુર્ગતિદાયક છે. જીવાજીવાદિ સત્ પદાર્થો તેને હિતકારી-યથાસ્થિત પ્રત્યાયન કરાવવા દ્વારા ઉપકારી-જેમકે આત્મા દેહવ્યાપી છે, લોક ચૌદ રજ્જુપ્રમાણ છે.

એથી વિપરીત તે અસત્ય—આત્મા નથી, કર્મ નથી, પરલોક નથી, અહિંસા સંયમ તપ બ્રહ્મચર્ય આદિ ફલદાયી નથી; આત્મા સર્વ વ્યાપી છે, લોક સાત દ્વીપ સમુદ્ર પ્રમાણ છે; ઇત્યાદિ મોક્ષમાર્ગને પ્રતિકુળ, આરાધનાને અટકાવનાર, તથા પદાર્થોનો વિપરીત બોધ કરાવનારા વચનો અસત્ય છે.

અશોકવન, આમ્રવન, ખરાબ ગામ ઇત્યાદિ મિશ્રભાષા છે. અશોક વનમાં અશોકના વૃક્ષો છે તે અંશમાં સત્ય, અને અશોક સિવાયના પણ વૃક્ષો છે તે અંશમાં સત્ય નથી. તે જ રીતે આમ્રવન, ખરાબ ગામ ઇત્યાદિ વાક્યોમા પણ સત્યાસત્યનું મિશ્રણ હોવાથી મિશ્ર છે. ગામ ખરાબ છે એમ કહેવાથી ગામના પ્રત્યેક માણસ ખરાબ છે એમ નહિ; પણ ઘણાખરાં ખરાબ છે, એટલો જ એનો અર્થ છે.

વ્યવહાર ચલાવવા માટે કે સ્વરૂપમાત્રનું પ્રતિપાદન કરવા માટે હે! અરે! ઇત્યાદિ સંબોધન; આવ! જા! ઇત્યાદિ આજ્ઞા, આમ કરવુ જોઇએ, આમ ન કરવુ જોઈએ ઇત્યાદિ વિધિદર્શાવનાર વાક્યો વ્યવહારભાષા છે. એમાં કોઈ પણ વસ્તુનું પ્રતિષ્ઠાપન, ઉન્મૂલન કે તે બંનેને કરવાનો ભાવ નથી, કિન્તુ તે સિવાય વ્યવહાર માત્ર ચલાવવાનો એક વિલક્ષણ ભાવ છે.

## અનુભય—અસત્યામૃષા ભાષાના બાર પ્રકાર

૧ **આમંત્રણી**—શ્રોતૃઅવધાનજનક હે! અયે! ભો! ઇત્યાદિ.

૨ **આજ્ઞાપની**—કરવા નહિ કરવા સબંધી આજ્ઞાવચન.

૩ **યાચની**—ઇચ્છિત પદાર્થની પ્રાર્થના પરક વચન.

૪ **પૃચ્છની**—ક્યાંથી આવ્યો? ક્યાં જઈશ? જીવ કેટલા? અજીવ કેટલા? ઇત્યાદિ પ્રશ્નાત્મક વચન.

૫ **પ્રજ્ઞાપની**—વિનીતને કર્તવ્યનું પ્રતિપાદન કરનાર વિધિવચન.

૬ **પ્રત્યાખ્યાની**—'પાપ નહિ કરું' ઇત્યાદિ નિષેધ પ્રતિજ્ઞાવચન.

૭ **ઇચ્છાનુલોમા**—'આ કરું છુ' 'આ કરો' 'વિલંબ ન કરો' 'પ્રતિબન્ધન કરો' 'જહાસુહં દેવાણુપ્પિયા' ઇત્યાદિ ઇચ્છાનુકુળ વર્તવા માટે કહેવામાં આવતાં વચનો.

૮ **અનભિગૃહિતા**—કોઈ એકનુ પણ અવધારણ નહિ કરનાર યદચ્છામાત્ર મૂલક 'ડિત્થ' 'ડવિત્થાદિ' પદો

૯ **અભિગૃહિતા**—કોઈ એકનું પણ અવધારણ કરાવનાર ઘટાદિ પદો.

૧૦ **સંશયકરણી**—**સૈન્ધવમાનય**। સૈન્ધવને લાવ. સૈન્ધવ એટલે લવણ પણ થાય અને ઘોડો પણ થાય–એમાથી એકનો નિશ્ચય નહિ કરાવનાર અનેક અર્થ અભિધાયક પદો.

૧૧ **વ્યાકૃતા**—પ્રકટાર્થવાળી ભાષા છે—જેમકે આ દેવદત્તનો ભાઈ છે અને યજ્ઞદત્તનો જમાઈ છે.

૧૨ **અવ્યાકૃતા**—અતિ ગંભીર અને મહાન અર્થવાલી જેનો તાત્પર્યાર્થ સહેલાઈથી

ન સમજી શકાય તેવી ભાષા, અથવા સ્પષ્ટ જ્ઞાન કરાવનારી મોટા માણસોની ભાષાને 'વ્યાકૃતા' કહેવાય છે. અને અસ્પષ્ટ જ્ઞાન કરાવનારી બાલકાદિની ભાષાને 'અવ્યાકૃતા' કહેવાય છે.

ઉપર્યુક્ત ચારે પ્રકારની ભાષા દેવ, નારકી અને મનુષ્યને તથા શિક્ષા અને લબ્ધિ સહિત શુકસારિકાદિ તિર્યંચોને સંભવે છે. શિક્ષા એટલે સંસ્કાર-વિશેષ-જનક પાઠ અને લબ્ધિ એટલે જાતિસ્મરણ અથવા વ્યવહાર-કૌશલ્ય-જનક ક્ષયોપશમ વિશેષ. વિકલેન્દ્રિયોને માત્ર ચોથી વ્યવહારભાષા હોય છે. તેમનો સમ્યક્પરિજ્ઞાનપૂર્વક કે પરવંચનાદિપૂર્વક અભિપ્રાય હોતો નથી તેથી સત્ય, અસત્ય, કે તે બેના સંમિશ્રણરૂપ મિશ્ર ભાષા હોતી નથી. વળી વિકલેન્દ્રિય તથા શિક્ષા અને લબ્ધિ રહિત પંચેન્દ્રિય તિર્યંચોને અવ્યક્ત ભાષા હોય છે, તથા વિલક્ષણ ભાષા વર્ગણાના દલિકથી જન્ય હોય છે, તેથી પણ તેમને ક્રોધ-નિઃસૃતાદિ ભાષાઓ ઘટતી નથી.

## ભાષાવર્ગણાના દલિકો

જૈનદર્શન ભાષાને ઇતર દર્શનોની જેમ આકાશના ગુણાદિ સ્વરૂપ નહિ પણ પૌદ્ગલિક દ્રવ્ય સ્વરૂપ માને છે. આઠ પ્રકારની જીવને ગ્રહણ યોગ્ય પૌદ્ગલિક વર્ગણાઓ છે, તેમા 'ભાષા' એ પણ એક વર્ગણા છે. તે જીવને ગ્રહણ યોગ્ય અને સૂક્ષ્મ છે. પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, અને ચાર સ્પર્શવાલા અનંત પ્રદેશી સ્કંધોથી બનેલી ભાષાવર્ગણાઓ—લોકમા ઠાસીને ભરેલી હોય છે. તે ભાષાવર્ગણાના અનંતપ્રદેશી સ્કંધો આત્મશક્તિદ્વારા પ્રેરિત થઈને વચનરૂપમા પરિણિત થાય છે. ભાષાવર્ગણાના દ્રવ્યોને આત્મા કાયયોગવડે ગ્રહણ કરે છે, વાગ્યોગરૂપે પરિણત કરે છે, અને ઉર કંઠાદિ સ્થાનોના પ્રયત્નપૂર્વક વિસર્જન કરે છે. ભાષાના આ ગ્રહણ, પરિણમન અને વિસર્જનનુ યથાતથ્ય સુવિસ્તૃત સ્વરૂપ જૈનાગમ ગ્રન્થોમાં પ્રતિપાદન કરેલુ છે. પ્રથમ સમયે ભાષાદ્રવ્યનું ગ્રહણ થાય છે અને દ્વિતીય સમયે પરિણમન તથા નિસર્જન થાય છે. નિસર્જન થયેલા તે ભાષાદ્રવ્યોવડે અન્ય ભાષા-દ્રવ્યો વાસિત થાય છે, તેને પરાઘાત કહેવામાં આવે છે. નિસર્ગાનુકૂળ કાયસંરંભને વચોયોગ કહેવાય છે.

ગ્રહણ કરાતાં ભાષા દ્રવ્યો સ્થિર, દ્રવ્યથી અનંત પ્રદેશી, ક્ષેત્રથી અસંખ્યેય પ્રદેશા-વગાઢ, કાલથી એક સમય સ્થિતિકથી માંડી અસંખ્યેય સમય સ્થિતિક અને ભાવથી પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ, બે ત્રણ યા ચાર સ્પર્શવાલા હોય છે. એકગુણ શીતથી યાવત્ અનંતગુણ શીત સ્પર્શ હોય છે. એ રીતે એકગુણ શ્યામથી યાવત્ અનંતગુણ શ્યામ હોય છે. એમ ભાવથી સર્વ ગુણોમાં સમજી લેવુ.

નિસર્જન બે રીતે થાય છે તીવ્ર પ્રયત્નથી, અને મંદ પ્રયત્નથી—તીવ્ર પ્રયત્નથી ભાષાવર્ગણાના દ્રવ્યો ભેદાય છે, અને એ ભિન્ન દ્રવ્યો છએ દિશાએ લોકાન્ત સુધી જાય છે. સૂક્ષ્મ અને બહુ હોવાથી, તથા અન્ય દ્રવ્યોને વાસક હોવાથી અનંતગુણ વૃદ્ધિયુક્ત બને છે. મન્દ પ્રયત્નથી ભેદાતા નથી અને એ અભિન્ન દ્રવ્યો સંખ્યાતા યોજન જઈને વિલય પામે છે,—શબ્દ પરિણામને છોડી દે છે. ભાષાદ્રવ્યોનો ભેદ પાંચ પ્રકાર થાય છે: ખંડભેદ, પ્રતરભેદ, ચૂર્ણિકાભેદ, અનુતટિકાભેદ, અને ઉત્કારિકાભેદ.

૧ **ખંડભેદ**—સોનું, રૂપુ, સીસુ ઇત્યાદિની જેમ.
૨ **પ્રતરભેદ** –વાસ, વેત્ર, નલ, અભ્રક, કદલી ઇત્યાદિની જેમ.
૩ **ચૂર્ણિકાભેદ**—તલ, મગ, અડદ, મરી, ઇત્યાદિની જેમ.
૪ **અનુતટિકાભેદ**—દ્રહ, નદી, વાવડી, પુષ્કરી, દીર્ઘિકા, સરોવર ઇત્યાદિની જેમ.
૫ **ઉત્કારિકાભેદ**—તલસીગ, મગસીંગ, એરડબીજ ઇત્યાદિની જેમ.

સર્વ સ્તોક ઉત્કારિકા ભેદ હોય છે, તેથી પશ્ચાનુપુર્વી ક્રમે અનંતગુણુ અધિક હોય છે, તાલુ આદિના પ્રયત્નપૂર્વક ઉચ્ચરિત ભાષાદ્રવ્યો ભાષાપ્રાયોગ્ય અન્ય દ્રવ્યોને વાસિત–પરાઘાતક કરે છે. વિશ્રેણિમા રહેતા શ્રોતા વાસિતને જ સાંભળે છે, સમશ્રેણીમાં રહેલ મિશ્રને સાંભળે, છે; વાસિત અને મિશ્ર સિવાયનાં કેવળ શુદ્ધ ભાષાદ્રવ્યો શ્રવણ કરાતા નથી. કહ્યું છે કે,

**पुट्ठं सुणेइ सद्दं, रूवं पुण पासइ अपुट्ठं तु ।**
**गंध रसं च फासं बद्धपुट्ठं वियागरे ॥ १ ॥**

શબ્દ સ્પર્શ કરાયેલો સંભળાય છે, રૂપ સ્પર્શ કરાયા વિના દેખાય છે, તથા ગન્ધ રસ અને સ્પર્શ બદ્ધસ્પૃષ્ટ ગ્રહણ થાય છે. શબ્દના પુદ્ગલો સૂક્ષ્મ, ભાવુક અને ઘણા હોય છે, તેથી સ્પૃષ્ટમાત્રથી સંભળાય છે. ગધ રસ અને સ્પર્શના પુદ્ગલો બાદર, અભાવુક અને અલ્પ હોય છે તેથી સ્પૃષ્ટ અને બદ્ધ થયેલા જ ગ્રહણ થાય છે. સ્પૃષ્ટ એટલે અડેલાં અને બદ્ધ એટલે ગાઢ રીતે મળેલાં. શ્રોત્રેન્દ્રિય અને ચક્ષુઇન્દ્રિય પટુ છે, બીજી ઇન્દ્રિયો અપટુ છે. શ્રોત્રેન્દ્રિય ઉત્કૃષ્ટ ૧૨ યોજનથી આવેલા શબ્દોને સાંભળે છે, ભાસુરરૂપ ૨૩ લાખ યોજન દૂરથી ગ્રહણ થાય છે, ગંધ, રસ, અને સ્પર્શ યાવત્ ૯ યોજન દૂરથી આવેલા ગ્રહણ કરાય છે.

## ઉપસંહાર

ભાષાની સત્યાસત્યતા, સાવદ્યનિરવદ્યતા, સદોષનિર્દોષતા, અને વ્યવહારમિશ્રતા ઈત્યાદિને જે જાણતો નથી તેવા અગીતાર્થને જૈન શાસ્ત્રો બોલવાનો પણ નિષેધ કરે છે, તો પછી ઉપદેશાદિ કરવાની તો વાત જ ક્યાં? શ્રી દશવૈકાલિક પ્રમુખ સિદ્ધાન્તની અંદર મુનિઓના વાકયની શુદ્ધિ માટે વિસ્તૃત વિવેચન કરેલુ છે. વાતચીતના વિષયમા આવનારા મનુષ્યથી તિર્યંચ પર્યંત અને એકેન્દ્રિયથી પચેન્દ્રિય પર્યંત, પદાર્થો સબંધી બોલવામા સભાળભરી કાળજી રાખવામા ન આવે તો કેવો મોટો અનર્થ ઉત્પન્ન થાય છે અને બોલનારને તેના કેવા કટુક વિપાકો અનુભવવા પડે છે, એ સૂક્ષ્મ અભ્યાસથી સમજવા યોગ્ય છે. અહીં તો માત્ર તેનુ સ્થૂલ દિગ્દર્શન કરાવવામાં આવે છે.

૧. જે પચેન્દ્રિય પશુઓના સ્ત્રીત્વ પુરુષત્વનો નિર્ણય ન હોય તેને માટે સામાન્ય વાચક શબ્દ પ્રયોગ કરવો જોઇએ, પણ સ્ત્રી–પુરુષ વાચક નહિ જેમકે દૂર રહેલ ગાય કે બળદનો નિર્ણય ન હોય તો તેને ગાય કે બળદ નહિ કહેતા ઢોર શબ્દથી ઓળખવા જોઈએ, અન્યથા અસત્યનો સંભવ છે.

૨. મનુષ્ય, પશુ, પક્ષી, સર્પ આદિને 'આ મનુષ્ય સ્થૂલ છે,' 'આ ગાય વધ્ય છે,' 'આ બોકડો પાચ્ય છે,' આ સર્પ પ્રમેદુર છે,' ઇત્યાદિ વચનો કહેવા નહિ. એથી મનુષ્યને અપ્રીતિ, તથા પશુ પક્ષી ઈત્યાદિને આપત્તિ અને વિનાશના દોષનો પ્રસંગ છે.

૩. આ ગાયો દો'વા લાયક છે, આ બળદો જોડવાલાયક છે, આ આખલાઓ દમવા-લાયક છે, ઇત્યાદિ બોલવાથી અધિકરણ અને લઘુતાદિ દોષનો સંભવ છે.

૪. આ વૃક્ષ પ્રાસાદ એટલે મહેલને યોગ્ય છે, આ સ્થંભને યોગ્ય છે, આ ઘરને યોગ્ય છે, અને આ તોરણને યોગ્ય છે, ઇસાદિ ન કહે. જરૂર પડે ત્યારે 'આ દર્શનીય છે, આ દીર્ઘ છે, આ વૃત્ત છે, આ ઉત્તમ જાતિવાળુ છે,' ઇત્યાદિ શબ્દથી બોલે.

૫. ફલ ઔષધિ આદિ પક્વ છે, વેલોચિત છે, લવન અને ભર્જન યોગ્ય છે, ઇત્યાદિ ન કહે. માર્ગદર્શનાદિ પ્રયોજને આ આમ્ર ભાર ઉઠાવવાને અસમર્થ છે, આ વૃક્ષ બહુ ફળવાળું છે ઇત્યાદિ કહે જે વાકય બોલવાથી સાક્ષાત્ અધિકરણત્વાદિ પ્રવૃત્તિનું જનક બની જાય, તે વાકય બોલવાનો નિષેધ છે.

૬. જમણવારને જમણ ન કહે પણ સંખડી કહે, નદીને સારા કિનારાવાલી ન કહે પણ જરૂર પડે તો બહુ કિનારાવાલી કહે, નદી ભરેલી છે, તરી શકાય એવી છે ઇત્યાદિ ન કહે, પણ પ્રયોજન પડે તો પ્રાયઃ ભરેલી, પ્રાય. ઊંડી ઇત્યાદિ કહે

૭. આ કન્યા સુંદર છે, આ સભા સારી છે, આ રસોઈ સારી છે, ઇત્યાદિ ન કહે, એથી અનુમતિનો દોષ લાગે આ અભિમાનીને ઠીક ફલ મલ્યુ, આ પ્રત્યનીક મરી ગયો તે ઠીક થયુ ઇત્યાદિ પણ ન કહે, એથી પણ અનુમતિનો દોષ લાગે. અસયમીને આવ! જા! બેસ! ઊઠ! કર! જાણુ! ઇત્યાદિ ન કહે. એથી પણ અનુમતિનો દોષ લાગે.

૮. બોટિક ( દિગમ્બર ), નિહ્નવ ( પ્રતિમાલુપક ) ઇત્યાદિ સદોષની પ્રશંસા ન કરે, દેવ, અસુર, મનુષ્ય, તિર્યંચ આદિના યુદ્ધમાથી અમુકનો જય થાઓ અને અમુકનો પરાજય થાઓ ઇત્યાદિ ન કહે, એથી અધિકરણ અને દ્વેષાદિનો પ્રસગ થાય. વાત, વૃષ્ટિ, શીત, ઉષ્ણ, સુભિક્ષ, દુર્ભિક્ષ, ઇત્યાદિને જાણે તો પણ ન કહે. મેઘને દેવ, મનુષ્યને રાજા, કે આકાશને બ્રહ્મ ઇત્યાદિ ન કહે, એથી અધિકરણ અસત્ય આદિ દોષોનો પ્રસંગ થાય.

૯.નિરવદ્ય સુકૃતની પ્રશંસા કરે, જેમકે બ્રહ્મચર્ય સુંદર છે, વૈરાગ્ય સારો છે, વૈયાવચ્ચ અપ્રતિપાતી છે, ઉપસર્ગસહનથી નિર્જરા છે, પંડિતમરણ સદ્ગતિનું કારણ છે, સાધુ સદ્ગતિનું કારણ છે, સાધુક્રિયા નિરવદ્ય છે, ઇત્યાદિ પ્રશંસાનાં વાકયોથી ધર્મની વૃદ્ધિ થાય છે.

એ રીતે ભાષાના ગુણ-દોષોને જાણી જેમ ગુણ વધે અને દોષ ઘટે તેમજ બોલવું જોઈએ. ભાષાની વિશુદ્ધિ ચારિત્રની વિશુદ્ધિને કરે છે, અને ચારિત્રની વિશુદ્ધિ વિપુલ નિર્જરાને કરાવે છે. ચારિત્રની વિશુદ્ધિથી (૨૮) પ્રકારનો મોહ ક્ષય પામે છે. મોક્ષક્ષયથી કૈવલ્ય, કૈવલ્યથી શૈલેશીકરણ, શૈલેશીકરણથી સર્વસવર અને સર્વસંવરથી અનુત્તર મુક્તિનું સુખ પ્રાપ્ત થાય છે. મુક્તિનુ સુખ સકલ સાસારિક સુખસમૂહથી અનંતગુણું છે, દુખ લેશથી પણ અસપૃક્ત અને અવિનાશી છે. વિશુદ્ધ ચારિત્રના પાલન વિના એ સુખ શકય નથી, વિશુદ્ધ ચારિત્રપાલનનો ઉપાય ભાષાવિશુદ્ધિ છે. ભાષાવિશુદ્ધિનો ઉપાય હિત, મિત, સ્તોક અને અવસરોચિત ભાષાવડે ગુણકર વાકયોને બોલવાં, તે છે. ટૂકમાં જે બોલવાથી રાગદ્વેષાદિ દોષો ઘટે, અને સમ્યગ્જ્ઞાનાદિ ગુણો વધે તે જ બોલવું મુનિને અગર વિવેકીને યોગ્ય છે, એવો સર્વજ્ઞોનો ઉપદેશ છે.

# જુહાર અને જોહર

લેખક—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ.

'જુહાર' વિષે લખવું એ વિચાર તો મારા મનમાં કેટલાંયે વર્ષો ઉપર ઉદ્ભવ્યો હતો. દોઢ વર્ષ ઉપર **આર્હત જીવન જ્યોતિ**ના છઠ્ઠા ભાગ રૂપ છઠ્ઠી કિરણાવલીના પ્રકાશન-સમયે પણ આ વિચાર આવ્યો હતો, પણ એને મૂર્ત રૂપ અપાયું નહિ થોડા વખત ઉપર ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિરના રૌપ્ય (ઇ. સ. ૧૯૧૭-૧૯૪૨) મહોત્સવ અંક (પૃ. ૩૩૦-૩૩૫)માં **એ. જી. પવાર**નો "A Note on the Meaning and Use of the word Johar" નામક લેખ વાંચતાં ફરી આ વિચાર સતેજ થયો અને આ સંબંધમાં મારા મનમાં અત્યાર સુધી થયેલી ગડમથલ પાછી જાગૃત થઈ. આથી એને લિપિબદ્ધ કરવા આજે તો હું પ્રવૃત્તિ કરું છું, જો કે હજી આ સંબંધમાં મારે કેટલીક તપાસ અને વિચારણા કરવી બાકી રહે છે. સૌથી પ્રથમ તો હું ઉપર્યુક્ત લેખગત બાબતો રજુ કરું છું:—

(૧) દાક્ષિણાત્ય-મરાઠા પરંપરા પ્રમાણે **રામદાસે શિવાજીને** 'જોહાર'નો પ્રયોગ કરવાનું છોડીને 'રામ રામ'નો પ્રયોગ કરવા સૂચવ્યું બખરમાં આ પરિવર્તનને અંગે વિવિધ હેવાલો અપાયા છે, તેમાંના એકમાં એમ છે કે "શિવાજી! આ તો તમારું હિન્દુ રાજ્ય છે. એથી મુસ્લિમોની જેમ 'જોહાર' કરવાનો રિવાજ હિંદુ ધર્મથી વિરુદ્ધ છે. એથી કેવળ શૂદ્રો—નીચ જાત સિવાયના હિંદુઓએ એનો પ્રયોગ કરવો નહિ."

(૨) આ કથનને ઇતિહાસનો ટેકો નથી, કેમકે 'રામ રામ' શબ્દ **રામદાસ**ના સમય કરતાં પ્રાચીન છે. વળી **શિવાજી**ના રાજ્ય દરમ્યાન જ નહિ પણ ઓછામાં ઓછી, સત્તરમી સદીના અંત સુધી 'જોહાર' કહેવાની પ્રથા હતી. **શિવાજીએ** પોતે એના મૃત્યુ પહેલાં ત્રણ વર્ષ અગાઉ 'જોહાર' શબ્દ એક પત્રમાં વાપર્યો છે અને એના પુત્ર **રાજારામે** ઈ. સ. ૧૬૯૦માં તેમ કર્યું છે.

(૩) 'જોહાર' એ ખાસો પ્રાચીન શબ્દ છે અને 'રામ રામ' શબ્દ અઢારમી સદી પછી ખૂબ વપરાવા લાગ્યો

(૪) 'જોહાર'ને બદલે બીજા પણ શબ્દો વખતોવખત વપરાયા છે. જેમકે ઈ. સ. ૧૬૦૦ માં લખાયેલા એક પત્રમાં 'દંડવત્' અને પંદર વર્ષ પછીના પત્રમાં 'સાષ્ટાંગ દંડવત્' વપરાયેલ છે. આજે પણ આ શબ્દો વપરાય છે.

(૫) 'જોહાર'ના મૂળમાં મુસ્લિમ તત્ત્વ હોત તો **શિવાજી**ની આજ્ઞાથી તૈયાર કરાયેલ **રાજ્યવ્યવહારકોશ** જેમાં મુખ્યતયા ફારસી શબ્દોના સંસ્કૃત પર્યાયો અપાયેલા છે, તેમાં આ શબ્દ હોત

આ સંબંધમાં નીચે મુજબનું પદ્ય રજુ કરાયેલું છે:

**शिरसा वन्दनं शिज्दा प्रणामस्तीस्लमा भवेत् ।**

**नमस्कार. सलामः स्यादाशीर्वादो दुवा स्मृतः ॥**

(૬) ફારસી ભાષા અને મુસ્લિમ સંસ્કૃતિની સાથે હિંદુ સમાજ સંપર્કમાં આવ્યો તે કરતાં 'જોહાર' શબ્દ વિશેષ પ્રાચીન છે.

(૭) લગભગ ઈ. સ. ૩૦૦ માં રચાયેલી ગાહાસત્તસઈ ( સં. **ગાથાસપ્તશતી** ) માં '**न होंत्ति देवाण जोक्कारा**' એવું વાક્ય છે.

**વેબરે** '' **जोक्कारा नमस्कारा जोहारा इति वा**' એમ પાઠાન્તર આપેલ છે.

ઈ. સ. ૮૭૦ની આસપાસમાં થઈ ગયેલા **શીલાંકની આવસ્સય** ( સં. આવશ્યક ) ઉપરની ટીકામાંની એક વાર્તામાં

"**दिट्ठो जोहारिज्जइ जं जं सो भणइ तं च कायव्वं**" એવો ઉલ્લેખ છે.

ઈ. સ. ની ચૌદમી સદીના કન્નડ ગ્રંથ **બસવપુરાણ**માં એના કર્તા **ભીમ કવિએ** 'જોહાર' તેમજ 'જોહર' શબ્દ અનેક વાર વાપરેલ છે.

(૮) 'જોહાર' એ આપણા દેશનો શબ્દ છે. એ પ્રાકૃતમાં અને કદાચ સંસ્કૃતમાંથી ઊતરી આવેલો છે.

એક હસ્તલિખિત પ્રતિમાં **जोक्कार**નું મૂળ **जयकार** છે એમ **વેબરે** સૂચવ્યું છે.

હું આની વ્યુત્પત્તિ દર્શાવવા સમર્થ નથી એમ મને લાગે છે. મારા મિત્ર ડૉ. **ઘાટગે** **जोषकार** માંથી 'જોહાર' શબ્દ બની શકે એમ કહે છે.

રજપુતોમાં જે 'જૌહાર' કરવાની પ્રથા હતી એ પ્રથાગત 'જૌવાર' શબ્દનો 'જોહાર' સાથે શો સંબંધ છે ને હું જાણતો નથી **વિન્સન્ટ સ્મિથે** "Akabar, the Great Mogul" ( પૃ. ૭૨, ટિપ્પણ ) માં 'જૌહાર' પ્રાકૃત શબ્દમાંથી નિષ્પન્ન થયો છે એમ સૂચવ્યુ છે.

**મોલ્સવર્થ** એના મરાઠી કોશમાં **जोहार**ના મૂળ તરીકે **योद्धृ** સૂચવે છે. વિશેષમાં ત્યાં એમણે આ શબ્દનો બીજો અર્થ એ આપ્યો છે કે 'રાજાને એના ખિજમતદારો તરફથી પ્રણામ સૂચવવા વપરાતો શબ્દ.'

(૯) 'જોહાર' એમ ઉચ્ચાર કરતી વેળા શારીરિક હાલનચાલન થતુ અને **બસવ-પુરાણ** પ્રમાણે તો બે હાથ ઊંચા કરાતા.

(૧૦) 'જોહાર' શબ્દ કોઈ અમુક જ્ઞાતિ જ અસલ વાપરતી એમ નથી, જો કે હાલમાં તો મહાર, ચમાર વગેરે એક બીજા માટે તેમ જ એમનાથી ઉચ્ચ ગણાતા જનો માટે વાપરે છે.

(૧૧) 'જોહાર' શબ્દનું પદ આ પ્રમાણે નીચુ કેમ થયુ તેનું કારણ જાણવામાં નથી.

હવે આ બાબતો સબધમા મારુ માનવું નીચે મુજબ છે:-

(૧) 'જોહાર'એ મુસ્લિમ સંસ્કૃતિ કે ફારસી ભાષા સાથેના સપર્કનું પરિણામ નથી.

(૨) જોહાર અને જોહરની જેમ ગુજરાતી અને હિન્દીમાં એ અર્થમાં 'જુહાર' શબ્દ વપરાયેલો છે. હિદીમા એનો અર્થ 'ઠાકોરોને કરાતી સલામ' એવો છે એમ કોશ જોતા જણાય છે. વિશેષમા ભરતરામ મહેતાની અને એમના પુત્રની ભેગી કૃતિ "The Modern Gujarati English Dictionary" પ્રમાણે 'જુહાર' અર્થમા જોહર અને જુવાર શબ્દ પણ છે કાઠિયાવાડ તરફ કેટલાક આ અર્થમા 'જવાર' શબ્દ પણ વાપરે છે.

(૩) **ગાહાસત્તસઈ**ના ૩૩૨મા પદ્યમાં **हुंति देवाण जेक्कारा** એવો પાઠ છે અને ૩૩૨ અ પદ્યમાં **जेक्कार**ને સ્થાને **जोक्कार** પાઠ છે એમ **પાઇઅસદ્દમહણ્ણવ** જોતાં જણાય છે. વિશેષમાં ત્યા એ કોશકારે **जेक्कार** અને **जोक्कार**ને એકાર્થક ગણ્યા છે વળી **जेक्कार** માટે '**जयकार**' એવો સંસ્કૃત શબ્દ સૂચવ્યો છે અને એનો અર્થ 'જય જય' અવાજ, સ્તુતિ એમ દર્શાવ્યો છે.

(૪) પાઇય સાહિત્યમાંથી **जोहार** માટે જે ઉદાહરણ ઉપર અપાએલ છે એ ઉપરાંત [1]**પવયણસારુદ્ધાર** ( ગા. ૪૩૫ ) મા **जोहार** શબ્દ છે.

આ કૃતિ વિ. સં. ૧૨૪૮ કરતાં તો પ્રાચીન છે જ, કેમકે એ વર્ષમા એના ઉપર **સિદ્ધસેન**સૂરિએ વૃત્તિ રચી છે.

(૫) **પાઇયસદ્દમહણ્ણવ** તેમ જ અન્ય પાઇય કોશ પ્રમાણે **जोहार** એ 'દેશ્ય' શબ્દ છે. એ નામ તેમજ ક્રિયાપદ ( ધાતુ ) પણ છે. ક્રિયાપદ તરીકે એનો ઉપયોગ **આવશ્યકકથા** ( ૨૫, ૧૩ ) મા કરાયેલો છે.

(૬) **जोहार** માટેના મૂળ તરીકે જે સસ્કૃત શબ્દ **जोषकार** સૂચવાયો છે તે મને સમુચિત જણાતો નથી. આની ચર્ચા હુ આગળ ઉપર કરુ છુ.

(૭) 'જૌહાર' પાઇયમાંથી નિષ્પન્ન થયો હોય તો ના નહિ. કદાચ સંસ્કૃતમા '**यौ**' થી શરૂ થતો અને 'પ્રણામ' વાચક કોઈ શબ્દ હોય તો તેમાથી **जौ, जो, जउ** અને અંતે જુ થી શરૂ થતા શબ્દો ઉદ્‌ભવી શકે તેમ છે. બીજી રીતે વિચારતા એક વાર '**जुहार**' શબ્દ નિષ્પન્ન થતાં એમાંથી **जउहार** શબ્દ બને અને એ આગળ ઉપર **जोहार** અને **जौहार** રૂપે પરિણમી શકે.

**જૂની ગુજરાતી ભાષા** ( પૃ ૪૯ )મા જુહાર સંબધી નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

"**जयकार-जयआर**-જુહાર."

આ વ્યુત્પત્તિ સાચી માનવા માટે એક તો 'હ'નો પ્રક્ષેપ સ્વીકારવો જોઈએ અને બીજું 'અ'નો કે 'એ'નો ઉકાર થયેલો છે એમ પણ માનવુ જોઈએ. પહેલી બાબત તો ઉપર્યુક્ત પુસ્તકમાં સ્વીકારાઈ છે, કેમકે પ્રક્ષિપ્ત 'હ'ના ઉદાહરણ તરીકે 'જુહાર'નો નિર્દેશ છે.[2] આ સંબંધમાં મારુ માનવુ એ છે કે **जयकार** એ પ્રતિસસ્કૃત રૂપવાળા **जोक्कार**માથી **जुक्कार-जुआर-जुहार** એમ શબ્દ ઉદ્‌ભવ્યો છે, કારણ કે એમ માનવામા 'હ'ના પ્રક્ષેપ ઉપરાંતની બીજી બાબતો સ્વીકારવી પડતી નથી.

'**जोषकार**'માથી **जोहार** શબ્દ કેવી રીતે ઉપજાવાય તે **ઘાટગે**એ સૂચવ્યુ નથી એટલે એની કલ્પના કરવી રહી. એ કલ્પના એવી હોઈ શકે કે **जोषकार-जोसकार-जोहकार-जोहआर-जोहार** એમ 'જોહાર' શબ્દ બને ખરો, પરતુ **जोषकार** એટલે શું? સંસ્કૃતમા 'સુખ' અર્થસૂચક **जोष** શબ્દ છે. એ ઉપરથી 'સુખ કરનાર' એવો **जोषकार**નો અર્થ થાય, પરતુ તેમાથી 'પ્રણામ' એવો અર્થ કેવી રીતે ઉપજાવાય?

ગુજરાતમાં ગુજરાતી બોલનારા હિન્દુઓ અને ખાસ કરીને જૈનો 'જુહાર' શબ્દ વાપરે છે. કેટલાયે જૈનો પરસ્પર પત્ર લખે ત્યારે 'જુહાર વાચગોજી' એમ હજી પણ લખે છે. અને દશેક વર્ષ ઉપર તો લગભગ બધા જૈનો તેમ કરતા હતા. 'જુહાર' શબ્દ ગુજરાતી સાહિત્યમા પણ વપરાયો છે. તાજો જ દાખલો જોઈએ તો **ઇન્દુલાલ ગાંધી**એ એનો પ્રયોગ કર્યો છે એ છે.

---

૧ આ ગ્રન્થની નોધ ( અવતરણ વિના ) સચિત્ર અર્ધ-માગધી કોષ ( ભા. ૨. પૃ. ૮૭૬ ) મા કરાયેલી છે ત્યા 'जोहार' નો અર્થ 'સત્કાર કરવાને હાથ દેવો કે સામે સામે ભેટવું તે' અપાયો છે.

૨ અન્ય ઉદાહરણો તરીકે आकारयति-हक्कारइ-હકારે, तारणकार-तारणआर-તારણહાર, अद्यापि-अजवि-હજી, प्रात-पत्त-पहुत्त-પ્હોચ, वागुरिअ-वाघुरिअ-વાઘરી, सकल-सगल-સઘળું અને अग्रे-अग्गे-આગે-આઘે એમ સાત **જૂની ગુજરાતી ભાષા** ( પૃ. ૪૯ )મા નોધાયાં છે.

એમનો જન્મ ઈ. સ ૧૯૦૫ મા થયો છે. એમની પહેલાં થઈ ગયેલા સ્વ મણિલાલ નભુભાઈ દ્વિવેદી (ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮) એ પણ આ શબ્દ વાપર્યો છે એમ એમની કૃતિ આત્મનિમજ્જન (પૃ. ૩૧)મા 'અભેદોર્મિ' કાવ્યગત પહેલી કડી જે "સાથે આવો તો સગપણ જાણીએ હોકી" છે તેની ત્રીજી પંક્તિ નામે "કરી જગત્ અમાને જુહાર રે" ઉપરથી જણાય છે.

કુલમંડનસૂરિએ વિ. સં. ૧૪૫૦ મા રચેલ મુગ્ધાવબોધ ઔક્તિકમાંના ઔક્તિક પદમા 'जुहारु नमस्कार' એવો જે ઉલ્લેખ છે તેમા जुहार શબ્દ છે અને આડકતરી રીતે એ 'દેશ્ય' શબ્દ હોવાનુ સૂચન મળે છે

વિ. સં. ૧૫૬૮ માં લાવણ્યસમય ગણિએ રચેલા વિમલપ્રબંધ (ખડ ૪, કડી ૪૦, પૃ. ૧૨૧)માં નીચે લખેલી પંક્તિમાં 'જુહાર' શબ્દ વપરાયેલો છેઃ—

"પહિલૂં સરસતિ કરિઉ જુહાર, કહિ કવિતે એકાકિલિહાર"

વિ સ. ૧૭૩૮ મા ગદેરમા ચોમાસું રહી ઉપાધ્યાય વિનયવિજયગણિએ જે શ્રીપાલ રાજાનો રાસ રચ્યો છે તેના પહેલા ખડની ત્રીજી ઢાલની દસમી કડીમાં 'જુહારવું' શબ્દ વાપર્યો છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છેઃ

"આવો દેવ જુહારીએ રે લો, ઋષભદેવ પ્રાસાદ રે."

તીર્થવંદના યાને સકલતીર્થવંદનના નામથી સુપ્રસિદ્ધ અને દૈવસિક પ્રતિક્રમણ સૂત્રમાં પ્રસિદ્ધ થયેલ કૃતિમાં એના કર્તા જીવ (વિજયે) બે વાર 'જુહાર' શબ્દ વાપર્યો છે.[1] આ કૃતિ સો વર્ષ જેટલી તો પ્રાચીન હશે જ એમ લાગે છે. 'પર્વ પર્યુષણ ગુણનીલો' એ ચૈત્યવંદનમાં 'જિનવર ચૈત્ય જુહારીએ' એવો પાઠ છે.

'જુહાર' શબ્દ ગુજરાતીમાં નામ તેમજ ક્રિયાપદ તરીકે વપરાય છે એટલું જ નહિ પણ 'જુહારપટોળાં' એ શબ્દ પણ વપરાય છે. એનો અર્થ 'બેસતા વર્ષે આશીર્વાદ લેવા જુહાર કરવા તે' એવો થાય છે.

## જૌહર

સાર્થ ગૂજરાતી જોડણીકોશ (ત્રીજી આવૃત્તિ)માં 'જૌહર' શબ્દના બે અર્થો આપ્યા છે. (૧) ઝવેરાત અને (૨) સામુદાયિક આત્મહત્યા. બીજો અર્થ આપતી વેળા એના પર્યાય તરીકે 'જમોર' શબ્દ આપેલો છે. વિશેષમાં 'જમોર'નો અર્થ સૂચવતી વેળા 'જમોર કરનાર' એ અર્થવાળો 'જમોરિયો' શબ્દ અપાયો છે. પ્રા. બળવંતરાય ક. ઠાકોરે 'એક તોડેલી ડાળ'માં 'જૌહર' શબ્દ વાપર્યો છે. પ્રસ્તુત પંક્તિ નીચે પ્રમાણે છે.

"થયો જ્યાં ડંકો જૌહર હિલ કરે રાજપુત કે?"

ઉપર્યુક્ત કાવ્ય આપણી કવિતા સમૃદ્ધિમા ૫૦મી સમૃદ્ધિ તરીકે પ્રસિદ્ધ થયેલું છે અને એના ઉપર પ્રા. ઠાકોરે જાતે વિવરણ રચ્યુ છે એમાં એમણે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે.—

---

૧ આની છેલ્લી કડીમા 'જીવ કહે ભવસાયર તરુ' એવુ કથન છે એ ઉપરથી સજ્જનસન્મિત્રની ઈ સ. ૧૯૪૧ ની આવૃત્તિમા એના કર્તાનું નામ જીવવિજય સૂચવાયુ છે અને એ આધારે મે પણ આ નામ અહીં નોધ્યુ છે.

પ્રસ્તુત પંક્તિઓ નીચે મુજબ છે—

"ત્રણ લાખ એકાણુ હજાર ત્રણશે વીશ તે બિંબ જુહાર."

"વિમલાચલ ને ગઢ ગિરનાર આબુ ઉપર જિનવર જુહાર,"

"જૌહરનો ડંકો યુદ્ધ દરમિયાન તેમાના સૈનિકોને માટે જ અને છેલ્લો મારીને મરવાનો ધસારો કરવા માટેનો, તે જ કેસરિયાનો ડંકો. અહીં મારે એ શબ્દ ખોટો કહેનારા ન. ભો. દી. અને કે. હ. ધ્રુ. જેવા પ્રોફેસરોએ પોતે સાચા જ હોવા જોઈએ એ વલણમાં જરા મંદ પડી મ્હને પૂછ્યુ હોત, તો હુ એમને કહી શકત–આ તો ઉપમા જ છે. જેવી રીતે જૌહરનો આદેશ કે નિર્ણય થતાં કોઈ પણ સૈનિક આગળ ધાયા વિના ન રહે, તેવી રીતે...આવી તો એ બેય આચાર્યોએ 'ભણકાર' ભણાવતાં બે ચાર ભૂલો કરેલી."

રજપૂત રાજાઓ કેસરિયાં કરતા અને તેમનુ મરણ થતાં તેમની સ્ત્રીઓ જૌહર કરી બળી મરતી

ઈ. સ. ના સોળમા સૈકામાં થઈ ગયેલા **મુહમ્મદ કાસિમ ફ્રિશ્તહ** દ્વારા રચાયેલ **તારિખ–ઈ–ફ્રિશ્તહ** (પ્રકરણ ૨)મા 'જોહર' શબ્દ વપરાયેલો છે એ શબ્દ પાઇય 'જઉહર' અને સસ્કૃત **जतुगृह** સાથે સંબધ ધરાવે છે. **जतुगृह** ઉપરથી **जउहर–जौहर** એમ બની શકે છે અને એનો અર્થ 'લાખનુ ઘર' એમ થાય છે. જૂની **ગુજરાતી ભાષા** (પૃ ૩૭)મા "**जौहर**=જતુગૃહ" એવો ઉલ્લેખ છે તે આ હકીકતનુ સમર્થન કરે છે.

**મુહમ્મદ** કાસિમના ઉપર્યુક્ત ફારસી ગ્રથના **જોન બ્રિગ્સે** કરેલા અગ્રેજી અનુવાદ નામે "History of the Rise of the Mahomeden Power in India, till the year A. D 1612." (Vol. II, p 231)મા નીચે મુજબ ઉલ્લેખ છે—

"The spirit of the beseiged fell with their governor; and in their despair, they performed the ceremony of the Jowhur, and putting their wives and children to death, burned them with corpse of their chief on a funeral pile."

# पंजाबमें जैनधर्म

लेखक—**पूज्य पंन्यासजी महाराज श्रीसमुद्रविजयजी गणि**

[ पू आ म. श्री. विजयवल्लभसूरीश्वरप्रशिष्य ]

पंचनदीय (पंजाब) देशमें जैनधर्म पूर्व कालसे ही चला आ रहा है इतना ही नहीं किन्तु गौरवशाली भी रहा है। पंजाबमें भगवान श्री जिनेश्वर देवों के मंदिर और उन मंदिरो के माननेवाले थे, इसकी साक्षी पंजाब के ज्ञानभंडार दे रहे है। हाल में जंडियालागुरु, जि० अमृतसरमें पूज्यपाद परम गुरुदेव जैनाचार्य श्रीमद्विजयवल्लभसूरीश्वरजी महाराज के शिष्य मुनिश्री शिवविजयजी श्रीपार्श्वनाथजी भगवानके मंदिरजीके ज्ञानभंडारका लिष्ट–फेरीस्त–तैयार कर रहे हैं। इस भडारमे लाहोर, अमृतसर, कसूर, रामनगर, पपनाखा, साढौरा आदि और सिंध देशके कोहाट, अटकदूर्ग आदि नगरो में लिखे हुए हस्तलिखित पुस्तक मौजूद है।

आजकल जहा जैनोंकी आबादी तो क्या, किन्तु कसम खानेके लिए एक भी जैन नहीं है, यानी जैनका नाम मात्र भी नहीं है, ऐसे वजीराबाद आदि नगरो में लिखे हुए पुस्तक और

चित्रित किये हुए चित्रपट्ट मिल रहे हैं, नमूनेकी तौर पर **वजीराबाद** में सं. १७१० ( सतारह सो दश ) के ज्येष्ठ मासमें धन्नराज्यऋषि के शिष्य विधाऋषिका चितरा हुआ एक चित्रपट्ट ( कपडेका ) आठ फूट लंबा और तीन फूट दो इंच चौडा मिला है।

इस पट्टमें मनुष्यकार चौदह राजलोक एवं उसके पर सिद्धशीला—मोक्षस्थान और अढाई द्वीप एवं उसके बाहर रहते हुए पशुओंके चित्र और सात नरके एवं जिस जिस नरकमें परमाधामी जिस जिस प्रकार वेदना भोगवाते हैं और नरकके जीव भोगते है एवं जिन जिन कर्मो के प्रभावसे, जिन जिन नरकोमें जीव जाता है उन सबके हूबहू चित्र खिचे हैं, मेरु पर्वत, भुवनपति, व्याणव्यंतर, ज्योतिष और वैमानिक इन चारो प्रकारके देवो और देवियों के चित्र तथा चरम शासनपति श्रमण भगवान श्री वर्धमानस्वामीजीकी परमशांत मूर्त्ति और साधुओंका आलेखन किया हुआ है।

यह पट्ट दो सो नवे ( २९० ) वर्षोका पुराणा हो जानेसे जीर्णशीर्ण हो गया है, और पट्टका रंग फिका पडजाने पर भी उसमें चितरे हुए चित्र फीके रंगमे भी आबाद है और देखनेवालेंके दिलो को बहलादेते हैं।

इस पट्ट के नीचे जो लेख लिखा है वह अक्षरशः यहां उद्धृत कर देता हूं जिससे आपको स्वतः पता लग जायेगा—

**" इति श्री अढाइदीप. अढाइदीप वहार पसु तिर्यंच सहति. सातनारकी प्रमाधर्मी समेरु सहति. विमाणवासी देवदेवी सहति. श्रीवर्धमान तीर्थंकर साध सहति. लोकाकार मोक्ष सहति. इति आर्थ समाप्त, अथ संवत १७९० वर्षे ज्येष्ठदिने वजीरावाद नगरे धन्नराज्यऋषि तस्य सिसं लिखतं विधियाऋषि आत्मार्थे श्रीमद् वीरदेवनमसकार भवेत्. शुभं भवतु।**

अब हमें देखना यह है कि सं. १७१० में वजीराबादमें जैन थे और वे भी मूर्त्तिपूजक। यदि मूर्तिपूजक न होते तो इस चित्रपट्ट में श्रमण भगवान श्री वर्धमानस्वामीजी की मूर्ति और हाथमें मुंहपत्ती रखे हुए साधुओकी मूर्तियें हरगीज न होती। इस चित्रपट्ट में भगवान की और मुंहपत्ती हाथमें रखे हुए साधुओ की मूर्त्तियोंका होना यही निर्विवाद सिद्ध कर रहा है कि पंजाब में पहेले मूर्त्तिपूजक जैन ही थे। तब ही तो सीयालकोट जैसे शहरमें भी श्री तीर्थंकरदेवका मदिर था। इसके सबूतके लिए सं. १७०९ के कार्तिक कृष्ण एकादशी रविवारके दिन हंसराजगणि के शिष्य ऋषि सुकेशवरचित सीयालकोटमंडन श्री पार्श्वनाथ भगवान का छंद—स्तवन—मिल आया है। इस छंद—स्तवन—की इकीस २१ गाथायें हैं, इन गाथाओमें प्रभु श्री पार्श्वनाथजी के पांचों कल्याणकोका वर्णन और भगवान के गणधर एवं साधु, साध्वी, श्रावक श्राविकाओकी संख्यादिका खूबीसे वर्णन किया है। अंतमें कलस इस प्रकार गाया है—

" सब संघस्वामी मुक्तिगामी, मनह कामी दायगों,
संबत ग्रह अरु शत सतारह, मास कातिग नायगो ।
तमपक्ष रवि दिन रुद्रतिथि गिन, सालकोटपुरमंडणो,
**हंसराज** गणि–शिष ऋषि **सुकेशव** स्तव्यो वामानंदणो ॥ " .

इति श्री पार्श्वजिन स्तवनम् ।

( यहां स्तवन संपूर्ण उद्धृत कर देता, किन्तु लेख बढ जाने के भयसे उद्धृत न कर सका ) देखिये **सालकोटपुरमंडणो** ये शब्द ही स्तवः सिद्ध कर रहे हैं कि १७०९ में सीयालकोट शहरमें श्री पार्श्वनाथस्वामीजी का मंदिर था, यदि मंदिर न होता तो कवि ये शब्द सालकोटपुरमंडणो कैसे और क्यो लिखता ? जब मंदिर था तो मंदिर मानने वाले भी थे, इसमें संदेह ही क्या है ?

संसार परिवर्त्तनशील है, इसमें परिवर्त्तन हुआ ही करते है, यह कोई ताजुब की बात नहीं । यह तो स्पष्ट हो चुका है कि पंजाबमें पहेले श्री जिनेश्वरदेव के मंदिर और मंदिर के मानने वाले–देव पूजा के उपासक जैन ही थे, किन्तु भवितव्यतावशात् समय ऐसा आ पहुंचा कि अवनति के मोजोने, मंदिर, देवपूजा, आदि सद्धर्म का अभावसा कर दिया। पतन के बाद फिर उत्थान होता ही है, इसी नियम मुजब इस विसमी सदि में फिर उत्थान की जबरदस्त लहरे आई, जिससे देवमंदिर–देवपूजादि सद्धर्मका जोरोंसे प्रचार हुआ, लोग अपने सद्धर्ममें मजबूत हो गये । इन उत्थान की लहरोंके लानेवाले परम सद्गुरुदेव श्री बुद्धिविजयजी महाराज और आपके शिष्यरत्न न्यायांभोनिधि जैनाचार्य श्रीमद्विजयानंदसूरीश्वर( आत्माराम )जी महाराज थे । आपकी ही कृपासे पंजाबमें आज श्री जिनेश्वर देवोंके गगनचुम्बी भव्य शिखरबद्ध मंदिरो पर सोनेके चमकते हुए कलश एवं लहराती हुई ध्वजाये जैनधर्मको देदीप्यमान कर रही है और हजारो नर–नारियें मुक्तकंठसे आपके किये उपकारो को याद कर करके गुणानुवाद गा रहे हैं ।

बडी खुशी की बात है कि आपके बाद आपके ही पट्टधर परमगुरुदेव श्रीमद् विजयवल्लभसूरीश्वरजी महाराजने आपके उत्थान को यानी सद्धर्म के प्रचार को ज्ञानमंदिर–देवमंदिर बनवाकर आगे बढाया, सीयालकोट जैसे शहरमें जहा साधुओंको पांव रखने का स्थान मिलना मुश्किल था वहा भी चातुर्मास करके, श्री ऋषभ, चंद्रानन, वारीषेण और श्री वर्धमान इन श्री चार शाश्वते जिनेश्वरदेवोंका चौमुखा शौधशीखरी भव्य जिनमंदिर निर्माण करवाया जो देखने के काबिल है ।

प्रसंगोपात्त काश्मीर जाने वाले सद्गृहस्थो को सूचित करना जरूरी है कि काश्मीर जाते हुए वजीरावाद और जम्मुशहरके बिचमे सीयालकोट शहर आता है, स्टेशन परसे ही मंदिरजी नजर आता है। अतः एक टाईम उतर कर जरूर मंदिरजी के दर्शन कर लाभ उठावे।

# યોગ-પાવડી

સંગ્રાહક.—પૂજ્ય મુનિમહારાજ શ્રીપદ્મવિજયજી [પૂ આ મ. શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરશિષ્ય]

ઈડરના 'શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરિ શાસ્ત્રસંગ્રહ'માંથી "યોગ-પાવડી" નામની ત્રણ પાનાની એક નાની પ્રત મલી આવી છે.

તેના અંતે—"ઇતિ યોગ-પાવડી સંપૂર્ણં સકલપંડિતસભાભામિનીભાલસ્થલ-તિલકાયમાન પંડિતશ્રી પં. શ્રી સુમતિવિજયગણિશિષ્ય મુનિ રામવિજયેન લિખિતં, સંવત ૧૭૬૨ વર્ષે આશ્વિન સુદિ ૬ દિને શનિશ્ચરે ૠષિ હર્ષજી વાચનાર્થં"—એ પ્રમાણે લખેલ છે. લૌકિક બાવા યોગી વગેરેમા વપરાતી જૂની ગુજરાતી અને અશુદ્ધ હિન્દી મિશ્ર ભાષા જણાય છે. તેની કડી ૬૮ છે. તેના કર્તા **ગરીબગિરિ** જણાવેલ છે પણ વચનો જૈનેતરોમાં પ્રસિદ્ધ "ગોરખ" યોગીનાં જણાય છે. વિષય-યોગી કેવા હોય તથા તેની રહેણી કરણી કેવી હોય તેના વર્ણનનો છે. પ્રાચીન જૈન મહર્ષિઓએ અથાગ પરિશ્રમ વેઠી જગતના હિતેને માટે રચેલા આના કરતા પણ ઉચ્ચ કોટિના ઘણા ગ્રન્થો જૈન જ્ઞાન-ભંડારોમા હાલ પણ મોજૂદ છે. છતા નવીનપ્રીય જનતાને સાધારણ વસ્તુ પણ જુદા લેબાસમા દૃષ્ટિ આગળ આવતા વાંચવાનું મન થાય છે, તેમ ધારી તથા કોઈપણ કારણથી પૂર્વકાલીન એક જૈન મુનિવરે સંગ્રહ યોગ્ય જાણી સ્વહસ્તે લખેલ હોવાથી તેમાંની કેટલીક કડીઓને જેમની તેમ અહીં ઉધ્ધૃત કરવામાં આવે છે. આનો અર્થ સુલભ છે.

( રાગ—કેદારો-ઢાળ ઉલાળાની. )

ક્રોધ લોભ દૂરઈ પરિહરણા, પરિહરવી મમતા માયા;
ગોરખ ઇશિા ઉપદેશ્યા, કણયરીયા બુઝવાયા.
ગબક[1] ન બોલણા ધબક[2] ન ચલણા, જોઇ મુકવા પાયા;
દેશ વિદેશ ઇસી પરિ ભમણા, ભણતઇ ગોરખ રાયા.
માને પુત્તા! મ ધરિસ માનં, અપમાને નહિ ખેદં;
ગીતગાનનેં કાંન ન દેણા, મુક્તિ મારગ એ વેદં.
મીઠા મધુરા આહાર ન લેણા, સરવ રતિ પરિહરણા;
ઇંદ્રી પોષ કદા નહુ કરવા, એ મારગ તુજ તરવા.
ગીલા[3] સૂકા હરિત મ ચુંટે, બહુ મત પીજે આપં[4];
બહુ અપરાધ કર્યાથી પૂતા! મનમં ધરિસે સંતાપં.
પર નિંદ્યા તું મ કરિસ બાબા! મ કરિસ આપ વખાણું;
ઇશ્યા રોધ કરે તો પૂતા! જયોગ એહ પરમાણું.
છાની વાત ન કરણી પૂતા! કિસિકે કાનુ ન લાગી;
વાટ ચાલંતા વાત ન કરણા, જો હોઈ વૈરાગી.
પીપલ વડ હેઠિં નહુ રહણા. ન ન કરણી ઉહાં વાસ્યાં;
ઉસકે બીજ ચંપાઈ પૂતા! સબહી સરીખી આસ્યા.

---

૧ ગબગબ. ૨ ધબધબ. ૩ લીલા. ૪ પાણી

દેખી જોગ ઈંદ્રી બલ કરસ્યઈ, તુજકું નરગ પડાસે;
યોગ લેઈ નઈ મન નહું રૂંધિસ, તો પછિં પછતાસે
જો ડંબર[૫] કરસી તોહી મરસી, ડંબ[૫]કોં દૂરગતિ હોસી;
એક જ પિંડ પોસેવા કારણિ, કાહેં યોગ વિગોવઇ.
દેખે પૂતા! દિનકી કરણી, ઉગ્યા ઉર[૬] આથમીયા;
યોગ લેઈ કુછુ સાધન ન કીયા, તો આલસ ભવ ગમીઆ.
પરવ મહોચ્છવ આસ ન કરણી, ન હુ ખાંણી મીઠાઇ,
ઉસથી મન વાંકડલા હોસી, જાસી જોગ ઠકુરાઈ.
અરસવિરસ નઈ અલક સમલકસ, પેટ ભરી નહુ ખાણુા;
દેખ ભાડા કાયા કેં તાઈ, જિઉં ન હોવિ ઉપણી[૮].
સ્નાન દાનન્યેં એહું[૯] કરણુા, જ્ઞાન ધ્યાન મનિ ધરણુા;
એંસા યોગ ધરઈ તો યોગી, જિઉ ન હોવિ આવાગમણુા.
મનમલ છાંડઇ સોઈ સ્નાનં, જીવ રાખે[૧૦] સોઈ દાનં;
જ્ઞાન તરસ અભ્યંતર ધરણુા, નિર્વિષય તે ધ્યાનઇ
કરણી કથણી જબ એક જ હોસ્યેં, તબ પામીસ કૈલાસં;
કરણી કથણી જુદાં પડસ્યેં, એ તો યોગ વિણાસઇં.
જોગી હોઇ તો રાતિ ન ખાવઈ, દિવસેં નિંદ ન કરણી;
કપડા મહી કદા નહું ધરણી, એહી યોગ આચરણી
યતી યોગી કા તબહી ચલણુા, જબ હોવઇ રાહા ચલતા:
સૂરજ કરણુઇ[૧૧] સબ કછુ દીસઈ, જોગી ભલા સો ફિરતા.
પૂતા! કિસીકી આસ ન કરણી, આસ ધણી જગદીસા;
આસ છોડી ભએ ઉદાસી, સબ જગ ઉસકા દાસા.
કાંહે પૂતા! જટા વધારે, કાંહઈ ભસ્મ લગાવેં;
તબ તાંઇ તુજ મુક્તિ ન હોઇ, જબ સમભાવ ન હોઈ.
વયરી વલ્લભ જબ સમ દેખીસ, સોવણુ તરણુ સમાનં;
દીનાનાથ મુખ દેખ લાવય, એહું બ્રહ્મજ્ઞાનં.
સાપ પરિશ્રમથી ત્રાસે, નરક પારજો....... .......;
સાકનીની પરિ સુંદરીસુ અલગો, યોગી એહું ધન્ય ધન્ય.
જોગી હોઇ સો જુગતે બોલઇં, પુંઠિમંસ[૧૨] નહું ખાવઈ;
આગલેકા બહુત ગુણુ દેખીનઈ, આપઇ ઓછા નાવેં

૫ આડંબર. ૬ અને ૭ અક્ષરસમાન લેખ. ૮ આપણી. ૯ આવી રીતે કે આગળની કડીમાં કહેવાશે. ૧૦ જીવરક્ષા. ૧૧ કિરણોથી ૧૨ નિંદા-ચાડી ચુગલી.

વડઈ તખતે[૧૩] ચ્યારિ દિન રહણા, એક દિન રહણા ગામઈં;
હજાર હાથ વસતીથી દૂરે, રહિણા કરેં આરામઈં.
મંતતંત નહી જડી ન બૂટી, અઘોરમંત નહુ કરણા;
કિસકેં ઉપરિ સોસ નહુ ધરણા, એંસા ચોગ આચરણા.
પૂતા ! પઢનેસઇ સબ ગુણ જાણુઈ, મૂરખ કછુ ન બૂજઈં;
આંધેકું આદરશ દેખાવઇ, સામા ભલા નહુ સૂજઈ.
દોએ ધરમ[૧૪] દુનીયાસેં પૂતા, આસી એક નિરાસી;
સો[૧૫] એ નરા નિજ મત રંજઈ, નીત પઢણુ અભ્યાસી.
દૂજા ધરમ[૧૬] આસીકા કહાવે, આપણા ગુણ દેખલાવે;
દૂજેકે સબહી ગુણ 'લુંપઇ, સોએ વિરૂઈ ગતિ પાવઈ.
જેહ ઘર રહઈ કોએ દુખ પાવઈ, ચોગી ઉહા[૧૭] ન રહવઇ;
પ્રાણિંજાતે[૧૮] જૂઠ ન બોલેં, સાચા હોઈ સો કહવઈ.
ભાંગ અફીમ અમલ ન હુ ખાવઈ, રહવઇ એકેં ધ્યાનેં;
આહાર નિદ્રા અલ્પ કરીને, રમઈ સો બ્રહ્મજ્ઞાનઈ.
ચેલા સો એ જે ચિત્તઇં ચાલેં, મનિ ચાલેં સો એ મીતા;
કહણી રહણી સરીખા ગુરુ જિહાં, સંસાર સરવ તિણ જીત્યા
ભલા કીયા તો બહુ સુખ પાવઇ, દુખ પાવઇ બહુ પાપઈ;
ભોગવ કરણી આપસ આપસકી, કયા ચલે માઈ ન બાપે.
એસા દેખી કરિ જોગી હોણા, રહિણા એકઈ ધ્યાનઈં;
ભીતર ઉજલા ફટક તણી પરે, રમણા બ્રહ્મજ્ઞાનેં.
મન મોહ ઓર ઈંદ્રી જિહ્વા, એ ચ્યારૂં ઠોર રહિવઈ;
પાકો દિલ પકડીનેં રાખે, સો એ પરમ પદ પાવેં.
પેટ પિડિ પરતીત[૧૯] ન આવઇ, આગલેકું સમજાવે;
ઓરનકુ વિકુઠ બોલ્યાવે, આપે યમપુરિ જાવેં.
જોગ જુગતિ ગમાવી પૂત્તા ! તું કયું સદગતિ પાવઈ,
મુંડમુંડાવેઇ ફરસે ફોકટ, કાં જાડા ઘાસ ગમાવે[૨૦].
પ્યાર કરી કોઇ ભીક્ષા દેવઇં, ચોગી ઓહોત ન લેવે;
ગોસ પોષિ જોગી નહુ એંસઇ, જ્યોગી જંગલ સેવેં.
યતી ચોગી કાપડી સન્નાસી, એણુઈ રાહઇં જે ચાલઇ,
ગુરૂકા દાસ **ગરીબગિરિ** બોલઈ, સો એ પરમંપદ પાવેં.

---

૧૩ મોટા શહેરમા. ૧૪ બે પ્રકારના માણસો ૧૫ નિરાશી ૧૬ પ્રકાર. ૧૭ ત્યાં. ૧૮ પ્રાણ જાય તો પણ. ૧૯ પોતાના પેટની પીડાને જાણે. ૨૦ અર્થાત્ પશુથી હલકી ગતિ થશે.

## શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનો

### સં. ૧૯૯૭–૧૯૯૮ અને ૧૯૯૯ નો

# ત્રણ વર્ષનો હિસાબ

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનો વિ સં. ૧૯૯૦–૯૧ થી વિ સં. ૧૯૯૬ સુધીનાં સવા પાંચ વર્ષનો હિસાબ વિ. સ. ૧૯૯૭ની સાલમાં 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકના ક્રમાંક ૬૮–૬૯માં પ્રગટ કરવામા આવ્યો હતો. ત્યાર પછીનાં ત્રણ વર્ષ–સ. ૧૯૯૭–૧૯૯૮ અને ૧૯૯૯નો હિસાબ અહીં રજુ કરવામાં આવે છે.

આ ત્રણ વર્ષ એ યુદ્ધકાળના ત્રણ વર્ષ હતાં અને તેમાં કાગળના ભાવો મૂળ ભાવથી વધીને બમણા ચારગણા અને છેક આઠગણા સુધી વધી જવા પામ્યા હતા. અત્યારે પણ લગભગ છગણા ભાવ તો છે જ વળી આ ત્રણ વર્ષ દરમ્યાન સં. ૧૯૯૮ની સાલમાં તો ૨૫૦ પાનાંનો દળદાર અને સચિત્ર દીપોત્સવી અંક પણ પ્રગટ કરવામાં આવ્યો હતો. એટલે એકંદરે ખર્ચ વધુ પ્રમાણમાં થાય એ સ્વાભાવિક છે.

પણ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' દિવસે દિવસે શ્રીસંઘમાં વધુ પ્રિય થતું જાય છે અને ખાસ કરીને પૂજ્ય આચાર્ય મહારાજ આદિ શ્રમણ સમુદાયની મમતા અને કૃપાદષ્ટિ એના ઉપર વધતી જ રહી છે તેથી આવી અસહ્ય મોંઘવારીમાં પણ તે પોતાની મજલ કાપતું રહ્યું છે અને આજે નવમા વર્ષમાં પ્રવેશ કરી ક્રમાંક ૧૦૦મો 'વિક્રમ–વિશેષાંક' તરીકે દળદાર અને સચિત્ર અંક પ્રગટ કરવા સમર્થ થઇ શક્યું છે.

આ માટે અમે પૂજ્ય આચાર્ય મહારાજ આદિ સમસ્ત મુનિસમુદાયનો તેમજ ઉદારતા પૂર્વક સમિતિને પ્રેમભરી મદદ મોકલનાર સંઘો અને સદ્‌ગૃહસ્થોનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ, અને સદાને માટે તેઓની આવી કૃપાદૃષ્ટિ બની રહે એવી શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

—વ્યવસ્થાપક.

# શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિનો સંવત્ ૧૯૯૭-૧૯૯૮-૧૯૯૯ નો ત્રણ વર્ષનો હિસાબ

જ

**૮૪૩૮-૩-૩ શ્રી નિભાવ ફંડ ખાતે**

૪૭૧-૧૫-૩ સંવત્ ૧૯૯૬ ની બાકી.

૭૯૬૬-૪-૦ ત્રણ વર્ષમા જુદા જુદા સદ્‌ગૃહસ્થો કે સંઘો તરફથી મળેલી મદદ. (જુઓ આ સાથેની યાદી.)

૮૪૩૮-૩-૩

**૨૦૧૦-૧૦-૬ શ્રી લવાજમ ખાતે**

ત્રણ વર્ષ દરમ્યાન 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકના લવાજમના આવ્યા તે.

**૯૩-૧૨-૦ સમિતિના નીચે મુજબ દેવાના**

૪૬-૮-૬ શ્રી નવસૌરાષ્ટ્ર કાર્યાલય ખાતે.

૩૪-૨-૦ શ્રી રામવિજય બાઇન્ડીંગ વર્ક્સ ખાતે,

૧૩-૧-૬ શ્રી ઉમેદચંદ રાયચંદ ખાતે.

૯૩-૧૨-૦

**૧૦૫૪૨-૯-૯**

ઉ

**૭૬૮૯-૧૦-૬ શ્રી ખર્ચ ખાતે ત્રણ વર્ષના નીચે મુજબ**

૨૭૯૦—૮-૯ કાગળ ખ. ખા.

૨૪૧૯—૦-૦ પગાર ખ. ખા.

૧૫૩૯-૧૪-૦ છપામણી ખ. ખા.

૩૦૬-૩-૦ ટપાલ ખ. ખા.

૩૦૩-૨-૦ બાઈન્ડીંગ ખ. ખા.

૭૯—૯-૬ પરચુરણ ખ. ખા.

૭૨-૧૪-૦ માસિક વહેંચામણી ખ. ખા.

૪૮-૧૪-૦ મુસાફરી ખ. ખા.

૩૮-૮-૩ સ્ટેશનરી ખ. ખા.

૩૪-૧૫-૬ કમીશન ખ. ખા.

૩૩-૧૩-૬ બ્લોકચિત્ર ખ. ખા.

૧૫—૪-૦ પુસ્તક ખ. ખા.

૭-૦-૦ ડેડસ્ટોક ખ. ખા.

૭૬૮૯-૧૦-૬

**૨૮૦-૦-૦ સમિતિના નીચે મુજબ લેણાના**

૨૫૦-૦-૦ રતિલાલ દીપચદ દેસાઈ ખાતે.

૩૦-૦-૦ નેમચંદ વાડીલાલ ખાતે

૨૮૦

૭૯૬૯-૧૦-૬

**૨૫૭૨-૧૫-૩ વિ. સં. ૧૯૯૯ ના આસો વદિ ૦)) ના રોજ પુરાંત જણશે બાકી**

**૧૦૫૪૨-૯-૯**

## વિ. સં. ૧૯૯૭-૧૯૯૮-૧૯૯૯ ની સાલમાં

# નિભાવ ફંડમાં મદદ આપનારાંની યાદી

૭૦૦) શેઠ જમનાભાઈ ભગુભાઈ અમદાવાદ
૫૦૧) ,, જગતચંદ્ર નેમચંદ પોપટલાલ વ્હોરા ,,
૫૦૦) શેઠ આણંદજી કલ્યાણજી ,,
૨૦૨) શેઠ ભગુભાઈ ચુનીલાલ સુતરીયા ,,
૨૦૦) શેઠ ચીમનલાલ લાલભાઈ ,,
૨૦૦) શ્રી જૈન વિદ્યાશાળા ,,
૧૫૧) શ્રી ડહેલાનો ઉપાશ્રય ,,
૧૩૪) શેઠ કેશવલાલ હેમચંદ નવાબ ,,
૧૨૬) શેઠ બુલાખીદાસ નાનચંદ
હ. શેઠ મૂલચંદભાઈ ખંભાન
૧૨૩) શેઠ પદમચંદજી સંપતલાલજી અમદા.
૧૦૨) શેઠ રતિલાલ વર્ધમાન, વઢવાણ કેમ્પ
૧૦૧) શેઠ હરજીભાઈ રાજાજી માંગરોલ વાઘરી
૧૦૧) શેઠ ગિરધરલાલ છોટાલાલ અમદાવાદ
૧૦૧) શેઠ મનુભાઈ લલ્લુભાઈ જેઠાલાલ ઘડીયાળી અમદાવાદ
૧૦૦) શેઠ સૌભાગ્યચંદ ચુનીલાલ ,,
૧૦૦) શેઠ મોહનલાલ લલ્લુભાઈ કલકત્તાવાળા અમદાવાદ
૭૫) શેઠ આણંદજી કલ્યાણજી વઢવાણ કેમ્પ
૫૫) શેઠ ડાહ્યાભાઈ મૂલચંદ શરાફ અમદાવાદ
૫૫) શેઠ રમણલાલ છોટાલાલ પરીખ ,,
૫૧) શેઠ ચંદુલાલ બુલાખીદાસ ,,
૫૧) શેઠ નાથાભાઈ ઝવેરચંદ લીંભેટ
૫૧) શેઠ ડાહ્યાભાઈ સાકળચંદ અમદાવાદ
૫૧) શેઠ છગનલાલ લક્ષ્મીચંદ ,,
૫૧) શેઠ નેમચંદ પોપટલાલ વોરા ,,
૫૧) શ્રીમતી લક્ષ્મીબેન નેમચંદ વોરા ,,
૫૧) શેઠ જેશીંગભાઈ ઉગરચંદ ,,
૫૧) શેઠ ઘોળીદાસ ડુંગરશીભાઈ ,,
૫૧) શેઠ સુંદરલાલ મગનલાલ
હ. શ્રીમતી મંછાબેન- અમદાવાદ
૫૧) શેઠ નરેન્દ્રભાઈ લાલભાઈ ,,
૫૧) શેઠ કાંતિલાલ ભોગીલાલ નાણાવટી ,,
૫૧) શ્રીમતી સુભદ્રાબેન ચીમનલાલ ,,
૫૧) શેઠ મોહનલાલ છોટાલાલ પાલખીવાલા ,,
૫૧) શેઠ સુબોધચંદ્ર પોપટલાલ ,,
૫૧) શેઠ રતિલાલ ગિરધરલાલ ,,
૫૧) શેઠ ચંદુલાલ તારાચંદ ઝવેરી ,,
૫૧) શેઠ જેશીંગભાઈ પોચાભાઈ વકીલ ,,
૫૧) શેઠ માણેકલાલ જેશિંગભાઈ ,,
૫૧) શેઠ નગીનદાસ કીલાભાઈ ,,
૫૧) શેઠ નગીનદાસ બેચરદાસ
હ. શેઠ ચંદુલાલ ચુનીલાલ અમદાવાદ
૫૧) શેઠ રમણલાલ ઘોળીદાસ પરસોત્તમદાસ અમદાવાદ
૫૧) શેઠ રમણલાલ લાલભાઈ ,,
૫૧) શેઠ અંબાલાલ છોટાલાલ ,,
૫૧) શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ મુંબઈ
૫૧) શેઠ હીરાચંદ વસનજી રાજમંત્રી પોરબંદર
૫૧) શ્રી જૈન સંઘ વડાલી
૫૧) શ્રી જૈન સંઘ જાવાલ
૫૧) શેઠ ગુલાબચંદ દલસુખભાઈ ગાંધી લુણાવાડા
૫૧) શેઠ ધરમચંદ નાગરદાસ પરસોત્તમદાસ રાણપુર
૫૧) શેઠ હરિદાસ સૌભાગ્યચંદ વેરાવળ
૫૧) શેઠ પ્રેમચંદ ગોમાજી
હ શેઠ ઉદયભાણજી મુંબઈ
૫૧) જીવણલાલ અમજીભાઈ
હ શેઠ રતિલાલભાઈ વઢવાણ શહેર
૫૦) શ્રી તપગચ્છ જૈન સંઘ ફલોધી
૫૦) શ્રી ઉજમફઈની ધર્મશાળા અમદાવાદ
૫૦) શેઠ આણંદજી કલ્યાણજી વઢવાણ શહેર

૫૦) શેઠ મણિલાલ માધવજી વડાલી
૪૦) શ્રી જૈનસંઘ નંદરબાર
૩૩) શેઠ ઈશ્વરદાસ મૂલચંદ અમદાવાદ
૩૩) શેઠ ચીનુભાઈ જસવંતલાલ અમદાવાદ
૩૩) શેઠ રતિલાલ કેશવલાલ અમદાવાદ
૩૩) શેઠ સોમાભાઈ મંગળદાસ અમદાવાદ
૩૩) શેઠ લાલભાઈ ઉમેદચંદ લઠ્ઠા અમદાવાદ
૩૩) શેઠ પ્રેમચંદ ચુનીલાલ લઠ્ઠા અમદાવાદ
૩૧) શેઠ પોપટલાલ પુંજાભાઈ અમદાવાદ
૩૧) શેઠ શાંતિલાલ પ્રેમચંદ અમદાવાદ
૩૧) શ્રી જૈનસંઘ કમીટી ખીવાણદી
૩૦ાા શ્રી જૈનપંચ મહાજન પોમાવા
૩૦) શ્રી જૈન જ્ઞાનશાળા વેરાવળ
૨૯) શ્રી જૈનસંઘ શિરપુર
૨૫) શ્રી વાસુપૂજ્યસ્વામી ટેપલ ટ્રસ્ટ પુના
૨૫) શેઠ કાંતિલાલ લલ્લુભાઈ અમદાવાદ
૨૫) શેઠ પાનાચંદ વ્રજલાલની પેઢી કપડવંજ
૨૫) શ્રી મહાવીર સ્વામીના દેરાસરનું જ્ઞાન-ખાતું અમદાવાદ
૨૫) શ્રી જૈનસંઘ પટ્ટી (પંજાબ)
૨૫) શ્રી હરજી જૈનશાળા જામનગર
૨૫) શ્રી જૈન શ્વેતાંબરસંઘ મંદસૌર
૨૫) શ્રી સ્તંભતીર્થ તપગચ્છસંઘ ખંભાત
૨૫) શ્રી જૈનસંઘ ખીમેલ
૨૫) શેઠ સાકળચંદ ડુંગરશી ઇડર
૨૫) શ્રી જૈન શ્વેતાંબરસંઘ સીમાણા
૨૫) શેઠ ડાહ્યાભાઈ કપૂરચંદ અમદાવાદ
૨૫) શ્રી જૈન યુવક મંડળ વાપી
૨૫) શ્રી જૈન સાહિત્ય મંદિર પાલીતણા
૨૫) શ્રી જૈન શ્વેતાંબરસંઘ પિંડવાડા
૨૨) શેઠ હરખચંદજી અગરચંદજી અમદાવાદ
૨૨) શેઠ અમૃતલાલ મોહનલાલ અમદાવાદ
૨૨) શેઠ કેશવલાલ લલ્લુભાઈ ઝવેરી અમદાવાદ
૨૨) શેઠ કેશવલાલ વીરચંદ અમદાવાદ
૨૨) શેઠ પુંજાભાઈ દીપચંદ અમદાવાદ
૨૨) શેઠ ફુલચંદ ગુલાબચંદ અમદાવાદ
૨૨) શેઠ ડાહ્યાભાઈ રતનચંદ અમદાવાદ
૨૨) શેઠ મોહકમભાઈ પરસોત્તમદાસ અમદાવાદ
૨૨) શેઠ જેશિંગભાઈ હેમચંદ અમદાવાદ
૨૨) શેઠ સકરચંદ દલસુખરામ અમદાવાદ
૨૨) શેઠ મોહનલાલ હેમચંદ
હ. શેઠ કલ્યાણભાઈ અમદાવાદ
૨૨) શેઠ પ્રતાપસિંહ મોહોલાલભાઈ અમદાવાદ
૨૨) શેઠ રમણભાઈ સારાભાઈ અમદાવાદ
૨૨) શેઠ બચુભાઈ નથ્થુભાઈ અમદાવાદ
૨૨) શેઠ ભોગીલાલ વાડીલાલ અમદાવાદ
૨૨) શેઠ ફુલચંદ છગનલાલ સલોત અમદાવાદ
૨૨) શેઠ જીવણલાલ મણિલાલ ભગુભાઈ અમદાવાદ
૨૨) શ્રીશાહ ખાતે હા. શેઠ રમણભાઈ અમદાવાદ
૨૨) શેઠ શાંતિલાલ રાયચંદ અમુલખ વઢવાણ કેમ્પ
૨૨) શેઠ નગીનદાસ ગડબડદાસ છાણી
૨૨) શેઠ મહાસુખલાલ વીરચંદ ગોધરા
૨૨) શેઠ રતિલાલ ભીખાભાઈ મુંબઈ
૨૨) શેઠ પરસોત્તમદાસ નાનચંદ રાણપુર
૨૨) શેઠ તળશી જાદવજી
હ. શેઠ રતિલાલભાઈ વઢવાણ કેમ્પ
૨૧) શ્રી જૈનસંઘ વેરાવળ
૨૧) શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપૂજક સંઘ પાલણપુર
૨૧) એક સદ્‌ગૃહસ્થ હ. શેઠ કાંતિલાલ અમદાવાદ
૨૦ાા શેઠ ગુલાબચંદ મકનજી મારફત વાપી
૨૦) શેઠ મીઠાભાઈ કલ્યાણચંદનો ઉપાશ્રય કપડવંજ
૧૫) શ્રી જૈન શ્વેતાંબરસંઘ ઇંદોર
૧૫) શ્રી જૈનસંઘ સમસ્ત જાલોર
૧૫) શ્રી જૈનસંઘ વઢવાણ શહેર
૧૫) શ્રી જૈનસંઘ ગોદિયા
૧૫) શેઠ કપૂરચંદ હીરાચંદ વલસાડ

૧૫) શેઠ મગળદાસ ભોગીલાલ, અમદાવાદ
૧૫) શ્રી જૈનશ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ પ્રાંતીજ
૧૫) શ્રી ગુલ્લાનો જૈન ઉપાશ્રય ગોધરા
૧૫) શ્રી જૈન મહાજન સમસ્ત શીપોર
૧૧) શેઠ વિજયસિંહજી કેસરીસિંહજી કોઠારી જયપુર
૧૧) શેઠ શકરાભાઈ રતનચંદ અમદાવાદ
૧૧) શેઠ ભગુભાઇ મોહનલાલ અમદાવાદ
૧૧) શેઠ ભોગીલાલ ત્રિકમલાલ સુતરીયા અમદાવાદ
૧૧) શેઠ રતિલાલ મંગળદાસ ગોધરા
૧૧) શેઠ રતિલાલ સુખલાલ નારીચાણીયા રાણપુર
૧૧) શ્રી જૈન શ્વેતાંબર સંઘ ધાનેરા
૧૧) શ્રી જૈનસઘ નડિયાદ
૧૧) શેઠ સુન્દરજી કલ્યાણજી વેરાવળ
૧૧) શેઠ હસરાજ વસનજી વેરાવળ
૧૧) શેઠ હરખચંદ કપુરચદ માસ્તર ,,
૧૧) શેઠ દલપતભાઇ ખુશાલચદ ખભાત
૧૧) શેઠ જયતિલાલ મગનલાલ વઢવાણ કેમ્પ
૧૧) શેઠ મગનલાલ મનસુખલાલ ગોધરા
૧૧) શેઠ ત્રંબકલાલ છગનલાલ વઢવાણ કેમ્પ
૧૧) શેઠ છોટાલાલ નરસીદાસ દોની ,, ,,
૧૧) શેઠ ચીમનલાલ નરસીદાસ ,, ,,
૧૧) શેઠ નરસીદાસ નથ્થુભાઈ વોરા ,, ,,
૧૧) શેઠ જેસીંગભાઇ કાલીદાસ વોરા અમદાવાદ
૧૧) શ્રીમતી મહાલક્ષ્મી બેન અમદાવાદ
૧૧) શેઠ દલસુખભાઇ ભગુભાઈ ,,
૧૧) શેઠ છોટાલાલ નાથાલાલ ભગત ,,
૧૧) શેઠ કેશવલાલ મગનલાલ હ. શ્રીમતી ચચળબેન અમદાવાદ
૧૧) શ્રીમતી દિવાળી બેન ,,
૧૧) શ્રીમતી જાસુદ બેન શેઠ હરિભાઈ પ્રેમાભાઈ ,,
૧૧) શ્રીમતી ચચળ બેન ,,
૧૧) શ્રીમતી જાસુદ બેન ,,
૧૧) શેઠ મયાભાઈ લક્ષ્મીચંદ અમદાવાદ
૧૧) શેઠ ચીમનલાલ લાલભાઈ ,,
૧૧) શેઠ જગભાઇ બાપાલાલ ,,
૧૧) શેઠ વાડીલાલ સાકળચંદ ,,
૧૧) શેઠ શાંતિલાલ લાલચદ ,,
૧૧) શેઠ જગાભાઈ જેશિંગભાઇ ,,
૧૧) શેઠ હરિલાલ છોટાલાલ હ. શ્રીમતી રુક્ષ્મણી બેન ,,
૧૧) શેઠ ચદુલાલ દલસુખરામ ,,
૧૧) શેઠ ભોગીલાલ ચુનીલાલ ,,
૧૧) શેઠ મણિલાલ વખતચંદ રાજકોટવાળા ,,
૧૧) શેઠ ચદુલાલ મોહનલાલ ,,
૧૧) શેઠ મણિલાલ ડાહ્યાભાઈ ,,
૧૧) શેઠ શાંતિલાલ પરસોત્તમદાસ ઝવેરી ,,
૧૧) શેઠ જગાભાઇ ચંદુલાલ હ શ્રીમતી તારાબેન ,,
૧૧) શેઠ પરષોત્તમદાસ ચીમનલાલ ,,
૧૧) શેઠ અમૃતલાલ લલ્લુભાઈ ,,
૧૧) શ્રીમતી ચપાબેન ,,
૧૧) શેઠ રતનચદ ફતેચદ ,,
૧૧) શેઠ ચીમનલાલ કેશવલાલ ,,
૧૧) શેઠ મોહનલાલ મહાસુખરામ ,,
૧૧) શ્રીમતી લીલીબેન ,,
૧૧) શેઠ હીરાભાઇ કરમચદ ,,
૧૧) શ્રીમતી નારગી બેન ,,
૧૧) શેઠ બબાભાઈ કેશવલાલ ઝવેરી ,,
૧૧) શેઠ કેશવલાલ ઘેલાભાઇ ,,
૧૧) શેઠ જગાભાઈ મોહનલાલ ,,
૧૧) શેઠ લાલચદભાઇ હરજીવનદાસ ,,
૧૧) શેઠ કેશવલાલ તલકચદ ,,
૧૧) શેઠ કાંતિલાલ વીરચંદ ,,
૧૧) શેઠ કેશવલાલ સવાઈભાઈ ,,
૧૧) શેઠ જેશિંગભાઈ રતનચદ ,,
૧૧) શેઠ બબલદાસ વેણીચદ ,,
૧૧) શેઠ કલ્યાણભાઇ અમૃતલાલ ,,
૧૧) શેઠ ડાહ્યાભાઈ ભગુભાઈ હ. શ્રીમતી મગુબેન ,,

૧૧) શેઠ ત્રિકમલાલ પોપટલાલ „
૧૧) શેઠ શકરચંદ મણીલાલ „
૧૧) શેઠ શાંતિલાલ ઓધડભાઈ „
૧૧) શેઠ પીતાંબરદાસ હુકમચંદ „
૧૧) શેઠ મંગળદાસ મનસુખરામ વકીલ „
૧૧) શેઠ કાળીદાસ ઉમાભાઇ „
૧૧) શેઠ કચરાભાઈ નાનચંદ વકીલ ડભોડા
૧૧) શ્રી પંચ મહાજન વાકડીયા વડગામ
૧૧) શેઠ ગિરધરલાલ ભોગીલાલ અંગાડી
૧૦) શ્રી ધર્મવિજય જૈન જ્ઞાનમંદિર સમી
૧૦) શ્રી જૈન સંઘ કપડવંજ
૧૦) શ્રી નેમુભાઇની વાડીનો સંઘ સુરત
૧૦) શ્રી જૈન સંઘ તખતગઢ
૧૦) શેઠ ગુલાબચંદ રાવચંદ વલસાડ
૧૦) શ્રી જૈન સંઘ નવાડીસા
૧૦) શ્રી વીસાદસાશ્રીમાળી એનાત માણસા
૧૦) શ્રી જૈન સંઘ મહેસાણા
૧૦) શ્રી જૈન સંઘ લુણાવાડા
૧૦) શ્રી જૈન મહાજન વિસનગર
૧૦) શેઠ શેરસિંહજી કોઠારી કોટા
૧૦) શ્રી જૈન શ્વેતાંબર સંઘ ઇડર
૧૦) શ્રી જૈન સંઘ સમસ્ત સમી
૧૦) શ્રી જૈન સંઘ જંબુસર
૫) શ્રીમતી વીજીબેન મહાસુખરામ અમદાવાદ
૫) શ્રી જૈન સંઘ પ્રાંતીજ
૫) શ્રી જૈન સંઘ અહમનગર
૫) શ્રી જૈન સંઘ ઘાણેરાવ
૫) શ્રી જૈન સંઘ ગારિયાધાર
૫) શ્રી જૈન સંઘ ગોલા
૪) શ્રી જૈન સંઘ ગંભીરા
૧) શેઠ ખીમચંદ ત્રિભોવનદાસ વઢવાણશહેર

કુલ ૭૮૬૬-૪-૦

# સમિતિના સહાયકોને

'શ્રી જૈન સત્ય પ્રકાશ' એ શ્રી શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘનું માસિક છે અને તેનો નિભાવ શ્રી સંઘની સહાયતા ઉપર જ થાય છે. સમિતિને સહાયતા મોકલવાની નીચે મુજબ યોજના નક્કી કરવામાં આવી છે–

૫૦૦) કે તેથી વધુ આપનારને સંરક્ષક (પેટ્રન) ગણવા.
૧૦૦) કે તેથી વધુ આપનારને દાતા (ડોનર) ગણવા.
૫૦) કે તેથી વધુ આપનારને સહાયક સભ્ય ગણવા.

[ એકી સાથે ૫૦) ન આપતાં પાંચ વર્ષ માટે વાર્ષિક ૧૧) ની મદદ આપનારને પણ સહાયક સભ્ય ગણવામાં આવે છે. ]

આ રીતે સમિતિને મદદ કરનારને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક હમેશ માટે ભેટ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે.

અને

૨) થી ૧૧) સુધીની મદદ મોકલનારને માસિક એક વર્ષ માટે ભેટ મોકલવામાં આવે છે
૧૨) થી વધુ અને ૨૧) ઓછી મદદ મોકલનારને માસિક બે વર્ષ માટે ભેટ મોકલવામાં આવે છે
૨૧) થી વધુ ૫૦) થી ઓછી મદદ મોકલનારને માસિક ત્રણ વર્ષ માટે ભેટ મોકલવામાં આવે છે

સહાયકોને આની નોંધ લેવા વિનંતી છે.

—વ્યવસ્થાપક
શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઇની વાડી, ઘીકાંટા–અમદાવાદ.

# સમાચાર

**પ્રતિષ્ઠા**—[૧] રાજકોટમાં ફાગણ શુદિ ૪ ના શેઠ છોટાલાલ હેમચંદ પાટણવાળાના દેરાસરની પ્રતિષ્ઠા તથા અંજનશલાકા પૂ. આ. મ. શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી તથા પૂ. આ. મ. શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજીના હાથે કરવામાં આવી. [૨] ગોરકડામાં ફાગણ સુદિ ૩ ના પૂ. આ. મ. શ્રી વિજયમોહનસૂરીશ્વરજીના શિષ્ય પૂ. પં. શ્રી ધર્મવિજયજીના હાથે શ્રી પાર્શ્વનાથ ભગવાન તથા શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી. [૩] દાતરાઈમા ફાગણ શુદિ ૫ ના પૂ. આ. મ. શ્રી વિજયલક્ષ્મણસૂરિજીના હાથે શ્રી શીતલનાથ ભગવાનની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી.

**દીક્ષા**—[૧-૨] અમદાવાદમા માગસર શુદિ ૫ ના પૂ. આ. મ. શ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજીએ મારવાડના ભાઇશ્રી લક્ષ્મીચંદજી તથા ભાઇશ્રી હરખચંદજીને દીક્ષા આપી. દીક્ષિતનાં નામ અનુક્રમે મુ. લાભવિજયજી અને ધર્મવિજયજી રાખીને તેમને અનુક્રમે પૂ. મુ. મ. શ્રી કંચનવિજયજીના તથા પૂ. પં. શ્રી કલ્યાણવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. [૩] સુરતમા માગસર વદિ ૧ ના પૂ. આ. મ. શ્રી વિજયવિજ્ઞાનસૂરિજીએ ભાઇશ્રી સુરવિન્દભાઇને દીક્ષા આપી. તેમનુ નામ મુ. ચંદ્રોદયવિજયજી રાખીને તેમને પૂ. ઉ. મ. શ્રી કસ્તુરવિજયજીના શિષ્ય બનાવવામા આવ્યા. [૪] સુરતમાં ફાગણ શુદિ ૫ ના પૂ. મુ. મ. શ્રી મૃગાંકવિજયજીએ ભાઈશ્રી કુલચંદભાઇને દીક્ષા આપી, તેમનુ નામ મુ. ભદ્રાનંદવિજયજી રાખી પોતાના શિષ્ય બનાવ્યા. [૫] અમદાવાદમાં ફાગણ સુદિ ૫ ના પૂ. આ. મ. વિજયસિદ્ધિસૂરીશ્વરજીએ પાટણવાળા ભાઇશ્રી મફતલાલને દીક્ષા આપી દીક્ષિતનું નામ મુ. ઋદ્ધિપ્રભવિજયજી રાખીને તેમને પૂ. મુ. મ. શ્રી રત્નાકરવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. [૬-૭] બોટાદમા ફાગણ શુદિ ૨ ના પૂ. આ. મ. શ્રી. વિજયામૃતસૂરિજીએ બે ભાઇઓને દીક્ષા આપી તેમના વિનીતપ્રભવિજયજી અને હીરપ્રભવિજયજી નામ રાખ્યા. [૮] લુણાવાડામાં ફાગણ સુદિ ૨ ના પૂ. ઉ. મ. શ્રી. ભુવનવિજયજીએ નિપાણીનિવાસી ભાઇ રમણલાલને દીક્ષા આપી. દીક્ષિતનુ નામ મુ. રત્નશેખરવિજયજી રાખીને તેમને પૂ. મુ. મ. શ્રી. સુદર્શનવિજયજીના શિષ્ય બનાવ્યા. [૯] વીસલપુરમાં ફાગણ શુદિ ૨ ના પૂ. પં. રંગવિમળજીએ બાવળી (પંજાબ) ના ભાઇશ્રી ધર્મચંદજી ગુપ્તાને દીક્ષા આપી. દીક્ષિતનું નામ મુ. ધીરવિમળજી રાખીને તેમને પૂ. મુ. મ. શ્રી કનકવિમળજીના શિષ્ય બનાવ્યા. [૧૦] સુરતમા ફાગણ શુદિ ૧૨ ના ભાઈશ્રી વિનોદભા ને દીક્ષા આપવામા આવી. દીક્ષિતનું નામ મુ. બલભદ્રવિજયજી રાખીને તેમને પૂ. મુ. મ. શ્રી. જીતેન્દ્રવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. [૧૧] વડાવલીમા ફાગણ શુદિ ૫ ના પૂ. આ. શ્રી વિજયમનહરસૂરિજીએ ભાઈશ્રી અંબાલાલ ઉગરચંદને દીક્ષા આપી. દીક્ષિતનુ નામ મુ. સુમંગલવિજયજી રાખીને તેમને પૂ. મુ. મ. શ્રી. ભદ્રંકરવિજયજીના શિષ્ય બનાવવામા આવ્યા. [૧૨] વરકાણામાં માગસર શુદિ ૧ ના પૂ. આ. મ. શ્રી. વિજયલલિતસૂરિજીએ જંબૂસરવાળા ભાઇશ્રી સુરેન્દ્રભાઈ તથા બીજા એક ભાઈને દીક્ષા આપી દીક્ષિતોનાં નામ અનુક્રમે મુ. જનકવિજયજી તથા જયંતવિજયજી રાખવામા આવ્યાં.

**કાળધર્મ**—[૧] સુરતમાં પોસ શુદિ ૭ ને રવિવારના બપોરના ૩॥ વાગે વયોવૃદ્ધ પૂ. મુ. મ. શ્રી ઋદ્ધિવિજયજી ૮૫ વર્ષની ઉમ્મરે કાળધર્મ પામ્યા. [૨] મહુવામાં માહ શુદિ ૭ ની રાત્રે પૂ. મુ. મ. શ્રી દુર્લભવિજયજી (ખેડાવાળા) તપસ્વી કાળધર્મ પામ્યા. [૩] વલાદમા માહ શુદિ ૧૨ ના પૂ. આ. મ. શ્રી. વિજયવલ્લભસૂરીશ્વરજીના શિષ્ય પૂ. મુ. મ. શ્રી વિવેકવિજયજી કાળધર્મ પામ્યા.

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | | | |
|---|---|---|---|---|
| वर्ष | ९ | વિક્રમ સં. ૨૦૦૦ : વીરનિ. સં. ૨૪૭૦ : ઈ. સ. ૧૯૪૪ | | क्रमांक |
| अंक | ૮ | વૈશાખ વદિ ૮ : સોમવાર : | મે ૧૫ | १०४ |

## વિષય–દર્શન



**સૂચના**—આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા.

**લવાજમ—વાર્ષિક—બે રૂપિયા : છુટક ચાલુ અંક–ત્રણ આના**

મુદ્રક–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬–ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

 श्री जैन सत्य प्रकाश 

વર્ષ ૯ ] ક્રમાંક ૧૦૪ [ અંક ૮

## मेह कवि रचित

# राणिगपुर-चतुर्मुखप्रासाद-स्तवन

સંગ્રાહક—પૂજ્ય મુનિમહારાજ શ્રીજયંતવિજયજી
સંપાદક:—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ

ભૌગોલિક દૃષ્ટિએ તીર્થકલ્પો, તીર્થમાળાઓ, ચૈત્યપરિપાટીઓ અમુક તીર્થોનાં સ્તોત્રો અને સ્તવનોનુ જે પ્રકારનું સાહિત્ય જૈનોમા મળે છે તેવું ઇતર સાહિત્યમાં નથી. આ પ્રકારના વર્ણનોનું મૂળ आचाराङ्गनिर्युक्ति અને निशीथचूर्णि માં આપેલાં કેટલાક તીર્થોની નોંધ પરથી જણાય છે. સામાન્ય રીતે તીર્થમાળાઓમા સ્વાનુભૂત વર્ણન હોય છે અને તેથી ઇતિહાસમાં તેનું સ્થાન મહત્ત્વભર્યું છે. વર્ણનો અને તીર્થોની અત્યારની અવશેષ સ્થિતિ જોતાં કાળનું સર્વભક્ષી વિકરાલ ચક્ર પ્રત્યેક સ્થળે ફરી વળેલું જણાય છે. યવનોના આક્રમણથી પણ જૈન સ્થાપત્યને ઓછુ સહન નથી કરવુ પડ્યુ, એની સાબિતી અનેક સ્થળોનાં તૂટયાં-ફૂટયાં અવશેષો આપે છે. અરે! સમૃદ્ધ ચંદ્રાવતી નગરી જેવાં સ્થાનોનો તો આજે પત્તોયે નથી. છતાં આજે પણ જૈનોના ઉત્તુંગ મંદિરો જૈનોની દાનશીલતા અને વૈભવનો ખ્યાલ આપ્યા વિના રહેતાં નથી મહાકવિ નાનાલાલે એ વાતને સમર્થન આપતા ગાયુ છે કે—

"સજાવ્યાં જૈને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર.'

જૈન ધનકુબેરોએ આબુ, ગિરનાર અને શત્રુંજય પર ॥ અનુપમ ઉન્નત દેવમહાલયોનુ સર્જન કર્યું અને ગૂજરાતની શિલ્પસંપત્તિ સમૃદ્ધ બનાવી એ સૌને વિદિત જ છે.

[ ૨ ]

એવા જ ધનકુબેર ધરણાશાહે રાણકપુરમાં શિલ્પકળાના ઉત્તમ નમૂના સમાન ત્રૈલોક્યદીપકપ્રાસાદ બંધાવ્યો. જો કે ઉપરાઉપરી દુષ્કાળો અને સંભવત ઔરંગઝેબના આક્રમણથી રાણકપુર ઉજ્જડ બન્યુ છે અને ધરણાશાહના વંશજો પણ એ સ્થાન છોડી ચાલ્યા ગયા છે છતાં ધરણાશાહની કીર્તિ ગાતુ ઉન્નતશીલ અને પોતાની સમૃદ્ધ શિલ્પકળાની સૌંદર્ય-સુગંધ પ્રસરાવતું ત્રૈલોક્યદીપક મંદિર જાણે કાળ અને આક્રમણ સામે અડગપણે મીટ માંડી ઊભેલું હોય તેમ લાગે છે.

આ મંદિર અરવલીની તળેટીમાં અનેક પ્રકારની વનરાજિ વચ્ચે, ઝીણી નકશીથી

સુશોભિત વિમાન સમું દેખાય છે. પચીશથી ત્રીશ પગથિયાં ચડ્યા પછી મંદિરની પ્રથમ ભૂમિકા આવે છે ને તેના પર બે માળ છે. તેમા ચૌમુખજી વિરાજમાન છે. ૪૮૦૦૦ ચોરસ ફૂટના વિસ્તારમાં ૧૪૪૪ થાભલા, ચોવીશ રંગમંડપો, ચારે બાજુએ ૭૨ શિખરબંધી દેરીઓ ચાર ખુણે બબ્બે દેરાસરો તેના અલગ રંગમંડપ, સભામંડપ અને મુખમંડપોથી અલંકૃત આ દેવપ્રાસાદ ભારતીયકળાનો અનુપમ નમૂનો છે. સર જેમ્સ ફર્ગ્યુસને આ દેવાલયની મુક્તકંઠે પ્રશંસા કરી છે.—"દેવાલયનું ભોંયતળિયું સપાટીથી બહુ ઊંચું હોવાને લીધે તથા મુખ્ય મુખ્ય ઘુમ્મટોની વધારે ઊંચાઈને લીધે એક મહાન જૈન દેવાલયનો બરાબર ખ્યાલ આપે છે. ખરેખર આવી શિલ્પવિદ્યાની સુંદર અસર ઉપજાવે તેવું હિંદુસ્તાનમા એક પણ દેવાલય નથી."

બાસઠ વર્ષ કામ કર્યા પછી તેમાં ત્રણ માળ જ પૂરા થયા અને ચોથો માળ થતાં થતાં તો તેમને યમરાજનો કાળઘંટ સાંભળાવા લાગ્યો સાત માળનુ પોતાનું સ્વપ્ન સિદ્ધ ન થઈ શક્યું. તેથી ધરણાશાહે સવેળા જ સં० ૧૪૯૬ માં મૂળનાયક શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠા એ સમયના યુગપ્રધાન શ્રીસોમસુંદરસૂરિ, જેમની સાથે ચાર સૂરિઓ, નવ ઉપાધ્યાયો અને ૫૦૦ સાધુઓનો વિશાળ પરિવાર હતો, તેમને હાથે કરાવી. તેમના શિષ્ય શ્રીપ્રતિષ્ઠાસોમે સં. ૧૫૫૪માં રચેલા **सोमसौभाग्य** નામના કાવ્યમાં તેમના ઉત્કૃષ્ટ જીવનનું વર્ણન આલેખ્યુ છે. તેના નવમા સર્ગમા ધરણા શેઠના ધરણવિહારની થોડી હકીકત આપી છે તે જાણવા જેવી છે:—

"સંઘપતિ ધરણના આગ્રહથી શ્રીસોમસુંદરસૂરિ રાણકપુર નગરમાં વિહાર કરતા પધાર્યા. ત્યા તેઓ ધરણશેઠે બનાવેલી વિશાલ પૌષધશાળામા ઊતર્યા. આ પૌષધશાળામાં ૮૪ ઉત્તમ પ્રકારના કાષ્ઠના સ્તંભો હતા અને વ્યાખ્યાનશાળા, ચોક તેમજ અનેક ઓરડાઓ હતા. એક દિવસે સૂરિએ વ્યાખ્યાનમાં જિનપ્રતિમા અને જિનમંદિર કરાવવાથી થતા પુણ્યફળનું વર્ણન કર્યું. એ ઉપદેશે ધરણશેઠના હૃદયમાં સુંદર અસર નિપજાવી અને કૈલાશગિરિ સમું ઉન્નત મનોહર મંદિર બાંધવાનો નિર્ણય કર્યો. તેમણે શ્રેષ્ઠ શિલ્પીઓને બોલાવી સિદ્ધપુરના રાજવિહાર જેવું અનુપમ મંદિર બાંધવાનો આદેશ કર્યો. શિલ્પીઓએ પ્રથમ ઘડેલા પત્થરોને બંધબેસ્તી રીતે જડીને પીઠબંધ બાંધ્યો. તેના પર ત્રણ માળ ચણાવી મધ્યમા અનેક પ્રકારના ઊંચા મંડપો બનાવ્યા. અનેક પ્રકારની પૂતળીઓની સુંદર નકશીથી સુશોભિત થયેલા મંદિરને જોઈ લોકોના ચિત્ત આશ્ચર્યમગ્ન બની ગયાં એ મૂળ મંદિરની ચારે બાજુએ ચાર ઉજ્જવળ ભદ્રપ્રાસાદો બનાવ્યા. આમ નંદીશ્વરતીર્થના અવતારસમું અને ત્રણે લોકોમાં દેદીપ્યમાન જણાતુ હોવાથી તેનુ નામ "ત્રૈલોક્યદીપક" રાખવામાં આવ્યું. પછી તેમાં સૂર્યબિંબ સમાન તેજસ્વી આદિનાથ ભગવાનના ૪ બિંબોની શ્રીસોમસુંદરસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી.

"ધરણશેઠે ગરીબોને ખૂબ દાન દીધુ અને પ્રતિષ્ઠા સમયે જ આશ્ચર્ય પમાડનારા મહોત્સવો કર્યા. સદ્‌ગુણી શ્રાધરણશેઠે અગાઉ ગુણરાજ શ્રેષ્ઠીએ કાઢેલા સંઘમાં પોતાના દેવાલય સાથે યાત્રા કરી હતી. એ મહોત્સવની પછી સોમદેવ વાચકને તેમણે આચાર્યપદ અપાવી તેમના મહોત્સવમા પુષ્કળ દ્રવ્ય વાપરી સુકૃત પ્રાપ્ત કર્યું."

સં. ૧૭૪૬માં ૫૦ શ્રીશિવવિજયજીના શિષ્ય કવિ શ્રીશીલવિજયજીએ રચેલી **તીર્થમાલા**માં ધરણશેઠ માટે ખાસ ધ્યાન ખેંચે તેવી હકીકત મળે છે, તેનો સાર એ છે કે—

શ્રીધરણાશેઠે બત્રીશવર્ષના ભરયૌવનમા વિમલાચલ પર આવેલા બત્રીશ સંઘ વચ્ચે સંઘતિલક કરી, ઇંદ્રમાલ લઇ ચોથું બ્રહ્મચર્ય વ્રત ઉચ્ચર્યું. તેઓ કુંભા રાણાના બધા મંત્રીઓમા બુદ્ધિનિધાન મંત્રી હતા અને તેમણે યૌવન અને પૈસાને સાર્થક કરી ઉત્તમ કામ કર્યા.

આ વર્ણનથી જણાય છે કે પંદરમી સદીમા રાણકપુર ઘણુ સમૃદ્ધિશાળી નગર હતુ, એટલું જ નહિ ત્યાં શ્રાવકોની સંખ્યા પણ સારા પ્રમાણમા હશે. કહેવાય છે કે ત્યાં એકલા શ્રાવકોનાં જ ત્રણ હજાર જેટલાં ઘરો હતા. અત્યારે તો મંદિરના કિલ્લા સિવાય નિવાસ યોગ્ય એકે સ્થળ નથી. જ્યા ત્યાં પડેલાં અવશેષો અને ખંડિયેરોથી એ મનોહર નગર વેરાન બન્યું છે.

[ ૩ ]

ત્યાંના એક શિલાલેખ પરથી રાણકપુરની ઉત્પત્તિ, રાજવંશો અને ધરણવિહારની હકીકત જાણવા મળે છે. રાણકપુર નામ તે વખતના રાણા કુંભકર્ણના નામ પરથી પડયુ છે. તેમાં ગુહિલવંશી ૪૦ પેઢીના રાજાઓની નામાવલી આપેલી છે. તેમા શ્રીજગચ્ચંદ્રસૂરિ અને શ્રીદેવેન્દ્રસૂરિનાં નામો પણ ઉલ્લેખાયાં છે. ધરણશાહે રાણકપુરના મંદિર ઉપરાત અજાહરી, પિંડરવાટક, સાલેર આદિ સ્થાનોમાં નવાં મંદિરો બંધાવ્યા હતાં અને કેટલાકોનો જીર્ણોદ્ધાર પણ કરાવ્યો હતો.

કહેવાય છે કે ધરણાશાહને કંઇ સંતાન નહોતું, પણ શિલાલેખમાં તેમને બે પુત્રો અને તેમના ભાઇને ચાર પુત્રો હતા—એમ જણાવેલું છે. તેમનું વંશવૃક્ષ આ પ્રમાણે છે:—




આ સંબંધી વિશેષ હકીકત "આર્કિઓલોજીકલ સર્વે ઑફ ઇંડિયા"ના સન ૧૯૦૭-૮ ના એન્યુઅલ રીપોર્ટના પૃ ૨૦૫ થી ૨૧૮ માં શ્રીયુત ડી. આર ભાંડારકરે એ મંદિરના વિષયમા એક વિસ્તૃત લેખ લખ્યો છે. તેમાં મંદિરના બંધાવનાર ધરણાશાહની હકીકત આપેલી છે. તેથી તેનો ટૂંક સાર નીચે અપાય છે.

"ધના અને રત્ના પોરવાડ જ્ઞાતિના શિરોહી સ્ટેટના નાંદીયા ગામના વતની હતા. દંતકથા એવી છે કે–એક વખત એક મુસ્લીમ શહેનશાહનો એક પુત્ર પોતાના પિતાથી રિસાઇને રાજપુતાનામાં થઇને જતો હતો આ બન્ને ભાઇઓએ તેને સમજાવીને પોતાના પિતાની રાજધાનીમાં મોકલ્યો. આથી સહેનશાહ બહુ ખૂશ થયો અને તેમને કચેરીમાં રાખ્યા. પરંતુ થોડા વખત બાદ ગામના ગપગોળાથી તેમને જેલમાં મોકલ્યા અને તેમને જુદી જુદી જાતના ૮૪ સિક્કાનો દંડ કરીને મુક્ત કર્યા. તેઓ પોતાના મુલકમાં પાછા ફર્યા પરંતુ પોતાનું જૂનું વતન નાંદીયા છોડીને રાણપુરની દક્ષિણે માલગઢ ગામમાં વસ્યા. તેઓએ માદડીમાં એક મંદિર બધાવ્યું, જે પાછળથી રાણપુરના નામે પ્રખ્યાત થયું કારણકે મંદિરની બધી જગ્યા તેઓએ રાણા કુંભા પાસેથી ખરીદી હતી. જમીન એ શરતે વેચવામાં આવી હતી કે તેમાં રાણા કુંભાનુ નામ રહે. એક રાત્રે સ્વપ્નમાં ધનાએ દૈવી રથ જોયો અને તેના નકશા બનાવવા માટે બધા બ્રાહ્મણને કહ્યુ તેમા મુંડાળાના વતની દેપાનો નકશો પાસ થયો. માદલી ગામ સાદડીથી ૬ માઇલ દક્ષિણે હતું. આ કુટુંબ સાદડીમાંથી ઘાણેરાવ ગામમાં વસ્યુ. આનો ચૌદમા વશનો કુટુબી નાથ મલ્લાજી શાહ હજુ ઘાણેરાવમાં હયાત છે. મંદિરનો મૂળ નકશો સાત માળનો હતો પરંતુ ચાર માળ જ બધાયા તેથી હજુ સુધી (પ્રતિજ્ઞા પૂરી ન થવાથી) તેના કુટુબીઓ અસ્ત્રાથી દાઢી કરતા નથી. ચૈત્ર વદી ૧૦ નો રાણપુરમા મોટો મેળો ભરાય છે તે વખતે નવો ધ્વજ ચઢાવવાનો હક્ક તેમના કુટુબીઓને જ હજી છે. આસો સુદ ૧૩ ને દિવસે તેવો જ બીજો મેળો ભરાય છે, પરંતુ ધ્વજા બદલાતી નથી, આ કાર્યમાં તેને બીજા જૈન શરાફ નામે ગુણરાજે મદદ કરી હતી. તેણે અજાહરી, પીંડવાડા અને સાલેરાના મંદિરો બંધાવ્યા અને પુનરુદ્ધાર કરાવ્યો હતો.

"દંત કથા પ્રમાણે ધનાને પુત્રો ન હતા, જ્યારે શિલાલેખમાં ઓછામાં ઓછા બે પુત્ર–જાજ્ઞા અને જાવડા–નાં નામ આપ્યાં છે. ફક્ત આ જ ફેરક છે.

"ઉપરના બે કાર્યો ઉપરાંત આબુ ઉપર "કુમ્ભો શમ" નામનુ મંદિર બંધાવ્યું છે, જેનુ ખર્ચ લગભગ પૌંડ ૧૦ લાખ થયુ છે જેમા પૌંડ ૮૦ હજાર રાણા કુમ્ભે આપ્યા હતા.

"કર્લન ટોડ કહે છે કે–આ મંદિર ઝનુની મુસલમાનોથી બચી ગયુ છે, પરંતુ સ્થાનિક વાત પ્રમાણે ઔરંગઝેબ એક વાર ત્યાં આવી ગયેલો અને તેના પરિકર તથા તોરણ ભાંગી નાખેલા, જે હજુ પણ લોકો બતાવે છે. જે દિવસે ભાગતોડ શરૂ કરી તેજ રાત્રે ઔરંગઝેબ અને તેની બેગમ માદાં પડયાં અને રાત્રે ઋષભદેવ તીર્થંકર બેગમના સ્વપ્નામાં આવ્યા, બેગમે બીજે દિવસે આ કામ બધ કરવા કહ્યુ તેથી તે બંધ રહ્યુ. ઔરંગઝેબે તેમાં બીજે દિવસે દીવા કરાવ્યા અને મૂર્તિની પૂજા કરી.

"ભમતીમા ૧૬મા સૈકાના પૂર્વાર્ધના જૈન ભક્તોએ બંધાવેલા દેવકુલિકાના શિલાલેખો છે. આમાંનાં ઘણાખરા, ભક્તો પાટણ, ખંભાત અને બીજા સ્થળના ઓશવાલ હતા."

[ ૪ ]

આ મંદિર બધાયુ તેજ આરસામા અને તેના પ્રતિષ્ઠાપક શ્રી સોમસુંદરસૂરિ કાળધર્મ પામ્યા તેજ વર્ષમા એટલે સં. ૧૪૯૯ મા શ્રી મેહકવિએ પ્રત્યક્ષ જોયેલું વર્ણન પોતાના

**राणकपुर स्तवन**માં આલેખ્યું છે. તેથી તેનું ઐતિહાસિક મહત્ત્વ છે એટલું જ નહિ પણ ભાષાદષ્ટિએ પંદરમી સદીની પ્રચલિત ભાષાના નમૂના તરીકે પણ તેની વિશેષતા ઓછી નથી.

તેમણે લગભગ ૧૨૦ તીર્થોની યાત્રા કરી એમ એમણે પોતાની **तीर्थमाला**માં નોંધ્યું છે. અંતે તેઓને રાણકપુરમાં જે અપૂર્વ શાંતિ અને અમેય આહ્લાદ ઉપજ્યો તે તેમણે પોતાની કવિત્વભરી વાણીથી ઠાલવ્યો છે. તેમણે **तीर्थमाला**માં આ પ્રમાણે આલેખ્યું છે:-

"સોઝતિ થિકઉ વિણાયગ લીઉ, કઇલવાડી પોલિઈ માંડીઉ;
નાગોરઉ આણિઉં હણુમંત, રાણપુરી પોલિઇ માંડીઉ.
સોઝતિ સામી અનઇ ફલવર્દ્ધ, પાસ જિણેસર આલઇ બુદ્ધિ,
માય બાપ ઠાકુર તિહા ધણી, પાછા વલીયા રાણપુર ભણી.
નગર રાણુપુરિ સાત પ્રાસાદ, એક એક સિઉ માંડઇ વાદ,
ધજા દંડ દીસઇ ગિરિ વલઈ, ઈસઉ તીરથ નથી સૂરિજ તલઇ.
પાઉ રોપિઉ પુરસ સાત તેહ તણુઉ,
થડા બદ્ધિ દ્રવ્ય લાગઉ ઘણુઉ,
બારસાખ તોરણિ પૂતલી, ઘણઉ દ્રવ્ય લાગઉ તિહિ વલી.
ધન જીવીઉ ધરણીગ તમ્હ તણુઉ,
વિત વેચિઉં ચઉમુખિ આપણઉં;
વલાશૃંગિ રોપીઆ ઘાટ,
પુણ્ય તણી કીધી વહતી વાટ,
પાંચ તીરથ તિહાં પાંચ પ્રાકાર;
પાવા પ્રગટ નઈ વૈભાર,
ચંપા મથુરા રાજગિહી,
તે થાનકિ જે દીસઇ સહી."

ઉપર્યુક્ત વર્ણનમા તેમજ આ **राणकपुर स्तवन**માં કવિએ ત્યાં સાત જિનપ્રાસાદ હોવાનું જણાવ્યું છે જ્યારે સંભવતઃ અઢારમા સૈકામાં થયેલા પં. મહિમા વિરચિત **तीर्थमाला**માં પાંચ જિનપ્રાસાદનો ઉલ્લેખ છે:—

"રાંણપુરિ દેહરાં પાંચ્રિ પ્રભુતણાં,
સહસ ખિચ્યારસિં માંનિ."

તે સિવાય સં. ૧૭૫૫માં શ્રીજ્ઞાનવિમલસૂરિએ રચેલ **तीर्थमाला**માં પણ પાંચ જિનપ્રાસાદનો ઉલ્લેખ છે.

"ચ્યાર પ્રાસાદ બીજા વલીએ એવં મિલીને પંચ."

આ ઉપરથી જણાય છે કે લગભગ અઢારમા સૈકામાં ત્યા સાતમાંથી પાંચ જ મંદિર બચ્યાં હતાં.

પોતાની **તીર્થમાલા**માં રાણકપુર માટે કરેલા એટલા વર્ણનથી મેહ કવિને સંતોષ થ
નહિ, તેથી તેમણે એ જ **તીર્થમાલા**ના અનુસંધાનમાં પણ સ્વતંત્રરીતે નીચે આપવા
આવેલુ સ્તવન રચ્યું. આ કવિએ બીજું **નવસારી સ્તવન** પણ રચ્યું છે, જે હજી સુ
કોઇને પ્રાપ્ત થયુ લાગતુ નથી. આ ત્રણ કૃતિઓ સિવાય કવિની બીજી કૃતિઓ કે જીવ
ઘટનાઓની કંઇ હકીકત જાણવા મળતી નથી. આ **राणकपुर स्तवन** ક્યાંઇથી પ્રકાશિ
થયુ હોય એમ જણાતું નથી. તેના કેટલાંક અવતરણો **प्राचीन जैन लेखसंग्रह भा. २**
આપેલાં છે. તે અવતરણોને આ નકલ સાથે સરખાવતા પ્રાચીનતાની દૃષ્ટિ
આ નકલમાં તત્કાલીન ભાષા બરાબર જળવાઇ હોય એમ લાગે છે. તેના કેટલાક પાઠાન્ત
જાણવા માટે મે સ્તવનની પાદનોધમાં આપ્યાં છે. રાણકપુર સંબધી જે કંઈ ઐતિહાસિ
સામગ્રી પ્રાપ્ત થાય છે તેને અહીં સંકલિત કરી ક્રમબદ્ધ યોજવા પૂરતો જ પ્રયાસ
ખાસ તો આ સ્તવન જિજ્ઞાસુઓને ઉપયોગી સમજી છેવટે તેનો સાર આપવા પ્રયત્ન ક
છે. મૂળ સ્તવન આ પ્રમાણે છેઃ—

[ ૫ ]

## મૂલ સ્તવન

વીર જિણેસર ચલણે લાગી, સરસતિ કન્હઇ સુમતિ મઇ માગી,
વૃદ્ધિ હોઈ જિમ આઘી. ૧
હીઉં[1] હરષિ હિવ મઝ ઉલ્લસિઉં, રાણિગપુર દીઠઉ[2] મઇં વલિઉં,
અણહિલપુર[3] અહિનાણિ. ૨
ગઢ મઢ મંદિર પોલિ[4] સુચંગે, નિરમલ નીર વહઇ વિચિ[5] ગંગે,
પાપ પખાલણ અંગે, ૩
કૂઆ વાવિ વાડી હટ્ટસાલા, જિણહ ભવણ દીસઇં દેવાલા,
પૂજ રચઈં તહિં[6] બાલા. ૪
વરણ[7] અઢાર લોક સુવિચારી[8], લક્ષ્મીવંત[9] વસઇં વિવહારી,
પુણ્યવંત [10]નવિ પારો. ૫
તીહં[11] મુખ્ય સંઘવી [12]શ્રીધરણઉ, દાન[13] પુણ્યિ જગિ જસ વિસ્તરણઉ[14],
જિણહ ભવણ[15] ઉદ્ધરણઉ. ૬
ધન્ય જણણિ કામલદે માયા, પુરુષરતન એ કૂખઈ આવ્યા,
રતનસિહ ધરણિંદો. ૭

[ ઠવણિ ]

સાંભલજ્યો ચઉમુખ તણિઅ, વાત પાયઉ રોપવિઉ પુરુસ સાત;
ધરણિંદ આવિઉ પ્રાસાદ ઠામિ, બોલિઆ દેવિ સાસણ સામિ ૮

૧ હિયડઉ હરખઇ મઝ ૨ દીઠઇ મન વસિઉં ૪ અણહલપુર ૪ પોલ ૫ વચિ
૬ તિહાં ૭ અઢારઇ ૮ સવિચારી ૯ કોટીધજ ૧૦ સુવિચારી ૧૧ તિહાં મુખિ ૧૨
'શ્રી' નથી. ૧૩ દાનિ પુણ્ય ૧૪ વિસ્તરણ ૧૫ ભવણિ.

હું તુઠી તુહ સીલહ પ્રમાણિ, મંડાવિ દેઉલ મોટઇ મંડાણિ;
મનિ હરષિઉ ધરણિંદ કરઈ કલ્લોલ, સંઘહ દિવરાવઈ તહિં તંબોલ. ૯
થાપીઅ મુહુરત ગિઉ આવાસિ, તેડાવ્યા સેલાવટ પંચાસ;
સીધપુર ચઉમુખ કરઈ વખાણુ, મંડઉ દેઉલ હિવ તિણિ મંડાણિ. ૧૦
દેપઉ કહઇ હું સાસત્ર પ્રમાણિ, મંડિસુ દેઉલ મોટઇ મંડાણિ;
ઈણિઈ વચનિઇં હરખિઉ ધરણાસાહ, સેલાવટ્ટ પહિરાવ્યા કબાહિ. ૧૧
ભિડ પૂરઈ સેલાવટ મજૂર, તિહિં જીપઈ પંચાણુવા પૂર,
આલોચઇં એટાં તણિય એલ, હિવ સત્રુકારહ તણિય વેલ. ૧૨
રુલિયાઈત લખપતિ ઈણિ ઘરિ, કાકા હિવ કીજઈ જગડૂ વ(પ)ઈર;
જગડૂસાહ કહીઇં રાય સધાર, આપણપઇં લોકાં દિઆં અધાર. ૧૩

[ ઠવણિ ]

પંચાણવઈ કમઠાઉ કીઉ ચઉમુખ પ્રાસાદે,
વાજઇં ભુંગલ ભેરિ તાલ નિતુ નવલઈ નાદે;
પ્રથમજિણેસર આદિનાથ તીર્થંકર રાઉ, ભાવિઇં ભગતિઇં થુણુઉ સામિ મરુદેવી જાઉ.૧૪
કેસરનઇ કપૂરચૂર અંગિઈ લાઇજઇ, પૂજિઅ પણુમિઅ, થુણિઅ સામિ મનરંગિ ગાઇજઇ;
ધૂપ ઉગાહણુ અતિવિશેષ મનવંછિત લોગ,તૂઠઇં સામિઅ આદિનાથ રિદ્ધિ વૃદ્ધિ સંયોગ.૧૫
ચિહું બારે છઇ ચ્યારિ બિંબ શ્રીઆદિજિણેસર,
નિરમલ ધોઅતિ કરીઅ અંગિ પૂજઉ પરમેસર;
જાઈ વેલ સેવંત્રી સાર મરુઉ કલ્હારો, મૂલ ગભારઇજ કેઈ બિંબ મનિસુદ્ધિ જુહારો.૧૬

[ વસ્તુ ]

સેત્રુંજ સામિય સેત્રુજ સામિય પ્રથમ જિણનાહ, સોપારા સિરિ મંડણઓ,
વિમલ મંત્રિઅ(સ)ર બુદ્ધિ થાપીઅ;
ઇડરગઢિ આરાસણિ કુલ્યપાકિ મહિમા નિવાસિઅ,
વિંધ્યાચલગિરિ તલહટ્ટીઅ નિતુ નિતુ નવલાનાદ,
રાણિગપુરિ થિર થાપ્પીઉ ચતુરમુખ્ખ પ્રાસાદ. ૧૭

[ લઢણિ ]

પશ્ચિમદિસિઇં જે બાર અછઇ, તિહિં મંડપ અતિચંગ તુ (૨);
ખેલા ખેલઇં નિતુ નવા, નિતુ નિતુ ઉછવરંગ તુ (૨). ૧૮
ઉત્તરદિસિઇં જે બાર અછઈ, તિહાં બઈસઈ સંઘઘાટ તુ (૨);
કલિરવ કોલાહર(લ) કરઇંએ, બડૂઆ ભોજગ ભાટ તુ (૨). ૧૯

પૂર્વદિસિઇં જિ બાર અછઈ, તિહિ સામ્હી ગિરિભીત્તિ તુ (૨);
વિંધ્યાચલગિરિ પરબત વડઉએ, ગિરૂઆં એહ જિ રીતિ તુ (૨). ૨૦
તેહુ ઠંભે સહુ વસઈએ, કીજઈ જિણવર સેવ તુ (૨);
પ્રહ ઊઠી પ્રભુ પણમીએ, આદિ જિણેસર દેવ તુ (૨). ૨૧
દક્ષિણદિસિઇં જિ બાર અછઈ, તેહુ છઇ સુવિસાલ તુ (૨);
તેહ આગલિ હિવ આવિઇએ, મનરંજઇ પોસાલ તુ (૨). ૨૨
ભણઇં ગુણઇં સિદ્ધાંત સવે, ગિરુઆ ગુણહ ભંડાર તુ (૨);
તપાંગચ્છિ ગુરુ વંદિઈંએ, સોમસુંદર ગણધાર તુ (૨). ૨૩
ત્યારઈ મુહુરત સાંમટાંએ, લીધાં એકઇં વારિ તુ (૨);
પહિલઈ દેઉલ મંડિઉએ, બીજઈ સત્રુકાર તુ (૨). ૨૪
પોષધસાલા અતિભલિઅ, મંડિઅ દેઉલ પાસિ તુ (૨);
ચઉથઉં મુહુરત ઘરતણુંએ, મંડાવ્યા આવાસ તુ (૨). ૨૫
જાઇવેલ ચંપાકુલિઅ, સદસેવંત્રાં માલ તુ (૨);
પૂજ કરઉ પરમેસરહ, શ્રી ચઉમુખિ ત્રિણિ કાલ [ તુ (૨) ] ૨૬

[ વસ્તુ ]

ચઉમુખ સામીય ચઉમુખ સામીય પૂજ ત્રિણકાલ, આરત્તી ઊતારીઈ,
પડહ ઘંટ ઝલ્લરનિનાદિ, ગીતગાન ગંધ્રવ કરઇં મધુરનાદિ;
તિહિ ચિઉ મંડપે ખેલા ખેલઇં રંગભરે, શ્રાવી દિઇં નિતુ રાસ;
ખરતરવસહી પૂજીઇં, સહજિ સલૂણઉ પાસ. ૨૭
ખરતરવસહી અતિ આણંદો, તિહાં પૂજઉ સિરિપાસ જિણિંદો;
સામલ વન્ન રૂપઈં જગ સારો, સકલકલા મહિમા ભંડારો. ૨૮
સપત ફણામણિ શ્રીધરણિંદો, મુખ મલકઈ જિમ પૂંનિમ ચંદો:
કમઠાસુરભંજણ ભયહરણ, સેવક વંછઈ તુમ્હ પય શરણ ૨૯
ચઉમુખ જો(જા)મલિ ચઉહટામાંહિ, દેઉલ કરાવ્યું આપ મલ્લસાહિ;
દેવાલઇ નડૂલાઇ વાદે, પિણ છઇ ખરતરવસહી પાસે. ૩૦
હિવ ચાલ્યા માદડીય વાસે, જિણવર પૂંજઉ મનિ ઉલ્લાસ;
તિણિ જિણ વંછે સવિહું સુવિહાર, તિહાં સવિ હું માહરઉ જુહારો. ૩૧
દેવાલઇ અચલગચ્છિ વલી, જિણવર પૂજઉ તિહાં મનિ રુલી,
દેવાલઈ સુપાસનઇં ગયાં, હરષઇં આનન તાઢાં થયાં. ૩૨
સાયર જિણહ કરાવિઉ ભવણું, તે જામલિ હિમ કીજઈ કવણુ,
નગર વખાણિ નહી મઝપાડે, સવિહું થાનકિ ચૈત્રપ્રવાડે ૩૩

[ વસ્તુ ]

ચઉમુખસામીય ચઉમુખસામીય અચલ શ્રી આદિ દેવાલઈ સુપાસ જિણુ સંતિનાહ,
સિરિ નેમિ સામિય પ્રાસાદે, બિહું પાસજિણુ આદિનાથ મદડીયમંડણુ,
સાતે થાનકિ પૂજ કરી વીતરાગ મનિ ધ્યાઈં,
રાણિગપુર યાત્રાં ગયાં કાયા નિરમલ થાઈં. ૩૪

[ ઠવણિ ]

એ શ્રીસેત્રુજિ એ ગિરિનાર, રાણિગપુર શ્રીધરણુવિહાર;
વિધ્યાચલ અધિકઉં ફ્લ લીજઈ, સફ્લ જનમ શ્રીચઉમુખિ કીજઈ. ૩૫
ચઉમુખિ સિખરિ ત્રિ ભૂમઇ બાર, મૂલનાયક જિણુ કરું જુહાર;
ત્રિહું ભૂમિહિ ત્રિભુવન દીપંતઉ, ત્રિભુવનદાયક નામ ધરંતઉ. ૩૬
દંડ કલસ કંચણુમઇ સોહઈં, જોઅંતા ત્રિભુવન મોહઈં;
તેજપુંજિ ઝલહલઈ અપાર, જાણે તિહૂઅણુ લછિ ભંડાર. ૩૭
દેવછંદ તિહાં અવધારિ, સાતય જિણુવર જાણે ચ્યારિ;
વિહરમાણુ વીસઈ અવતારી, ચઉવીસ મૂરતિ જિણુવર સારિ. ૩૮
તીહ જિ બિંબ બાવન્ન નિહાલઉં, સયલ બિંબ બહુતરં જિણુાલઉં;
ફિરતાં બિંબ નવિ જાણુઉ પાર, તીરથ નંદીસર અવતાર. ૩૯
વિવિધ રૂપ પૂતલી અપાર, કોરણીએ અર્બુદ અવતાર;
તોરણુ થંભ પાર નવિ જાણુઉં, એક જીભ કિણિ પરી વખાણુઉં. ૪૦
વસ્તુપાલ જામલિએ કરણુઉ, કુંઅરપાલ કુલિ સંઘવી ધરણુઉ;
ભરતિ નામ ચક્કાહિવ ભણીઇ, સીલ પ્રમાણિહિ રિદ્ધિ ઘરિ ઘણીઇ ૪૧

[ ભાષા ]

રાણિગપુર હું આવિઉએ, રહિયઉ ખિણુ માત્ર,
નિતુ નિતુ આવિઈં સંઘ ઘણા, શ્રીચઉમુખિ યાત્ર;
ન્હવણુ પૂજ આરતી, કરી મંગલ ઉતારઇ,
ચ્યારિ મહાધજ દિઈં ભાવિ, તે બે ભવ તારીઈં ૪૨
જંગમ તીરથ જયવંતા એ, ગોઅમ સમ ગણુહર,
શ્રી સોમસુંદર સૂરિરાય, વદઉ સંઘ જયક(કા)ર,
તસ પયપંકજ ભમર જિમ, નિત ધરઈ આણુંદ,
પ્રાગવંસિ ધરણિંદ સાહ, ચિરકાલિઈં નંદઉ ૪૩
ભક્તિ કરી સાહમ્મી તણીએ, છંદરિસણુ દાન,
ચિહું દિસિ કીરતિ વિસ્તરીએ, ધન ધરણુ પ્રધાન,

સંવત ચઊદ નવાણુ વઈ (૧૪૯૯) એ, ધુરિ કાતી માસે,
એહઉં કહઇ મઈ તવન કીયઉ, મનરંગ ઉલ્હાસે. ૪૪

**॥ ઇતિશ્રી ધરણવિહાર શ્રી રાણુપુર ચતુર્મુખ પ્રાસાદ સ્તવનં ॥ છ ॥ શ્રી ॥ છ ॥**

## [ ૬ ] સ્તવનનો અનુવાદ

કવિ મંગલાચરણમાં ભગવાન વીરને નમસ્કાર કરી સરસ્વતી પાસે બુદ્ધિવૈભવની યાચના કરે છે. રાણકપુર જોઇને તેમને અત્યંત ઉલ્લાસ અને સંતોષ થાય છે અને તેનું વર્ણન કરવા માડે છે.

જેણે રાણકપુર જોયું ન હોય તેમને જણાવે છે કે તે અણહિલપુર (પાટણ) જેવું છે. તેનાં ગઢ, મંદિર અને પોળો અત્યંત સુંદર છે. વચ્ચે સરિતાનાં નીર વહે છે. ત્યાં કૂવા. વાવ, વાડી, હાટ અને જિનમંદિરો ઘણાં છે. અઢારવર્ણના લોક, લક્ષ્મીવાન વેપારીઓ પુણ્યશાળી માનવીઓ ત્યાં વસે છે. તેમા યશસ્વી દાનીશ્વર ધરણિંદ નામનો સંઘવી મુખ્ય છે. તે જિનમંદિરોનો ઉદ્ધારક છે. તેની પુણ્યાત્મા માતા કામલદે છે, જે રતનસિંહ અને ધરણિંદ નામના બે નરરત્નોને જન્મ આપી ધન્ય! ધન્ય!! ગવાય છે.

ચતુર્મુખપ્રાસાદ જેનો પાયો સાત માથોડાં છે તે સ્થાને જ્યારે ધરણિંદ આવ્યો ત્યારે શાસનદેવીએ તેના સદ્વૃત્તથી પ્રસાદ કરી મોટા મંડાણે દેવળ બાંધવાની તેને આજ્ઞા કરી. ધરણિંદે હર્ષ–ઉલ્લાસપૂર્વક શ્રીસંઘને ત્યા જ પાનબીડાં આપ્યાં અને મુહૂર્ત કરી રહેઠાણે ગયો તેણે તરત જ પચાસ સલોટોને તેડાવી સિદ્ધપુરના ચતુર્મુખપ્રાસાદ (રાજવિહાર)ની તેમની આગળ ખૂબ પ્રશંસા કરી જણાવ્યુ કે મારે પણ અહીં તેના જેવુ જ દેવલ મોટા મંડાણે બંધાવવુ છે. ત્યારે મુખ્ય સૂત્રધાર દેપાએ શેઠને નિશ્ચિંત બનાવતાં કહ્યું, અમે શાસ્ત્રીય રીતે મોટા મંડાણે તેવુ જ દેવલ બાંધી આપીશુ આ વચન સાંભળી ધરણશાહ હર્ષિત થયો અને સલાટોને કબંધ પહેરાવી ખૂશ કર્યા અને સલાટ તેમજ મજૂરોની જરૂરિયાતોને તેમણે પૂરી કરી.

તે જ સમયે સં૦ ૧૪૯૫માં દુષ્કાળ પડયો. તેમાં લોકોને રાહત આપવા ધરણશાહના ભત્રીજાએ કહ્યુ કાકા! આપણા ઘેર લક્ષ્મીની લીલાલહેર છે માટે જગડૂશાહની જેવું કાંઈક કરો. જો કે જગડૂશાહ તો રાજા–મહારાજાઓનો પણ આધાર બન્યો હતો જ્યારે આપણા પર તો માત્ર લોકોનો જ આધાર છે. આથી તેમણે સત્રશાળા ખુલ્લી મૂકી.

ચતુર્મુખપ્રાસાદ પર પંચાણું કમઠ–તાપસોનાં પૂતળા મૂકવામા આવ્યાં. ત્યાં હમેશાં ભુંગલ ભેરી આદિ વાજિંત્રો તાલબદ્ધ વાગવા લાગ્યા મંદિરમાં મૂળનાયક શ્રીઋષભદેવની સ્થાપના કરવામા આવી.

ભગવાનને કેસર, કપૂરથી પૂજીને આનંદપૂર્વક તેમની સ્તવના કરતા ધૂપ, નૈવેદ્ય ધરવાં જોઇએ જેથી ભગવાન સંતુષ્ટ થતાં આપણે ત્યા ઋદ્ધિ વધવા માડે

ચારે દરવાજે ચાર બિંબો છે. તેમને ન્હવણ–પૂજન કરી પુષ્પાદિકથી અર્ચવાં જોઈએ. મૂળગભારામાં પણ કેટલાક બિંબો છે.

જેમ શત્રુંજય, સોપારા અને વિમલ મંત્રીશ્વરે આબૂ ઉપર, ઈડરગઢ અને આરાસણ (કુંભારિયા)માં મૂળનાયક શ્રીઆદિનાથ છે તેમ આ વિંધ્યાચલની તળેટીમાં આવેલા રાણકપુરના ચતુર્મુખપ્રાસાદમા આદિનાથ ભગવાનને સ્થાપવામાં આવ્યા.

પશ્ચિમ દિશાના દ્વારે અત્યંત સુંદર મંડપ છે. ત્યાં હમેશાં નાટક-ઓચ્છવ થયા કરે છે. ઉત્તર દિશાના દ્વારે શ્રીસંઘ અને ભોજક-ભાટ બેસીને કલરવ-કોલાહલ કર્યા કરે છે. પૂર્વદિશાના દ્વારે સામે ઊંચા વિંધ્યગિરિની ભીંત છે. તે તરફ લોકોનો વાસ છે, તેથી પ્રભાતે ઊઠીને તેઓ આદિનાથને પ્રણામ કરીને પૂજા-સેવા કરે છે. દક્ષિણ દિશાનું દ્વાર અત્યંત વિશાળ છે અને તે તરફ પૌષધશાળા છે. ત્યા ગુણભંડાર ગુરુવરો સિદ્ધાંતોનું અધ્યયન કરે છે. (તે સમયે) ત્યાં તપાગચ્છાધિરાજ શ્રી સોમસુંદરસૂરિ વિરાજે છે.

ધરણાશાહે એક જ મુહૂર્તમાં એક સામટાં ચાર કામ આદર્યાં. પહેલામાં દેવલની સ્થાપના, બીજામાં સત્રશાળા, ત્રીજામાં દેવલની પાસે સુંદર પૌષધશાળા અને ચોથું પોતાના વાસગૃહનું મુહૂર્ત કર્યું.

જાઈ, ચંપા, સેવત્રી આદિથી ચતુર્મુખ પ્રાસાદ સ્થિત પ્રભુની પૂજા કરવી, આરતી ઊતારવી અને ઢોલ-ઘંટ-ઝાલર વગાડવાં જોઈએ તેથી ગંધર્વો પણ મધુર ગીતો ગાતા-નાચતા નાટક મહોત્સવ કરશે. અને શ્રાવીકાઓ રાસની રમઝટ મચાવશે.

(૨) ખરતરવસહીમા શ્યામવર્ણના સાત ફણાવાળા ધરણેન્દ્ર સહિત શ્રીપાર્શ્વનાથ પ્રભુને પૂજવા જોઈએ.

(૩) મલ્લિ ચૌટામા મલ્લસાહે નાડૂલાઈના દેરાસર જેવુ ચૌમુખ મંદિર કરાવ્યું છે. તે પણ ખરતરવસહીની પાસે છે.

(૪) મદડીયવાસમાં જિનમંદિર છે તેનાં પણ દર્શન કરવા જોઈએ.

(૫) વળી અંચળગચ્છના દેરાસરમાં મૂળનાયક શ્રીસુપાર્શ્વનાથ છે.

(૬) તથા મઝવાડામાં સાગર નામના વણિકે બંધાવેલુ મંદિર હોવુ જોઈએ.

આ બધી ચૈત્ય પરિપાટિ જાત્રા કરીને નગરની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી જ છે.

૧ ચૌમુખજી આદિનાથ, ૨ સુપાર્શ્વનાથ, ૩ શાંતિનાથ, ૪ નેમિનાથ, ૫-૬ પાર્શ્વનાથ અને, આદિનાથ મદડીયમંડણ-આમ રાણકપુરના કુલ સાત જિનમંદિરની યાત્રા કરી નિર્મળ-પવિત્ર થવાય છે.

શત્રુંજય અને ગિરનારની જેમ વિંધ્યાચલની તલેટીમા વસેલા રાણકપુરના ધરણ-વિહારને જોઈને મનુષ્યે જન્મ સફળ કરવો જોઈએ. ચૌમુખ પર ચાર શિખર અને ત્રણ ભૂમિકાનાં મળીને બાર શિખરોવાળા સ્થાનમા મૂળનાયકો છે. ત્રણ ભવનને પ્રકાશતા અને ત્રણે ભવનના (જ્ઞાન) દાતા હોવાથી તેનું નામ ત્રિભુવન-વિહાર પડયુ છે. તેનાં ઝળહળ તેજોમય સુવર્ણનાં દંડ-કલશ જોતા તો તે ત્રણે ભવનને મોહ પમાડે તેવાં છે.

દેવછંદો, સાત મંદિરના ચાર જિણવરો, વીસ વિહરમાન અને ચોવીશે જિનનાં

બાવન મળીને કુલ ૭૨ જિનાલયો ત્યાં છે. એને ફરતાં ચારે બાજુએ જિનબિંબોનો પાર નથી; તેથી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે, જાણે નંદીશ્વરનો અવતાર જ ધરણુવિહારરૂપે થયો ન હોય !

વિવિધ પ્રકારની અપાર પૂતળીઓ અને ઝીણા કોતરકામથી આ મંદિર અર્બુદના બીજા અવતાર સમું લાગે છે, તોરણ અને થાંભલા તો એટલા બધા છે કે તે ગણી શકાય તેમ નથી.

કવિ પ્રશંસાની પરાકાષ્ટાએ પહોચી કહી દે છે કે આનું વર્ણન મારા જેવા એક જીભે તો ન જ કરી શકે.

વસ્તુપાલ–તેજપાલ અને ભરત ચક્રવર્તીની જેમ કુંઅરપાલના કુલમા સંઘવી શ્રી-ધરણાશાહને ત્યાં ઋદ્ધિની વૃદ્ધિ થતાં તે શીલ પ્રમાણે યશસ્વી બન્યા.

કવિ કહે છે કે હુ તો રાણકપુર ક્ષણવાર રહ્યો ત્યાં તો રાજની માફક કેટલાય સંઘો ચૌમુખજીની યાત્રાએ આવ્યા. તેઓ સ્નાન, પૂજા, આરતી ઊતારી ચાર મોટી ધજાઓ ચડાવતા અને આ ભવ–પરભવ તરી જતા.

ગૌતમ ગણધર સમા જયવંતા જંગમતીર્થ શ્રીસોમસુંદરસૂરિરાજની શ્રીસંઘ જય જય બોલે છે. અને તેમના પાદપંકજ ભ્રમર સમા પ્રાગ્વાટવંશીય મંત્રીરાજ શ્રીધરણાશાહને લોકો ધન્ય ધન્ય કહે છે. તેઓ આનંદપૂર્વક સાધર્મીઓ માટે સાધર્મ્મીવાત્સલ્ય કરે છે અને ષટ્દર્શની લોકોને દાન આપે છે તેથી તેમની કીર્તિ ચારે દિશામાં વિસ્તાર પામે છે.

આ પ્રકારે સં. ૧૪૯૯ ના કાર્તિક માસમાં મેઘ નામના કવિએ આ સ્તવન સોલ્લાસ-મને કર્યું છે.

રાજનગરનાં જિનમંદિરોમાં સચવાયેલાં

# ઐતિહાસિક અવશેષો

લેખકઃ—શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ, અમદાવાદ

આ લેખ લખવાનો મારો આશય અમદાવાદના એકેએક જિનમંદિરોમાં આવેલી પાષાણની તથા ધાતુની જિનપ્રતિમાઓ અને દેવદેવીઓની મૂર્તિઓ ઉપર સચવાઇ રહેલા નાના મોટા લેખોનો યથાવકાશે જૈન જનતાને પરિચય આપવાનો છે અને જેમ જેમ મને મારા કાર્યક્ષેત્રમાંથી સમય મળશે અને જિનમંદિરોના વહીવટદારો મને લેખો લેવામાં સગવડ આપતા રહેશે તો મારુ કાર્ય આ ક્ષેત્રમાં આગળ ધપાવવાની અને તેમ કરીને અમદાવાદના ઇતિહાસમાં જૈનોએ શું ફાળો આપ્યો છે તેનું કિંચિત્ દિગ્દર્શન કરાવવાની મારી ધારણા છે.

ચાલુ વર્ષના વૈશાખ સુદી ૧ ના દિવસે દોસીવાડાની પોળમા આવેલા શ્રીસીમંધર સ્વામીના દેરાસરના ભૂમિગૃહમાથી આરસની તૂટેલી જિનપ્રતિમાઓ તથા ધાતુપ્રતિમાઓના લેખો લેવા માટે, દેરાસરના વહીવટદારો પૈકી શ્રીયુત અમૃતલાલ મોહનલાલ ઝવેરીએ, પરમપૂજ્ય મુનિમહારાજ શ્રીદર્શનવિજયજીની સૂચનાથી મને જણાવ્યું અને તે અનુસાર બપોરના બેથી ચાર વાગ્યાની અંદર મે જે જે શિલાલેખોની નકલો ઊતારી તેની આ લેખમાં માત્ર નોંધ જ હાલમાં તો આપીશ અને હવે પછીના લેખમા તેજ દેરાસરની ભીતોમાંનાં જૈન ધાર્મિક પ્રસંગોને લગતાં ભીત્તિચિત્રોનો પરિચય આપવા પ્રયત્ન કરીશ.

પાષાણની પ્રતિમાઓના લેખો.

૧ (1) ॥९०॥ संवत् १६४३ वर्षे फाल्गुन सित ११ गुरौ श्रीकुंथुनाथबिंबं अहम्मदावाद प्रागूवाटज्ञातीय सा० श्रीराज भार्यया सं० नीमजी सुतया

(2) बाई छूरूपदेनाम्न्या कारितं श्रीतपागच्छाधिराज भट्टारक श्रीहीरविजयसूरिशिष्य सकलसूरिशिरोमणि श्री विजयसेनसूरिभि प्रतिष्ठितम्॥छ॥

આ લેખ સફેદ આરસની પ્રતિમાજીના ટૂકડાઓ પરથી લીધેલો છે.

૨ (1) ॥१८९३ वर्षे माहा सुदि १० बुधवासरे सा । साकरचंद

આ લેખ પણ બીજી એક પ્રતિમાજીના ટૂકડાઓ પરથી લીધેલો છે.

૩ (1) १६४३ व० फा० सु० ११ गरू अहमदावाद वा० प्र० प्र०

(2) का० श्री श्रेयांसबिंबं त० श्री विजयसेन प्रतिष्टीतः

૪ (1) ॥संवत् १७८९ मृगसिर सुदि ५ रवौ

આ બંને પ્રતિમાઓ પણ તૂટેલી જ છે અને સફેદ આરસની છે.

૫ (1) ॥ सं० १६४६ वर्षे फाल्गुनसित ११ गुरौ अहिम्मदावाद वास्तव्य प्राग्वाटज्ञातीय पारि [०] वच्छराजेन कारितः

(2) श्रीं श्रेयांसबिंबं तपागच्छाधिराज श्रीहीरविजयसूरिशिष्य सकलसूरिशिरोमणि श्रीविजयसेनसूरिभि [.] प्रति—
(3) ष्ठितं

આ લેખ તૂટેલી પ્રતિમાઓ પૈકીની સર્વથી સુંદર કાળા આરસની પ્રતિમાજીના પાછળના ભાગનો છે અને તે પણ ચાર ટૂકડાઓમાં વહેંચાએલો છે.

ઉપરોક્ત પાંચે પ્રતિમાઓના ટૂકડાઓ તથા બીજા પણ પ્રતિમાજીના ટૂકડાઓ ચાલુ વર્ષના વૈશાખ સુદી ૨ ના રોજ દહેરાસરના વહીવટદારો તરફથી ખંભાતના દરીયામાં પધરાવવા માટે મોકલાવી આપવામા આવેલ છે.

આ બધી પ્રતિમાઓ સીમંધર સ્વામીના દેરાસરમા પહેલા આગ લાગી હતી તે વખતે ખંડિત થઈ ગએલી હતી અને ભોંયરામાં સંઘરી રાખવામા આવેલી હતી.

ઉપરોક્ત પ્રતિમાઓની સાથે બીજી ધાતુપ્રતિમાઓ પણ ભોંયરામાં રાખવામા આવેલી હતી, તે પ્રતિમાઓ પૈકીની મોટા ભાગની પ્રતિમાઓના લેખો વાચી શકાય તેવા હોવાથી તે વાચીને મેં લખી લીધેલા છે, જે નીચે પ્રમાણે છેઃ—

૬ ભોંયરામા બહાર કાઢવામાં આવેલી ધાતુપ્રતિમાઓ પૈકીની સૌથી પ્રાચીન પ્રતિમા શ્રીઋષભદેવ ભગવાનની છે, જેનો ફોટો ખાસ લેવા લાયક છે; આ પ્રતિમાની પાછળની બેઠકના ભાગમાં નવમા સૈકાની લિપિમા કેટલાક અક્ષરો લખેલા છે, જે પૈકી **देवधर्म्मोय** અક્ષરો મને બરાબર વંચાયા છે. આવા જ અક્ષરોના લેખવાળી એક નાની પ્રતિમાજી મારા પોતાના સગ્રહમા છે; જેના ઉપર સંવત ૯૯૪નો લેખ છે અને તેથી મારી માન્યતા પ્રમાણે આ પ્રતિમાજી પણ નવમા સૈકાના છે.

આ પ્રતિમાજીની ઉંચાઈ ૧૦૧/૪ ઈંચ છે તથા મધ્ય ભાગનાં યક્ષ–યક્ષિણી સહિતની પહોળાઈ ૧૦૧/૨ ઈંચ છે, જ્યારે ભગવાનની પલાંઠી નીચેની બેઠકમા આઠ ઊભા ગ્રહો શિલ્પીએ રજુ કરેલા છે. આ આઠ ગ્રહોની રજુઆત પણ આપણને આ પ્રતિમાજી દસમા સૈકા પહેલાના હોવાનો પૂરાવો આપે છે.

આ એકલમલ પ્રતિમાજીના બને ખભા ઉપર દીક્ષા વખતે ઈંદ્રની પ્રાર્થનાથી રહેવા દીધેલી કેશની ત્રણ લટો શિલ્પીએ સુંદર રીતે કોતરેલી છે. આ પ્રતિમાજીને પરિકર નથી, પલાંઠીની નીચેનો ભાગ કાટથી ખવાઈ ગએલો સ્પષ્ટ દેખાય છે. ખવાઈ ગએલી ગાદીની જરા નીચે બને બાજુના છેડે શિલ્પીએ એકેક સિંહની આકૃતિ કોતરેલી છે, બંને સિંહોની બાજુમા જરા છેટે યક્ષ–યક્ષિણીની રજુઆત પણ શિલ્પીએ કરેલી છે, અહીંઆ પણ જમણી બાજુ યક્ષ તરીકે બે હાથવાળો યક્ષરાજ તથા ડાબી બાજુએ બે હાથવાળી અંબિકાદેવીની યક્ષિણી તરીકે રજુઆત કરેલી છે. આ બધું એ પુરવાર કરે છે કે આ પ્રતિમા અગિયારમા સૈકા પહેલાની તો જરૂર છે જ. યક્ષરાજના બે હાથો પૈકી જમણા હાથમાં ફળ છે તથા ડાબા હાથમાં રૂપીઆની થેલી

છે અને યક્ષિણી અંબિકાના જમણા હાથમાં આંબાની લુંબ છે તથા ડાબો હાથ ખોળા ઉપર ઊભા રહેલા બાળક પર છે. બંનેની નીચે આસન કમલનું જ છે.

૭ લગભગ દસમા સૈકાની આ એક ત્રિતીર્થી છે. આની પાછળ અથવા કોઇપણ જગ્યાએ લેખ નથી. પરંતુ પ્રતિમાજીનું શિલ્પ લગભગ દસમા સૈકાનું છે મધ્યમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુના મસ્તકે સાત ફણાવાળી પ્રતિમાજી પદ્માસનસ્થ છે. અને મૂળનાયકની બંને બાજુએ એકેક ઊભી કાયોત્સર્ગસ્થ પ્રતિમાજી છે. પ્રભુની પલાંઠીની નીચે બે કમલનાં ફૂલોની આકૃતિઓ શિલ્પીએ રજુ કરેલી છે. બંને બાજુની કાયોત્સર્ગસ્થ જિનપ્રતિમાજીની બાજુમાં એકેક ચામર ધરનાર ઊભેલા છે, બેઠકની નીચે નવગ્રહો છે, જે આ શિલ્પ દસમા સૈકાનું અથવા અગિયારમા સૈકાનું હોવાનો પૂરાવો છે. આ પ્રતિમાની નીચે પણ લાંછન નથી અને જમણી બાજુ બે હાથવાળો યક્ષરાજ તથા ડાબી બાજુ બે હાથવાળાં અંબિકાદેવી છે. મસ્તક પરની સાત ફણાઓના ઉપર ત્રણ છત્ર છે અને છત્રની બંને બાજુએ એકેક ગાંધર્વ હાથમાં ફૂલની માળા લઇને આકાશમાંથી આવતા હોય તેવી રીતે શિલ્પીએ રજુ કરેલા છે, જે સાબીતી આપે છે કે આ પ્રતિમાજી અરિહંત ભગવાનનાં છે. આ પ્રતિમાજીની ઉંચાઈ ૧૦૧/૪ ઈંચ છે અને પહોળાઇ ૭૧/૨ ઈંચ છે.

૮ આ પ્રતિમાજીની પાછળ આ પ્રમાણે લેખ છેઃ—

**संवतु (त) ११२१ वैसाख वदि ११ सहजी स्रा(श्रा)विका कारिता**

આ પ્રતિમાજી સહજી નામની શ્રાવિકાએ સંવત ૧૧૨૧ના વૈશાખ વદિ ૧૧ પ્રતિષ્ઠિત કરાવ્યાના માત્ર લેખવાળી છે, તે સિવાય પ્રતિષ્ઠા કરાવનાર આચાર્ય વગેરેનું નામ સુદ્ધાં પણ નથી.

૯ સંવત ૧૧૨૯ના લેખવાળી અને પરિકર સહિતની આ મૂર્તિના જુદા જુદા વિભાગો થઇ ગએલા છે અને પરિકર ઉપરનુ જુદું જ છે અને તે પરિકરની પાછળ આ પ્રમાણેનો લેખ છેઃ—

**९० ॥ संवत् ११२९ श्री व्रह्माणिगच्छे सुमतिघर दुहिता सय्यसो देव मुख्य कारितं वि (बी) रं पंपं (बिंबं) ॥**

આ પ્રતિમાજી મહાવીર સ્વામીજીનાં હોવા છતાં પણ યક્ષ તરીકે તો જમણી બાજુએ યક્ષરાજ બે હાથવાળા તથા ડાબીબાજુ બે હાથવાળા અંબિકાદેવી યક્ષિણી તરીકે શિલ્પીએ રજુ કરેલાં છે, જે યક્ષ તથા યક્ષિણી તરીકે યક્ષરાજ તથા અંબિકાદેવીના વધારે પ્રચારની ખાત્રી આપે છે.

ધાતુની ઉપરોક્ત નંબર ૬ થી ૯ વાળી મૂર્તિઓ સિવાયની બીજી પ્રતિમાઓની શિલ્પની દૃષ્ટિએ તથા મૂર્તિવિધાનશાસ્ત્રની દૃષ્ટિએ ખાસ વિશિષ્ટતા નહિ હોવાથી તેના લેખો જ માત્ર અત્રે આપવાનુ યોગ્ય લાગવાથી નીચે સંવતવાર રજુ કર્યા છે.

૧૦ **सं [०] १२२३**

૧૧ **संवत् १३४१ वर्षे ज्येष्ट वदि ११ गुरौ प्राग्वाटज्ञातीय श्रे० पाल्हणेन निज पितृ श्रे० सीहलस्य श्रेयोर्थं श्रीसंभवनाथबिंबं कारितं ॥**

१२ संवत् १३४७ वर्षे प्रा० नेनसिंहभार्या रुदल पुत्र जयंत

१३ सं [०] १३६८ वर्षे ज्येष्ठवदि ८ सोमे श्रीश्रीमालज्ञातीय श्रे० नागपालभार्या जासल श्रेयोर्थं सुतआलाकेन श्रीमहावीरबिंबं श्रीवीरसिंहसूरीणामुपदेशेन

१४ सं [०] १३७३ फागुणशुदि ८ प्राग्वाट ठ० रतनश्रेयोर्थं सुत ठ० वीरमेन श्रीपार्श्व० बिंबं कारित प्र० वृहद्गच्छे श्रीहेमप्रभसूरिशिष्य श्रीपद्मचंद्रसूरिभः ॥

१५ सं० १४०५ वर्षे माघशुदि......

१६ सं० १४१७ ज्येष्ठ सु [०] १० श्रीमाली लप(ख)मसी भा० आल्हू पु० सांगणेन पितृव्य सांवा तत्पुत्र कालावदा निमित्तं श्रीआदिबिं० का० प्र० श्रीसूरिभिः ॥

१७ सं० १४२१ वर्षे वैशाप(ख) व० ५ शनौ श्रीमा० ज्ञा० पितामह नागदे० सा० नायक निमित्तं सु० भडालींबाभ्यां श्रीसंभवनाथबिं० का० प्र० श्रीसूरिभिः

१८ सं० १४२३ व० फा० सु० ८ सोमे श्रीपंडेरकीयगच्छे श्रीयशोभद्रसूरि सं० ओ० ठ० देवसी भा० धरणु पु० धरसीहेन मातृपितृ श्रे० श्रीनेमि० बिं० का० प्र० श्रीईस्वरसूरिभिः

१९ सं० १४४२ वर्षे फा० वदि ३ शुक्रे.................................................
..................................प्रति० चैत्रगच्छे श्रीवीरचंद्रसूरिभिः ॥

२० ॥ सं० १४४३ वर्षे वै० सुदि ३ सोमे ऊकेसज्ञातीय मं० लाला भा० माणिकि पु० झंडपाकेन पितृमातृश्रेयसे । श्रीमहावीरबिंबं कारितं । श्रीसांडेरगच्छे श्रीयशोभद्रसूरिसंताने प्र० श्रीसुमतिसूरिभिः ॥

२१ सं० १४५२ वर्षे वैशाप(ख) वदि १ सोमे श्रीमोढज्ञातीय पितृ श्रे० फांकु समातृ वा० नागला श्रेयोऽर्थं श्रे० त्रिरूआकेन श्रीअजितनाथ बिंबं कारापितं । प्रतिष्ठितं श्रीविद्याधरगच्छे श्रीउदयदेवसूरिभिः ॥

२२ संवत् १४५४ वर्षे माघसुदि ९ शनौ प्राग्वाटज्ञातीय व्यव [०] महणसी(सिं)ह भार्या माल्हणदे पुत्र सामलेन श्रीआदिनाथबिंबं पित्रोः श्रेयसे कारितं । साधु पू० श्रीवस्मातलकसूरीणामु०

२३ सं. १४६७ वर्ष (र्षे) प्राग्वाट........

२४ ॥९०॥ संवत् १४६८ वर्षे श्रीश्रीमालज्ञातीय श्रे० पांचा सुत चोटा भातृ खरा आत्मश्रेयसे श्री अजितनाथादि पंचतीर्थी कारिता श्रीतपागच्छेश श्रीदेवसुंदरसूरीणामुपदेशेन प्रतिष्ठितं श्रीसूरिभिः

२५ सं० १४६९ वर्षे फागुणवदि ९ शुक्र (क्रे) हुंबडज्ञातीय ठ० पूना भा० पूजी पु० देवराजशिवराजाभ्यां पित्रो श्रेयसे श्रीसुमतिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्रीसिद्धदत्तसूरिभिः

२६ सं० १४७७ वैशाख (ख) शु [०] ३ उपकेशवंश सा० समरासुत सा० धना भार्या धर्मादे पुत्र सा० वाछाविनयपालाभ्यां सा० कामा सुत सा० आसा श्रेयोर्थं श्रीशांतिनाथबिंबं कारितं प्र० श्रीतपा [०] श्रीसोमसुंदरसूरिभि ॥

२७ [संवत] १४८५ वै० शु० ३ प्रा० व्य० दीता भार्या......देपाकेन भा० हांसू कउतिगदेव्यादि युतेन श्रीविमलबिंबं प्र० श्री

२८ सं० १४८५ वर्षे वै० शु० ३ बुधे श्रीश्रीज्ञातीय श्रे० परबत भा० पूनादे पुत्र्या भरमी नाम्न्या श्रीवासुपूज्यबिंबं का० प्रति० श्रीआगम्यक प्र० श्रीमनिशं (सिं) हसूरिभिः ॥

२९ सं. १४९६ वर्षे वैशाष (ख) सुदि ११ बुधवारे काष्टासंगीय ष (ख) रनहरगोत्रे सा० छीहल......

३० ( આ લેખ એક પરિકર પર છે. મધ્યમાં પ્રતિમાજી નથી. )
सं० १५०३ वर्षे माघ स (सु) दि ५ ब (बु) धे आगमगच्छे श्रीमनिसिंहसूरिभिः श्रीसुपार्श्वनाथबिंबं कारापितं प्रतिष्ठ (ष्ठि) तं। स (शु) भं भवत् (तु)॥

३१ सं० १५१२ वर्षे वैशाष (ख) शु (सु) दि ५ शुक्रे श्रीश्रीमालज्ञा० श्रे० जइता भार्या वाल्हो आत्मश्रेयसे श्रीविमलनाथबिंबं का० श्रीसुरीणामुपदेशेन प्रतिष्ठितः ॥

३२ सं० १५२३ वर्षे वैशाष (ख) वदि १ सोमे श्रीहारीजगच्छे ओशवालज्ञातीय श्रे० जावडभार्या अरघू द्वि० भावलदे त देवदासेन मातृपितृश्रेयोर्थं श्रीमुनिसुव्रतस्वामिबिंबं कारितं प्र० श्रीमहेश्वरसूरिभिः ॥

३३ सं० १५२८ वर्षे वैशाष (ख) वदि १० तिथौ उशवालज्ञातीय सं. समधर भा० रत्नू पु० हांसा थावर भा० नाथी पु० वयजासहजाभ्यां सं० हांसा पुन्यार्थ श्रीचंद्रप्रभबिंबं कारितं । प्र० श्रीसंडेरगच्छे श्रीसालिसूरिभि ॥

३४ संवत् १५३६ व० वै० सु० ६ रवौ आसापल्लीवास्तव्य श्रीश्रीमालीज्ञातीय श्रे० टाहा भार्या सोही सुत षो (खी) मा भा० अरघू भ्रातृ श्रे [०] गहिगा भा० जीविणि श्रे (श्रे) यसे श्रीकुंथुनाथबिंब का० प्र० सर्व्वसु०

३५ सं० १५४९ व० माघ सु [०] ५ गुरो श्रीउसवालमहाजनो अदा भा० सांतू सुत गणपति धणपति गणपति गंगादे भा० करमादे सुत जागासहितेन पितृव्य सिवा निमित्तं श्रीकुंथ (थु) नाथबिं० कारि० प्र० श्रीचैत्रगच्छे श्रीलक्ष्मीसागरसूरिपट्टे श्रीवीरचंद सु० चांद्रसमी० वूयसण.

३६ ॥ संवत् १५६० वर्षे वैशाष सुदि ३ बुधे श्रीओसवालज्ञातीय दो० नगराज भा० नायकदे सु० दो० लष (ख) राजेन भा० कस्तूराई सु० हरदाश (स) पूंजावरजांग प्रमुखकुटुंबयुतेन श्रीमुनिसुव्रतस्वामिबिंबं कारितं प्रतिष्ठितं श्रीजीरापल्लीय (ग०) श्रीदेवरत्नसूरिभि अहम्मदावाद.

( ચાલુ )

# અલોકમાં કાળદ્રવ્ય

લેખક : શ્રીયુત પોપટલાલ સોનજીભાઈ મહેતા, જુનાગઢ

જૈન તત્ત્વજ્ઞાન પ્રમાણે આ જગતનો વિચાર કરતાં આકાશ અને તેમાં રહેલા સ્વતંત્ર શાશ્વત દ્રવ્યોનો પહેલો ખ્યાલ આવે છે. જૈન તત્ત્વજ્ઞાન મુજબ આકાશનો, લોક–આકાશ અને અલોક–આકાશ એમ બે વિભાગ પાડી, એ રીતે તેનો વિચાર કરાએલો છે.

લોક આકાશ તેને કહે છે કે જેમાં જીવ પુદ્ગલ વગેરે દ્રવ્યો રહેલાં છે અને તે સિવાયનું આકાશ તે અલોક ગણાય છે. આ અલોક આકાશમાં જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ કે કાળ નથી, માત્ર આકાશ છે: તે સિવાય કંઈ નથી.

પરંતુ અહીં સવાલ એ થાય છે કે અલોકમાં કાળ નથી એટલે શું? લોક આકાશમાં "હમણાં–પછી–આજ–કાલ–હવે–પછી" વગેરે પદો કાલ સૂચવે છે. અને એવો કાળ શું ખરેખર અલોકમાં નથી? રાત–દિવસ, પ્રભાત, સાંજ, મધરાત્રિ, બપોર ઇત્યાદિ કાલના વિશેષ પર્યાય બીજા દ્રવ્યોના અભાવે સંભવતા નથી. પરંતુ ઉપર જણાવી ગયા તેવા ભાવનો કાળ વિષેનો સૂક્ષ્મ વિચાર એ અલોક આકાશ વિષે આપણે કહી શકીએ ખરા? આપણે વિચાર કરીએ તો જણાશે કે રાત્રિદિવસ વગેરે વિભાગવાળો કાળ અલોકમાં હોઈ શકે નહિ એ નિશ્ચિત છે. પરંતુ હમણા–પછી–આજ–કાલ ઇત્યાદિ સૂક્ષ્મ ભાવવાળો કાળ અલોક આકાશમાં સંભવે છે ખરો? એ મુઝવનારો પ્રશ્ન થઈ પડશે.

ઉપરના પ્રશ્નના નિરાકરણ માટે આપણે જરા "કાળ"નું સ્વરૂપ નિહાળવું પડશે. "કાળ"ને જૈન તત્ત્વજ્ઞાનમાં છ દ્રવ્યો પૈકી એક દ્રવ્ય તરીકે ગણનામા લીધું છે ખરું, પરંતુ તેના સ્વરૂપનો વિચાર કરતા તેને પ્રદેશાત્મક દ્રવ્ય તરીકે સ્વીકાર્યું નથી. કાલનું લક્ષણ પરાવર્તના વર્ણવેલ છે, અર્થાત્ જે પ્રદેશાત્મક દ્રવ્યો છે તેના ફેરફાર બતાવનાર એક વિચારપ્રધાન દ્રવ્ય તરીકે તેને ગણ્યું છે. એટલે કે પ્રદેશાત્મક દ્રવ્યોની ભિન્ન થતી સ્થિતિ સમજવામાં વિચાર રૂપે કાલનો સ્વીકાર અવશ્ય કરવો પડશે. એક ને એક દ્રવ્યની ભિન્ન ભિન્ન સ્થિતિ સ્વીકારીએ અગર એક ક્રિયા કે બનાવ અને બીજી ક્રિયા કે બનાવનું પૃથક્-પણું કરીએ ત્યારે તે બન્ને સ્થિતિનુ અતર કાળદ્રવ્યથી બતાવી શકાશે. જેમ જુદા જુદા સ્થાનમાં વર્તતા પદાર્થોનુ અંતર આકાશ દ્રવ્યથી બતાવી શકાય છે, એટલે જેમ સ્થાનનું અંતર બતાવવા આકાશ દ્રવ્યનો સ્વીકાર કરીએ છીએ તેમ એક ને એક પદાર્થની ભિન્ન ભિન્ન અવસ્થા વ. બતાવવા કાલ દ્રવ્યનો સ્વીકાર કરીએ છીએ. કાળનો આ રીતે જે સ્વીકાર થાય છે તે વિચારાત્મક ભાવ કે પદાર્થ તરીકે, પણ પ્રદેશાત્મક પદાર્થ તરીકે નહીં. આકાશ દ્રવ્યનો સ્વીકાર પ્રદેશાત્મક પદાર્થ તરીકે અને વિચારાત્મક પદાર્થ ઉભય તરીકે કરીએ છીએ. આમ કાલનુ લક્ષણ જોતા કાલને માત્ર વિચારાત્મક ભાવ તરીકે દ્રવ્ય ગણેલ છે. કેમકે બે ક્રિયાનું પૃથક્પણું કે બે અવસ્થાનું અંતર બતાવવામાં કાલ દ્રવ્યનો આશ્રય લઇ

આપણે વિચાર કરી શકીએ છીએ. આ પરથી એ નક્કી થયું કે કાલ વિચારાત્મક દ્રવ્ય છે, અને તેનું મુખ્ય લક્ષણુ પરાવર્તના કે ફેરફારો બતાવનાર વિચાર છે. હવે આપણે આટલુ સ્પષ્ટ કરી, અલોકમા વિચારાત્મક કાળદ્રવ્ય સંભવે ખરું કે નહીં-તે વિષે વિચાર કરીએ.

જો કાલદ્રવ્ય સંબંધી અતિવ્યાપક રીતે વિચાર કરીએ તો કાલ અલોકમાં એક અપેક્ષાએ લાગુ કરવાનુ મન થઇ આવે. અને તે અપેક્ષા એ કે જો કાલદ્રવ્ય વિચારાત્મક સ્વરૂપે અલોકમાં માનવામાં ન આવે તો શું અલોકમાં બધું સ્થિર, એક જ સ્થિતિમાં, ભૂત, ભવિષ્ય, વર્તમાન એક જ સ્વરૂપમાં બંધાઇ ગયુ છે? આ એક જ માત્ર (Stationery) સ્થિતિ, ત્રણે કાળોનું (ભૂત, વર્તમાન, ભવિષ્યનુ) બંધાઇ જવું-તે દૃષ્ટિએ કદાચ આપણે કાલદ્રવ્યનો સ્વીકાર અલોક આકાશમાં કરવા તરફ લલચાઇ જઈએ પરંતુ આમ કરતા પૂર્વે કાલનુ લક્ષણુ અને અલોકની સ્થિતિ એ ઉભયનો સૂક્ષ્મ રીતે વિચાર લંબાવવો પડશે.

આપણે અગાઉ એ જણાવી ચૂકયા છીએ કે અલોક આકાશમાં બીજા કોઇ દ્રવ્યો નથી. અને અલોક ખાલી આકાશ સિવાય બીજું કાંઈ નથી. એટલે આ વિભાગવાળા આકાશની સ્થિતિ જ એક સરખી છે; તેમા કાઇપણ ગતિ, પરિવર્તન કે પૃથકકપણું થતું નથી. કેમકે પરિવર્તનશીલ કોઈ પ્રદેશાત્મક દ્રવ્યો ત્યા નથી આ દ્રવ્યો નથી, એટલે એ દ્રવ્યોની ભિન્ન ભિન્ન અવસ્થાઓ, તેમનુ જુદા જુદા સ્થાનનું અંતર, બનાવો કે ક્રિયાનુ પૃથક્કપણું કે આમાનું કાઇ અલોક આકાશમા છે નહિ, અને આપણે હમણા જ કાલનુ લક્ષણુ નિહાળી ચૂકયા છીએ કે પ્રદેશાત્મક દ્રવ્યોની ભિન્ન ભિન્ન અવસ્થાઓ, ભિન્ન ભિન્ન સ્થાનોનું અતર અને બનાવો કે ક્રિયાનુ પૃથક્પણું બતાવવા માટે આપણા વિચારમાં કાલદ્રવ્યને મુખ્ય કરવું પડે છે. એટલે એ સ્પષ્ટ છે કે જ્યાં આ ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ, ક્રિયાઓ વગેરેના ઉત્પાદક દ્રવ્યો નથી, ત્યા કાલનો વિચારાત્મક રીતે પણુ આશ્રય લેવાનો રહેતો જ નથી. કેમકે ત્યાં આ પરિવર્તન, ગતિ કે અવસ્થા નહિ હોઇ કાલનો ઉપયોગ વિચારમાં પણુ કરવાનો રહે જ નહિ.

ઉપર પ્રમાણે વિચાર કરતા આપણે આટલું નક્કી કર્યું કે અલોક આકાશમાં કાલ-દ્રવ્યનો જે વિચારાત્મક ભાવ છે, તેનો સભવ નથી, આથી તેનો ત્યાં અભાવ માન્યો છે. આપણે ઉપર જણાવી ગયા તે પ્રમાણે અલોકમા પ્રદેશાત્મક દ્રવ્યોની ગતિ, સ્થાન કે અવસ્થાનો સદંતર અભાવ હોવાથી તે જ ગતિ સ્થિતિ અને અવસ્થાના વિચારમાં જે કાલનો આશ્રય લેવો પડે છે, તે આશ્રય લેવાનો નહિ હોવાથી કાલનો વિચાર જ કરવો પડતો નથી, એ દૃષ્ટિએ–કાલના લક્ષણુની દૃષ્ટિએ તેનો અભાવ સ્વીકાર્યો છે, એમ સિદ્ધ છે. એટલે આપણા પ્રશ્નનો જવાબ એ આવે કે કાળદ્રવ્ય જે વિચારાત્મક ભાવ છે, તેનો અલોક આકાશમા અભાવ સિદ્ધ છે.



# ઉપયોગવાદનું સાહિત્ય

( લે. પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. )

જૈન ધર્મના અભ્યાસીથી એ વાત અજાણી નથી કે જૈન દર્શન સર્વજ્ઞનુ અસ્તિત્વ સ્વીકારે છે. વિશેષમાં એ સર્વજ્ઞને કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગો હોવાનું પણ માને છે. આ બે ઉપયોગો એક સાથે હોય છે કે વારાફરતી હોય છે એ સંબંધમાં મતભેદ જોવાય છે એટલું જ નહિ પણ એ બે ઉપયોગો વસ્તુતઃ ભિન્ન નથી, ઉપયોગ તો એક જ છે, પણ વિશિષ્ટ અપેક્ષાને લઈને એનાં કેવલજ્ઞાન અને કેવલદર્શન એવાં બે નામ છે અને એથી તો નામ સિવાય ઉપયોગમાં કોઈ ભેદ જેવી વસ્તુ નથી એવો પણ અભિપ્રાય કેટલાક ધરાવે છે. આમ યુગપદુપયોગવાદ, ક્રમોપયોગવાદ, અને અભેદોપયોગવાદ એમ ત્રણ પ્રકારની વિચારધારા જૈન દાર્શનિક ક્ષેત્રમાં જોવાય છે. એને અંગે જે કૃતિ વગેરે મારા જાણવામાં છે તેની સંક્ષિપ્ત સૂચિ ભાષાદીઠ રજૂ કરવી એ આ લેખનો ઉદ્દેશ છે, અને એ ઉદ્દેશ એ આ યૌગપદ્ય-પક્ષ, ક્રમ-પક્ષ અને અભેદ-પક્ષનાં[1] સમર્થન અને ખંડન અંગેની તમામ દલીલો રજૂ કરી એ વિષે ઊહાપોહ કરવાના મારા મનોરથને ફલીભૂત કરનારું પ્રાથમિક પગથિયું છે.

### પાઇય

**ભદ્રબાહુસ્વામીએ રચેલી આવસ્સયનિજ્જુત્તિ** ( ગા. ૯૭૯ )

દિગંબરાચાર્ય **કુન્દકુન્દે** રચેલો **નિયમસાર** ( ગાથા ૧૫૯ )[3]

**સિદ્ધસેન દિવાકરકૃત સમ્મઇપયરણ** ( દ્વિતીય કાંડ, ગાથા ૩-૩૧ )

**જિનભદ્રગણિ** ક્ષમાશ્રમણે રચેલ **વિસેસાવસ્સયભાસ** ( ગાથા ૩૦૯૦-૩૧૩૫ )

" " " **વિસેસણવઈ** ( ગાથા ૧૫૪-૨૪૯ )

### સંસ્કૃત

'વાચકવર્ય' **ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્ર** ( ૧-૩૧ )નું સ્વોપજ્ઞ ભાષ્ય.

દિગંબરાચાર્ય **પૂજ્યપાદ દેવનંદિકૃત સર્વાર્થસિદ્ધિ** ( ૧-૯ ની વ્યાખ્યા )[4]

**જિનભદ્રગણિકૃત વિસેસાવસ્સભાસની** સ્વોપજ્ઞ વ્યાખ્યા.

દિગંબરાચાર્ય **સમન્તભદ્રકૃત આપ્તમીમાંસા** ( કા. ૧૦૧ )[5]

**મલ્લવાદીએ** રચેલી **સમ્મઇપયરણની** ટીકા[6]

---

૧ અત્યાર સુધી એવી એક પણ દિગંબર કૃતિ મળી આવી નથી કે જેમાં યૌગપદ્ય-પક્ષ સિવાયના કોઈ પણ પક્ષનુ સમર્થન હોય

૨ આ ઉપરાત જે આગમોમાથી પાઠો **વિસેસાવસ્સયભાસ** વગેરેમાં રજૂ કરાયા છે તે પણ અહીં સમજી લેવા.

૩ આમાં કેવળ યૌગપદ્ય-પક્ષનો ઉલ્લેખ છે.

૪-૫ આ બનેમા ફક્ત યૌગપદ્ય-પક્ષનો નિર્દેશ છે, પરંતુ બીજા બે પક્ષ પૈકી એકેનું ખંડન નથી.

૬. આ ટીકા હજી સુધી તો કોઈ સ્થળેથી મળી આવી નથી. **મલ્લવાદીએ** યૌગપદ્ય-પક્ષના સમર્થનરૂપે કોઈ કૃતિ રચી હોય એમ સંભાવના કરાય છે.

'ગંધહસ્તી' સિદ્ધસેનગણિકૃત **તત્ત્વાર્થટીકા** (ભા. ૧, પૃ. ૧૧૦-૧૧૧).
કોટ્યાચાર્યકૃત **વિસેસાવસ્સયભાસ**ની ટીકા (પત્ર ૮૭૬-૮૮૩)
યાકિનીધર્મસૂનુ હરિભદ્રસૂરિકૃત **નન્દી**ની વૃત્તિ (પત્ર પર-પપ)
દિગંબરાચાર્ય અકલંકે રચેલી **અષ્ટશતી**
,,　　અકલંકે રચેલ **તત્ત્વાર્થરાજવાર્તિક** (પૃ. ૨૫૭ અને ૨૬૨)
દિગંબર [7]સુમતિ ઉર્ફે સન્મતિ દ્વારા રચાયેલ **સમ્મઇપયરણ**ની ટીકા.[8]
પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય અભયદેવસૂરિકૃત **સમ્મઇપયરણ**ની ટીકા નામે **તત્ત્વબોધવિધાયિની** (પૃ. ૫૯૬-૬૨૧)
મલયગિરિસૂરિકૃત **નન્દી**ની વૃત્તિ (પત્ર ૧૩૪ અ-૧૩૮ આ)
'મલધારી' હેમચન્દ્રસૂરિકૃત **વિસેસાવસ્સયભાસ**ની ટીકા (પત્ર ૧૧૯૮-૧૨૧૩)
'ન્યાયાચાર્ય' યશોવિજયગણિકૃત **જ્ઞાનબિન્દુ** (પૃ. ૩૩-૪૯).

## પાઇય-સંસ્કૃત

'મહત્તર' જિનદાસગણિએ રચેલી **નંદીચુણ્ણિ** (પત્ર ૨૧-૨૨)

## ગુજરાતી

**વિસેસાવસ્સયભાસ**નું ચુનીલાલ હુકમચંદે કરેલુ ગુજરાતી ભાષાંતર (ભા. ૨, પૃ. ૪૨૨-૪૩૨)—ઈ. સ. ૧૯૨૭.

મારી રચેલી **આર્હતદર્શનદીપિકા** (પૃ. ૫૨-૫૮ અને પૃ. ૨૬૪-૨૭૨)—વિ. સં. ૧૯૮૮.

પં. સુખલાલ સંઘવી અને પં. બેચરદાસ દોશી દ્વારા રચાયેલ **સન્મતિપ્રકરણ** (પૃ. ૩૪-૪૯)—ઈ. સ. ૧૯૩૨.

## હિન્દી

**જ્ઞાનબિન્દુનો પરિચય** (પૃ. ૫૪-૬૪)—ઇ સ. ૧૯૪૨.

## ઇંગ્લિશ

English translation of Sanmatiprakarana (II, 3-31) by Prof. A. S. Gopani—ઈ. સ. ૧૯૩૯.

શ્વેતાંબર સાહિત્યની જે અનેક વિશિષ્ટતાઓ છે તે પૈકી એક તે ઉપયોગને અંગેના વિવિધ વાદ છે. એને લગતું પાઇય સાહિત્ય એકત્રિત કરી તેની સંસ્કૃત છાયા રચી એનો સારાંશ ગુજરાતીમાં રજૂ કરાય તો તે આ સાહિત્યની અને દાર્શનિક વિષયના અભ્યાસીઓની એક ઉત્તમ સેવા બજાવ્યા જેવું ગણાશે. તો આ દિશામાં કોઈને પહેલ કરવી હોય તો તેને માટે અવકાશ છે. આશા છે કે શ્રીનેમિવિજ્ઞાન-ગ્રંથમાળા જેવીના પ્રકાશક મહાશય આ તરફ પૂર્ણ લક્ષ્ય આપશે.

---

૭. આ તે જ આચાર્ય છે કે જેમના મતની આલોચના શાંતરક્ષિત તત્ત્વસંગ્રહમાં સ્યાદ્વાદપરીક્ષા (કારિકા ૧૨૬૨ ઇત્યાદિ) અને બહિરર્થપરીક્ષા (કારિકા ૧૯૮૦ ઇત્યાદિ)માં કરેલી છે.

૮ આ ટીકા કોઇ સ્થળે હોય એમ જાણવામાં નથી.

# ऋषभस्तवनकी टीकामें पारसी भाषानुशासनके उद्धरण

लेखक—डॉ. बनारसीदासजी जैन M. A. Ph. D.

सं० १९८४ में मुनि जिनविजयजीने श्रीरत्नप्रभसूरिकृत "फारसी भाषामां ऋषभदेव-स्तवन" प्रकाशित किया था[1]। इसमें कुल ११ छंद हैं। पहली दो गाथा, ३–८ दोहा, ९ चतुष्पदी, १० संदिग्ध, ११ इन्द्रवज्रा।

मुनि जिनविजय को कह स्तवन स्व० श्री कान्तिविजयजी के भंडार में एक पत्र पर पंचपाठी आकर में लिखा हुआ मिला था, अर्थात् पत्र के मध्य में मूल स्तवन, और ऊपर नीचे तथा दोनों पार्श्वों में संस्कृत टीका थी। स्तवन के अन्त में "पं० लावण्यसमुद्रगणि शिष्य उदयसमुद्रगणि लिखितं। छ। छ" और टीका के अन्त में "पं० लावण्यसमुद्रगणि नंजाराग्रामे" लिखा है। ऐसा प्रतीत होता है कि मूल स्तवन की प्रतिलिपि उदयसमुद्रने की, और उस पर टीका उन के गुरु लावण्यसमुद्रने लिखी। पत्र पर लिपिकाल नहीं दिया है, इससे मुनिजी उदयसमुद्रका समय निर्धारित नहीं कर सके। हां अक्षरों की आकृति के आधार पर यह विक्रम की सतरहवीं शताब्दी के पीछे का नहीं हो सकता। श्रीयुत मोहनलाल दलीचंद देशाई अपने "जैन साहित्यनो संक्षिप्त इतिहास" के पारा ९७६ में खरतरगच्छीय उदयसमुद्र का सत्ताकाल सं० १७२८ लिखते हैं। कदाचित् यह फारसी ऋषभस्तवन इन्हीं का लिपिकृत हो।

इस स्तवनकी भाषा शुद्ध साहित्यिक फारसी नहीं। टीकाकार के मतानुसार इस में फारसी, अरबी और अपभ्रंश का मिश्रण है।

पद्य नं० ३ और ९ पर टीका करते हुए टीकाकारने दो पद्य उद्धृत किये है। इनके विषयमें मुनि जिनविजय फुटनोट में लिखते हैं––"टिप्पणकारे आ पद्य कोई कोष ग्रंथमांथी अहिं आपेलुं छे। आमांना शब्दोनो खयाल बराबर नथी आवतो। पण आ पद्य ऊपरथी ए वात जणाय छे के आगळना वखतमां फारसी अने संस्कृत एम द्विभाषाकोष आपणा विद्वानोए बनाव्या हता।"

अम्बाला शहर के श्वेताम्बर भंडार में विक्रमसिंहरचित "पारसीभाषानुशासन" की एक प्राचीन प्रति विद्यमान है जिसका परिचय हम "वूलनर कमैमोरेशन वोल्यूम," लाहौर, १९४०, पृ० ११९–२२, तथा "श्री जैन सत्य प्रकाश," क्रमांक ८५, पृ० २२–२४ में करा चुके हैं। उपर्युक्त दोनों उद्धरण इसी ग्रन्थ में लिये गये है। जैसे–

1. जैन साहित्य सशोधक, खंड ३, पृ० २१–२९।

पद्य ३ की टीका का उद्धरण—

खतमथुर्भक्तिर्यथा—

आलोवोमसु आरदुः खतमथुर्भक्तिः सुराद्गायनं,
नृत्यं स्याद्रसकुनयश्च हथमु रूडिस्तदा काइदा।
अन्यायोपि हरामु सोगतिरथो दिव्यादिका जूमला,
संघातस्य स यात निहोरक इति स्याद्विक्रमः व्योध्वनी ॥

पारसी भाषानुशासन की प्रति, पत्र ७ (क), श्लोक २४—
आलोवो मसुआरथुः खतमथुः भक्तिः सुरो गायनं,
नृत्तंस्याद्रशकुर्तयश्च हकतुः रूढिः सदा काइदा।
अन्यायोपि हरामु सोगनिरथो दिव्यादिके जूमला
संघातश्च सफातु निहोरक इह स्याद्विक्रयः प्रोक्तनी ॥२४॥

पद्य ९ की टीका का उद्धरण—
दीद इति विलोकितं। तथा च—
आदिष्टां फरमु इति वस्तुलिखितं गृल्फूं गृहीतं नतं
रल्फं दीद विलोकितः परिहृतं हिस्तुं जुडा योजितं।
दत्तं दाद तिषीद मध्य चटितं जद्दं यदभ्याहितं
गुफ्त कृतं च कर्दु तदहो भग्नं च इस्किस्तयं ॥

पारसी भाषानुशासनकी प्रति, पत्र ६ (ख), श्लोक १३—
आदिष्टं फ़रमूद् निविस्तु लिखितं गृफ्तू गृहीतं गतं,
रफ़्तू दाद विलोकितं परिहृतं हिस्तं जुदा योजितं।
दत्तं दाद चखीदमध्य चटितं जद्दुयदभ्याहतं
प्रोक्तं गुफ्तु कृतं च कर्दु तदहो भग्नं च इस्किस्तनुं ॥ १३ ॥

इस स्तवन की टीका के अन्त में "कुरानकार" की दो कारिकायें उद्धृत की हैं। जैसे—

तुरा मरा इति सर्वत्र संवन्धे संप्रदाने च ज्ञातव्यं।

तथा च कुरानकारः—
अज इव्य त्वया दानसंवन्धे संप्रदाययोः।

आनि मानि अस्मदीयं किं चि कियच्चं दिरीदशं ।
चुनी हमचुनीन् तादृक् वंदिनं इयदेव च ॥
च्चीजे किमपि इत्यादि कुरानोक्तं लक्षणं
सर्वत्र विज्ञेयं संप्रदायाच्च ।

पारसी भाषानुशासनकी प्रतिके अन्तिम पृष्ठ पर एक पारसी पद्यकी व्याख्या लिखी है। उस में भी कुरानकार का उल्लेक है । जैसे—**मरा** महां **अज्य** इत्यन्वयादानं इति कुरान—कारवचनात् संप्रदाने चतुर्थ्याः । खातेरा । इन दोनों उल्लेखोसे अनुमान होता है कि "कुरान" शब्द से किसी फारसी व्याकरण का तात्पर्य है, और कुरानकारसे उसका कर्ता अभीष्ट है ।

**जैन विद्या भवन** कृष्ण नगर, **लाहोर.**
वैशाख शुक्ला ५ सं. २००१

---

# 'જૌહર' અને 'ઝમોર'

( લેખક—પ્રો. **ભોગીલાલ જ. સાંડેસરા,** એમ. એ. )

શ્રી જૈન સત્ય પ્રકાશના ગયા અંકમાં 'જુહાર અને જૌહર' એ નામનો પ્રો. હીરાલાલ રસિકદાસ કાપાડયાનો અભ્યાસપૂર્ણ લેખ છપાયો છે. એના ઉત્તરાર્ધમાં 'જૌહર'ની વ્યુત્પત્તિ વિષે ચર્ચા કરતાં લેખક મહાશયે જણાવ્યુ છે કે, " એ શબ્દ પાઇય ' જઉહર ' અને સંસ્કૃત **जतुगृह** સાથે સંબંધ ધરાવે છે. **जतुगृह** ઉપરથી **जउहर–जौहर** એમ બની શકે છે, અને તેનો અર્થ ' લાખનું ઘર ' એમ થાય છે. ' **જૂની ગૂજરાતી ભાષા** ' (પૃ.૩૭)મા '**जौहर**–જતુગૃહ' એવો ઉલ્લેખ છે તે આ હકીકતનું સમર્થન કરે છે." (પૃ. ૩૫૫)

પ્રો. કાપડિયાએ સૂચવેલી વ્યુત્પત્તિ મને ચિન્ત્ય જણાય છે. **जतुगृह** ઉપરથી **जउहर–जौहर** શબ્દ આવી શકે ખરો, પણ અર્થની દૃષ્ટિએ **जतुगृह**=લાક્ષાગૃહને 'જૌહર'=સામુદાયિક આત્મહત્યા સાથે કેટલો સબંધ વારૂ? પાડવોને લાક્ષાગૃહમાં રાખીને બાળી મૂકવાનો પ્રયાસ દુર્યોધને કર્યો હતો, એવું કથાનક મહાભારતમાં આવે છે; પરન્તુ તે ઉપરથી 'જૌહર'નો પ્રચલિત પ્રયોગ—ખાસ કરી અર્થની બાબતમાં—દૂરાકૃષ્ટ લાગે છે.

' જૌહર ' તેમજ તેનો જ જોડકો ભાઈ 'ઝમોર' ( જેની વ્યુત્પત્તિ વિષે પ્રો. કાપડિયાએ ચર્ચા કરી નથી ) એ બન્ને શબ્દો સંસ્કૃત **यमगृह** ઉપરથી આવેલા હોય એમ મારું માનવું છે. 'જૌહર' શબ્દ રાજપૂત સ્ત્રીઓના વીરત્વપૂર્ણ સામુદાયિક અગ્નિપ્રવેશ માટે વપરાય છે, જ્યારે 'ઝમોર' શબ્દ ભાટ લોકોના ત્રાગાને પરિણામે થતા સામુદાયિક અગ્નિપ્રવેશ માટે પ્રયોજાય છે (કુમારપાળના રાજ્યકાળમા ભાટોએ આવી ત્રણ ઝમોર કરી હતી—પહેલી સિદ્ધપુરમાં, બીજી પાટણથી એક તીરવા દૂર, અને ત્રીજી પાટણના દરવાજે—એવી શ્રુતપરંપરા 'રાસમાળા'માં નોધાયેલી છે. જુઓ 'રાસમાળા' ભાષાન્તર, ત્રીજી આવૃત્તિ, ભાગ ૧, પૃ. ૨૭૯–૮૦. પૃ. ૨૮૦ ઉપર ' ઝમોર ' શબ્દ પાંચ વાર વપરાયેલો છે.) મૂળે **यमगृह** શબ્દનો અર્થ 'મૃત્યુ' થતો હતો, તેમાથી અર્થસંકોચ થઈ, 'સામુદાયિક અગ્નિપ્રવેશ' માટે

એ **શબ્દ** વપરાતો થયો. અપભ્રંશ અને પ્રાચીન ગૂજરાતી સાહિત્યનાં નીચેનાં અવતરણોથી એ સ્પષ્ટ થશે:

(૧) सम्मंति बोलाविउ जु...रे तुम्ह नायग खूटउ आज ।
जं जिणरायह ढूकउ पहु, **जमहरु** लहसिइ नीसंदेहु ॥

—જિનપ્રભાચાર્યકૃત 'ભવ્યચરિત,' કડી ૩૩
( ફા. ગૂ સભા ત્રૈમાસિક, પુ. ૧, પૃ. ૧૫૩ )

(૨) राणी भणइ 'विमासु किस्यूं ? अम्हे सवि **जमहर** पइसस्यूं ।
हिंदू तणइ मानीइ गाइ, तेह तण लोही जल माहि ॥

—પદ્મનાભકૃત 'કાન્હડદેપ્રબન્ધ,' ખંડ ૨, કડી ૧૪૬

(૩) 'चहूआणनूं गिरुउं रात रूडूं अह्म भवाडूं आज।'
राणो वोल सउ ऊचरिउ, 'इम जाणेजो **जमहर** करिउ ॥'

—એ જ, ખંડ ૨, કડી ૧૪૭

(૪) हाहाकार हुइ तिणि वेला राणी **जमहर** पइसइ ।
सरले सादि सहू हरि बोलइ, **जमहर** इणि परि दीसइ ।

—એ જ, ખંડ ૪, કડી ૨૩૯

(૫) पंनरसि चुरासी गढि **जमहर** जालोहर निवेस ।
लोक सवि अंतेउर पुठि हो, **जमहरि** करीउ प्रवेस ॥

—એ જ, ખંડ ૪, કડી ૨૪૨

ઉપરનાં અવતરણો પૈકી (૧)માં કેવળ 'મૃત્યુ'નો અર્થ છે, જ્યારે બાકીનાં સર્વ અવતરણોમાં ઝાલોરના ચોહાણ રાજા કાન્હડદેવ તથા તેના ભત્રીજા સાંતલસિંહને અલાઉદ્દીન ખિલજી સાથે થયેલા યુદ્ધ દરમ્યાન રાજપૂત સ્ત્રીઓએ કરેલા સામુદાયિક અગ્નિપ્રવેશ–'જૌહર'નો જ અર્થ નિઃશંકપણે છે. એ સર્વ સ્થળે **जमहर**ના મૂળ તરીકે **यमगृह** જ ઉચિત છે.

એટલે 'જૌહર' શબ્દ **यमगृह > जमहर > जवँहर > जउहर > जौहर** એ રીતે વ્યુત્પન્ન થયેલો હોવો જોઈએ જૂની ગૂજરાતી અવતરણોમા **जमहर** પ્રયોગ છે તે મૂળ શબ્દ **जतुगृह** હોવાની વિરુદ્ધ જાય છે. બીજુ, 'જૌહર'ના જ જોડશબ્દ '**ઝમોર**'મા દ્વિતીય શ્રુતિમાં **म** આવે છે, તે પણ એમ બતાવે છે કે મૂળ શબ્દ **जतुगृह** ન હોઈ શકે. કારણકે **जतुगृह**માં **म** નથી. 'ઝમોર'ની વ્યુત્પત્તિ **यमगृह > जमहर >** ( મહાપ્રાણ **ह** શબ્દના પૂર્વભાગમાં આવતાં)***झमर > झमोर** એ રીતે વ્યુત્પન્ન થઇ શકે. વૈકલ્પિક પ્રયોગ 'જમોર' **यमगृह > जमहर >** (મહાપ્રાણ **ह** નો લોપ થતા )* **जमर > जमोर** એ પ્રમાણે આવ્યો હોવો જોઈએ.

આમ વાગ્વ્યાપારની દષ્ટિએ મૂળ શબ્દ તરીકે **यमगृह** જ ઉચિત છે. પ્રાચીન ગૂજરાતી સાહિત્યના પ્રયોગો પણ આ વ્યુત્પત્તિને ટેકો આપે છે. **जतुगृह** ઉપરથી **व्युत्पत्ति** સ્વીકારીએ તો, **झमोर** શબ્દ અવ્યાકૃત જ રહે છે. આથી ઉલટું, **यमगृह** ઉપરથી શબ્દસિદ્ધિ કરવામાં ઐતિહાસિક ઔચિત્ય તેમજ બીજલાઘવ સચવાય છે.

# ઝાંઝરીયા મુનિવર+

**વસંતોત્સવ : મહાત્માનો સમાગમ**

ઋતુરાજ વસંત આવે છે અને માનવ હૈયાં હીલોળે ચઢે છે. ઉદ્યાનોમાં વનસ્પતિઓ નવનવાં વસ્ત્ર પહેર્યાં હોય તેમ ખીલી ઊઠે છે. આમ્રમંજરીથી મસ્ત બનેલી કોયલના ટહુકારાથી જંગલો ગાજી ઊઠે છે. કામદેવનું જાણે અમોઘ શસ્ત્ર હોય તેમ વસંત ઋતુ પ્રેમીજનોનાં દિલોને બેચેન બનાવી મૂકે છે. કંટાળા ભરેલી શિશિર ઋતુ જતાં જનતામાં આહ્લાદ અને આનંદનો રસ ઉભરાય છે. આવી જ સુંદર વસંતમાં એકદા પેઠાણપુરનો રાજવી અંતઃપુર સહિત રંગરસ માણવા ઉદ્યાનમાં સંચર્યો છે. સાથે દેવનો દીધેલ રાજપુત્ર મદનબ્રહ્મ પોતાની બત્રીસ રાણીઓ સાથે આવ્યો છે. રોજ વિવિધ ક્રીડા કરતો, વાવો ને તળાવોમાં રમતો રાજકુમાર ઉદ્યાનમા મહાલી રહ્યો છે. એક વાર ઇંદ્રિમહોત્સવનો દિવસ આવ્યો અને જાણે આખું પેઠાણનગર મહોત્સવમાં ભાગ લેવા ઉદ્યાનમા ઉભરાયુ. રાજકુમાર મદનબ્રહ્મ પોતાની રાજરાણીઓ સાથે આ ઉત્સવમાં ઘૂમી રહ્યો છે. ત્યા તેણે એક વટવૃક્ષની નીચે માનવમેદની શાંત ચિત્તે ઊભેલી જોઈ. જોતાં જ એને આશ્ચર્ય થયુ ત્યાં શુ છે? નથી કોલાહલ, નથી ચપલતા, નથી કુતૂહલ! એવો તે કોણ જાદુગર છે જેણે જનતાનાં હૃદયને થંભાવી દીધાં છે. રાણીઓ સાથે રાજકુમાર ત્યાં આવ્યો. ઝાડ નીચે રૂપરૂપના અંબાર સમા એક યુવાન સાધુમહારાજ ધ્યાન મગ્ન બેઠા છે. ભક્તિવશ જનતા એ મહાત્માના મધુર વચનામૃતના પાનની આશામાં મૂક ભાવે શાંત થઈ બેઠેલ છે.

રાજકુમાર મુનિમહારાજ પાસે આવ્યો અને ભક્તિથી નમસ્કાર કરી ત્યાં બેઠો. થોડી જ વારમા પોતાનુ ધ્યાન પૂર્ણ કરી મુનિમહારાજે ચોતરફ મીઠી નજર ફેરવી. એમની આંખોમાંથી બ્રહ્મચર્યનુ અમી ઝરતુ હતુ. તેમનુ મુખ સહસ્રદલ કમળ જેવુ ભવ્ય હતુ. તેમના લલાટ ઉપર સયમ અને તપનું ઓજસ્ ચમકતુ હતુ. મુનિવરે ગંભીરવાણીથી ફરમાવ્યું—

**"गगननगरकल्प संगमो वल्लभानां। जलदपटलतुल्यं यौवनं वा धनं वा॥**
**सुजनसुतशरीरादीनि विद्युच्चलानि। क्षणिकमिति समस्तं विद्धि संसारवृत्तम्॥"**

ભાવાર્થ—સ્નેહી જનોનો સંયોગ આકાશનગર જેવો છે. યૌવન અને ધન વાદળના ઘટાટોપ જેવાં છે. સ્વજનોનો મેલાપ, પુત્રપરિવાર અને આ શરીર વગેરે વિજળીના ચમકારાની જેવા ક્ષણિક છે આખો સસાર આવો ક્ષણિક, અને નાશવત છે.

**अनित्यानि शरीराणि विभवो नैव शाश्वत ।**
**नित्यं सन्निहितो मृत्यु· कर्तव्यो धर्मसंग्रहः ॥**

આ સુંદર અને મજબુત દેખાતુ શરીર અનિત્ય છે. આ સુખપ્રદ જણાતા વૈભવ અને વિલાસો ક્ષણિક જ છે, મૃત્યુ મોંઢું ફાડીને ઊભું છે. માટે ધર્મની આરાધના કરવી એ જ શ્રેયસ્કર છે. મહાનુભાવો! જેને શાશ્વત્ સુખના ભોક્તા થવુ છે તેને માટે ધર્મ એ જ ઉત્તમ સાધન છે, અને તેમા પણ સર્વવિરતિધર્મ એ તો મોક્ષપ્રાપ્તિનુ પરમ સાધન છે. સંયમના રસિયા મુનવરો સત્–ચિદ્–આનંદ પ્રાપ્ત કરી મોક્ષ ભોગવવા ભાગ્યશાળી બને છે.

+ વિ. સં. ૧૭૮૧માં રચાયેલી શ્રી ઝાંઝરીયા મુનિવરની ચાર ઢાળની સજ્ઝાયના આધારે; ફેરફાર સાથે.

હાજર રહેલી માનવમેદની મંત્રમુગ્ધ બની આ ઉપદેશામૃતનું પાન કરી રહી હતી. ઘણાયે ભવ્યાત્માઓએ આધિ વ્યાધિ અને ઉપાધિમાંથી બચવા, અને પરમ શાંતિ પ્રાપ્ત કરવા સર્વવિરાત પદ સ્વીકાર્યું.

## મુક્તિનો પંથ : પરીક્ષા : ઝાંઝરીયા મુનિવર

રાજપુત્ર મદનબ્રહ્મ પણ સાધુમહાત્માની દેશના સાંભળી પ્રતિબોધ પામ્યો. કર્મશત્રુને હરાવવા સંયમનું અભેદ્ય બખ્તર પહેરવાની તેને તાલાવેલી લાગી. સંસારનું કારમુ સ્વરૂપ સમજી, માતાપિતાની અનુમતી-મેળવી, કર્મશત્રુ સાથે સંગ્રામે કરવા આ શૂરવીર રાજપુત્રે સાધુપણું સ્વીકાર્યું. સાધુ જીવનમા અનેક તપોને આચરતા, મન-વચન-કાયાથી બ્રહ્મચર્યને પાલતા, જ્ઞાનની આરાધના કરતા, આ મુનિવર ભૂતલમાં વિચરી રહ્યા છે. ઊગતા સૂર્ય જેવું તેમનું મુખ શોભી રહ્યું છે. જ્યા જાય ત્યાં માનવમેદની આ મુમુક્ષુ સાધુજીનાં દર્શને ઉલટી પડે છે. ત્યાગમૂર્તિ મુનિવર ઉગ્ર વિહાર કરતા, ભવ્યપ્રાણીઓને પ્રતિબોધ દેતા, સંમિતિ અને ગુપ્તીને પાળતો, જાણે સાક્ષાત્ ધર્મમૂર્તિ હોય એમ વિચરી રહ્યા છે.

એક વાર આ મુનિ મહાત્મા ત્રબાવતી નગરીમાં પધાર્યા છે. મધ્યાહ્નનો સમય થયો છે. માથે સૂર્ય તપે છે. નીચે ધરતી ધોમ તપી રહી છે. નીચી દૃષ્ટિ કરી મુનિવર ગૌચરી માટે નગરમા જાય છે. ત્યા દૂરથી એક મ્હેલના ગોખમાં બેઠેલી યુવતીએ મુનિરાજને જોયા. તેના દિલમાં થયું! અહા! શું રૂપ છે! શું વિધાતાએ એની આંખો અને મુખ બનાવ્યાં છે! આ રૂપ, આ કાન્તિ, આ લાવણ્ય શું સાધુ થવા માટે હશે? એ તો મ્હારે યોગ્ય છે. "અરે કોણ છે? છે કોઇ હાજર?" યુવતીએ અવાજ કર્યો. જવાબમા એક દાસી હાજર થઇ. યુવતીએ તેને ફરમાવ્યુ: "જા જલદી દોડતી જા! આ સામે એક મહાત્મા ચાલ્યા આવે છે તેમને આપણા ઘરમા ગૌચરી માટે બોલાવી લાવ. જા જલદી જા. નહીં તો એ મુનિવર ચાલ્યા જશે. શું રાજહંસ શી મનોહર ચાલ છે એની! જાણે માનસ સરોવરનાં મીઠા વારી પીપીને, અરે પ્રેમ મૌક્તિકનો ચારો ચરીને ચાલ્યો આવતો રાજહંસ અહી ભૂલો પડયો હોય તેમ આવે છે. જલદી એને બોલાવી લાવ."

શેઠાણી શું બોલે છે તે બિચારી દાસી સમજી ન શકી, છતાં શેઠાણીની આજ્ઞા પાળવા તે ઉતાવળે જાય છે અને ખૂબ જ પ્રેમ અને ભક્તિથી મુનિમહારાજને બોલાવી લાવે છે. સમતારસમા ઝીલતા મુનિવર ધીમે ધીમે મ્હેલમા આવ્યા છે. પેલી યુવતી સોલે શૃંગાર સજી હાથમાં મોદક ભરેલો સોનાનો થાળ લઇને ખડી છે; મુનિજીને કહે છે "મુનિવર! આ મોદક વ્હોરો! અને સાથે સાથે આ જીર્ણ સાધુવેશ છોડી આ રેશમી દુકૂલ સ્વીકારો. આ મહેલ, આ બગીચો, અરે! આ તન, મન ધન આપને ચરણે સમર્પિત છે. આ યુવાનીમાં આ ત્યાગ, આ સંયમ આપને નથી શોભતા. નાથ! હવે આપ અહી જ રહો!"

આ કર્ણકટુ અગ્નિઝરતા વચનો સાંભળી સમતારસમાં ઝીલતા મુનિવર ચંદનથી પણ શીતલ વાણી ઉચ્ચારે છે. "આર્ય ભગિની! આવું વચન તમને ન શોભે! આપણા કુલનો વિચાર કરવાની જરૂર છે. "તમે કુલવાન્ છો. હું પણ કુલવાન છુ. આપણા કુલને કલંક લાગે એવું કેમ આચરાય? બહેન! તુ વિચાર કર! તું ઘેલી તો નથી થઇ? ચારિત્રનુ ખંડન એ આ ભવ અને પરભવમાં દુઃખદાયક છે. ચોરી અને યારી મનુષ્યને મહાન્ કલંક દેનારા અને ઘોરાતિઘોર દુઃખ આપનાર છે. તું તો મારી બહેન સમાન છો! બ્રહ્મચર્ય રૂપી અમૂલ્ય ચિન્તામણિ છોડી વિષયરૂપી વિષ તને કેમ ગમે છે? અરે, અગ્નિમાં બળી મરવું કે ઝેર ખાવું ઉત્તમ છે, પરન્તુ આ વિષયરૂપી હલાહલ પીવું સારું નથી."

યુવતી બોલીઃ "મહારાજ, એ બધુ હું જાણુ છુ. આ યુવાની ચાર દિવસની ચાંદની છે. એક વાર મ્હારી સાથે મોજ મઝાહ અને આનંદ લૂંટો, પછી પ્રાયશ્ચિત્ત લઇ શુદ્ધ થઇ મુક્તિમાર્ગ આરાધીશુ. આજ તો માછલુ જાળમાં સપડાયું છે. હવે એ છુટી શકે તેમ નથી.

પરન્તુ બ્રહ્મચર્યનું અભેદ્ય કવચ પહેરીને કામશત્રુને જીતવા નીકળેલા આ મહાત્માને એ યુવતીના વચનોની લેશમાત્ર અસર ન થઈ ખૂબ જ દૃઢ બની આત્માને વધુને વધુ સ્થિર કરતા સમતારસમાં રમી રહ્યા છે, શેઠાણી ઉપર દયા વર્ષાવતા કહે છેઃ "બ્હેન! આ શિયલનુ ખંડન નરકનુ દ્વાર છે. આ વિષયસુખ વિષનો ભંડાર છે." આટલું કહેવા છતા તે યુવતી માનતી નથી અને મુનિજીની નજીક આવે છે ત્યારે મહાત્માજી ફરી કહે છેઃ "બ્હેન! તુ આઘી રહીને જ વાત કરજે. શિયલના પ્રતાપની તને ખબર નથી. અરે, એના પ્રતાપે જ આ સૂર્ય અને ચંદ્ર ચાલે છે, પૃથ્વી સ્થિર છે. એના પ્રતાપે તો—

"वह्निस्तस्य जलायते जलनिधि कुल्यायते तत्क्षणम् ।
मेरु स्वल्पशिलायते मृगपति· सद्यः कुरंगायते ॥
व्यालो माल्यगुणायते विपरसः पियुषवर्षायते ।
यस्यांगेऽखिललोकवल्लभतमं शीलं समुन्मीलति ॥"

જેનુ શરીર શિયલ શોભે છે તેને અગ્નિ પાણીરૂપ થાય છે, સમુદ્ર એક નીક જેવો થાય છે, મેરુ એક નાના પત્થર જેવડો થાય છે, સિંહરાજ મૃગજેવો થઇ જાય છે, સાપ ફૂલની માલા બને છે, ઝેર અમૃત બને છે.

આટલુ કહી મુનિવરે ચાલવા માંડ્યુ. પણ કામાંધ બનેલી એ યુવતીએ ક્રોધના આવેશમાં ચરિત્રનો ચમત્કાર બતાવતા મુનિરાજના પગમાં પોતાનુ ઝાંઝર પહેરાવ્યુ, અને તે એકદમ જોરથી દોડી મુનિવરને વળગી પડી. મુનિવર જોર કરી તેને ત્યાં જ તરછોડી ચાલી નીકળ્યા. યુવતીએ પોકાર કર્યાઃ "બચાવો બચાવો" આ સાધુ,—આ ઢોંગી સાધુ મ્હારી આબરૂ લઇને ચાલ્યો જાય છે. અરે, જુઓ મ્હારુ ઝાઝર પણ એના પગમાં છે. જનતાએ—હોરંગી દુનિયાએ—આ વચનો સત્ય માન્યા.

### સત્ય પ્રગટ્યું : શિયળનો મહિમા.

જનતા મોઢે આવ્યુ તેમ બોલી રહી છે. મુનિરાજ ચુપચાપ ચાલ્યા જાય છે, અને

"નિંદાસ્તુતી શ્રવણે સુણીને હરખ શોક નવિ આણે;
તે જગમા જોગીસર પુરો નિત ચઢતે ગુણઠાણે."

આ વચનોને ચરિતાર્થ કરે છે. આખા નગરમાં મુનિરાજ ઉપર ફિટકાર—નિંદાનો વર્ષાદ વરસી રહ્યો છે. પરન્તુ યુવતીના ઘરનો આખો પ્રસગ તેના મેહેલ સામેના રાજમહેલ-માથી ત્યાના રાજવી જોઇ રહ્યા હતા. એમણે મનમા મુનિરાજના સંયમની, તેમની ધીરતાની પ્રશંસા કરી. એમનું શુદ્ધ ઉજ્જ્વલ ચારિત્ર રાજાએ બરાબર નિહાળ્યું હતું. યુવતીએ ઝાઝર પહેરાવ્યુ, ખોટી રાડપાડી, અને જે જે ઢોગ આદર્યા હતા તે બધા રાજાએ નજરે જોયા હતા. તેમણે તરત જ રાજદરબાર ભરી યુવતીને બોલાવીને ઠપકો આપતાં કહ્યુંઃ "ધિક્કાર છે તને, મુનિવરને કલક આપતા તને શરમ ન આવી? તારાથી ફસાયા નહીં, ઠગાયા નહીં એટલે તે આવુ ઘોર કલંક આપ્યુ. તારા જેવી પાતકી—દુષ્ટ સ્ત્રી મ્હારા રાજ્યમાં ન જોઇએ." મુનિરાજને ઉત્સવપૂર્વક નગરપ્રવેશ કરાવી શિયલનું માહાત્મ્ય પ્રગટાવ્યું.

## ઘોર ઉપસર્ગઃ મુક્તિ

સમભાવી મુનિવર ત્યાંથી વિહાર કરતા કંચનપુર નગરમાં આવ્યા. ત્યાં એમનાં વ્હેન રાજરાણી હતાં. મુનિવર રાજહસની ચાલે ચાલતા, ઈર્યાસમિતિ જોતા નગરમાં આવે છે. ત્યાં તો વ્હેને–રાજરાણીએ ભાઈ ને જોયા, ઓળખ્યાઃ આહા ? આ તો મ્હારા માડીજાયા ભાઈ! તેનાં રૂંવાડે રૂંવાડે ભ્રાતૃપ્રેમ ઉભરાયો. પડખામાં જ રહેલા રાજાએ આ જોયું. તેને થયુંઃ રાણીજી કેમ આટલાં પ્રફુલ્લિત થયાં ? રાણીજી જ્યાં જેને જોઈ રહ્યાં હતાં ત્યાં રાજાએ જોયું; એક સંયમી, ત્યાગમૂર્તિ મુનિમહાત્મા ચાલ્યા આવતા હતા. રાજાને ક્રોધ વ્યાપ્યો. રાજા ભાન ભૂલ્યો. તેની આંખમાં ઈર્ષ્યાનું ઝેર ઉભરાયુંઃ ખરે જ, જેને જોતાં જ રાણીજી આટલાં પુલકિત થાય એ કોઈક તેનો યાર–પ્રીયતમ લાગે છે. એને તો જીવતો જ દાટી દેવો જોઈએ. તરત જ નીચે જઈ રાજાએ સૈનીકોને હુકમ કર્યોઃ “ આ ચાલ્યા જાય છે તે સાધુને તલવારથી ઉડાવી દઈ ખાડામાં દાટી દ્યો.”

બસ થઈ ચૂક્યું. યમરાજની ક્રૂર દૃષ્ટિ મુનિમહાત્મા ઉપર પડી. સૈનિકોએ જઈ મુનિવરને રોક્યા અને ઊંડા ખાડામાં બેસાડ્યા. મુનિમહાત્મા સમજી ગયાઃ આજે આત્મનિરીક્ષણનો, સયમ અને સમતાની પરીક્ષાનો સમય છે. તરત જ અનશન સ્વીકારી ચોરાશી લાખ જીવાયોનિ સાથે ખમાવી, પોતાના કર્મનો ઉદય આવ્યો જાણી તે આત્મનિરીક્ષણમાં મસ્ત બન્યા. મુનિવરે પોતાના ચિત્તને સમજાવ્યુંઃ આજે તારા જ્ઞાન, ધ્યાન, તપ અને સંયમની પરીક્ષા છે, માટે બરાબર દૃઢ થઈ ઉપસર્ગને સહેજે. તેં અન્યાન્ય દુઃખો ઘણા ભવોમાં સહ્યાં, આજે આત્મશુદ્ધિ માટે આ બધું સહેજે. આમ શુભ ભાવના ભાવતા મુનિવર કર્મક્ષય કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયા. સૈનીકોએ તલવારથી ધડ જુદું કર્યું અને મુનિવરનો આત્મા સિદ્ધશિલાએ પહોચી ગયો. પરન્તુ આ મુનિહત્યાથી નગરમાં હાહાકાર થઈ રહ્યો. આ જ સમયે એક સમળી લોહીથી ખરડાયેલ ઓઘો ને મુહપત્તિ લઈ પોતાનુ ભક્ષ્ય માની ઊડી ગઈ. રસ્તામા રાજમહેલ ઉપર જ એ ઓઘો ને મુહપત્તિ પાડ્યાં. રાણીજીએ તે જોયુ, તપાસ્યું. આ ઓઘો ને મુહપત્તિ સાધુજીનાં છે. આજે જ મ્હારા ભાઇ આ નગરમાં આવ્યા છે. તે સાધુ છે. ઓઘો તેમના લોહીથી ખરડાયેલો છે. બસ, રાણીજીએ ચોધાર આંસુએ રડવા માંડયુ. રાજાએ પૂછ્યું, કેમ શું છે ? રાણીજીએ કહ્યું, મ્હારા ભાઇ સાધુ થયા છે. તે અહી આવ્યા છે. આજે આ નગરમા તેમને કોઇક દુષ્ટે માર્યા છે. તેમના લોહીથી ખરડાયેલ આ ઓઘો ને મુહપત્તિ અહીં આવ્યાં છે. આ સાભળતાં જ રાજા ચમક્યોઃ હેં! શું એ તમારા ભાઈ હતા ? એ સાધુ થયા હતા ? અરેરે! મેં દુષ્ટે જ ઈર્ષ્યાવશીભૂત થઈ આ ઘોર પાપ કર્યું છે. ધિક્કાર છે મ્હારી અજ્ઞાનતાને અને મોહને!

રાજા અને રાણી મુનિવરના દેહ પાસે આવે છે. રાજા ખૂબ જ પશ્ચાત્તાપ કરી, આત્મનિંદા કરી રહેલ છે. એવુ આકરૂં રૂદન અને પશ્ચાત્તાપ કરે છે કે એ પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં તેનાં કર્મ બળીને ભસ્મ થાય છે. અને તેને ત્યા જ કેવલજ્ઞાન પ્રગટે છે, અને શુદ્ધ આત્મસ્વરૂપ પ્રાપ્ત થાય છે. પશ્ચાત્તાપ એ તો એક પવિત્ર ઝરણુ છે જેમા આત્મા સ્નાન કરી શુદ્ધ થાય છે. રાજાએ યથાર્થ પશ્ચાત્તાપ કરી શુદ્ધિ મેળવી આત્મકલ્યાણ સાધ્યુ.

ધન્ય છે એ મુનિવરની સમતાને! ધન્ય છે તેમની શિયલવ્રતની દૃઢતાને અને ધન્ય છે એ શુદ્ધ પશ્ચાત્તાપ કરી શુદ્ધ થનાર રાજાને!

N.

# 'अनेकान्त'ना विचित्र प्रचारनो पुरावो

[ पंडित श्री बेचरदासजीए श्री जुगलकिशोरजीने लखेल पत्र ]

'શ્રી જૈનસત્ય પ્રકાશ'ના ગયા અંક-ક્રમાંક ૧૦૩ માં અમે શ્રીમાન્ બાબૂ બહાદુરસિંહજી સિંઘીએ વીરસેવામંદિરના અધિષ્ઠાતા પં. શ્રી. જુગલકિશોરજી મુખ્તારને લખેલ પત્ર પ્રગટ કર્યો હતો. આજે એવો જ બીજો પત્ર અમે અહીં પ્રગટ કરીએ છીએ. આ પત્ર પંડિત શ્રી બેચરદાસ જીવરાજ દોસીએ 'अनेकान्त'ના સમ્પાદક શ્રી જુગલકિશોરજીને લખેલો છે. શ્રી જુગલકિશોરજી તરફથી वीरशासन-जयन्ती-उत्सव અંગે જે કાંઈ પ્રચાર કાર્ય કરવામાં આવ્યું છે અને હજુ પણ કરવામાં આવે છે તે કેટલું વિચિત્ર અને પાયાવગરનું છે તે આ ઉપરથી જણાઈ આવે છે.

આ પત્ર એટલો સ્પષ્ટ છે કે એ સંબંધી વિશેષ કંઈ લખવાની જરૂર નથી. આ જ રીતે બીજા પત્રો અવસરે પ્રગટ કરવાની આશા સાથે આ પત્ર અહીં પ્રગટ કરીએ છીએ.

अमदावाद ता. ७-४-१९४४

१२/ब भारतीनिवास सोसायटी, पलिसब्रिज

भाई श्रीजुगलकिशोरजी,

वन्दे मातरम् ।

मैंने जाना है कि अब आप इतिहासका विपर्यास करनेमें लगे हुए हैं और दिगंबर तथा श्वेतांबर इन दोनों बन्धुसमाजमें ऐक्यकी अपेक्षा अनैक्य बढानेके अनिष्ट प्रयत्नमें अग्रसर होते जा रहे हैं। मुजको आपकी ऐसी परिस्थिति जान कर अधिक खेद हुआ है और आपके प्रति सर्वथा उपेक्षाभाव आ गया है। इसी कारणसे आपके कई पत्र आने पर भी मैं एकका भी उत्तर नहीं दे सका हूं।

मैं समजता था कि आप मेरा उपेक्षाभाव स्वयं समज जायेंगे और फिर फिर पत्र लिख कर सामाजिक धनको बरबाद नहीं करेंगे, परंतु मेरी धारणा गलत हुई और आपके पत्र फिर फिर आते ही रहे और आपके 'अनेकान्त'में भी मेरा नाम आप बार बार छापते ही रहे। अत. यह पत्र लिख कर आपको, आपके कार्यकी प्रति मेरा सर्वथा उपेक्षाभाव है, इसको सूचना देता हूं ताकि आप मेरा मनोभाव समज जाय।

मानवताके नाते आप हमारे भाई हैं तो भी सत्यकी दृष्टिसे आप हमारे लिए उपेक्षणीय हैं अतः आपकी किसी भी प्रकारकी साहित्यिक वा धार्मिक प्रवृत्तिमें मेरा लेश भी सहकार व सद्भाव नहीं है इसकी आप नोंध कर लेना और यह समाचार 'अनेकांत'में छाप भी देना।

आपके 'अनेकान्त'में आप कई दफे मेरा नाम लिखकर लिखते हैं कि "अमुक कमिटिमें पंडित बेचरदासजी नियुक्त किये गये हैं या अमुक कार्य पंडित बेचरदासजीको सोंपा गया है" इत्यादि। अब आप ऐसा लिखनेका कष्ट न उठावें और मेरा नाम लिखकर समाजमें भ्रम फैलानेका प्रयत्न छोड देवें।

इस सारे पत्रको 'अनेकान्त'में अवश्य प्रकट कर देवें जिससे समस्त दिगंबर बंधुओंको और समस्त श्वेतांबर बंधुओंको मेरे विषयमें सच्चा हाल मालूम हो जाय।

आपका

बेचरदास

# વિક્રમ-વિશેષાંકનો સત્કાર

## અભિપ્રાયો

### વર્તમાનપત્રો

**[ 'પ્રજાબંધુ' સાપ્તાહિક : અમદાવાદ તા. ૩૦-૪-૪૪-ના અંકમાં ]**

"શ્રી ચીમનલાલ ગોકળદાસ શાહના તંત્રીપદ નીચે ચાલતા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકે પોતાના સોમા અંક પ્રસંગે વિક્રમાદિત્ય અંક બહાર પાડીને જૈન તેમજ જૈનેતર સમાજની કીમતી સેવા બજાવી છે. આ દળદાર અંકમાં માત્ર લૌકિક નજરે નહિ પણ ઐતિહાસિક નજરે પણ વિક્રમ તથા તેના સમકાલીનો પર સાધાર પ્રકાશ પાડવામાં આવ્યો છે, જે વિક્રમના સમગ્રતયા અભ્યાસ માટે યોગ્ય સંદર્ભ પૂરો પાડી રહે તેમ છે."

**[ 'સંદેશ' દૈનિક : અમદાવાદ તા. ૮-૫-૪૪ ના અંકમાં ]**

"શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિના માસિક મુખપત્ર 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના આ 'વિક્રમ-વિશેષાંક'માં સમ્રાટ વિક્રમાદિત્ય વિષેના સપ્રમાણ ઐતિહાસિક ઉલ્લેખો ને રસપૂર્ણ માહિતીઓના નીચોડ રૂપ અનેક જ્ઞાનપૂર્ણ લેખોનો સંગ્રહ થયો છે. તેમાં જૈન આચાર્યો, મુનિવરો અને વિદ્વાન લેખકોએ ઉચ્ચ શ્રેણીના સરસ લેખો આપ્યા છે. અને ખાસ કરીને પૂજ્ય મુનિમહારાજ દર્શનવિજયજી મહારાજનો "સમ્રાટ વિક્રમાદિત્ય" અને "જૈન સાહિત્ય," પૂજ્ય મુનિમહારાજ શ્રી સુશીલવિજયજીનો "મહાન્ જ્યોતિર્ધર સિદ્ધસેન દિવાકર" એ લેખો વિદ્વાન લેખકોની જ્ઞાનપૂર્ણ દૃષ્ટિ અને તેમની સંશોધનપ્રવૃત્તિનો અચ્છો ખ્યાલ આપે છે. બે હજાર વર્ષની પ્રાચીનતાના ગર્ભમાં જે સમ્રાટ આજે સમાઈ ગયા છે અને જેનો સંવત્સર હજુ લગી ભારતની પ્રજા ઉમંગભેર ઉજવી રહી છે તેના ઉપર આવા પ્રકાશ ફેંકતાં મનનીય લેખો ખરેખર વાચકોની જ્ઞાનતૃષાને તૃપ્ત કરે તેવા છે.

"વળી જાણીતા કલાકાર શ્રી કનુ દેસાઈએ દોરેલા સમ્રાટ્ વિક્રમાદિત્યના ચિત્રથી અંકનું મુખપૃષ્ઠ આકર્ષક બન્યુ છે; અને એ વીર વિક્રમની ધર્મપ્રિયતા, જ્ઞાનપ્રિયતા, દાનપ્રિયતા, શૂરવીરતા અને પરોપકારપરાયણતાનુ ઉદ્બોધન કરતાં સુંદર પ્રતીકો પણ અંકની સુશોભન કળાનો સારા જેવો પરિચય આપી રહ્યાં છે.

"આવો સુંદર વિશેષાંક ખરેખર શ્રી જૈન સત્ય પ્રકાશનુ અપૂર્વ સાહસ છે, અને સાચે જ તે પ્રશંસનીય છે"

**[ "શાસન સુધાકર" પાક્ષિક : ઠળિયા તા. ૨૯-૪-૪૪ ના અંકમાં ]**

"શ્રી જૈન સત્ય પ્રકાશ સમિતિ તરફથી તાજેતરમા પ્રસિદ્ધ થએલ 'વિક્રમ-વિશેષાંક' નામનુ પુસ્તક અમોને મળેલ છે. અમે સાભાર સ્વીકાર કરેલ છે. સમાજને ભવિષ્યને માટે અનેક મહત્ત્વની વસ્તુઓનો વારસો પીરસવા રૂપ તેમાંના કોઈ કોઇ અંગો જરૂર છે. પૂ. દર્શનવિજયજી ત્રિપુટી મહારાજનો પ્રથમ લેખ એ માટે અગ્ર ભાવ ભજવે છે. પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડીયા એમ. એ.નો લેખ પણ એથી અલ્પાંશેય ઉતરતો લખવા હિંમત ચાલે તેમ નથી. બીજા પણ એ અંકમા અનેક વિદ્વાનોના લેખો વિચારણીય છે...એકંદરે અંક સુંદર છે. ઐતિહાસિક દૃષ્ટિએ સંગ્રહ કરવા લાયક ગણાય."

[ "દાંડીઓ" સાપ્તાહિક: સુરત તા. ૧૧-૫-૪૪ ના અંકમાં ]

"શ્રી જૈન સત્ય પ્રકાશ માસિકનો આ અંક વિક્રમ દ્વિસહસ્રાબ્દિ મહોત્સવ અંગે ખાસ અંક તરીકે બહાર પડયો છે એમાં જૈન વિદ્વાનો અને અભ્યાસીઓના મનનીય લેખોનો સુંદર સંગ્રહ થયો છે. અંક પાછળ લીધેલી જહેમત ફળી છે એ અંકનો ઉકાવ જોતા સ્પષ્ટ જણાઈ આવે છે. વિક્રમ વિષે કેટલુંક ઉપયોગી સાહિત્ય રજુ કરી જૈન સત્ય પ્રકાશે હિંદની સારી સેવા બજાવી છે. તે માટે એના તંત્રી એને સંચાલકો ધન્યવાદને પાત્ર છે."

[ "जैनमित्र" સાપ્તાહિક : સુરત તા. ૧૧-૫-૪૪ ]

"हमारे श्वे. जैन भाईयोंने अहमदाबादमें 'जैनधर्म सत्यप्रकाशक समिति' अविगतके इतिहास और पुरातत्त्वको प्रकाशित करनेकी भावनासे स्थापित कर रक्खी है, और उसकी ओरसे 'श्री जैन सत्य प्रकाश' नामका एक मासिक पत्र ९ वर्षसे शाह चीमनलालजीके सम्पादकत्वमें प्रकाशित होता है। अभी ही उसका क्रमांक १०० 'विक्रम विशेषांक' के नामसे प्रगट हुआ है। इस बृहद् विशेषांकमें जैन साहित्यमें सम्राट् विक्रमादित्यके विषयमें जो भी सामग्री उपलब्ध है वह संग्रह की गई है। रायल साइजके २३४ पृष्ठोंमें बहुमूल्य लेखोंसे सुसज्जित यह सचित्र विशेषांक अवश्य एक संग्रहणीय वस्तु है और इस सफलता पर हम सम्पादक महोदयको बधाई देते है।

"इस विशेषांकके पाठसे यह स्पष्टतः प्रमाणित होता है कि इस्वीसन्‌से पूर्व पहली शताब्दिमें भारतमें विक्रमादित्य नामका एक महान् राजा हुआ था। जिसने शकोंको परास्त करके भारतका उद्धार किया था। अपने अन्तिम जीवनमें वह जैनोंके सम्पर्कमें आया था और सम्भवतः जैनी हो गया था।

"यह विशेषांक उपयोगी लेखोंसे ओतप्रोत है। पाठकोंको मंगाकर पढना चाहिये"

—कामताप्रसाद जैन।

## પત્રો

[ શ્રી સૂર્યનારાયણ વ્યાસ, તંત્રી 'વિક્રમ': ઉજ્જૈન, તા. ૧૦-૪-૪૪ ]

"जैन सत्य प्रकाशका विक्रम-विशेषांक मिला, इतना भव्य, आकर्षण युक्त, सुंदर, और अध्ययनपूर्ण विक्रम-साहित्य प्रस्तुत करनेके लिए आपके श्रम, और सुरुचिकी जितनी प्रशंसा की जाये थोडी है। आपने अपने दृष्टिकोणसे विभिन्न रूपेण विचार व्यक्त किये हैं। आप यदि एक परिशिष्ट अंक और निकाल कर जैन दृष्टिसे किस निष्कर्ष पर पहुंचा जा सकता है, औद कितने अभिमत विभिन्न आचार्योंके हैं, इस पर प्रकाश डाले, और अपना मत भी सभी मतोंके सामंजस्यके साथ व्यक्त करें तो उत्तम होगा। तथापि आपको ऐसे सुंदर अंकके लिए बधाई।

[ મ. મ. શ્રી ગૌરીશંકરજી હીરાચંદજી ઓઝા: અજમેર, તા. ૩-૫-૪૪ ]

"'श्री जैनसत्य प्रकाश'का विक्रम-विशेषांक प्राप्त हुआ। उक्त विशेषांकको मैंने अवलोकन किया। महाराजा विक्रमके संबंध में उक्त विशेषाकमें अच्छा प्रकाश डाला गया है, और लेख सब गवेषणापूर्ण हैं।"

[ પૂ. પં. સુમતિવિજયજી ગણિ: ચાચાપર, વિ. સં. २००० ચૈત્ર વદિ ४ ]

"તમારા તરફથી મોરબીમાં ટપાલ મારફત ક્રમાંક ૧૦૦ વિક્રમ-વિશેષાંક મળ્યો છે,

કામ સુંદર થયું છે. લેખો પણ અંદર સારા સારા છે. વિક્રમાદિત્ય માટે લેખકોએ પ્રયાસ કરીને જુદા જુદા પ્રમાણો આપીને પ્રકાશ સારો પાડ્યો છે."

[ પૂ. પં. માણેકવિજયજી ગણિ. બીહારશરીફ, સં. ૨૦૦૦ ચૈત્ર વદિ ૫ ]

"વિક્રમ-વિશેષાંક મળ્યો. લેખોનો સંગ્રહ સારો હોવાથી દરેકે સંગ્રહ કરવા યોગ્ય છે."

[ પૂ. મુ. મ. ધુરંધરવિજયજી બોટાદ. સં. ૨૦૦૦ ચૈત્ર વદિ ૩ ]

"વિક્રમાંક વિલંબે પ્રગટ થયા છતાં એકન્દર સાધન-સામગ્રીનો સંગ્રહ સારો થયો છે. રસવતીને તૈયાર કરતાં વાર લાગે ત્યારે સહજ સહનશીલ થવું પડે, પણ છેવટ તે સરસ બને, તેના આસ્વાદથી અપૂર્વ સંતોષ પોષણ ને તૃપ્તિ થાય છે."

[ પૂ મુ મ ધર્મસાગરજી આગર તા ૧૭-૪-૪૪ ]

"વિશેષાંક મળ્યો વાંચી અત્યાનંદ. અંક ઘણો જ સુંદર અને મનમોહક છે. લેખો પણ ઐતિહાસિક અને મહત્ત્વપૂર્ણ છે આવા વિશેષાંકો જો સમય સમય પર પ્રકટ થતા જાય તો જૈનધર્મ વિષેની ખોટી માન્યતાઓનો સમૂલ નાશ થવા સંભવ છે."

[ પ્રો હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ એ સુરત. તા. ૧૦-૪-૪૪ ]

"વિક્રમ વિશેષાંક એક સદ્‌ગૃહસ્થને ત્યાંથી લાવી ઉપર ઉપરથી જોઈ ગયો છું પ્રયાસ સારો થયો છે. કેટલાક લેખો ઉપયોગી નીવડશે એકંદર રીતે જે સફળતા મળી છે તે બદલ ધન્યવાદ"

[ શ્રી. પોપટલાલ પુંજાભાઈ શાહ બી. એ : વાંકાનેર તા. ૨૦-૪-૪૪ ]

"જૈન સત્ય પ્રકાશ'નો 'વિક્રમ વિશેષાંક' વાચન અને વિચાર માગી લે તેવો જરૂર બન્યો છે. ઐતિહાસિક દૃષ્ટિ જ આવા અંકોની ખાસ શોભા ગણાય, અને એ અપેક્ષાને લક્ષમાં રાખીને કેટલાક લેખો લખાયા છે, તે આ અંકને રસપ્રદ અને વાચનયોગ્ય બનાવી રહે છે.

"મહારાજા વિક્રમ સંબંધી વિચારણા, વિક્રમસંવત્‌નો ઉદ્‌ગમ અને વિક્રમ મહારાજાના જીવન સંબંધમાં આગળ પાછળની માહિતી આપતી પૂ આ. શ્રી કાલિકાચાર્ય સંબંધી અન્વેષણા અને પૂ આ. શ્રી સિદ્ધસેન દિવાકરની જીવનજ્યોત વગેરે સામગ્રી સરસ રીતે રજુ થઈ છે. આધુનિક અભ્યાસ દૃષ્ટિયે પહેલો લેખ બહુ સરસ છણાવટ પૂર્વક રજુ થયો છે, અને ઈતિહાસ તેમજ સાહિત્યની નજરે બીજા બે લેખો પણ અભ્યાસપૂર્ણ બન્યા છે તે ત્રણે વિક્રમ મહારાજા સબંધે વિવિધ દૃષ્ટિબિંદુ રજુ કરે છે, અને વિક્રમ મહારાજાના અસ્તિત્વ પરત્વે ઊભી થયેલી ભ્રાંતિ ઘણેક અંશે દૂર કરે છે.

"બીજા લેખો તે ઉપરોક્ત લેખોની અનુપૂર્તિ કરી રહે છે, વા તેનું સમર્થન કરી રહે છે. ગુજરાતી વિભાગ વાચ્યા પછી હિંદી વિભાગ કાંઈ સવિશેષ અજવાળું પાડતો હોય એમ ખાસ જણાતુ નથી. જો કે ચરિત્રવિભાગ, દંતકથા, ચમત્કારવર્ણન અને શાસ્ત્રકથાને ઠીક ઠીક બતાવી રહે છે, આજનો યુગનુ નક્કર વિશિષ્ટ લક્ષણ ઐતિહાસિક વાસ્તવિકતા છે તે પણ આ અંકમાં ઠીક વિકાસ પામ્યુ છે

"સંવત્સરો સબંધીનો ઉલ્લેખ અભ્યાસીને ઉપયોગી બને તેવો છે, અને એ સંવત્સરો શા માટે, ક્યારે અને કેવી રીતે ચાલુ થયા તે વિષેની હકીકત પણ વિચારવા યોગ્ય અભ્યાસની સામગ્રી કંઈક પૂરી કરે છે, અને વિશેષ અભ્યાસાર્થે પ્રેરણા આપી રહે છે.

"પ્રસ્તુત અંકમા મહારાજા વિક્રમના સમયનુ રાજકારણ અને રાજ્યબંધારણ જો આલેખાયુ હોત તો તે હજી વિશેષ દીપી નીકળત."

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ९ | વિક્રમ સં. ૨૦૦૦ : વીરનિ. સં. ૨૪૭૦ : ઈ. સ. ૧૯૪૪ | क्रमांक |
| अंक ९ | જેઠ વદિ ૯-૧૦ : ગુરુવાર : જૂન ૧૫ | १०५ |

## વિષય-દર્શન



**સૂચના**—આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

**લવાજમ—વાર્ષિક—બે રૂપિયા : છુટક ચાલુ અંક-ત્રણ આના**

મુદ્રક.-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬-ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક:-ચીમનલાલ ગોકળદાસ શાહ શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

 श्री जैन सत्य प्रकाश 

वर्ष ९ ] क्रमांक १०५ [ अंक ९

मुनिश्रीगुणविनयविरचित

## श्रीस्तंभनकपार्श्वनाथ-स्तवन

संग्राहक—पूज्य मुनिमहाराज श्रीकांतिसागरजी

पूरितकामितभरमतिसुन्दर,-भानुकलाकमलाकमलाकर-
मकलितविभुताधारम् ।
श्रीस्तंभनकपुरालंकरणं, भविकजनव्रजशिवसुखकरणं,
पार्श्वजिनं कुरु शरणम् ॥१॥
यदि वाञ्छसि जगतामैश्वर्यं, परमानन्दपदप्रदवर्य्यं,
धर्मधुराधरधुर्य्यम् ।
अनुपममहिमोदधिहिमकिरणं, कुर्वाणं मनसिजमदकिरणं,
भज तासाहिमकिरणम् (?) ॥२॥
दूरोत्सारितदुरितकलापं, स्वररसवत्ताजितपिकलापं,
पार्श्वजिनं दितपापम् ।
श्रीमदभयदेवैः खरतरगण,-नाथै प्रकटितमद्भुतगुणगण,-
राजितमजितमनन्तम् ॥३॥
श्रीधरणेन्द्रभुजगपतिनिर्मित,-नानातिशयगुणोदयवर्मित,-
मधिपं वन्दे पार्श्वम् ।
पार्श्वसुराश्रितपार्श्वमहासं, नीलकमलदलकज्जलभासं,
विश्राणितसुविलासम् ॥४॥
पद्मावतीसुरीकृतसेवं, पार्श्वजिनं गुणसिन्धुररेवं,
पदलुलितासुरदेवम् ।
अष्टमष्टगर्भितमन्त्रैः, स्मर वरकविकृतसद्गुणतन्त्रै,-
रतिशयपूरितयन्त्रैः ॥५॥
नागार्जुनविरचितचितबुद्धे,-र्द्रवीभूतहाटकरससिद्धेः,
स्तब्धत्वात्सकलत्वम् ।
यद्दृग्ध्या समजायत नियतं, तत्स्तम्भनकमिति क्षितिविदितं,
तीर्थं यदभून्महितम् ॥६॥
कासश्वासप्रभृतिमहामय,-तूलोच्छालनपवनरमामय,-
पदभूषण जगदीश ! ।
गुणविनयस्तुत ! साधय वाञ्छित,-ममितशुभाश्रित ! वामायाः सुत !,
सन्मतिदायक देव ! ॥७॥

॥ इति श्रीस्तम्भनकपार्श्वनाथ-स्तवनम् ॥

# શ્રીસુન્દરહંસકૃત હેમવિમલસૂરિ–સ્વાધ્યાય

[ સંપાદક–પ્રો. ભોગીલાલ જ. સાંડેસરા, એમ. એ. ]

[ વિક્રમના સોળમા સૈકામા થઈ ગયેલા તપાગચ્છાધિરાજ શ્રી સુમતિસાધુસૂરિના શિષ્ય આચાર્ય શ્રી હેમવિમલસૂરિના શિષ્ય સુન્દરહંસે તેમની સ્તુતિ રૂપે રચેલી તથા અદ્યાપિ અપ્રસિદ્ધ રહેલી એક ટૂંકી સ્વાધ્યાય અહીં રજુ કરી છે. પટ્ટાવલિઓ અનુસાર શ્રી હેમવિમલસૂરિએ લક્ષ્મીસાગરસૂરિ પાસે દીક્ષા લીધી હતી તેમને આચાર્યપદ સં. ૧૫૪૮ માં સુમતિસાધુસૂરિએ આપ્યું હતુ અને તેમનો સ્વર્ગવાસ સ. ૧૫૮૩ માં થયો હતો.

શ્રી જિનવિજયજી સંપાદિત 'ઐતિહાસિક જૈન ગુર્જર કાવ્યસંચય'મા શ્રી હેમવિમલસૂરિ પ્રબંધમાં 'હેમવિમલસૂરિફાગ' તથા 'હેમવિમલસૂરિસ્વાધ્યાય' એ બે કૃતિઓ છપાયેલી છે, જ્યારે અહીં રજુ કરવામા આવેલી કૃતિ બન્નેથી ભિન્ન હોઈ આ પત્રદ્વારા પહેલી વાર પ્રસિદ્ધિમા આવે છે.

આ સ્વાધ્યાયના કર્તાનું નામ તેના અંતમા સુન્દરહંસ આપેલું છે. સ્પષ્ટ છે કે કર્તા શ્રી હેમવિમલસૂરિના શિષ્યમંડળ પૈકીના હોવા જોઇએ શ્રી હેમવિમલસૂરિ શિષ્ય–ધનદેવ શિષ્ય **સુરહંસ**શિષ્ય–લાવણ્યરત્નકૃત 'યશોધરચરિત્ર' સં. ૧૫૭૩માં રચાયેલુ મળે છે. (જુઓ જૈન ગુર્જર કવિઓ ભા. ૧ પૃ. ૧૩૦–૩૧). 'યશોધરચરિત્ર'ની પ્રશસ્તિમાં કર્તાની ગુરુપરંપરામા જેનો ઉલ્લેખ છે તે **સુરહંસ** અને પ્રસ્તુત સ્વાધ્યાયના કર્તા **સુન્દરહંસ** અભિન્ન હોય એ સંભવિત છે.

આ સ્વાધ્યાય પૂ. મુનિ શ્રી પુણ્યવિજયજી મહારાજ પાસેના એક જુના હસ્તલિખિત ગુટકામાંથી મળેલ છે. આખો ગુટકો એક હસ્તાક્ષરમાં લખાએલો છે. ગુટકામાં અન્યત્ર 'શ્રાદ્ધઅતિચાર' સં. ૧૬૨૭મા લખાયો હોવાનો ઉલ્લેખ છે, એ જોતા આપણી સ્વાધ્યાયની નકલ પણ એજ અરસામાં થયેલી હોવી જોઇએ. ]

મૂળ કાવ્ય

જિનશાસનિ ઉદયુ દિનકરૂ, નિયવિદ્યા નિર્જિજય સુરગુરૂ;
ગુરુલબધિ ગોઅમ ગણહરૂ, શ્રી **હેમવિમલસૂરિ** ચિર જયુ. ૧
મરુમંડલ, માલવ, મેદપાટ, ગુજ્જરધર, સોરઠ સંઘ થાટ;
તેહે અપ્પીઅ તુમ્હ તપગચ્છપાટ, જય જય જયરવ ભણઇ ભાટ. ૨
આવઇ સૂહવઈ સવિ ધરીઅ ધાટ, વૃદ્ધ વધાવઈ મોતીઅ ભરીઅ ત્રાટ;
તુમ્હે દેશન દીઠિ ગહગહાટ, તુમ્હે વહિતી અ કીધી પુણ્યવાટ. ૩
તુમ પાય નમઇ નિતુ નરપતિ, તુમ્હે રૂપઈ જીતુ રતિપતિ,
શ્રી **હેમવિમલસૂરિ** ગચ્છપતિ, તુમ્હ સેવઈ હુઇ સુષસંપતિ. ૪
તુમ્હ મૂરતિ મોહણ વેલડી, તુમ્હ વાણી સાકર–સેલડી;
લિઇ એક અભિગ્રહ આષડી, તુમ્હ વાંદિયા વિણ ન રહિ ઘડી. ૫
તુમ્હે મેહલી માયા મોહમાન, **સાહ ગંગાનંદન** અતિ સુજાણ;
નાણ દંસણ ચારિત્ર ગુણનિહાણ, જયુ જંગમતીરથ યુગપહાણ. ૬
શ્રી **સુમતિસાધસૂરિ**–સીસરાય, શ્રી **હેમવિમલસૂરિ** વિમલકાય;
તાંચિ રજાં હૂં અચલઠાય, તુમ્હ સેવઇ **સુંદરહંસ** પાય. ૭

# રીદ્રોલના જૈન મંદિરની મૂર્તિઓના લેખો

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

રીદ્રોલ ગામ પ્રાચીન કહેવાય છે. દંતકથા મુજબ આ ગામને **ત્ર્યંબાવતી** નગરી કહે છે. અત્યારે પણ ગામની પશ્ચિમ તરફ જૂના ખંડિયેરો અને ટેકરા દેખાય છે. ત્યાં મોટી મોટી પ્રાચીન ઇંટો દેખાય છે. વરસાદની ઋતુમાં અવારનવાર પ્રાચીન સિક્કાઓ નીકળે છે, જેના ઉપર ગર્દભરાજનું ચિહ્ન દેખાય છે.

અહીંથી પૂર્વમાં અમોડગઢ રાજધાની છે. ત્યાં **ગવેસિંહ** રાજા રાજકરતા હતા, જેના સિક્કાઓ અત્યારે પણ ઉપલબ્ધ થાય છે. રીદ્રોલની પશ્ચિમે ધમેડાગઢ કહેવાય છે. રીદ્રોલ કે જે પ્રાચીન ત્ર્યંબાવતી કહેવાય છે તે અમોડગઢ અને ધમેડાગઢની ફરતી બારગાઉ લાંબી પહોળી હતી. ઉપર્યુક્ત બન્ને ગામોમાં પણ પ્રાચીન સિક્કાઓ—ગર્દભરાજના ચિહ્નવાળા સિક્કાઓ અને પ્રાચીન ઇંટો મળી આવે છે, તથા જૂના ખંડિયેરો દેખાય છે.

આ ગામ બે સિદ્ધપુરુષોએ વસાવ્યાનું કહેવાય છે અજૈનોમાં બેચાર મહાત્મા સંતપુરુષો થઇ ગયાનું પ્રસિદ્ધ છે. આજુબાજુના ગામમાં આ ગામના ભકતો—સંતો પ્રસિદ્ધ છે.

અહીં અત્યારે જૈનોનાં ઘર ૨૦ થી ૨૨ છે. આઠ દસ ઘર અમદાવાદ વગેરે શહેરોમાં બહાર ગયેલાં છે. કુલ બત્રીશથી પાત્રીસ જૈન ઘરોની વસ્તી છે. ગામની કુલ વસતી હજારથી બારસો ઘરની છે. આ ગામનું બીજું નામ **લીલુડી** પણ કહે છે. જે સંતે આ ગામ વસાવ્યું તેમણે લાડથી આ ગામનું નામ લીલુડી રાખેલું અર્થાત્ આ ગામ સદાયે લીલું છમ રહે, આ ગામનો નિવાસી કદીયે દુ:ખી-દરિદ્રી ન રહે એ એનો આશય છે.

અહીં એક સુંદર શિખરબદ્ધ જિનમંદિર છે, જેની સં ૧૯૬૩ના જેઠ શુદિ બીજની પ્રતિષ્ઠા થઈ છે. મૂલનાયક શ્રી ગોડીજી પાર્શ્વનાથજીની ભવ્ય અને ચમત્કારી પ્રતિમા છે. અવારનવાર જુદા જુદા ચમત્કારોની અનેક દંતકથાઓ સંભળાય છે.

અહીં હમણા શ્રી શત્રુંજય ગિરિરાજના પટની પ્રતિષ્ઠા જેઠ શુ. ૨ની હતી તે પ્રસંગે પ્રતિષ્ઠા કરાવવા મ્હારે ત્યાં જવાનું થતાં મંદિરમાંથી[1] મૂર્તિઓના લેખ સમય મેળવી ઉતારી લીધા, તે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી—જરૂરી હોવાથી નીચે આપું છું—

મૂલનાયક શ્રીગોડીપાર્શ્વનાથજીની ગાદીમાં નીચે પ્રમાણે લેખ છે—

**संवत् १७८१ वर्षे माघ शुदि १० शुक्र सा. गुलालचंद पुत्र दीपचंदेन श्री गोडीपार्श्वनाथबिंबं कारापितं श्रीअंचलगच्छे श्रीपूज्य श्रीविद्यासागरसूरि उपदेशेन.**

મૂર્તિની પાછળ લેખ હશે પરન્તુ સીમેંટથી પાછળનો ભાગ ઢાંકી દીધો હોવાથી લેખ નથી દેખાતો.

મૂલનાયકજીની જમણી બાજુ શ્રી સંભવનાથજી છે અને ડાબી બાજી શ્રી વાસુપૂજ્ય પ્રભુજી છે. બન્ને ઉપર લેખ આગળના ભાગમાં તો નથી જ. સુંદર વેલની આકૃતિ કરેલી છે. બન્ને પ્રભુજીના અનુક્રમે ઘોડો અને મહિષના લાંછન સાફ જણાય છે.

મૂલનાયકજીની પ્રતિમાજી ૧૭૮૧ની સાલના છે અને અચલગચ્છના શ્રીપૂજ્ય શ્રી વિદ્યાસાગરજીપ્રતિષ્ઠિત છે. આ મૂર્તિ સં. ૧૯૬૩ની પ્રતિષ્ઠા વખતે ખંભાતથી લાવવામાં

---

૧ શત્રુંજયગિરિરાજ, ગિરનારગિરિરાજ, સમ્મેતશિખરગિરિરાજ, અષ્ટાપદગિરિરાજ, રાજગૃહી અને પાવાપુરી આ છ પટોનો પ્રતિષ્ઠાઉત્સવ હતો. તેમાં પ્રથમના પટમાં કોતરકામ છે અને બીજા રંગીન છે.

આવેલ છે. તેમજ ધાતુની પ્રાચીન પ્રતિમાજી કે જે ૧૧૪૭ની સંવત્‌ની છે તે અહીંનાં ઘર-મંદિરમાં મૂલનાયકજી તરીકે હતા. પ્રતિષ્ઠાપક આચાર્ય શ્રી વર્દ્ધમાનાચાર્યનાં સંતાનીય છે.

ત્રીજે નંબર જે પ્રતિમાજીનો છે તે ભાવડા ગચ્છના આચાર્યથી પ્રતિષ્ઠિત છે.

ચોથા નંબરવાળા પ્રતિમાજી શ્વેતાંબર હુંબડ જ્ઞાતિના શ્રાવકે ભરાવી છે અને તેની પ્રતિષ્ઠા બૃહત્તપાગચ્છીય આચાર્ય શ્રી જ્ઞાનસાગરસૂરિજીએ કરાવેલી છે.

પાચમા નબરના પ્રતિમાજી બ્રાહ્મણગચ્છના આચાર્યે પ્રતિષ્ઠિત છે.

બાકી બીજાં પ્રતિમાજી તપાગચ્છીય આચાર્યોએ પ્રતિષ્ઠિત છે.

( ૧ )

સાત ફણાવાળી પ્રાચીન સુંદર ત્રિતીર્થી છે. વચમાં મૂલનાયકજી અને બે બાજુ બે કાઉસ્સગ્ગીયા છે. ઉપર સાત ફણા છે. તેની ઉપર બન્ને બાજુ વાજિંત્રવાહકો છે. નીચે મૂળ ગાદીમા સાપનું જ ગુંચળુ વાળી બન્ને બાજુ ધર્મચક્રનો આકાર બનાવવા પ્રયત્ન કર્યો છે. જમણી તરફ નીચે પાર્શ્વયક્ષ અને યક્ષિણીની સ્થાપના છે. મૂર્તિ સુંદર પ્રાચીન અને ભવ્ય છે. તેના ઉપરનો લેખ નીચે પ્રમાણે છે.–

**सं. ११४७ श्रीसुरवान् गोत्रे श्री वर्द्धमानाचार्यसंताने सुमतिपूरेण पूर्णरुद्रेण भार्या सोहिणिसहितेन प्रतिमा शां.....** પછી આગળ ઘસાઇ ગયેલ છે.

( ૨ )

સુંદર ધાતુનો ચોવીશ વટો છે. તેનો શિલાલેખ નીચે પ્રમાણે છે.–

**सं. १५३१ वर्षे ज्येष्ट शु. ५ श्री स्तंभतीर्थवासि ओसवाल ज्ञा. सो. जयसिंह सु. सो. आसा मा. (भा) रन्नू सु. सो श्रीपालेन मातु. गारदे भ्रातृ सो. राजपाल वजांग सु. वछराज हेमराज प्रमुख कुटुंब यु. [तेन] श्री आदिनाथ चतुर्विंशति पट्ट का. प्र. वृ. त्तपा. श्री ज्ञानसागरसूरि उपदेशे संडेरंग शान्ति सूरिभि.**

લેખ સુદર અને સારો છે. મૂર્તિ પણ સુદર અને ભવ્ય છે.

( ૩ )

સુંદર ધાતુનો ચોવીશવટો છે. લેખ પડિમાત્રા લિપીમાં આ પ્રમાણે છે.

**संवत् १५०९ वर्षे ज्येष्ट च. × रवौ भावडागच्छे ओस. ० ० सं. छाहड गोत्रे ० हेम सु. कींकानभर. कम्मासाह × जेसा मा. जगादे × × × मा. माल्हणदे सु. वातासहितेन × × × मुख्य तीर्थंकर वीर.**

( બરાબર નથી વંચાતુ )

( ૪ )

ધાતુની નાની સુંદર પંચતીર્થી છે.

**सं. १५२० वर्षे चैत्र वदि ५ गुरौ दिने षयरजगोत्रे श्री हुंबडज्ञातिय को. षेता भा. सरसह सु. कोटडी आलंपाकेन प्र. भा. नाई द्वि. ललतादे वृ. भ्रा. कुपायु ते. (न) को. वीरं श्रेयसे श्री श्रेयांसनाथबिंबं कारितं प्र. श्री वृहत्तपा. गच्छे भ. श्री उदय ×× सूरिणां पट्टे भट्टारक श्री ज्ञानसागरसूरिभिः श्रीइडरदुर्गे.**

( ૫ )

સુંદર ધાતુની પંચતીર્થી છે.

**संवत् १५६३ वर्षे फागण सुदि ९ शनौ श्री श्रीमालज्ञातीय मं. माना सुत**

डूगर भा. माजूसुत जीवाकेन पूर्वजनमित मातृपितृश्रेयोर्थं आत्मश्रेयसे श्री अभिनंदनबिंबकारितं प्रतिष्ठितं श्रीब्रह्माण गच्छे भ. श्री मुनिचंद्रसूरिभि·

कूंमाद्र वास्तव्य.

( અહીં નજીકમાં જ કુવાદરૂ ગામ છે મહુડીથી લોદ્રા આવતા રસ્તામા આ ગામ આવે છે. એટલે લેખનું કુમાદ્ર ગામ એ જ અત્યારનું કુંવાદરૂ ગામ લાગે છે.

( ૬ )

આ પંચતીર્થી છે.

**संवत् १६०१ वर्षे फागण सुदि ५ रवौ श्री श्री × × व्या. श्री वछस्ना व्या. साणा भा. श्रतप्रा व्या. वछ हरम्यादे प्रमुख परिवारयुतेन स्वश्रेयोर्थं श्री श्रेयांसनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री पू. विजयदानसूरिशिष्य श्रीराजविजयसूरिभिः तपापक्षे.**

( ૭ )

એકલમલ ધાતુની નાની મૂર્તિ છે.

**सं. १८० " माघवदि ५. गुरु अमरा[1] वास्तव्य × × × कुंरपाल × × सपदंत पुत्र इनातेन श्रीशान्तिनाथजिनबिंबं कारापितं भ. तपागच्छे.**

આ મૂર્તિમાં લેખ સવત્ ૧૮૦ નો છે, પરતુ ભાષા અને ગચ્છનુ નામ જોતાં ૧૮૦૭ હોય એમ લાગે છે, કારણકે સંવતના આકડાની પાસે " ચિન્હ છે તે કદાચ ૭ સૂચવે છે.

( ૮ )

ધાતુની એકલમલ નાની મૂર્તિ છે, જેનો લેખ આ પ્રમાણે છે-

**सं. १६३२ वै. शु. ३ श्री श्रेयांसबिंबं श्री × लालकारितं प्रतिष्ठितं × × ×.**

( ૯ )

ધાતુની સિદ્ધચક્રની પાટલી છે. લેખ નીચે મુજબ છે-

**संवत् १८९३ ना माघ शुक्ल १० ति.। बुधे राजनगरे ओसवाल ज्ञातिय वृद्धसाषा (ख) या सेठ [2]भगुभाइ नामना सीद्धचक्रपटिका करापितं भ। श्री सांतिसागरसुरीभिः[3] प्रतिष्ठितं सागरगच्छे शुभं.**

આ ગામમા જૈનોનુ આ એક જ સુદર જિનમદિર છે. ગામના જૈનેતર મહાનુભાવો પણ અવારનવાર દર્શને આવે જ છે અને ખાસ કરીને દિવાળીના ત્રણે દિવસોમાં દરેક અજૈન રાત્રે પ્રભુજીનાં દર્શને જરૂર આવે જ છે. શ્રી ગોડીજી પાર્શ્વનાથ પ્રભુ પ્રત્યે બધાને શ્રદ્ધા પ્રેમ અને ભક્તિ છે. આ જ વર્ષે અજૈનોનાં બે મદિરો તૈયાર થયાં છે. બન્નેની પ્રતિષ્ઠાનો દિવસ જેઠ શુદિ બીજ જ નક્કી હતો. પરન્તુ તે ભાઈઓના મતભેદને લીધે એકની પ્રતિષ્ઠા થાય છે. બીજાની ભવિષ્યમાં થશે. આપણે ઇચ્છીએ છીએ કે જિનમદિર પ્રત્યેની શ્રદ્ધા અને ભાવના અચલ રહો.

---

૧ અમરા ગામને અત્યારે અમરાપુર દેલવાડા કહે છે. રીદ્રોલથી દક્ષિણમા ચાર ગાઉ દૂર છે. અહીં વરસાદના વહેણમાંથી એક સિદ્ધચક્રની પાટલી પ્રાપ્ત થયેલી છે, જે અત્યારે મદિરમાં વિદ્યમાન છે. પણ કોઈ લેખ તેમા નથી.

૨ આ ભગુભાઈ શેઠ લાલભાઇ દલપતભાઈના ભાઈ ભગુભાઇ છે.

૩ આ શાન્તિસાગરસૂરિ તે છે કે જેમના નામનો ઉપાશ્રય અમદાવાદમાં પ્રસિદ્ધ છે.

# જૈનધર્મ અને નાસ્તિકવાદ

લેખકઃ શ્રીયુત પોપટલાલ મોનજીભાઈ મહેતા

સામાન્ય જનતામાં અને કેટલાક કેળવાએલા હિંદુઓમાં પણ એવી માન્યતા પ્રવર્તે છે કે જૈન લોકો ચૂસ્ત નાસ્તિકો છે. આ માન્યતાનું મૂળ ગમે તે હો, પણ તે ખોટી જ છે, અને તેમાં કેવળ જૈનો પ્રત્યેના અસત્ય આક્ષેપ સિવાય બીજું કાંઈ નથી, એ વાત બતાવવા આ લેખમાં કાંઈક પ્રયાસ કરવામા આવ્યો છે.

સૌથી પહેલાં તો જૈન લોકોનો વ્યવહાર જોતા પણ તેમની સામે નાસ્તિકતાનો આક્ષેપ ટકી શકે તેવો નથી. તેઓ પરભવને માને છે, નરક, સ્વર્ગ અને મોક્ષ સ્વીકારે છે, પુણ્ય અને પાપ કબુલ રાખે છે, સંસારને અસાર અને અનિત્ય માની તેનો ત્યાગ ઉપદેશે છે, આત્મા અને પરમાત્મા વિષે પરમ આદર બુદ્ધિથી જુએ છે. તેમના સળંગ વ્યવહારમા જોશો તો ખાત્રી થશે કે તેઓ પરમાત્માનુ પૂજન-ભક્તિ, સ્મરણ-ધ્યાન પ્રતિદિન કરે છે. નિર્ગ્રન્થ તેમના ગુરુ છે, જેઓ કોઈ પણ સ્વાર્થ વિના સત્ય ઉપદેશ આપે છે. અને તેમના ધર્મના પાયાનો સિદ્ધાત અહિંસા છે. જૈનોના આ વ્યવહાર ઉપરાત તેમની ભીતરમા જઈ જોવામા આવે તો વિશેષ પાકી ખાત્રી થશે કે જૈન ધર્મ પૂર્ણ આસ્તિક દર્શન છે, અને તેના પ્રત્યે જે કેટલાક સૂગ ધરાવે છે, અને તેમની અહિંસાની મશ્કરી કરે છે, તે કેવળ નિરાધાર છે.

દુનિયામાં પ્રચલિત ધર્મોમાના મોટા ભાગમા આ વિશ્વનો કર્તા ઈશ્વર છે એ માન્યતાનું પ્રતિપાદન કરેલુ છે; અને આ માન્યતાના પડઘારૂપે જે જે ધર્મોમાં સૃષ્ટિના કર્તા તરીકે ઈશ્વરને માનવામાં નથી આવેલ તે સઘળા ધર્મોને તેઓ એક પાટલે બેઠેલા માની તે સઘળાને નાસ્તક ધર્મો તરીકે સબોધે છે. પરતુ આ માન્યતા વિષે આપણે જરા ઉંડાણથી પૃથક્કરણ કરવાની જરૂર છે, કેમકે સૃષ્ટિનો કર્તા હોવો જ જોઈએ અને તે ન માને તે બધા નાસ્તિકો આ બાબતનુ પૂર્ણ સ્પષ્ટીકરણ થયા વિના વિરોધનો ખુલાસો ગળે ઊતરે નહિ.

ઈશ્વરે સૃષ્ટિ રચી તેમ નહી માનનારા ધર્મોમા જૈનધર્મ મુખ્ય છે. આવી માન્યતા ધરાવનાર બીજા ધર્મો પણ છે, જે બધા ભૌતિક કે ચાર્વાક દર્શનોની કોટિના છે, જેમા ઈશ્વરે સૃષ્ટિ રચી એમ માનેલ નથી. આમ છતા આવા ચાર્વાક કોટિનાં ધર્મો અને જૈનધર્મ વિષે ઉપર ઉપરથી પણ જોનારને ખાત્રી થાય છે કે જૈન ધર્મની સૃષ્ટિ-અકર્તૃત્વવાદની માન્યતા તેમના પૂર્ણ આત્મજ્ઞાનમાથી ઉદ્‌ભવી છે. ઉપરના અન્ય ધર્મોની અકર્તૃત્વવાદની માન્યતા કેવળ જડવાદનુ કારણ છે. આ બધા ધર્મો આત્માને, પરભવને, પાપ-પુણ્યને, નરક-સ્વર્ગ અને મોક્ષને, ઈત્યાદિ કોઈ તત્ત્વને કબૂલતા નથી. તેઓ ચૈતન્યને પાચ ભૂત-પદાર્થોનુ કારણ કે કાર્ય માને છે, અને જળના પરપોટાની જેમ તે તેમા જ વિલય પામી જાય છે એમ માને છે, એટલે ચૈતન્ય મહાશૂન્ય બની જાય છે. ‘ ખાધુ-પીધુ તે આપણા બાપનું ’ એવી વિલાસી ભાવના ત્યાં પ્રબળરૂપે પ્રવર્તે છે. તેઓ માસ, મદિરા, મૈથુન વગેરે ભોગધર્મો સ્વીકારે છે. જ્યારે જૈનધર્મ આત્મા, કર્મ, પાપપુણ્ય, સ્વર્ગ, નરક, મોક્ષ અને તેના ઉપાયો વગેરે તમામ તત્ત્વોને માને છે. આ બાબ-

તમાં તેમની સૂક્ષ્મતા એટલી છે કે આત્મા પોતાના શુધ્ધ સ્વરૂપમાં વ્યક્ત થાય ત્યારે તે પરમાત્મા કહેવાય છે.

આવા અનંત આત્માઓ મોક્ષમાં બિરાજે છે. તેમના શુધ્ધ સ્વરૂપમાં અનંતજ્ઞાન, દર્શન, ચારિત્ર્ય, શક્તિ ઇત્યાદિ છે. ત્યાંથી તેમને કોઈ અવતાર નથી, કાંઈ કર્મનો લેપ નથી. સિદ્ધ થયેલ આત્મા કર્મ કરતા નથી અને સૃષ્ટિ રચવાનુ કોઈ પ્રયોજન નથી. આ વિશ્વ તો એના સ્વરૂપમાં અનાદિકાલનું છે, કોઇનુ તે રચેલ નથી, સ્વભાવ મુજબ તેમા ફેરફાર અને પરિણામ થયાં કરે છે. સર્વે શાશ્વત દ્રવ્યો સ્વતંત્ર દ્રવ્યો છે, અને તેનો કોઈ બનાવનાર નથી. સંસારી જીવ મૂર્છિત દશામા પોતાનું શુદ્ધ સ્વરૂપ અનાદિથી ભૂલેલ હોઈ અને બાહ્ય પુદ્‌ગલોમાં સત્ય માની તેમાં પ્રચૂર આસક્ત રહે છે. સાચા ગુરુના સંગથી આવો સંસારી જીવ તે ખોટી માન્યતા દૂર કરી આત્માના શુધ્ધ સ્વરૂપનુ જ્ઞાન દૃઢ કરી તે પ્રાપ્ત કરવાના સાધનો સેવી તે દ્વારા કર્મમલ દૂર કરી આત્મજ્યોતિ પ્રગટાવે ત્યારે તે મુક્તઆત્મા પરમાત્મા કહેવાય છે. જૈનધર્મમા આવી ઊંચ કોટિની સ્થિતિનો સ્વીકાર કરેલ હોવા છતાં ઇતર દર્શનો કેવળ પોતાની અશુધ્ધ માન્યતાથી જૈનોને નિંદે છે તેમાં તેમને જ ગેરલાભ છે. સાચી વસ્તુનો પરિહાર કરવાથી સત્યને કાંઈ નુકશાન નથી, પરંતુ નુકશાન તો તેનો પરિહાર કરનારને જ છે.

આ પરથી એટલુ તો સ્પષ્ટ થયું હશે કે જૈન દર્શન પૂર્ણ આત્મદર્શન છે અને તે પણ ઇશ્વર કે પરમાત્માને માને જ છે. ફેર એટલો જ છે કે જૈનધર્મે પ્રરૂપેલ પરમાત્મા કે ઇશ્વર કદી પણ અવતાર લેતા નથી, ફરી તેમને જન્મ કે મરણ સહવા પડતા નથી અને તેઓ સૃષ્ટિની કાંઈ પણ રચના કરતા નથી, કેમકે તેમને તેમ કરવાનુ કાંઈ પ્રયોજન નથી તેઓ અઢાર દૂષણોથી રહિત પૂર્ણ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને શક્તિના ધારક વીતરાગ છે અને આવા પરમાત્મા કોટિના ઇશ્વરને જૈનો શુદ્ધ મનથી નિજ સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે ખૂબ ભક્તિથી પૂજે છે. તેમની ભકિત-પૂજા સ્મરણ સ્તુતિ કોઈ પણ અન્ય ધર્મના ભકત-પુરુષથી જરાય ઓછી કે ઊતરતી નથી, બલ્કે કેવળ વીતરાગ ભાવવાળી હોઈ શ્રેષ્ઠ કોટિની છે. આવા ધર્મને કે તેના ધર્મીઓને નાસ્તિક કઈ રીતે કહેવાય ? ટૂંકમા કહેવાનું તાત્પર્ય એ છે કે—જૈનધર્મ પણ બીજા ધર્મો માફક ચૈતન્યપ્રધાન આત્મધર્મ છે. અને તેમાં ઇશ્વર કે પરમાત્મા સંબંધી શ્રેષ્ઠ માન્યતા અને જ્ઞાન પ્રવર્તે છે, અને તેથી તે ધર્મ પૂર્ણ આસ્તિક ધર્મ છે.

જૈનધર્મ અને ઇતર ધર્મો ઇશ્વરના સ્વીકારમાં એક વિચારવાળા હોવા છતાં તેઓમાં ઇશ્વર જગતનો કર્તા છે કે નહી એ રીતે ઇશ્વરના સ્વરૂપ સંબંધી જે વિચારભેદ પ્રવર્તે છે, તે સંબંધી થોડો ખુલાસો કરી આ લેખ સમાપ્ત કરીશ.

ઇશ્વરને જગતકર્ત્તા તરીકે માનનારા ધર્મો એમ દલીલ કરે છે કે જેમ જગતમાં હરેક ચીજોના કર્ત્તા કોઇ ને કોઇ હોય જ છે, તેમ આવા વિશાળ અનંત બ્રહ્માંડનો પણ કોઇ કર્ત્તા હોવો જ જોઈએ. આ દલીલનો ઉત્તર એટલો જ કે કોઇપણ સ્વતંત્ર દ્રવ્યનો કર્ત્તા જગતમાં જોવામાં આવતો નથી. એક કુંભાર ઘડો બનાવે, તન્તુવાય પટ બનાવે કે કારીગર

કાંઈ રચના કરે તેમાં કુંભાર ઘડાનો ઉત્પાદક નથી, કેમકે ઘડાનું ઉપાદાન તો માટીમાંથી થયું જે કુંભારે બનાવેલ નથી. એવી જ રીતે બીજા પદાર્થોમાં કહી લેવું. આ જ હિસાબે આ વિશ્વના સ્વતંત્ર દ્રવ્યોનો કોઈ કર્ત્તા નથી; તેઓ અનાદિસિદ્ધ છે. તેઓ શૂન્યમાંથી બન્યા નથી, પરંતુ અનાદિકાલથી માંડીને અનંતકાળ સુધી તેઓ પોતપોતાના ગુણ લક્ષણો સહિત છે, હતા, અને રહેશે.

વળી ઈશ્વરે સૃષ્ટિ બનાવી એમ માનીએ તો જેમ કુંભારે માટીમાંથી ઘડાનું સર્જન કર્યું તેમ ઈશ્વરે આ પદાર્થો શેમાંથી બનાવ્યા? એ સવાલ ઊભો થશે. પોતામાંથી બનાવ્યા એમ કહેશો તો ઈશ્વરનું સ્વરૂપ જે જ્ઞાનસ્વરૂપ છે તે ગુણ માનેલ હોઇ તેમાં દૂષણ આવે છે. આ જગતના પદાર્થો જડ અને ચેતન ઉભય લક્ષણોવાળાં ભિન્ન ભિન્ન છે. એટલે તેની હયાતિ ઈશ્વર સ્વરૂપમાંથી સંભવી શકતી નથી. બીજી કોઇ વસ્તુમાંથી બનાવ્યા તેમ કહીએ તો તે બીજી વસ્તુની હયાતી પહેલાં હતી તેમ સિદ્ધ થાય છે. તેથી તેમ માનવામાં તો પોતાનો પક્ષ જ અસિદ્ધ થાય છે. તેથી કહેવું પડશે કે, આ વિશ્વ અનાદિ સિદ્ધ છે અને તેમાંના શાશ્વત દ્રવ્યો કોઈના બનાવેલાં નથી વળી ઈશ્વરને આ વિશ્વ રચવાનું શું પ્રયોજન? ઈશ્વરને આ લીલા કરવામા આનંદ છે તેમ કહીએ તો ઈશ્વર નિર્દય ઠરશે. જગત ઉપર ઉપકાર કરવા માટે કર્યું તેમ કહીએ તો રચના થયા પૂર્વે કોઈ ન હતું તો ઉપકાર તે વખતે કોના પર કરવાનો હતો? ઈશ્વરે દયાથી કે પરોપકારના હેતુએ વિશ્વ રચ્યું, તેમ માનવા કોઈ કારણ સાચું ઠરતું નથી, તેથી ઈશ્વરને આ જગત રચવા કાંઈ કારણ નથી તેમજ ઠરે છે વળી ઈશ્વરે આ જગત રચી સર્વ સમાનતા—જ્ઞાન ઈત્યાદિ શુભજ રચના કેમ ન કરી, અને દુઃખ, અજ્ઞાન, રોગ, શોક કેમ થવા દીધા? ઈશ્વરનો તેવો હેતુ ન હતો, તેમ કહેશો તો શું ઈશ્વર આ રચનાનું ફલ પૂર્વે જાણતા ન હતા વારુ! અને વળી કહેશો કે કર્મથી સુખ દુઃખ ઈત્યાદિ થાય છે તો ફક્ત એક સારા કર્મવાળો અને બીજો નરસાં કર્મવાળો કેમ રચ્યો? તેમાં તો તેમની પક્ષપાતી બુધ્ધિ ઠરશે. માટે કહેવુ જ પડશે કે ઈશ્વરને આ સૃષ્ટિની રચના કરવાનું કોઈ કારણ રહેતું નથી. આમ ઈશ્વરના સ્વરૂપનો વિશેષ વિચાર કરતાં કહેવું જ પડશે કે નિરંજન સર્વજ્ઞ ભગવાનને આ દશ્યરૂપી જગત જેમાં દુઃખ રોગ શોક ઈત્યાદિ છે તે અને જડ ચેતન પદાર્થોવાળું જગત રચવાને કાંઇ કારણ નથી. એમ કહેવુ કે નિરંજન સર્વજ્ઞ ઈશ્વરને આ દશ્યલીલારૂપ જગત રચવું પડયુ તો તે તો 'વદતો વ્યાઘાત' જેવું જ છે. નિરંજન ઈશ્વર અને સાકાર દીન જગત એ બેનો મેળ જ શી રીતે ખાય? ઈશ્વરને આ વિશ્વની રચના કરવા કોઈનું દબાણ નથી, પોતાની જ મરજીથી કર્યું ઈત્યાદિ સર્વ વિકલ્પોમાં ઈશ્વરને રૂપી, કર્મવાળો, જન્મમરણયુક્ત જ માનવો પડશે, જે ઈશ્વરના વિશેષ્યના સ્વભાવથી વિરુદ્ધ છે. માટે તે વિકલ્પો જ અગીકાર કરી શકાય નહિ. ટૂંકમાં નિરંજન નિરાકાર સર્વજ્ઞ એવા ઈશ્વરે આ વિશ્વની રચના કરી નથી, તેમ સ્વીકારવુ પડશે. આ બધી વાતનો નિષ્કર્ષ એ છે કે, જૈનધર્મ પણ ઈશ્વરને માને છે, પરંતુ તેના સૃષ્ટિકર્તૃત્વનો વિરોધ કરે છે, અને આ વિરોધનો આધાર શ્રુતિ, યુક્તિ અને અનુભૂતિમાં રહેલો છે, તેથી આ ધર્મ નાસ્તિક નથી, પણ પૂર્ણ આસ્તિક છે એ સિદ્ધ થાય છે,

# श्रीहेमप्रभसूरि-विरचित त्रैलोक्यप्रकाश

लेखक : श्री. मूलराजजी जैन, एम. ए., एल-एल, बी

आजीविका चलाने या मान-प्रतिष्ठा पाने के लिये जैन साधुओंको ज्योतिष और वैद्यककी प्रैकटिस करना वर्जित है, पर इनके सीखने का निषेध नहीं था।[1] जैन ग्रन्थों में इन विद्याओं से संबन्ध रखनेवाले अनेक पाठ मिलते हैं जिनसे प्रकट होता है कि इन ग्रन्थों के रचयिता इन विद्याओंसे भलीभांति परिचित थे। संघरक्षा तथा शासन-उन्नति के लिये पूर्वाचार्योंने इन विद्याओं-से बड़ा चमत्कार दिखलाया है। यतिवर्ग (पूज या गोरजी) तो धर्मोपदेश के साथ २ ज्योतिष और वैद्यक द्वारा जैन तथा जैनेतर जनता पर बड़ा उपकार करते थे। इन्होंने इन विद्याओं में इतनी निपुणता प्राप्त की थी कि बड़े २ राजा, महाराजा और सेठ इनके भक्त बन गये थे।

जैन विद्वानोंने ज्योतिष और वैद्यक पर अनेक ग्रन्थ रचे, जिनमेंसे बहुतसे अबतक विद्यमान हैं[2]। उन्हीं में से एक ज्योतिष ग्रन्थ का यहां परिचय कराया जाता है। यह है त्रैलोक्य प्रकाश। इसके नाम से तो प्रतीत होता है कि इसमें त्रिलोकी अर्थात् स्वर्ग, मर्त्यलोक और पाताल का वर्णन होगा, परंतु वास्तव में यह लग्नशास्त्र है, जिसमें ज्योतिष योगों के शुभाशुभ फलों पर विचार किया है और मानवजीवन संबन्धी अनेक विषयों का फलादेश बतलाया है।

किसी समय जैनसंप्रदायमें यह ग्रन्थ काफ़ी प्रचलित रहा होगा, क्योंकि इसकी बहुत सी प्रतियां अब भी यत्र तत्र विद्यमान हैं। जैसे—

१. पंजाब में अम्बाला शहर के श्वेताम्बर भंडार में।[3]

२. लाहौर डी. ए. वी कालिज की लालचंद लाइब्रेरी में।

३. दो प्रतियां पाटण भंडाण में।

४. बीकानेरनिवासी श्रीयुत अगरचंद नाहटा के भंडार में।

५. दो प्रतियां बड़ोदा गायकवाड़ ओरियंटल इन्स्टिटयूट में।

६. "सी. पी. की सूची" (कीलहार्नद्वारा संकलित) में नं० ३९६ "लग्न-शास्त्र" नाम से दर्ज है।

---

१. छिन्न सर भोमतलिक्ख सुविण लक्खणदंडवत्थुविज्जं।
अगवियार सरस्स विज्जय जे विज्जाहिं न जीवइ स भिक्खू ॥ ७ ॥
मंत मूल विविह वेज्जचिंत वमणविरेयणधूमणेत्तसिणाण।
आउरे सरण तिगिच्छिय च त परिन्नाय परिव्वए स भिक्खू ॥ ८ ॥
[उत्तराध्ययन, अध्य. १५]

२. देखिये "जैनग्रन्थावली" में ज्योतिष और वैद्यक ग्रन्थों की सूची।

३. "A Catalogue of manuscripts in the Panjab Jain Bhandars," Lahore 1939. पंजाब के जैन भंडारों की सूची, ग्रन्थ नं० १११४. ३३ पत्र जिनमें से २४ से २७ तक के चार पत्र नहीं हैं।

७. "ग्रन्थावली" में अर्घकाण्ड दर्ज है।

८. पीटर्सन की सूचियों में एक दो प्रतियां दर्ज हैं।

## त्रैलोक्यप्रकाशका कर्ता और रचनाकाल

मूल ग्रन्थमें कई स्थानों पर उसके रचयिताका नाम देवेन्द्रसूरिशिष्य हेमप्रभसूरि लिखा है, लेकिन उनके समय और गच्छका उल्लेख नहीं मिलता। देवेन्द्र नामके आठ दस और हेमप्रभ नामके तीन चार आचार्य ज्ञात हैं। इनमेंसे त्रैलोक्यप्रकाश का कर्ता कौन था, इस बात का निर्णय नहीं किया जा सकता।[४] तथापि यह ग्रन्थ सं. १५७० से अवश्य पहले रचा गया होगा क्योंकि अम्बाला-शहर वाली प्रति इस संवत् की लिपिकृत है। सं. १६४४ में "ताजिक नीलकण्ठी"की रचना हुई। उसके प्रश्नतन्त्रमें त्रैलोक्यप्रकाश का उल्लेख है।[५] हेमप्रभसूरि लिखते हैं कि इस प्रकारके लग्नशास्त्र का म्लेच्छों ने विस्तार किया, पर प्रभु की कृपा से जैनों में भी इस शास्त्रका अस्तित्व बना रहा।[६] इसमें मुथशिल और मचकूल आदि संज्ञाओं का प्रयोग मिलता है,[७] अतः यह ग्रन्थ सं. १५७० से बहुत पहले का न होगा। संभवत. विक्रम की चौदहवीं अथवा पंदरहवीं शताब्दी में लिखा गया हो, जब भारत पर मुसलमानों का काफी प्रभाव पड़ चुका था।

यह लेख अम्बाले की प्रति तथा श्रीयुत अगरचन्द नाहटा की प्रति के कुछ पत्र देख कर तय्यार किया गया है।

मैं इस लेख द्वारा श्वेताम्बर समाजका ध्यान पंजाबके जैन भंडारों की ओर आकर्षित करता हुं। "जैन सत्य प्रकाश"के क्रमांक १०३ में मुनि समुद्रविजय का "पंजाब में जैनधर्म" शीर्षक लेख छपा है उसमें सं. १७०९ के बने पार्श्वनाथ-स्तवन और सं. १७१० के चित्रपट्ट का वर्णन है जो जंडियालाके भंडारमें सुरक्षित हैं। पंजाब के जैन भंडारों में अनेक अज्ञातपूर्व, अतिप्राचीन, सचित्र प्रतियां विद्यमान हैं जैसा कि पंजाब यूनिवर्सिटी द्वारा प्रकाशित केवल पांच भडारों की सूची से विदित होता है। ऐसे बहुतसे और भंडार हैं। समस्त भंडारों की सूची से शासनकी बड़ी सेवा होगी।

कृष्णनगर, नेहरुस्ट्रीट, लाहोर

## परिशिष्ट

### त्रैलोक्यप्रकाश के कुछ उद्धरण

§ १. आरम्भ—

श्रीमत्पार्श्वाभिधं देवं केवलज्ञानभास्करम्।
वाग्देवीं खेचरांश्चापि नत्वा लग्नमहं ब्रुवे ॥१॥
लग्नं देवः प्रभुः स्वामी लग्नं ज्योतिः परं मतम्।
लग्नं दीपो महान् लोके लग्नं तत्त्वं दिशन् गुरुः ॥२॥

---

४. देखिये इसी लेख का परिशिष्ट § ३

५ Catalogue of Sanskrit Manuscript in the India Office, London. Vol. V

६. इस लेख का परिशिष्ट § १. श्लो. ६, मणित्थताजिक, श्लो, ९।

७. ,, ,, § २.

लग्नं माता पिता लग्नं लग्नं बन्धुर्निजः स्मृतम् ।
लग्नं वृद्धिर्महालक्ष्मीर्लग्नं देवी सरस्वती ॥३॥
लग्नं सूर्यो विधुर्लग्नं लग्नं भौमो बुधोपि च ।
लग्नं गुरुः कविर्मन्दो लग्नं राहुः सकेतुकः ॥४॥
लग्नं पृथ्वी जलं लग्नं लग्नं तेजस्तथानिलः ।
लग्नं व्योम परानन्दो लग्नं विश्वमयात्मकम् ॥५॥
म्लेच्छेषु विस्तृतं लग्नं कलिकालप्रभावतः ।
प्रभुप्रसादमासाद्य जैने धर्मेवतिष्ठते[1] ॥६॥
तुला तु मुख्ययन्त्राणि[2] तिष्ठन्ति किल ताजिके ।
षड्वर्गशुद्धिमाख्याति लग्ननिश्चयमिच्छताम् ॥७॥
दिव्यज्ञानप्रतिच्छन्दं करणी केवलस्य च ।
उपकाराय लोकानां लग्नशास्त्रं करोम्यहम् ॥८॥
त्रीन् कालान् त्रिषु लोकेषु यस्माद् बुद्धिः प्रकाशते ।
तत् त्रैलोक्यप्रकाशाख्यं ध्यात्वा शास्त्रं प्रकाश्यते[3] ॥९॥
ब्रह्मणा चेष्टितं साक्षाज्ज्ञानमानन्दमिश्रितम् ।
स्फुटीकर्तुमिवारब्धं चतुर्जैनतनूद्भवम् ॥१०॥

§२. मुथशिल, मचकूला—

मुथशिलास्तु विज्ञेया रवेस्तुल्याः[4] शुभान्तराः ।
तावन्तो मचकूलाश्च ज्ञेया शुभनिरीक्षणे ॥१०८॥
लग्ने चन्द्रः शनिः कुम्भे रवौ बुधे विरस्मितः ।
कौटिल्यो[5] नागतः प्रश्ना विज्ञायैवं ततो वदेत् ॥१०९॥

§३. कर्ता का नाम—

(क) श्रीहेलाशालिनां योग्यमप्रभीकृतभास्करम् ।
भसूक्ष्मेक्षिकया चक्रेऽरिभिः शास्त्रमदूषितम् ॥६४॥
[ अम्बालावाली प्रति, पत्र ७ (क) ]

(ख) क्रियते केवलादर्शनिधिसिद्धिप्रकाशकृत् ।
श्रीमद्देवेन्द्रशिष्येण श्रीहेमप्रभसूरिणा ॥७॥
[ अम्बाला-प्रति, पत्र ९ (ख) ]

(ग) इसी प्रकार पत्र १० (ख) पर,......पुरसिद्धिप्रकाशकृत् ।

(घ) श्रीमद्देवेन्द्रसूरीणां शिष्येण ज्ञानदर्पणः ।
विश्वप्रकाशकश्चक्रे श्रीहेमप्रभसूरिणा ॥४६॥
[ अम्बाला-प्रति, पत्र १३ (क) ]

---

१ अगरचंद नाहटा की प्रतिमें—जैनधर्मेवतार्यते—पाठ है ।
२ ,, ,, शुलावमुख्ययन्त्राणि ,, ।
३ ,, ,, धर्मशास्त्रं स्मराम्यहम् ,, ॥
४ ,, ,, में—द्वादशैव—पाठ है ।
५ ,, ,, कौटिल्ये ,, ।

(ङ) श्रीहेलाशालिनां........जैसे ऊपर (क) में है ॥६१॥
पादाद्याक्षरैर्नाम [ पाटण-प्रति ]

(च) दहन्तं तु भवोद्यानं द्योतयन्तं जगत्त्रयम् ।
लक्ष्मीलक्ष्मविधातारं नत्वा पार्श्वं जिनेश्वरम् ॥३॥
श्रीमद्देवेन्द्रशिष्याणुः सर्वशास्त्राब्धिपारगः ।
श्रीमान् हेमप्रभसूरिरर्घकाण्डं स्मरत्यसौ ॥४॥
सेतिकामानपल्लीनां संख्याज्ञानाय साम्प्रतम् ।
बहुष्वप्यर्घकाण्डेषु तथ्यं शास्त्रं विरच्यते ॥५॥
[ अम्बाला-प्रति, पत्र ३१ (ख) ]

§४. अन्त—

प्रतिमास्वल्पवेदानां यावन्तः परिमाणवः ।
तावद् युगसहस्राणि कर्तुर्भोगभुजः फलम् ॥५१॥

§५. पुष्पिका—

इति त्रैलोक्यप्रकाशो ग्रन्थः समाप्तः ॥ छ ॥ श्री· ॥
ग्रन्थाग्रं १३०० श्लोकसंख्यया मितिः ॥
॥ सं. १५७० वर्षे आषाढ शुदि ८ शुक्रे, अद्येह
श्री अहिमदावादनयरे लिखितं विप्र विणायागेन ।

§६. ग्रन्थान्तर्गत प्रकरण तथा उसकी अन्तिम श्लोकसंख्या-

| | | | | | |
|---|---|---|---|---|---|
| स्थानवल | श्लोक | ५५ | भोजनप्रकरण | श्लोक | ३३६ |
| कालवल | ,, | ५९ | ग्रामप्रकरण | ,, | ३५० |
| दृष्टिवल | ,, | ६० | पुत्रप्रकरण | ,, | ३९२ |
| दिक्फल | ,, | ६२ | रोगप्रकरण | ,, | ४१२ |
| ग्रहावस्था | ,, | ६६ | जायाप्रकरण | ,, | ४४२ |
| ग्रहमैत्री | ,, | ६९ | स्त्रीजातक | ,, | ४५६ |
| राशिवैचित्र्य | ,, | ८६ | सुरतप्रकरण | | |
| षड्वर्गशुद्धि | ,, | ९३ | परचक्रामण | | |
| लग्नज्ञान | ,, | ११० | गमनागमन | | |
| अंशकफल जन्मदशाफल | ,, | १३४ | गज, अश्व, खड्ग आदि चक्र युद्धप्रकरण | | |
| प्रकारान्तरेणजन्मदशाफल | ,, | १३८ | सन्धिविग्रह | | |
| राजयोग | ,, | १५६ | पुष्पनिर्णय | | |
| ग्रहस्वरूप | ,, | १७७ | स्थानदोष | | |
| द्वादशभावेभ्यस्तत्त्वचिन्ता | ,, | १९१ | जीवित,-मृत्युफल | | |
| केन्द्रविचार | ,, | २४१ | प्रवहणप्रकरण | | |
| वर्षफल | ,, | २६३ | वृष्टिप्रकरण | | |
| निधानप्रकरण | ,, | २६५ | अर्घकाण्ड+ | | |
| सेवधिप्रकरण | ,, | ३०७ | स्त्रीलाभप्रकरण | | |

+अर्घकाण्ड मे वास्तुओंके मदा तेज होने का वर्णन है ।

# जैन विद्वान ध्यान दें

[ वर्तमान इतिहासकी अधिकांश पाठ्य पुस्तकोंमें भगवान महावीर व जैनधर्मके सम्बन्धमें भ्रमपूर्ण प्रचार ]

निवेदक—श्रीयुत मानमलजी सोपाणी, लश्कर ( ग्वालीयर ).

मुझे जैन विद्वानोंका ध्यान इस ओर आकर्षित करते हुए अत्यन्त खेद होता है कि इस समय विद्यार्थियोंके लिये इतिहासकी जो पाठ्य पुस्तकें शिक्षालयोंमें प्रचलित हैं उनके तरफ हमारा लक्ष्य शून्य मात्र सा है। इन इतिहासकी पुस्तकोंमें जैनधर्म व भगवान महावीरके जीवन पर जिस प्रकार प्रकाश डाला जा रहा है उस पर जैन समाजके विद्वानोंने यदि ध्यान नहीं दिया तो, मैं विश्वास पूर्वक कहनेको तैयार हुं कि आगामी ५० वर्षोंमें, यही साहित्य जैनधर्म व जैन समाजके लिये अत्यन्त घातक व अहितकर सिद्ध होगा। इन अधिकांश पुस्तकोंमें जो कुछ भी जैनधर्म व भगवान महावीरके सम्बन्धमें लिखा गया है या लिखा जा रहा है वह अधिक अंशमें कपोलकल्पित है, सत्यताका गला घोंटा गया है। मैं इन लेखकोंका दोष इस लिये नहीं निकालता कि उनमेंसे अधिकांश लेखक अजैन हैं; उन्होंने अजैन होनेके नाते जैन साहित्यका अध्ययन न करते हुए इधर उधरकी साधारण पुस्तकोंके आधार पर अथवा कही सुनी प्रचलित किंवदंतियों पर, जो सामग्री सही या गलत मिल पाई उसे ही उन्होंने अपनी पुस्तकोंमें संगृहीत कर दिया। ऐसी पुस्तकें गत कई वर्षोंसे इतिहास पर लिखी जा रही हैं और उनमें अधिकांश लेखकों द्वारा इसी तरह अनर्गल उगला जा रहा है, परन्तु जैन विद्वानोंने आज तक इस ओर तनिक भी ध्यान नहीं दिया, जिसका परिणाम यह हुआ कि ऐसे साहित्यकी रोक होनेके स्थान पर वृद्धि होती जा रही है। और यदि अब भी इसका पूर्ण रूपेण विरोध नहीं किया गया तो भविष्यमें यह सब साहित्य सत्य प्रमाणित होकर जैनधर्मके असली स्वरूप पर ऐसा कुठाराघात करेगा जिसके प्रहारसे जैनधर्मकी भारी क्षति अवश्यंभावी है। बन्धुओं! क्या आप यह नहीं सोचते कि हमारी समाजके होनहार बच्चोंको जब जैनधर्म व भगवान महावीरके संबंधमें विद्यालयोंमें ऐसा साहित्य पढनेको मिलता है तो उनके कोमल मस्तिष्कों पर क्या प्रभाव पडता होगा? अस्तु!

में अपने इस आलोचनात्मक लेखको अधिक न बढाकर जैन विद्वानोंका ध्यान श्रीयुत रामकृष्ण माथुर एम. ए. द्वारा लिखित भारतवर्षके इतिहासके छठवें अध्याय पर आकर्षित करता हुं। माथुर सा इतिहासके एम ए तो अवश्य होंगे ही, परन्तु सत्यकी खोज करनेकी आपने तनिक भी परवा नहीं की। प्रस्तुत पुस्तकके पृष्ठ नं. ४२ के प्रथम पेरेग्राफसे ही आपने कल्पित बातें लिखना आरंभ किया है। आप लिखते हे कि "प्रथम आन्दोलन जैन धर्मके स्वरूपमें प्रकट होरहा था, - जिसके संस्थापक गौतमकी भांति क्षत्रिय वंशके राजकुमार

महावीर वर्धमान थे।" बडे आश्चर्यकी बात है कि महावीरको आपने जैनधर्मके संस्थापक बिना आधार मान लिया। आपका यह लिखना आपकी आगे लिखी हुई इस पंक्ति द्वारा खंडित होजाता है कि–"आजकल जैनी उनकी और उनके गुरु पारसनाथकी मूर्तियां पूजते हैं"। एक स्थान पर तो भगवान महावीरको आप जैनधर्मके संस्थापक लिखते हैं और दूसरे स्थान पर उनके गुरु पारसनाथका पूजा जाना सिद्ध करते हैं। फिर यह प्रश्न हम उन्हींकी बुद्धि पर छोडते हैं कि जैनधर्मके प्रवर्तक महावीर थे या यह धर्म उनसे पूर्वकालसे प्रचलित है। ऐसा जान पडता है कि माथुर सा. ने जैन धर्मका इतिहास लिखनेमें आवश्यक खोज नहीं की। यदि डा. ईश्वरीप्रसादकृत "न्यु हिस्टरी आफ इंडिया"को आप देखनेका कष्ट करते तो ऐसी बात लिखनेका साहस कभी नहीं करते।

जैनधर्म चोवीस तीर्थंकरोंमें विश्वास रखता है ओर भगवान महावीर जैनियोंके चोवीसवें तीर्थंकर थे, उनसे पूर्व तेईस तीर्थंकर और हो चुके हैं। भगवान पार्श्वनाथ तेइसवें तीर्थंकर होकर एक ऐतिहासिक पुरुष हुए हैं, जो महावीरसे २५० वर्ष पूर्व हुए थे। प्रसिद्ध इतिहास लेखकोंने यह बात प्रमाणित कर दी है कि भगवान पार्श्वनाथ ईसासे पूर्व प्रायः आठवी शताब्दीमें हुए थे और उन्हीं द्वारा प्रचलित जैनधर्ममें भगवान महावीरने कुछ सुधारों द्वारा नई जान फूंकी थी। जैनधर्म बौद्धधर्मसे प्राचीन धर्म है, वेदोंमें भी 'जिन' व 'अर्हन्' शब्दोंका प्रयोग पाया जाता है जिससे सिद्ध है कि जैनधर्म वेदोंके कालसे प्रचलित है। वेदोंमें भगवान ऋषभदेवके विषयमें कई स्थानों पर विवेचन मिलता है जो जैनधर्मके वर्तमान युगके प्रथम तीर्थंकर माने जाते हैं, लेकिन इतिहासकी दृष्टिसे उनके कालका निर्णय अभी हो नहीं पाया है। वर्तमान युग खोजका युग है और मनुष्य सत्यताका पूजारी होनेके नाते अंध विश्वासों पर श्रद्धा नहीं रख सकता, उसे तो प्रमाण चाहिये। कुछ वर्षों पूर्व येही इतिहास लेखक महावीरको ही जैनधर्मका आदि प्रवर्तक मानते थे परन्तु ऐतिहासिक खोजोंके बाद उन्हींकी यह मानता झूठ सिद्ध हो चुकी है। ऐतिहासिक खोजोंके क्रममें शनैः शनैः यह बात सिद्ध हो रही है कि महावीरसे पूर्व जैन धर्म था, उनसे पूर्व जैन धर्मके तेईसवें तीर्थंकर पार्श्वनाथ हुए थे। भारतवर्षके ही नहीं वरन् पाश्चात्य इतिहासज्ञोंने भी यह बात स्वीकार कर ली है। इतिहासकी खोज करनेवाले और भी आगे बढ रहे हैं और आगे यह भी सिद्ध कर दिया है कि पार्श्वनाथ के पूर्व जैनियोंके बावीसवें तीर्थंकर नेमिनाथ और हिन्दुओंके अवतार श्रीकृष्ण समकालीन व परस्पर संबंधी थे। धीरे धीरे यह भी प्रमाणित हो जावेगा कि नेमिनाथके पूर्व जो तीर्थंकर हुए हैं यह जैनधर्मकी मान्यताके अनुसार सत्य है, परन्तु इसके लिये अभी समयकी आवश्यकता है और यह सब बात भविष्यके गर्भमें हैं। परन्तु मनुष्यकी बुद्धि द्वारा जो जो बातें प्रमाणित होती जा रही हैं उनसे माथुर सा. किस प्रकार अनभिज्ञ रहे यह बात बडे आश्चर्यकी है।

श्रीवर्धमानोऽभवोऽवताद्वश्चेत्यन्वय.। की सः? कलं-ज्ञानं, अमतो गच्छतः प्राप्नुवतोऽसुमतः-प्राणिनो मतोऽभीष्टतम पूजित इति यावत्, किं कृत्वा मत.? तत्राह कलं कलमिति, 'यथार्थत्वेन तत्स्वरूपं संख्याय संख्याय, विचार्य विचार्य मत इत्यर्थ। (कलिशब्दसङ्ख्यानयोरिति धातोः खणप्रत्यये "नामिनोऽकलिहलेः" इति सूत्रेण वृद्धयभावात्कलं कलमिति, अमत इति अम गतौ, शतृप्रत्यये षष्ठ्यां विभक्तौ) पु. की.? तीर्थंतसत्रासदय इति तीर्थमिताः प्राप्ताः, सत्रासा. संसारभयभीताः, तीर्थंतसत्रासास्तान् दयते, यद्वातेषु दया यत्र स तीर्थंतसत्रासदयस्तम्। दयोदयोऽहितोऽपि काममिति अत्र विरोधाभासालङ्कारस्तथा अहितः-शत्रुः सन् कथं दयावानिति विरोधः, परिहारस्त्वित्थं अहितोऽपि-सर्पेऽपि (सार्वविभक्तिकतसि प्रत्यये) दयाया उदयो यत्र स दयोदयस्तथा च भगवता कौशिकाभिधाने दृष्टिविषधरेऽपि प्रकृत्या कारुणिकेन दया विहितेति सिद्धान्तोऽपि सङ्गतिमङ्गति (काममित्यव्ययं प्रकामार्थद्योतकमित्यर्थः) पु. की? जलतालतालतेति जलतालयोरिव-यथा जलं स्वच्छं तथा स्वच्छा, तालो यथोच्चः प्रसिद्धस्तथा सर्वलक्ष्मीभ्य उच्चतमा या, ताः-आत्मलक्ष्मीस्तस्या लतारूप आश्रयविशेप इत्यर्थः, यथा लक्ष्मीलतया जनानां लक्ष्मीप्राप्तिस्तथार्हतां सेवयाऽऽर्हन्त्यरूपलक्ष्मीर्भव्यैः प्राप्यते भृङ्गकीटन्यायादिति तात्पर्यं प्रतिभाति ॥ ५ ॥

७भदंत! देवार्य! भवाभवाभवा-वतार! कामे पिहितेऽहितेहिते।
निःश्रेयसानन्दकृते कृते कृते-ज्ञानामृतान्तर्दम! माऽममाम! मा ॥६॥

भदंत! देवार्य! वीर! निःश्रेयसानन्दकृते मा भव सेत्यन्वयः। की.? अभव! न विद्यते भवः-संसारो यत्र पुनरागमनाभावात् स तत्संबुद्धौ। पु. की आ ईषदर्थकमव्ययं न तु साकल्येन, भवावतार! शिवावतारस्वरूप! किं सति शिवावतारत्वमित्याह कामे पिहिते इति यथा शिवेन मदनो दग्धस्तथा भगवताऽपि कामो भस्मीकृत इत्यर्थः। पुनः अहितेहिते इति शिवपक्षे सर्पसमुदायेप्सिततमे इति, भगवत्पक्षे तु अहिते-शत्रावपि, हिते-हितकारिणि सति (शब्दच्छलेन) भगवान् भवावताररूप इत्यायातम् शब्दस्वारस्यादित्यर्थः। पु. की? कृतेज्ञानामृतान्तर्दम! इति, ई-लक्ष्मी श्च ज्ञानामृतं चान्तर्दमश्च ईज्ञानामृतान्तर्दमाः, कृताः पर्याप्ता ईज्ञानामृतान्तर्दमा यस्मिन् स तत्सम्बुद्धौ कृतेज्ञानामृतान्तर्दम! ॥

---

૭. હે ભદંત! દેવાર્ય! મહાવીર! ભવવાસનારહિત! કિંચિત્ સાદૃશ્યથી શિવાવતાર રૂપ! જેમ મહાદેવે કામને ભસ્મસાત્ કર્યો પ્રસિદ્ધ છે તેમ આપે કામને જીત્યો છે. (અહીં શ્લેષાલંકાર છે) અહિતે હિતે-મહાદેવ સર્પોના સમુદાયથી ઇપ્સિત છે ભગવત્પક્ષે શત્રુઓના વિષે પણ હિત કરવાવાળા છો. તેવી રીતે શબ્દ વ્યાજથી શિવાવતારરૂપ, મમતા અને રોગ રહિત, સંપૂર્ણતયા ચારિત્રલક્ષ્મી, જ્ઞાનામૃત અને અન્તરિંદ્રિયદમનવાળા, કામક્રોધ વિનાશક, એવા આપ ભવ્યોના મોક્ષાનંદ માટે થાઓ. ॥ ૬ ॥

पु. की.? अममाम! इति, न विद्यते मम–माम–ममत्वं (भावप्रधानो निर्देशः) आमश्च–रोगो यस्य यत्र वा स तत्सम्बोधने अममाम! कृते–युगे यद्वा हिंसित-कामक्रोध! एतादृशविशेषणविशिष्ट! हे भगवन् निःश्रेयसानन्दकृते मोक्षानन्दाय मा भव मा, अपितु त्वं भवैवेत्यर्थः। "द्वौ नञौ प्रकृतमर्थं गमयतः" इति न्यायात्। "कृतं पर्याप्तयुगयोर्हिंसितं विहितं फलम्" इति हैमः, "कृते अर्थे" इत्यव्ययम् (इस्यात्खेदे प्रकोपोक्तौ कामदेवे त्वनव्ययम्। "ईदुःखभावनेक्रोधेईर्ले-क्ष्म्यां तु नाव्ययम्" ॥ ६ ॥

८अकारि ते गौः सुधया धयाधया–ग्रस्ताऽविमुक्ताऽमितयातयातया।
यानन्तमाहात्म्यमयामयामया, सितर्त्तिधेया सुरसारसारसा ॥ ७ ॥

ते–तव गौः–वाणी सुधया–अमृतेन अकारि–रचिता विधात्रेवेति शेष इत्यन्वयः। की गौः? अविमुक्ताऽमितयातयातयेति मितं–मानं च यातं च–यानं चलनमित्यर्थः, मितयाते न मितयाते अमितयाते–अमानाचले इत्यर्थः, तयोर्या–लक्ष्मी शोभेति यावत् तस्य भावस्तत्ता तया अविमुक्ता युता तथा चामानामोघस्वरूप-वतीत्यर्थः। पु. किम्भूता? यानन्तमाहात्म्यमयामयामयेति या वाणी, अनन्तं यन्माहात्म्यं–महिमा तत्प्रधानो योऽमः ज्ञानं (अमनममः, "सर्वे गत्यर्था ज्ञानार्था" इति न्यायात्) तस्य या–लक्ष्मीस्तत्प्रचुरेत्यर्थस्तथा चानन्तमाहात्म्यशालिज्ञानप्रचुरेति तात्पर्यम्। पु. किम्भूता? सितर्त्तिधेयेति सिता–अवसिता, ज्ञातेत्यर्थः, ऋतिः–कल्याणं गतिर्वा यैस्ते सितर्त्तयस्तैर्धेया ग्राह्या पेयेति यावत्, बद्धस्पर्धैर्वा पेया, "सित-स्त्ववसिते बद्धे वर्णे" "ऋतिर्जुगुप्साकल्याणगतिस्पर्धासु" इति हैम.। पु. किम्भूता सुरसारसारसेति–सुरा–देवास्ते एव सारसाः पक्षिविशेषास्तैरा–सामस्त्येन रस्यते–आस्वाद्यते या सा सुरसारसारसा, यद्वा सुरसा–सु–शोभनो रसः शान्ताख्यो यत्र सा सुरसा, रसारसा–रसया–जिह्वया रस्यते पठ्यते नित्य मुनिभिरिति रसारसेत्यर्थः। पु. किम्भूता? धयाधयाग्रस्तेति, धयाधयाः पानकर्तारस्तैराग्रता–पीतेत्यर्थः ॥ ७ ॥

९इत्थं स्तुतो जिनवरोऽखिलभाववेदी, सिद्धार्थभूपकुलकाननकल्पवृक्षः।
सूरीशितुर्विजयदानगुरोर्विनेय–सूरीशहीरविजयेन मुदा प्रसन्नः ॥ ८ ॥

इत्याचार्यवर्य–कविकुलकिरीट–श्रीमल्लब्धिसूरीश्वरान्तेवासि–वाचकवर्य–श्रीमद्भुवनविजयमहाराजक विनेय–श्रीभद्रङ्करविजयाख्यमुनिना विहितेयमवचूरी समाप्ता ॥

---

૮. જાણે આપની વાણી વિધાતાએ બનાવી ન હોય તેમ અમૃતમય વાણી છે. ફેર તે વાણી અમાનામોઘસ્વરૂપ, અનંતમહિમાશાલી જ્ઞાનગંભીર, કલ્યાણાભિલાષુક જનોને ગ્રાહ્ય, શાન્તરસમય, હમેશા જે વાણી મુનિજનાદિ દ્વારા જીભથી ઉચ્ચારાય છે, ગોખાય, ભણાય છે, પાન કરવાવાળા વિવેકિજનો દ્વારા નિત્ય પેય છે, ઉપાદેય છે. (૭)

૯ સિદ્ધાર્થરાજના કુલરૂપ વનમા કલ્પવૃક્ષસમાન, અખિલ પદાર્થના જાણકાર, સદા પ્રસન્ન, જિનવર શ્રીવર્ધસ્વામીની આ પ્રમાણે સ્તુતિ સૂરીશ્વરવિજયદાનસૂરિશેખર મહારાજના શિષ્ય શ્રીહીરસૂરીશ્વરજી મહારાજે કરેલ છે. (૮)

# ચંદ્રાવતી

[ પ્રાચીન ગૂજરાતના સીમાડાના દ્વારપાલ સમી એક ધ્વસ્ત નગરી ]

લેખક–પૂજ્ય **મુનિમહારાજ શ્રી જયંતવિજયજી**

ખરાડીથી દક્ષિણ દિશામાં ૪ માઇલ અને સાતપુરથી લગભગ ૨॥ માઇલ પર ચદ્રાવતી નામનુ નાનું ગામડું આવેલુ છે. ત્યાં હાલમાં રબારી–રજપૂત, ખેડૂત વગેરેના ૪૦–૫૦ ખોરડાં છે.

ગામની આસપાસ પડેલા ભગ્નાવશેષોના ઢગલેઢગલા, તે નગરીની પ્રાચીનતા અને આબુના પરમારોની[1] રાજધાની હોવાથી તેની સમૃદ્ધિની સાક્ષી પૂરે છે. ગુજરાતના મહા-રાજાઓના મહામંત્રીઓ વિમલશાહ, વસ્તુપાળ અને તેજપાલના વખતમાં આ નગરીની જાહોજલાલી પુરજોશમાં હતી. હજારો શ્રાવકોનાં ઘરો અને ૧૮૦૦ જિનમદિરો વિદ્યમાન હોવાનુ[2] તીર્થમાળાના કર્તાઓ જણાવે છે. આ નગરી લંકા જેવી હતી અને અહી ચોરાશી

૧ महाद्रेरस्य नेतारः परमारनरेश्वरा. ।
पुरी चन्द्रावती तेषा राजधानी निधिः श्रियाम् ॥३५॥
–विविधतीर्थकल्प, अर्बुदाद्रिकल्प, श्लोक ३५.

૨ નગર ચડાઉલિના ગુણ ઘણા, ભવણ અઢારઈ સઈ જિન તણાં;
ચઉરાસી ચહુટે હિવ ફિરઉં, ઠામિ ઠામિ દીસઇ ભૂંહરિઉં.
મૂલનાયક શ્રી નાભિમલ્હારિ, જિણ દીઠઈ મનિ હર્ષ અપાર;
કરઈ પૂજ શ્રાવક મનિ હસી, નગર ચડાઉલિ લંકા જિસી.
—મેહ-રચિત તીર્થમાળા. કડી. ૨૬–૨૭.

આબૂ ધરા ઉબરણી પુરી, દેવદ્રહ ચંદ્રાવઇ ષરી;
વિમલ મંત્રીસર વારિ જાણિ, અઢારસેય દેવલ ગુણષાણિ.
—શીલવિજય–રચિત તીર્થમાળા કડી. ૩૨

મેઘ–રચિત તીર્થમાળા ઉપરથી જણાય છે કે; વિ સં. ૧૫૦૦ ની આસપાસના સમય સુધી ચંદ્રાવતી નગરીની જાહોજલાલી સારી હતી, અને શીલવિજયજી રચિત તીર્થમાળાથી જણાય છે કે–વિ. સ. ૧૭૪૬ પહેલા તેનું ભગાણ જરૂર શરૂ થઇ ગયું હતું. છતાં તે વખતે તે જેવી તેવી સ્થિતિમાં પણ વિદ્યમાન જરૂર હતી. ' सिरोही राज्यका इतिहास 'માં લખ્યું છે કે.—વિ. સં. ૧૮૭૯માં કર્નલ ટોડ સાહેબ અહીં આવ્યા હતા, તેમણે ' ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇન્ડીયા ' નામના પોતાના પુસ્તકમાં અહીંના તે વખત સુધી બચેલાં થોડાંક મદિર વગેરેના ફોટા આપ્યા છે, એનાથી તેની કારીગરી અને સુંદરતા વગેરેનું અનુમાન થઇ શકે છે. વિ. સં. ૧૮૮૧માં સર ચાર્લ્સ કોલ્વિલ સાહેબ પોતાના મિત્રો સાથે અહીં આવ્યા હતા. તે વખતે આરસપહાણનાં ૨૦ મંદિરો બચેલા હતા, એની સુંદરતાની તેમણે પ્રશંસા કરી હતી. વિ. સ. ૧૯૩૬ ની આસપાસમાં રાજપૂતાના–માળવા રેલ્વે કંપનીના ઠેકેદારોએ ( કટ્રાકટરોએ ) અહીંના પત્થર ઉઠાવી લઈ જવાનો ઠેકો ( કંટ્રાકટ ) લીધો ત્યારે તેઓ અહીંના ઊભેલાં મદિરોને પણ તોડી નાખીને તેના પત્થરો લઇ ગયા. તે વાતની

ચૌટા હતા વગેરે. વળી સોમધર્મની હકીકત પ્રમાણે—૪૪૪ આર્હત્-પ્રસાદો અને ૯૯૯ શૈવ મંદિરોવાળી ચદ્રાવતીમાં આવીને ભીમરાજાથી અપમાન પામેલો વિમલ કોટવાળ રાજ્ય કરતો હતો. તેના અધિકારી પુરુષો ૮૪ હતા અને ૧૨ પાદશાહોને જીતીને તેમના છત્રો લઈ લીધાં હતા અન્તમા ભીમે તેને બહુમાન પૂર્વક શાત કર્યો હતો.–જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ.

મહામાત્ય વસ્તુપાલના ભાઈ તેજપાળની ધર્મપત્ની અનુપમાદેવી, ચદ્રાવતીના રહેવાસી પોરવાડ શ્રાવક ગાગાના પુત્ર ધરણિગની પુત્રી હતી ધરણિગના પુત્રો ( અનુપમાદેવીના ભાઈઓ ) ૧ ખીમ્બસિહ, ૨ આમ્બસિહ અને ઊદલ વગેરેને મહામાત્ય તેજપાળે દેલવાડાના લૂણવસહી મદિરના ચોથા નબરના ટ્રસ્ટી બનાવ્યા હતા, તેમજ ઉક્ત મદિરની વર્ષગાઠના અઠ્ઠાઈ મહોત્સવના પહેલા દિવસનો ( ફાગણ વદિ ૩નો ) મહોત્સવ કરવાનુ ચદ્રાવતીના શ્રીસઘને સોપ્યુ હતુ[૩] પરમાર રાજાઓની પછી જ્યા સુધી સીરોહી નહોતુ વસ્યું ત્યાં સુધી ચંદ્રાવતી, દેવડા (ચૌહાણ) રાજાઓની પણ રાજધાની બન્યું. ત્યારથી ચંદ્રાવતીની વિશેષ પ્રકારે પડતી થવા લાગી, જો કે તે પહેલાં પણ ચદ્રાવતી ઉપર આક્રમણો થઈ ગયાં હતાં અને તેથી જ બીજી જગ્યાએ સં ૧૨૧૫ માં સહસમલ દેવડાને સીરોહી વસાવી ત્યાં રાજધાની લઈ જવાની જરૂર પડી હતી. પહેલા કહેવામાં આવ્યુ છે તેમ ચદ્રાવતી ભાંગ્યા પછી ત્યાના મંદિરોના આરસના નકશીદાર બારશાખ, સ્તંભો, તોરણો ( મેરાબો ), દરવાજા અને બીજા પત્થરો દૂર દૂર સુધીનાં ગામોનાં મંદિરોમાં લાગી ગયેલા જોવામાં આવે છે, તેની નકશી જોવાથી ચદ્રાવતીના દેવવિમાન જેવાં આરસના મદિરોનો ખ્યાલ હજુ પણ આવી શકે તેમ છે.

ચંદ્રાવતી નગરી અતિ વિશાળ હતી તેનો દરવાજો દત્તાણી ગામની પાસે આવેલો છે જેને તોડાનો દરવાજો કહે છે બીજો દરવાજો કીવરલી પાસે હતો એવી જનશ્રુતિ છે. ખરાડી સાતપુર વગેરે તો ચદ્રાવતીની વિશાળતામા જ સમાઇ ગયા હતા. ચદ્રાવતી અને સાતપુરના જૈનમદિરોના કેટલાય પત્થરો લોકોના ઘરના આગણામા, તહેસીલના ચોતરામાં અને રાજમકાનો તથા મહાદેવના મદિરમાં ચણાયેલા નજરે પડે છે. સાંતપુરની તહસીલમા ચાર પાચ મોટી દેવ–દેવીઓની મૂર્તિઓ પત્થરમા કોરેલી પડી છે, કે જેને રેલવાળા ગાડીના વેગનોમા ભરી ભરીને લઈ જતા હતા તેને અટકાવીને પાછી મેળવી છે. અહીંના મહાદેવના મંદિરમા એક મોટી ગેડા ( વરાહ )ની એક જ પત્થરમા ઘડેલી મોટી મૂર્તિ છે. તેની સામે

---

જ્યારે રાજ્યને ખબર પડી, ત્યારે રાજ્યે ઠેકેદારોને પત્થર લઇ જતા અટકાવ્યા. તેમણે એકઠા કરી રાખેલા આરસના પત્થરોના ઢગલા ચદ્રાવતી અને માવલની વચ્ચે ઠેકાણે ઠેકાણે હજુ પણ પડ્યા છે. અત્યારે અહીં એક પણ મદિર સારી સ્થિતિમાં નથી. આવી રીતે આ પ્રાચીન નગરીનો ખેદજનક અંત આવ્યો. પ્રાચીન પ્રાકૃત ગ્રથોમાં આ નગરીનુ ‘ચડ્ડાવલ્લી’ તથા ‘ચડ્ડાઉલી’, તીર્થમાળામાં ‘ચડાઉલિ’ તથા ચદ્રાવઈ, સંસ્કૃત ગ્રથોમાં ‘ચંદ્રાવતી’ વગેરે નામો લખેલાં મળે છે.

૩ જુઓ-દેલવાડા–લુણવસહી મંદિરની પ્રશસ્તિની પાસેનો વ્યવસ્થા સંબંધી સફેદ પથ્થર ઉપરનો વિ. સં. ૧૨૮૭નો લેખ.

દેવી-દેવતાઓની બે ચાર મૂર્તિઓ પણ તેમાં જ કોતરેલી છે આ મૂર્તિ પણ ચંદ્રાવતીથી જ લાવવામાં આવેલી આવી રીતે સુન્દર વસ્તુઓ લુંટાઈ જવા છતાં હજુયે જૈનમંદિરોના ઢગલાઓ અને મંદિરની ૪-૬ ફૂટની ઊભી દીવાલો દૃષ્ટિગોચર થાય છે. એક ઢગલામાંથી એક સંવતવિનાનો લેખનો ટુકડો અમને મળી આવેલો છે, તેમ જો તપાસ કરવામાં આવે તો ઘણાય લેખ અને સુંદર મકાનોના અવશેષો મળી આવે. કેટલાક વખત પહેલાં ખોદાવતાં એક પાકી બાંધેલી વાવ નીકળી આવી છે, જેના ત્રણ મજલા દેખી શકાય છે. વધુ તો ખોદવાથી જ જાણી શકાય.

ચંદ્રાવતીની પ્રાચીનતા અને સમૃદ્ધિ બતાવનારાં પ્રમાણો અનેક ગ્રંથોમાં મોજુદ છે.

મહાવીરસ્વામીની ૩૫મી પાટે થયેલા વડગચ્છ સંસ્થાપક શ્રી ઉદ્યોતનસૂરિએ આબૂની યાત્રા કરીને 'ટેલી' ગામના પાદરે સં૦ ૯૯૪માં શ્રી સર્વદેવપ્રભૃતિ આઠ જણને સૂરિપદે સ્થાપ્યા, તેમાંના તેમની જ પાટે મુખ્ય થયેલા અને સ. ૧૦૧૦ માં રામસેન નામના નગરના ઋષભજિન પ્રાસાદમાં શ્રી ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરાવનાર શ્રી સર્વદેવસૂરિએ ચંદ્રાવતી રાજાને નેત્ર સમાન શ્રી કુંકુણ નામના મંત્રી કે જેણે સમૃદ્ધિશાળી ઊંચુ જિનમંદિર બનાવ્યું હતું તેને દીક્ષા આપી[૪]

મુંજ અને ભોજના રાજકવિ ધનપાળ, જેમણે સં. ૧૦૨૯ માં "પાઇઅ લચ્છી નામમાળા", સં. ૧૦૭૦ માં "તિલકમંજરી કથા" અને સં. ૧૦૮૧ પછીના સમયમાં "સત્યપુરમંડન મહાવીરોત્સાહ' નામનું ટૂંકું કાવ્ય રચ્યુ, તેમાં જ ચદ્રાવતીના ધ્વંસનું વર્ણન કર્યું છે.[૫]

આ ચદ્રાવતીમાં દંડનાયક તરીકે પરમાર રાજાઓને હરાવી ગુજરાતના રાજા ભીમનું આધિપત્ય સ્વીકાર કરાવનાર વિમલમંત્રી રહેતા હતા તેમણે સં. ૧૦૮૮ માં ધર્મઘોષસૂરિના હાથથી પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી છે તે પહેલાં તેઓ ચદ્રાવતીમાં રહેતા હતા.

આ જ નગરીમાં સં. ૧૦૯૫ મા શ્રી ધનેશ્વરસૂરિએ સુરસુંદરીકથા પ્રાકૃતમાં રચી છે. વળી ચદ્રગચ્છમાં થયેલા શ્રી વિજયસિંહસૂરિને આ જ નગરીના નવગ્રહ ચૈત્યમાં રહી ઉપદેશમાળાની વૃત્તિની વ્યાખ્યા કરતાં ચૈત્યવાસનો વિરાગ આવ્યો અને પૌર્ણમિક પક્ષના શ્રી ચદ્રપ્રભસૂરિને આશ્રિત થયા.

સં. ૧૩૨૦ આસપાસ થયેલા પ્રસિદ્ધ માંડવગઢના પેથડકુમારે ભિન્નભિન્ન ૮૦ સ્થળોમાં જિનમંદિરો બંધાવ્યાં, તે સ્થળોમાંનું ચદ્રાવતી પણ એક છે

---

૪ नृपाद् दशाग्रे शरदा सहस्रे (१०१०) यो रामसैन्याह्वपुरे चकार ।
नाभेयचैत्येऽष्टमतीर्थराज–बिम्बप्रतिष्ठां विधिवत् सदर्च्य ।
चन्द्रावतीभूपतिनेत्रकल्पं श्रीकुङ्कुणं मन्त्रिणमुच्चऋद्धिम् ।
निर्मापितोत्तुङ्गविशालचैत्यं योऽदीक्षयद् वृद्धगिरा प्रबुध्य ॥
धर्मसागरगणे –तपागच्छपट्टावली

૫ તુરકોએ શ્રીમાળ દેશ, અણહિલવાડ, ચડ્ડાવલિ ( ચદ્રાવતી ), સોરઠ, દેલવાડા અને સોમેશ્વર એ બધા સ્થાનનો નાશ કર્યો અને એક માત્ર સાચોરના મહાવીરમંદિરને તેઓ ભાંગી ન શકયા. આ ચઢાઇ સ. ૧૦૮૦-૮૧ માં મહમ્મુદ ગીઝનીએ ગુજરાત પર કરી, તે સમય પહેલાં ચંદ્રાવતી સમૃદ્ધ હશે જ.

સિદ્ધરાજના મહામંત્રી મુંજાલ પણ ચિત્રકૂટ, આઘાટપુર, નાગદ્રહ, જીરાપલ્લિ, અર્બુદગિરિ અને ચંદ્રાવતી, આરાસણ તીર્થોમાં યાત્રાનિમિત્તે આવ્યાનું ઇતિહાસ પ્રસિદ્ધ છે.

શ્રી માણિક્યપ્રભસૂરિએ આ જ ચંદ્રાવતીમાં રાઉલ ધંધલદેવની સમક્ષ મંત્રવાદીને મંત્રથી હરાવ્યા. તેમનો સ્વર્ગગમન-કાળ સં. ૧૩૧૩ નો છે.

ગ્યાસુદ્દીનના મંત્રી સોની સંગ્રામે ચંદ્રાવતીમાં એક મંદિર કરાવ્યાનો અને તેની શ્રી સોમસુંદરસૂરિએ પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ મળે છે.

કૃષ્ણરાજનો પુત્ર પ્રતાપસિંહ જેના વિષયમાં પાટનારાયણના મંદિરના વિ. સં. ૧૩૪૪ ના લેખમાં લખ્યું છે—"તેણે જૈત્રકર્ણને પરાસ્ત કરી બીજા વંશમાં ગયેલી ચંદ્રાવતી નગરીનો ઉદ્ધાર કર્યો, અર્થાત્ બીજા વંશે ચંદ્રાવતીને લઇ લીધી હતી, તેનો પરાજય કરીને ત્યાં પણ તેણે પરમારોનું રાજ્ય પાછું જમાવ્યું."

સં. ૧૩૬૮ ની આસપાસ રાવ લુંભાએ આબૂ તથા તેની રાજધાની ચંદ્રાવતીને છીનવી લઈ આબૂના પરમાર રાજ્યની સમાપ્તિ કરી અને ત્યાં ચૌહાણોનું રાજ્ય સ્થાપિત કર્યું.

આમ અનેક ઉદાહરણો ચંદ્રાવતીની પ્રાચીનતાને સિદ્ધ કરે છે આવી રીતે તીર્થભૂમિ, સમૃદ્ધનગરી, અને યુદ્ધની સમરાંગણ: ભૂમિ તરીકે પ્રસિદ્ધ થયેલી નગરી આજે કરાળકાળની કેવી ભક્ષ્ય બની છે તે ભૂતકાલીન ઇતિહાસ અને વર્તમાન અવશેષોને જોનાર કોઈ પણ મનુષ્ય કાળની પરિવર્તનશીલતાને સમજી શકશે એમાં નવાઈ જેવું નથી.

# પ્રાચીન ગુજરાતી કાવ્યો

સંગ્રાહક તથા સંપાદક

શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ

[કાવ્યાંક ૨]

## શ્રી હીરવિજયસૂરિશિષ્ય શ્રી સકલચંદજીવિરચિત

## શ્રી વર્દ્ધમાન–જિનગુણ–સુરવેલિ

( ઢાલ—આસાઉરી )

નંદનકું ત્રિસલા હુલરાવે, રૂપિં મોહ્યાં ઇંદ્રા રે;
તુઝ ગુણ લાડિકડાનાં ગાવે, સુર નરનારી વૃંદા રે —નંદન૦ ૧

આસાઢી સુદિ છઠિ ચવીઓ, હરિ તવિઓ અવતરિઓ રે,
ચઉદે સુપને સુચિત હમ કુલિ, પૂરત્ર પુન્યે ઠવિઓ રે —નંદન૦ ૨

ગાભ (ગર્ભ) ગલ્યો મેં ભોલેં જાણ્યો, ચિંતાસાગર સાંદ્યો રે;
તવ હુંઈયું ચિંતાવતિ પુતા, હાલો હાલો હાલો રે. —નંદન૦ ૩

ઉદર થકી તેં મો દુખ જાણી, તું સલસલીઓ વાહલો રે;
તવ હું હસી આનંદે બોલી, હાલો હાલો હાલો રે. —નંદન૦ ૪

માત તણો ભગતો તું જાયો, તવ દિસિકુમરી ગાયો રે;
ચંદ સરીખું તુઝ મુખ દેખી, મુઝ આનંદ ન માયો રે. —નંદન૦ ૫

તુઝ ગુણ પુણ્યેં હું પિણ પૂજી, દિશિકુમરી ઘરિ આઇ રે;
મુઝ તુઝ નમિ નમિ કુંચ(વ)રજીને, બહુ પરિ હમચી ગાઇ રે. —નંદન૦ ૬

**છપ્પન દિગકુમરીએ કરેલા મહોત્સવનું વર્ણન—**

આઠે જોયણનો ઘર કીનો, ફિરત સમીરે સોધ્યો રે;
આઠે ગંધોદકસ્યુ સીચી, કુસુમ ભરિ બહુ રૂંધ્યો રે. —નંદન૦ ૭

આઠે મુઝ દર્પણ દેખાયા, આઠેં વર ભીંગા રે;
આઠે હું વીંજણડે વીંજી, આઠે ચમર ઉદારા રે. —નંદન૦ ૮

દીવી ચ્યાર ધરે તે ચતુરા, ચ્યાર વિછેદેં નાલં રે,
ન્હવરાવીને હું પહરાવી, ભૂષણ મોતી જાલં રે. —નંદન૦ ૯

ધિન ધિન કહેં મુઝ તું જિનમાતા તેં દીનો જગદીવો રે;
ઈમ આસીસ દીઇ તે કુમરી, તુઝ પૂતો ચિરંજીવો રે —નંદન ૧૧

વીણા વાતી નાગિણિ નાચે, હાથિ વજાવેં તાલી રે;
ગુણ ગાતિ તુઝ ગુણનિધિ કેરા, મુઝ સબ ઈલતિ ટાલી રે.—નંદન ૧૧

તુઝ ગુણ અતિશય ખાંચી આવઇ, જાવેં મુઝને પૂજી રે;
કહેં મુખી અમરી તુહિ સરીખી, સુત જનની નહિ દુજી રે. —નંદન ૧૨

**મેરૂ ઉપર ઈંદ્રે કરેલા જન્મમહોત્સવનું વર્ણન-**

(રાગ—મલ્હાર)

વીર માતા પ્રીતિકારણિ, સપૂતી હરિ વંદો;
હું હરિ સ્વર્ગથી આવીઓ; માઇ તેરે પૂત સુવંદો,
મુખ સુરતરૂ કંદો—વીર૦ ૧૩

ચૈત્ર માસિ સુદિ તેરસિ, ત્રિલોકી ગુરુ જાયો;
ઈંદ્રનું આસન કંપીયું, સુરેં ઘંટલો વાયો. —વીર૦ ૧૪

કુખી તું રયણની ધારણી, તુજ પૂત જિણંદો;
તેં જણ્યો જંતુનો જીવનો, શામ સુભગનો કંદો. —વીર૦ ૧૫

માત તેરે હમ પૂતકું, મેરૂ શિખર લે જાસ્યું;
**તિસલાદેવી** તું મત બીહે, તેરે પુતકું ગાસ્યું
બહુ અમૃત પાસ્યું.—વીર૦ ૧૬

જનમ મહોત્સવિં પૂજસ્યું, સબ ઇંદ્ર ઈંદ્રાણી;
નવનવિ ભાંતિ હુલરાવસ્યું, પછે આપસ્યું આણી. —વીર૦ ૧૭

એક ઉત્સંગ લે વીરનેં, દોઇ ચામર ઢાલેં;
છત્ર ચોથો હરિ સિર ધરેં, એક આગલિ ચાલઈ. —વીર૦ ૧૮

પાંડુગવન શિલા ઉપરેં, સિંહાસન થાપેં;
ચઉસઠિ ઈંદ્ર ન્હવરાવીઓ, નિજ દૂરિતને કાપેં. —વીર૦ ૧૯

ત્રિભુવન શાંતિ મંગલ કરો, જિન ન્હવણનું પાણી;
ધસમસી નિજ નિજ શિર ધરઇ, સબેં ઈંદ્ર ઇંદ્રાણી. —વીર૦ ૨૦

રંગ લાગો જિન રૂપસ્યું, સચી નાચતી બોલે;
સુરતરૂ મંજરી વીંજતી, ગાતી હઇયડું ખોલે. —વીર૦ ૨૧

એક મુખિં દીઈ વાંકડી, એક અમૃત અંજે;
નયન આલિંગન દીઇ સુરી, એક નાચતી રંજઇ. —વીર૦ ૨૨

એક ઉત્સંગ લીઇં ઠેલતી, પ્રભુ દેખણ દ્યો રે,
પ્રભુમુખ ચંદ મોહી વદેં, લેઉ દુખડે તેરે. —વીર૦ ૨૩

પ્રભુમુખ હારીઓ ચંદલો, હોઠ લાલ ગુલાલા;
આંખિ ઇંદીવર પાંખડી, કનક ચેલડા ગાલા. —વીર૦ ૨૪

પોઇણુ પાન જિસી જીભડી, શ્રવણુ કામ હીંડોલા;
નાસિકા સુડલા ચાંચડી, કંઠ શંખનઇ તોલઇં. —વીર૦ ૨૫

કમલનાલ જિસી બાંહડી, નાભિ અમૃત કુંપી;
હૃદય શ્રીવત્સસ્યું શોભતો, કડિ હરિકટી લુપી. —વીર૦ ૨૬

અપચ્છરા ન્યા(ન્હા)તકે પૂતકું, પયોધર પરિ લેતી;
હસિહસિ કરતી ઓવારણા, મણિ ટાચિકા દેતી. —વીર૦ ૨૭

માત તેરો લીઓ લાડિલો, સબ ઈંદ્ર લડાયો;
દો દીઈ હરિ મણિ કુંડલે, પ્રભુ કાનકું લ્યાયો. —વીર૦ ૨૮

દો દીઇં દેવકે ચીવરે, ફુલ રયણુકી માલા;
કંદુક રયણુ ઉલ્લોચકા, વર શ્રીમણિમાલા. —વીર૦ ૨૯

ઘુટડો અમૃત અંગુઠડે, દીઈ અમૃતઘોષા;
જિનજનની ભૂરી આંખડી, કરિ કો મત દોષા. —વીર૦ ૩૦

સુર સબ જબ નિજ પદ ગયે, ત્રિસલા તવ જાગી;
પૂત દેખ્યો સુર પૂજીઓ, હરખે ફૂલણુ લાગી —વીર૦ ૩૧

... ... .... .... ....

ઋદ્ધિ સિદ્ધારથ વાધીઓ, જન્મોત્સવ કીનો. —વીર૦ ૩૨

રયણુની ઘમઘમેં ઘુઘરી, જબ ઠબકતો ચાલે;
જબ દીઈ કો કડઈ સુંદરી, નાક ફુલડી ઝાલેં —વીર૦ ૩૩

મણિ જડિઇં કનક હીંડોલડે, માતા ધૂમણી ઘાલેં;
રયણુ ટોપી મણિ કંઠલો, માતા પૂતને આલેં. —વીર૦ ૩૪

(રાગ—ધન્યાસી)

અમરી સરિખી પુરની કુમરી, ટોલે દેતી ભમરી;
પ્રભુનેં ધ્યાનેં હમચી ખૂંદઇ, વીરતણા ગુણ સમરી રે.—હમચડી ૩૫

હમચી વીર તણી તે ગાતી, નાકે મોતી જોતી,
જિનની માતા રોકી રાખેં, ટોલામાંથી જાતી રે. —હમચડી ૩૬

પંચવરણના ચરણુ પહિરી, કંચુક કસીયા રાતા;
સુત શિણગારી તેહને આપેં, રમવા કારણુ માતા રે.—હમચડી ૩૭

રમઝમ કરતી ચરણે નેઉર, કટિ કટિ મેખલ ખલકે;
તિસલા કહે જિહાં પૂત રમેં કો, પાસેથી મત સલકો રે —હમચડી ૩૮

વેણી ચમરી ઢલકતી મૂંકી, પહિરી પીલી ફાલી;
કટિથી વીર ઉતારી મુંકયો, કાં રે માહરી સાલી રે. —હમચડી ૩૯
સીંદૂરેસ્યું સેથો પૂરી, પહિરી જાદર સાડી;
પ્રભુ રમતો જો જેથી ખીજે, નાંખે સાડી ફાડી રે.—હમચડી. ૪૦
ઇદિ વર ઘરિ હાથ રમાડયો, બેસાર્યો ખંધોલે;
ચંદ્રમુખી એક સુંદરી બોલે, મતકો પ્રભુને ઢો(તો)લે રે. હમચડી. ૪૧
કસ્તુરીની ખોલી કરીને, વેણી કેતકી બંધો,
અણધોયો પણ સુંદરી જો રે, પ્રભુનો વદન સુગંધો રે. હમચડી. ૪૨
કાને ફૂલી ઝાલિ ઝબુકે, ગલિ ટંકાઉલી મોતી;
ખંધોલેથી પ્રભુ ન્હાનડીઇ, પડતી રાખી ત્રોડી રે હમચડી. ૪૨
હુંકે જિનને જણજરબાણી, આંગી પહેરી જાડી;
હું કેસ્યું પ્રભુ તણ બહુ તેરા, જવ પરણેસ્યો લાડી રે હમચડી ૪૪
કાલા કમખા કંચુ થણુ પરિ, ધરીઓ વીરો ગોરો;
નીલી બીજોરી પરિ સોહે, જૈસો જિન બીજોરો રે. હમચડી. ૪૫
હઇયડા ઉપરી ઊભો રાખી, પ્રભુનો રમતી રાસો;
કનકલતા તું જો રે પ્રભુનો, મૃતમદ સરિસો(ખો)સાસો રે. હમ૦ ૪૬
વીર તણી જે હમચી ખૂંદે, પદ પદ ફિરતી ત્રીઝી;
તે સોભાગિણિ પાયે પહિરે, અષ્ટાપદના વીંછી રે. હમચડી. ૪૯
વીર ગુણા જે ગાતિ નિ સુણે, તે મિથ્યાતણિ ગાઢી;
જે જાણિ તે તેણિ મિલીને, ટોલામાહિથી કાઢી રે. હમચડી. ૪૮
મણિ મોતી આપે અહાવીરો, તે જે કરસ્યે ચાડી;
ગુણ મત્સર જે કરઇ અદેખી, કુલહીની તે લાડી રે. હમચડી. ૪૯
પ્રભુ વીણુ વાંદે પૂજ્યેં જિમસેં, તેહનેં જાણો પાડી;
દર્શન ન કરે વીરતણો જે, તે પરમારથ બાડી રે હમચડી. ૫૦
ઇસ પરિ રમતો જગગુરુ વાઢયો, રાજકુંઅર પરવરીઓ;
બાહિર નગર તણા વનમાં, રમવાને નીસરીઓ રે. હમચડી. ૫૧
ઇંદે પણિ બીહાવ્યો જગમાં, વર્દ્ધમાન નવિ બીહે;
અમર સભામાં એક દિન બોલે, ઇદ્રો આપે જીહે રે. હમચડી. ૫૨
એક દેવ એ વાત ન માનેં, કૌતુક જોવા આવે,
અહિ રૂપે આમલિતરૂ વીંટયો, પિણ તે કુડ ન ફાવે રે. હમ૦ ૫૩

વીરકુમરમાં હોડે રમતાં, કુમરેં આગલિ રાખ્યો;
વીરેં રૂડી પરેં ગ્રહીનેં, સો સુર દૂરેં નાંખ્યો રે. હમચડી. ૫૪

પુનરપિ છોકર થઇને રમતો, આપે હોડે હાર્યો;
ખાંધેં વીર ચડેં તવ વાધ્યો, વીરેં મુહકમ માર્યો રે હમચડી. ૫૫

પ્રગટ થઇને પ્રભુને ખાંમઈ, નામ દીઉ મહાવીર;
જેહવો ઇદ્ર પ્રશંસ્યો તેહવો, મે પરખ્યો તું ધીરો રે. હમ૦ ૫૬

માતાપિતા નિશાલે મૂકે, પિણ જિણુ ન્યાન ન જાણે;
પાંડે આગલિ ઇદ્દો પૂછે, વીરો ગ્રંથ વખાણે રે. હમચડી. ૫૭

રૂપે સુંદરી વહુ પરણાવે, છત્ર શ્રેણિ શિર તાડી;
સબલ વર વરઘોડે ચડીઓ, કુઅર લ્યાવે લાડી રે. મચડી. ૫૮

સુખ ભોગવતાં માતપિતાઈ, અણુસણુ સદગતિ કીધી;
વરસીદાન દેઇનેં વીરે, આપે દીખ્યા(ક્ષા) લીધી રે. હમચડી. ૫૯

મૃગશિર વદિ દશમિનેં ધાઢેં, ચરમ જિણો ચઉનાણી;
બાર વરસમાં જે તપ કીધો, તે સઘલો વિણુ પાણી રે. હમ૦ ૬૦

માસ વૈશાખેં પ્રભુને કેવલ, સુદિ દશમીને ધાઢેં (દહાડે);
સાલિતલે એકલડો સ્વામી, ઘનઘાતી મલ કાઢે રે. હમચડી. ૬૧

સમોસરણિ બૈઠો સિંહાસણિ, ત્રિભુવન રૂપેં મોહેં;
તીરથ થાપી સંશય ભાંજે, તીન ભુવન પડિબોહે રે હમચડી ૬૨

કાતિવદિ દીવાલી ધાઢઈ (દહાડે), મહાનંદ પદ લીધો;
**સકલ** મુનિસર ચરમ જિણેસર, મુગતિ જઇને સીધો રે. હમ૦ ૬૩

લબધિનિધાન મુનિ સોભાગી, ગોયમ ગણધર સીસો,
તસદિન તેહનેં કેવલનાણું, તે સમરૂં નિસદીસો રે. હમચડી. ૬૪

વર્દ્ધમાન–જિનગુણવેલિ, હઇયડા કરી સહેલી;
**સકલ** કહેં ગુણ મત્સલ મેહલી, નિશિદિન જિણગુણ ખેલી રે.
હમચડી. ૬૫

વીર પટોધર શ્રેણિ આયો, **હીરવિજય** ગુરુ હીરો;
**સકલચંદ** કહે સો નિત સમરો, ચરમ જિણેસર વીરો રે.
હમચડી. ૬૬

**॥ ઇતિ શ્રી વર્દ્ધમાનજિનગુણ સુરવેલિ સંપૂર્ણ ॥**

## શ્રી આનંદનિધાન-કૃત

# 'કુલધ્વજકુમાર-ચૌપાઈ'નો પરિચય

પરિચાયક-પૂજ્ય મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી, સાહિત્યાલંકાર (મહાસમુદ C.P)

પુરાતન જૈન મુનિઓએ ગૂજરાતી ભાષામાં ગદ્ય કરતાં પદ્યાત્મક સાહિત્ય વિશેષ રૂપથી નિર્મ્માણ કર્યું છે. એવી વૈરાગ્ય, નીતિ, શીલ, દાન, તપ અને ઐતિહાસિકાદિ અનેક પદ્યાત્મક કૃતિઓ સાહિત્યસંસારમાં દષ્ટિગોચર થાય છે. યદ્યપિ આવી કૃતિઓમાં કવિનું મૌલિક તત્ત્વ માત્ર કવિતા જ હોય છે, બાકી વિષયમાં તો એક બીજાનું અનુકરણ કરવું પડે છે, છતાય કોઈ કોઈ કવિની રચના અત્યન્ત ઉચ્ચ કક્ષાની અને સાહિત્યાદિ શાસ્ત્રોના જ્ઞાનથી ભરપૂર દેખાઈ આવે છે. આવી કૃતિઓનું પ્રકાશન જે થોડુ ઘણુ થયુ છે તે પણ જો સાહિત્ય અલંકારાદિને ધ્યાનમા રાખી સપાદિત કરવામાં આવ્યુ હોત તો તે કૃતિઓનું વિશેષત્વ સાહિત્યિક દષ્ટિએ પણ સ્વીકાર થાત, અને લૌકિક સાહિત્યનાં અપ્રકટ અંગ પર વિશેષ પ્રકાશ પડત અસ્તુ।

કુલધ્વજકુમાર રાસો નિમ્ન પ્રમાણે ઉપલબ્ધ થાય છે—

| | | |
|---|---|---|
| ૧ | કુલધ્વજ કુમાર રાસ | કર્તા હર્ષકીર્તિ |
| ૨ | ,, ,, ,, ,, | ,, ધર્મસમુદ્ર, રચનાકાલ સં. ૧૫૮૪ |
| ૩ | ,, ,, ,, ,, | ,, સિદ્ધિસૂરિજી ,, ,, સ. ૧૬૧૮ શ્રા. વ.૮ રવિ |
| ૪ | ,, ,, ,, ,, | ,, રાજસાર ,, ,, સં.૧૭૦૪ આસો શુદિ ૧૫ રવિ |
| ૫ | ,, ,, ,, ,, | ,, ઉદયસમુદ્ર ,, ,, સં. આસરે ૧૭૨૮ |

ઉપરના પાંચ રાસો આજ સુધી મળ્યા છે. બધાયનો વિષય માત્ર શીલ પ્રતિપાદન કરવાનો હોવા છતાં દરેકની રચનાશૈલિ ભિન્ન ભિન્ન છે, જે રાસનો બહોળો પ્રસાર સૂચિત કરે છે. અહીં પર જે કુલધ્વજકુમાર-ચૌપાઈનો પરિચય આપવામા આવે છે, તે ચૌપાઈ તથા કવિ આજ સુધી કયાંય ('જૈન ગૂર્જર કવિઓ'ના ભાગોમા પણ) નજરે પડયા નથી અર્થાત્ આજસુધી સર્વથા અપ્રકટ છે. અને સર્વપ્રથમ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' દ્વારા આ કવિ અને આ કૃતિ વિદ્વાનોની સન્મુખ ઉપસ્થિત થાય છે

ઉપરોકત રાસોની પેઠે આ ચૌપાઈમાં પણ કુલધ્વજકુમારનું જીવનચરિત્ર આલેખ-વામાં આવ્યુ છે. સમ્પૂર્ણ ચૌપાઇ ૨૫ ઢાલોમાં પૂર્ણ થાય છે. પ્રસગાનુસાર દોહા સોરઠાનો પણ ઉપયોગ કરવામા આવ્યો છે. અને મૂળ ઢાલોમા જ વિષયાનુસાર પ્રાકૃત ગાથાઓ તથા સંસ્કૃત સુભાષિતોનો ઉપયોગ કવિએ વિશેષ કરી ચૌપાઈની રસિકતામા વધારો કર્યો છે. અનુપ્રાસ તરફ કવિ વિશેષ આકૃષ્ટ જણાય છે.

આ ચૌપાઈના રચયિતા કવિ આનંદનિધાનજી ખરતરગચ્છાલંકાર આચાર્યવર્ય શ્રી જિનહર્ષસૂરીશ્વરજીના શિષ્ય-ઉપાધ્યાય શ્રી સુમતિરંગના શિષ્ય શ્રીમાન્ મતિવર્દ્ધનજીના શિષ્ય છે. અને વિ. સ. ૧૭૩૪મા વિજયાદશમીના દિને ઉપરોક્ત ચૌપાઈ સોજિત (જોધપુર સ્ટેટ) નગરમાં શ્રી પાર્શ્વનાથજીના પસાયથી સમ્પૂર્ણ કરી. વિ. સં. ૧૭૪૮ માં ઉપરોક્ત નગરમા જ કવિએ દેવરાજ વચ્છરાજ ચૌપાઈ પણ નિર્માણ કરી હતી. એ પરથી સમજાય છે કે સોજિત તરફ તેમનો વિહાર વિશેષ પ્રમાણમા હોવો જોઈએ. મૌનએકાદશી-ચૌપાઈ પણ એમની જ નિર્મિત જ્ઞાનભંડારોમા મળે છે. આમ તેમની ત્રણ કૃતિ તો જાહેર છે,

છતાં કવિ, આધુનિક સાહિત્ય જગત્મા ( જૈન ગૂર્જર કવિઓમા ) નથી આવ્યા એ આશ્ચર્ય છે. ઉપરોક્ત ચૌપાઈ મારા સંગ્રહમા સુરક્ષિત છે.

આ કૃતિનો આદિ ભાગ અને અન્ત ભાગ આ પ્રમાણે છે–

**આદિ વિભાગ—**

સરસ વચન રચના સરસ, વરદાઈ વર યામ;
સુખ સંપદિ સરસતિ દિયો, હરષૈ પૂરો હામ. ૧
પયપંકજ પ્રભૂ ગુરુ તણા, પ્રણમિય પરમાનંદ;
દીપક શીલ ગુણ દાખિયે, મહીયલ શીલમકરંદ. ૨
શીલૈ જશ સંસારમે, શીલૈ સુપ્રશન ભૂપ;
લિખમી શીલૈ મોકલી, ઇણપરિ શીલ અનૂપ. ૩
શીલૈ સંકટ અપહરૈ, શીલે સહુ સુખ થાય,
શીલૈ સુરસાનિધ કરૈ, આપે વંછિત આપ ૪
શીલ કુલધ્વજ સુખ લહ્યા, દેવદેવી પિણ દાસ;
ચરિય ભણિય સતમ્સુ ચૂંપસું, આણદ અધિક ઉલ્હાસ. ૫
વરસ ધણે ચૌપાઈ રચું, સાગોટૈ સહસાર;
સખર સબધ સોહામણો, સુણતા સુખ અપાર ૬

**અન્ત ભાગ—**

**(ઢાલ. ૨૫ : ધન્યાસિરી કમર ભલૈ આવીયૌ–એહની)**

ગરુઔ કુલધ્વજ ગાઇયૌ એ, શીલવંત સીરદાર,
વંદૌ તમ ભાવસુ એ;
ચલાયે પિણ ચલિયૌ નહીજી, અપછર વયણ અપાર. વંદો૦ ૧
સીલંવતસિરસેહરૌજી, ધર્મવંત ધુરધીર, વંદો૦
કુલધ્વજ કરણી ભલ કરીજી, ગુણવંત ગુહિર ગંભીર. વંદો૦ ૨
ગુરુઆરાં ગુણ ગાવતાજી, ભરીજૈ પુણ્ય ભંડાર, વંદો૦
વસુધાયૈ કિરત વવૈજી, અચલ અકલ અપાર વંદો ૩
થિર મન એ સુણતા થકાજી, વિગતાલા શુભ વૈણ; વંદો૦
મનમાન્યા માનવ મિલૈજી, સુખદાયી સુખ સૈણ વંદો૦ ૪
**ખરતર ગચ્છ** જાગૈ ખરાજી, સુભ વિરુદે સસાર; વંદો૦
મોટા મોટા મુનિપતીજી, ઇણ ગણ હુઆ અપાર. વંદો૦ ૫
**ઇગ્યારૈ સૈ ગુણહોતરૈજી, શ્રી જિનદત્તસૂરિંદ** વંદો૦
**તેરૈ સૈ સતરોતરૈજી,** શ્રી **જિનકુશલ સૂરિંદ** વંદો૦ ૬
**પંદરૈ સૈ પૈંસઠ** સમૈજી, અધિક હુઆ આણંદ, વંદો૦
આચારજીપૈ ગછઅધિપતિજી, શ્રી **જિનદેવસૂરિંદ.** વંદો૦ ૭
**સોલૈ સૈ પૈંતીસમેંજી** શ્રી **જિનસિહસૂરિ** પાટ, વંદો૦
પુણ્યૈ તસ પાટે થયાજી, સુન્દર વરણ સુઘાટ વંદો૦ ૮
શ્રી **જિનચંદસૂરિસરૂજી,** ગચ્છદીપક ગુણ ગેહ, વંદો૦
**સંવત સોલે સૈ** હુઆ એ, અવલ **ચૌપન્ને** ગેહ વંદો૦ ૯

તસ પાટે થયા અતિભલાજી, શ્રી જિનહરપસૂરીસ; વંદો૦
સોલે સૈ બાણુ સમૈજી, જાણે જગત જગીસ. વંદો૦ ૧૦
પ્રતાપ ઘણૈ પ્રતપૈ સદાજી, પાટિ તસ પરવીણ, વંદો૦
શ્રીજિનલબ્ધિસૂરિસરૂજી, લોક નમૈ લયલીન. વંદો૦
સંવત સતરૈ સે સહીજી, વરસ છવિસૈ વિખ્યાત; વંદો૦
પદ ઠવણૌ તિણમે હુઓજી, અધિક ષટિ અવદાન. વંદો૦ ૧૨
શ્રીજિનહરષસૂરિસનાજી, અવલ સીસ ઉવઝાય, વંદો૦
થિરજસ પંડિત ભલ થયાજી, શ્રી સુમતિહંસ સુખદાય વંદો૦ ૧૩
પ્રવર પાઠક પદ તસ ધરૈજી, શ્રી મતિવર્ધ્ધન સીસ; વંદો૦
મહિયલ મૈં મહિમા ઘણીજી, વડ વષ તે સુજગીસ. વંદો૦ ૧૪
તાસ સીસ કુલધજ તણીજી, સબધ રચ્યો સહુ સાર, વંદો૦
આનંદ નિધાન આનંદમૈજી, અનોપમ સીલ અધિકાર. વંદો૦ ૧૫
સતર ચૌતીસ સંવતેજી આસુસુદિ અભિરામ, વંદો૦
વિજય દશમી વષાણીયૈજી, સોજિત સહિર સુઠામ. વંદો૦ ૧૬
અરિસ ઘણે ચૌપાઇ રચીજી, દક્ષના આવે દાય; વંદો૦
ભલે સાગોટૈ એ ભઇજી, શ્રી પારસનાથ પસાય. વંદો૦ ૧૭
સંભલાવે સંભલે જીહાજી, નિરમલ તસ થાયે નાંણ; વંદો૦
સુખ સોભાગ સંપદ હુવૈજી, કુશલ સદા કલ્યાણ, વંદો૦ ૧૮

इति श्रीशीलविषये कुलध्वज चतुष्पदी सम्पूर्णा,
संवत १८४२ वर्षे माह वदि ३ लि. प. सोमचंदः ॥

# ज्येष्ठस्थित्यादेश-पट्टक

[ संवत १९१८ वर्षे ]

अन्वेषक—पूज्य आचार्य महाराज श्रीविजययतीन्द्रसूरिजी

॥९०॥ ॐ नत्वा । भट्टारक श्री श्रीविजयदेवेंद्रसूरीश्वरजीपरमगुरुभ्यो नमः ।
भ० श्री श्रीविजयधरणेन्द्रसूरिभिर्ज्येष्ठस्थित्यादेशपट्टको लिख्यते, श्रीवृद्धमरुदेशे ।
पं० रत्नविजयग ।... .......श्रीश्रीजीसपरिकरः श्रीगुर्जरदेशे पालणपुर १.
पं० रिषभविजयग । पं० सुखस । पं० दर्शनविजयग । पं० सिद्धस ।
जोधपुर १ मोरटहुको ३ महामिंदर ३
पं० प्रमोदविजयग । पं० कल्याणस ।... .....बीकानेर १ महाजन २ उदेरामसर ३
पं० कुंवरविजयग । पं० हेमस ।...........आसोप १ वारणी २
पं० फतेविजयग । पं० रिषभ स । पं०गुलावविजयग । पं० उमेदस । पं० रविविजयग ।
पं० दीपस । जेशलमेर १
पं० हर्षसागरग । पं० देवेंद्रसा ।... .. . .. ................ ....घावली १
पं० उत्तमविजयग । पं० नेमस ।.......................... ........अलाय १

पं० फतेसागरग । पं० हेमस ।........ .. ..... ..पाली १ आउवो २ षारड़ो ३
पं० प्रधानसागरग । पं० कपूरस ।.. ...............नागोर १
पं० मानविजयग । पं० गुलावविजयग । पं० रूपसा...किलमत्तो १ चंडावल २
पं० हुकमविजयग । पं० चतुरस । ....... ...........मुदीआड १ डेह २
पं० रंगसागरग। पं० विजयस। पं० भीमसागरग। पं० क्षमास।...पोहकरण १ तीवरी २
पं० उदयसागरग । पं० विजय। पं० गोपालसागरग। पं० कमलस। . फलोधी १ लोयावट २ षीचद ३
पं० हमीरसागरग । पं० विजयग ।............ ..आगेवो १ झांझणावास २
पं० मुक्तिविजयग । पं० खंतिस । दयाविजयग । पं० हेमस ।......मेवाडदेशे.
,, अनोपविजयग । पं० भाग्यस । .. .. ...नीवाज १ विरांटियो २ नवोनगर ३
,, गुलावविजयग । पं० माणिकस।.........दूधवड १ वांतो २
,, दत्तविजयग । पं० मोतीस ।...........गांगाडी १ वनाड २
,, प्रधानहंसग । ,, युक्तिसा ..जेतारण १ पीसांगण २ देवरीयो ३ राजादंड ४ पाटवो ५
,, गोतमसागरग । पं० रूपेंद्रस ।.. सोजत १ धाकडी २ सीयाट ३ पीपलाद ४
,, दानविजयग । पं० संतोपस...सातसेण १
,, प्रमाणविजयग । पं० चंद्रस।...धीनावस १ सुरायतो १
,, रंगविजयग। पं० वृद्धिस ।........नाथाजीरो गुढो १ मूरसिंघजीरो गुढो २
,, खूबविजयग । पं० राजस ।......वडलु १ हरसालो २ गारासणी ३
,, मोहनविजयग। पं० गोविंदस ।...बोलाडो १ रायपुर २ खारियो भाणजीरो ३ नीबोल ४
,, रंगसागरग । पं० प्रेमस।.. ............ . रढावस १
,, मनोहरविजयग । प० रिद्धिस।... .......मालवदेशे
,, केशरसागरग । पं० रूपेंद्रस । } ........अस्मत्पार्श्वे
,, दानविजयग । पं० हितस । }
,, माणिक्यविजयग। पं० रूपस।..............रूपावस १ गागुरडो २
,, फरसहंसग । पं० सुंदरस ।........ ......सिरियारी १
,, गुमानहर्ष पं० चंद्रस । ..... .. ........ पाल्यामणी १ कापरडो २
,, लक्ष्मीविजयग । पं० खुशालविजयग। पं० लाभस ।...चामुंडियो १ वीलावस २ रामासणी ३
,, संतोषविजयग । पं० प्रेमस ।..............मेवाडदेशे
,, वल्लभविजयग । पं० कमलस । प० गजेंद्रविजयग । पं० भगवानस। पादु १ केकींद २ कालु ३
,, कपूरसोभागग । पं० क्षमास ।...... .... वीठोरो १ हींगोलो २ नीवली ३
,, गंभीरहर्षग। पं० मयास।..... ...........कोसाणो १ मालावस २
,, हमीरविजयग । पं० हुकमस । ........ ..देशणोक १
,, नित्यविजयग । पं० ललितस। पं० रंगविजयग। पं० नित्यसा...राणावस १ मुसालियो २
,, गुलावविजयग ।. नायकस ।..............रजलाणी १

,, संभूविजयग । पं० दीपस ।……………मोगरो १ चापासणी २ सूरपुरो ३
,, नवलविजयग । पं० दलपतस ।…………थवुकडो १ वावडी २
,, दोलतविजयग । पं० गुमानस ।…………डुगोली १ लाडणुं २
,, लालविजयग । पं० कपूरस ।…………मेवाडदेशे
,, जीवनविजयग । पं० हेमस……………झूटो १ पाटवो २
,, जीतविजयग । पं० तिलोकस ।.. ………दक्षिणदेशे
,, दयासागरग । पं० नेमस ।…… ……मालवदेशे
,, नेमविजयग । पं० धनस । पं० अमृतविजयग । पं० माणिक्यस ।…गोरी १ वावरो २ वुंटीवस ३ रास ४
,, धनहंसग । पं० सुंदरस ।………………चोपडो १ सउपुरो २
,, लालहंसग । पं० प्रेमस ।………………पीपाड १ चुतराजीरो गुढो २
,, कीर्त्तिसोभागग । पं० गुमानस ।………नीवेडो १ हासीनो २ करमावस ३
,, किस्तुरचंद्रग । पं० गुलालस ।.. ………कुडो १ खेडप २ भमराणी ३
,, नगविजयग । पं० संतोपस ।……………छीपीयो १ वांसीयो २ महेसीयो ३
,, प्रतापहंसग । पं० खूबस ।…… ………कंटालीयो १ सेखावस २
,, केशरविजयग । पं० सुंदरस ।…………दहीपडो १
,, हेमविजयग । पं० ज्ञानस ।………………देवगढ १
,, ऋषभसागरग । पं० भूपतिस ।…………कुचेरो १ बीजाजीरो गुढो २
,, पुन्यसागरग । पं० मुक्तिस ।…… ………मेडतो १ रेण २ झुंवाल ३ इडवो ४
,, नेमहंसग । पं० ज्येष्ठस ।………………चीरपटीयो १ चेलावस २
,, अनोपविजयग । पं० प्रमाणस……………भीमाल्रीयो १ सिणवो २
,, हर्षविजयग । पं० अमीस । पं० उमेदविजयग । पं० विनेस । खेखो १ मांडो २ चोलाउयां ३
,, सरूपसोभागग । पं० क्षमास ।…………खारचीयां १
,, रूपविजयग । पं० मनोहरस ।…………आसरलाइ १ वलुंदो २ वोरुंदो ३
,, राजहर्षग । पं० माणिक्यस । पं० वल्लभहर्षग । पं० मयास ।…वोयल १
,, क्षमाविजयग । पं० जिनस ।…… ……वासणी १
,, मेरुविजयग । पं० जगमालस ।…………वीसलपुर १ कापरडो २
,, महेंद्रसागरग । पं० रूपस ।……………केलवाल १ धोलेरा २
,, रिद्धिहंसग । पं० तिलोकस ।…………सांडियो १
, पुन्यसागरग । पं० खुशालस ।…………वगडी १ सेवाज २
,, केशरविजयग । पं० भाग्यस । …………मालवदेशे राजगढ १
,, पं० गोतमसागरग । पं० समुद्रस ।……गणाद्वहिः ।
,, सुमतिहंसग । पं० उमेदस ।…………मांडलाद्वहिः ।
,, वखतावरविजयग । पं० धनस ।………गणाद्वहिः ।
सा । चंद्रश्री……… …. ………………मेडतामध्ये ।
सा । मानश्री… ………. ………………जोधपुरमध्ये ।

( श्रीराजेन्द्रजैनागमभण्डार-आहोर ( मारवाड़ ) विडल नं० ११८ )

# ઈશ્વરનું વેદોક્ત જગત્કર્તૃત્વ

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી

સત્શાસ્ત્રોના અધ્યયન, મનન અને નિદિધ્યાસનથી મનુષ્ય પોતાનુ જીવન આદર્શ અને અનુપમ બનાવી શકે છે. પણ જેવા સસ્કાર સપન્ન માનવીને પણ સાચો માનવ બનાવવાની તાકાત કોઈમા હોય તો સત્શાસ્ત્રોમા છે. તેના શ્રવણ, અધ્યયન, મનન અને નિદિધ્યાસનથી રાક્ષસ જેવા અસભ્ય, હીનતર આચારસપન્ન માનવીઓ પણ દેવ જેવા બન્યા છે, એટલે માનવીનુ સાચુ ઘડતર કરવાની શક્તિ સત્શાસ્ત્રોમા રહેલી છે, એમાં તો લગારે સદેહ જ નથી. પરંતુ આ સર્વમાન્ય નિયમમા પણ અપવાદ દૃષ્ટિગોચર થાય છે ખરો! સત્શાસ્ત્રોના શ્રવણ, અધ્યયન, મનન અને નિદિધ્યાસન કરવા છતાયે સદ્ગુરુનો યોગ, શ્રદ્ધા અને આજ્ઞા પાલનનો અમૃત–સયોગ ન થયો હોય તો એ શાસ્ત્રો તે વ્યક્તિ માટે શસ્ત્રરૂપ–વિષરૂપ પણ નિવડે છે ખરા. અહી એક વાતનું સ્પષ્ટીકરણ કરી દઉ એ જરૂરી છે શ્રદ્ધાનો અર્થ પક્ષાંધતા, દુરાગ્રહ, 'મેં માન્યુ યા જાણ્યુ એ જ સાચુ' કે નિઃપક્ષવૃત્તિનો અભાવ સમજવાની જરૂર નથી, કિન્તુ બુદ્ધિ, યુક્તિ અને તર્કની કસોટીએ કસ્યા—તપાસ્યા પછી જે સોનુ લાગે તે સ્વીકારતા લેશમાત્ર પણ સકોચ ન કરવો જોઈએ. સત્ય વસ્તુ સમજ્યા અને જાણ્યા પછી તે વખતે માત્ર સ્વપદ પૂજા, મહત્તા, યશ, કીર્તિ કે સન્માનની મનમોહક લાલચમા સપડાઈ સત્યની અવગણના કરવી, સત્ય સ્વીકારતાં સંકોચ કરવો એનું નામ નથી તો શાસ્ત્રાધ્યયન કે નથી સાચી શ્રદ્ધા.

સાચી શ્રદ્ધા સપન્ન માનવી પોતાના આત્માનુ હિત કરનાર માર્ગને નિઃસકોચ સ્વીકારે છે, અને બીજાને પણ પોતાના માર્ગપર લાવવા પ્રયત્નશીલ બને છે પરતુ એ સત્ય વાત જો કોઈ ન સ્વીકારે તો તેના ઉપર લેશ માત્ર દ્વેષ નહિ કરે, કિન્તુ તેને કરુણાના અમૃતનુ પાન કરાવી પવિત્ર કરશે. આવા પુરુષો ગમે ત્યાથી પણ સત્ય સ્વીકારી આત્મકલ્યાણ કરશે એમા તો સદેહ જ નથી. પરતુ ઘણા ઘણા શાસ્ત્રોના શ્રવણ, અધ્યયન, મનન અને નિદિધ્યાસન કર્યા પછી સાથે સાચી શ્રદ્ધા, સદ્ગુરુનો યોગ અને નિષ્પક્ષતા—સત્યપ્રિયતાનો અભાવ હોય તો એ શાસ્ત્રાભ્યાસ મનુષ્યને સમ્યગ્જ્ઞાનથી વચિત બનાવે છે, એનુ જીવતુ જાગતુ દૃષ્ટાન્ત જોવુ હોય તો "**प्राच्यदर्शनसमीक्षा**" પુસ્તકનુ અવલોકન કરવુ. તેમા તેના લેખક મહાશય લખે છે કે, "**सभी धार्मिक सिद्धान्त निर्मूल और कल्पित हैं, तथा इनकी रक्षाके लिये आपसमें लडकर इस लोकको बिगाडना सरासर भूल है।**"

ઉપરના વાક્યો લખનાર જો કોઈ અજ્ઞાની હોત તો જરૂર તેની ઉપેક્ષા કરવામાં આવત, પરંતુ પોતાને સાધુ માનનાર, અનેક વર્ષો પર્યંત યોગ, ધ્યાન, તપ, જપ, ભક્તિ, સ્વાધ્યાય આદિમા વ્યતીત કર્યાનુ લખનાર, પોતાને સર્વ દર્શનના જ્ઞાતા માની તે બધાનું ખડન કરવામા જ પોતાનુ મહત્ત્વ માનનાર સાધુ શાન્તિનાથે આ પુસ્તક લખ્યુ છે અને તે પુસ્તકમાંના વાક્યો ઉપર આપ્યા છે. લેખક મહાશય સર્વ શાસ્ત્રોના અભ્યાસ બાદ

ઈશ્વરની-સર્વજ્ઞની અસિદ્ધિ કરતાં જે વિધાનો રજૂ કરે છે એ તો વૈદિક વિદ્વાનોને આશ્ચર્ય પમાડે તેવા છે. વાંચો તેમના વાક્યો—

"ईश्वरवाद"—"हमारे ईश्वरके अस्तित्वको माननेमें केवल चार ही हेतु हो सकते हैं, (१) यातो हमको उसका प्रत्यक्ष अनुभव हुआ हो, (२) या हमारे वाहर और भीतर अनुभवमें आनेवाले जगतके कारणरूपसे उसका अनुमान होता हो, (३) या शास्त्र-प्रमाणसे उसका ज्ञान हुआ हो (४) या हमको अपने सांसारिक व्यवहारमें किसी ऐसे सर्वसमर्थ और न्यायकारी पुरुष विशेषको आवश्यक्ता प्रतीत होती हो, जिसकी दयाके उपर भरोसा रखकर हम अपने दुःख और संकटपूर्ण जीवनको निर्भय और शान्तिमय बना सकें। प्रथम तीन प्रकारके प्रमाण ईश्वरके अस्तित्वके सिद्ध करनेमें असमर्थ है और विचारवान लोग उसको ग्रहण भी नहीं कर सकते, यह कहा जा चुका है (देखीये 'ईश्वर' अध्याय) अतएव अब हमको केवल चतुर्थ कल्प स्वीकार करना होगा."—

"इस पक्षके अनुसार अपनी आवश्यकताके अनुकुल एक विशेष प्रकारके ईश्वरकी भावना करके उस पर अभ्यास करनेसे चित्तको थोडी देरके लिये धैर्य और शान्ति अवश्य मिल सकती है (यद्यपि यह उपाय नियम पूर्वक सर्वत्र लाभदायक नहि होता) परंतु इससे स्वतंत्र ईश्वरका वाहर और भीतर व्यापक अस्तित्व नहीं प्रमाणित होता। ऐसा ईश्वर केवल मनकी कल्पनामात्र होगा और उससे हम अपने मनके दिलबहलावाके अतिरिक्त और कुछ आशा (इस लोकमे उन्नतिकी अथवा परलोकमें उत्तम गति आदिकी) नहीं कर सकते." (प्राच्यदर्शनसमीक्षा. पृ. ४२०-२१)

આની સાથે સાથે લેખક મહાશય પોતાની બુદ્ધિ, યુક્તિ અને તર્કથી જ જગત્કર્તા ઈશ્વરનો ઇન્કાર કરે છે એટલુ જ નહિ કિન્તુ શાસ્ત્રીય પ્રમાણ આપી પોતાનુ કથન સિદ્ધ કરે છે; જુઓ ઉપરના જ વાક્યોની નોટ—

"वेद आदि शास्त्रोंके द्वारा भी जगत्का कर्ता नित्य ईश्वर निर्विवादसे सिद्ध नहीं होता। यदि हो सकता तो साख्य और मीमांसक सम्प्रदायके लोग वेदादि सम्पूर्ण शास्त्रोमें पूर्ण विश्वास रखते हुए भी जगत्कर्ता नित्य सर्वज्ञ ईश्वरके अस्तित्वके विषमें क्यों विवाद करते? वेदवेदांगके पारंगत कुमारिल भट्टके "श्लोकवार्तिक"में जगत्कर्ता सर्वज्ञ ईश्वरके अस्तित्वके विषयमें अपूर्व तीव्र प्रतीवाद क्यों किया जाता?" (पृ. ४२०)

આગળ લેખક મહાશય વેદોની ટીકાઓમા આપસ આપસના મતભેદોનું નિદર્શન કરાવતાં જણાવે છે કે, "(सांख्यादयो हि शस्याभावमापादयन्ति यत्नेन-बृहदारण्यक) उन लोगोंने वेदको ही मुख्य प्रमाण माना है, परन्तु उसके तात्पर्यकी व्याख्या करते समय वे किसी और ही सिद्धान्तमें जा पहुंचे है। वेदके उपर अनेक प्रकारके भाष्य और टीकाएं पाई जाती है, जो सभी एक दूसरे से अत्यन्त भिन्न सिद्धान्तको स्थापन करनेका प्रयत्न करते है, उनमें से एक विशेष भाष्य या शास्त्र ही प्रमाणके योग्य हैं और दूसरे सब अप्रमाण हैं, यदि यह सिद्ध

**करना हो, तो हमें अपने युक्तितर्कके उपर भरोसा रखकर निर्णय करनेके लिये प्रवृत्त होन होगा** " (पृ. ४२०)

લેખક મહાશયે પોતના આ પુસ્તકમાં યુક્તિ અને તર્કથી બરાબર સિદ્ધ કર્યું છે કે વેદોની ટીકાઓમાં એક પણ ટીકા સત્ય નથી, આ માટે જુઓ ઈશ્વર અધ્યાય. છેવટે લેખક નિષ્કર્ષ કાઢતાં જણાવે છે કે—

" **अपने अपने शास्त्रको प्रमाण मानकर उसीके आधारपर ईश्वर और जगत्‌नियमको सिद्ध करनेकी चेष्टा करना केवल अन्ध सांप्रदायिकताका परिचय देना हैं, विचारवान इसे स्वीकार नहीं कर सकते।**" (पृ. ४२०)

ઉપર જણાવેલ ચોથા પક્ષથી પણ ઈશ્વર—જગત્કર્તા ઈશ્વરની સિદ્ધિ નથી થઈ શકતી તે સંબંધી નોટ આપતા લેખક મહાશય જણાવે છે તે પણ વાંચવયોગ્ય છે.

" **केवल ईश्वरकी भावनासे ही ईश्वरकी सिद्धि नहीं हो सकती.** "

છેવટે પ્રત્યક્ષ કે અનુમાનથી વેદમાન્ય ઈશ્વરની સિદ્ધિ નથી થતી તેમ જણાવતાં તેઓ લખે કે, " **जो प्रत्यक्ष या प्रत्यक्षके आधार पर होनेवाले अनुमानद्वारा प्राप्त नहीं है उसके संबन्धमें हम अपनेकी वृद्धि नहीं कर सकते अत एव इस भावनासे किसी स्वतंत्र वस्तुका अस्तिव सिद्ध न होनेसे ईश्वरकी सिद्धि नहीं हो सकती** " (पृ. ४२१)

લેખક મહોદયના કેટલાયે સિદ્ધાંતો સાથે આપણે ભલે તીવ્ર મતભેદ હોય, છતાંયે વૈદિક શાસ્ત્રોથી જગત્કર્તા નિત્ય ઈશ્વરની સિદ્ધિ નથી થતી; આ તેમનુ પ્રતિપાદન આપણે જરૂર વિચારવા લાયક છે.

સમર્થ જૈનાચાર્યોએ વેદમાન્ય જગત્કર્તા નિત્ય ઈશ્વરનું ખંડન કર્યું છે તે યુક્તિ-યુક્ત અને તર્ક ઉપર અવલંબિત છે, અર્થાત્ જૈનાચાર્યોનુ કથન યુક્તિ અને તર્કથી બરાબર બંધબેસતુ છે. આ વેદમાન્ય જગત્કર્તા ઈશ્વરનું ખંડન કરવા જતાં, વૈદિક વિદ્વાનોએ જૈનાચાર્યોને અને જૈનધર્મને સુદ્ધા "નાસ્તિકવાદ"નુ બિરૂદ આપવાનુ સાહસ—ધૃષ્ટતા કરેલ છે, પરંતુ આજે જૈનાચાર્યોના જગત્કર્તા-ખંડન-સિદ્ધાંતનુ સમર્થન કરવા જ હોય તેમ એક વેદાંતી, વેદાંતના ગહન અભ્યાસી સંન્યાસીજીએ કલમ ઉઠાવેલી જોઈને વૈદિક વિદ્વાનો આ સંન્યાસીજીને કયા બિરૂદથી નવાજવાનુ સાહસ કરશે એ પ્રશ્ન વાચકોને સોંપુ છુ

યદ્યપિ તેમના આ પુસ્તકમાં પ્રદર્શિત કેટલાયે વિચારો સાથે મતભેદ ધરાવવા છતાંયે તેમના આ જગત્કર્તૃત્વખંડનની યુક્તિ તર્ક, અને શાસ્ત્રીય પ્રમાણો વિચારવા યોગ્ય છે એમ તો મને જરૂર લાગે છે.

# એક યોજના

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

હિં ઊગ્યે જૈન સમાજમા જે અવનવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે એમાં ખાસ કરી જૈનેતર લેખકો તરફથી જૈનધર્મ સબંધમા જે મનગમતા લખાણો કરવામા આવે છે એ ગભીરપણે વિચારણીય છે. જો કે આ પ્રકારના આક્ષેપો સામે જુદી જુદી દિશાએથી-જુદા

લેખકો દ્વારા અવાજ ઉઠાવવામા આવ્યો છે, એના યુક્તિપુરસ્સર જવાબ પણ અપાયા છે. છતા એ માટે એક પણ સંગઠિત પ્રયત્ન નથી થયો એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નહી લેખાય. એ માટે તો એક સ્વતંત્ર યોજના હાથ ધરવાની જરૂર છે. પ્રગટ થતાં પુસ્તકોમા જૈનધર્મ અંગે જે પ્રકારની ગેરસમજો ઊભી થઈ હોય એ સર્વનો વિગતવાર રદીયો આપી શકે અને સાચી દિશા સૂચવી શકે એવા અભ્યાસી વર્ગના એક બોર્ડની જરૂર લેખાય. આ જાતના બોર્ડ તરફથી તૈયાર થયેલ લખાણ પ્રથમ એક માસિકમાં પ્રગટ થાય એના સંગ્રહને પાછળથી પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાની જરૂર પણ ખરી જ. બોર્ડના કાર્યને સ્હાયક બને એવુ માસિક 'સત્ય પ્રકાશ' નિવડી શકે.

મુનિસમેલનની યાદ સતત તાજી રાખે એવુ એક કાર્ય તે 'જૈન સત્ય પ્રકાશ' માસિકનો ઉદ્દ્ભવ એ દ્વારા ઘણી ઘણી ગેરસમજો દૂર કરવાના પ્રયાસ થયા છે અને ઘણા ખરા પ્રસંગોમા એ ફતેહમંદ પણ થયા છે. આમ છતાં હજુ ય કરવાપણું ઘણુ છે. એ માસિકને નાણાની તગી રહ્યા કરે છે, તે સૌ પ્રથમ ટાળી દેવાની ખાસ અગત્ય લેખાય. શ્રીમતાઈમા અગ્રપદે લેખાતો અને ઉદારતામાં અન્ય સમાજ સહ હરીફાઇમાં ઉતરતો જૈન સમાજ ધારે તો એ તગી તો હાથવેંતમા દૂર થઇ જાય. આ પ્રશ્ન ઉકલી જાય તો કાર્યકર્તા પત્રને સગીન–દળદાર અને નિયમિત બનાવવા પાછળ લાગી જાય. અત્યારે કાગળની મોઘવારી અને સરકારી નિયમન અંગે કદાચ કદ–વિસ્તાર ન કરી શકાય, છતાં ભાવના તો એ જ હોવી ઘટે કે તક સાંપડતાં, પ્રગટ થતાં હીદી માસિકો જેવુ અગર તો કલકત્તાથી પ્રસિદ્ધ થતાં 'મોડર્ન રીવ્યુ' જેવુ આપણુ આ 'સત્ય પ્રકાશ' બનવુ જોઇએ. એમા નામીચા અને અભ્યાસી તેમજ જૈન દર્શનના ઊંડા અનુભવવાળા અને સાથોસાથ યુક્તિપુરસ્સર વિષયની છણાવટ કરવાવાળા, સાધુમહારાજના તેમજ ગ્રહસ્થ લેખકોના લેખો આવવા જોઈએ. જૈનેતરોના જવાબરૂપે અથવા તો આક્ષેપના ઉત્તરમાં કિંવા ચર્ચાના રદીયાના વા સમીક્ષાના લેખો કેવલ ગુજરાતીમાં જ નહી પણ કયાતો હીંદીમા અથવા તો અંગ્રેજીમા હોવા ઘટે.

આ માસિકમા પુરાતત્ત્વ, શોધખોળ અને ઇતિહાસ સબધી પ્રકાશ પાડતી સામગ્રી પ્રત્યેક અકમા હોય જ. એ માટે તદ્દવિષયના નિષ્ણાતોનો સહકાર સંપાદકે મેળવવો રહ્યો અને એ વિષયના અભ્યાસકોએ જૈનધર્મ પ્રત્યે બજાવવાની ફરજ સમજી પોતાની ઝાઝી પ્રવૃત્તિઓમાંથી અવકાશ મેળવીને સહકાર આપવો જ જોઈએ. માસિકમાં વિષયની છણાવટને લગતા તેમજ પ્રાચીન કળાના અવશેષસમાં ચિત્રો પણ અવારનવાર મૂકવાં જોઈએ. પ્રત્યેક અંક નવનવી કળાકૃતિના અવતારસમો બની આકર્ષક રીતે પ્રગટ થવો જોઇએ.

આ બધી સગવડ ત્યારે જ બને કે જ્યારે એ અંગેના ખરચની ચિંતા વ્યવસ્થાપકોને નડતી ન હોય. જો આ યોજના પાછળનુ રહસ્ય યથાર્થ રીતે ગળે ઊતર્યું હોય, એ દ્વારા જૈન ધર્મનો પ્રચાર વિસ્તરવાની, ત્યારે–ક્વારે ઉદ્દ્ભવતી શંકાઓના નિરસન થવાની પ્રતીતિ હોય તો પૈસાનો પ્રશ્ન જૈનોને ન જ મુંઝવી શકે. આ યોજનાથી પ્રગટ થતુ 'જૈન સત્ય પ્રકાશ' કેવલ જૈનોના ઘરમાં સાચા તત્ત્વોનો ઉજાસ ફેલાવશે એટલું જ નહિ, પણ જૈનેતરોમાં જૈનધર્મના ઉમદા તત્ત્વો વિષે જે અજ્ઞાન પ્રવર્તે છે તે દૂર કરશે અને સાચું આકર્ષણ જન્માવશે. આ લાભ જેવોતેવો નથી જ. જરૂર છે દેશકાળ પિછાની સત્વર એ પંથે પળવાની અને આવું એક બોર્ડ સ્થાપી 'સત્ય પ્રકાશ'ને સગીન બનાવવાની.

# વિક્રમ-વિશેષાંક સંબંધી વધુ અભિપ્રાય

[ પૂજ્ય મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી, સાહિત્યાલંકાર ]

મહાસમુંદ તા. ૨૦-૬-૪૪

"ભવત્પ્રેષિત વિક્રમાંક યથાસમય મળી ગયો હતો. આ વખતનો અંક અતીવ સુંદરતમ નિકળ્યો છે વિક્રમ વિષયક જૈન મંતવ્ય બહુ જ વિસ્તારથી રજુ એવં પ્રતિપાદિત કરવામા આવ્યુ છે. વિક્રમ પર પણ અતિવિસ્તૃત પ્રકાશ પાડવામાં વિદ્વાન લેખકોએ સ્તુત્ય શ્રમ લીધો છે. આટલુ વિસ્તૃત સાહિત્ય પ્રકાશિત કરવાનો યશ આપણા જ માસિકને મળે છે. વિશેષઅંક એ હકીકત રજુ કરે છે કે—જૈન મુનિઓ માત્ર ધાર્મિક, ઔપદેશિક સાહિત્યના જ અભ્યાસી હોય છે એમ નહી, પણ ભારતીય ઇતિહાસના અણખેડાએલા ક્ષેત્રમા પણ એઓ વિચરણ કરી, નવી કડીઓ ખોલી ઇતિહાસપટ પર નૂતન પ્રકાશ પાડી શકે છે મારા બે—ચાર જૈનેતર પરિચિત વિદ્વાનો પણ અંક જોઈ અત્યન્ત રાજી થયા.

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની અત્યંત ઉન્નતિ થવાનો સમય સમીપ આવતો જાય છે—એમ અંક સૂચન કરે છે"

# સમિતિના પાંચ પૂજ્યોનાં ચતુર્માસ-સ્થળ

૧ **પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ**
ઠે. ગોડીજીનો ઉપાશ્રય, પાયધુની મુંબઈ

૨. **પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ**
ઠે જૈનશાળા, ટેકરી, **ખંભાત**

૩ **પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયલાવણ્યસૂરીશ્વરજી મહારાજ**
ઠે પાંજરાપોળ, જ્ઞાનશાળા, **અમદાવાદ**

૪. **પરમપૂજ્ય મુનિમહારાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ**
ઠે જૈન ઉપાશ્રય, ઇંદોરસિટિ

૫ **પરમપૂજ્ય મુનિ મહારાજ શ્રી દર્શનવિજયજી મહારાજ** (ત્રિપુટી)
ઠે જૈન સોસાયટી એલીસબ્રીજ, **અમદાવાદ ૬**

## પૂજ્ય શ્રમણ-સમુદાયને વિજ્ઞપ્તિ

કાગળની કારમી મોંઘવારી અને છાપકામના વધતા જતા દરો વચ્ચે, બહુ જ મર્યાદિત આવકમા પણ, 'શ્રી જૈન સત્ય પ્રકાશ' ધીમે ધીમે પોતાની મજલમાં આગળ વધી રહ્યુ છે પણ એને વિશેષ સમૃદ્ધ અને સંપન્ન બનાવવા માટે વધુ આર્થિક મદદની જરૂર છે.

આ માસિક શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ સમસ્તનુ માસિક છે એટલે જે મમતા અને પ્રેમથી તેમણે આ માસિકનું અત્યાર સુધી પોષણ કર્યું છે, તેથી વિશેષ મમતા અને પ્રેમથી એને સહાયતા કરવાની જરૂર ઊભી થઈ છે આથી અમે સર્વ પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને વિનંતી કરીએ છીએ કે તેઓ ચતુર્માસ દરમ્યાન પર્યુષણાદિ મહાપર્વોના પ્રસંગે માસિકને મદદ કરવાનો ઉપદેશ આપવાની અવશ્ય કૃપા કરે.

**—વ્યવસ્થાપક**

# શ્રી જૈન સત્ય પ્રકાશ

તંત્રી

ચીમનલાલ ગોકળદાસ શાહ




વર્ષ ૯ : અંક : ૧૧ : : ક્રમાંક ૧૦૭

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष ९ | વિક્રમ સં. ૨૦૦૦ : વીરનિ. સં. ૨૪૭૦ : ઈ. સ. ૧૯૪૪ | क्रमांक |
|---|---|---|
| अंक ११ | શ્રાવણ વદિ ૧૨ : મંગળવાર : ઑગસ્ટ ૧૫ | १०७ |

## વિષય-દર્શન



સૂચના—આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

લવાજમ—વાર્ષિક—બે રૂપિયા : છુટક ચાલુ અંક-ત્રણ આના

મુદ્રક.-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬-ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક-ચીમનલાલ ગોકળદાસ શાહ શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

# श्री जैन सत्य प्रकाश

वर्ष ९] क्रमांक १०७ [अंक ११

श्रीजयसागरोपाध्यायकृतं

# श्रीनागद्रह-पार्श्वजिन-स्तोत्रम्

संग्राहक—पूज्य मुनिमहाराज श्रीकांतिसागरजी, साहित्यालंकार

ॐ

धर्ममहारथसारथसारं, सरससुकोमलवचनविचारं,
सुविरतिसलिलासारम् ।
सिद्धिवधूवक्षःस्थलहारं, केवलकमलालीलागारं,
नागद्रहशृङ्गारम् ॥१॥
मारविकारानवारयतारं, तारस्वरेश्वरगीताचारं,
क्षत्रियराजकुमारम् ।
स्फारफणावलिमण्डलधारं, कारं कारं विनयमपारं,
वन्दे देवमुदारम् ॥२॥ (युग्मम्)
दिवसपतिः प्रतिभयनिस्तारी, चन्द्रश्चारुकलाविस्तारी,
मङ्गल उदयाकारी ।
किंच बुधः सुधयामुपकारी, सुरगुरुरामयदोषनिवारी ।
शुक्रो विक्रमकारी ॥३॥
कामितमसिनै (?) शनिराधत्ते, राहुरबाहुर्बलंबहु दत्ते,
केतुः कीर्त्तिसुखाय ।
तेषां ये जगदीश ! भवन्तं, वामानन्दनमतिशयवन्तं,
मनसि नयन्ति चिराय ॥४॥ (युग्मम्)
चारुमहोदयरत्नकरण्डं, भवभयसागरतरणतरण्डं,
खण्डितपरपाखण्डम् ।
श्रीजयसागरकजमार्त्तण्डं, नत्वा वामासूनुमचण्डं,
नन्दितजूयमखण्डम् (?) ॥५॥

॥ इति श्रीपार्श्वजिनस्तुतिः ॥

આ સ્તોત્રના ત્રીજા-ચોથા શ્લોકમાં નવગ્રહના નામો આપ્યાં છે. અને ચોથા શ્લોકનુ પહેલું ચરણ અને છેલ્લા શ્લોકનુ છેલ્લુ ચરણ સમજી શકાતુ નથી.

# वीरशासन–जयन्ती–उत्सव संबंधमां

## पू. मु. म. श्री. पुण्यविजयजीए श्री. जुगलकिशोरजी मुख्तारने लखेल पत्र

'અનેકાન્ત' માસિકના સંપાદક શ્રી જુગલકિશોરજી મુખ્તારે વીરશાસન–જયન્તી–ઉત્સવ સંબંધી જે રીતે પ્રચાર કર્યો હતો તે સામે અનેક પ્રકારે વિરોધ વ્યક્ત કરવામાં આવ્યો હતો. આ સંબંધમા પાટણથી પૂજ્ય મુનિમહારાજ શ્રી. પુણ્યવિજયજી મહારાજે એક પત્ર 'અનેકાન્ત'ના સપાદક શ્રી. જુગલકિશોરજી મુખ્તારને લખ્યો હતો તેની અક્ષરશ: નકલ અહીં રજુ કરીએ છીએ. –તંત્રી.

॥ जयन्तु वीतरागाः ॥

मु. पाटन. सागरका उपाश्रय ता. २७–७–१९४४.
( उत्तर गूजरात ) सं. २००० श्रावण शुक्ला सप्तमी
मुनि पुण्यविजय तर्फसे.

मु. सरसावा—रा. रा. माननीय बाबूजी श्रीयुक्त जुगलकिशोरजी मुख्तार महाशय योग्य सप्रेम सादर धर्मलाभाशीर्वाद । यहाँ पर धर्मप्रभावसे कुशल है। आप भी सपरिवार धर्मप्रतापसे कुशल होंगे। अभी आपकी ओरसे कोई समाचार नहीं है सो लिखते रहे । कथारत्नकोशकी प्रस्तावना छप कर तयार हो गई है। आने पर आपको प्रस्तावनाके जो फॉर्म बाकी हैं वे भेज दिये जायँगे ।

वि० आपकी ओरसे "वीरशासनजयन्तीमहोत्सव"के प्रचारविषयमें अनेक लेख लिखे जा रहे हैं, उनके अंदर कोई कोई जगह आपने मेरे नामका उल्लेख किया होगा–है; जिसके बारेमें कुछ खुलासा करनेके विषयमें मेरे पास "जैनधर्म सत्यप्रकाशक समिति–अमदावाद"–का पत्र आया है । अतः मेरी अनिवार्य फर्ज है कि–इस विषयमें मैं अपना मन्तव्य आपको सूचित कर दूं; ताकि मेरी मान्यता आदके विषयमें श्वेताम्बर–दिगम्बर समाजमें कोई तहरका भ्रम पैदा न हो ।

आप "वीरशासनजयन्तीमहोत्सव" मनायें उसमें परमात्मा महावीरकी सन्ततिमें पैदा होनेवाली एवं 'उन परमात्माका अनुयायी'-कहलानेवाली कोई भी व्यक्ति सहकार न देवे यह किसी भी तरहसे हो ही नहीं सकता। फिर भी जब उस "जयन्ती उत्सव"का उद्यापन विकृत रूपसे होता हो तब पारस्परिक सहकार एवं ऐक्य होनेके बदले एक–दूसरेका सद्भाव एवं नैकट्य कट ही जाता है। सचमुच ही मुझे यह प्रतीत होता है कि–आपने एक अति आदरणीय कार्यका आरम्भ करके भी अपनी साम्प्रदायिक मान्यताके भीषण आवर्तोंमें उसकी ऐसी दुर्दशा कर डाली है कि—आज आपके आदरणीय कार्यमें सहकार देनेके बदलेमें, अनिवार्यतया उसका विरोध करनेका प्रसंग उपस्थित हुआ है। क्या आपको यह प्रतीत नहीं होता कि–वीरशासनजयन्तीउत्सवके प्रचारके बदेलेमें आपने अपने हृदयमें गुप्त स्थान कर रही हुई अपनी साम्प्रदायिक भावनाका प्रचार करते हुए अपने अतिस्तुत्य एवं मौलिक "जयन्तीउत्सव"के ध्येयको और इसके द्वारा

संभाव्यमान जैन समाजके ऐक्यको भी वडा भारी धोखा पहुंचाया है। और इस प्रकार आपने अपने हाथमें आये हुए एक पुण्य प्रसंगको खो दिया है। मुझे तो आज यही प्रतीत हो रहा है कि अनेकान्त मासिककी शुरूके श्रीयुक्त बाबू जुगलकिशोरजी मुख्तार महाशय और थे, और आजके मुख्तार महाशय कोई और ही हैं। अन्यथा आजकी परिस्थितिमें आपने जो सरणी पसंद की है ऐसा कभी होने न पाता। और इस व्यामोहपूर्ण दशामें आपने प्राचीनतम श्वेताम्बर जैन साहित्यको अर्वाचीन,—जो कि आजकी संशोधनप्रधान पद्धतिसे प्राचीनतम सिद्ध हैं,—बतानेका प्रयत्न किया है; और दिगम्बर जैन साहित्यको प्राचीन,—जो कि आजकी संशोधन पद्धतिसे सिद्ध नहीं हुआ है, और जिसके लिये अनेक काल्पनिक एवं भ्रमपूर्ण प्रमाण दिये जा रहे है,—सिद्ध करनेका प्रयत्न कर रहे हैं और उसके आधार पर एक वडा भारी साम्प्रदायिक विवाद खडा कर रहे हैं यह एक अति विचित्र वस्तु मालुम होती है। अस्तु, आज इस विषयमें आपको अधिक लिखना अर्थरहित है। सिर्फ मैं आपको संक्षेपमें इतना ही सूचित करता हूं कि—आपकी ओरसे प्रचारित "वीरशासनजयन्तीमहोत्सव'के साथ मैं अपना कोई भी प्रकारका सहकार नहीं रखता हूं। क्यों कि वह प्रामाणिक ऐतिहासिक तत्त्व एवं सन्निष्ठासे पर है।

अन्तमें आपसे एक बात सूचित करता हूं कि "जयन्तीमहोत्सव"के विषयमें आपके साथ मेरा प्रामाणिक मतभेद होने पर भी आज तक जो अपना चिरकालीन पारस्परिक साहित्य विषयक संबंध चला आ रहा है वह निराबाध ही है।

धर्मकार्यमें सविशेष प्रयत्नशील रहे। योग्य धर्मकार्य लिखते रहे।

लि. मुनि पुण्यविजयका सस्नेह धर्मलाभ और सुखशाता.

ता. क. मैं चाहता हूं कि—यह पत्र अनेकान्तमें प्रसिद्ध किया जाय।

## ફક્ત સોળ જ પાનાં

અમદાવાદના સામયિક પત્રકાર મંડળ તરફથી, કાગળ-નિયમન ધારાની એક કલમનો જે રીતે અર્થ કરવામા આવ્યો હતો તેના આધારે અમે ગયા અંકમાં જણાવ્યું હતું કે—હવે પછી 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું કદ ૨૪ પાનાં જેટલું પ્રસિદ્ધ કરી શકાશે.

પણ એ કલમનો જે અર્થ કરવામાં આવ્યો હતો તેમાં ફેરફાર કરવો પડ્યો છે અને એ ફેરફારનું પરિણામ એ આવ્યું છે કે હવે પછી 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નાં ૨૪ નહીં પણ ફક્ત ૧૬ જ પાનાં આપી શકાશે.

વાચકોને આની નોંધ લેવા વિનતિ છે    —તંત્રી

# પ્રાચીન ગુજરાતી કાવ્યો

સંગ્રાહક તથા સંપાદક

શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ

[ કાવ્યાંક ૩ ]

## મુનિ શ્રી ભાવવિજયજીવિરચિત

## શ્રી હીરવિજયસૂરિ-સ્વાધ્યાય

સરસતિ સરસ વચન દીઓ, જ્યું ગાઉં ગુરુ હીર;
જનમનવંછિત–સુરતરુ, મુનિજનમન તરુઅર કીર.
જગતગુરુ હીર હીર હીર.
જગતગુરુ હીર હીર હીર, હાંરે તોહિ દરિસનકી મોહિ પ્યાસ;
હાંરે એહ પૂરો મોહિ આસ, હાંરે હું ભવભવ તોરો દાસ. જગ૦ ૧
ભાવસૂરિ ભુવિ તુંહિ હઈ, નામ સૂરિ ભુવિ ભૂરિ;
ઈદગોપજ્યું આઉરે, ન હુ નિય ગોપનકુ સૂર. જગ૦ ૨
ઇહ કલિયુગમઈ મઈં સુણ્યો, એક તું નિકલંક નિરીહ;
તા તેં ચાહત લોયણાં, અબ દરિસન દ્યો મુનિસીંહ જગ૦ ૩
સાહિ **અકબર**કુ દૂરિ જઇ, તઈ દીનો દરિસન ધીર;
અબ ક્યું મોહિ ન દેતહઈ, સબ જગતજતુ હિત **હીર**. જગ૦ ૪
જનક સુતા જ્યું રામકું, શશધર જેમ ચકોર;
ચક્કવાક જ્યું ભાનુકું, જ્યું નવ જલધરકું મોર. જગ૦ ૫
ત્યું તોહિ દરિસન અભિલષું, દીનદયાલ કૃપાલ;
દરિસ વેગિ કરિ દીજીઈ, અબ તજીઇ વિલંબ મુનિપાલ. જગ૦ ૬
ગુરુ તઈ રોપે ભુવનમઈ, બહુ બોધિબીજ ષે(ખે)ત;
પુણ્ય જગતકું તઈ દીયા, અબ દરિસન ક્યું નહુ દેત. જગ૦ ૭
જીવિતદાન દેઈ કર્યો, સબ પશુયનકું ઉપગાર;
તીરથ–કર છોડાવતેં, સબ માનવકું પણિ સાર. જગ૦ ૮
તોહિ સેવક તોહિ કિકરા, એક તુઝ પદસેવા લીન,
ચાહ ઓર મોહિ હેં નહી, તેરે દરિસનકો આધીન. જગ૦ ૯
ચરણુ શરણુ મોહિ તાહરા, અબ દરિસન દેહુ મ દેહુ;
ઉદક બિંદુ નહુ દેત હેં, તોહિ ચાતુ(ત)ક ચિતમઇ મેહુ. જગ૦ ૧૦
શ્રી **વિજયદાનસૂરિ**પટધરુ, શ્રી **હીરવિજયસૂરિંદ**;
ચાહત નિત તોહિ દરિસકું, મુનિ **ભાવવિજય** આણંદ. જગ૦ ૧૧

ઇતિ શ્રી હીરવિજયસૂરિ સજ્ઝાય

# કદાગ્રહની પરિસીમા

સગ્રાહક તથા અનુવાદક–પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સિદ્ધિમુનિજી

[ "ષટ્કાયના જીવોનો વધ થતો હોવાથી સચિત્ત પુષ્પાદિ વડે જિનપૂજા ન કરતાં વાસક્ષેપાદિ અચિત્ત દ્રવ્યોથી જ જિનપૂજા કરવી; અક્ષત, વસ્ત્ર, બલિથી પ્રભુપૂજા કરતા તે અક્ષતાદિના ઉપભોગના કારણે નિર્ધર્મી જીવોને અનંત ભવભ્રમણ થાય છે તે માટે તેવી પૂજા કરવી એ અયુક્ત છે; પૂજાનાં દ્રવ્ય સહિત ચૈત્યવંદનને માટે જતાં સાધુને નમસ્કાર ન કરવો, કારણ કે તેથી હસ્તમાં રહેલાં પૂજાનાં દ્રવ્યો નિર્માલ્ય થઈ જાય છે, અને પછી એ નિર્માલ્ય દ્રવ્યના પૂજનથી 'નિર્માલ્ય દોષ' લાગે છે; દૂધ, દહી વગેરે તિર્યચોના શરીરથી ઉત્પન્ન થયેલાં હોઈ તે અપવિત્ર છે માટે તેથી પ્રતિમાનુ પ્રક્ષાલન–ન્હવણુ ન કરવુ, પણ ગંધોદક એટલે સુગધી જલથી જ તે કરવું."—આવા આવા એકાત પક્ષાગ્રહી ઉપદેશથી મુગ્ધ ગ્રામ્ય જનોને ભરમાવતા 'અજ્જુનત' નામના શ્રાવકને વિશિષ્ટ લોકોએ પોતાના ગામમાથી કાઢી મૂકતાં, તે કોશામ્બી નગરીમા ગયો. ત્યા તેણે **ધર્મ** નામના શ્રાવક સાર્થવાહને ઉપરોક્ત ઐકાન્તિક ઉપદેશથી વ્યુદ્ગ્રાહિત કરવા માડયો. સાર્થવાહે એ વિષયનો નિશ્ચય કરવા સાધુઓ પાસે પોતાની સાથે આવવા તેને પ્રેરણા કરી. બન્ને જણ સાધુઓ પાસે ગયા. ગીતાર્થ એવા એ સાધુઓએ આચરણા અને સિદ્ધાતની સાક્ષીથી તેમને એકાત પક્ષનો કદાગ્રહ ત્યાગ કરવા યુક્તિપ્રયુક્તિ પૂર્વક બહુ બહુ રીતે સમજાવતાં છતા ય, તે અજ્જુનતનો કદાગ્રહ ન છૂટયો, અને સાર્થવાહ પણ અજ્જુનતની તરફ તણાઈ ગયો. કેમકે તેનો પક્ષ સુકર–સુખે કરી શકાય તેવો સ્હેલો હતો. પરિણામે મૃત્યુ બાદ તેમને ભવભ્રમણની ભયકરતા અનુભવવી પડી. ઉપરોક્ત કથાપ્રસગ આચાર્ય શ્રીદેવભદ્રસૂરીશ્વરે વિ. સં. ૧૧૫૮ મા રચેલા પોતાના 'कहारयणकोशो' નામના ગ્રથમા યોજ્યો છે. 'કદાગ્રહની પરિસીમા' દર્શાવતી તે પ્રસગની ૨૮ પ્રાકૃત ગાથાઓ અને દરેકનો ભાવાર્થ નિમ્નોક્ત છે.

—સંગ્રાહક ]

**धम्मप्परूवणाए, केण निउत्तो सि मूढ ! किं न सुयं ? ।**
**धम्मो जिणपन्नत्तो, पकप्पजइणा कहेयव्वो ॥ १ ॥**

૧ રે મૂઢ! ધર્મનો ઉપદેશ કરવા માટે તને કોણે નિયુક્ત કર્યો છે? તેં શું નથી સાભળ્યુ કે–'જિનેશ્વરોએ પ્રરૂપેલો ધર્મ [1]પ્રકલ્પયતિએ ઉપદેશવો ?'

**हेउनहं नयनयणं, चउरणुजोगकमं समयसीहं ।**
**अदिट्ठसरूवं कोल्हुगो, व्व कह कहसि जणपुरओ ॥२॥**

૨ હેતુઓ જેના નખ છે, નયો જેના નયન છે અને ચાર અનુયોગ જેના ચરણ છે એવા સિદ્ધાત રૂપી સિહની, તેનુ સ્વરૂપ દેખ્યા સિવાય શિયાળની જેમ, તું શા માટે લોકોની આગળ પ્રરૂપણા કરે છે?

**उस्सग्ग-ववायाणं, सरूवलेसं पि नेव जाणासि ।**
**धम्मस्स को व कस्स व, अहिगारी ? वयमवि मूढ ॥ ३ ॥**

૧ નિશીથાધ્યયનને ભણેલા અને અન્ય સર્વ તીર્થાન્તરીય ધર્મોથી અતિશાયી એવો સાધુ તે પ્રકલ્પયતિ જાણવો.

૩ ઉત્સર્ગ અને અપવાદના લેશ પણ સ્વરૂપને તું નથી જ જાણતો. ધર્મનો કોણ અધિકારી અને તે કયા ધર્મનો અધિકારી, એ પણ હે મૂઢ ! તું નથી જ જાણતો.

सव्वारंभरयाणं, छज्जीववहाउ अविरयमणाणं ।
दव्वत्थउ च्चिय परं, भवागडावडण आलंबो ॥ ४ ॥

૪ ષટ્કાયના જીવોના વધથી મન વડે વિરમ્યા નથી એવા સર્વ આરંભોમાં રમનારાઓને, સંસારરૂપી કુવામાં પડતાં દ્રવ્યસ્તવ જ શ્રેષ્ઠ આલંબન છે.

जिणभवण-बिंबठावण-जत्ता-पुप्फाइपूयणारूवो ।
दव्वत्थओ त्ति सिद्धो, गिहीण इयरासमत्थाण ॥ ५ ॥

૫ ભાવસ્તવમાં અસમર્થ એવા ગૃહસ્થોને જિનેશ્વરનું મંદિર બનાવવું, તેમની પ્રતિમા સ્થાપન કરવી, તેમની યાત્રા કરવી, પુષ્પાદિથી તેમનું પૂજન કરવું વગેરે રૂપ દ્રવ્ય સ્તવનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

पुप्फाई वि निसिद्धं, जइ थेवोवक्कमं पि मूढ ! तए ।
ता चेइयाइकरणं, बहुआरंभं सुपडिसिद्धं ॥ ६ ॥

૬ અલ્પ ઉપક્રમવાળાં ય આ પુષ્પાદિનો પણ હે ! મૂઢ જો તું નિષેધ કર છે, તો પછી બહુ આરંભ છે જેમા એવા જિનમંદિરાદિ બનાવવાનું તો તેં સર્વથા નિષેધ જ કર્યું.

जिणभवणाणमकरणे, बिंबाणमठावणे य तुज्झ मए ।
तित्थुच्छेयाईया, हुंती दोसा बहुपयारा ॥ ७ ॥

૭ અને જિનમંદિર ન બનાવવાનું તથા જિનપ્રતિમા ન સ્થાપન કરવાનું આવી પડતા તારા મતમાં તીર્થોચ્છેદ વગેરે બહુ પ્રકારના દોષો ઉત્પન્ન થાય છે.

देह-गिहाइयकज्जे, आरंभं नो निरुंभसि अणज्ज ! ।
कायवहो त्ति निसेहसि, जिणपूयं अहह ! तुह मोहो ॥ ८ ॥

૮ દેહ, ગૃહ વગેરેનાં કાર્યોમા હે અનાર્ય ! તું આરંભને અટકાવતો નથી, અને 'ષટ્કાયના જીવોનો વધ' એમ કહી આરંભના બહાના નીચે જિનપૂજાનો નિષેધ કરે છે. ઓહો ! તારી મૂઢતા !

चेइयपूयाईणं, करणे तित्थपभावणाईया ।
दीसंति बोहिजणगा, वावारा णेगसुहजणगा ॥ ९ ॥

૯ જિનમંદિરમા પૂજા વગેરે કરતાં, સમ્યક્ત્વના અને અનેક સુખોના જનક એવા તીર્થપ્રભાવના વગેરે વ્યાપારો દૃષ્ટિગોચર થાય છે.

जइ पुण पोसहनिरया, सच्चित्तविवज्जया जइसरिच्छा ।
उत्तरपडिमासु ठिया, पुप्फाई ता विवज्जंतु ॥ १० ॥

૧૦ જો સચિત્તને ખાસ તજનારા સાધુના જેવા નિરંતર પોષધધારી ઉત્તર પ્રતિમાઓમાં રહેલા હો તો વિશેષે કરી પુષ્પાદિને વર્જી દ્યો.

पूयंगवग्गहत्थो, न नमइ साहु पि जं पि वुत्तमिणं ।
तं पि हु पलावमेत्तं, सबुद्धिपरिकप्पणाजणियं ॥ ११ ॥

૧૧ 'પૂજાના દ્રવ્યોથી વ્યાકુલ હસ્તવાળો સાધુને પણ ન નમે' આ જે કાંઈ કહ્યું તે પણ, તારી બુદ્ધિથી ફાવે તેવી કરેલી કલ્પનાથી ઉપજેલો બકવાદ જ છે.

विणओ हि धम्ममूलं, जहोचियं सो हु साहुमाईसु ।
वायनमोक्काराई, अप्पडिसिद्धो य सिद्धंत्ते ॥ १२ ॥

૧૨ વિનય એ નકી ધર્મનુ મૂલ છે. તે વિનય સાધુ વગેરેને યથાયોગ્ય વચનથી નમસ્કારાદિ રૂપ છે, અને તેનો સિદ્ધાંતમા પ્રતિષેધ કર્યો નથી.

न य पत्तियमेत्तेण वि, दूसणमावडइ करयलगयस्स ।
पूयंगस्स अभत्ती य, जिणवरे जणविरुद्धं वा ॥ १३ ॥

૧૩ નમસ્કારાદિ માત્રથી પણ હસ્તમાં રહેલા પૂજાના દ્રવ્યોમા દોષ આવી પડે અને વળી તેથી જિનેશ્વરના પ્રતિ અભક્તિ કે લોકવિરુદ્ધતાનો પ્રસંગ જાગે એમ તો છે જ નહિ.

जं पि य दुद्धाईहिं, न्हवणनिसेहं करेसि जगगुरुणो ।
आसायण त्ति तं पि हु, न जुत्तिजुत्तं ति पडिहाइ ॥ १४ ॥

૧૪ વળી તું આશાતનાના કારણે દૂધ વગેરેથી પ્રતિમા-પ્રક્ષાલનનો નિષેધ કરે છે તે પણ, ખરેખર, એમ ભાસતુ નથી.

सिद्धंते न निसेहो, सुम्मइ पयस्स न य विरुद्धमिणं ।
गोरोयण-मयमय-कुंकुमाण देवे वि जुंजणतो ॥ १५ ॥

૧૫ એવા પ્રક્ષાલનનો નિષેધ સિદ્ધાંતમા સભળાતો નથી. અને ગોરોચન, કસ્તુરી તથા કેશરનો ઉપયોગ દેવોમા પણ આરાધકો તરફથી થતો હોઈ તે વિરુદ્ધ નથી.

अतहाविहुब्भवं पि हु, पवित्तभावेण जं पसिद्धमिणं ।
तं नेव विरुद्धं, लोग-सत्थपडिसेहविरहाओ ॥ १६ ॥

૧૬ કારણ કે તે અપવિત્ર ભાવથી ઉત્પન્ન થયેલુ છતાં પણ પવિત્રભાવથી જ પ્રસિદ્ધ છે. આમ લોક અને શાસ્ત્રોમાં નિષેધ કરાયલો ન હોવાથી દૂધ વગેરેથી કરાતું પ્રક્ષાલન વિરુદ્ધ નથી જ.

न य दुट्ठा वि हु देवा, दुद्धाईहिं न्हविज्जमाणंगा ।
रूसंती थेवं पि हु, अवि वरदाणुम्मुहा हुंतो ॥ १७ ॥

૧૭ દૂધ વગેરેથી પ્રક્ષાલન કરતા દુષ્ટ એવા પણ દેવો જરાય રીસ નથી કરતા, ઊલલાના વરદાન દેવાને તેઓ અતિશય સન્મુખ થાય છે.

वत्तणुवत्तपवत्ता, दीसइ चिरकालिया य एस विही ।
गीयत्थाणुन्नाया, चिरकइवद्धाऽणुवत्ता य ॥ १८ ॥

૧૮ [1]વૃત્ત, [2]અનુવૃત્ત, [3]પ્રવૃત્ત અને ચિરકાલની તથા ગીતાર્થોથી અનુજ્ઞાત એ વિધિ છે. અને વળી તે લાબા કાળથી વિદ્વાનોએ શાસ્ત્રબદ્ધ કરેલી તથા તેઓએ આચરેલી છે.

आसायणदोसो वि हु, विसिट्ठ-अविणट्ठदुद्धमाईहिं ।
ण्हवणंमि कीरमाणे, होइ जढो भाववुड्ढी य ॥ १९ ॥

૧૯ અતિશ્રેષ્ઠ અને તાજા દૂધ વગેરેથી પ્રક્ષાલન કરતા આશાતનાનો દોષ પણ દૂર થાય છે, અને ભાવની વૃદ્ધિ થાય છે.

---

૧ પ્રથમવાર પ્રવર્તેલી તે વૃત્ત. ૨ બીજીવાર પ્રવર્તેલી તે અનુવૃત્ત. ૩ વાર વાર પ્રવર્તેલી તે પ્રવૃત્ત, કે જે મહાજનથી વ્યવહૃત થઈ ગયેલી હોય છે.

जइ पुण न तहा भावो, कस्सइ दुद्धाइणा उ संभवइ ।
गंधोदयं पि जुज्जइ, जह भावो होइ तह किच्चं ॥ २० ॥

૨૦ જો કોઈને દૂધ વગેરેથી તેવા પ્રકારનો ભાવ બરાબર ન જાગતો હોય તો તેના માટે સુગંધી જલ પણ યોગ્ય છે. જે રીતે ભાવ જાગે તેવા પ્રકારે કાર્ય કરવું.

जिणबिंबपूयणाईसु, जस्स भावो जहिं जहिं रमइ ।
सो तस्स मोक्खहेऊ, ता न खमो पक्खपक्खगहो ॥ २१ ॥

૨૧ જિનપ્રતિમાના પૂજન વગેરેમાં જેનો ભાવ જ્યાં જ્યાં રમે છે, તે તે તેને મોક્ષનું કારણ છે. તેથી એકાંત પક્ષનો આગ્રહ ઘટતો નથી.

अक्खय-वत्थाईणि य, परउवओगि त्ति नेव जुत्ताइं ।
णन्तभवहेउभावा, एयं पि विगप्पणामेत्तं ॥ २२ ॥

૨૨ અક્ષત અને વસ્ત્રાદિ અન્યના ઉપયોગમાં આવે, અને તેથી અનંતભવનું કારણ બને માટે તેથી પ્રભુપૂજન યુક્ત નથી, એ પણ વિપરીત કલ્પના માત્ર જ છે.

जइ भावदोसविरहा, पूयाकारिस्स एस दुट्ठदंडो ।
ता साहुभूरिदाणे, अजिन्नमरणे य रिसिवाओ ॥ २३ ॥

૨૩ જો ભાવ દોષ વગર પણ પૂજા કરનારને આ મજબૂત દંડ લાગી જાય તો પછી સાધુને અતિ વિશેષ દાન દેતા તેને અજીર્ણ કે મરણ થાય તો ઋષિહત્યા લાગવી જોઈએ.

जिणभवणाईणं पि हु, कारवणे जं भवाण हेउत्ते ।
भूरिभावदोसभावा, तदकारवणं परं इट्ठं ॥ २४ ॥

૨૪ જિનમંદિરાદિના પણ કરાવવામાં ઘણા ભાવદોષની આપત્તિને લઈ ભવના કારણ-પણાથી તે ન કરાવવાનું તને માન્ય છે.

मा सव्वहा वि कुग्गह-सिप्पिविकप्पणविमोहिया सड्ढा ! ।
अच्चंतबहुस्सुयसंसि-ए वि भावे विसंकेह ॥ २५ ॥

૨૫ કદાગ્રહ રૂપી શિલ્પીની વિપરીત કલ્પનાઓથી મોહિત થયેલા હે ભદ્રો ! અત્યંત બહુશ્રુતોના પ્રરૂપેલા ભાવોમાં પણ કોઈપણ રીતે શંકાને સ્થાન ન આપો.

न हि पुव्वमुणीसरदिट्ठ-मग्गमवहाय समइघडिओ वि ।
अन्नो विज्जइ पंथो, सिद्धिपयट्टाण सत्ताण ॥ २६ ॥

૨૬ મોક્ષ તરફ પ્રવર્તેલા જીવોને માટે પૂર્વ મુનીશ્વરોએ નિર્દેશેલા માર્ગને ત્યજી અન્ય કોઈ માર્ગ નથી જ.

एवं सिक्खविओ वि हु, अज्जुणतो अज्जुणो व्व जडपयई ।
अवमन्निमुणिवयणो, न पवन्नो तहवि नियदोसं ॥ २७ ॥

૨૭ આવી રીતે ઉપદેશથી સમજાવતા છતાં ય અર્જુન વૃક્ષની જેમ જડ સ્વભાવના અર્જુનને મુનિવચનની અવજ્ઞા કરી અને પોતાની ભૂલ ન સ્વીકારી.

तुमए वि तस्स पंथो, सत्थाह ! समत्थिओ हि सुकरो त्ति ।
सच्छंदपयाराओ, सुहे न विलसंति बुद्धिओ ॥ २८ ॥

૨૮ સાર્થવાહ! તમે પણ સુકર-સહેલો હોવાથી તેનો માર્ગ સમર્થન કર્યો? સ્વચ્છંદ પ્રચાર કરતી બુદ્ધિઓ શુભમાં સુંદર રીતે નથી રમતી!

# कल्पसूत्र-सुबोधिका

[ પર્વાધિરાજ પર્યુષણમાં વંચાત–સંભળાતા ગ્રંથમણિની સર્વદેશીયતાનો પરિચય ]

પરિચાયક—**પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી** (ત્રિપુટી)

ચાદ પૂર્વધારી શ્રી ભદ્રબાહુસ્વામીએ છેદસૂત્રોની રચના કરી છે, જે પૈકીના દશાશ્રુત-સ્કંધના આઠમા અધ્યયનના વિસ્તાર રૂપે શ્રી કલ્પસૂત્રની સ્વતંત્ર રચના કરી છે.

જૈન સંઘમાં ભાદરવા શુદિ ચોથે મૂળ પાઠ રૂપે અને તેની પહેલાંના અનન્તર ચાર દિવસોમાં અર્થ–વિવેચન રૂપે એમ પર્યુષણના પાંચ દિવસો સુધી આ સૂત્રનું જ વ્યાખ્યાન કરવામાં આવે છે. શરૂમાં તો માત્ર સાધુ–સાધ્વી જ તેનુ વાચન અને શ્રવણ કરતા હતાં. પછી વીરવિ સં. ૯૮૦ કે ૯૯૩ માં પૂ. શ્રી કાલિકાચાર્યે આ સૂત્રને વડનગરમાં ચતુર્વિધ સંઘની સભા સન્મુખ પહેલવહેલાં જાહેર વ્યાખ્યાન રૂપે સંભળાવ્યું. ત્યારથી આજસુધી જૈન મુનિઓ શ્રી કલ્પસૂત્રને તે પાંચ દિવસો સુધી વાચે છે, અને ચતુર્વિધ સઘ સાભળે છે.

આ સૂત્ર ઉપર નાની--મોટી ઘણી અંતર વાચનાઓ અને ટીકાઓ બનેલ છે. જગદ્-ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્ય ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે આ સૂત્ર ઉપર એક સરળ ટીકા બનાવી છે જેનું નામ "સુબોધિકા" યાને "સુખબોધિકા" છે.

અત્યારે જૈન સઘ દર સાલ પર્યુષણ પર્વના દિવસોમાં વિશેષતઃ આ કલ્પસૂત્ર–સુબોધિકાનું જ વ્યાખ્યાન કરે છે—સાંભળે છે.

પાંચ દિવસોમાં જરૂરી દરેક વિષયોને સંભળાવી દેવા ખાતર કલ્પસૂત્રમાં અને વિશેષતઃ સુબોધિકામાં ઘણા વિષયોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, જે પૈકીના કેટલાક વિષયો સૂચન રૂપે છે, કેટલાએક ગૂઢ રૂપે છે અને કેટલાકએક વિશદરૂપે આપવામાં આવ્યા છે. ઉપલક દૃષ્ટિએ નહીં, પરન્તુ સ્થિર બુદ્ધિથી આ વ્યાખ્યાનોનું પરિશીલન કર્યા પછી એમ નિર્વિવાદ માનવું જ પડે છે કે આ સુબોધિકાના વ્યાખ્યાનમાં દરેકેદરેક જરૂરી વિષયોનુ નિરૂપણ કરવામાં આવેલ છે. એવો વિષય ભાગ્યે જ હશે કે જેને માટે આ સૂત્રમાં ઇશારો નહીં હોય એકંદરે જીવનને સ્પર્શતા લગભગ દરેક વિષયો આ સૂત્ર દ્વારા પાંચ દિવસમાં જ સાંભળી શકાય છે એમ કહેવામાં કશી પણ અતિશયોક્તિ નથી.

આ સૂત્રમાં અને સુબોધિકામાં કયા કયા વિષયોનો કઈ કઈ રીતે નિર્દેશ છે તે બતાવવા માટે જ પ્રસ્તુત લેખ–પ્રયાસ કરવામા આવ્યો.

એકંદરે કલ્પસૂત્ર—સુખબોધિકામાં નિર્દેશેલ વસ્તુઓ પૈકીની થોડીએક નીચે મુજબ છે—

**વ્યાખ્યાન પહેલું : શ્રમણભગવાન મહાવીરનું ચ્યવન અને ઇંદ્રસ્તુતિ**

**દશ કલ્પ**—આમાં સાધુઓના આચારોનું સ્પષ્ટીકરણ છે. જૈન સાધુ--સાધ્વીઓએ વસ્ત્ર કેવાં લેવાં, આહાર કેવો લેવો, મકાનમાં કઈ રીતે રહેવું, રાજમહેલમાં કઈ રીતે જવું આવવું, પરસ્પરમાં કેમ વર્તવું, દોષોને કેવી રીતે શોધવા, કયા કેટલુ રહેવુ, અને ચોમાસું કઈ રીતે વીતાવવું?—આ દરેક બાબતો પર આ દશ કલ્પમા જરૂરી પ્રકાશ પાડવામાં આવ્યો છે, જે પૈકીની ઘણી બાબતો તો સાધુ—સાધ્વીના સંપર્કમાં આવનાર ગૃહસ્થોને જાણવી જરૂરી છે. (પૃષ્ઠ ૧ થી ૮)

**વક્રજડ**—આજે આ દોષની વિશેષતા છે અને તેથી જ જૈન મુનિનો લાગ અજોડ

હોવા છતાં જૈન મુનિઓ શાસનોન્નતિ વગેરે લાભો મેળવી શકતા નથી. જૈન ગૃહસ્થો પણ ધની માની દાની હોવા છતાં ઉક્ત દોષના કારણે ધર્મપ્રચાર સાધી શકતા નથી. (પૃષ્ઠ ૮)

**કલ્પશ્રવણ**—જેમાં કલ્પસૂત્રની પ્રધાનતા, ચૌદપૂર્વી શ્રી ભદ્રબાહુસ્વામીની પ્રાભાવિકતા, પૂર્વશ્રુત--શાસ્ત્રોની વિશાલતા અને શ્રોતાની એકાગ્રતાનુ દિગ્દર્શન છે, સાથે સાથે પર્યુષણામાં કલ્પસૂત્ર વાચવાનું ક્યારથી શરૂ થયું વગેરે ઇતિહાસ છે. ( પૃ. ૧૩ )

**નાગકેતુની કથા**—આ કથામાં બાલકની હિમ્મતનો પરિચય કરાવ્યો છે અને બાલક પણ પોતાના પ્રભુ માટે કેટલું બલિદાન આપવા સજ્જ થાય છે તેનું સુંદર બ્યાન કરેલ છે. શ્રોતાઓએ પોતાનાં ધર્મસ્થાનોની રક્ષા માટે કેટલા તૈયાર રહેવું જોઈએ તેનો બોધપાઠ આ કથામાંથી બરાબર મળે છે. ( પૃ. ૧૬ )

**ત્રણ વાચ્ય**--કલ્પસૂત્ર ત્રણ વિભાગમાં વહેચાએલ છેઃ ૧ જિનચરિત્ર, ૨ સ્થવિરાવળી અને ૩ આચાર, એટલે આ કલ્પ—આચાર ક્યા ક્યા આચાર્યો પાસે થઈ ક્યા ક્રમથી આપણને મલ્યો છે તેનુ મૂળ પણ આ ત્રણ વિભાગો પાડવાથી સ્પષ્ટ થઈ જાય છે. (પૃ.૧૮)

**ભગવાન્**—શ્રમણ ભગવાન મહાવીર સ્વામી તે ભગવાન એટલે કેટલા ગુણોવાળા છે તેનો નિર્દેશ સરળતાથી બતાવ્યો છે. ( પૃ. ૧૯ )

**ચ્યવન**—૭ આરાનું ટૂંકુ સ્વરૂપ અને આરાના હિસાબે મહાવીર સ્વામીનો સમયનિર્ણય. મહાવીર સ્વામીનો પૂર્વ ભવ, ગર્ભમાં આગમન, તેનું સ્થાન, માતા-પિતા. ( પૃ. ૨૪ ).

૧૪ સ્વપ્નનાં નામ અને તેને અંગે સ્વપ્નદ્રષ્ટાની પ્રવૃત્તિ, ઉત્સુકતા વગેરે. (પૃ. ૨૮)

**સામુદ્રિક**—હાથની રેખાઓ વગેરેનું વર્ણન, મસા તલ માન ( ઘેરાવો ) ભાર અને ઉચાઈ વગેરેનુ વર્ણન. ( પૃ. ૩૪ )

**વેદઆદિ**—તત્કાળીન બ્રાહ્મણોના કેટલાએક પાઠ્ય ગ્રંથોની નામાવલી એક સાથે દાખલ કરવામા આવી છે. ( પૃ. ૪૦ )

**ઇંદ્ર**—સૌધર્મેન્દ્રના નામાંતરો ઋદ્ધિ અને કાર્તિક શેઠનું ચરિત્ર વગેરે.

વૈરાગ્યનાં ૧૭ કારણો બતાવાય છે તે પૈકીના અપમાનને કારણે દીક્ષા લેવી એ વસ્તુ ઉક્ત ચરિત્રમાં પણ મળે છે. અભિમાની માટે આ માર્ગ પણ આદર્શ રૂપ છે. ( પૃ. ૪૫)

**મુદ્રા**—ઇંદ્ર 'નમુત્થુણં' બોલવા પહેલાં જે દેહચેષ્ટા કરે છે તેમા વિનય, જોડાનો ત્યાગ, ઉત્તરાસંગનું ધારણ અને ચૈત્યવંદન મુદ્રાનુ સુંદર ચિત્રણ મળે છે. ચૈત્યવંદન કરનારે કેમ બેસવું એ આ વર્ણન--પાઠથી સમજી શકાય તેમ છે. ( પૃ ૫૨ )

**નમુત્થુણં**—રોજ રોજ ચૈત્યવદનમાં નમુત્થુણંનો પાઠ બોલીએ છીએ તેનું રહસ્ય જાણવુ જ જોઈએ. કલ્પસૂત્રના નમુત્થુણં પાઠનો અર્થ સાંભળવાથી તે ભાવના ઘણે અંશે સફળ થાય છે. તેમાં બતાવેલા વિશેષણપદો કઈ રીતે વ્યાજમી છે તે આપણે અહીં જાણવા મળે છે. ( પૃ. ૫૬ થી ૬૩ )

**મેઘકુમાર**—નમુત્થુણંના ધર્મસારથિ શબ્દ ઉપર આ કથા છે, જેમાં મેઘકુમારની પૂર્વ ભવની અનુકંપા, રાજભોગનો ત્યાગ, વળી કંટાળો, અંતે સયમમાં સ્થિરતા અને અંતે દેહમમતાનો ત્યાગ વગેરે વર્ણન છે. અનુકંપા માટે અને અસ્થિર મનવાળા સાધુઓને સ્થિર થવા માટે આ ચરિત્રમાંથી ઉપયોગી બોધપાઠ મળી શકે છે. ( પૃ. ૫૭ )

**વ્યાખ્યાન બીજું : ગર્ભપરાવર્તન અને ૪ સ્વપ્ન**

**તીર્થંકરનું કુળ**—તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ કે વાસુદેવ ઉત્તમ કુળમાં જન્મ લ્યે છે, કિન્તુ શુદ્ર હલકાં તુચ્છ નિર્ધન લોભી ભિખારી કે બ્રાહ્મણ કુલમાં જન્મ લેતા નથી. આ કથનનો ફલિતાર્થ એ છે કે ઉત્તમ પુરુષોનો જન્મ પ્રધાન કુળમાં જ થાય છે.

આજે ડોકટરો માને છે કે—અમુક રોગો સંતાનપરંપરામાં વારસા રૂપે ઊતરે છે. એ જ રીતે પ્રાચીન આર્યો માને છે કે—અમુક ગુણો પણ વંશપરંપરામાં વારસા રૂપે ઊતરે છે. ઉપરના પાઠનો પણ એ જ ધ્વનિ છે કે તીર્થંકર ભગવાન શુદ્ર કુળોમાં અવતરતા નથી. મહાભારતમાં એક રાજકન્યા એક બ્રાહ્મણકન્યાને ભિક્ષુક કુલની કહી સંબોધે છે. આવા આવા કારણે બ્રાહ્મણકુલ ઓજસ્વી પુરુષોના જન્મ માટે ઉપયુકત મનાતું નથી. (પૃ. ૬૪ થી ૯૩).

**૧૦ આશ્ચર્યો**—અનંત ઉત્સર્પિણી તથા અવસર્પિણી કાળ જતાં કોઈ કોઈ વાર વિચિત્ર ઘટનાઓ બને છે, એવી વર્તમાન અવસર્પિણી કાળમાં ૧૦ ઘટનાઓ બની છે જેમાં ખાસ ધ્યાન ખેંચે એવા બીજા બીજા પ્રસંગો પણ મળે છે જે નીચે પ્રમાણે છે—

૧. નવા ધર્મસ્થાપકને પોતાના ધર્મની વૃદ્ધિ માટે તાલાવેલી, તે ઉપર ગોશાળાનું દૃષ્ટાંત, અતિલોભનુ પરિણામ, ગુરુની રક્ષા માટે બલિદાન આપનાર મુનિ સુનક્ષત્ર અને મુનિ સર્વાનુભૂતિનું દૃષ્ટાંત. ૩. સ્ત્રીનો સમાન હક્ક, તે તીર્થંકર પણ થઈ શકે છે. ૪. ભગવાનની દેશના પણ નિષ્ફળ જાય છે તો બીજાએ તો ગર્વ કરવો જ ન જોઈએ. ૫. જૈન દૃષ્ટિએ નરસિંહનુ વર્ણન. ૮ દેવોમાં પણ લડાઈ થાય છે એટલે કે દેવલોકમા પણ સાચું સુખ નથી. ૯. રાજવંશોમાં ત્યાગમાર્ગની પ્રધાનતા, વગેરે વગેરે (પૃ ૬૭ થી ૭૨)

**મહાવીર સ્વામીના પૂર્વ ભવો**—જેમાં ઉત્ક્રાન્તિવાદ, કર્મવાદ, અને ઉન્માર્ગીને સંસારવૃદ્ધિ અને આત્મા તે પરમાત્મા ઇત્યાદિ સિદ્ધાંતો સુંદર રૂપે મળે છે. (પૃ ૭૩ થી ૮૬)

**વૈક્રિય શરીર**—દેવો બીજા શરીર બનાવે છે તેનું વર્ણન. (પૃ. ૯૪)

**ગર્ભાપહરણ**—દેવ ભ. મહાવીર સ્વામીના ૮૩ દિવસના ગર્ભને દેવાનંદા બ્રાહ્મણીના ઉદરમાંથી લઈ ત્રિશલા ક્ષત્રિયાણીના ઉદરમાં મૂકે છે અને એ જ રીતે ત્રિશલા ક્ષત્રિયાણીના કન્યાગર્ભને લઈ દેવાનંદાના ઉદરમાં મૂકે છે. (પૃ. ૯૮ થી ૧૦૫)

**ચાર સ્વપ્ન**—સ્વપ્નમાં દેખાતી વસ્તુઓનુ વાસ્તવિક વર્ણન. આજકાલ બેઠેલી લક્ષ્મીદેવીનાં ચિત્રો લગભગ અહી આપેલ વર્ણન પ્રમાણે જ ચિતરાય છે. (પૃ.૧૧૧ થી ૧૨૭)

**વ્યાખ્યાન ત્રીજું: તીર્થંકરની માતાનાં સ્વપ્નો**

**દશ સ્વપ્નો**—ચૌદ પૈકીના શેષ ૧૦ સ્વપ્નોનુ વિશદ વર્ણન. (પૃ. ૧૫૫)

**રાણીનું જવું**—રાજા-રાણીના સ્વતંત્ર જુદા જુદા શયનગૃહો હતાં એટલે રાણી રાજા પાસે જાય છે. (પૃ. ૧૫૫)

**રાજાની દિનચર્યા**—સિદ્ધાર્થ રાજા સૂર્યોદય થતાં ઊઠે છે, અખાડામા જઈ વ્યાયામ કરે છે, મલ્લયુદ્ધ કરે છે, શરીરે સુગંધી તેલ ચોળાવી પાકા સ્નાન ઘરમાં જઈ સ્નાનપીઠ ઉપર બેસી જુદી જુદી ઔષધી અને પાણીથી સ્નાન કરે છે, રૂંછડાવાળા રૂમાલથી શરીરને લૂછે છે, શરીરે સુગંધી ચંદન વગેરે લગાવે છે, બહુ કીમતી વસ્ત્ર ફૂલની માલા અને આભૂ-

ષણો પહેરે છે અને સ્નાનગૃહથી નીકળી રાજપરિવાર સાથે કચેરીમાં આવે છે વગેરે આ પાઠમાંથી સુખી મનુષ્યના દૈનિક કાર્યક્રમનો આછો પરિચય મળે છે. (પૃ.૧૬૯ થી ૧૮૨)

**યવનિકા**—રાણીને બેસાડવા માટે રાજા રાજભામાં પડદા પાછળ સિંહાસન ગોઠવાવે છે. આથી તે સમયે પણ ખાનદાન સ્ત્રીઓ જાહેર સભાઓમાં ખુલ્લી બેસતી ન હતી એમ સમજી શકાય છે. (પૃ. ૧૮૪)

**અષ્ટાંગ નિમિત્ત**—તે સમયે તે જ જ્યોતિષી પર વિશ્વાસ કરાતો કે જે નિમિત્તનાં આઠે અંગનો જાણકાર હોય. (પૃ. ૧૮૫)

**એકત્ર મિલન**—નિમિત્તિયાઓ એકત્ર મળી એકને પોતાનો વડો બનાવી રાજસભામાં જાય છે. એક ન થવાથી પાંચસો સુભટની દુર્દશા થઈ તે દષ્ટાંત આપ્યું છે. આ ઉપરથી ધર્મરક્ષકો આચાર્યો અને સંઘનાયકોને ઘણો ધડો લેવાનો છે. (પૃ. ૧૮૯).

**વ્યાખ્યાન ચોથું : સ્વપ્નફળ અને ભગવાનનો જન્મ**

**સ્વપ્ન**—વિવિધ સ્વપ્નો અને તેના ફળનું વર્ણન, ચૌદ સ્વપ્નનું ફળ, અને ચૌદ રાજ પ્રમાણ લોકની પ્રભુતા માટે ચૌદ સ્વપ્નની વાસ્તવિકતા. (પૃ૦ ૧૯૨ થી ૨૧૦)

**ધનવૃદ્ધિ**—ભગવાન ગર્ભમા આવ્યેથી સિદ્ધાર્થ રાજાનું ભવન દરેક રીતે વૃદ્ધિ–સમૃદ્ધિથી છલોછલ થવા લાગ્યું. અહી તત્કાલીન નગર–રચના અને ગ્રામ્ય--રચનાનો પણ ઠીક ઠીક ખ્યાલ આવી શકે છે. (પૃ૦ ૨૧૧ થી ૨૧૪)

**અલીનતા**—ભગવાનની માતૃભક્તિ, માતાનો પુત્રપ્રેમ, પુત્રૈષણાવાલાને લેવો જોઈતો બોધપાઠ, પુત્ર ન થવાના કારણો, પાચમા આરાનો સ્વભાવદોષ વગેરે. (પૃ૦ ૨૧૮ થી ૨૨૫)

**અભિગ્રહ**—ભ૦ મહાવીર ગર્ભમાં જ પ્રતિજ્ઞા કરે છે કે–"માતાપિતા જીવે ત્યાં સુધી મારે દીક્ષા લેવી નહી." ભગવાન આ પ્રતિજ્ઞાથી 'માતૃભક્તિ'નો આદર્શ પૂરો પાડે છે. (પૃ૦ ૨૨૬)

**ગર્ભરક્ષા**—ખાસ ગર્ભવતીને જરૂરી ઘણા વિષયો આમા મળી રહે છે, જેમાં દોહદ અને તેની પૂર્તિનો પણ સમાવેશ થાય છે. ત્યારપછી ૨૪ તીર્થંકરોનો ગર્ભકાળ ગણાવ્યો છે. (પૃ૦ ૨૨૭ થી ૨૩૨)

**જન્મ**—ચૈ. શુ. ૧૩ ની મધ્યરાતે ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં ઉચ્ચ અંશમાં ગ્રહો હતા, દિશાઓ શાંત, અંધકાર રહિત અને શુદ્ધ હતી. સારાં શકુનો પ્રવર્તતાં હતાં, અનુકુળ પવન હતો, ધરતી લીલીછમ હતી, લોકો પ્રમુદિત હતા ત્યારે ત્રિશલારાણીએ ભગવાન મહાવીર સ્વામીને જન્મ આપ્યો. (પૃ૦ ૨૩૨–૨૩૪)

**વ્યાખ્યાન પાંચમું : મહાવીર સ્વામીનું ગૃહીજીવન અને દીક્ષા**

**જન્મોત્સવ**—દિક્કુમારીઓ દેવો અને સિદ્ધાર્થ રાજાએ ભગવાન મહાવીરનો જન્મોત્સવ કર્યો. અહીં યુવરાજના જન્મ નિમિત્તે રાજાઓ શું શું કરતા તેના સ્પષ્ટ ઉલ્લેખો છે. દશ દિવસની સ્થિતિ, પતાકા, ત્રીજે દિવસે ચંદ્રસૂર્યદર્શન, છઠ્ઠે દિવસે રાત્રિજાગરણ, ૧૧ દિવસનું સુતક, જ્ઞાતિભોજન, બાલકનુ નામકરણ વગેરે વિધાનો છે. (પૃ.૨૩૬થી ૨૬૨)

**નામ**—ભ૦ મહાવીર સ્વામીના ૩ નામો છે: ૧. વર્ધમાન, ૨. શ્રમણ અને ૩. શ્રમણ ભગવાન મહાવીર. (પૃ૦ ૨૬૨–૨૬૩)

**બાલક્રીડા**—ભ૦ મહાવીર બાલ્યવયમાં આલમકી ક્રીડા રમે છે. આ ઉપરથી તત્કાલીન બાલ-રમતોનો ખ્યાલ આવે છે. સાથે સાથે ભગવાન બાલ્યકાલે પણ કેટલા સમર્થ હતા તે સમજાય છે. (પૃ૦ ૨૬૩—૨૬૫)

**નિશાળ**—બાળકને નિશાળે બેસાડવાનું પ્રાચીન વર્ણન. (પૃ૦ ૨૬૭)

**કુટુંબ**—ભગવાન મહાવીરના માતા પિતા કાકા ભાઈ બેન પત્ની પુત્રી અને દૌહિત્રીનો પરિચય અને સાત્ત્વિકજીવન. (પૃ૦ ૨૬૯ થી ૨૭૨)

**દાન**—ભગવાન્ દીક્ષા પહેલાં વાર્ષિક દાન આપે છે, જેમાં કોઈ જાતનો ભેદભાવ રાખવામા આવતો નથી. (પૃ૦ ૨૭૫ થી ૨૭૭)

**દીક્ષાનો વરઘોડો**—જેમાં વરઘોડાની વ્યાખ્યા અને તેને લગતું સુદર બ્યાન છે. (પૃ૦ ૨૭૮ થા ૨૮૯)

**દીક્ષા**—ભગવાન મહાવીરે એકાકીપણે ચોવીહારો છઠ્ઠ કરીને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં એક દેવદૂષ્ય-વસ્ત્ર ગ્રહણ કરીને દીક્ષા લીધો, અને તે જ સમયે તેઓને મન પર્યાય જ્ઞાન ઉત્પન્ન થયુ (પૃ૦ ૨૯૦ થી ૨૯૨)

**વ્યાખ્યાન છઠ્ઠું : ભગવાન મહાવીરનું મુનિજીવન, ઉપસર્ગો કેવળજ્ઞાન; ગણધરવાદ, દીક્ષાઓ, ઉપકાર અને મોક્ષગમન**

**સ્વાશ્રયી જીવન**—ઈન્દ્ર ભગવાનને ઘોર ઉપસર્ગમાં મદદ કરવા માટે તૈયારી કરે છે, ત્યારે ભગવાન તેને મના કરીને સંભળાવે છે કે-"હે ઈન્દ્ર! તીર્થંકરો કદાપિ બીજાની સહાયથી કેવળજ્ઞાન મેળવે નહી." આમાં "આપ સમાન બળ નહીં" એ સૂત્રનુ જ્વલંત દૃષ્ટાંત છે. (પૃ૦ ૨૯૫)

**પ્રતિજ્ઞા**—ભગવાને પહેલા ચોમાસામાં પાંચ પ્રતિજ્ઞાઓ કરી, ૧-અપ્રીતિવાલાને ત્યાં ન રહેવું, ૨-પ્રતિમાધારી રહેવુ, ૩-ગૃહસ્થનો વિનય ન કરવો, ૪-મૌન રહેવું, ૫-હાથમાં આહાર લેવો--આમાં પણ સ્વાશ્રયી જીવન અને ઉત્કટ આત્મસાધનાનો જ સાક્ષાત્કાર થાય છે. (પૃ૦ ૨૯૭)

**વસ્ત્રધારણ**—ભ૦ મહાવીર સ્વામીને ૧ વર્ષ અને એક મહિનાથી વધુ દેવદૂષ્ય વસ્ત્ર રહ્યુ હતુ અને બાકીનુ અર્ધ વસ્ત્ર ઝરડામા ભરાઈ ગયું હતુ. અહીં અર્ધું વસ્ત્ર દેવામાં દાન ભાવના અને બ્રાહ્મણત્વના લોભી સંસ્કારનું મિશ્રણ મળી રહે છે. (પૃ૦ ૨૯૭—૨૯૮)

**ઉપસર્ગો**—ભ૦ મહાવીર સ્વામીએ ૧૨।। વર્ષ સુધી અનેક ઉપસર્ગો ક્ષમાભાવે સહન કર્યા છે, જે દરેક પ્રસગે તેઓની વાસ્તવિક મહાવીરતા ઝળકે છે. તેમાં બીજા પણ ઘણા પ્રસગો સંકળાએલા છે જેમકે—શોણભદ્ર નદી પરના અસ્થિક ગામનો ઇતિહાસ, ભગવાનનો મુનિદશામા ભદ્રાકાળ, ઉત્તમ પુરુષોને પણ સ્વપ્ન આવે છે, ક્રૂર ચડ કૌશિક જેવાને શાંત-ક્ષમાધર બનાવવો, ક્રોધનુ દુષ્પરિણામ, મથુરાના સાધુદાસ જેવો વિવેકી શ્રાવક પોતાના નોકર ચાકરને તો શુ કિન્તુ પોતાના બળદને પણ સુખી રાખે-ધર્મી બનાવે, ગૌશાળા જેવો ચસ્કેલ મનુષ્ય પણ મોટા પુરુષોની સેવાથી-કૃપાથી મહાન દાર્શનિક બને છે: નિયતિવાદનુ મૂળ, ઓછા મનુષ્યને સામર્થ્ય-સત્તાનો ઉન્માદ થાય છે, ભ૦ પાર્શ્વનાથના સંતાનીય સાધુઓ, ભગવાન હેડમા પુરાયા, પૂર્વભવની રાણીનુ વૈર, તેજોલેશ્યાનો ઇતિહાસ,

તલના છોડથી ગોશાળાને નિયતિવાદનું સમર્થન, ગોશાળાએ જુદો મત ચલાવ્યો, પેઢાલ ગામમાં સંગમકના ઉપસર્ગો ( ભગવાનને વધ અને ફાંસીએ લટકાવ્યા.), સુસુમારમાં ભગવાનની નિશ્રાથી ચમરોત્પાત, ભગવાનનો ઘોર અભિગ્રહ અને ચંદનબાલાએ કરેલી તેની પૂર્તિ, પૂર્વભવમાં નોકરના કાનમાં ગરમ ગરમ સીસું રેડાવ્યું હતું તેથી ભગવાનના કાનમાં ખીલા ઠોકાયા, કર્મનો અટલ નિયમ વગેરે. ( પૃ ૩૦૦ થી ૩૨૦ )

**સાત્ત્વિક મુનિજીવન**—( પૃ૦ ૩૨૦ થી ૩૨૯ )

**કેવળજ્ઞાન**—ભગવાનને જંભક ગામ પાસે ઋજુવાલુકા નદીને કિનારે ધ્યાન કરતાં કરતાં વૈ. શુ. ૧૦ ના ત્રીજા પ્રહરે કેવલજ્ઞાન પ્રકટ થયું ત્યારે તેઓએ ત્યાગ માટે જે ઉપદેશ આપ્યો તે નિષ્ફળ નીવડ્યો હતો. ( પૃ૦ ૩૨૯ થી ૩૩૪ )

**ગણધરવાદ**—ભગવાન વિહાર કરી વૈ. શુ. ૧૧ ની સવારે અપાપાપુરીમાં પધાર્યા ત્યારે અગ્નિભૂતિ ગૌતમ વગેરે ચૌદ વિદ્યાના પ્રકાંડ વિદ્વાનો ત્યાં સોમિલભટ્ટને ઘરે યજ્ઞ કરવા માટે આવ્યા હતા. તેઓમાં વિદ્યા હતી, પણ અંદરમા ગાઢ અંધકાર હતો-વિદ્યાનો ઘમંડ હતો મનુષ્ય જેમ ચાંપ દબાવી બત્તી પ્રકટાવી ઓરડામાંના અંધારનો નાશ કર છે તેમ ભગવાને પણ સ્યાદ્વાદની ચાપ દબાવી તે દરેકના હૃદયમાં સમ્યક્ત્વ પ્રકટાવી તેઓના મિથ્યાત્વ અધકારનો નાશ કર્યો, દરેકને શંકારહિત બનાવ્યા, અને ક્ષણવાર પહેલાના ઘમંડી વિદ્વાનને પોતાના શિષ્ય બનાવી ગણધરપદે સ્થાપ્યા. તેઓની સાથે બીજા ૪૪૦૦ બ્રાહ્મણ-બાલકોએ દીક્ષા લીધી. આ શાસ્ત્રાર્થમાં જીવ, કર્મ, પાંચ ભૂતો, દેવલોક, કર્મબંધ, નરક, પુણ્ય, પરલોક અને મોક્ષ આદિ વિષયો સમજાવી નાસ્તિકવાદનું બહુ યુક્તિથી નિરસન કરવામાં આવેલ છે. ( પૃ૦ ૩૩૪ થી ૩૪૯ )

**ત્રિપદી**—જગત અને તેના દરેક પદાર્થો ત્રણ દશાવાળા હોય છેઃ સત્ પદાર્થનું આ લક્ષણ છે, આથી જ અનાદિ અનંત જગતની વ્યવસ્થા સમજી શકાય છે. ગણધરો આ ત્રિપદીને બરાબર સમજીને ૧૨ આગમ શાસ્ત્રોની રચના કરે છે. (પૃ ૩૪૨)

**ચોમાસાં**—ભગવાને ૧૦ સ્થાનોમાં ૪૨ ચોમાસાં કરેલ છે. આ ઉપરથી તેઓના વિહારક્ષેત્રની સીમા મુકરર કરી શકાય છે. ( પૃ૦ ૩૫૦—૫૧ )

**મોક્ષ**—ભગવાન છેલ્લા ચોમાસામાં મધ્યમા--પાવાપુરીમાં હસ્તિપાલ રાજાની લેખકશાળામાં આસો વદિ અમાસની રાત્રે છેલ્લા પહોરે ૨૯ મા સર્વાર્થસિદ્ધ મુહૂર્તમાં મોક્ષે પધાર્યા. અને દેવોએ ત્યારે નિર્વાણોત્સવ કર્યો. અહીં યુગ, સંવત્સર, માસ, દિવસ, રાત્રિ, લવ, પ્રાણ, સ્તોક, કરણ, અને મુહૂર્તના ઉલ્લેખો છે. ( ૩૫૨ થી ૫૭ )

વળી આજે પણ યૂ. પી. વગેરે પ્રદેશોમાં જૈન જૈનેતરો દિવાળીના પાંચ દિવસ સુધી સમોસરન ( હાટડી ) બનાવી તેની પૂજા કરે છે તેનું મૂળ ઉપરની ઘટના છે.

**ગૌતમસ્વામી**—ભગવાન મોક્ષે ગયા પછી પ્રેમબંધન તૂટવાથી ઇંદ્રભૂતિ ગૌતમ ગણધરને કેવળજ્ઞાન થયુ. પ્રશસ્ત રાગ પણ મોક્ષને રોકે છે એ વસ્તુ આ દૃષ્ટાંતમા સરસ રીતે આલેખી છે. ( પૃ. ૩૫૭—૩૫૮ )

**રાજાઓ**—તે કાલે મલ્લકી અને લિચ્છવી રાજાઓ પણ જૈનધર્મી હતા, જેઓ ત્યાં ઉપવાસ કરી બેઠા હતા. તેઓએ દીપમાળા પ્રકટાવી. ( પૃ. ૩૫૯—૩૬૦ )

અહીં દિવાળી પર્વ અને ભાઈબીજનો ઇતિહાસ સુરક્ષિત મળે છે.

**૮૮ ગ્રહો**—તે રાત્રે ૮૮ ગ્રહો પૈકીનો ૩૦ મો ભસ્મરાશિ નામનો મોટો ગ્રહ ભગવાનના જન્મ નક્ષત્રમાં ચંક્રમ્યો હતો.

તે સમયે આર્યોને ૮૮ ગ્રહોનું જ્ઞાન હતું જે હાલ વિનાશ પામ્યું છે. આજના જ્યોતિષીઓ તેમાંના ગણ્યાગાંઠ્યા ગ્રહોને જ ઓળખે છે. ( પૃ૦ ૩૬૦—૩૬૨ )

**આયુષ્ય**—તે વધે કે ઘટે તે સબંધી વિચારણા. ( પૃ૦ ૩૬૩ )

**જીવોત્પતિ**—તે કાલે સહસા જીવોત્પત્તિ થઈ હતી. આજે પણ પાવાપુરીમાં તે દિવસોમા વિશેષ જીવોત્પત્તિ થાય છે. ( પૃ૦ ૩૬૪ )

**પરિવાર**—ભગવાનના સાધુ વગેરેની સંખ્યા. ચતુર્વિધ સંઘ ઉપરાંત જ્ઞાનીઓ અને વાદીઓની સંખ્યા પણ બતાવેલ છે. કેવા કેવા પુરુષો હોય તો સંઘ તારક બની રહે તે વસ્તુ આ યાદીઓમાંથી મળી શકે છે. ( પૃ૦ ૩૬૫ થી ૩૭૦ )

**તીર્થંકરના શાસનમાં મોક્ષકાળની સીમા**-( પૃ૦ ૩૭૧—૩૭૨ )

**અંતિમ ઉપદેશ**—ભગવાને છેલ્લા શ્વાસોશ્વાસ સુધી ઉપદેશ આપ્યો છે. તેઓ કલ્યાણફળ-વિપાક, પાપફળ-વિપાક, ૩૬ ઉત્તરો કહીને પ્રધાન અધ્યયનનો ઉપદેશ દેતા મોક્ષે ગયા. ( પૃ૦ ૩૭૪-૩૭૫ )

**કાળનિર્ણય**—ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ પછી ૯૮૦ મા કે ૯૯૩ મા વર્ષે આ કલ્પસૂત્ર લખાએલ છે વંચાએલ છે વગેરે વગેરે. ( પૃ૦ ૩૭૫-૩૭૭ )

**વ્યાખ્યાન સાતમું : ૨૩ તીર્થંકરો**

**ભ૦ પાર્શ્વનાથ**—તેઓનું ચરિત્ર, કમઠ તપસ્વીનો ઇતિહાસ, અને લુખા તપનું વિષમ પરિણામ, ભગવાનનો પરિવાર અને કાલનિર્ણય વગેરે. ( પૃ૦ ૩૭૯ થી ૩૯૮ )

**ભ૦ નેમનાથનું ચરિત્ર**—આમાં રાજ્યલોભી પુરુષ પોતાનુ રાજ્ય ખુંચવી લ્યે તેવા પુરુષને માટે કેવી સકડામણ ઊભી કરે છે—તે માટે પોતાની સ્ત્રીઓનો પણ કેવો ઉપયોગ કરે છે તેનો માર્મિક ઉલ્લેખ મળે છે. રાજીમતી આદર્શ સ્ત્રી પાત્ર છે, પોતે બ્રહ્મચારિણી રહે છે અને પોતાના દીઅરને પણ ઉલટે માર્ગેથી પાછા વાળી સન્માર્ગમા સ્થાપે છે. સતીઓને અને ભ્રષ્ટભાવનાવાલાઓને અહી ઘણો બોધપાઠ મળે છે. ભગવાન અને રાજીમતી નવ ભવના પ્રેમી દંપતી છે. બન્ને મોક્ષમાં જાય છે. તેઓનો સમયનિર્ણય વગેરે. ( પૃ૦ ૩૯૯ થી ૪૨૩ )

**આંતરા**—ભ૦ નમિનાથથી લઈ ભ૦ અજીતનાથ સુધીના ૨૦ તીર્થંકરોનો સમય નિર્ણય, આમા દર્શાવેલ "કાળ-માપો" સ્થૂલબુદ્ધિવાલાથી સમજી શકાય તેમ નથી. આ માપો સમજનારને જગતના અનાદિપણાનો ખ્યાલ આવી શકે છે. ( પૃ. ૪૨૪ થી ૪૪૩ )

**ભગવાન ઋષભદેવ**—આર્યાવર્તના પહેલા રાજા, પહેલા સાધુ, પહેલા જ્ઞાની અને પહેલા તીર્થંકરનો ટૂંકો ઇતિહાસ. ઋજુ આર્યોમાં ખાવું રસોઈ દંડનીતિ શિલ્પ અને કલા કઈ રીતે પ્રવર્ત્યા તેનો ઇતિહાસ. ભગવાનને ૧૦૦ પુત્રો હતા. ભગવાને તેઓને રાજ્ય આપી દીક્ષા લીધી. નવો મુનિમાર્ગ ચલાવવામાં ઘોરકષ્ટ. પ્રથમ દાનનો ઇતિહાસ, રાજ્યલીપ્સાનું પરિણામ, ભાઈઓનો ઝઘડો, બાહુબલીનો ત્યાગ અને સાચું સ્વરાજ્ય, અભિમાનનું દુષ્પરિણામ, અને શુભ ભાવનાનું સારું પરિણામ અને અગ્નિસંસ્કાર તથા દેવભક્તિ વગેરે ( પૃ. ૪૪૪ થી ૪૮૦ )

**વ્યાખ્યાન આઠમું : સ્થવિરાવલી–ગુરુપરંપરા**

ભ મહાવીર સ્વામીથી પ્રારંભી ૯૮૦ વર્ષનો શંખલાબદ્ધ ઇતિહાસ, ( પૃ. ૪૮૧ થી ૫૧૮ ) જેમાં જૈનાચાર્યોના મહાભિનિષ્ક્રમણ, ઉત્કટ ત્યાગ, અને ભગીરથ પ્રયત્નોની વિવિધ વાનગીઓ મળે છે. જેમકે—૧૧ ગણધરોનો પરિવાર, વાચના, વૈભારગિરિ પર મોક્ષ, અને સુધર્માસ્વામીની જ શિષ્યસંતતિ ચાલુ રહી ( ૪૮૧ થી ૪૮૬ ), તત્કાલીન બ્રાહ્મણોમાં વિધવાવિવાહ ( ૪૮૪ ), ૯૯ ક્રોડ સૌનાયાના ત્યાગી અને ૫૦૦ ચોરોના પ્રતિબોધક આચાર્ય ( ૪૮૮ ), મન.પર્યવ જ્ઞાન આદિ ૧૦ નો વિનાશ, દશવૈકાલિકસૂત્રની રચના અને ઉવસગ્ગહર સ્તોત્ર રચનાનો ઇતિહાસ ( ૪૮૮ થી ૪૯૨ ), વેશ્યાપ્રતિબોધક આચાર્ય ( ૪૯૩ ), વિદ્યાના અભિમાનનુ પરિણામ અને છેલ્લાં ૪ પૂર્વોનો ઇતિહાસ ( ૪૯૪ ), દક્ષિણમાં સૌથી પ્રથમ જૈનધર્મ ફેલાવનાર રાજા ( ૪૯૬ ), ત્રૈરાશિકમત ( ૫૦૪ ), વિવિધ ગણ શાખા અને કુલનો ઇતિહાસ, આજે વિદ્યમાન દરેક સાધુઓ કોટિક ગણની **વઈરી** શાખાના છે. ( જેનું ઉદ્‌ગમસ્થાન મહારાજા ખારવેલના શિલાલેખથી પ્રસિદ્ધ ઉદય-ગિરિ તીર્થ છે ) ( પૃ. ૫૦૫ થી ૫૧૫ ), હર્ષપુરના બ્રાહ્મણોનો જૈનધર્મસ્વીકાર (૫૧૦), બાલદીક્ષા ( ૫૧૨ ), બૌદ્ધનૃપપ્રતિબોધક આચાર્ય ( ૫૧૨ ), ૧૨ વર્ષનો દુકાળ અને નાગેન્દ્ર ચદ્ર આદિ ૪ ગચ્છનો ઇતિહાસ, આજના દરેક સાધુઓ "ચંદ્ર" કુળના છે ( ૫૧૩ ), "બ્રહ્મદીપિકા શાખા" કે જે મેરઠ જિલ્લાની કૃષ્ણા અને હિન્ડોન નદીના સંગમસ્થાન પરના દ્વીપના તપસ્વીઓથી શરૂ થએલ છે, તેનો ઇતિહાસ, સંભવતઃ ત્યારથી અગ્રવાલ જૈનો બનેલ છે ( ૫૧૩—૫૧૪ ), કલ્પસૂત્રને લિપિબદ્ધ કરનાર આ. શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ ( ૫૧૮ ).

**વ્યાખ્યાન નવમું: સમાચારી—મુનિમાર્ગ**

**સાધુ-સાધ્વીઓને ચોમાસામાં પાળવાની મર્યાદા**—૫૦ દિવસ જતાં સંવત્સરી કરવી, સંવત્સરીનાં કર્તવ્યો, અધિક માસ, ભા. શુ. ૪, દ્રવ્ય-ક્ષેત્ર કાળ ભાવથી વ્યવસ્થા, સાધુને લાગતા ઉપાશ્રયના દોષો ( ૫૨૦ થી ૫૨૯ ), ગોચરીનું ક્ષેત્ર, રોગી માટે ગુરુઆજ્ઞા, ૯ વિકૃતિઓ, જરૂરી ચીજ માગવી, કેટલી વાર ગોચરી જવું, ફાસુક પાણી, દત્તીઓ, શય્યાતર ઘરો, વરસાદમા ગોચરી, પૂર્વાપર વસ્તુ પ્રાપ્તિ, ગોચરી ગયા પછી વરસાદ આવે, એકાંતમા સાધુ—શ્રાવક અને સાધ્વી—શ્રાવિકા માટે ચૌભંગી, સઘાડામા સાધુ—સાધ્વીની સંખ્યા, બીજા સાધુઓ માટે આહારાદિ લાવવા, વરસાદમાં ૭ અંગો ભીનાં રહે વગેરે વગેરેની વ્યવસ્થા ( પૃ. ૫૩૧ થી ૫૬૧ ), આઠ સૂક્ષ્મો ( ૫૬૨ થી ૫૬૮ ), ગોચરી, દેરાસર, સ્થંડિલ, વિગઈગ્રહણ, દવા, તપ, સલેષણા, આહાર, ઠલ્લો, માત્રું, પારિષ્ઠાપના, સ્વાધ્યાય, ધ્યાન વગેરે વડીલોને પૂછીને જ કરવુ (૫૬૯ થી ૫૭૫) ઉપધિ તપાવવી, સંથારો આસન, ઠલ્લામાત્રાની ભૂમિ, ૩ કુંડીઓ, અને લોચ વગેરેનો વિધિ ( પૃ. ૫૭૬ થી ૫૮૩)

કડવું વચન, ખમતખામણા ( ૫૮૪ થી ૫૮૯ ), ઉપાશ્રયનું પડિલેહણ, જણાવીને બહાર જવું, ગ્લાન માટે ભિક્ષાક્ષેત્ર, ( ૫૮૯ થી ૫૯૧ ) કલ્પમાહાત્મ્ય ( ૫૯૨ થી ૫૯૫), ગ્રન્થપ્રશસ્ત ( ૫૦૭ થી ૬૦૦ ).

ઉપરની ટૂંકી નોધ ઉપરથી કલ્પસૂત્ર—સુખબોધિકામાં કેટલી વસ્તુઓનો નિર્દેશ છે તેનો કાંઈક ખ્યાલ આવે છે સંશોધકો આ તરફ વિશેષ પ્રયાસ કરી આ વિષય ઉપર વિશેષ પ્રકાશ પાડે એ ઇચ્છાપૂર્વક આ લેખ સમાપ્ત કરું છુ.

# વિક્રમ-વિશેષાંક સંબંધી એક વધુ અભિપ્રાય

"શ્રી જૈન સત્ય પ્રકાશ" માત્ર જૈન કોમમાં જાણીતા માસિકે આ વર્ષે 'વિક્રમ વિશેષાંક' પ્રગટ કરી ઐતિહાસિક સામગ્રીમાં કેટલીક નવી હકીકતો રજૂ કરી છે મુનિ શ્રી દર્શનવિજયજીનો, 'સમ્રાટ વિક્રમાદિત્ય' તેમા વિશેષ ધ્યાન ખેંચે છે સમ્રાટ વિક્રમાદિત્ય કોણ તેનું નિરસન તેમણે શાસ્ત્રીય પદ્ધતિએ કર્યું છે આ જ અંકમાં એવો જ તેમનો બીજો લેખ "ભારતીય ઇતિહાસ અને જૈનાચાર્ય કાલક" છે. જૈનોમાં ગણ્યાગાંઠ્યા વિદ્વાન સાધુઓ છે મુનિ શ્રી પુણ્યવિજયજી પછી તરત કોઈ વિદ્વાન સાધુ તરફ નજર પડતી હોય તો તે મુનિશ્રી દર્શનવિજયજી તેમની પાસે ઐતિહાસિક દૃષ્ટિ છે, તેમાં કોમીય છાંટ નથી, એટલે તેમના લેખો અભ્યસનીય થઇ રહે છે"

—'ગૂજરાતી પંચ' સાપ્તાહિક, અમદાવાદ, તા. ૬-૮-૧૯૪૪

## પૂજ્ય શ્રમણ-સમુદાયને વિજ્ઞપ્તિ

કાગળની કારમી મોંઘવારી અને છાપકામના વધતા જતા દરો વચ્ચે, બહુ જ મર્યાદિત આવકમાં પણ, 'શ્રી જૈન સત્ય પ્રકાશ' ધીમે ધીમે પોતાની મજલમાં આગળ વધી રહ્યું છે પણ એને વિશેષ સમૃદ્ધ અને સંપન્ન બનાવવા માટે વધુ આર્થિક મદદની જરૂર છે.

આ માસિક શ્રમણપ્રધાન ચતુર્વિધ સંઘ સમસ્તનું માસિક છે એટલે જે મમતા અને પ્રેમથી તેમણે આ માસિકનું અત્યાર સુધી પોષણ કર્યું છે, તેથી વિશેષ મમતા અને પ્રેમથી એને સહાયતા કરવાની જરૂર ઊભી થઈ છે. આથી અમે સર્વ પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોને વિનંતી કરીએ છીએ કે તેઓ ચતુર્માસ દરમ્યાન પર્યુષણાદિ મહાપર્વોના પ્રસંગે માસિકને મદદ કરવાનો ઉપદેશ આપવાની અવશ્ય કૃપા કરે.

—વ્યવસ્થાપક




## लवाजम

घणाखरा ग्राहक भाईओनुं लवाजम आ अंके पूर्ण थाय छे. एटले जेमनुं लवाजम आ अंके पूरुं थतुं होय तेमणे पोताना लवाजमना बे रुपिया ताकीदे मोकली आपवा अने जेमने लवाजम न मोकलवुं होय तेमणे पत्र लखीने तेनी खबर आपवी. लवाजमनी रकम अथवा पत्र नहीं मळे तो आगामी अंक वी. पी. थी रवाना करवामां आवशे. ते स्वीकारी लेवा विनंती छे.

व्य०

વર્ષ ૯ : અંક : ૧૨ : : ક્રમાંક ૧૦૮

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| | | |
|---|---|---|
| वर्ष ९ | વિક્રમ સં. ૨૦૦૦ : વીરનિ. સં. ૨૪૭૦ : ઈ સ. ૧૯૪૪ | क्रमांक |
| अंक १२ | ભાદરવા વદિ-૧૩ : શુક્રવાર : સપ્ટેમ્બર ૧૫ | १०८ |

## વિ ષ ય - દ ર્શ ન



**સૂચના**—આ માસિક દરેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે તેથી સરનામાના ફેરફારના ખબર બારમી તારીખે સમિતિના કાર્યાલયે પહોંચાડવા

**લવાજમ—વાર્ષિક—બે રૂપિયા : છુટક ચાલુ અંક-ત્રણ આના**

મુદ્રક—મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬—ભક્તિમાર્ગ કાર્યાલય—અમદાવાદ. પ્રકાશક—ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

॥ वीराय नित्यं नमः ॥

 શ્રી જૈન સત્ય પ્રકાશ 

વર્ષ ૯ ] ક્રમાંક ૧૦૮ [ અંક ૧૨

# શ્રીસંઘનો આભાર

આ અંકે 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની નવ વર્ષની મજલ પૂરી થાય છે. ખરેખર, આ નવમા વર્ષે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' અનેક રીતે યશભાગી બન્યુ છે. '**अनेकान्त**' માસિકના સમ્પાદક શ્રી જુગલકિશોરજી મુખ્તારે વીરશાસન-જયન્તી-ઉત્સવના નામે શ્વેતામ્બરો વિરુદ્ધ જે પ્રચારકાર્ય આદર્યું હતુ તે પ્રચાર્યકાર્યનો ભેદ, 'શ્રી જૈન સત્ય પ્રકાશે' યુક્તિ અને પ્રમાણપુરઃસરની નોંધો લખીને ઉઘાડો પડયો હતો. સમ્રાટ વિક્રમાદિત્યને જૈનધર્મ સાથે સંબંધ હતો કે કેમ એ વાત તો દૂર રહી, પણ બે હજાર વર્ષ પૂર્વે સમ્રાટ વિક્રમાદિત્યનું અસ્તિત્વ જ હતું કે નહી-એ સબધી વિદ્વાનોમા જ્યારે વિવાદ ચાલતો હતો ત્યારે 'શ્રી જૈન સત્ય પ્રકાશે' દળદાર અને સચિત્ર વિક્રમ-વિશેષાંક પ્રગટ કરીને વિક્રમાદિત્ય સબધી જૈન ઈતિહાસ રજૂ કર્યો હતો. આ વિક્રમ-વિશેષાંકનો જૈન-જૈનેતર વિદ્વાનોએ તેમજ સામયિકોએ જે પ્રેમભર્યો સત્કાર કર્યો છે તે માટે અમે ઘણો હર્ષ અનુભવીએ છીએ.

અને આ રીતે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' પોતાની મજલમા આગળ વધી શકયુ છે તે પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિ સમુદાય તથા જૈન સઘના ઉદાર સદ્‌ગૃહસ્થોની કૃપાને જ આભારી છે. આ બધાં વર્ષો દરમ્યાન શ્રીસઘે સમિતિની આર્થિક જરૂરિયાત જે ઉદારતા પૂર્વક પૂરી પાડી છે અને માસિક પ્રત્યે જે પ્રેમ અને મમતાની લાગણી પ્રદર્શિત કરી છે તે માટે અમારું અંતર આભારની લાગણીથી નમ્ર બને છે. શ્રીસંઘના આ વાત્સલ્યભર્યા સહકારને અમે હૃદયપૂર્વક વદન કરીએ છીએ

આ માસિક પ્રત્યે જૈન સઘનુ મમત્વ દિવસે દિવસે કેટલુ વધતુ જાય છે તે આ અંકના અતમા આપેલ નવી મદદની નોંધ ઉપરથી જોઈ શકાશે.

અમારી આર્થિક જરૂરિયાતનુ સરોવર કોઈ એક મોટી રકમની મદદ દ્વારા ભરાઈ ન જાય તો તેથી અમારે ધીરજ ખોવાની જરૂર નથી એમ ગત નવ વર્ષોએ પુરવાર કર્યું છે. અમારું એ સરોવર અનેક ગામના સઘો અને અનેક સદ્‌ગૃહસ્થો તરફથી મળતી નાની મોટી મદદરૂપે ટીપે ટીપે ભરાય તેમા અમને વિશેષ આનંદ છે. કારણ કે એ રીતે જ આ સમિતિ અને આ માસિક સમસ્ત શ્રીસઘની મમતાના ભાગી બની શકે, અને સમસ્ત શ્રીસઘની સેવાનું એનુ વ્રત સફળ થઈ શકે.

જે શ્રીસઘ તરફથી આટલી મમતા પ્રદર્શિત કરવામા આવતી હોય તેની બની શકે તેટલી વધુ સેવા કરવામા જ 'શ્રી જૈન સત્ય પ્રકાશ'ને વિશેષ આનંદ આવી શકે. પણ અત્યારનો યુદ્ધકાળ અને તે અગેનો કાગળ-નિયમનનો ધારો એ આનંદને વ્યક્ત કરતા અટકાવે છે એ દુ ખની વાત છે. ગમે તેટલી ઈચ્છા હોવા છતા માસિકને માત્ર સોળ જ પાનાંમા પ્રગટ કરી શકીએ એવી પરિસ્થિતિ આગળ અમો લાચાર બનીએ છીએ. આ પરિસ્થિતિનો સત્વર અત આવે અને અમે શ્રીસઘની વધુ સેવા કરી શકીએ એવી પ્રાર્થના કરીએ છીએ.

—તંત્રી.

# સમાધાન-પ્રવૃત્તિનાં મૂલ્યાંકન

લેખક—પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સિદ્ધિમુનિજી

"સાધુ એટલે રાગદ્વેષ વગરના મહાત્મા. તેને ન હોય ક્રોધ, માન, માયા કે લોભ. તે સર્વથા શાંત અને સમતાવાન જ હોય તેને જગતની સાથે કોઈ સંબંધ જ ન હોય. તે સર્વથા ઇન્દ્રિયગ્રામોથી પર જ હોય." જેઓ આવી આવી 'સાધુ' શબ્દની વ્યાખ્યા કરે છે અને જ્યારે કોઈક સાધુમા તે વ્યાખ્યાથી વિપરીત રાગદ્વેષાદિ જણાય-દેખાય ત્યારે તેને પોતાની મનાયેલી વ્યાખ્યાનુસાર 'સાધુ' તરીકે ન માનવાની સમજ ધરાવે છે; તેઓ એ સત્ય ભૂલી જાય છે કે, અમારી ઉપરોક્ત વ્યાખ્યા અપૂર્ણ અને અનુચિત છે, એમાં કાંઈક ઊંડી ગેરસમજ રહેલી છે.

જૈન શાસ્ત્રોમા સાધુ એટલે 'સિદ્ધ' નહિ, પણ સાધક છે. સર્વાર્થસિદ્ધને કાંઈ સાધવાનુ રહેતુ નથી, જ્યારે 'સાધુ' શબ્દમાં સાધવાના અર્થની જ મુખ્યતા છે. એટલે કે-આત્માના અર્થની સાધનાનો કરનાર તે સાધુ. આનો ભાવાર્થ એ છે કે, આત્માર્થને સિદ્ધ કરવા માટે પ્રયત્નશીલ યોગ્ય ઉમેદવાર તે સાધુ. રાગદ્વેષાદિના જેટલા પ્રમાણમાં વિજય મેળવ્યો હોય, અર્થાત્ તેની જેટલા પ્રમાણમા સિદ્ધતા સાધી હોય તેટલા પ્રમાણમાં તે ઉમેદવાર સિદ્ધ ગણી શકાય, પણ અવશિષ્ટ સાધ્ય સાધનાની દૃષ્ટિએ તે સાધક-સાધુ જ છે. જૈનશાસનમાં હરકોઈ ગમે તે વ્યક્તિ આવા પ્રકારનો સાધુ કે ઉમેદવાર બની શકતો નથી. સુવિહિત ગીતાર્થની પરીક્ષામા સફળ થાય તે જ એ પદને પામી શકે છે.

જૈન શાસ્ત્રો કહે છે કે—સિદ્ધ થવાની ઉમેદવારી કરનારમાં એટલે સાધ્ય સાધવાની ખાતર સાધક દશાનું-સાધુતાનુ સ્થાન સ્વીકાર કરનારમાં તેને યોગ્ય ગુણસંચય અમુક પ્રમાણમા થયેલો હોવો જ જોઈએ મહાન આચાર્ય શ્રી હરિભદ્રસૂરીશ્વરના ગ્રંથોમાં આ ઉમેદવારીની યોગ્યતાના ગુણોનું વર્ણન અતીવ વિસ્તારથી કરવામાં આવ્યું છે કે, જે ગ્રંથોને જૈનાગમોનો અને તેમની પછી થયેલા સર્વ આચાર્યોના તે વિષયને લગતાં સંક્ષિપ્ત કે વિસ્તૃત વિધાનોનો ટેકો છે. એ ગુણવર્ણન પરથી ભાવાર્થરૂપે સંક્ષેપમાં કહી શકાય કે, જે આત્મામા અમુક અંશે વિરક્તભાવ, અલ્પ કષાયિતા, મોક્ષાભિરુચિ, સત્પુરુષાર્થપ્રબલતા વગેરે જાગ્યા હોય તેજ આ ઉમેદવારી કરી શકે-જૈન સાધુતા સ્વીકારી શકે. તેનામાં સર્વથા પ્રમાદનો અભાવ કે ક્રોધાદિ કષાયની સાવ નિર્મૂલતા, એ વગેરે તો ઉમેદવારી કરતા કરતાં સાધકદશાના અભ્યાસબળે આગળ પર જ રાખવા રહે છે. અને એ માટે સમયની મર્યાદા, જો ભાવ સમ્યક્ત્વનો યોગ થયો હોય તો વધારેમા વધારે અર્ધપુદ્ગલપરાવર્ત જેટલો કાલ છે. વ્યવહારથી દ્રવ્ય સમ્યક્ત્વ આરોપણ કરીને જેઓને આ ઉમેદવારી સોંપવામાં આવે છે તેઓને માટે તો એ સમયની મર્યાદા આંકવાનુ કાર્ય છદ્મસ્થોને માટે અનિશ્ચિત છે. કેમકે છદ્મસ્થ યોગ્યતાનો નિર્ણય નિશ્ચયથી કરી શકતો નથી અને વ્યવહારથી મનાયલી યોગ્યતા વ્યાવહારિક રીતે જ નિર્ણય આપવામા કારણ બને છે. અસ્તુ.

આમ ઉપર કહ્યા પ્રમાણે મોક્ષારાધક સાધુમા, તે અતીવ આગળની સાધક દશામાં ન પહોંચે ત્યા સુધી, તેનામા કષાયાદિ વિદ્યમાન હોય છે તેથી જ શિક્ષા વગેરેની જરૂરિયાત નવ દીક્ષિતને જ નહિ, પરંતુ જ્યાસુધી અમુક યોગ્ય ગુણોપાર્જન ન થયુ હોય ત્યાં સુધી સૌ કોઈ સાધુને હોય છે. અનાદિ કાળથી આત્મામા જે કર્મની સત્તા અને તજ્જન્ય ઔદયિક

ભાવ વર્તી રહ્યો છે તે આ સાધુદશામા પણ ચાલુ જ છે, અને તેથી તેને અતિચારાદિ લાગતા હોય છે. આ વખતે તે સાધુના તરફ સંઘાડાના કે ગચ્છના નાયકે ઉપેક્ષાવૃત્તિ ન રાખવી જોઈએ, એટલુ જ નહિ પરન્તુ સામાન્ય સાધુએ પણ તેને ઉપેક્ષા વૃત્તિથી ન જોવો જોઈએ; જો તેઓ તેના પ્રતિ ઉપેક્ષાવૃત્તિથી વર્તે તો તેઓ દોષને પાત્ર ઠરે છે.

સંસારમા કષાયોના ઉદયનાં નિમિત્તોનો કાઈ ટોટો નથી પણ એ નિમિત્તોના યોગે જ્યારે પરસ્પર કષાય જાગતો હોય ત્યારે આચાર્યાદિ જો એવો વિચાર કરે કે, આત્માર્થ સાધવામાં જ ગુણ છે અને પરાર્થમાં પડવાથી કેવળ દોષ જ છે, માટે મારે આત્માર્થની જ ગવેષણા કરવી તો તેથી એ આચાર્યાદિને આત્માર્થના લાભને બદલે હાનિ જ થવાનો સંભવ છે. જૈનાગમો આ વાતને દૃષ્ટાન્તોથી સમજાવે છે, તેમાનુ એક દૃષ્ટાન્ત આ પ્રમાણે છેઃ—

એક સુંદર અને વિશાલ સરોવર હતુ. કમલ, કુમુદ વગેરે જલજ પુષ્પોથી તે સુગંધિત અને સુશોભિત હતુ. તેમાં જલચર–મત્સ્યાદિ જીવોનો બહોળા પ્રમાણમા વાસ હતો. વિવિધ જાતિનાં પક્ષિઓના ગણોથી તે સરોવર અને તેની આજુબાજુનાં વૃક્ષો ભરેલા હતાં. જે જંગલના મધ્ય પ્રદેશમા આ સરોવર આવેલુ હતુ, તે જગલ પણ વિવિધતાથી યુક્ત હતુ. તેના ભિન્ન ભિન્ન પ્રદેશોમા સર્વત્ર હરિણ, સસલા, સાબર, સિંહ, હાથી વગેરે વિવિધ જાતિના પશુઓ વાસ કરી રહ્યા હતા ઉપરોક્ત સરોવર એ સર્વની તરસ છીપાવવાને માટે આશિર્વાદ સમાન હતુ.

આ જંગલમા હાથીઓના ટોળાં વસતા હતા, તેમાનુ એક ફરતુ ફરતું આ સરોવરે આવી પહોચ્યુ. તેણે સરોવરમા યથેચ્છ જલપાન અને જલક્રીડા કરી. ત્યારબાદ મધ્યાહ્ન સમયે એ હાથીના ટોળાએ તે સરોવરની પાળ નજીકનાં વૃક્ષોની શિતળ છાયામા વિશ્રામ લેવાની ખાતર સ્થિરતા કરી. નિદ્રા અર્ધનિદ્રામા એ ટોળુ ત્યાં આરામ લઈ રહ્યુ હતુ.

આ વખતે બે કાચંડાઓ ( કાકીડાઓ ) પરસ્પર કલહ કરી રહ્યા હતા. ઝઘડતાં ઝઘડતાં કેટલોક સમય વીત્યો પણ તેઓ એ ઝઘડાથી અટકયા નહિ. અતિતુચ્છ એવો પણ આ કલહ તે જંગલની અધિષ્ઠાયિકા વનદેવતાને ઘણો જ અનિષ્ટ જણાયો, તેથી તેણે પોતાના દિવ્ય અવાજથી આ જગલના મત્સ્યાદિ જલચર, હરિણાદિ સ્થલચર અને હંસાદિ ખેચર જીવોને ઉદ્દેશી સુણાવ્યુ કે.—

'ઓ જંગલના આશ્રિતો! તમે મારા કથન તરફ ધ્યાન આપો! જુઓ, આ સરોવર નજીકના પ્રદેશમાં બે કાચડાઓ લડી રહ્યા છે. તમારી ફરજ છે કે તમારે તેમને પરસ્પરની લડતથી નિવારવા જોઇએ. જો બેદરકારીથી તમે તેમને નહિ નિવારો તો મહાહાનિ અને મૃત્યુ વગેરેનુ ભારે સંકટ અનુભવશો.'

વનદેવતાના વચન સૌ જલચરાદિ જીવોએ સાભળ્યા, પણ સાથે સાથે એ પણ વિચારવાનુ શરૂ કર્યુ કેઃ 'અરે! આ નાના શા કાચડાઓ લડી રહ્યા છે એ યુદ્ધનુ એવુ તે શુ મહત્ત્વ છે? તેઓના યુદ્ધથી આપણને શી હાનિ થવાની છે અથવા તો એવુ કયુ સકટ આવવાનુ છે કે તેમાં નકામા પડીએ. ભલે લડેને. લડવા દ્યો.' જગલની બધીય જીવજાતિએ આ કાચડાની લડત પ્રત્યે ઉપેક્ષા સેવી.

બન્ને કાચંડાઓ લડતા જ રહ્યા. લડતા લડતા એક કાચડાએ બીજાના પર ભારે આક્રમણ કર્યું અને તેને ત્યાથી ભગાડયો. આક્રમણકાર કાચડો નાસતા કાચડાની પુઠે પડયો. આ નાસતો ભાગતો કાચડો જ્યા હાથીઓ આરામ લઈ રહ્યા હતા ત્યા આવી પહોચ્યો,

અને તેણે હાથીઓના ટોળાના અધિપતિ (યૂથપતિ) હાથીની નજીક આવતા તેની સૂંઢના નસકોરાને દર સમજી તેમાં તે પેસી ગયો. તેની પાછળ પડેલો કાચડો પણ તે જ નસકોરામાં પેઠો. બન્ને ઠેઠ ઊંડાણમાં કપાલની અંદરના ભાગમા પહોંચી ગયા, અને ત્યાં પૂર્વની જેમ લડવુ શરૂ કર્યુ. જંગલનુ વિશાલકાય આ પશુ-હાથી કપાલની અંદર થઈ રહેલી કાચડાની દોડમદોડની ક્રિયાથી બહુ જ વ્યાકુલ થયો અને તેણે ભારે ઉત્પાત જગાવ્યો. વૃક્ષોને જડમૂળથી ઉખેડી નાખવા માડયા. વ્યાકુલતાથી થતી નાશભાગે ઘણા ય સ્થલચરોને ચગદી નાખ્યાં. તેણે અને તેના ટોળાએ સરોવરની પાળને છિન્નભિન્ન કરી નાખી. પરિણામે એ ઊંડા ને વિસ્તૃત સરોવરનુ પાણી આખાય જગલમા ફરી વળ્યુ. કોઈ ને ક્યાય વિશ્રામ લેવાનુ સ્થળ ન રહ્યુ. પરિણામે સારાય જગલના જીવોનો નાશ થયો.

આ દૃષ્ટાન્ત અને તેનો ઉપનય ધ્યાનમા લઈ આચાર્યાદિએ વનદેવતાના વચન કરતાં અનંતગુણ હિતકર એવા જિનેશ્વર દેવાધિદેવના વચન વડે અનર્થક અથવા તો અજ્ઞાનવશ ઊભી થયેલી સ્વચ્છંદી માન્યતાથી મનાયલા સાર્થક કષાયાદિ કરતા સાધુઓને વારવા જોઈએ. તે મહાનુભાવોએ તેમને 'દ્રમક'ના દૃષ્ટાન્તથી કષાયાદિનુ દુષ્પરિણામ દર્શાવી શાત અને સ્થિર બનાવવા યથાશક્ય પ્રયત્ન કરવો જોઈએ. 'દ્રમક'નું દૃષ્ટાન્ત આ પ્રમાણેઃ—

એક પરિવ્રાજકે અત્યન્ત ચિંતામા પડેલા, ગાલે હાથ દઈ બેઠેલા અને ધન પ્રાપ્ત કરવાના ઉપાયોને ચિંતવતા એવા એક દ્રમકને જોયો, અને તેને તેની ચિંતાનુ કારણ પૂછ્યુ. દ્રમકે સત્ય હકીકત નિવેદન કરતા પરિવ્રાજકે કહ્યુ કેઃ 'હું તને ધનવાન બનાવીશ, પણ તારે હું જ્યાં કહુ ત્યાં આવવુ પડશે અને સર્વ કાંઈ મારા કહ્યા પ્રમાણે કરવું પડશે.' દ્રમકે 'હા' ભણી અને પરિવ્રાજકના કહ્યા પ્રમાણે તેણે શબલ (ભાતુ) વગેરે સાથે લઈ લીધુ. પરિવ્રાજક અને દ્રમક બન્ને ગાઢ જંગલો અને પવર્તોને વટાવત એક પર્વતની નિકુંજમાં પેઠા

આ વખતે પરિવ્રાજકે દ્રમકને સ્વર્ણરસ (સિદ્ધરસ) લેવાની વિધિ દર્શાવીઃ—

'ટાઢ, તાપ, વાયુ વગેરેના પરિષહને ગણકારવો નહિ, ભૂખ, તરસ, ડાસ વગેરેથી ઉત્પન્ન દુ:ખોને સહન કરવાં; વિશુદ્ધ બ્રહ્મચર્યનુ પાલન કરવુ; અચિત્ત ફલાદિ માત્રનુ જ ભક્ષણ કરવુ; હૃદયમા જરાય રોષાદિ ન ઉપજવા દેવા.'

દ્રમકે પરિવ્રાજકે દર્શાવેલ ઉપરોક્ત વિધિપૂર્વક નિકુંજની અદર રહેલા સ્વર્ણરસને શમીના પત્રપુટ (પડિયા)થી ગ્રહણ કર્યો અને તેના બે તુંબડા ભરી લીધાં. હવે ત્યાંથી બન્ને જણ સ્વસ્થાને આવવા નીકળ્યા. માર્ગે ચાલતા પરિવ્રાજકે દ્રમકને હિત શીખામણ આપવા માડી,-'દેખ, ભાઈ! તને ઘણીય રીસ ચડે તોપણ આ સ્વર્ણરસ તારે 'સાગ' વૃક્ષના પત્રોમા નાંખી દેવો નહિ. જો તુ મારા કહ્યા પ્રમાણે વર્તીશ તો તુ મહાન ધનાઢ્ય થઈશ. દેખ, મારો પ્રભાવ તને કેવો બનાવે છે.' આ ઉપદેશનુ વારવાર પરાવર્તન થયું તેથી દ્રમક અકળાયો અને તેને ભારે ગુસ્સો ચડયો. અતિશય ક્રોધાવેશમાં આવી જઈ તેણે ઉપરોક્ત સ્વર્ણરસ સાગના પાદડાઓમા ફેંકી દીધો. પરિણામે તેને નિર્ધનતા જ કાયમ રહી અને ક્રોધાવેશમા સ્વર્ણરસને ફેકી દેવાના કાર્યે તેને ઘણા લાબા કાળ સુધી પશ્ચાત્તાપની ઊંડી ખાઈમા ધકેલી દીધો.

આ દૃષ્ટાન્તનો ઉપનય કરતાં કષાયાદિ વશ થતા સાધુનુ ધ્યાન ખેંચવું જોઈએ કે.—

'બહુ કાલ સુધી કષ્ટાદિ વેઠી સિદ્ધ કરેલા સુવર્ણ સમા સંયમને સાગપત્રસમા

કષાયાદિરૂપ અસ્થાને ફેંકી દેતાં દ્રમકની જેમ સદાકાલ દુઃખી અને પશ્ચાત્તાપને પાત્ર થવાય છે. દેશ–ઊન પૂર્વ કોટિ વર્ષ સુધી પણ પાલન કરેલો સંયમ કષાયના વશે અંતમુહૂર્તમાં નાશ પામી જાય છે માટે કદી પણ કષાયને વિવશ ન થવું જોઈએ.'

શ્રી આચાર્યાદિએ યથાયોગ્ય વિવિધ પ્રકારે હિતશિક્ષા દઈ, કોઈના પણ પક્ષમાં ખેંચાયા સિવાય મધ્યસ્થ હિતકર ભાવે કષાયમા પડતાં સાધુઓને તેથી નિવારવામાં અને આત્માર્થે યોજવામા તેમણે પ્રયત્ન કરવો જોઈએ આ બાબતમા યથાશક્ય પ્રયત્ન ન કરતાં અથવા તો ઉપેક્ષાવૃત્તિ ધારણ કરતાં આજ્ઞા ભગાદિ દોષો લાગે છે. જ્યારે તેમને કષાયથી વારણા વગેરે કરતા આજ્ઞારાધનાદિ ગુણાધાન થાય છે. આ ગુણાધાન તે આચાર્યાદિકને આગામિભદ્ર–ભવિષ્યમા અત્યન્ત કલ્યાણકારી થઈ પડે છે, કે જે સમાધાનપ્રવૃત્તિનું મહામૂલ્ય છે. ત્રિકાલાબાધિત જૈન સિદ્ધાન્તોનુ આ મૂલ્યાંકન આજના સમયને માટે પણ તેવુ ને તેવુ જ છે, અને તેથી સમાધાનની પ્રવૃત્તિમાં તત્પર રહેનાર મહાનુભાવો આજેય એ મહામૂલ્ય રૂપ આગામિભદ્રને સાધી શકે છે જૈન સિદ્ધાન્તોના આ ભાવને જેઓ સમજે છે તેઓ ધન્ય છે, માનનીય છે, પૂજ્ય છે અને જેઓ તેને અમલમા મૂકે છે તે મહાનુભાવો તો વળી તેથીય વધારે ધન્ય, માનનીય અને પૂજ્ય છે. સદા વદન હો તેમના ચરણારવિંદોને !

# ત્રણ પ્રાચીન મહત્તરાઓ

લેખક–પ્રો. **હીરાલાલ રસિકદાસ કાપડિયા**, એમ. એ.

વિદ્વત્તા જાણે પુરુષોને જ વિશેષત વરી ન હોય તેમ વિદુષીઓની સખ્યા પ્રત્યેક સમાજમાં, પછી એ પ્રાચીન હો કે અર્વાચીન, ગણીગાંઠી જોવાય છે. જૈન સમાજની પણ એ જ સ્થિતિ છે. આ ચાલુ 'હુંડા' અવસર્પિણીમા **મલ્લિનાથ** તીર્થંકર કેવલજ્ઞાની થઈ ગયા અને શ્રવણ ભગવાન્ **મહાવીરસ્વામી**ના તીર્થમા **ચદનબાલા** વગેરે સાધ્વીઓ સર્વજ્ઞ બની, પરંતુ એમાથી એકે યે કોઈ ગ્રન્થ રચ્યો હોય તો તે આજે ઉપલબ્ધ નથી. ગ્રન્થકાર તરીકે કઈ કઈ જૈન નારીનો નિર્દેશ શકય છે એ એક સ્વતત્ર [1]લેખ રૂપે હવે પછી રજૂ કરવાનો મારો ઇરાદો છે એટલે અહી તો હવે **આનંદશ્રી** વગેરે ત્રણ મહત્તરાઓ વિષે કેટલીક બાબત નોધીશ.

## [ ૧ ] આનંદશ્રી

'મલધારી' **હેમચન્દ્રસૂરિ**એ અનેક ગ્રથો સ્વતત્ર તેમજ વૃત્તિરૂપે રચ્યા છે. એનું પૂર લગભગ એક લાખ જેટલુ છે એમ એમના શિષ્ય **વિજયસિંહ ધર્મોપદેશમાલા** ઉપરની પોતાની [2]વૃત્તિમા કહે છે. આટલા વિશાળ પાયા ઉપરનુ સર્જન અનેક પ્રકારની સાનુકૂળતા વિના અશકય નહિ તો દુ શકય તો છે જ એટલે આ પરિસ્થિતિમા આ **હેમચન્દ્રસૂરિ**એ **વિસેસાવસ્સયભાસ** ઉપરના તેમના વિવરણમા એ વિવરણ તૈયાર કરવામા સહાયક તરીકે જે સાતનો નિર્દેશ કર્યો છે તે સ્થાને છે આ સાતમા પાચ સાધુઓ છે અને બે સાધ્વી છે. એમનાં મુબારક નામો નીચે મુજબ છે.—

---

૧ " જૈન સાહિત્યના સર્જનાદિમા નારીઓનો ફાળો " એ મતલબનુ મથાળુ યોજી લેખ લખવા માડયો છે. તે પૂરો થયે છપાશે.

૨ આ વૃત્તિ વિ. સ. ૧૧૯૧ માં મહા વદ ત્રીજને દિને પૂર્ણ કરાઈ હતી.

(૧) **અભયકુમારગણિ**, (૨) **જિનભદ્રગણિ**, (૩) **ધનદેવગણિ**, (૪) **લક્ષ્મણગણિ**, (૫) **વિબુધચન્દ્ર**, (૬) **આનંદશ્રી** અને (૭) **વીરમતી.**

આમા **આનંદશ્રીને** 'મહત્તરા' તરીકે અને **વીરમતીને** 'ગણિની' તરીકે નિર્દેશ છે. આ બન્ને **હેમચન્દ્રસૂરિની** શિષ્યાઓ હશે. એ ગમે તેમ હો પણ આ બન્ને મલધારી **હેમચન્દ્રસૂરિના** સમયમા થઈ ગઈ છે એ નિર્વિવાદ વાત છે. આથી **આનંદશ્રી** એ વિક્રમની બારમી–તેરમી સદીમા થઈ ગયેલી ગણાય; કેમકે મલધારી **હેમચન્દ્રનો** સમય વિ. સ. ૧૧૬૪ ની આસપાસનો છે.

## [ ૨ ] ગુણસમૃદ્ધિ

આ મહત્તરા 'ખરતર' ગચ્છના **જિનચન્દ્રસૂરિની** શિષ્યા થાય છે. એ સાધ્વીએ વિ સ. ૧૪૦૬મા **અંજણાસુંદરીચરિય** નામનો ગ્રન્થ જેસલમેરમા જઈણ મરહટ્ઠીમા રચ્યો છે. એનુ પૂર ૫૦૪ શ્લોક જેટલુ છે આ ગ્રન્થ હજી સુધી કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થયો હોય એમ જાણવામા નથી પાઈય સાહિત્યના પ્રશંસકોએ અને પ્રચારકોએ આના પ્રકાશન માટે પ્રબંધ કરવો જોઈએ.

## [ ૩ ] યાકિની

**હરિભદ્રસૂરિએ આવસ્સયની** ટીકાના અંતમા પોતાને જાઇણી (સ. **યાકિની**) મહત્તરાના 'ધર્મસૂનુ' તરીકે ઓળખાવેલ છે. આ પ્રમાણે **યાકિની** મહત્તરા એ **અનેકાન્તજયપતાકા** વગેરે અનેક ગ્રન્થોના પ્રણેતા **હરિભદ્રસૂરિની** ધર્મમાતા થાય છે. આ **હરિભદ્રસૂરિકૃત સંબોહપયરણ** યાને **તત્તપયાસગની** પુષ્પિકા ઉપરથી એ જાણી શકાય છે કે **યાકિની** મહત્તરાને **મનોહરીયા** નામે શિષ્યા હતી અને એ સાધ્વીને બોધ થાય તે માટે ઉપર્યુક્ત **સંબોહપયરણ** રચવામા આવ્યુ હતુ

**પ્રભાવકચરિતમા** સૂચવાયુ છે કે **યાકિની** મહત્તરા એક દિવસ **આવસ્સયનિજ્જુત્તિ**ની નીચે મુજબની ગાથા મોટેથી બોલતી હતી.

**चक्किदुगं हरिपणगं पणगं चक्कीण केसवो चक्की ।**
**केसव चक्की केसव दु चक्की केसी अ चक्की य ॥ ४२१ ॥**

આ **હરિભદ્રસૂરિના** સાભળવામા આવી, પણ તેનો અર્થ તેઓ સમજી શકયા નહિ. એ સમજાવવા તેમણે **યાકિનીને** વિજ્ઞપ્તિ કરી ત્યારે એ સાધ્વી એમને **જિનદત્તસૂરિ** પાસે લઈ ગઈ.

આ પ્રમાણે અહી ત્રણ પ્રાચીન મહત્તરાનો સક્ષિપ્ત પરિચય પૂરો થાય છે. જેસલમેર ભાંડાગારીય સૂચીપત્રના ૪૯ મા અને ૫૪મા પત્રમા પણ કોઈ 'મહત્તરા' વિષે ઉલ્લેખ હોય એવી એક નોધ મે આ લેખના કાચા ખરડામા કરી છે, પણ એ બાબતમા નિર્ણય કરવાનુ બાકી રહે છે એટલે અંતમા 'મહત્તરા' ને બદલે 'મહત્તરિકા' શબ્દ દિગમ્બરાચાર્ય **હરિષેણે** વિ. સં. ૯૮૯મા રચેલા **બૃહત્કથાકોશ** (૭૩, ૫૩)મા મળે છે અને ત્યાં એનો અર્થ 'મોટી ઉમ્મરની સ્ત્રી' એવો થાય છે એટલુ સૂચવી હુ વિરમુ છુ, જો કે આ જ અર્થમા '[1]મહત્તરા' શબ્દ અહી સમજવાનો નથી, કેમકે એ તો દીક્ષાપર્યાયાદિને ધ્યાનમા લઈને સાધ્વીને અપાયેલી 'પદવી'નો સૂચક છે.

સાકડીશેરી, ગોપીપુરા, **સુરત,** તા ૨૧–૮–૪૪

---

૧ 'મહત્તર' શબ્દના અર્થ વિષે "છ મહત્તરો" નામના લેખમાં મે ઊહાપોહ કર્યો છે. એ લેખ ટૂક સમયમા પ્રસિદ્ધ થશે.

# पूज्यताका विचार

लेखक.–पूज्य मुनिमहाराजश्री विक्रमविजयजी [पू. आ म० श्रीविजयलब्धिसूरीश्वरशिष्य]

[ क्रमांक १०५ से क्रमश ]

जीवके चले जाने पर इत्यादि सूरिजीका लेख बराबर है, क्योंकि जीवके चले जाने पर इसके साथ जीवका संबंध नहीं है, अगर हो तो उसे शब ही नहीं कह सकते, तो उसका सन्मान मुरदा का ही मान कहा जायगा। पूज्यकी आत्माने इस देहमें निवास किया था इस लिये वह मुरदाका मान नहीं है किन्तु आत्माका ही है ऐसा कहो तो मुरदाको जलाना नहीं चाहिए। इदानीं आत्मसंबंध नहीं है, भूतकालमें था। ऐसा माने तो द्रव्यादर हुवा। एवं च जैसे साक्षात् आत्मसंबंध न होने पर भी भूतसंबंध मान कर शब आदरणीय होता है उसी प्रकार भावी भावतीर्थंकरत्व पर्यायवाले आत्माका साक्षात् संबंध जिस शरीरके साथ विद्यमान है वह तो शबकी अपेक्षया पूज्यतम है अतः जैसे धर्मगुरुके शब की अन्त्येष्टि क्रिया, उनमें धर्मगुरुकी आत्माका संबंध समज कर, धूमधामसे करना प्रामाणिक है उसी तरहसे भावि परम आत्मा के संबंधसे पूर्वावस्था भी, अवश्य पूजनीय है। जम्बूद्वीपप्रज्ञप्तिका निर्वाणअधिकार विवेचित है जिससे उपर्युक्त ही सिद्ध होता है।

इसीसे 'सूरिजीकी इस बात पर यह प्रश्न उपस्थित हो सकता है' ऐसा कहकर जिस प्रश्न की उपस्थिति की वह भी नहीं उठ सकता। इस प्रश्नकर्ताका तो यही सिद्धान्त है कि जो भावाभिन्न वो ही ग्राह्य, अन्य नहीं। नाम भावाभिन्न है शव भावाभिन्न है इससे ग्राह्य है, मूर्ति भावाभिन्न नहीं इस लिए त्याज्य है, इसका उत्तर पूर्व लेखोंसे हो चुका है इससे भी यह प्रश्न हल हो जाता है। और 'शरीरमें तो बहुत काल तक आत्मा निवास कर चुका, किन्तु मूर्तिमें तो सर्वज्ञ आत्माने एक समयके लिए भी स्थिति नहीं की' यह भी बराबर नहीं। तीर्थंकरकी सद्भाव दशामें जो नाम उच्चरित होता था उसमें कथंचित् भावाभिन्नत्व होनेसे ग्राह्य होने पर भी आजके उच्चरित नाममें भावाभिन्नत्व नहीं होने पर भी जैसे तुम लोग अभिन्न समजकर स्मरण करते हो वह तो खोटा ही होगा, क्योंकि उसमें सर्वज्ञ आत्माका संबंध ही नहीं। और बहुत लम्बे समय तक जिस शरीरमें आत्मा निवास कर चुका उस शरीरमें कुछ काल उस आत्माका निवास न होने पर भी किसी भी बुद्धिसे वह शरीर आदरणीय हो तो सर्वज्ञताके पूर्व कालीन शरीर भी आदरणीय क्यों नहीं, जिसको तुमने पूर्वमें निराकरण करनेकी चेष्टा की उसीको तुमने यहां पर स्वीकार लिया × × × × ×

"चैत्यं सुप्रशस्तमनोहेत्वात्" इस विषयमें रायपसेणीमें स्वयं भगवानके लिए कल्लाणं, मंगलं, देवयं, चेइयं, यह विशेषण लगाये गये है इतना मात्र कहकर झूठ कहनेका साहस ही किया है, मगर सिद्धि या खंडन नहीं किया। कौन कहता है भगवानका चैत्य विशेषण नहीं है? इससे चैत्य शब्द जिनप्रतिमावाची नहीं है, और ज्ञानवान्का वाची है यह सिद्ध नहीं हो सकता। यद्यपि इत्यादि जो लेख है यह बिलकुल प्रमाणहीन है। अन्य स्थानमें किये हुए अर्थ विपरीत हैं यहां पर किया हुआ अर्थ सच्चा है, इसमें कोई विशेष हेतु दिखलाया

नहीं। सैन्धव शब्दका प्रयोग करने पर 'अश्व' इस शब्दका अर्थ है और लवण आदि उस शब्दका विपरीत अर्थ है ऐसा कोई बुद्धिमान कहनेका साहस नहीं करता है। अनेक अर्थवाला चैत्य शब्द अगर न होता तो चैत्य शब्दका विवक्षित अर्थ बतानेके लिए सुप्रशस्तमनोहेतुत्वात् यह हेतु नहीं दे सकते। जहां पर नाना अर्थको कहनेवाला शब्द होता है और वह शब्द अपने योगार्थमें जाता हो तो उन उन स्थलोंमें विशेष अर्थको लेनेके लिए ही उस शब्दके असाधारण वाच्यको हेतु रूपसे दिखलाया जाता है। यह सब वाच्यवाचक के सामर्थ्यको नहीं समझते हुए, विशेषज्ञोंको शिक्षा लेनी चाहीए, ऐसे शब्दोंका उपयोग करना अपनी बुद्धिहीनताको ही सूचन करता है। घोडेको सैन्धव विशेषण देने मात्रसे सैन्धव शब्दका लवण अर्थ नहीं होता है यह कभी सिद्ध नहीं हो सकता। जिनेश्वर भगवानको और उनकी मूर्तिको चित्तप्रसन्नताका हेतु सूरिजी मानते हैं इस लिए प्रायश्चित्त तुमको लेना चाहिए कि प्रभुमूर्तिकी आशातना कर रहे हो। 'हमारा समाज समवसरणमें प्रभुके चार रूप मानता है जिसमें एक मूल रूप और तीन उसकी प्रतिच्छाया होती है' यह तीन जो प्रतिच्छाया मानते हो वह प्रतिच्छाया सचेतन है या अचेतन? सचेतन तो है ही नहीं, सचेतन तो केवल मूलरूप ही कहलाता है, अगर वह तीन भी सचेतन हो तो चारों रूप एक समान होनेसे मूलरूप ही कहलायेंगे और प्रतिच्छाया उड जायगी। अगर अचेतन मानो तो वह वंद्य है कि अवंद्य है? तुम्हारे हिसाबसे तो वह अवंद्य ही है, क्योंकि जिसमें प्रभुका निवास एक समयके लिये भी नहीं था वह वंद्य नहीं है ऐसा तुम्हारा लेख है। इससे प्रतिच्छाया निरर्थक ही होगी। अगर वंद्य कहो तो उसमें चेतनका संबंध ही नहीं है फीर भी वह वंद्य क्यों? और वंद्य भी हो तो क्या वह नाम, स्थापना, द्रव्य या भाव है? नाम तो है ही नहीं, क्योंकि वह वर्णात्मक नहीं, स्थापना भी नहीं कह सकते हो, स्थापना वंद्यतया अस्वीकृत है, द्रव्य भी नहीं क्योंकि भावना कभी भी इसमें वर्तन नहीं है, भाव भी नहीं, वह तो मूलरूप है, फीर भी अचेतन प्रतिकृतिको वंद्य मानो तो भाव-संबंधी मूर्तिको पूज्य मानना ही होगा। ऐसी तुम्हारी युक्तियोंसे भी मूर्तिकी वंद्यता सिद्ध ही है। 'वगैर पूजाके भी स्मारक रूपसे इतिहास रह सकता है' ठीक है, परन्तु पूजाके तौर पर भी इतिहास रह सकता है, उसी इतिहासकी क्षति बताई गई है। ऐसे पूजककी स्मारक मूर्तियोंका इतिहास भी जैन समाजमें बहुत है और अनेकों अजायब घरोंमें निदर्शन रूपसे रक्खे गये हैं, जिनको देखकर जनताको ये मूर्तियां कभी पूजी जाती थीं ऐसा अनुभव होता है। आगे जाकर लिखते हैं कि "ऐसा प्रतिरूपसे ही हो सकता है, मूर्तिसे नहीं, मूर्ति तो हलन चलन आदि रहित स्थिर रहती है." यह भी एक तरहसे अतिशयमें अश्रद्धाको ही सूचन करता है। किसीके सामने कोई दर्पण रखकर प्रतिच्छाया संपादन करे तो क्या यह भी अतिशय है? किन्तु मूर्तियोंका निर्माण करके उनमें तथाविध चेष्टाका संपादन कराना यही देवकृत अतिशय है और ऐसा माननेसे ही प्रभुका अतिशय कायम रह सकता है और है भी ऐसा ही। दर्पणके विना प्रतिच्छाया उन लोगोंने की यही अतिशय है ऐसा कहना भी रूपान्तरसे मूर्तिको स्वीकारना ही है। प्रतिच्छाया तो चमकवाले पदार्थमें ही होती है। (संपूर्ण)

# શ્રી સિદ્ધચક્રનું સંક્ષિપ્ત સ્વરૂપ

લેખકઃ—પૂજ્ય મુનિ મહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

"**आसो अ चित्तअट्ठाहिअपमुहेसु विसेसेण**"—આચાર્ય રત્નશેખરસૂરીશ્વરજી

"આસો અને ચૈત્ર મહિનાની અઠ્ઠાઈમા (ઓળીના દિવસોમાં) પૌષધ, બ્રહ્મચર્યનું પાલન; તપવિશેષ, સ્નાત્રપૂજા, ચૈત્યપરિપાટી, સર્વસાધુ નમસ્કાર, સુપાત્રદાન અને દેવગુરુ આદિની વિશેષ રીતે પૂજા કરવારૂપ ધર્માનુષ્ઠાન ખાસ વિશેષ રીતે આરાધવું."

આ આસો અને ચૈત્રની આયંબિલની ઓળીની અઠ્ઠાઈઓ શાશ્વતી છે. આ દિવસોમાં આરંભ સમારંભનો ત્યાગ કરી, મન વચન અને કાયાની શુદ્ધિપૂર્વક માનસિક વાચિક અને કાયિક વિકારોને દૂર કરી, રાગદ્વેષ ઓછા કરી, દ્રવ્ય અને ભાવથી નવપદારાધન કરવાનું છે. દ્રવ્યથી આયંબિલની તપશ્ચર્યા; બધી વિધિ, પૂજા, પ્રતિક્રમણ, સ્નાત્રપૂજા, દેવવંદન, પડિલેહણાદિપૂર્વક આ દિવસોમા આરાધના કરવાની છે. અને ભાવથી આ આત્મા નવપદમય છે; એ નવપદથી વિભિન્ન નથી, આજે જે કાંઈ વિભિન્નતા દેખાય છે તે આત્માની વિભાવદશા—બાહ્યદશાને આભારી છે. માટે એ વિભાવદશા દૂર થાય, કર્મના આવરણો ટૂટે, નવાં આવતાં કર્મના દ્વાર—આશ્રવ બંધ થાય અને આત્માના જ્ઞાનદર્શન ચારિત્ર આદિ નિજગુણો પ્રકાશિત થાય, એ રીતે ધર્મક્રિયાનો મર્મ ઓળખી આગળ વધવુ.

આ નવ પદમાં પહેલા બેમાં દેવતત્ત્વની આરાધના છે; અરિહંતભગવાન અને સિદ્ધભગવંતની આરાધના પ્રથમ બે પદમાં આવે છે. ત્યાર પછીનાં ત્રણ પદોમાં ગુરુતત્ત્વની આરાધના આવે છે, આચાર્ય ભગવંત, ઉપાધ્યાયજી ભગવંત અને સાધુ ભગવંતોની આરાધના ત્રણ પદમાં થાય છે. અને છેલ્લાં ચાર પદોમાં ધર્મતત્ત્વની આરાધના આવે છે, જેમાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ ચારિત્ર અને તપ એ ચાર પદની આરાધના દ્વારા ઉત્તમોત્તમ ધર્મની આરાધના કરવાની છે. આ સંસારમાં દેવ ગુરુ અને ધર્મ આત્મ કલ્યાણનાં મુખ્ય સાધનો છે. હવે આપણે જેમને દેવતત્ત્વ માન્યા તે કેવા છે તે જોઈએ.

**तत्थऽरिहंतेऽट्ठारसदोसविमुक्के विसुद्धनाणमए ।**
**पयडियतत्ते नयसुरराये झायह निच्चंपि ॥१॥**

"અઢાર દોષ રહિત, વિશુદ્ધ જ્ઞાનમય, પ્રકાશિત કર્યું છે તત્ત્વ જેમણે અને દેવેંદ્રથી ને નરેંદ્રથી પૂજિત એવા શ્રી અરિહંતનું નિત્ય ધ્યાન કરો !"

—સંસારમા મનુષ્યમાત્રને શાશ્વત્ સુખની ઇચ્છા હોય છે, જેને શાશ્વત્ સુખ પ્રાપ્ત કરવું હોય તેણે શાશ્વત્ સુખના ભોક્તા મહાપુરુષની ઉપાસના કરવી જોઇએ શ્રી અરિહંત સંપૂર્ણ દોષોથી રહિત, સર્વજ્ઞ, સર્વદર્શી, વીતરાગ, નવે તત્ત્વના પ્રરૂપક છે અને દેવેદ્રો અને નરેદ્રોથી પૂજિત છે આ શ્લોકમાં અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, વચનાતિશય અને પૂજાતિશય આ ચારે અતિશયો કહ્યા છે. મનુષ્યે એમને જ ઈષ્ટદેવ માનવા જોઈએ. એટલા જ માટે કહેવાયુ કે—

"મહાગોપ મહામાહણ કહિયે, નિર્યામક સત્થવાહ;
ઉપમા એહવી જેહને છાજે, તે જિન નમિયે ઉત્સાહ રે"

આવા અરિહંતપદની ઉપાસના, શ્રી સિદ્ધપદની પહેલા એટલા માટે રાખવામા આવેલ છે કે સિદ્ધપદના પ્રરૂપક શ્રી અરિહંત છે. અરિહંત ભગવંતોએ એ સિદ્ધપદનુ યથાર્થ સ્વરૂપ જ્ઞાનથી જાણી, તેની પ્રરૂપણા કરી માટે આપણા ઉપકારી તરીકે તેમને પહેલાં નમસ્કાર કર્યા છે.

